# श्रीयोगवासिष्ठमाहात्म्य

दीपे यथा विनिद्रस्य ज्वलिते संप्रवर्तते ।
आलोकोऽनिच्छयाप्येवं निर्वाणमनया भवेत् ॥ ७ ॥
स्वयंज्ञाता श्रुता वापि भ्रान्तिशान्त्यैकसौख्यदा ।
आप्रेक्ष्य वर्णिता सद्यो यथा स्वर्गतरंगिणी ॥ ८ ॥
यथा रज्ज्वामहिभ्रान्तिर्विनश्यत्यवलोकनात् ।
तथैतत्प्रेक्षणाच्छान्तिमेति संसारदुःखितः ॥ ९ ॥ (मु. प्र. स. १७)

જેમ જેને નિદ્રા ન આવી હોય એવા માણસની આગળ દીવો બળતો હોય, તો તે માણસની ઇચ્છા વગર પણ પ્રકાશ થાય છે, તેમ આ ગ્રંથનો અભ્યાસ કરનાર માણસને તેની ઇચ્છા વગર પણ મુક્તિ પ્રાપ્ત થાય છે.[7] આ સંહિતા પોતાની મેળે જ અભ્યાસ કરીને જાણી હોય અથવા બીજા કોઈ વર્ણન કરનારના મુખથી સાંભળી હોય, તો તે ગંગાજીની પેઠે તુરત જ સઘળા તાપોની શાંતિ કરીને પરમસુખ આપે છે.[8] જેમ રજ્જુ (દોરડી)નું અવલોકન કરવાથી તેમાં થયેલી સર્પની ભ્રાંતિ ટળી જાય છે, તેમ આ સંહિતાના અવલોકનથી સંસારનાં દુઃખો ટળી જાય છે.[9]

लोभमोहादयो दोषास्तानवं यान्त्यलं शनैः ।
वियो दिशः समासन्नशरदो मिहिका यथा ॥१०॥ (मु. प्र. स. १८)

જેમ શરદઋતુ પ્રાપ્ત થતાં દિશાઓનાં મલિનપણાં ધીરે ધીરે સારી પેઠે ઓછાં થવા લાગે છે, તેમ આ ગ્રંથનો વિચાર પ્રાપ્ત થતાં બુદ્ધિના લોભ તથા મોહ આદિ દોષો ધીરે ધીરે સારી પેઠે ઓછા થવા લાગે છે.[10]

मनः प्रसादमायाति शरदीव महत्सरः ।
परं साम्यमुपादत्ते निर्मन्दर इवार्णवः ॥ १२ ॥ (मु. प्र. स. १८)

જેમ શરદઋતુમાં મોટું તળાવ સ્વચ્છ થાય છે, તેમ આ ગ્રંથના અભ્યાસથી મન સ્વચ્છ થાય છે અને જેમ મંદરાચળ નીકળી ગયા પછી સમુદ્ર અત્યંત સ્થિર થઈ ગયો હતો, તેમ અત્યંત સ્થિર થઈ જાય છે.[12]

सा जीवन्मुक्तता तस्य शनैः परिणतिं गता ।
शान्ताशेषविशेषस्य भवत्यविषयो गिराम् ॥ १९ ॥
सर्वार्थशीतला शुद्धा परमा लोकदास्यधीः ।
परं प्रकाशमायाति ज्योत्स्नेव शरदैन्दवी ॥ २० ॥ (मु. प्र. स. १८)

સઘળી કલ્પનાઓ શાંત થતાં ધીરે ધીરે પરિપાકને પામેલું, આ ગ્રંથને વિચારનારનું જીવન્મુક્તપણું એવું થાય છે કે, જેનું વર્ણન કરી શકાતું નથી.[19] સઘળી રીતે શીતળતાવાળી, શુદ્ધ અને ઉત્તમ પ્રકાશ આપનારી એ પુરુષની બુદ્ધિ શરદઋતુની ચાંદનીની પેઠે અત્યંત ખીલી નીકળે છે.[20]

शाम्यन्ति शुद्धिमायान्ति सौम्यास्तिष्ठन्ति सन्नते ।
अचंचले जले तृष्णाः शरदीवाभ्रमालिकाः ॥ २२ ॥
यत्किंचनकरी क्रूरा ग्राम्यता विनिवर्तते ।
दीनानना पिशाचानां लीलेव दिवसागमे ॥ २३ ॥ (मु. प्र. स. १८)

જેમ શરદઋતુમાં જળની તૃષ્ણા વગરનાં વાદળાંઓ શાંત થાય છે, શુદ્ધ થાય છે અને કદી પણ ચલાયમાન ન થાય એવા ઊંચા પર્વતમાં સ્થિતિ કરે છે, તેમ આ ગ્રંથના વિચારથી જડ પદાર્થોની તૃષ્ણા વગરના સૌમ્ય પુરુષો શાંત થાય છે, શુદ્ધ થાય છે અને કદી પણ ચલાયમાન ન થાય એવા ઊંચા બ્રહ્મતત્ત્વમાં સ્થિતિ કરે છે.[22] જેમ ગમે તેવા ચાળાવાળી, ક્રૂર અને મુખને દીન કરનારી પિશાચોની લીલા, દિવસ ઊગે ત્યારે બંધ પડી જાય છે; તેમ ગમે તેવા ચાળાવાળી, ક્રૂર અને મુખને દીન કરનારી પામરતા આ ગ્રંથનો અભ્યાસ થાય ત્યારે બંધ પડી જાય છે.[23]

यस्मिञ्श्रुते मते ज्ञाते तपोध्यानजपादिकम् ।
मोक्षप्राप्तौ नरस्येह न किंचिदुपयुज्यते ॥ २५ ॥
एतच्छास्त्रघनाभ्यासात् पौनः पुन्येन वीक्षणात् ।
पाण्डित्यं स्यादपूर्वं हि चित्तसंस्कारपूर्वकम् ॥ २६ ॥
अहं जगदिति प्रौढो द्रष्टृदृश्यपिशाचकः ।
पिशाचोऽर्कोदयेनेव स्वयं शाम्यत्ययत्नतः ॥ २७ ॥ (मु. प्र. स. १८)

આ ગ્રંથ સાંભળવામાં આવે, વિચાર કરવામાં આવે અને સમજવામાં આવે, તો માણસને મોક્ષની પ્રાપ્તિમાં તપની, ધ્યાનની કે જપ આદિની કંઈ પણ અપેક્ષા રહેતી નથી.[25] આ શાસ્ત્રના દૃઢ અભ્યાસથી અને વારંવાર અવલોકનથી ચિત્તના સંસ્કારપૂર્વક અપૂર્વ પાંડિત્ય પ્રાપ્ત થાય છે.[26] જેમ સૂર્યનો ઉદય થતાં યત્ન વગર જ પિશાચ પોતાની મેળે શાંત થાય છે, તેમ આ ગ્રંથનો અભ્યાસ થતાં 'હું અને જગત' એવા પ્રકારનો દ્રષ્ટા તથા દૃશ્યરૂપી પ્રબળ પિશાચ યત્ન વગર પોતાની મેળે જ શાંત થાય છે.



# प्रकाशकनुं निवेदन



શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણનું આ નિર્વાણ પ્રકરણ ભાગ ૩ જો અને ૪ થો એમ બે ભાગમાં પ્રસિદ્ધ થાય છે.

આગલી આવૃત્તિમાં આ નિર્વાણ પ્રકરણ એક જ ગ્રંથમાં અપાયું હતું. આ નવી આવૃત્તિ વખતે તે બે ભાગમાં બંધાવીને એટલા માટે અપાય છે કે, આવા મોટા ગ્રંથો નાના ભાગોમાં બંધાવીને અપાય, તો વાંચવા માટે વધુ સગવડભર્યા થઈ પડે છે. વળી ટકાઉપણાની દૃષ્ટિએ પણ નાના કદમાં બાંધેલા ગ્રંથો વધુ ટકે છે; અને તેથી પરિણામે તે લાભદાયી રહે છે.

આ અગાઉ વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ ને ઉપશમ એ પ્રથમનાં પાંચ પ્રકરણો બે ભાગમાં સંવત ૧૯૯૮ના આસો માસમાં પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે. આ રીતે સંપૂર્ણ યોગવાસિષ્ઠ મહારામાયણ ચાર ભાગમાં પ્રસિદ્ધ થાય છે. જો કે હાલ કાગળો, પૂઠાં, છીંટ વગેરેના ભાવ ચાર–પાંચગણા વધી ગયા છે, છતાં એ ચારે ભાગનું મૂલ્ય માત્ર રૂ. ૧૨) રખાયું છે.

આ ગ્રંથના ભાવાંતરની રજા, સંશોધન, વગેરે બાબતો વિષે પહેલા ગ્રંથના નિવેદનમાં વિગતવાર ઉલ્લેખ કર્યો છે જ. એટલે અત્રે એ વિષે કાંઈ વધુ કહેવાનું રહેતું નથી.

આ પછીના પૃષ્ઠ ૮ ઉપર શુદ્ધિપત્ર અપાયું છે, તે મુજબ સુધારી લઈને ગ્રંથ વાંચવા વિનતિ છે.

માગશર સુદિ ૧૨,
સંવત ૧૯૯૯

સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
ત્રિભુવનદાસ ક. ઠક્કર

# अनुक्रमणिका

सर्ग विषय — पृष्ठांक

## ६–निर्वाण प्रकरण (पूर्वार्ध)


| સર્ગ | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | દૈનિક વ્યવહારનું વર્ણન ... ... ... | ૩ |
| ૨ | વસિષ્ઠનું સભામાં આગમન અને પૂર્વકથિત વિષયોનું સ્મરણ ... ... ... ... | ૬ |
| ૩ | પૂર્ણ સ્થિતિની પ્રાપ્તિના ઉપાયનું વર્ણન... | ૯ |
| ૪ | આત્મદૃષ્ટિમાં સ્થિર થયેલા રામચંદ્રજીની સંભાવના ... ... ... ... ... | ૧૧ |
| ૫ | રામચંદ્રજીએ કરેલું સ્વાનુભવનું વર્ણન ... | ૧૨ |
| ૬ | દેહ અને આત્માનું વિવેચન તથા અજ્ઞાનનું સ્વરૂપ ... ... ... ... ... ... | ૧૩ |
| ૭ | કામાદિકના અભ્યાસથી થતા અજ્ઞાનનું વર્ણન | ૧૬ |
| ૮ | કાર્યરૂપ અવિદ્યાનું વર્ણન ... ... ... | ૨૦ |
| ૯ | વિદ્યા અને અવિદ્યાના સ્વરૂપનું વર્ણન... | ૨૨ |
| ૧૦ | સ્થાવર જીવનું વર્ણન અને મોક્ષપ્રાપ્તિના ઉપાયનું નિરૂપણ ... ... ... ... | ૨૫ |
| ૧૧ | જીવન્મુક્તોની સ્થિતિનું વર્ણન ... ... | ૨૮ |
| ૧૨ | જીવન્મુક્તોના વ્યવહારનું સામાન્ય વર્ણન | ૩૪ |
| ૧૩ | વાસનાનો લય થવા પ્રાણનિરોધ કરવાનો ઉપદેશ ... ... ... ... ... ... | ૩૬ |
| ૧૪ | મેરુપર્વતના એક શિખરનું વર્ણન... ... | ૩૭ |
| ૧૫ | મેરુપર્વતના શિખર પરના કલ્પવૃક્ષનું ને ત્યાં રહેના ભુશુંડ વગેરેનું વર્ણન ... ... | ૩૯ |
| ૧૬ | ભુશુંડે વસિષ્ઠમુનિનો કરેલો સત્કાર ... | ૪૧ |
| ૧૭ | ભુશુંડના સ્વરૂપનું વર્ણન ... ... ... | ૪૨ |
| ૧૮ | માતૃકાઓના ઉન્માદનું વર્ણન ... ... | ૪૩ |
| ૧૯ | ભુશુંડના જન્મ અને સ્થાનની કથા ... | ૪૫ |
| ૨૦ | ભુશુંડનું ચિત્ત સુખદુઃખમાં સમાન રહે છે તેનું વર્ણન ... ... ... ... ... | ૪૮ |
| ૨૧ | કલ્પવૃક્ષનો મહિમા અને બીજાં અનેક વિચિત્ર વૃત્તાંતોનું સ્મરણ ... ... ... | ૫૧ |
| ૨૨ | એક પછી એક એમ અનેક સૃષ્ટિઓ થયા કરે છે તેનું વર્ણન ... ... ... ... | ૫૪ |
| ૨૩ | મૃત્યુ કોને બાધ નથી કરતું ? ... ... | ૫૭ |
| ૨૪ | દેહમાંની નાડીઓ અને ચક્ર વગેરેનું વર્ણન | ૫૯ |
| ૨૫ | પ્રાણ–અપાનની ગતિ અને પ્રાણાયામ ઉપાસનવિધિ ... ... ... ... ... | ૬૧ |
| | ભુશુંડ ચિરંજીવી હોવાનાં કારણો... ... | ૬૫ |
| | ભુશુંડના આખ્યાનની સમાપ્તિ ... ... | ૬૭ |
| ૨૮ | દેહાદિની અનિયમિતતા અને તેમના પર થયેલી ભ્રાંતિ ... ... ... ... ... | ૬૯ |
| ૨૯ | જગત પરમાત્માસ્વરૂપ જ છે ... ... | ૭૪ |
| ૩૦ | ચૈતન્યની સત્તા અને જીવદશાની પ્રાપ્તિ ઇત્યાદિ | ૮૧ |
| ૩૧ | શુદ્ધ ચૈતન્યનિદર્શન... ... ... ... | ૮૭ |
| ૩૨ | ચૈતન્યની દેહાદિકમાં સ્થિતિ ... ... | ૯૦ |
| ૩૩ | દ્વૈતનિવારણની યુક્તિઓ ... ... ... | ૯૩ |
| ૩૪ | પશ્યંતી ઇત્યાદિ ભૂમિકાઓનું વર્ણન ... | ૯૭ |
| ૩૫ | સર્વોત્કૃષ્ટ પરમાત્માનું વર્ણન ... ... | ૯૯ |
| ૩૬ | ઇશ્વરસ્વરૂપનિરૂપણ ... ... ... ... | ૧૦૧ |
| ૩૭ | સતના યોગથી અસત્ પદાર્થોની સત્તા તથા અનંત શક્તિઓ ... ... ... | ૧૦૩ |
| ૩૮ | પરમાત્માનું ધ્યાન તથા પૂજાનો પ્રકાર... | ૧૦૫ |
| ૩૯ | અંતઃપૂજનવિધિ તથા ચિદાત્મસ્વરૂપ ... | ૧૦૭ |
| ૪૦ | દેવતત્ત્વનિરૂપણ ... ... ... ... | ૧૧૧ |
| ૪૧ | શાસ્ત્ર તથા આચાર્યાદિની સાર્થકતા ... | ૧૧૨ |
| ૪૨ | સૃષ્ટિ માયાકલ્પિત છે ... ... ... | ૧૧૬ |
| ૪૩ | રામની કૃતાર્થતા ... ... ... ... | ૧૧૮ |
| ૪૪ | જ્ઞાનની દૃઢતાના ઉપાય ... ... ... | ૧૨૦ |
| ૪૫ | પરબ્રહ્મનું બીલારૂપે વર્ણન ... ... ... | ૧૨૨ |
| ૪૬ | બ્રહ્મનું શીલારૂપે વર્ણન ... ... ... | ૧૨૪ |
| ૪૭ | બ્રહ્મમાં જગત આદિ ભેદનું નિરૂપણ ... | ૧૨૭ |
| ૪૮ | દૃશ્યથી ભિન્ન બ્રહ્મનું વર્ણન ... ... | ૧૩૦ |
| ૪૯ | સંસારવિચાર... ... ... ... ... | ૧૩૧ |
| ૫૦ | ઇન્દ્રિયસંવેદનવિચાર ... ... ... | ૧૩૩ |
| ૫૧ | અબોધથી જીવાદિની ભ્રાંતિ અને બોધથી બ્રહ્મરૂપતા ... ... ... ... ... ... | ૧૩૬ |
| ૫૨ | આસક્તિના ત્યાગથી જગતનો ક્ષય ... | ૧૪૧ |
| ૫૩ | અહંકાર અને સંગના ત્યાગ વિષે ... | ૧૪૩ |
| ૫૪ | સુખદુઃખાદિનું કારણ અને આત્મોપદેશ... | ૧૪૮ |
| ૫૫ | જીવતત્ત્વનિરૂપણ ... ... ... ... | ૧૫૦ |
| ૫૬ | જીવન્મુક્તિ અને જગતરૂપ ચિત્ર ... | ૧૫૩ |
| ૫૭ | વાસનાની નિવૃત્તિનો ઉપાય... ... ... | ૧૫૬ |
| ૫૮ | અર્જુનની કૃતાર્થતા... ... ... ... | ૧૫૭ |
| ૫૯ | શુદ્ધ ચૈતન્યની સ્થિરતાના ઉપાય... ... | ૧૫૮ |
| ૬૦ | વિશ્વ પરમાત્માની વિભૂતિ છે. ... ... | ૧૬૧ |
| ૬૧ | જગતની સ્વપ્નતુલ્યતા ... ... ... | ૧૬૩ |
| ૬૨ | એક સંન્યાસીને અનેક દેહપ્રાપ્તિનો ભ્રમ | ૧૬૫ |
| ૬૩ | વિશ્રાંત ભિક્ષુને રુદ્રભાવની પ્રાપ્તિ ઇત્યાદિ | ૧૬૭ |

| સર્ગ | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૬૪ | ભિક્ષુ ઇત્યાદિને રુદ્રના ગણત્વની પ્રાપ્તિ... | ૧૭૨ |
| ૬૫ | ભિક્ષુની પેઠે જીવોનો સંસાર ... ... | ૧૭૪ |
| ૬૬ | ભિક્ષુનો સંસાર ... ... ... ... | ૧૭૫ |
| ૬૭ | બ્રહ્મની એકતાનું પ્રતિપાદન ... ... | ૧૭૭ |
| ૬૮ | મૌનવિચાર ... ... ... ... ... | ૧૮૦ |
| ૬૯ | પ્રાણ અને મનનો સંયોગ ઇત્યાદિ ... | ૧૮૨ |
| ૭૦ | એક રાજા પ્રત્યે વેતાલના છ પ્રશ્નો ... | ૧૮૬ |
| ૭૧ | વેતાલના પ્રથમ પ્રશ્નનો ઉત્તર ... ... | ૧૮૭ |
| ૭૨ | બાકીના પાંચ પ્રશ્નનો ઉત્તર ... ... | ૧૮૯ |
| ૭૩ | વેતાલનું શાંત થવું ... ... ... ... | ૧૯૦ |
| ૭૪ | ભગીરથ અને ત્રિતલમુનિનો સંવાદ ... | ૧૯૦ |
| ૭૫ | ભગીરથનો ત્યાગ ... ... ... ... | ૧૯૩ |
| ૭૬ | ભગીરથને પુનઃ રાજપ્રાપ્તિ તથા ગંગાનું અવતરણ ... ... ... ... ... | ૧૯૪ |
| ૭૭ | ચૂડાલાનું આખ્યાન અને શિખિધ્વજનો વિવાહ... ... ... ... ... ... | ૧૯૫ |
| ૭૮ | ચૂડાલાને વૈરાગ્ય અને શાસ્ત્રબોધ... ... | ૧૯૮ |
| ૭૯ | ચૂડાલાને આત્મપ્રાપ્તિ ... ... ... | ૨૦૧ |
| ૮૦ | ભૂતપંચકવિલાસ ... ... ... ... | ૨૦૩ |
| ૮૧ | આધિવ્યાધિની ઉત્પત્તિ તથા તેની શાંતિના ઉપાય ઇત્યાદિ... ... ... ... ... | ૨૦૮ |
| ૮૨ | અણિમાદિ સિદ્ધિઓના ઉપાય ... ... | ૨૧૭ |
| ૮૩ | કિરાટની કથા ... ... ... ... | ૨૧૯ |
| ૮૪ | શિખિધ્વજનો વૈરાગ્ય અને વનગમન ... | ૨૨૧ |
| ૮૫ | ચૂડાલા પતિ પાસે વનમાં ગઈ ... ... | ૨૨૫ |
| ૮૬ | કુંભની ઉત્પત્તિ ઇત્યાદિ ... ... ... | ૨૩૩ |
| ૮૭ | શિખિધ્વજનું ગુરુશરણ ... ... ... | ૨૩૫ |
| ૮૮ | મૂર્ખનું આખ્યાન ... ... ... ... | ૨૩૮ |
| ૮૯ | હસ્તિકોપાખ્યાન ... ... ... ... | ૨૪૦ |
| ૯૦ | મૂર્ખના આખ્યાનનું તાત્પર્ય ... ... | ૨૪૨ |
| ૯૧ | હસ્તિકોપાખ્યાનનું તાત્પર્ય ... ... | ૨૪૪ |
| ૯૨ | શિખિધ્વજનો સર્વત્યાગ ... ... ... | ૨૪૬ |
| ૯૩ | શિખિધ્વજને ત્યાગનો બોધ ... ... | ૨૪૮ |
| ૯૪ | ચિદ્રૂપ જ અવશેષ રહે એવો બોધ ... | ૨૫૨ |
| ૯૫ | શિખિધ્વજની વિશ્રાંતિ ... ... ... | ૨૫૭ |
| ૯૬ | શિખિધ્વજનો બોધ... ... ... ... | ૨૫૯ |
| ૯૭ | દશ્ય-દર્શન મિથ્યા છે ... ... ... | ૨૬૩ |
| ૯૮ | ચિત્તસત્તાનો નિરાસ ... ... ... | ૨૬૫ |
| ૯૯ | બ્રહ્મ અને જગત ... ... ... ... | ૨૬૭ |
| ૧૦૦ | બ્રહ્મની સત્યતા ... ... ... ... | ૨૬૯ |
| ૧૦૧ | શિખિધ્વજની કૃતકૃત્યતા ... ... ... | ૨૭૧ |
| ૧૦૨ | કુંભનું જવું અને શિખિધ્વજની વિશ્રાન્તિ | ૨૭૫ |
| ૧૦૩ | કુંભનું પુનરાગમન ... ... ... ... | ૨૭૭ |
| ૧૦૪ | ચૂડાલાને ભોગની ઇચ્છા ... ... ... | ૨૮૧ |
| ૧૦૫ | કુંભને સ્ત્રીભાવની પ્રાપ્તિ ... ... ... | ૨૮૪ |
| ૧૦૬ | કુંભરૂપ ચૂડાલાનો વિવાહ... ... ... | ૨૮૭ |
| ૧૦૭ | શિખિધ્વજની અનાસક્તિની પરીક્ષા ... | ૨૯૧ |
| ૧૦૮ | શિખિધ્વજના ક્રોધની પરીક્ષા અને ચૂડાલાનું પ્રાકટ્ય ... ... ... ... | ૨૯૩ |
| ૧૦૯ | ચૂડાલા અને શિખિધ્વજનો પુનઃ સંયોગ | ૨૯૬ |
| ૧૧૦ | શિખિધ્વજનું રાજ્ય અને ચૂડાલાની વિદેહમુક્તિ ... ... ... ... ... | ૩૦૧ |
| ૧૧૧ | કચોપાખ્યાન... ... ... ... ... | ૩૦૩ |
| ૧૧૨ | મિથ્યાપુરુષનું આખ્યાન–આકાશરક્ષણ ... | ૩૦૫ |
| ૧૧૩ | મિથ્યાપુરુષના આખ્યાનનું તાત્પર્ય ... | ૩૦૮ |
| ૧૧૪ | સદ્–અસદ્રૂપનું વિવેચન ઇત્યાદિ ... | ૩૦૯ |
| ૧૧૫ | મહાકર્તા–મહાભોક્તા આદિનાં લક્ષણો... | ૩૧૧ |
| ૧૧૬ | ગળેલા ચિત્તનાં લક્ષણો ... ... ... | ૩૧૪ |
| ૧૧૭ | ઇક્ષ્વાકુ અને મનુનો સંવાદ–હું કોણ અને જગત કેમ થયું ? ... ... ... | ૩૧૫ |
| ૧૧૮ | સૃષ્ટિ વિષેના પ્રશ્નનો ઉત્તર અને આત્મદર્શન ... ... ... ... ... ... | ૩૧૬ |
| ૧૧૯ | બંધમોક્ષમાં પુરુષ સ્વતંત્ર છે ... ... | ૩૧૭ |
| ૧૨૦ | યોગની સાત ભૂમિકાઓ ... ... ... | ૩૧૯ |
| ૧૨૧ | ઉચ્ચ–નીચ ગતિમાં ભાવના જ કારણ છે | ૩૨૧ |
| ૧૨૨ | મુક્તપુરુષનાં લક્ષણો ... ... ... | ૩૨૨ |
| ૧૨૩ | અજ્ઞાની સિદ્ધો કરતાં જ્ઞાનીની વિશેષતા | ૩૨૩ |
| ૧૨૪ | મૃગ અને પારધિના પ્રસંગથી તુરીયાવસ્થાનું વર્ણન... ... ... ... ... | ૩૨૪ |
| ૧૨૫ | તુર્યપદમાં સ્થિરતાનો ઉપાય ... ... | ૩૨૬ |
| ૧૨૬ | યોગભૂમિકાનો અભ્યાસક્રમ ... ... | ૩૨૭ |
| ૧૨૭ | સગુણ–ઉપાસનાની આવશ્યકતા ... ... | ૩૩૪ |
| ૧૨૮ | ભરદ્વાજની કૃતાર્થતા અને રામનું વ્યુત્થાન | ૩૩૯ |

# शुद्धिपत्र

| પૃષ્ઠ | વિ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૩ | | ૮ | ऊपशाम | उपशाम |
| ૧૭ | ૧ | ૨૮ | મહમા | મહિમા |
| ૨૮ | ૨ | ૭ | આત્માજ્ઞાન | આત્મજ્ઞાન |
| ૩૮ | ૧ | ૯ | વિશળ | વિશાળ |
| ૪૦ | ૨ | ૩૦ | આપ્સરાઓના | અપ્સરાઓના |
| ૪૫ | ૨ | ૨૧ | °मन्तवृत्ता | °मत्तवृत्ताः |
| ૬૩ | ૧ | ૩૦ | પામવથી | પામવાથી |
| ૭૮ | ૨ | ૨૮ | પ્રથમ | પ્રમથ |
| ૮૩ | ૧ | ૨૪ | ધરણ | ધારણ |
| ૮૮ | ૧ | ૫ | નિર્વિકલ્ય | નિર્વિકલ્પ |
| ૧૦૧ | ૨ | ૨૧ | शुद्ध | शुद्धं |
| ૧૦૧ | ૨ | ૨૩ | સમાન્ય | સામાન્ય |
| ૧૦૪ | ૨ | ૨૨ | પુષ્કરાવાવર્તક | પુષ્કરાવર્તક |
| ૧૦૬ | ૨ | ૧૪ | સાધનો– | સાધનો |
| ૧૧૯ | ૧ | ૨૪ | નિયમોળા | નિયમોવાળા |
| ૧૧૯ | ૨ | ૧૬ | કરવો? | કરો ? |
| ૧૨૭ | ૨ | ૩ | દાંષ્ટત | દૃષ્ટાંત |
| ૧૩૨ | ૨ | ૨૨ | વ્યવાહરથી | વ્યવહારથી |
| ૧૩૬ | ૧ | ૨૭ | કૂમળાં | કુમળાં |
| ૧૩૬ | ૧ | ૩૦ | બ્રહ્મવેત્તઓમાં | બ્રહ્મવેત્તાઓમાં |
| ૧૩૭ | ૨ | ૫ | અવદ્યિારૂપી | અવિદ્યારૂપી |
| ૧૪૧ | ૧ | ૫ | तमिम | तमिमं |
| ૧૬૧ | ૨ | ૩ | સતા | સત્તા |
| ૧૬૧ | ૨ | ૧૬ | સત્તાસાન્ય | સત્તાસામાન્ય |
| ૧૬૨ | ૨ | ૨૧ | जमाय | जगाम |
| ૧૬૨ | ૨ | ૨૨ | शामा | श्यामा |
| ૧૬૩ | ૨ | ૧૮ | મનુરૂપ | મનરૂપ |
| ૧૭૮ | ૨ | ૧૪ | મૂખનું | મુખનું |
| ૧૭૯ | ૨ | ૨૧ | °कल्पना | °कल्पने |
| ૧૮૫ | ૨ | ૧૩ | બ્રહ્મકાર | બ્રહ્માકાર |
| ૧૮૬ | ૨ | ૪ | यातिचित्त° | याति चित्त° |
| ૧૮૮ | ૧ | ૩૫ | સત્તઓમાં | સત્તાઓમા |
| ૧૯૫ | ૨ | ૩ | पुञ्ज | पुञ्ज |
| ૧૯૫ | ૨ | ૧૩ | °षष्टस्य | °षष्ठस्य |
| ૧૯૬ | ૨ | ૫ | લોકેના - | લોકોના |
| ૧૯૯ | ૨ | ૨૩ | ચતન્ય | ચૈતન્ય |
| ૨૦૩ | ૨ | ૧૦ | विदस्य° | विहस्य° |
| ૨૦૫ | ૨ | ૧૪ | શાખઓની | શાખાઓની |
| ૨૧૪ | ૨ | ૬ | પરિણાપથી | પરિણામથી |
| ૨૧૭ | ૧ | ૨૮ | ક્ષણણાત્રમાં | ક્ષણમાત્રમાં |
| ૨૧૭ | ૨ | ૧૫ | સૂક્ષ્મુ | સૂક્ષ્મ |
| ૨૨૧ | ૨ | ૫ | °मिवा | °मिव |
| ૨૨૧ | ૨ | ૧૩ | પારધિના | પારધીના |
| ૨૨૮ | ૧ | ૧૧ | યજ્ઞોપતિને | યજ્ઞોપવીતને |
| ૨૩૪ | ૧ | ૨૧ | શસ્ત્રોમાં | શાસ્ત્રોમાં |
| ૨૩૫ | ૧ | ૨૩ | ગણુવા | ગણાવા |
| ૨૩૬ | ૨ | ૭ | આવવવાથી | આવવાથી |
| ૨૪૦ | ૨ | ૬ | कृष्ण जनस्य | कृष्णजनस्य |
| ૨૫૪ | ૨ | ૧૧ | બેલ્યો | બોલ્યો |
| ૨૫૫ | ૨ | ૩ | અહંકાકરૂપી | અહંકારરૂપી |
| ૨૫૭ | ૧ | ૨૬ | देव देवः | देवदेवः |
| ૨૫૯ | ૨ | ૨૪ | આજ્ઞાન | અજ્ઞાન |
| ૨૬૧ | ૨ | ૩૨ | પરબ્રહ્મમમાં | પરબ્રહ્મમાં |
| ૨૬૩ | ૧ | ૧૨ | અધિષ્ટાન | અધિષ્ઠાન |
| ૨૬૩ | ૨ | ૨ | निज | निज– |
| ૨૬૩ | ૨ | ૧૩ | किंचिज्ञायते | किंचिज्जायते |
| ૨૬૮ | ૧ | ૧ | સ્પરૂપ | સ્વરૂપ |
| ૨૭૧ | ૧ | ૩૧ | આત્મ સ્વરૂપથી | આત્મસ્વરૂપથી |
| ૨૭૧ | ૨ | ૧૧ | સ્વાભાવે | સ્વભાવે |
| ૨૮૦ | ૨ | ૬ | °कलना वियुक्त | °कलनावियुक्तं |
| ૨૮૩ | ૧ | ૧૧ | અકાશ | આકાશ |
| ૨૮૩ | ૨ | ૧૦ | અકુળ વ્યાકુળ | આકુળવ્યાકુળ |
| ૨૮૬ | ૨ | ૫ | ઝાકાળ | ઝાકળ |
| ૨૮૮ | ૨ | ૮ | વિવહાનો | વિવાહનો |
| ૨૮૯ | ૧ | ૨૪ | ઉચતિ | ઉચિત |
| ૨૯૧ | ૧ | ૬ | મંદરાવૃક્ષ | મંદારવૃક્ષ |
| ૨૯૩ | ૧ | ૩૩ | °भूद्वितीयम् | °भूद्द्वितीयम् |
| ૩૦૩ | ૨ | ૩૫ | °छ्वास | °च्छ्वास |
| ૩૦૯ | ૨ | ૭ | કલ્પાઓની | કલ્પનાઓની |
| ૩૧૯ | ૨ | ૧ | અનુભવાવાળી | અનુભવવાળી |
| ૩૨૨ | ૧ | ૮ | प्रशातशांस्त्रार्थ | प्रशांतशास्त्रार्थ |
| ૩૨૨ | ૧ | ૧૯ | क चन रायी | कचनरायी |
| ૩૨૩ | ૧ | ૨૨ | ब्रह्म | ब्रह्म |
| ૩૨૯ | ૨ | ૨૬ | અત્મતત્ત્વ | આત્મતત્ત્વ |
| ૩૩૧ | ૧ | ૨૪ | કુંળ° | કુળ° |
| ૩૩૪ | ૨ | ૫ | क्षीरघूर्णा | क्षीरघूर्णां |
| ૩૩૪ | ૨ | ૧૦ | કાળાથી | કાળથી |
| ૩૪૧ | ૧ | ૩૨ | ઇસદિ | ઇત્યાદિ |



॥ आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत ॥

# श्रीयोगवासिष्ठ
## महारामायण

### ६-निर्वाण प्रकरण (पूर्वार्ध)

શુદ્ધ ગુજરાતી ભાષાંતર



॥ आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत ॥

# श्री योगवासिष्ठ महारामायण

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ६-निर्वाण प्रकरण (पूर्वार्ध)

### सर्ग १ लो*

### દૈનિક વ્યવહારનું વર્ણન

श्रीवाल्मीकिरुवाच—ऊपशमप्रकरणादनंतरमिदं शृणु ।
त्वं निर्वाणप्रकरणं ज्ञातं निर्वाणदायि यत् ॥ १ ॥

વાલ્મીકિ બોલ્યાઃ–'હે રામ ! ઉપશમ–પ્રકરણ પછીનુ હવે આ નિર્વાણ–પ્રકરણ સાંભળો, કે જે પ્રકરણ જાણવાથી મુક્તિ મળે છે'' [1] એ પ્રમાણે સર્વોત્તમ વકતા વસિષ્ઠમુનિ કહેતા હતા, અને રામચદ્રજી મૌન ધરીને એકચિત્તથી સાંભળતા હતા [2] રાજલોકો વસિષ્ઠમુનિની વાણીના અર્થમાં તલ્લીન થઈને, મન અને શરીરના વ્યાપારો ભૂલી ગયા હતા, તેથી તેઓ ચિત્રમાં આલેખેલા સ્થિર જેવા જણાતા હતા.[3] મુનિઓ ભ્રભંગના તથા તર્જની આંગળીઓના સુદર અભિનયો કરીને પ્રેમપૂર્વક વસિષ્ઠમુનિનાં

* આ પહેલા સર્ગમા વસિષ્ઠના વાકયથી શ્રોતાઓએ ઊઠવાનું, તેઓએ આહ્નિક ક્રિયાઓ કર્યાનુ અને સાભળેના વિષયોનું ચિતન કરી નિદ્રાથી રાત્રિ વ્યતીત કર્યાનું વર્ણન કરવામા આવરો

વચનોના અર્થનો વિચાર કરતા હતા.[૪] આત્મતત્ત્વના અવલોકનરૂપી મકરંદના સ્વાદને લીધે નેત્રોરૂપી ભ્રમરો સ્થિર થઈ જવાથી સાંભળવા બેઠેલી સ્ત્રીઓ, જાણે વૃક્ષોની અતિ સુંદર મંજરીઓ હોય એવી જણાતી હતી.[૫] સૂર્ય અસ્તાચળ તરફ ઢળવાથી શાંત લાગતો હતો અને તે જાણે જ્ઞાનના ઉદયથી કાંઈક ઉપશમ પામ્યો હોય એવો દેખાતો હતો.[૬] પુષ્પોના સમૂહને હલાવનાર અને મંદારનાં પુષ્પોની મધુર સુગંધને દેનારો પવન જાણે શ્રવણને માટે શાંત થવા લાગ્યો હોય એમ જણાવા લાગ્યું.[૭] મોટી મોટી ભ્રમરોની પંક્તિઓ, પુષ્પમાળાઓમાં સૂઈ ગઈ હતી. તે જાણે બ્રહ્મતત્ત્વ જાણવામાં આવતાં સારી પેઠે ધ્યાન કરવા લાગેલી હોય એવી જણાતી હતી. મોતીમય જાળીઓની અંદર રહેલી વાવોમાં, મોતીની પ્રભાઓથી દીપતું જળ જાણે નિશ્ચળ થઈને બ્રહ્મવિદ્યાનું શ્રવણ કરવા બેઠું હોય, એવું જણાતું હતું.[૮,૯] સૂર્યનાં કિરણો આકાશમાં લાંબી મુસાફરી કરીને વિશ્રામ લેવા જાળીઓમાં પેસતાં હતાં, તે જાણે કથા સાંભળવા શીતળ સભામંડપમાં બેઠાં હોય તેમ જણાતાં હતાં.[૧૦] શાંત થતા દિવસનો શરીરરૂપી તડકો, કે જે શાળાની અંદર પેઠો હતો, તે મોતીનાં જાળીઓનાં કિરણોના સમૂહરૂપી ભસમનો લેપ કરતો હતો, તે તપસ્વીના વેષથી પોતાને પણ ઉપશમ પ્રાપ્ત થવાનું સૂચવતો હોય, એવો જણાતો હતો.[૧૧] રાજાઓના હસ્તોમાં અને મુકુટોમાં રહેલાં નીલકમળો જાણે વસિષ્ઠમુનિનો રસથી ભરપૂર ઉપદેશ સાંભળીને રાજાઓનાં અંતઃકરણોની પેઠે વૃત્તિઓથી રહિત થયાં હોય, તેમ બિડાઈ જવાને તૈયાર થતાં હતાં.[૧૨] બાળકો, મૂર્ખ લોકો અને પાંજરામાં રહેલાં પક્ષીઓ, ભોજન લેવાની ઉતાવળથી તે તે ઘરની સ્ત્રીઓને વારંવાર કનડગત કરતાં હતાં.[૧૩] રાત્રિએ ખીલતી પોયણીઓનો પરાગ, ભમરોની પાંખોથી ઊડીને ચામરોની ઉપર અને લોકોની આંખોની પાંપણોનાં રૂવાંઓ ઉપર ચોટતો હતો.[૧૪] અને સૂર્યનાં કિરણો જાણે મેરુ આદિ પર્વતોની ગુફાઓમાંથી બહાર નીકળેલા છાયાઓના સમૂહરૂપ અંધકારના ભયથી નાસીને ગોખ આદિનાં દ્વારોમાં છુપાઈ રહેવાને માટે ઘરોના મધ્યમાં પેઠેલાં હોય એવાં લાગતાં હતાં. તે સમયમાં દિવસનો ચોથો ભાગ બાકી રહ્યાની સૂચના આપનારો અને દિશાઓનાં મુખોને પૂરી દેનારો, ભેરીઓનો, ઢોલોનો તથા શંખોનો ધ્વનિ થવા લાગ્યો.[૧૫,૧૬] જેમ મેઘના નાદથી મયૂરોનો મોટો શબ્દ પણ સ્પષ્ટ સંભળાતો નથી, તેમ એ ભેરી આદિ વાજાંઓના શબ્દથી વસિષ્ઠમુનિનું ઉચ્ચ સ્વરવાળું તે વ્યાખ્યાન પણ સ્પષ્ટ સંભળાતું નહોતું.[૧૭] જેમ ધરતીકંપ થતાં તાડનાં વન કંપવા લાગે છે, તેમ પિંજરાંઓ ડોલી જવાથી અંદર રહેલાં પક્ષીઓ ફફડાટ કરતાં હતાં.[૧૮] જેમ વર્ષાઋતુમાં વાદળાંઓ બે શિખરોના ઊંચા મધ્યમાં ગર્જના કરતાં ભરાવા લાગે, તેમ ભેરી આદિના શબ્દથી ત્રાસ પામેલાં બાળકો રુદન કરી માતાની છાતીસરસાં લાગી જતાં હતાં; અને જેમ જરાક ક્ષોભ પામેલા પ્રવાહોવાળી નદીઓમાંથી જળબિંદુઓ ઊડવા લાગે, તેમ રાજાઓના મુકુટોમાંથી પરાગોને લીધે ધોળા લાગતા ભમરાઓ ઊડવા લાગ્યા.[૧૯,૨૦] આ રીતે દિવસને વૃદ્ધપણું પ્રાપ્ત થતાં, શંખ આદિનો શબ્દ ધીરે ધીરે શાંત થતાં અને દશરથરાજાની સઘળી સભા ઊઠવાને માટે ચંચળ થતાં, વસિષ્ઠમુનિએ મધુર વિચારવાળા વિષયનો ઉપસંહાર કરતાં, સભામાં બેઠેલા રામચંદ્રજી આદિ સભાસદોને નીચે પ્રમાણે કહ્યું.[૨૧,૨૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**—હે રામચંદ્રજી! આ વ્યાખ્યાનના સમૂહરૂપ જ નિર્દોષ જાળ મેં પસારેલ છે, તેનાથી તમે તમારા ચિત્તરૂપી પક્ષીને બાંધી હૃદયમાં રોકીને આત્મારૂપ બનાવી દો. જેમ

હંસ પાણીને તજી દઈને દૂધને ગ્રહણ કરે છે, તેમ તમે અવળી સમજણને તજી દઈને મારી વાણીના અક્ષય અર્થનું ગ્રહણ કર્યું ને ? હે રામચંદ્રજી ! તમારે પોતાની બુદ્ધિથી વારંવાર સંપૂર્ણ રીતે આ વિષયનો વિચાર કરીને હવે આ રસ્તે ચાલવું.[૨૩–૨૫] હે રામચંદ્રજી ! મારા કહેલા વિચારોને અનુસરીને જ વ્યવહાર કર્યા કરશો તો સંસારમાં બંધાશો નહિ; નહિ તો જેમ હાથી વિંધ્યાચળના ખાડામાં પડે છે, તેમ તમે મોહરૂપી ખાડામાં તુરત પડશો.[૨૬] મારા વચનને વિવેકબુદ્ધિથી નહિ વિચારો, તો જેમ આંધળો અથવા દીવા વગરનો માણસ રાત્રે ખાડામાં પડે છે, તેમ તમે મોહરૂપી ખાડામાં પડશો.[૨૭] મારા કહેલા વિષયની સિદ્ધિને માટે, 'આવી પડેલો વ્યવહાર અસંગપણાથી કરવો' એટલા જ શાસ્ત્રીય સિદ્ધાંતને હૃદયમાં રાખીને, અખંડ આત્માના બોધવાળા થાઓ.[૨૮] હે મહારાજ દશરથ ! હે રામચંદ્રજી ! હે સભાસદો ! હે લક્ષ્મણ ! હે રાજાઓ ! આજ તમો દિવસ સંબંધી નિત્ય કરવાનાં સર્વ કામકાજ કરો; કેમકે આજનો દિવસ હવે પૂરો થવા આવ્યો છે. હવે પછી જે વિચારવાનું છે, તે પ્રાતઃકાળે મળીને વિચારીશું.

વાલ્મીકિ બોલ્યાઃ–એ પ્રમાણે વસિષ્ઠમુનિએ આજ્ઞા કરતાં કમળ સમાન મુખવાળી એ સઘળી સભા, જેમ કમળોરૂપી વદનોવાળી કમલિની ઊઠે તેમ ઊઠી.[૨૯–૩૧] રાજાઓએ વસિષ્ઠમુનિને પ્રણામ કર્યા અને તેમની પ્રશંસા કર્યા પછી દશરથરાજાને પ્રણામ કરીને તથા તેમની પ્રશંસા કરીને, પોતપોતાના ઉતારાઓ પર ગયા. વિશ્વામિત્ર સહિત શ્રીમાન વસિષ્ઠમુનિ દેવતાઓને પ્રણામ કરીને પોતાના આશ્રમમાં જવાને માટે આસન ઉપરથી ઊઠ્યા.[૩૨,૩૩] દશરથ આદિ રાજાઓ પણ ઊઠ્યા અને મુનિઓ પણ ઊઠ્યા. સર્વોત્તમ ભાષણ કરનારા વસિષ્ઠમુનિને કેટલેક દૂર સુધી વળાવવા ગયા અને પછી તેમની આજ્ઞા લઈને પછી કમલમાંથી ઊડેલા ભ્રમરોની જેમ કેટલાએક સભાસદો આકાશમાં ગયા, કેટલાએક સભાસદો વનમાં ગયા અને કેટલાએક સભાસદો દરબારમાં ગયા. દશરથરાજા વસિષ્ઠમુનિનાં ચરણકમળોમાં નિર્મળ પુષ્પાંજલિ અર્પણ કરીને, તે પછી પોતાની રાણીઓ સહિત મહેલમાં પધાર્યા.[૩૪–૩૬] રામ, લક્ષ્મણ અને શત્રુઘ્ને, વસિષ્ઠમુનિને તેમના આશ્રમ સુધી પહોંચાડીને ભક્તિથી તેમના ચરણોનું પૂજન કર્યું અને પછી દરબારમાં પાછા આવ્યા. સઘળા શ્રોતાઓએ પોતપોતાનાં સ્થાનો પર આવીને સ્નાન કર્યાં, દેવતાઓનાં તથા પિતૃઓનાં પૂજન કર્યાં અને બ્રાહ્મણોનો પણ યોગ્ય સત્કાર કર્યો.[૩૭,૩૮] સઘળા શ્રોતાઓએ અનુક્રમે બ્રાહ્મણોથી માંડીને નોકરોપર્યંત પોતપોતાના પરિવારોની સાથે શાસ્ત્રોમાં કહેલા વર્ણોના ધર્મની પદ્ધતિને અનુસરીને ભોજનો કર્યાં.[૩૯] દિવસમાં કરવાનાં કામોની સાથે સૂર્ય અસ્ત પામ્યો અને ચંદ્ર રાત્રિએ કરવાનાં કામો સાથે ઉદય પામ્યો એટલે પૃથ્વી પર રહેનારા મુનિઓ, રાજાઓ, રાજકુમારો અને મહર્ષિઓ યોગ્ય રીતે સાધારણ શયનોમાં, રેશમી વસ્ત્રોથી જડેલા પલંગોમાં અને આસનો પર બેસીને બુદ્ધિને એકાગ્ર કરીને, શ્રીવસિષ્ઠમુનિએ કહેલા, સંસારમાંથી ઉદ્ધાર પામવાના પ્રકારનું પ્રેમપૂર્વક મનન કરવા લાગ્યા. જેમ રાત્રિ દરમિયાન કમળો પોતાની પાંખડીઓ બીડીને સૂઈ જાય છે, તેમ રાત્રિ પસાર કરવા ઇચ્છતા એ સઘળા શ્રોતાઓ, એક પહોર પછી મોઢાં બંધ કરીને સૂઈ ગયા. સૂઈ ગયા પછી એ લોકોને એવાં એવાં ઉત્તમ સ્વપ્નો પ્રાપ્ત થયાં કે, જેનાથી ભવિષ્યમાં મોક્ષરૂપ ફળ પ્રાપ્ત થવાની સૂચના મળે.[૪૦–૪૩] રામ, લક્ષ્મણ અને શત્રુઘ્ને તો વસિષ્ઠમુનિના ઉપદેશનું ત્રણ પહોર સુધી અખંડ મનન કર્યું અને નેત્રો મીંચાતાં અર્ધા પહોર સુધી ઉત્તમ સ્વપ્નોવાળી નિદ્રા લીધી, કે જેનાથી ક્ષણમાત્રમાં પરિશ્રમ દૂર થઈ ગયો. આત્મતત્ત્વ-

ના બોધથી વિકસિત થયેલા પવિત્ર મનવાળા એ વિવેકી લોકોની એ રીતે રાત્રિ વ્યતીત થઈ; તેમજ રાત્રિનું ચંદ્રરૂપી મુખ પણ મલિન થયું.[૪૪-૪૫]

इति शुभमनसां विवेकभाजामधिगतसारतयोदिताशयानाम् । अभजत विरतिं तदा त्रियामा मलिननिशाकरवक्त्रतां जगाम ॥ ४६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'દિવસ-વ્યવહારવર્ણન' એ નામનો સર્ગ ૧ લો સમાપ્ત**

## સર્ગ ૨ જો*

### વસિષ્ઠનું સભામાં આગમન અને પૂર્વકથિત વિષયોનું સ્મરણ

॥ श्रीवाल्मीकिरुवाच ॥

ततः क्लिन्नेंदुवदना पर्याकुलतमः पदा ।
क्षीयमाणा बभौ श्यामा विवेक इव वासना ॥१॥

**વાલ્મીકિ બોલ્યા:**–પછી નિસ્તેજતા પામેલા ચંદ્રરૂપી મોઢાવાળી અને જેનું અંધકારરૂપી શરીર વીંખાવા લાગ્યું હતું એવી રાત્રિ, જેમ વિવેકનો ઉદય થતાં ક્ષીણ થવા લાગેલી વાસના જણાય, તેમ સૂર્યનો ઉદય થતાં જણાવા લાગી. પ્રકાશતાં કિરણોવાળા સૂર્યે ઉદયાચળમાં જાણે ઊંચા હસ્તનો સમૂહ પ્રકટ થયો હોય એવો પ્રકાશનો દેખાવ કર્યો અને અસ્તાચળમાં જાણે તે પર્વતની ઊંચી ટોચ ઉપર મોટા રંગનું કાંઈ ઘરેણું પહેરાવ્યું હોય, એવો પ્રકાશનો દેખાવ કર્યો.[૧-૨] ઝાકળનાં ટીપાંને દૂર કરનારો, ચંદ્રના મંડળને નિસ્તેજ કરી દેનારો અને જાણે સૂર્યરૂપી ચક્ષુથી ચાંદનીને ગળી ગયો હોય એવો પ્રભાતનો પવન વાવા લાગ્યો. રામ, લક્ષ્મણ અને શત્રુઘ્ને, ઊઠીને સ્નાન કર્યું અને પછી સંધ્યાવંદન કરીને અનુચરોની સાથે વસિષ્ઠમુનિના પવિત્ર આશ્રમે ગયા. ત્યાં વસિષ્ઠમુનિ સંધ્યાવંદન કરીને ઘરથી બહાર નીકળવાની તૈયારીમાં જ હતા. તેમના ચરણોમાં અર્ઘ્યપ્રદાન કરીને તેઓએ વંદન કર્યું. વસિષ્ઠમુનિનો આશ્રમ ક્ષણમાત્રમાં મુનિઓથી, બ્રાહ્મણોથી, રાજાઓથી, હાથીઓથી, ઘોડાઓથી, રથોથી અને પાલખીઓથી ભરપૂર થઈ ગયો. પછી એ મહામુનિ વસિષ્ઠ પોતાની પાછળ વાહનો પર બેસીને ચાલ્યા આવતા રામ આદિ રાજકુમારોની સાથે અને તે સેનાની સાથે વખતસર દશરથરાજાના દરબારમાં પધાર્યા. સંધ્યા આદિ નિત્યકર્મોથી પરવારીને પ્રથમથી આવકાર આપવાને સજ્જ થઈ રહેલા દશરથરાજાએ, કેટલેક દૂર સુધી સામે જઇને, ત્યાં એ વસિષ્ઠમુનિની પ્રેમપૂર્વક પૂજા કરી. ફરી પણ મોતીઓના, પુષ્પોના તથા મણિઓના સમૂહોથી અત્યંત શણગારી રાખેલી સભામાં પ્રવેશ કરીને, તે સઘળા લોકો પોતપોતાનાં આસનો પર બેઠા.[૩-૯] આ સમયે પૃથ્વીવાસી અને આકાશવાસી તેમના સઘળા શ્રોતાઓ પણ સભામાં આવી પહોંચ્યા. એ સૌમ્ય સભા એકબીજાને પ્રણામ આદિ કરીને દશરથરાજાની પેઠે જ એકાગ્રપણાથી શરીર વગેરેની ચેષ્ટાઓને રોકી દીધેલી હોવાથી, પવન વિનાના સમયમાં સ્થિર થયેલી કમલિનીની જેમ શોભવા લાગી. સભાના પ્રદેશોમાં પેઠેલા બ્રાહ્મણો, ઋષિઓ, મુનિઓ તથા રાજાઓ તુરત પોતપોતાનાં નક્કી કરેલાં આસનો પર અનુક્રમ પ્રમાણે સારી રીતે બેસી જતાં, પરસ્પરને કુશલ પ્રશ્નો પૂછવાનો કોમળ શબ્દ ધીરે ધીરે શાંત થઈ જતાં, સભાના ખૂણાઓમાં બેઠેલા બંદિજનો વાજાંઓ વગેરેના ઘોંઘાટને રોકી દઈને બેસી જતાં, સૂર્યનાં ઉદય પામેલાં કિરણો ગોખોની જાળીઓમાંથી કથા સાંભળવા આવ્યાં હોય તેમ જલદી પ્રવેશ કરીને શ્રોતાઓના હાથ અને અંગો પર

* આ બીજા સર્ગમા પ્રાતઃકાળમા રામ આદિ રાજકુમારો વસિષ્ઠમુનિને સભામાં પધરાવી (લઇ) ગયાનું અને કહેવા વિષયોના સ્મરણથી તત્ત્વમાં . . તે થવાનું વર્ણન કરવામાં આવશે.

રહેલ મોતીઓને તેઓ અડકતાં હતાં, ત્યારે મોતીઓ પ્રકાશ પામતાં હતાં અને વળી કિરણો ખસી જવાથી શાંત થતાં હતાં. જેમ કાર્તિકેયસ્વામી શંકરના મુખ ઉપર દૃષ્ટિ કરે, કચ બૃહસ્પતિના મુખ ઉપર દૃષ્ટિ કરે, પ્રહ્લાદ શુક્રાચાર્યના મુખ ઉપર દૃષ્ટિ કરે અને ગરુડ વિષ્ણુના મુખ ઉપર દૃષ્ટિ કરે તથા સૂર્યોદય આકાશમાં ભમતી ભ્રમરીને ખીલતા કમળમાં લગાવે, તેમ રામચંદ્રજીએ વસિષ્ઠના મુખ ઉપર ધીરે ધીરે દૃષ્ટિ કરી. રામચંદ્રજીએ વસિષ્ઠમુનિના મુખ ઉપર પોતાની દૃષ્ટિ સ્થિર કરતાં, મહાવક્તા વસિષ્ઠમુનિએ ગયે દિવસે ચલાવેલા ક્રમને જ અનુસરીને જ વચનોના અર્થ સમજવામાં કુશળ એવા રામચંદ્રજીને નીચે પ્રમાણે કહ્યું.[૧૦–૧૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રઘુનંદન! મેં તમને ગઈ કાલે જ અત્યંત ગંભીર અર્થવાળું અને પરમાર્થનો બોધ આપનારું પ્રકરણ કહ્યું હતું, તે તમારા સ્મરણમાં છે ને?[૧૯] હે શત્રુઓને હણનારા રામ! હવે સ્પષ્ટ બોધને માટે હું તમને બીજું પ્રકરણ કહું છું તે સાંભળો, કે જેથી અખંડપદ પ્રાપ્ત થશે.[૨૦] વૈરાગ્યના અભ્યાસથી અને તત્ત્વના બોધથી જ સંસાર તરી શકાય છે; માટે વૈરાગ્ય અને તત્ત્વબોધને પ્રાપ્ત કરવાનો અભ્યાસ કરો. યથાર્થ તત્ત્વ સમજાયાથી અજ્ઞાન નાશ પામે છે; અને વાસનાઓ દૂર થાય ત્યારે જ શોક વિનાના પરમપદની પ્રાપ્તિ થાય છે. દેશ, કાળ વગેરેની મર્યાદા જેને નથી અને જેનો આદિ કે અંત છે જ નહિ, એવું બ્રહ્મ જ કલ્પિત દ્વૈતને પ્રાપ્ત થઈને, જગતરૂપે થયેલું છે. દેશકાળ વગેરે સઘળા પદાર્થોના માપ વગરનું, શાંત અને સર્વમાં ઓતપ્રોત હોવાથી સત્તાસ્વરૂપે રહેલું કેવળ બ્રહ્મ જ છે; તો પછી તેમાં દ્વૈતપણું (જગતપણું) થવું સંભવતું જ નથી[૨૧–૨૪] એવો નિશ્ચય કરીને તથા 'હું છું' એ અભિમાનને અંદરથી તજી દઈને તમે મુક્ત સ્વરૂપવાળા, વ્યાપક, એકરૂપ, શાંત અને સાક્ષાત્ આત્માનંદરૂપ થાઓ. હે રામચંદ્રજી! ચિત્ત પણ નથી, અવિદ્યા પણ નથી, મન પણ નથી અને જીવ પણ નથી. એ સઘળી ચિત્ત આદિરૂપ કલ્પનાઓ બ્રહ્મની જ થયેલી છે. જે જે ભોગ્ય પદાર્થો છે, જે જે ભોગવૃત્તિઓ છે, જે જે સ્મૃતિઓ છે અને જે જે ભોગોની સ્પૃહાઓ છે, તે સઘળું આદિ તથા અંત વિનાનું અને સમુદ્ર જેવું ભરપૂર બ્રહ્મ જ પ્રકાશે છે. પાતાળમાં, ભૂતળમાં, સ્વર્ગમાં, ખડમાં, પ્રાણીઓમાં અને આકાશમાં સઘળા દૃશ્ય પદાર્થોરૂપે ચૈતન્યરૂપ પરબ્રહ્મ જ પ્રકાશે છે. પરબ્રહ્મથી ન્યારું કાંઈ પણ નથી. ઉપેક્ષા કરવા યોગ્ય પદાર્થોરૂપે, ત્યાજ્ય પદાર્થોરૂપે, ગ્રાહ્ય પદાર્થોરૂપે, બંધુઓરૂપે, વૈભવોરૂપે અને શરીરરૂપે બ્રહ્મ જ સ્ફુરે છે, કે જે બ્રહ્મ આદિથી તથા અંતથી રહિત છે અને સમુદ્રની જેમ ભરપૂર છે.[૨૫–૨૯] જ્યાં સુધી અજ્ઞાનની કલ્પના છે, જ્યાં સુધી દ્વૈતની ભાવના છે અને જ્યાં સુધી જગતરૂપી જાળમાં પ્રીતિ છે, ત્યાં સુધી જ ચિત્તની, અવિદ્યાની, મનની તથા જીવની કલ્પના છે.[૩૦] જ્યાં સુધી દેહમાં દૃઢ અહંતા છે અને જ્યાં સુધી દૃશ્ય પદાર્થોમાં દૃઢ મમતા છે, ત્યાં સુધી જ ચિત્ત વગેરે નામ અને રૂપની ભ્રમણાઓ છે.[૩૧] જ્યાં સુધી સજ્જનોના સમાગમના પ્રભાવથી મૂર્ખતા ક્ષીણ થઈ ન હોય અને પૂર્ણતા ઉદય પામી ન હોય, ત્યાં સુધી જ ચિત્ત આદિને લીધે નીચપણું રહે છે.[૩૨] જ્યાં સુધી અંદર યથાર્થ વિચારની શક્તિથી આ જગતની ભાવના શિથિલ થઈ ન હોય, ત્યાં સુધી જ ચિત્ત વગેરે પદાર્થો જોવામાં આવે છે. જ્યાં સુધી અજ્ઞપણારૂપ આંધળાપણું હોય, જ્યાં સુધી વિષયોની આશાને લીધે પરવશપણું હોય અને જ્યાં સુધી મૂર્ખતાને લીધે મોહનો વધારો હોય, ત્યાં સુધી જ ચિત્ત આદિની કલ્પના છે. જ્યાં સુધી હૃદયરૂપી વનમાં આશારૂપી ઝેરનો ગંધ સ્ફુર્યા કરતો હોય, ત્યાં સુધી આત્મવિચારરૂપી ચકોર એ વનની અંદર સારી

પેઠે પેસતો જ નથી. જેના મનને ભોગોની ઉપર રુચિ ટળી ગઈ હોય, આશાના પાશોરૂપી જાળો છેદાઈ ગઈ હોય અને શીતળ તથા નિર્મળ બ્રહ્માનંદ પ્રાપ્ત થયો હોય, તે પુરુષનો ચિત્તરૂપી વિભ્રમ નાશ થઈ જાય છે. જે ચિત્તમાંથી તૃષ્ણા અને મોહ દૂર થયાં છે અને જે ચિત્તમાં શીતળતા અને શાંતિનો અનુભવ પુરુષે કર્યો છે, તે જ પુરુષ ચિત્તરૂપી ભૂમિકામાંથી જ્ઞાનરૂપી ફળ મેળવે છે. પોતાના દેહને નકામાં જેવો, દૂર રહેલા જેવો અને સ્થિર રહે નહિ એવો હોવાથી ગંધર્વનગરના જેવો મિથ્યા સમજનારા પુરુષને ચિત્ત રહેવાનો સંભવ ક્યાંથી જ હોય ?[૩૩-૩૮] સંસારથી જુદા અપાર ચૈતન્યરૂપ આત્માની ભાવના કરનારા અને જેના ચિત્તમાં જ સઘળું જગત લીન થઈ ગયેલું હોય છે, એવા પુરુષને ચિત્ત તથા જીવ વગેરે હોવાની ભ્રાંતિ થતી જ નથી.[૩૯] જ્ઞાનનું વિરોધી અજ્ઞાન કે જે ખોટા તરંગોને પેદા કરે છે, તે દૂર થતાં અને સત્ય આત્માના જ દર્શનરૂપ પ્રબળ સૂર્ય ઉદય પામતાં, બળી ગયેલા સૂકા પાંદડાની જેમ રહેલું ચિત્ત, અગ્નિમાં પડેલા ઘીના લેશની જેમ આત્મામાં એવું તો પીગળી જાય છે, કે જે પાછું કદી જોવામાં આવતું જ નથી. આત્માના અને અનાત્માના વિવેકવાળા મહાત્મા જીવન્મુક્ત પુરુષોનું આભાસરૂપે રહેલું જે ચિત્ત હોય છે, તે 'સત્ત્વ' કહેવાય છે.[૪૦-૪૨] જીવન્મુક્ત લોકોનાં શરીરોમાં વ્યવહાર કરાવનારી જે વાસના હોય છે, તે 'ચિત્ત' એ નામથી કહેવાતી નથી, પણ 'સત્ત્વ' એ નામથી કહેવાય છે.[૪૩] ચિત્તથી રહિત થયેલા અને સર્વદા અખંડ પદમાં રહેલા તત્ત્વવેત્તા પુરુષો સત્ત્વની સ્થિતિને લીધે સંગનો ત્યાગ કરીને લોકવ્યવહાર ચલાવે છે.[૪૪] સત્ત્વની સ્થિતિવાળા જિતેન્દ્રિય શાંત પુરુષો વ્યવહાર કરતાં છતાં પણ, સર્વદા અખંડિત જ્યોતિને જુએ છે અને એ અખંડ જ્યોતિનાં દર્શન થવાથી તેમને બેપણું, એકપણું કે તેથી થતી વાસના પ્રગટ થતી જ નથી. પોતે સર્વદા બ્રહ્મની સમાધિમાં લીન રહેવાથી, સઘળા બ્રહ્માંડરૂપી ખડને ચૈતન્યરૂપ અગ્નિમાં હોમ્યા કરતા જીવન્મુક્ત પુરુષને અંદરથી ચિત્ત વગેરે સઘળા વિભ્રમો નિવૃત્ત થઈ જાય છે. 'સત્ત્વ' એ નામથી કહેવાતું અને વિવેકથી સ્વચ્છ થયેલું ચિત્ત, જેમ બળી ગયેલું બીજ અંકુરને ફરી ઉત્પન્ન કરતું નથી, તેમ મોહને ફરી ઉત્પન્ન કરતું નથી. મૂઢ લોકોની જે ચિત્ત નામની વાસના હોય છે, તે ફરી વાર જન્મ પામે છે, પણ તત્ત્વવેત્તા પુરુષોની ચિત્ત નામની વાસના બોધથી સત્ત્વરૂપ થયેલી હોવાને લીધે, જન્મને મટાડવારૂપ વિપરીત કાર્યને કરે છે.[૪૫-૪૮] હે રામચંદ્રજી ! જે પામવાની વસ્તુ છે, તેને તમે પામી ચૂકયા છો. જ્ઞાનરૂપ અગ્નિથી બળીને સત્ત્વપણાને પામેલું તમારું ચિત્ત, ફરી વાર જન્મરૂપી અંકુરને ઉત્પન્ન કરવાનું નથી.[૪૯] જેમ ખડ વગેરે પદાર્થો કુહાડાથી કપાયા છતાં અને અગ્નિથી બળી ગયા છતાં પણ પોતાની અંદર બીજશક્તિ રહેવાને લીધે અંકુરોને ઉત્પન્ન કરે છે, તેમ પ્રબોધથી સ્વચ્છ થયેલું ચિત્ત, અંકુરોને ઉત્પન્ન કરી શકતું નથી; કેમકે તેની તૃષ્ણારૂપી બીજશક્તિ જ્ઞાનરૂપી અગ્નિથી બળી ગઈ હોય છે. જગત બ્રહ્મનું જ સ્ફુરણ છે; કેમકે જગતની સત્તા બ્રહ્મની સત્તાથી જુદી નથી. જેમ પરમાત્માને અને બ્રહ્મને ભેદ નથી, તેમ બ્રહ્મને અને જગતને ભેદ નથી.[૫૦,૫૧] જેમ મરીમાં તીખાશ રહેલી છે, તેમ ચૈતન્યમાં બ્રહ્માંડ રહ્યું છે; માટે ચૈતન્ય અને બ્રહ્માંડ ભિન્ન નહિ હોવાને લીધે, બ્રહ્માંડનાં ઉત્પત્તિ અને લય મિથ્યા જ છે.[૫૨] 'ઉત્પત્તિ' તથા 'લય' એ શબ્દો અને એ શબ્દોના અર્થો કેવળ વાસનામાત્ર જ છે, પ્રમાણભૂત નથી; કેમકે બન્ને બ્રહ્મરૂપ હોવાથી જ સ્ફુરે છે. આ પ્રમાણે છે, એટલા માટે તમે જગતની ઉત્પત્તિ થવાની બુદ્ધિને તથા લય થવાની બુદ્ધિને પણ તજી

દો.[૫૩] આ 'રામ' એ નામથી વ્યવહાર કરાતું જે શરીર છે, તે તમે પોતે નથી, તો શા માટે રડો છો ? સઘળું જગત મિથ્યા છે અને મુદ્દલ છે જ નહિ; તો પછી તમને દેહાદિકની કલ્પના જ કેમ થવી જોઇએ ?[૫૪] જો 'આ સઘળું જગત સર્વદા ચૈતન્યરૂપ છે' એમ માનતા હો તો ચૈતન્યના સ્વભાવનો જ વિચાર કરો. ચૈતન્ય શુદ્ધ છે, તેમજ આદિથી તથા અંતથી રહિત છે, તો પછી તેમાં દેહાદિક અનર્થની કલ્પના સંભવે જ કેવી રીતે; તમે ચિદાત્મા છો, અંશોથી રહિત છો અને આદિ તથા અંતથી પણ રહિત છો. પોતાના વ્યાપક સ્વરૂપનું સ્મરણ કરો. એ સ્વરૂપના વિસ્મરણથી દેહાદિકરૂપે મર્યાદિત થઈ જાઓ નહિ. તમે ચૈતન્યરૂપ સ્થિતિને પામી અને નિરતિશય આનંદરૂપ ઉદયવાળા થઇને આ મર્યાદિત જગતને પૂર્ણ સ્વભાવવાળું કરી દો. તમે પૂર્ણ સ્વભાવવાળા છો, શાંત છો, ચૈતન્ય છો અને બ્રહ્મરૂપ છો.[૫૫-૫૭] તમે ચૈતન્યરૂપી શિલાના એકરસ ગર્ભરૂપ જ છો. તમે અનેક રૂપોથી રહેનારા નથી, પણ સર્વ બાધના અવધિરૂપ છો. તમારા આવા સ્વરૂપમાં વાણીની કે, મનની પ્રવૃત્તિ થઈ શકતી નથી; માટે કહેવું પડે છે કે તમે જ છો તે છો, પણ પરોક્ષ જેવા નથી; કેમકે સ્વયંપ્રકાશ છો.[૫૮] જગતની ઉત્પત્તિરૂપ પણ તમે જ છો અને લયરૂપ પણ તમે જ છો. સઘળા પદાર્થોની અંદર જે પરસ્પર જુદા જુદા દેખાતા વ્યવહારો છે, તે મિથ્યા હોવાને લીધે તે તમે નથી અને તે તમને પણ નથી. તમે સ્વરૂપમાં રહેલા છો, સર્વરૂપ છો અને સર્વથી ન્યારા પણ છો. હે ચૈતન્યઘનસ્વરૂપ ! હું તમને પ્રણામ કરું છું.[૫૯] આદિ તથા અંતથી રહિત, વિશાળ અને સ્ફટિકની શિલાના ગર્ભની પેઠે ઘાટું જે ચૈતન્યઘનસ્વરૂપ છે, તે જ તમે છો. તમે આકાશની પેઠે નિર્લેપ છો, પણ સુખદુઃખ આદિ વિકારોવાળા નથી; માટે સ્વસ્થ થાઓ. જેમ સ્ફટિકની શિલાના ગર્ભમાં પાંદડાંઓનો જથો પ્રતિબિંબરૂપે દેખાયા કરે, તેમ તમારા વ્યાપક ઉદરમાં કલ્પિત વાસનાઓની રેખાઓથી, સઘળાં બ્રહ્માંડો દેખાયા કરે છે. હે રામ ! તમે કે જે એવા પૂર્ણ સ્વભાવવાળા છો, તેમને હું પ્રણામ કરું છું.[૬૦]

आद्यंतवर्जितविशालशिलांतरालसंपीडचिद्घनवपुर्गगनामलस्त्वम् । स्वस्थो भवाजठरपल्लवकोशलेखा लीलास्थिताखिलजगज्जयते नमस्ते ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'વિશ્રાંતિ-સુદૃઢીકરણ' એ નામનો સર્ગ ૨ જો સમાપ્ત

---

## સર્ગ ૩ જો×

## પૂર્ણ સ્થિતિની પ્રાપ્તિના ઉપાયનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

भाविभूरितरंगाणां पयोवृंदमिवांबुधौ ।
याचिद्वहत्यनंतानि जगंत्यनघ सो भवान् ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ-હે રામચંદ્રજી ! જેમ સમુદ્રમાં ઉત્પન્ન થતી ઘણા ઘણા તરંગોના ભેદોની કલ્પનાઓનું અધિષ્ઠાન જળ છે, તેમ જે ચૈતન્ય અનંત બ્રહ્માંડોની કલ્પનાઓનું અધિષ્ઠાન છે તે ચૈતન્ય તમે જ છો, એવી ભાવના કરો.[૧] હે ચૈતન્યસ્વરૂપ ! તમે જન્મથી તથા મરણથી રહિત છો અને સંસારના સંબંધથી પણ રહિત છો; માટે તમારામાં વાસના વગેરે ક્યાં રહેલાં છે, તે કહો.[૨] ચૈતન્ય જ પોતાથી જીવરૂપે અને વાસના આદિરૂપે સ્ફુરે છે; તો તેમાં 'જડ' એ શબ્દનો અને તેના અર્થનો પ્રસંગ જ શો છે, તે કહો.[૩]

---

× આ ત્રીજા સર્ગમાં બ્રહ્મ, જીવ, મન, દેહ અને જગત, એઓની એકતા સમજવાથી સઘળો દ્વૈતરૂપી ભ્રમ શાંત થતાં કેવળ પૂર્ણ સ્થિતિ રહે છે, એમ કહેવામાં આવશે.

તમે મોટાં મોટાં સ્ફુરણોરૂપી તરંગોવાળા, ગંભીર અને સ્વયંપ્રકાશ આત્મચૈતન્યરૂપ મહાસાગર છો તથા આકાશની પેઠે નિશ્ચળ, સમ તથા સૌમ્ય છો. સમુદ્રસમાન તમારા સ્વરૂપમાં 'રામ' એ નામરૂપી મોજું ઊઠેલું છે. (જેમ ઉષ્ણતા અગ્નિથી ભિન્ન નથી, સુગંધપણું કમળથી ભિન્ન નથી, કાળાપણું કાજળથી ભિન્ન નથી, ધોળાપણું હિમથી ભિન્ન નથી, મધુરપણું શેલડીથી ભિન્ન નથી અને પ્રકાશ તેજથી ભિન્ન નથી, તેમ અનુભવ (વૃત્તિમાં પ્રતિબિંબિત ચૈતન્ય) પરબ્રહ્મથી ભિન્ન નથી.) જેમ તરંગ જળથી અભિન્ન છે, તેમ જગત ચૈતન્યથી અભિન્ન છે. ચૈતન્યથી અનુભવ ભિન્ન નથી, અનુભવથી અહંકાર ભિન્ન નથી, અહંકારથી જીવ ભિન્ન નથી, જીવથી મન ભિન્ન નથી, મનથી ઇન્દ્રિય ભિન્ન નથી, ઇન્દ્રિયથી શરીર ભિન્ન નથી, શરીરથી જગત ભિન્ન નથી અને જગતથી ભિન્ન તો કાંઈ છે જ નહિ; માટે સઘળું જગત ચૈતન્ય જ છે. આ પ્રમાણે અનાદિકાળથી આ જગતરૂપી મોટું ચક્ર પ્રવર્તેલું છે, પણ વાસ્તવિક રીતે જોતાં કાંઈ પ્રવર્તેલું જ નથી; અને પ્રવર્તેલું જ નહિ હોવાને લીધે, તેમાં લાંબો કાળ કે ટૂંકો કાળ જેવી મર્યાદા પણ નથી.[૫–૯] આ પ્રમાણે આ સઘળું સ્વયંપ્રકાશ છે, અનંત છે, અખંડિત છે અને આકાશમાં આકાશ જેવું જ છે. કોઈમાં કાંઈ રહ્યું છે એમ છે જ નહિ.[૧૦] જે આ જગત છે, તે શૂન્ય જ શૂન્યમાં ઉપસેલું છે, બ્રહ્મમાં બ્રહ્મ જ અભિવૃદ્ધિ પામેલું છે, સત્યમાં સત્ય જ ઉદય પામેલુ છે અને પૂર્ણમાં પૂર્ણ જ રહેલ છે. તત્ત્વવેત્તા પુરુષ વિષયોને, વિષયોના પ્રકાશોને અને તેઓના સંકલ્પોને કરતાં છતાં પણ કાંઈ જ કરતો નથી; કેમકે તેની દૃષ્ટિમાં એ સર્વ પોતાના સ્વરૂપથી ભિન્ન જ હોતું નથી, તત્ત્વવેત્તા પુરુષને કર્તાપણું છે જ નહિ 'આ ગ્રાહ્ય છે' એવી બુદ્ધિથી જે કાંઈ ગ્રહણ કરવામાં આવે છે, તે જ તેમને સુખ–દુઃખ આપનાર થાય છે. જો ગ્રાહ્યપણાની બુદ્ધિ ન હોય તો કશું ગ્રહણ કરવામાં આવતું નથી અને સુખ કે દુઃખને આપનારપણું થતું નથી. જેમ 'એક આકાશ, બે આકાશ અને ઘણાં આકાશો' એ શબ્દો જુદા જુદા હોવા છતાં, પણ એક જ છે અને અર્થવાળા હોવા છતાં પણ અત્યંત શૂન્યરૂપ જ છે, તેમ આત્મા અને જગત એ શબ્દો ભિન્ન છતાં પણ અભિન્ન જ છે અને અર્થવાળા હોવા છતાં પણ અનર્થક જ છે. તમે પોતાની અંદર આકાશની પેઠે નિર્લેપ રહો, બહાર સદાચારમાં તત્પર રહો અને હર્ષના તથા ક્રોધના વિકારોમાં કાષ્ઠ તથા ઢેફાંના જેવી સ્થિતિવાળા રહો. તુરત મારી નાખવાને તૈયાર થયેલા મોટા શત્રુને પણ જે પુરુષ પોતાનો આત્મા જ ગણીને અત્યંત પ્યારો ગણે, તે જ પુરુષ તત્ત્વવેત્તા છે. જેમ નદી પોતાના કિનારા પરનાં વૃક્ષને મૂળ સહિત ઉખેડી નાખે છે, તેમ જે પુરુષ પ્રેમને અને મત્સરને મૂળસહિત ઉખેડી નાખે છે તે પુરુષ હર્ષના તથા ક્રોધના વિકારોને દૂર કરે છે. જો રાગ, દ્વેષ અને તેઓના વિકારોના સ્વરૂપનો વિચાર કરવામાં આવે નહિ, તો મહાત્માઓ પણ અમહાત્મા જેવા જ લાગે છે; અને તેથી તેઓની સેવા પણ વ્યર્થ જ જાય છે. જેને અહંકાર જ હોતો નથી અને જેની બુદ્ધિ વિષયોથી લેપાતી નથી, તે પુરુષ આ સઘળા લોકોને મારી નાખે તો પણ તે કોઇને મારતો નથી અને દોષોથી બંધાતો પણ નથી.[૧૧–૧૯] જે વસ્તુ સદ્રૂપ છે જ નહિ, તેને 'છે' એમ માનવી એ જ માયા કહેવાય છે. એ માયા આત્મજ્ઞાનથી જ નાશ પામે છે, તેમાં સંશય નથી. જેના ચિત્તની વાસનાઓનો સમૂહ તેલ વિનાના દીવાની જેમ શાંત થઈ ગયો હોય, તે નિર્વિકાર તત્ત્વવેત્તા પુરુષ ચિત્રમાં આલેખેલા રાજાની પેઠે સર્વદા અખંડ વિજયવાળો જ રહે છે. જે પુરુષને આ સઘળા પદાર્થો મિથ્યા સમજાયાને લીધે અથવા આત્મારૂપ સમજાયાને લીધે, સારી કે નરસી કોઈ દશાઓમાં દુઃખ કે સુખ

આપનાર થતા નથી, તે પુરુષ જીવન્મુક્ત જ છે.

यस्यानुपादेयमिदं समस्तं पदार्थजातं सदसद्दशासु । न दुःखदाहाय सुखाय नैव विमुक्त एवेह सजीव एव ॥ २२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'બ્રહ્મૈક્યપ્રતિપાદન' એ નામનો સર્ગ ૩ જો સમાપ્ત

## સર્ગ ૪ થો*

### આત્મદૃષ્ટિમાં સ્થિર થયેલા રામચંદ્રજીની સંભાવના

॥ वसिष्ठ उवाच ॥

मनोबुद्धिरहंकार इंद्रियादि तथानघ । अचेत्यचिन्मयं सर्वं क्व ते जीवादयः स्थिताः ॥

વસિષ્ઠ બોલ્યાઃ-હે રામચંદ્રજી ! મન, બુદ્ધિ, અહંકાર તથા ઇન્દ્રિય વગેરે એ સઘળું, દશ્ય પદાર્થ વિના કેવળ ચૈતન્યમય જ છે, તો હવે જીવ વગેરે પદાર્થો ક્યાં રહ્યા ?[१] જેમ ચંદ્ર એક જ હોવા છતાં, નેત્રના રોગને લીધે, જુદાં જુદાં જળાશયોને લીધે અને દર્પણોને લીધે અનેક દેખાય છે; તેમ વ્યાપક આત્મા એક જ હોવા છતાં કલ્પિત ઉપાધિઓના યોગથી અનેક પ્રકારે પ્રતીત થાય છે. જેમ અંધકારનો નાશ થાય ત્યારે ચક્ષુની વિષયો ન દેખાવાની અશક્તિ દૂર થાય છે, તેમ જ્યારે ભોગોની તૃષ્ણારૂપ ઝેરનો આવેશ શાંત થાય છે, ત્યારે જ અજ્ઞાન નષ્ટ થાય છે. જેમ શરદઋતુથી વરસાદના ઝાંકળનો નાશ થાય છે, તેમ મનમાં સારી પેઠે વિચારેલા વેદાંતશાસ્ત્રરૂપી મંત્રથી તૃષ્ણારૂપી ઝેરી વિષૂચિકા (કોગળિયું) નાશ પામે છે. હે રામચંદ્રજી ! જેમ આકાશમાં વરસાદ ઓછો થાય ત્યારે ટાઢ પોતાની મેળે જ ઓછી થાય છે, તેમ અજ્ઞાન ક્ષીણ થાય ત્યારે ચિત્ત સઘળી વાસનાઓ સહિત પોતાની મેળે જ ક્ષીણ થાય છે, એમ સમજો.[२-५] જેમ હારનો દોરો તૂટી જતાં મોતીઓની હરોળ વીંખાઈ જાય છે, તેમ ચિત્ત છેદાઈ જતાં વાસનાઓરૂપી ભ્રમ વીખાઈ જાય છે. હે રઘુનાથ ! જે લોકો વેદાંતશાસ્ત્રના રહસ્યનું ખંડન કરવાને માટે, વેદાંતશાસ્ત્રના અર્થનો વિચાર કરે છે, તેઓ કીટપતંગનો અવતાર લેવાને માટે નીચ બુદ્ધિનો પરિચય કરે છે. હે કમળ સરખાં સુંદર નેત્રોવાળા રામ ! જેમ પવન શાંત થતાં તળાવના તરંગો દૂર થાય છે, તેમ અજ્ઞાન શાંત થતાં ચિત્તની ચપળતા નાશ પામે છે.[६-८] જેમ અત્યંત વિસ્તીર્ણ આકાશમાં પવન સ્થિર થઈ જાય છે, તેમ તમે રાગદ્વેષ આદિથી રહિત હોવાને લીધે પરમ વિસ્તીર્ણ બ્રહ્મપદમાં સ્થિર થયા છો.[९] હે રામચંદ્રજી ! પ્રભાતનાં વાજાંઓથી નિદ્રા જતી રહેતાં જેમ રાજા જાગ્રત થાય છે, તેમ હું ધારું છું કે, મારાં વચનોથી અજ્ઞાન જતું રહેતાં તમે પ્રબુદ્ધ થયા છો.[१०] સામાન્ય માણસને પણ પોતાના કુળના ગુરુનાં વચનોની અસર થાય છે, ત્યારે તમે કે જે અત્યંત પ્રૌઢ બુદ્ધિવાળા છો, તેમને મારાં વચનોની અસર થયા વિના કેમ રહે ?[११] તમે પોતાના ચિત્તથી મને યથાર્થ વક્તા માનો છો; માટે જેમ તપી રહેલા ખેતરમાં જળ સારી રીતે પચી જાય છે, તેમ તમારા હૃદયમાં મારું વચન સારી પેઠે પચી ગયું છે.[१२] હે મહાપ્રભાવશાળી રામ ! અમો પરંપરાથી ઇક્ષ્વાકુવંશીઓના અને તેઓમાં પણ વિશેષે કરીને રઘુવંશીઓના કુળગુરુ છીએ, માટે મારું કહેલું આ શુભ વચન તમારે હૃદયમાં તુરત હારની પેઠે ધારણ કરી લેવું.[१३]

वयमिह हि महानुभाव नित्यं कुलगुरवो भवतां रघूद्वहानाम् । मदुदितमिदमाशु धार्यमार्य शुभवचनं हृदि हारवत्त्वयेति ॥ १३ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'ચિત્તભાવપ્રતિપાદન' એ નામનો સર્ગ ૪ થો સમાપ્ત

* આ ચોથા સર્ગમાં વસિષ્ઠે અનાત્મ-દૃષ્ટિઓનો ત્યાગ કરાવીને રામને આત્મ-દૃષ્ટિમાં સ્થિર થયાની સંભાવના કરી, એ કથા કહેવામાં આવશે.

## સર્ગ ૫ મો*

### રામચંદ્રજીએ કરેલું સ્વાનુભવનું વર્ણન

॥ राम उवाच ॥

अहो अहंगतश्चित्तं भवद्वाक्यार्थभावनात्।
शांतं जगज्जालमिदमग्रस्थमपि नाथ मे॥ १॥

રામ બોલ્યાઃ–અહો! આપનાં વાક્યોના અર્થના ચિંતનથી હું ચૈતન્યપણાને પ્રાપ્ત થયો છું. હે પ્રભુ! આ જગતરૂપી જાળ મારી આગળ રહેલી છતાં પણ શાંત થઈ ગઈ છે. જેમ લાંબા કાળથી સૂર્યને લીધે તપી રહેલું ભૂતલ વૃષ્ટિથી પરમ શાંતિને પ્રાપ્ત થાય છે, તેમ હું મારા ચિત્તમાં પરમ શાંતિને પ્રાપ્ત થયો છું.[૨] હું શાંત થયો છું, શીતળ સ્વરૂપવાળો થયો છું, કેવળ સુખરૂપે રહ્યો છું અને જેમાંથી હાથી બહાર નીકળી ગયો હોય, એવા તળાવની પેઠે નિર્મળપણાને પ્રાપ્ત થયો છું.[૩] હે મુનિ! આ દિશાઓનું સઘળું મંડળ, કે જે અનાત્માપણું મટી જવાથી સારી પેઠે નિર્મળ થઈ ગયું છે, તેને હું હમણાં જાણે ઝાકળથી રહિત થઈ ગયું હોય, તેમ યથાર્થ બ્રહ્મરૂપ જોઉં છું.[૪] મારા સઘળા સંદેહો ટળી ગયા છે, આશારૂપી ઝાંઝવાની નદી શાંત થઈ ગઈ છે, વિષયોની વાસનાઓથી તથા વૈરાગ્ય આદિ વૃત્તિઓથી પણ રહિત થવાને લીધે, શરદ્ઋતુના સ્વચ્છ જંગલની જેમ શીતળ થયો છું. હે પ્રભુ! હું પોતાથી જ અંત વગરના અંદરના અનહદ આનંદને પ્રાપ્ત થયો છું, કે જે આનંદની આગળ અમૃતના રસનો સ્વાદ પણ તૃણવત્ તુચ્છ લાગે છે.[૫,૬] આજ હું મારા મૂળ સ્વભાવને પ્રાપ્ત થયો છું, સ્વસ્થ થયો છું, આનંદ પામ્યો છું અને જેમાં સઘળા આનંદોનો સમાવેશ થાય છે એવા આનંદરૂપ થવાથી, ખરો રામ થયો છું. હું મને પોતાને પણ પ્રણામ કરું છું અને આપને પણ પ્રણામ કરું છું.[૭] જેમ પ્રભાતમાં સૂર્યનો ઉદય થતાં મૂર્ખ લોકોએ રાતમાં કલ્પેલું પિશાચોનું કુટુંબ શાંત થઈ જાય છે, તેમ મારા સર્વ સંશયો અને સર્વ કલ્પનાઓ શાંત થઈ ગયાં છે. જેમ શરદઋતુમાં તળાવ નિર્મળ થાય છે, તેમ નિર્મળ, વિસ્તીર્ણ, હિમની પેઠે શીતળ અને પરમાનંદથી સંપન્ન થયેલા હૃદયમાં મારું મન શાંતિ પામ્યું છે. 'આત્માને અજ્ઞાનરૂપી કલંક શા કારણથી આવ્યું હશે? સ્વયંપ્રકાશ આત્મામાં એ કલંક કેમ રહેવું જોઇએ? અને પરિચ્છેદ વિનાના અસંગ આત્માને એ કલંક કેમ ઢાંકી દે છે?' ઇત્યાદિ સંશયો ચંદ્રની સમીપમાં નિર્મૂળ થતા અંધકારની જેમ, નિર્મૂળ થઈ ગયા છે.[૮–૧૦] જે કાંઈ છે, તે સઘળું, સર્વત્ર અને સર્વદા સ્ફુરણમય આકારવાળો આત્મા જ છે; માટે તેમાં 'આ પદાર્થ અન્ય છે અને વળી તેથી આ પદાર્થ અન્ય છે' એવી ખોટી કલ્પના કેમ જ હોય? હું હમણાં પરમ પ્રકાશવાળો થયો છું; તેથી મને મારી પ્રથમની સ્થિતિ પર હસવું આવે છે કે, હું આત્મજ્ઞાન વિના તૃષ્ણારૂપી બેડીથી બંધાઇને કેવો થઈ ગયો હતો![૧૧,૧૨] આહા! હવે મને સારી પેઠે સ્મરણ પ્રાપ્ત થયું કે, હું સર્વદા પૂર્ણ જ છું. આપની વાણીરૂપી અમૃતના પૂરમાં નાહવાથી હું આવી રીતનો બની ગયો છું.[૧૩] અહો! હું એવી પવિત્ર અને વિસ્તીર્ણ ભૂમિ પર ચડ્યો છું, કે જે ભૂમિમાં મહાપ્રકાશ પાતાળની પેઠે દૂર રહ્યો નથી; પણ અહીં જ છે. હું કે જે જન્મમરણરૂપી સંસારસમુદ્રને તરીને, સંસારના અધિષ્ઠાનરૂપ થયો છું અને તેથી સર્વદા સર્વ લોકોએ પ્રણામ કરવા યોગ્ય છું, તેને પ્રણામ કરું છું. હું પોતામાં પોતાથી જ મોટા ઉત્કર્ષને પ્રાપ્ત થયો છું.[૧૪,૧૫] હે પ્રભુ! હું હૃદયરૂપી કમળના કોશમાં, સ્પષ્ટ રીતે ભ્રમરની પેઠે સ્થિરતાને પ્રાપ્ત થયેલા આપના ઉત્તમ ઉપદેશથી

* આ પાંચમા સર્ગમાં પ્રબુદ્ધ થયેલા અને પરમ સુખમાં વિશ્રાંતિ પામેલા રામે, ગુરુની આગળ વિસ્તારથી પોતાના અનુભવનું વર્ણન કર્યું, એ કથા કહેવામાં આવશે.

પોતાના સ્વરૂપના અનુભવને લીધે શોક વગરની અને સર્વદા પ્રકાશરૂપ જીવન્મુક્તિને પ્રાપ્ત થયો છું.

अनुभववशतो हृदब्जकोशे स्फुटमलितां-
समुपागतेन नाथ । तव वर वचसेह वीतशोकां
चिरमुदितां च दशामुपागतोऽस्मि ॥ १६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'રાઘવવિશ્રાંતિવર્ણન' એ નામનો સર્ગ ૫ મો સમાપ્ત**

## સર્ગ ૬ ઠ્ઠો×

### દેહ અને આત્માનું વિવેચન તથા અજ્ઞાનનું સ્વરૂપ

॥ वसिष्ठ उवाच ॥

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं म्रियमाणाय वक्ष्यामि हितकाम्यया ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે મહાબાહુ રામચંદ્રજી! ફરી પણ મારું ઉત્તમ વચન સાંભળો, કે જે વચન હું મારા ઉપદેશથી તમને પ્રસન્ન થતા જોઈને હિત કરવાની ઇચ્છાથી કહું છું.[1] આટલા સુધી તમામ અભેદના સિદ્ધાંતને અનુસરીને તમને કહ્યું છે; પણ હવે ઘડીભર ભેદનો સ્વીકાર રાખીને પણ કહું છું તે સાંભળો; કે જેથી તમારી વિચારશક્તિ વધે અને થોડું સમજનારાઓ (સિદ્ધાંતને નહિ પહોંચી શકનારાઓ)નાં પણ દુઃખો ટળી જાય.[2] અજ્ઞાનને વશ રહેનારા મૂર્ખ માણસને, અનાત્મરૂપ દેહમાં જ આત્માપણાની ભાવના ઉદય પામેલી હોય છે; એ તેના અપરાધને લીધે ઇન્દ્રિયોરૂપી શત્રુઓ, જાણે ક્રોધ પામ્યા હોય તેમ તે માણસને દબાવી દે છે.[3] જ્ઞાન ધારણ કરનાર સમજુ પુરુષ પરમાર્થરૂપ આત્મામાં જ રહે છે; એ તેના વાસ્તવિક બોધથી ઇન્દ્રિયો જાણે સંતુષ્ટ થયેલી હોય તેમ મિત્રભાવ રાખીને, તે ભલા માણસના વશમાં રહીને, તેને અનુકૂળ વર્તે છે. વ્યવહાર કરવા છતાં પણ જે પુરુષ ભોગ્યપદાર્થોમાં રહેલા દોષો જ જોયા કરે છે અને તેના ગુણોને જોતો નથી, તે પુરુષ કેવળ દુઃખ ભોગવવાને વાસ્તે શા માટે દેહને આત્મારૂપ માને?[5] આત્માને શરીરની સાથે લાગતુંવળગતું નથી અને શરીરને આત્માની સાથે કંઈ લાગતુંવળગતું નથી. જેમ પ્રકાશ અને અંધકાર પરસ્પરથી વિલક્ષણ છે, તેમ શરીર અને આત્મા પરસ્પરથી વિલક્ષણ છે. આત્મા જન્મ, મરણ આદિ સઘળા ભાવ–વિકારોથી સર્વદા રહિત અને નિર્લેપ હોવાથી, કદી પણ અસ્ત કે ઉદય પણ પામતો નથી, પણ સર્વદા પ્રકાશિત જ છે. આ શરીરરૂપી પથરો કે જે જડ છે, અજ્ઞ છે, તુચ્છ છે, વિનાશી છે અને પોતે આત્માની સત્તાથી સત્તા પામેલો હોવા છતાં પણ આત્માને જ દુઃખી કરનાર હોવાથી કૃતઘ્ન છે, તેને જે થતું હોય તે ભલે થાય. દેહ અને આત્મા એ બેમાંથી આત્માને ઓળખીએ તો દેહમાં જડપણું જ બાકી રહે છે; તો પછી એ જડ દેહ, સર્વદા પ્રકાશિત ચૈતન્યમયપણાને શી રીતે લઈ શકે?[4–9] દેહનાં સુખ–દુઃખોથી આત્માને સુખ–દુઃખો થાય છે અને આત્માનાં સુખ–દુઃખોથી દેહને સુખ–દુઃખો થાય છે, એ વાત તે વળી કેવી હોય? દેહ અને આત્મા કદી પણ સમાન નથી અને સમાન ધર્મોવાળા પણ નથી; તેમ છતાં તેઓને પરસ્પરનાં સુખ–દુઃખોથી સુખદુઃખો થવાં કેમ જ સંભવે? દેહ અને આત્મા કે જેઓને પરસ્પરની સાથે કશું લાગતુંવળગતું જ નથી, તેઓને પરસ્પરરૂપ થવું સંભવે જ કેમ? દેહ કે જે સ્થૂલ છે, તે અણુ કેમ થઈ શકે અને આત્મા કે જે અણુ છે તે સ્થૂલ કેમ થઈ શકે?[10,11] જેમ દિવસ રાત્રિનો વિરોધી છે અને રાત્રિ દિવસની વિરોધી છે, તેમ આત્મા દેહથી ઊલટો છે અને દેહ આત્માથી ઊલટા ગુણ ધરાવે છે. માટે

× આ છઠ્ઠા સર્ગમાં દેહના તથા આત્માના વિવેકનું, દેહને આત્મા માનવાથી દુઃખો પ્રાપ્ત થયાનું અને મૂઢ લોકોને સ્ત્રીઓના સંગથી મોહની વૃદ્ધિ થયાનું વર્ણન કરવામાં આવશે.

તેઓનું પરસ્પર ઐક્ય સંભવે જ કેવી રીતે? જ્ઞાન અજ્ઞાનપણાને પ્રાપ્ત થવું સંભવે નહિ અને છાયા તડકાપણાને પ્રાપ્ત થવી સંભવે નહિ. ગમે તેવા વિચારો ગોઠવવામાં આવે, તો પણ બ્રહ્મ દેહાદિકરૂપ થાય જ નહિ. આત્મા સર્વવ્યાપક છે, તે છતાં પણ તેને દેહનો જરા પણ સંબંધ નથી. જેમ કમળને જળમાં રહ્યા છતાં પણ જળનો જરા પણ સ્પર્શ થતો નથી, તેમ આત્માને દેહમાં રહ્યા છતાં પણ દેહનો જરા પણ લેપ લાગતો નથી; કેમકે આત્મા દેહની કલ્પનાનું અધિષ્ઠાન હોવાથી આત્માની સત્તાથી જ દેહની સત્તા છે. જેમ નિર્લેપ હોવાને લીધે આકાશને વાયુથી શોષ, કંપ કે રજનો લેપ આદિ થતાં નથી, તેમ આત્મા દેહમાં રહેલ છે, તો પણ નિર્લેપ હોવાથી તેને દેહથી જરા, મરણ, વિપત્તિ, સુખ, દુઃખ, હાનિ કે વૃદ્ધિ જરા પણ થતાં નથી; માટે તમે નિશ્ચિંત રહો. દેહમાં આત્મદષ્ટિ કરવાથી જન્મ—મરણ આદિ ભ્રમ રહે છે; પણ બ્રહ્માત્મદષ્ટિથી જોતાં, જેમ જળમાં તરંગોનો સમૂહ જળમાત્ર જ દેખાય છે, તેમ બ્રહ્મમાં તે બ્રહ્મ બ્રહ્મમાત્ર જ દેખાય છે. જેમ જળ પોતાની સત્તાથી રહેલા તરંગપણાને અનુભવતું હોય એમ છે, તેમ આત્મા પોતાની સત્તાથી રહેલા દેહરૂપી યંત્રને અનુભવતો હોય છે. જેમ સૂર્ય વગેરેના પ્રતિબિંબના આધારભૂત જળાદિકના ચલનથી પ્રતિબિંબનું ચલન થતાં પણ સૂર્યાદિકને કશો ક્ષોભ કે હાનિ થતાં નથી, તેમ દેહથી ચિદાભાસનો ક્ષોભ વગેરે થતાં પણ દેહના સાક્ષીને ક્ષોભાદિક થતું નથી. દેહનું અને આત્માનું બુદ્ધિપૂર્વક અવલોકન કરવામાં આવે, તો સત્ય જણાયેલા આત્મતત્ત્વમાં જ સ્થિતિ પ્રાપ્ત થાય છે અને દેહરૂપ અજ્ઞાનનો વિભ્રમ લય પામે છે.[૧૨-૨૦] દેહના અને આત્માના ખરા તત્ત્વનો વિચાર કરતાં દેહનું મિથ્યાપણું પ્રકટ થાય છે અને આત્માનું સત્યપણું પ્રકટ થાય છે; કેમકે દીવા અને અંધકારની પેઠે દેહ અને આત્માનો સ્વભાવ પરસ્પરથી વિરુદ્ધ છે. જેને યથાર્થ જ્ઞાન હોતું નથી એવા પુરુષને દેહનાં ભ્રમણોથી અને બદલાઓથી સાર વિનાના મોહારૂપી આસોંદરાંનાં વૃક્ષો સ્ફુર્યા કરે છે. જેમણે આત્મા નામના પદાર્થનો વિચાર કર્યો નથી અને જ્ઞાન ઉપર લક્ષ આપ્યું નથી, તે મૂઢ પુરુષો ચેતન નથી, પણ જડ જ છે; અને તરણાંઓની પેઠે જ નિષ્ફળ હલનચલન કરે છે. આત્મતત્ત્વના સ્વાદને નહિ જાણનારા એ જડ લોકો, જેમ છિદ્રોમાં વાયુ પુરાવાથી વાંસ અનેક પ્રકારના શબ્દ કરે છે, તેમ વ્યર્થ બકવાદ કરે છે, ચલનાદિક પામ્યા કરે છે અને ખડ તથા કાષ્ઠ વગેરે પદાર્થોને લાવવામૂકવાની ક્રિયાઓ કરે છે, એમ સમજવું. શબ્દ, સ્પર્શ તથા રૂપ આદિ વિષયોના લાભથી જ પોતાને કૃતાર્થ માનનારા તરંગોની જેમ ચપળ અંગોવાળા અને ભોગરૂપ મદિરાનું અતિશય આગ્રહથી પાન કરનારા એ લોકો, જડ છતાં ચેતન જેવા લાગે છે. જેમ નદી વગેરેના મોટા પ્રવાહો, અચેતન હોવા છતાં પણ ચપળતા તથા જવા—આવવા વગેરે ક્રિયાઓવાળા દેખાય છે, તેમ દુર્બુદ્ધિવાળા લોકો પણ અચેતન હોવા છતાં પણ ક્રિયાઓવાળા દેખાય છે, એમ જાણવું. જો કે એ સઘળા દુર્બુદ્ધિ લોકોમાં પણ અવિનાશી ચૈતન્ય રહેલું છે, તો પણ એ લોકો એ ચૈતન્યને જાણતા નથી; તેથી તેઓનું એ ચૈતન્ય મોટી કંગાલ સ્થિતિમાં જ છે. જેમ લુહારની ધમણમાંથી નીકળતી ફૂંકો કેવળ ચલનને માટે જ છે, તેમ અજ્ઞાનીના શ્વાસો કેવળ ચલનને માટે જ છે; કેમકે એ શ્વાસોથી કશો પુરુષાર્થ થતો નથી. જેમ ધનુષ્યના દંડની દોરીમાંથી સાંભળવામાં આવતા ટંકારના શબ્દો, બીજાઓના મરણને માટે જ હોય છે, તેમ અજ્ઞાની લોકોનાં મોઢાંઓમાંથી સાંભળવામાં આવતા ટંકારના શબ્દો બીજાઓના મરણને માટે જ છે. એ જ રીતે અજ્ઞાની લોકોનાં મોઢાંમાંથી સંભળાતા ગર્જનાના તથા તિર-

સ્કાર આદિના શબ્દો બીજાઓના મરણને માટે જ છે. મૂઢ માણસની પાસેથી જો કોઈ ફળનો લાભ થાય, તો પણ તે લાભ જંગલી ઝાડમાંથી ફળ મળ્યા જેવો છે. મૂઢ માણસની પાસે જ આશરો મળે, તે પણ તપી રહેલા પથ્થરની પાટની પાસે વિશ્રામ મળ્યા સમાન છે. મૂઢ માણસનો સમાગમ પણ જંગલમાંના ઝાડના ઠુંઠાના જેવો છે. મૂઢ માણસને માટે જ કાંઈ કરવામાં આવે, તે પણ આકાશને લાકડીઓથી મારવા જેવું છે. એ અધમ માણસને જ વસ્તુ આપવાની ધારવામાં આવે, તે વસ્તુ કાદવમાં શા માટે ફેંકી દેવામાં આવતી નથી ? એ માણસની સાથે જ વાતચીત કરવામાં આવે, તે આકાશમાં કૂતરાને બોલાવવા સમાન છે. અજ્ઞાન એ જ આપદાઓનું ઠેકાણું છે. અજ્ઞાનીને કંઈ આપદા પ્રાપ્ત થતી નથી. આ સંસારનો પ્રવાહ અજ્ઞાનીઓની ગફલતથી જ ચાલ્યા કરે છે. જેમ હળ ઉપર ઢેફાં પડ્યા કરે છે અને ઊડ્યા કરે છે, તેમ અજ્ઞાની ઉપર ઉગ્ર દુઃખો અને દઢ સુખો વારંવાર પડ્યા કરે છે અને પાછાં ઊડ્યા કરે છે.[૩૩] શરીર, ધન અને સ્ત્રી ઇત્યાદિકની ઉપર ભરોસો રાખ્યા કરતાં, અજ્ઞાની પુરુષને આ સંસારરૂપી નીચ દુઃખ કદી પણ શાંત થતું નથી.[૨૧–૩૪] આ નીચ દેહ કે જે અનાત્મા છે, તેને આત્મા માનવામાં આવે તો સઘળી ખોટી સમજણરૂપ માયા કદી પણ નાશ પામતી નથી. દુષ્ટ ભાવનાઓથી ઘેરાયેલી બુદ્ધિવાળા, સત્ય વસ્તુમાં આંધળા, મિથ્યા વસ્તુમાં દેખતા અને પગલે પગલે ગોથાં ખાયા કરતા અજ્ઞાની પુરુષને, જેમ ફૂલમાંથી સુગંધ મળે છે, તેમ કોઈ વખતે ચંદ્રમાંથી ઝેર પણ મળે છે અને જેમ પથ્થરમાંથી દૂર્વાનો અંકુર થાય છે, તેમ કોઈ વખતે ખીરમાંથી કાંટા પણ નીકળે છે. દેહરૂપી ગીમળાના ઝાડની બખોલમાં સર્પિણીઓની જેમ રહેનારી અને મનરૂપી હાથીને જકડીને બાંધનારી મૂર્ખ માણસની આશાઓ, સારી રીતે ખેડેલા ખેતરમાં વાવેલી ડાંગરની જેમ ઘણાં ફળો (દુઃખો) આપ્યા કરે છે. જેમ મયૂરી (ઢેલ) પ્રેમથી મેઘની રાહ જોયા કરે છે, તેમ નરકની ભૂમિ પાપોરૂપી સર્પોથી વીંટાયેલા અજ્ઞાની માણસની રાહ જોયા કરે છે. જેનાં ચપળ નેત્ર ભ્રમર જેવાં છે અને જેના હાલતા હોઠ પાન જેવા છે, એવી હાવભાવ કરતી સ્ત્રી, લતાની જેમ મૂર્ખ મનુષ્યને માટે જ પેદા થઈ છે. સંકલ્પોરૂપી ચપળ પલ્લવોવાળું અને ચંચળ છાયાવાળું રાગરૂપી પરવાળાનું દુષ્ટ વૃક્ષ, અજ્ઞાનીના હૃદયરૂપી ભૂમિકામાં જ રહે છે. ગાઢ નિઃશ્વાસોરૂપી ધુમાડાવાળો, શસ્ત્રો જેવા તીક્ષ્ણ દાંતોરૂપી ઊંબાડિયાંવાળો અને કાયાને બાળી નાખનારો દ્વેષરૂપી દાવાનળ, અજ્ઞાનીના હૃદયરૂપી જળ વિનાના પ્રદેશમાં સળગ્યા કરે છે. પરાઈ નિંદાઓરૂપી પલ્લવોવાળી અને ચિંતાઓરૂપી ભ્રમરોવાળી ઈર્ષ્યારૂપી કમલિની, અજ્ઞાનીના મત્સરથી ભરેલા મનરૂપી સરોવરમાં અત્યંત પ્રફુલ્લિત થાય છે. જેમ સમુદ્રમાં નિરંતર તરંગ અને મોજાં આવવાથી તે સમુદ્ર તરંગ અને મોજાંના આકારરૂપ થાય છે અને પોતાની અંદર વડવાગ્નિ રાખે છે, તેમ સુખદુઃખરૂપી ઊભરા અને તરંગો આવવાથી આ મનુષ્ય પણ, સુખદુઃખસ્વરૂપ બનીને અનેક જન્મ–મરણને આધીન થાય છે. મૂઢ પુરુષને જ વારંવાર જન્મથી બાળકપણું, બાળકપણાથી જુવાનપણું, જુવાનપણાથી જરા અને જરાથી મરણ પ્રાપ્ત થયા કરે છે. જગતરૂપી આ જૂના રેંટના યંત્રમાં પ્રારબ્ધરૂપી દોરીથી બંધાયેલો મૂઢ પુરુષરૂપી ઘડો, વારંવાર ઊંધો–છતો (જન્મ–મરણ પામ્યા કરે છે.) થયા કરે છે. જે આ તુચ્છ જગત તત્ત્વવેત્તા પુરુષને ગાયના પગલાના ખાબોચિયા જેવું લાગે છે, તે જ જગત અજ્ઞાનીને અનંત અને બહુ જ ઊંડું લાગે છે. જેમ પાંજરામાં પડેલી પક્ષિણીઓ દૂર જઈ શકતી નથી, તેમ પેટ ભરવાની ખટપટમાં પડેલી આંધ-

ળા જેવા મૂઢ પુરુષની વિચારશક્તિઓ દૂર પહોંચી શકતી નથી. જેમ ઘણા ભાર ભરી કાદવના માર્ગમાં જવાથી રથનાં પૈડાં ખૂંચી જાય છે, તેમ બહારની વાસનાઓથી મન દબાઈ જાય છે, તેથી તેની ઇન્દ્રિયો નિર્બળ થઈ જાય છે અને હૃદયની વચલી કુંડલી જાગી શકતી નથી. અજ્ઞાનીરૂપ શિકારીએ રાગરૂપી મૃગયાના વ્યસનને લીધે, ઇન્દ્રિયોરૂપી ગીધોને માટે સંસારરૂપી જંગલમાં દૂર દૂર માંસના પિંડોની જેમ હિમાલય આદિ માટીના પુંજમય પર્વતો અને મનુષ્ય તથા પશુ આદિ માંસમય પ્રાણીઓ ગોઠવી મૂકેલાં છે, કે જેઓ મોહથી ભોગ્ય પદાર્થોરૂપે જોવામાં આવે છે. વિચિત્ર નામ–રૂપોથી અપાર રીતે રંગાયેલું ઘણા ઘણા સંકલ્પોની કલ્પનાઓરૂપી કલ્પવૃક્ષ, અત્યંત મિથ્યા પદાર્થોથી પણ સઘળાઓની કામનાઓને પૂરે છે, એ ભારે અદ્‌ભુત છે.[૩૫–૫૨] આ સંસારરૂપી વનખંડમાં અજ્ઞાનને લીધે જ જગતોરૂપી જૂનાં પાંદડાંઓની પરંપરાઓ પથરાયેલી છે, જન્મોરૂપી નવાં નવાં પલ્લવો થયા કરે છે, કર્મોના સમૂહોરૂપી કળીઓ વારંવાર લાગ્યા કરે છે, વૈભવોની શોભાઓરૂપ મંજરીઓ ખીલ્યા કરે છે; પુણ્યો તથા પાપોરૂપી ફળો ઉત્પન્ન થયા કરે છે અને વિચિત્ર રચનાઓવાળા ઘણા ઘણા કામી લોકોરૂપી પક્ષીઓ બેસતા, શોભતા, પેસતા તથા વિલાસો કરતા જોવામાં આવે છે. આ સંસારરૂપી વનખંડમાં અજ્ઞાનરૂપી ચંદ્રના ઉદયથી જ સ્ત્રીઓરૂપી ઔષધિઓ વિકાસ પામીને ભારે શોભા પામેલી છે. જન્મોના સમૂહોરૂપી કળાઓથી ભરપૂર, વિવેકરૂપી સૂર્યાસ્તના સમયમાં જ ઉદય પામનારો, બ્રહ્મરૂપી આકાશમાં પ્રકાશતો અને દુર્દશારૂપી રાત્રિનો સ્વામી, અજ્ઞાનરૂપી ચંદ્રમા ખોટા ખોટા ભારે ચમત્કારો દેખાડે છે. વાસનાઓરૂપી મિથ્યા અમૃતથી ભરેલા, આશાઓરૂપી ચકોરોને પુષ્ટ કરનારા અને ચિત્તરૂપી ચંદ્રકાંતમણિને આર્દ્ર રાખનારા, અજ્ઞાનરૂપી ચંદ્રના પ્રભાવથી જ કામી પુરુષોરૂપી રાજહંસોને વિલાસ આપનારી, હિમના જેવાં શીતળ અંગોવાળી અને નેત્રોરૂપી ચપળ ભ્રમરોવાળી, સ્ત્રીઓરૂપી કુમુદિનીઓ મનોહર લાગે છે. કેશપાશરૂપી અંધકારોના પ્રાબલ્યવાળી હોવાને લીધે, કૃષ્ણપક્ષની રાત્રિઓ જેવી અને શોભી રહેલાં સ્તનોરૂપી ધોળાં વાદળો હોવાને લીધે શુક્લપક્ષની રાત્રિઓ જેવી સ્ત્રીઓ, મનનું આકર્ષણ કરે છે, એ અજ્ઞાનની જ વિભૂતિ છે. હે રામચંદ્રજી! વિષયોમાં જ આરંભમાં જ મધુરપણું, પરિણામે અનર્થ કરનારું પરિમિતપણું અને સઘળી સ્થિતિમાં ક્ષણભંગુરપણું છે, એ સઘળાં અજ્ઞાનરૂપી વૃક્ષનાં જ અનેક આકારોવાળાં મોટાં મોટાં ફળો ફેલાયેલાં છે.[૫૩–૬૧]

आपातमात्रमधुरत्वमनर्थसत्त्वमायन्तवत्त्वमखिल स्थितिभङ्गुरत्वम् । अज्ञानशाखिनइतिप्रसृतानिरामनानाकृतीनिविपुलानिफलानितानि ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ–પ્રકરણના પૂર્વાર્ધનો ‘મોહમાહાત્મ્ય’ એ નામનો સર્ગ ૬ ઠ્ઠો સમાપ્ત**

## सर्ग ७ मो

### કામાદિકના અધ્યાસથી થતા અજ્ઞાનનું વર્ણન

॥वसिष्ठ उवाच॥

यन्मुक्तावलिता रत्नभूषिता भांति योषितः ।
मदेंदावुदिते क्षुब्धकामक्षीरार्णवोर्मयः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા:–મોતીના હારોથી નમી રહેલી અને રત્નોથી શણગારેલી સ્ત્રીઓ મદરૂપી ચંદ્રનો ઉદય થતાં, ભરતી પામેલા કામદેવરૂપી ક્ષીરસાગરની લહરીઓના જેવી લાગે છે, એ અજ્ઞાનનો જ મહિમા છે. સ્ત્રીઓની તેમના ગાલોની

* આ સાતમા સર્ગમાં કામાદિકને લીધે અનર્થોમાં અર્થબુદ્ધિ કરાવનારી અજ્ઞાનની વિભૂતિઓનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

ઉપર નખરાં કરતી દષ્ટિઓ, સોનેરી રંગનાં કમળોની ઉપર રહેલા ચપળ ભ્રમરોના સમૂહની શોભાને ધરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. વસંતઋતુમાં વૃક્ષોની ઉપર તથા બગીચાઓની ભૂમિઓમાં જાણે કામદેવના દાસ હોય તેમ કામી લોકોને ઉન્મત્ત કરી દેનારાં પુષ્પો મનોહર લાગે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૩] સ્ત્રીઓનાં અંગો કે જે વાઘ, ગીધ, શિયાળવાં તથા કૂતરાંઓને આહારના કામમાં આવે એવાં છે, તેઓને કવિ લોકો ચંદ્રની, ચંદનની તથા કમળની ઉપમા આપે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. જેમાં લોહી વગેરેની દુર્ગંધ જ ભરેલી છે, એવાં સ્ત્રીઓનાં સ્તનોને સોનાના કળશો જેવાં, કમળોની કળીઓ જેવાં અને બિજોરાં જેવાં માની લેવામાં આવે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. સ્ત્રીઓની લાળથી ખરડાયેલા હોઠ નામના માંસના ટુકડાને અમૃતની, ચંદ્રના રસના ધરાની, મધની કે પાકાં ધિલોડાંની અને આસવના રસની ઉપમા આપવામાં આવે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. સ્ત્રીઓના નાની નાની ગાંઠોના આકારે રહેલા હાથનાં તીક્ષ્ણ અણીવાળાં હાડકાંઓના ખીલાઓને, સારા સારા કવિઓ પણ સુંદર બાહુલતા આદિ મોટા મોટા શબ્દોથી વર્ણવે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. સ્ત્રીઓની સાથળોને કેળની ઉપમા અપાય છે તેમજ પ્રૌઢ સ્તન અને કટિમેખલાને કામદેવના દરબારનાં તોરણોની ઉપમા અપાય છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. લક્ષ્મી જે પહેલી મીઠી લાગે છે, પણ પછી તેનાથી રાગદ્વેષ જેવી ખટપટો વધે છે. વળી તે ક્ષણભંગુર છે અને બધાંની પાસે સરખી રીતે રહેતી નથી; તેમ છતાં તેવી લક્ષ્મીની ઇચ્છા થાય છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. મનમાં સેંકડો પ્રકારનાં સુખ–દુઃખ પ્રગટ થાય છે અને સારાં–નરસાં કર્મોના ફળરૂપ લક્ષ્મી મળ્યા કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. અમુક કામ કરવાથી અમુક ફળ મળશે, તેવાં કર્મકાંડનાં આશાવાળાં વચનો છે, જે કરોળિયાની જાળની માફક ક્ષણમાં તૂટી જનારાં અને રાગ તેમજ કામનાના બંધનમાં નાખનારાં છે. એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૧૧] જેમ વર્ષાઋતુમા યમુના નદીનું પૂર વૃષ્ટિને લીધે વધી જાય છે, તેમ અવિવેક અને મોહને લીધે અનેક પ્રકારની પ્રવૃત્તિઓ વધી જાય છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. અંતઃકરણને પણ કડવુ કરી નાખનારો અને અનેક પ્રકારનાં દુઃખો નાખનારો જન્મ–મરણરૂપી અતિવિષનો રસ લોકોની અરુચિ છતાં પણ વધ્યા કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. જેમ પવન વાતાં સૂકાં પાન અને ઉકરડાની ધૂળ આમતેમ ઊડવા લાગે છે, તેમ અનેક પ્રકારનાં ફળવાળાં કર્મો લોકોના વિવેકને દૂર કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. અનંત બ્રહ્માંડોરૂપી પાકેલાં ફળોને ખાયા કરવા છતાં, પણ જેનું પેટ ભૂખ્યું ને ભૂખ્યું જ રહે છે, એવો આ કાળ એમ ને એમ સેકડો કલ્પો વીતી ગયા છતાં પણ તૃપ્ત થતો નથી, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૧૫] મોહરૂપી પવનને પી રહેનારા અને તે તે દેહોરૂપી કાંચળીઓને વારંવાર ઉતારી નાખતા જીવોરૂપી વિચિત્ર સર્પો, બ્રહ્મસ્વરૂપે શીતળ તથા અવિચળ છતાં પણ કર્મોરૂપી કુટિલ ગતિઓથી સંસારમાં ભટક્યા કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. વિવેકરૂપી ચંદ્રનો ઉદય નહિ થવાથી, ચિંતારૂપી પિશાચે ખરાબ કરેલી યૌવનરૂપી રાત્રિ, મોહરૂપી અંધકારને લીધે પ્રકાશ વગરની જ ચાલી જાય છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. જેમ તંતુ કમળની બખોલના ખૂણામાં રહેલો હોવા છતાં પણ હિમથી નાશ પામે છે, તેમ જીભ મોઢાના છિદ્રના એક ભાગમાં ગુપ્ત રહેલી હોવા છતાં પણ સ્ત્રી, પુત્ર વગેરે પામર લોકોને સમજાવવાના સંતાપોથી સુકાઈ જાય છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા

છે. હજારો ગાંઠો અને કાંટાવાળો શીમળો અનેક શાખાઓ હોવા છતાં બેડોળ લાગે છે, તેમ આ જીવ દુઃખ, શોક, ઋણ ગરીબાઈ આદિ સંકટોથી દુઃખી થાય છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. અંદર પોલાણવાળા અને ઘણી ઊંચાઈને લીધે નમી રહેલા ચિત્તરૂપી જૂના વૃક્ષમાં રહેનારો લોભરૂપી ઘુવડ, માયારૂપી કાળી રાત્રિમાં મસ્તી કર્યા કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. જરારૂપી બુઢ્ઢી બિલાડી, યૌવનરૂપી ઊંદરને પ્રથમ કાનની પાસેના પ્રદેશમાં પૂરી કાળજીથી પકડીને રમતાં રમતાં ફાડી નાખે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. આ સૃષ્ટિ ફીણના ઢગલાની જેમ સાર વિનાની હોવા છતાં પણ અનુક્રમે પહાડ જેવી ઊંચી થઈને પોષાય છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. ચિદાભાસો (જીવો) રૂપ પુષ્પોથી ધોળી, જગતોરૂપ પાંદડાંઓવાળી અને ધર્મ તથા અર્થરૂપ ફળોને ધરનારી વ્યાવહારિક સત્તારૂપ લતા પ્રફુલ્લિત થઈ છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. આ ત્રણે લોકરૂપે ઘર છે, જેને મેરુ આદિ પર્વતો થાંભલા છે, ચંદ્ર અને સૂર્ય ગોખ છે, આકાશ છજું છે ને તે અનંત કાળથી ટકી રહ્યું છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. સંસારરૂપી મોટા સરોવરમાં શરીરોરૂપી કમળોની અંદર ચૈતન્યરૂપી રસને પીનારા (ચૈતન્યની સત્તાથી જ રહેનારા) પ્રાણીરૂપી ભમરો ફરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. આકાશરૂપી ઇન્દ્રનીલમણિના ચોતરા ઉપર સૂર્ય નામની દીવી મૂકી છે, તે લોકોમાં પ્રકાશ આપે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૨૬] જૂના પંખીની જેમ જીવ દેહરૂપી પિંજરમાં ભરાયો છે, જેને વાસનાઓરૂપી સળીઓ અને આશાઓરૂપી તાંતણા છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. જેમાંથી પ્રાણીઓના સમૂહોરૂપી પાંદડાંઓની પરંપરા નિરંતર ખરતી જાય છે, એવી અનાદિકાળની આ સંસારરૂપી લતા પ્રાણવાયુના આધારે ડોલ્યા કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૨૮] સૃષ્ટિના અમુક કાળ સુધી રાજી રહેનારા કેટલાએક કુલીન પુરુષો, પોતાનાં પુણ્યોના પ્રભાવને લીધે ઉગ્ર નરકોરૂપી કાદવમાં પડવાના ભયને દૂર કરી ઘડીભર પોતાને મળેલી સારી જગાએથી ખસવાના નથી, એવો નિશ્ચય કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૨૯] ચંદ્રના અમૃતનું પાન કરનારા દેવો સ્વર્ગરૂપી સરોવરમાં વિહાર કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૩૦] અનેક પ્રકારનાં કામ્યફળોરૂપી ભમરોથી મલિન વાસનાઓરૂપી કળીઓ વડે શોભી રહેલી અને તે તે લોકોમાં ગતિઓ થવારૂપ સુગંધીવાળી મોટી કર્મકાંડરૂપ કમલિની પ્રફુલ્લિત થઈ રહી છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૩૧] સંસારરૂપી ખાબોચિયામાં ફર્યા કરતી બિચારી પ્રાણીઓની જાતોરૂપ નાની નાની માછલીઓને, નિર્દય કાળરૂપી બુઢ્ઢો ગીધ ગળ્યા કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૩૨] તરંગોનાં ફીણોની પંક્તિની જેમ જાણે એ જ હોય અને જાણે બીજી જ હોય એમ લાગતી સંસારની ક્ષણભંગુર વિચિત્રતા ચંદ્રની કળાની પેઠે રોજ રોજ નોખનોખા પ્રમાણવાળી ઉદય પામે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. ક્ષણમાત્રમાં ફૂટી જાય એવાં ઘણાં પ્રાણીઓરૂપી કોડિયાંઓને બનાવ્યા કરતો કાળરૂપી કુંભાર, આ ચક્રને ફેરવ્યા કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૩૪] બ્રહ્મરૂપી અચળ પદમાં ઉત્પન્ન થયેલાં અને વ્યવહારમાં સમર્થપણું ધરાવનારાં જગતોરૂપી અસંખ્ય જંગલો, પ્રલયરૂપી અગ્નિથી બળી ગયાં છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૩૫] આ જગતની સ્થિતિ એ રીતે જતીઆવતી સુખ–દુઃખોની અપાર દશાઓથી નિરંતર ફેરફાર પામ્યા કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૩૬] અજ્ઞાની લોકોની દૃઢ વાસના-

ઓને મહાભયંકર પ્રલયો, યુગના ફેરફારો કે વજ્રના આઘાતો પણ તોડી શકતા નથી, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૩૭] કોઈ એક વાસના શત્રુઓનાં સેંકડો સૈન્યોને ભગાડનારી દાનવોએ પણ વખાણેલી અને પુનર્જન્મના વેગથી ભાંગી જનારી ઇન્દ્રની કાયાને ધરી બેઠેલી છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. જેમ વંટોળિયાની ચકરી સાપના મુખમાં પ્રવેશ કરે છે, તેમ સૃષ્ટિમાં આવતા જીવો કાળના મુખમાં પ્રવેશ કરે છે; એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. પોતાથી થતાં તે તે ફળોરૂપી ફીણોવાળાં પદાર્થોરૂપી સઘળાં જળો, નિરંતર ચારે બાજુએથી વિનાશરૂપી વડવાગ્નિના મોઢામાં પડ્યા કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૪૦] બ્રહ્મના આધારથી જ (અધિષ્ઠાનથી) દેખાતા પદાર્થો સત્તા ભોગવે છે અને જળના તરંગોની જેમ અનેક પ્રકારની વાસનાઓ પ્રગટ કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. પ્રાણીઓરૂપી મોતીઓથી ભરપૂર જગતોરૂપી ઘણા ઘણા મદોન્મત્ત હાથીઓને કાળરૂપી પ્રબળ સિંહ ખાઈ જાય છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. જેમ પક્ષીઓ વિવિધ ફળ ચાખવા મેરુપર્વત આદિ અનેક સ્થળોમાં ભટકે છે, તેમ કર્મના આધારે ફળ ભોગવવા માટે જીવો જન્મે છે, જીવે છે અને મરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૪૩] જેમ ચિત્રકાર વિવિધ રંગોથી ભીંતો પર ચિત્ર દોરે છે, તેમ જોનારો જીવાત્મા ઇન્દ્રિયો વડે અંતઃકરણમાં સૃષ્ટિનાં અનેક ચિત્રો દોરે છે,+ એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૪૪] જેમ દોરડીને બદલે સર્પ દેખાય છે, તેમ બ્રહ્મને બદલે જગત દેખાડનારા આ સ્થૂળ જડ પદાર્થો, હિરણ્યગર્ભના કાળના નિમેષની હજારમા અંશ જેટલી ઘડી રહીને નાશ પામે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. સુખ–દુઃખમય રાગદ્વેષને ધારણ કરતી અને જરાને, મરણને તથા રોગોને આધીન થતી, જંગમ જાતિઓ નાશ પામે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૪૭] પૃથ્વીમાં પોતાનાં મોટાં મોટાં પાપોનાં ફળોને જ અનુભવ્યા કરતી કીડાઓની પંક્તિઓ અમુક કાળ સુધી પ્રારબ્ધથી પીડાયા કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૪૮] જેનું દર (બ્રહ્મ) માંડ માંડ જોવામાં આવે છે એવો અને ભારે મોટા શરીરવાળો કાળરૂપી સુખી સર્પ, અદૃશ્ય રહીને જ ક્ષણમાત્રમાં આ સઘળા જગતને ગળી જાય છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૪૯] વૃક્ષરૂપી સ્થાવર જીવો, પક્ષીઓ, ટાઢ, પવન, તડકા આદિથી દુઃખ પામે છે, ફળફૂલ આદિથી સુખી થાય છે અને ધરતીમાં ઊંડાં મૂળ જવાથી ટટાર ઊભાં રહે છે; જેથી તે વૃક્ષો જાણે શમ, દમ, તિતિક્ષા અને ઉદારતા આદિ યોગનાં સાધનો કરતાં હોય તેમ કાળ વિતાવે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. કેવળ શુદ્ધ (અપંચીકૃત) જળમાં રહેલા ત્રૈલોક્યરૂપી કમળની બખોલમાં ઘણાં ઘણાં પ્રાણીઓરૂપી ભ્રમરોનો સમૂહ ઘોંઘાટ કર્યા કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. કાળની સ્ત્રી બ્રહ્માંડનું પાત્ર હાથમાં લઈને વિવિધ પ્રાણીઓની ભિક્ષા માગી પોતાના ધણીને આપે છે અને નવી નવી ભિક્ષા માગ્યા કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૫૩] આ ત્રણ લોક નામની ડોશી છે, જેનો સૂક્ષ્મ દેહ બ્રહ્મા, વિષ્ણુ અને ઇન્દ્ર છે, પર્વતો અને પૃથ્વી સ્થૂળ દેહ છે, વાદળો જેનાં સ્તન છે, તારાનાં મંડળ જેના દાંત છે, બે સંધ્યાઓ જેના રાતા હોઠ છે, સ્વર્ગ જેનું મુખ છે, જંબુદ્વીપ જેની ડુંટી છે, વનરાજિ જેનાં રુવાંટાં છે, અંધકાર જેનો ચોટલો છે અને કમળનાં વન જેના હાથ છે. આ ડોશી ચેતન માતાથી પોષાય છે, તે જાડી છે, ચંચળ સ્વભાવવાળી અને અનેક કટાક્ષો કરે છે. તેણે સાત

+ અહીં જેવી નજર તેવું જગત અને દૃષ્ટિસૃષ્ટિવાદ વિષે કહે છે.

સમુદ્રવાળી મોતીની માળા પહેરી છે અને આકાશરૂપી કાળી સાડી વીંટી છે, તે પ્રલય પામીને ફરીથી ઉત્પન્ન થાય છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૫૪–૫૮] કલ્પોરૂપી પ્રત્યેક ક્ષણે નાશ થતા બ્રહ્માંડોરૂપી મોટા મોટા પરપોટાઓ, કાળરૂપી ભયંકર મહાસાગરમાં કેટલાએક અંદર પેસી જાય છે અને કેટલાએક બહાર નીકળે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૫૯] હિરણ્યગર્ભોરૂપી સારસો અગાધ તૃષ્ણારૂપી ચલિત થતા જળથી ભરેલા કાળરૂપી મહાસરોવરમાં રહી, રહીને વારંવાર કલ્પરૂપી નિમેષમાત્રમાં ઊડી જાય છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. વારંવાર ઉત્પન્ન થઈને નષ્ટ થતી જતી, ઉગ્ર સંતાપોવાળી અને ચૈતન્યના પ્રકાશથી જ પ્રકાશ પામતી આ સૃષ્ટિઓરૂપી વીજળીઓ કાળરૂપી મેઘમાં ચમકે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે.[૧] જીવોની ઉપર અનેક પ્રાણીઓરૂપી પક્ષીઓ ઝડપ માર્યા કરે છે એવી અને નિરંતર ભમ્યા કરતી બ્રહ્માંડોરૂપી ફળોની પંક્તિઓ કાળરૂપી ઊંચા તાડમાંથી પડ્યા કરે છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. ક્ષણમાત્રમાં આ સઘળી બ્રહ્માની સૃષ્ટિને બનાવનારા અને ક્ષણમાત્રમાં તેનો સંહાર કરી નાખનારા કેટલાએક મોટા મોટા દેવતાઓ કોઈ કોઈ સ્થળમાં છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. આંખ મીંચવા માત્રથી અને ઉઘાડવા માત્રથી હજારો કલ્પોનો પ્રલય કરી નાખનારા કેટલાએક રુદ્રો પણ પરબ્રહ્મમાં રહ્યા છે, એ પણ અજ્ઞાનનો જ મહિમા છે. એવા એવા રુદ્રો પણ જેના નિમેષ માત્રથી ઉત્પન્ન થાય છે અને મરી જાય છે, એવો પણ એક દેવનો દેવ છે; કેમકે ઉપાસનાઓમાં ફળોની સ્થિતિ અનંત છે. અનંત સંકલ્પોથી ભરેલા અને વાસ્તવિક રીતે જેમાં કોઈ પણ સંકલ્પ નથી એવા બ્રહ્મપદમાં, હજારો આશ્ચર્યોને દેખાડનારી કઈ કઈ શક્તિઓ સંભવતી નથી? સઘળી શક્તિઓ સંભવે છે. આ રીતે અનંત સંકલ્પોથી ઉત્પન્ન થયેલા પદાર્થોના સમૂહોથી શોભી રહેલી જે આ જગત સંબંધી કલ્પના છે, તે અજ્ઞાનનો જ મહિમા છે.[૧૦–૧૧] સર્વદા જે જે કોઈ સંપત્તિઓ છે, જે જે કોઈ વિપત્તિઓ છે, જે જે કોઈ બાલ્ય, યૌવન, જરા, મરણ તથા ઉપતાપો છે અને જે જે કાંઈ સુખોની કે દુઃખોની પરંપરાઓથી ડૂબવું થાય છે, એ સઘળી અજ્ઞાનરૂપી તીવ્ર અંધકારની જ વિભૂતિઓ છે.[૧૭]

याः संपदो यदुत संततमापदश्च यद्बाल्ययौवनजरामरणोपतापाः। यन्मज्जनं च सुखदुःखपरंपराभिरज्ञानतीव्रतिमिरस्यविभूतयस्ताः॥६७॥

श्रीयोगवासिष्ठ महारामायणमां निर्वाण–प्रकरणना पूर्वार्धनो 'अज्ञान-माहात्म्य' ए नामनो सर्ग ७ मो समाप्त

## सर्ग ८ मो*

### કાર્યરૂપ અવિદ્યાનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

संसारवनखंडेऽस्मिंश्चित्पर्वततटे स्थिता।
कीदृशी सुदृढविद्याख्या लता विकसिता कदा॥

વસિષ્ઠ બોલ્યાઃ—આ અવિદ્યા જે જગતનું કાર્ય છે, તે સંસારરૂપી વનમાં ચૈતન્યરૂપ પર્વતની ટોચ પર રહેલી લતારૂપે છે. જેને મોટા પર્વતો સાંધા છે, જળ આદિ પાંચ મહાભૂતો છાલ છે, લોકોરૂપી પાંદડાં છે અને ત્રણ લોકરૂપી દેહ છે, તે કેવી છે અને ક્યારે ખીલે છે, એ વિષે હું કહું છું, તે તમે સાંભળો. આ અવિદ્યારૂપી લતામાં સુખ, દુઃખ, જન્મ, સ્થિતિ, જ્ઞાન અને અજ્ઞાન એ ફળો દિવસે દિવસે વધતાં જાય છે.[૧–૩] પોતે જે સુખસંપત્તિ આજે ભોગવે છે તેથી વધારે

* આ આઠમા સર્ગમાં અવિદ્યા (જગતરૂપ કાર્ય-અવિદ્યા)નું સંસારરૂપી જંગલમાં લતારૂપે વર્ણન કરવામાં આવશે.

ભોગવવા માટે એવી રાગરૂપી અવિદ્યા ઉદય પામે છે અને તે અવિદ્યા યજ્ઞ તથા દાન આદિ કરાવીને સુખ આપે છે; તેમજ ભોગવવામાં આવતા દારિદ્રય આદિ દુઃખમાંથી, ધનની તૃષ્ણા આદિ અવિદ્યા ઉદય પામે છે અને તે અવિદ્યા દુષ્ટ વાસનાથી ચોરી આદિ અધર્મોમાં પ્રવૃત્તિ કરાવીને દુઃખને આપે છે. જન્મમાંથી પણ અવિદ્યા ઉદય પામે છે અને તે અવિદ્યા પાછી જન્મ આપ્યા વિના રહેતી જ નથી. સ્થિતિમાંથી પણ અવિદ્યા ઉદય પામે છે અને તે અવિદ્યા પાછી સ્થિતિ આપ્યા વગર રહેતી નથી. અજ્ઞાનથી અવિદ્યા વૃદ્ધિ પામે છે અને તેથી પાછું પણ અજ્ઞાન રૂપી ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે. તત્ત્વવિચારથી જ્ઞાનની વૃદ્ધિ પ્રાપ્ત થાય છે અને એ વૃદ્ધિ પાછી પણ જ્ઞાનની વૃદ્ધિને જ આપે છે. અનેક પ્રકારના ઉલ્લાસોવાળું, વાસનાઓરૂપી સુગંધથી શોભી રહેલું અને પ્રાણીઓરૂપી ઘાટાં તથા ચપળ પલ્લવોવાળું આ અવિદ્યારૂપી લતાનું શરીર ભારે વધી ગયેલું છે. દિવસોના સમૂહરૂપી પુષ્પોવાળી, રાત્રિઓરૂપી ચપળ ભ્રમરોવાળી, નિરંતર ડોલ્યા કરતી અને જેમાંથી કેટલાંએક પ્રાણીઓરૂપી પાંદડાંઓ નિરંતર પડ્યા કરે છે એવી આ અવિદ્યારૂપી લતા, કોઈ સમયે વિવેકરૂપી હાથણીની હડફેટમાં આવીને પડી જાય છે અને રજ વિનાની થઈને નાશ પામે છે; પણ જો એ હાથણીની પૂરેપૂરી હડફેટમાં ન આવે, તો પાછી મજબૂત થઇ જાય છે. આ અવિદ્યારૂપી લતા નવાં નવાં ઉત્પન્ન થતાં મિત્ર તથા પશુ આદિ કૂંપળિયાંઓથી પોષાય છે, પ્રકટ થતા પુનર્જન્માદિરૂપ અંકુરોથી વધે છે, સઘળી ઋતુઓમાં વાસનાઓરૂપી પુષ્પોથી ભરપૂર રહે છે, સઘળા રસોથી શોભ્યા કરે છે, જન્મોરૂપી સાંધાઓમાં દુઃખ તથા રોગ આદિરૂપ સર્પોથી વીંટાયે છે, મરણોરૂપ છિદ્રોથી વ્યાકુળ રહે છે, વિષયના અનુભવરૂપ રસથી ભરાય છે અને કેવળ વિચારરૂપી હથોડાથી જ ઘવાઈ જાય છે. દિવસે દિવસે આકાશમાં ચારે બાજુ પ્રકાશતી ચંદ્રોની તથા સૂર્યોની હારો ને ગ્રહો, આ અવિદ્યારૂપી લતાનાં પુષ્પો છે, જે સદા ગતિ કર્યા કરે છે. હે રામચંદ્રજી! આકાશરૂપી કોશને ભરપૂર કરી દેનારી તારાઓની પંક્તિઓ, આ અવિદ્યારૂપી લતાની ચકચકિત આકારવાળી કળીઓ છે; ચંદ્ર, સૂર્ય તથા અગ્નિના પ્રકાશો આ અવિદ્યારૂપી લતાનો પરાગ છે. એ પરાગથી ઊજળાં અંગોવાળી આ અવિદ્યારૂપી લતા, સ્ત્રીની જેમ મનોહર લાગે છે. આ અવિદ્યારૂપી લતા વિવેકવાળા મનરૂપી હાથીથી કંપી જાય છે, સંકલ્પોરૂપી કોયલોના ટૌકારવાળી છે, ઇન્દ્રિયોરૂપી સર્પોથી ઘેરાયેલી છે, તૃષ્ણારૂપી છાલથી વીંટાયેલી છે, કાળા આકાશરૂપી તમાલવૃક્ષના આશ્રયથી ઉન્નતિ પામેલી છે, સ્વર્ગ તથા પૃથ્વીરૂપ બહાર દેખાતા ઘૂંટણો જેવાં મૂળોવાળી છે, બ્રહ્માંડરૂપી બગીચાની પૃથ્વીમાં રહેલી છે, સમુદ્રોના ખાડારૂપી ક્યારામાં ટકેલી છે, નીચલાં પાતાળ આદિ ભુવનોમાં અનેક મૂળિયાંઓથી પેઠેલી છે, સઘળા સમુદ્રોનાં જળોરૂપી દૂધ વગેરે પદાર્થોથી સિંચાયા કરે છે, કર્મકાંડનાં વચનોથી ચપળતા ધરાવનારા રાગી લોકોરૂપી ભમરાઓવાળી છે, સ્ત્રીઓરૂપી પુષ્પોના સમૂહોવાળી છે, ચૈતન્યના સ્ફુરણરૂપી પવનથી ડોલ્યા કરે છે, પ્રવૃત્તિઓમાં ભમનારા લોકોરૂપી ઘણાં નાનાં નાનાં જીવડાંઓથી વ્યાપ્ત છે;[૪-૧૮] નિષિદ્ધ કર્મોરૂપી અજગરોથી ઘેરાયેલી છે, સ્વર્ગની શોભારૂપી ફૂલોના માંડવાવાળી છે, જીવોનાં જીવનનાં સાધનોથી પરિપૂર્ણ છે, વિષયોની વાસનાઓરૂપ અનેક પ્રકારના સુગંધોથી મૂઢ લોકોને મદ આપનારી છે, વિવેકી લોકોને નાના પ્રકારના ઉપશમોની વિચિત્રતાઓરૂપ અનેક પુષ્પોથી સુશોભિત લાગે છે, અનેક પ્રકારનાં ફળોની પંક્તિથી વ્યાપ્ત છે, પુષ્પોની, ફળોની, રસની તથા પરાગની વૃષ્ટિથી શોભ્યા કરે છે, સમુદ્રોના ખાડાઓરૂપી

અનેક ક્યારાઓથી વીંટાયેલી છે, પ્રાણીઓરૂપી અનેક પક્ષીઓનું પોષણ કરનારી છે, સૂર્યાદિકના અનેક પ્રકારના પ્રકાશોરૂપી પરાગોથી ખરસટ લાગે એવી છે, પર્વતોરૂપી અનેક પ્રકારનાં જાળાંઓવાળી છે, અનેક પ્રકારની કળાઓરૂપી ઊઘડેલી કળીઓવાળી છે, અનેક કર્મોરૂપી વનોના સમૂહમાં ઊગેલી છે, અનેક ચિદાભાસોરૂપી પહાડોની ઉપર ચડેલી છે અને અનેક અવતારોરૂપી પાંદડાંઓથી ભરપૂર છે. વળી, કેટલાકના મતમાં તે ઉત્પન્ન થયેલી છે, કેટલાકના મતમાં ઉત્પન્ન થયા કરે છે, કેટલાએકના મતમાં મરણ પામ્યા કરે છે, કેટલાએકના મતમાં મરી ગયેલી જ છે, કેટલાએકની દૃષ્ટિમાં અર્ધી કપાયેલી છે, કેટલાએકની દૃષ્ટિમાં સઘળી કપાઈ ગયેલી છે અને કેટલાએકની દૃષ્ટિમાં પ્રવાહરૂપે સતત ધારાઓને વહેવડાવે છે. આમ થઈ ચૂકેલી અને થયા કરતી આ અવિદ્યારૂપી લતા સર્વદા બ્રહ્મમાં જ રહેલી છે અને ગંધર્વનગર આદિ મિથ્યા પદાર્થો જેવી છે. અજ્ઞાનીઓની દૃષ્ટિમાં સર્વદા ખીલ્યા કરતી અને જ્ઞાનીઓની દૃષ્ટિમાં સર્વદા સુકાઈ ગયેલી આ અવિદ્યારૂપી મોટી ઝેરી લતાને જે ખૂબ જ બાઝી રહે છે, તેને તે ઝેરની માફક મોહમાં નાખી દે છે અને જો સૂક્ષ્મ દૃષ્ટિથી તેનો વિચાર કરવામાં આવે, તો તે નાશ પામે છે. વિચાર કરનારાના પૂર્ણ થયેલા મનમાં આ લતા બાધિત થઈ જાય છે અને અજ્ઞાનીના મનમાં સઘળી રીતે ભરપૂર થઈને રહે છે. અજ્ઞાનીઓને એક બાજુ જળરૂપે, એક બાજુ પર્વતોરૂપે, એક બાજુ સર્પોરૂપે, એક બાજુ દેવતાઓરૂપે, એક બાજુ પૃથ્વીરૂપે, એક બાજુ સ્વર્ગરૂપે, એક બાજું ચંદ્રરૂપે, એક બાજુ સૂર્યરૂપે એક બાજુ તારાઓરૂપે, એક બાજુ અંધકારરૂપે, એક બાજુ તેજરૂપે, એક બાજુ આકાશરૂપે, એક બાજુ ધાન્યોથી ભરપૂર પૃથ્વીરૂપે, એક બાજુ શાસ્ત્રરૂપે, એક બાજુ વેદોરૂપે અને એક બાજુ પાખંડશાસ્ત્રરૂપે દેખાય છે.[૧૯-૨૮] આ અવિદ્યા કોઈ ઠેકાણે પક્ષીઓનું રૂપ ધારણ કરીને ઊડે છે, કોઈ ઠેકાણે દેવતાઓનું રૂપ ધરીને પ્રકાશે છે, કોઈ ઠેકાણે ઠૂંઠારૂપે જણાય છે, કોઈ ઠેકાણે પવનરૂપે જણાય છે, કોઈ ઠેકાણે નરકરૂપે પાતાળમાં રહેલી જણાય છે, કોઈ ઠેકાણે સ્વર્ગના વિલાસોવાળી જણાય છે, કોઈ ઠેકાણે દેવલોકરૂપે દેખાય છે, કોઈ ઠેકાણે ક્રીડાઓરૂપે રહેલી દેખાય છે, કોઈ ઠેકાણે વિષ્ણુરૂપે જણાય છે, કોઈ ઠેકાણે બ્રહ્મારૂપે જણાય છે, કોઈ ઠેકાણે રુદ્રરૂપે જણાય છે, કોઈ ઠેકાણે અગ્નિરૂપે જણાય છે, કોઈ ઠેકાણે વાયુરૂપે જણાય છે, કોઈ ઠેકાણે ચંદ્રરૂપે જણાય છે અને કોઈ ઠેકાણે યમરૂપે જણાય છે. હે રામચંદ્રજી! બ્રહ્માંડોમાં જે કાંઈ મોટા મહિમાવાળું સદાશિવ આદિ દૃશ્ય સ્ફુરે છે અને જે કાંઈ જૂના ખડના ટુકડા વગેરે હલકું દૃશ્ય સ્ફુરે છે, તે સઘળું અવિદ્યા જ છે અને તત્ત્વબોધથી બાધિત જ છે, એમ તમે સમજો. એ દૃશ્યોરૂપ અવિદ્યા તત્ત્વબોધથી બાધિત જણાય ત્યારે જ મોક્ષ થાય છે.

यत्किंचनाङ्ग भुवनेषु महामहिम्नाप्तं जरत्तृणलवत्त्वमुपागतं वा। दृश्यं स्फुरन्ननुहराद्यपितामविद्यां विद्धिक्षयाय तदतीततयात्मलाभः।

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'અવિદ્યાલતાવિલાસોપદેશ' એ નામનો સર્ગ ૮ મો સમાપ્ત

## સર્ગ ૯ મો[×]

### વિદ્યા અને અવિદ્યાના સ્વરૂપનું વર્ણન

॥ राम उवाच ॥

आकारजातमुदितं शुद्धं हरिहराद्यपि।
अविद्येत्यहं श्रुत्वा ब्रह्मन्भ्रममिवागतः ॥ १ ॥

રામ બોલ્યાઃ–હે ગુરુ મહારાજ! વિષ્ણુ

× આ નવમા સર્ગમાં ત્રણ ગુણોના વિભાગનું, સદાશિવ વગેરેના શુદ્ધ સત્ત્વમયપણાનું, વિદ્યાના તથા અવિદ્યાના સ્વરૂપનું અને સર્વથી રહિત શુદ્ધ બ્રહ્મતત્ત્વનું નિરૂપણ કરવામાં આવશે.

તથા શિવ આદિ આકારો કે જેઓને શુદ્ધ અને પરમેશ્વર ગણવામાં આવે છે, તેઓ પણ અવિદ્યારૂપજ છે એમ આપના મુખથી સાંભળીને, મને શંકા થઈ છે કે, શુદ્ધ પરમેશ્વર અવિદ્યારૂપ હોય એમ કેમ સંભવે?'

વસિષ્ઠ બોલ્યાઃ–માયાના કલ્પિત સંબંધને લીધે જે તત્ત્વ સર્વાત્મક માનવામાં આવે છે, તેને કોઈ પણ કલ્પિત દૃશ્યનો આકાર ન આપીએ, તો તે તત્ત્વ શાંત જ છે, વાસ્તવિક સત્ય છે, ચૈતન્ય છે, પ્રકાશરૂપ છે અને સઘળી કલ્પનાઓથી રહિત જ છે. જેમ જળમાંથી પેદા થતી જળરૂપે દેખાતી ચકરી ઉદય પામે છે, તેમ એ બ્રહ્મતત્ત્વમાંથી પોતાની મેળે જ કલ્પનારૂપ કળા ઉદય પામે છે. એ કળા પ્રથમ સૂક્ષ્મ, પછી મધ્ય અને છેવટ સ્થૂલ, એ રીતે ત્રણ પ્રકારે કલ્પવામાં આવે છે. પ્રથમ સૂક્ષ્મ કલ્પાયા પછી તે કળા મનરૂપે કલ્પવામાં આવે છે, ત્યારે મધ્ય એટલે હિરણ્યગર્ભરૂપ થઈને રહે છે; અને તે પછી વિરાટરૂપે કલ્પવામાં આવે છે, ત્યારે તે કળા સ્થૂલ એટલે વિરાટરૂપ થઇને રહે છે. આ રીતે ત્રણ સ્થિતિઓમાં એ એકની એક કળા છે, પણ ભેદથી ત્રણ પ્રકારની કલ્પવામાં આવે છે. એ કળાજ પ્રકૃતિ કહેવાય છે અને તેના સત્ત્વ, રજ તથા તમ, એ ત્રણ ધર્મો છે. એ ત્રણ ગુણોરૂપી ધર્મોવાળી જે પ્રકૃતિ છે, તેને જ તમે. અવિદ્યા સમજો. એ અવિદ્યા જ જીવના સંસારરૂપ છે અને એ અવિદ્યાનો જ અંત છે, તે પરબ્રહ્મ છે. એ અવિદ્યામાં સત્ત્વ, રજ અને તમ નામના જે ત્રણ ગુણો કહ્યા, તેમાં સત્ત્વગુણ પણ ત્રણ પ્રકારનો, રજોગુણ પણ ત્રણ પ્રકારનો અને તમોગુણ પણ ત્રણ પ્રકારનો છે; એટલે ગુણોના ભેદને લીધે અવિદ્યાના નવ વિભાગ થાય છે. જે કાંઈ આ દૃશ્ય છે તે સઘળું એ અવિદ્યાથીજ કલ્પાયેલું છે. ઋષિઓ, મુનિઓ, સિદ્ધો, નાગો, વિદ્યાધરો અને દેવતાઓ, એ સર્વ અવિદ્યાનો સાત્ત્વિક ભાગ છે એમ તમે સમજો. સાત્ત્વિક ભાગમાં પણ નાગો તથા વિદ્યાધરો, એ તમોગુણના સંસર્ગવાળો ભાગ છે; મુનિઓ તથા સિદ્ધો એ રજોગુણના સંસર્ગવાળો ભાગ છે અને સદાશિવ આદિ દેવતાઓ શુદ્ધ સત્ત્વમય ભાગ છે. શુદ્ધ સત્ત્વમય દેવયોનિમાં વિષ્ણુ તથા સદાશિવ આદિ દેવતાઓ સ્વાભાવિક બ્રહ્મવિદ્યાથી, પોતાના શુદ્ધસ્વરૂપનું ધ્યાન કરવું વગેરે અપ્રાકૃત ગુણોને લીધે, અવિદ્યાના આવરણથી રહિત આત્મપદને સર્વદા પામેલા છે, (સ્વભાવથી જ જીવન્મુક્ત છે) માટે શુદ્ધસત્ત્વ કહેવાય છે. હે રામચંદ્રજી! બ્રહ્મા, વિષ્ણુ અને સદાશિવ, તેઓ સ્વાભાવિક રીતે જ જીવન્મુક્ત છે; માટે જે પુરુષ તેઓની ઉપાસના કરે છે, તે પણ પુનર્જન્મમાં નહિ પડતાં જીવન્મુક્ત થાય છે. હે મહાબુદ્ધિમાન રામચંદ્રજી! સત્ત્વગુણના શુદ્ધ ભાગરૂપ એ સદાશિવ આદિ પુરુષો કે જેમનાં શરીરો જગતની સ્થિતિપર્યંત રહે છે, તેઓ શરીર રહેતાં સુધી જીવન્મુક્ત જ રહે છે. શરીરો રહેતાં સુધી જીવન્મુક્તપણે રહેનારા એ મહાત્મા લોકો, કલ્પને અંતે પોતાનાં શરીરોનો અંત થતાં શુદ્ધ બ્રહ્મરૂપ સ્વભાવમાં રહેશે. આ રીતે અવિદ્યાના શુદ્ધસત્ત્વ નામના વિભાગરૂપ એ વિષ્ણુ આદિ પુરુષો, જગતનો પ્રલય થતાં વિદેહમુક્ત થાય છે. આ જગત જે અવિદ્યારૂપ કાર્ય છે, તે પ્રલયમાં અવિદ્યારૂપ કારણ થાય છે અને જે કારણ છે, તે જ આરંભમાં કાર્ય થાય છે. જેમ પાણીમાંથી પરપોટો ઉદય પામે છે, તેમ શુદ્ધ સત્ત્વરૂપ બ્રહ્માદિકમાંથી એ સૃષ્ટિ ઉદય પામે છે; અને જેમ પરપોટો પાછો પાણીમાં લીન થાય છે, તેમ પ્રલયના સમયમાં સૃષ્ટિ પાછી બ્રહ્માદિકમાં લીન થાય છે. જેમ બેપણાની ભાવનાને લીધે જ જળમાં અને તરંગમાં ભિન્નતા છે, તેમ ભેદની ભાવનાને લીધેજ જ્ઞાનમાં અને અજ્ઞાનમાં ભિન્નતા છે. જેમ વાસ્તવિક રીતે જોતાં જળ અને તરંગ એક જ છે, તેમ જ્ઞાન અને અજ્ઞાન પણ

એક જ છે. બ્રહ્મમાં વિદ્યાપણું કે અવિદ્યાપણું કાંઈ પણ નથી; કેમકે વિદ્યા અને અવિદ્યા એ બન્ને માયાની વૃત્તિઓ છે, વિદ્યાથી નાશ પામતાં અવિદ્યા મિથ્યા ઠરે છે તો અવિદ્યાનો બાધ કરનારી વિદ્યા પણ મિથ્યા ઠરે છે; કેમકે બાધ્ય હોય તો જ બાધક હોવાનો સંભવ છે. આમ હોવાને લીધે વિદ્યાની દૃષ્ટિને તથા અવિદ્યાની દૃષ્ટિને તજી દેતાં જ કાંઈ બાકી રહે છે, તે તેજ છે. હે રામચંદ્રજી! વિદ્યા કે અવિદ્યા કાંઈ નથી, માટે અવશેષ રહેલા ચૈતન્યમાત્રમાં જ દૃઢ નિષ્ઠા રાખો. અવિદ્યા પણ નથી અને વિદ્યા પણ નથી; માટે એની કલ્પના રાખવી નકામી જ છે.[૩-૨૦] જેમાં પોતાથી જુદી કોઈ પણ વસ્તુ નથી, એવો કોઈક પદાર્થ છે, કે જે ચૈતન્ય અને જ્ઞાન કહેવાય છે, એજ પદાર્થ ખરી રીતે જાણવામાં ન આવ્યો હોય ત્યાં સુધી, તેજ અવિદ્યા કહેવાય છે; અને તે જાણવામાં આવે ત્યારે 'અવિદ્યાનો બાધ' એ નામથી કહેવાય છે. વિદ્યા નહિ હોવાને લીધે અવિદ્યા નામની કલ્પના પણ મિથ્યા જ ઉદય પામે છે.[૨૧,૨૨] મનમાં વિદ્યા અને અવિદ્યા કે જેઓ છાયા અને તડકાની પેઠે પરસ્પરથી વિરુદ્ધ છે, તેમાંથી અવિદ્યા બાધિત થઈને ચૈતન્યમાં લીન થાય છે, ત્યારે એ બન્ને કલ્પનાઓ ક્ષય પામે છે.[૨૩] હે રામચંદ્રજી! એ બન્ને કલ્પનાઓ ક્ષીણ થઈ જતાં વિદ્યાનું આનંદરૂપે પૂર્ણ પ્રગટ થયેલું સર્વથી નિરાળું ફળ અવશેષ રહે છે. આ રીતે અવિદ્યાનો પક્ષ મિથ્યા ઠરતાં વિદ્યાનો પક્ષ પણ મિથ્યા જ ઠરે છે.[૨૪] જે અવશેષ રહે છે, તે સર્વના બાધરૂપ હોવાથી કાંઈ નથી એમ પણ કહી શકાય છે; અને સદ્રૂપ હોવાને લીધે કાંઈક છે, એમ પણ કહી શકાય છે. એ તત્ત્વમાં જ સઘળું જોવામાં આવે છે અને અપવાદની દૃષ્ટિ કરતાં એ તત્ત્વમાં કાંઈ પણ જોવામાં આવતું નથી.[૨૫] જેમ વડના બીજમાં પાંદડાં તથા ફળ ઇત્યાદિ સહિત આખો વડ રહેલો છે, તેમ બ્રહ્મમાં અધ્યારોપની* દૃષ્ટિ કરતાં આ સઘળું જગત રહેલું છે. એ બ્રહ્મતત્ત્વ સઘળી શક્તિઓવાળું છે, સઘળી શક્તિઓના ડાબલારૂપ છે,[૨૬] આકાશ કરતાં પણ અધિક શૂન્ય છે અને ચૈતન્યરૂપ હોવાને લીધે, શૂન્ય પણ નથી. જેમ સૂર્યકાંત નામના મણિમાં અગ્નિ રહ્યો છે અને જેમ દૂધમાં ઘી રહેલું છે, તેમ એ બ્રહ્મતત્ત્વમાં આ સઘળું જગત રહ્યું છે.[૨૭] દેશના તથા કાળના ક્રમનો ઉદય થાય છે ત્યારે જેમ અગ્નિમાંથી તણખાઓ નીકળે છે અને સૂર્યમાંથી કિરણો નીકળે છે, તેમ ચકચકિત થયેલા એ બ્રહ્મરૂપ ચૈતન્યમાંથી જીવોરૂપ ચૈતન્યો નીકળે છે. જેમ સમુદ્ર તરંગોના ભંડારરૂપ છે અને નિર્મળ મણિ પ્રભાઓના ભંડારરૂપ છે, તેમ બ્રહ્મ અનંત જીવોના ભંડારરૂપ છે.[૨૮,૨૯] બહારના તથા અંદરના પદાર્થો સહિત આ સઘળું જગત બ્રહ્મમાં જ છે; કેમકે જગતની સત્તા બ્રહ્મની સત્તાને અધીન છે.[૩૦] જેમ ઘડાઓનો નાશ થતાં આકાશનો નાશ થતો નથી, તેમ ઉપાધિઓનો વિનાશ થતાં બ્રહ્મનો વિનાશ થતો જ નથી. બ્રહ્મ સર્વદા અવિનાશી જ છે. જેમ લોઢાના ચલનમાં લોહચુંબક અકર્તા છે, તો પણ તેનું કર્તાપણું કહેવામાં આવે છે; તેમ જગતની ઉત્પત્તિ વગેરેમાં બ્રહ્મ અકર્તા છે, તો પણ તેનું કર્તાપણું કહેવામાં આવે છે. જેમ લોઢું જડ હોવા છતાં પણ લોહચુંબકના સાન્નિધ્યમાત્રથી ચલાયમાન થાય છે, તેમ આ દેહ જડ હોવા છતાં પણ આત્માની સત્તાથી ક્રિયાઓ કરે છે. આકાશ કરતાં પણ અધિક નિરાકારપણાવાળા અને જગતના મુખ્ય બીજરૂપ એ બ્રહ્મતત્ત્વમાં આ જગત જલમય ચપળ તરંગોની જાળની પેઠે, પૂર્વ પૂર્વની વાસનાઓથી થયેલી ઉત્તરોત્તર કલ્પનાઓથી રહેલું છે. એ તત્ત્વ જાણવામાં આવતાં, તેમાં બીજું કાંઈ પણ પ્રતીત

* અધ્યારોપ એટલે દોરડામાં સર્પની ભ્રાંતિરૂપ જે ઊલટી નજર કરવી તે.

થતુ નથી.[૩૧-૩૩]

तत्र स्थितं जगदिदं जगदेकबीजे चिन्नाम्नि संविदितकल्पितकल्पनेन । लोलोर्मिजालमिव वारिणि चित्ररूपं खादप्यरूपरति यत्र न किंचिदस्ति ॥ ३२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'વિદ્યાનિરાકરણ' એ નામનો સર્ગ ૯ મો સમાપ્ત

## सर्ग १० मो

## સ્થાવર જીવનું વર્ણન અને મોક્ષપ્રાપ્તિના ઉપાયનું નિરૂપણ

॥ वसिष्ठ उवाच ॥

तस्मान्न किंचिदेवेदं जगत्स्थावरजंगमम् ।
न किंचिद्भूततां प्राप्तं यत्किंचिदिति विद्धि हे ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! એ પ્રમાણે છે, એટલા માટે સ્થાવર જંગમ કાંઈ પણ છે નહિ અને કાંઈ પણ થયુ નથી, પરંતુ કેવળ તુચ્છ જ છે, એમ સમજો. બ્રહ્મમાં બીજી વસ્તુ હોવા ન હોવા વિષેની કાંઈ કલ્પના જ નથી, માટે જીવ વગેરે સઘળુ મિથ્યા જ છે, તે છતાં તમે કોને ઇચ્છો છો? દેહમાં અને બાહ્ય ભોગોમાં અહંતા–મમતારૂપ જે સંબંધ કહેવામાં આવે છે, તે વિષે વિચાર કરતાં જેમ દોરડામાં સર્પની ઊલટી બુદ્ધિ થવાથી સર્પને લેવા જતાં સર્પ હાથ આવતો જ નથી, તેમ તે સંબંધ હાથ આવતો જ નથી.[૩] નહિ જણાયેલો આત્મા જ જગતરૂપ ભ્રાંતિપણાને પામેલ છે. જો જાણવામાં આવે તો જે જગત છે, તે આત્મા થઈ જાય છે, કે જે આત્મા સઘળાં દશ્યોની મર્યાદાની છેલ્લી સીમારૂપે છે. જે ચૈતન્ય છે તે જ દશ્યોરૂપ કલ્પિત મેલના સંબંધની અવિદ્યા કહેવાય છે. જો બાધ દ્વારા તેને સઘળી ઉપાધિઓથી રહિત જોવામાં આવે, તો તે વાસ્તવિક રીતે સર્વ દશ્યોથી રહિત જ થઈ જાય છે. જીવ ચિત્તમય છે, જેમ ઘડામાં રહેલું આકાશ ઘડો હોય ત્યાં સુધી રહે છે અને ઘડો ફૂટી જતાં મહાઆકાશમાં ભળી જાય છે, તેમ જીવ અંતઃકરણ સાથે રહે છે, પરંતુ અંતઃકરણનો નાશ થતાં ચૈતન્યમાં એકરૂપ થાય છે.[૪-૬] આ આત્મા બાળકની જેમ ચિત્તની ગતિ વગેરે ધર્મોને પોતામાં માની લે છે. ચિત્ત ચાલતું હોય ત્યારે પોતાને ચાલતો માને છે અને ચિત્ત સ્થિર હોય ત્યારે પોતાને સ્થિર માને છે, એટલે એ આત્મા એ રીતે ભમતા ચિત્તને જ વ્યાકુળ થયેલું પોતાનું રૂપ માની લે છે. ચિત્તરૂપ ઉપાધિમાં પડેલો જીવ કોશેટાના જીવડાની પેઠે, વાસનાઓરૂપી તંતુઓથી પોતાને જ બાંધ્યા કરે છે અને મૂર્ખપણાને લીધે ચેતતો નથી.[૭,૮]

રામ બોલ્યાઃ–હે ગુરુ મહારાજ! સ્થાવર આદિ શરીરોને પ્રાપ્ત થયેલું અજ્ઞાન તો અત્યંત ગાઢ હોય છે, માટે તે શરીરોમાં જીવચૈતન્યની અથવા ચિત્તની સ્થિતિ કેવા પ્રકારની હોય છે?[૯]

વસિષ્ઠ બોલ્યાઃ–આ સ્થાવરોમાં જે જીવ-ચૈતન્ય રહે છે તે સુખ–દુઃખના અનુભવવાળા મનને અને વિવેક–વિચારવાળા મનના ભાવને પામતુ નથી. જેમાં અંતઃકરણની ક્રિયાઓ શાંત હોવાથી સુખદુઃખ ટાળવાની શક્તિ હોતી નથી, એટલે તે જીવચૈતન્ય અતિ કષ્ટ પામે છે અને મુક્તિ તેનાથી અતિશય દૂર હોય છે. આ સ્થાવર શરીરોમાં કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો અને અંતઃકરણ હોતાં નથી, તેમાં કેવળ ચૈતન્યસત્તા જ છે.

રામ બોલ્યાઃ–હે વિદ્વાનોમાં શ્રેષ્ઠ ગુરુ મહારાજ! સઘળા વ્યાપારોથી રહિત થઈને, સ્થાવર શરીરોમાં કેવળ સત્તામાત્રથી જ ચૈતન્ય રહેલું હોય, તો યોગીઓની પેઠે સ્થાવર જીવોને તુરત જ વાસનાઓનો ક્ષય અને મનનો નાશ થવાનો

–આ દશમા સર્ગમા અવિદ્યાના બંધથી ભ્રમણ, સ્થાવરોમા મનની સ્થિતિ અને બુદ્ધિપૂર્વક વિચાર કરવાથી મોક્ષની પ્રાપ્તિ, એનુ નિરૂપણ કરવામા આવશે

સંભવ છે; માટે હું તો ધારું છું કે, તેઓની મુક્તિ સમીપમાં જ રહેલી છે, તે છતાં આપ એથી વિરુદ્ધ કેમ કહો છો?[૧૦-૧૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જગતના સ્વરૂપનો બુદ્ધિપૂર્વક વિચાર કરીને યથાર્થ આત્મતત્ત્વના અવલોકનથી, જો એક જ સત્તા સર્વમાં અખંડ રીતે ઓતપ્રોત રહેલી છે એવો અનુભવ થાય, તો જ એ મોક્ષ થયો કહેવાય છે. એ આત્મતત્ત્વને જાણીને ઉત્તમ રીતે વાસનાઓનો પરિત્યાગ થતાં, જે સત્તાસામાન્યરૂપપણું પ્રાપ્ત થાય છે, એ જ કેવલ્યપદ કહેવાય છે.[૧૩,૧૪] મહાત્માઓની સાથે વેદાંતશાસ્ત્રોનો વિચાર કરીને, મનનપૂર્વક નિદિધ્યાસથી આત્મતત્ત્વનું અવલોકન કરીને, જે સત્તાસામાન્યમાં સ્થિતિ પ્રાપ્ત થાય છે, એ જ સ્થિતિ પરબ્રહ્મ છે, એમ કહેવામાં આવે છે.[૧૫] સ્થાવર શરીરમાં તો બીજમાં અંકુરની પેઠે વાસના અંદર સૂઈ રહેલી અને અત્યંત મંદપણાવાળી જ હોય છે; માટે તેઓની સ્થિતિ તો ગાઢ નિદ્રા જેવી જ હોવાથી પુનર્જન્મ આપનાર છે, એમ સમજો. જેની અંદર મન લીન થઈ ગયેલું હોય છે અને વાસનાઓ ચારે બાજુ સૂઈ ગયેલી હોય છે, એવી ગાઢ નિદ્રાના જેવી સ્થાવરોની સ્થિતિ પાષાણ વગેરેની પેઠે વૃત્તિઓથી રહિત હોવા છતાં પણ પુનર્જન્મોનાં સેંકડો દુઃખ આપનારી છે.[૧૬,૧૭] ગાઢ નિદ્રા જેવા પદને પ્રાપ્ત થયેલા અને તેથી જ વૃત્તિઓથી રહિત રહેનારા આ સ્થાવરાદિક જીવો તો વારંવાર જન્મો પામવાને જ યોગ્ય છે. હે રામચંદ્રજી! જેમ બીજોમાં અંકુર આદિ રહે છે અને માટીના પુંજમાં ઘડો રહે છે, તેમ સ્થાવરોની અંદર પોતપોતાની વાસના રહેલી છે.[૧૮,૧૯] જેમાં બીજ જેવી પણ વાસના રહે છે એવી ગાઢ નિદ્રા જેવી સ્થિતિ, કદી પણ મોક્ષ આપનારી થતી નથી. જે સ્થિતિમાં જ્ઞાનરૂપ અગ્નિથી બળી ગયેલી શક્તિવાળી વાસના હોય છે, તે જ જીવન્મુક્તિ કહેવાય છે.[૨૦] વાસના, અગ્નિ, કરજ, રોગ, શત્રુ, સ્નેહ, વેર અને ઝેર, એ સર્વેનો અવશેષ રહી ગયેલો થોડોક ભાગ પણ દુઃખદાયી થઈ પડે છે.[૨૧] જેની વાસનાઓની શક્તિ બળી ગયેલી હોય એવો અને સત્તાસામાન્યરૂપે રહેલો પુરુષ, જીવતાં પણ દુઃખ ભોગવતો નથી અને મૂવા પછી પણ ફરી દુઃખ ભોગવતો નથી.[૨૨] સ્થાવર આદિ પદાર્થોમાં ચૈતન્યનું અત્યંત આવરણ કરનારી અને સુષુપ્તના જેવા ધર્મવાળી વાસના, બીજરૂપે જેમ બીજમાં અંકુરશક્તિરૂપ રસ રહે છે, તેમ સર્વદા રહેલી હોય છે.[૨૩] વાસના બીજોમાં પૃથ્વીના તથા જળના યોગથી ઉદય પામે છે, પથરા વગેરેમાં જડપણારૂપે તથા કઠણપણારૂપે તે રહેલી છે, રત્ન આદિ ઉત્તમ પદાર્થોમાં તે મનનું આકર્ષણ કરનારપણારૂપે રહેલી છે, ભસ્મમાં તે કાષ્ઠ વગેરેના નાશરૂપે રહેલી છે, ધૂળમાં તે અણુપણારૂપે રહેલી છે, શ્યામ પદાર્થોમાં તે શ્યામપણારૂપે રહેલી છે અને ખડ્ગોમાં તે તીક્ષ્ણ ધારરૂપે રહેલી છે.[૨૪,૨૫] ચૈતન્યશક્તિ તો ઘટપટ આદિ સઘળા પદાર્થોમાં સત્તાસામાન્યરૂપે રહેલી છે, કે જેથી વાસનાની સત્તા પણ વિચાર કરતાં જુદી પાડી શકાતી નથી.[૨૬] એ પ્રમાણે જેમ મેઘની જાળથી ઢંકાયેલી વર્ષાઋતુ, સઘળા આકાશને ભરપૂર કરીને રહે છે, તેમ ચૈતન્યશક્તિ સઘળાં દશ્યોની સ્થિતિને ભરપૂર કરીને રહેલી છે. મેં સારી પેઠે વિચારેલું આ ચૈતન્યશક્તિનું સ્વરૂપ તમને કહ્યું, કે જે સ્વરૂપ સત્ત્વથી રહિત હોવા છતાં સર્વમાં વ્યાપક છે અને સત્ય હોવા છતાં મિથ્યાભૂત માયાના વિકારોના સ્વરૂપને પામેલા જેવું છે. આ ચૈતન્યશક્તિ ન જોવામાં આવેલી હોય, ત્યાં સુધી સંસારરૂપી ભ્રમ થયા કરે છે અને જોવામાં આવે, તો તુરત જ સઘળાં દુઃખોનો નાશ કરે છે.[૨૭-૨૯] આ ચૈતન્યશક્તિનું અથવા આત્માનું જે અદર્શન છે, તેને જ પંડિતો અવિદ્યા કહે છે. અવિદ્યા જગતના કારણરૂપ છે, એટલે કે અવિદ્યાથી સઘળું થાય છે.

અવિદ્યા કે જે વાસ્તવિક જોતાં સ્વરૂપ વગરની જ છે, તેનું અવલોકન કરવામાં આવે કે તુરત જ, જેમ હિમની કણી તડકામાં પીગળી જાય છે, તેમ તે અવિદ્યા પીગળી જાય છે. જેમ નિદ્રામાંથી જાગતો માણસ પોતાના અંતઃકરણમાં ભૂતકાળનો વિચાર કરે છે, એટલામાં તેની નિદ્રા દૂર થાય છે અને જેમ રજ્જુ–સર્પાદિક 'આ સત્ય છે કે મિથ્યા છે?' એમ વિચાર ઉપર લેવામાં આવે તેટલામાં ક્ષીણ થઈ જાય છે, તેમ અવિદ્યા પણ જરાક વિચાર ઉપર લેવામાં આવે તેટલામાં જ અંધકારની પેઠે પ્રકાશ વડે ક્ષીણ થઈ જાય છે. જેમ માણસ અંધકારનું રૂપ જોવાની ઇચ્છાથી હાથમાં દીવો લઈને આવે કે તુરત જ અંધકાર લીન થઈ જાય છે, તેમ અવિદ્યાનું અવલોકન કરવામાં આવે કે, તુરત જ અવિદ્યા સહિત સઘળું જગત અગ્નિના તાપથી ઘીની પેઠે લીન થઈ જાય છે. (જેમ દીવો લાવવામાં આવતાં જ અંધકારનું રૂપ કશું ન દેખાતાં નિર્મળ સ્વરૂપવાળો કેવળ પ્રકાશ જ ઉદય પામે છે, તેમ અવિદ્યાનું અવલોકન કરવા માંડતાં જ, અવિદ્યા નાસીને ક્યાંય જતી રહે છે અને કેવળ આત્મપ્રકાશ જ ઉદય પામે છે. તુચ્છ હોવાને લીધે મિથ્યા રૂપવાળી અવિદ્યા વિચાર ન કરવાથી જ જોવામાં આવે છે)[30–36] જેમ પ્રકાશ પ્રાપ્ત થતાં અંધકાર જોવામાં આવતો નથી, તેમ વિચાર પ્રાપ્ત થતાં અવિદ્યા જોવામાં જ આવતી નથી. જો અંધકારને વસ્તુરૂપ માનતા હો, તો પ્રકાશ આવવાથી તેનો નાશ થતો નથી પણ તે અદૃશ્ય થાય છે, એમ માનો; પરંતુ અવિદ્યાનું અવસ્તુપણું તો સિદ્ધ જ છે, માટે વિચાર પ્રાપ્ત થયાથી તેનો બાધ જ થાય છે, એમ માનવું જોઇએ.[37] જેમ રજ્જુ–સર્પાદિકનું અવલોકન કરવામાં આવે નહિ ત્યાં સુધી તેનું ખરું તત્ત્વ જોવામાં આવતું નથી. પણ અવલોકન કરવામાં આવતાં જ જેવું હોય તેવું જણાઈ રહે છે, તેમ અવિદ્યાનું અવલોકન કરવામાં આવે નહિ ત્યાં સુધી તેનું ખરું તત્ત્વ (અસત્પણું) જોવામાં આવતું નથી; પણ અવલોકન કરવામાં આવે, કે તુરત જ જણાઈ રહે છે.[38] રુધિરના, માંસના, તથા અસ્થિઓના યંત્રરૂપ આ દેહમાં 'હું કોણ છું?' એવી રીતે પોતાથી વિચાર કરવામાં આવે, કે તુરત અવિદ્યા સહિત સઘળું જગત બાધિત થઈ જાય છે.[39] સઘળું દૃશ્યરૂપ જગત, કે જે આદિમાં તથા અંતમાં અસત્ છે, તેનો હૃદયથી ત્યાગ કરવામાં આવતાં ચિદાત્મા જ અવશેષ રહે છે; કેમકે અધ્યસ્ત* વસ્તુનો બાધ, અધિષ્ઠાનથી જુદો હોતો નથી. જો એને બાધરૂપે જોઇએ, તો કાંઈ રહેતું નથી અને અધિષ્ઠાનરૂપે જોઇએ, તો તે અવિનાશી બ્રહ્મ જ છે. બાધ કે જેથી અવિદ્યા ટળી જાય છે તે જ વસ્તુ છે અને તે જ સ્વરૂપપણાથી ગ્રાહ્ય છે.[40,41] માયાનું અથવા અવિદ્યાનું મિથ્યાપણું માયા તથા અવિદ્યા એ નામને લીધે જ જણાઈ રહે છે. જેમ જીભ ઉપર આવેલા પદાર્થનો સ્વાદ જીભથી જ જણાય છે, તેમ માયાનું અથવા અવિદ્યાનું મિથ્યાપણું, તેઓનાં નામો ઉપરથી જ જણાય છે.[42] અવિદ્યા ક્યાંય છે જ નહિ; પણ જે છે તે અખંડિત બ્રહ્મ જ છે, કે જે બ્રહ્મથી અનંત સારીનરસી કલ્પનાઓવાળું સઘળું જગત વ્યાપ્ત છે.[43] 'આ જગત બ્રહ્મ નથી' એવો નિશ્ચય એ જ અવિદ્યાનું સ્વરૂપ છે, અને 'જે જગત છે તે બ્રહ્મ છે' એવો જે નિશ્ચય તે જ અવિદ્યાનો ક્ષય છે.[44] 'ઘટ, પટ તથા ગાડું ઇત્યાદિ સ્વરૂપે પ્રતીત થતું આ જગત, ચિદાત્મા નથી પણ બીજું છે.' આવી રીતની જે આરોપિત દૃષ્ટિ છે તે જ અવિદ્યા છે; અને 'ઘટ, પટ તથા ગાડું ઇત્યાદિ સ્વરૂપે પ્રતીત થતું આ જગત ચિદાત્મા જ છે, પણ બીજું કાંઈ નથી' એવી રીત-

* સર્પ અને દોરડામાં, દોરડું એ અધિષ્ઠાન ઉ– આધાર છે; અને તે આધારથી જ દેખાતો સર્પ અધ્યસ્ત છે; તેવી રીતે આ બ્રહ્મ અધિષ્ઠાન છે અને જગત અધ્યસ્ત છે.

ની જે સત્માત્ર દષ્ટિ તે જ અવિદ્યાનો નાશ છે.[૪૫]

घटपटशकटावभासजालं न विस्मरितीत्युदितेह सात्वविद्या । घटपटशकटावभासजाल विस्मरिति चेद्गलितैव सात्वविद्या ॥ ४५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'અવિદ્યાચિકિત્સા' એ નામનો સર્ગ ૧૦ મો સમાપ્ત**

## सर्ग ११ मो*

### જીવન્મુક્તોની સ્થિતિનું સામાન્ય વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

पुनः पुनरिदं राम प्रबोधार्थं मयोच्यते ।
अभ्यासेन विना साधो नाभ्युदेत्यात्मभावना ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી ! હું વારંવાર તમને એનો એ ઉપદેશ કરું છું, તે તમારા બોધની દઢતાને માટે કરું છું; કેમકે વારંવારના અભ્યાસ વિના આત્મસ્વરૂપની ભાવના ખીલતી નથી.[૧] જેનું 'અવિદ્યા' એ બીજું નામ છે, એવું અજ્ઞાન બલવત્તર છે અને હજારો જન્મોજન્મથી ઊંડેલું હોવાને લીધે બહુ જ ધાટું થઈ ગયેલું છે; માટે તેનો નાશ એક વારના ઉપદેશથી થઈ શકે નહિ.[૨] દેહની સ્થિતિની દશામાં બહારના તથા અંદરના પદાર્થો સહિત અજ્ઞાન સઘળી ઇન્દ્રિયોથી અનુભવવામાં આવે છે અને દેહની મરણની દશામાં સાક્ષીથી અનુભવાય છે; માટે અત્યંત પ્રબળપણાને પામેલું છે.[૩] આત્મજ્ઞાન તો કોઈ પણ ઇન્દ્રિયોના વિષયરૂપ નથી અને મનથી તથા પાંચે જ્ઞાનેન્દ્રિયોથી પર થાય, ત્યારે જ આત્મતત્ત્વનો અનુભવ થાય છે, માટે દુર્લભ છે. ઇન્દ્રિયોની વૃત્તિઓની મર્યાદાથી પર હોવાને લીધે આત્મતત્ત્વ પ્રત્યક્ષ પ્રમાણોથી સમજી શકાય તેમ નથી; માટે તે જીવથી અનુભવાતું નથી. હે રામચંદ્રજી ! તમે હૃદયરૂપી ઝાડમાં ઊગેલી આ અવિદ્યારૂપી લતાને જ્ઞાનના અભ્યાસના ખડ્ગોના ઘાથી કાપી નાખો, કે જેનાથી સ્વરૂપની પ્રાપ્તિ થાય. જે કાંઈ જાણવાનું છે, તેને જાણી ચૂકેલો જનકરાજા જે રીતે વિહાર કરે છે, તે રીતે તમે પણ આત્માજ્ઞાનના અભ્યાસમાં તત્પર રહીને વિહાર કરો. વ્યવહારમાં અને સમાધિમાં પણ પોતાના આત્મતત્ત્વમાં લીન રહીને જ વિહાર કર્યા કરતા એ જનકરાજાને, જાગ્રત આદિ સઘળી અવસ્થાઓમાં બ્રહ્મતત્ત્વનો પાકો નિશ્ચય થઈ ગયો છે. બીજા વિદ્વાનો પણ એવા જ નિશ્ચયથી બ્રહ્મરૂપ થયા છે. વિષ્ણુ તે તે યોનિઓમાં અવતારો ધારણ કરે છે તે છતાં પણ જે નિશ્ચયને લીધે અવતારો સંબંધી દુઃખોના સ્પર્શને પણ પ્રાપ્ત થતા નથી, તે નિશ્ચય જ બ્રહ્મવેત્તાપણું કહેવાય છે.[૪-૯] હે રામચંદ્રજી ! સર્વદા સ્ત્રીની સાથે જ રહેનારા સદાશિવનો જે નિશ્ચય છે અને રાગથી રહિત રહેનારા બ્રહ્માનો પણ જે નિશ્ચય છે, તે નિશ્ચય તમને પ્રાપ્ત થાઓ.[૧૦] જીવન્મુક્તપણાથી રહેનારા બૃહસ્પતિ, શુક્રાચાર્ય, સૂર્ય, ચંદ્ર, પવન, અગ્નિ, નારદ, પુલસ્ત્ય, હું, અંગિરા, પ્રચેતા, ભૃગુ, ક્રતુ, અત્રિ, શુકદેવજી અને બીજા પણ બ્રહ્મર્ષિઓ તથા રાજર્ષિઓ તેઓના જે નિશ્ચય છે, તે નિશ્ચય તમને પ્રાપ્ત થાઓ.[૧૧-૧૩]

રામ બોલ્યાઃ–હે ગુરુ મહારાજ ! એ મોટી બુદ્ધિવાળા વિષ્ણુ આદિ ધીર લોકો જે નિશ્ચયથી શોકરહિત થઇને રહેલા છે, તે નિશ્ચય મને વિગતવાર જણાવો.[૧૪]

વસિષ્ઠ બોલ્યાઃ–જ્ઞેયને+ સંપૂર્ણ રીતે જાણી ચૂકેલા હે મહાવીર રાજકુમાર ! તમે એ લોકોના નિશ્ચયનું પૂછ્યું, માટે તેઓના નિશ્ચય વિષે હું સ્પષ્ટ રીતે કહું છું, તે તમે સાંભળો. એ લોકોનો નિશ્ચય આ પ્રમાણે છે.[૧૫] જે કાંઈ

* આ અગિયારમા સર્ગમાં વિષ્ણુ તથા શિવ આદિ મહાત્માઓ 'સઘળું બ્રહ્મ છે' એવી જે દૃષ્ટિથી જીવન્મુક્ત થઇને રહેલા છે, તે દૃષ્ટિનો રામને ઉપદેશ કરવામાં આવશે.

+ દેખાતા અને અનુભવતા સઘળા દશ્યપદાર્થો.

અતિ મોટા વિસ્તારવાળી આ જગતરૂપી જાળ જોવામાં આવે છે તે સઘળું નિર્મળ બ્રહ્મ જ છે, એમાં કશો સંશય નથી. જે ચૈતન્ય છે તે બ્રહ્મ છે, જે બ્રહ્માંડ છે તે બ્રહ્મ છે, જે જે પ્રાણીઓના સમૂહો છે તે સર્વ બ્રહ્મ છે, હું બ્રહ્મ છું, મારો શત્રુ પણ બ્રહ્મ છે, મારા મિત્રો પણ બ્રહ્મ છે, મારા બાંધવો પણ બ્રહ્મ છે અને ત્રણે કાળ પણ બ્રહ્મ છે; કારણ કે સઘળું બ્રહ્મરૂપ અધિષ્ઠાનમાં જ કલ્પનામાત્રથી ઊભું થયેલું છે. જેમ સમુદ્ર તરંગોની હારરૂપે પોતામાં જ સ્ફુરે છે, તેમ બ્રહ્મ તે તે પદાર્થોરૂપે પોતામાં જ સ્ફુરે છે.[૧૧-૧૮] જે ગ્રહણ કરે છે તે પણ બ્રહ્મ જ છે, જેનું ગ્રહણ થાય છે તે પણ બ્રહ્મ જ છે, જે ભોગવે છે તે પણ બ્રહ્મ જ છે અને જે ભોગવાય છે તે પણ બ્રહ્મ જ છે.[૧૯] બ્રહ્મ પોતાની માયાશક્તિથી અનેક વિવર્તો* પામીને, જગતરૂપે જાણે વધ્યું હોય એમ જણાય છે. જે મારો શત્રુ છે, તે પણ બ્રહ્મ જ છે અને હું પણ બ્રહ્મ જ છું; માટે જો મારા શત્રુથી કાંઈ પણ મારું અપ્રિય થાય, તો તે અપ્રિય પણ બ્રહ્મ છે. અપ્રિયનો કરનાર પણ બ્રહ્મ છે અને જેનું અપ્રિય થાય તે પણ બ્રહ્મ જ છે; તો પછી કોણે કોનું શું કર્યું ? રાગ આદિ અવસ્થાઓ કે જે આકાશમાંના વૃક્ષની પેઠે કલ્પિત જ છે અને સંકલ્પ નહિ કરવા માત્રથી અર્થાત્ નષ્ટ થઈ જાય છે, તેનો બ્રહ્મમાં શો પ્રસંગ છે ? કશો નથી. ગમન તથા દર્શન આદિ ક્રિયાઓ સર્વરૂપ બ્રહ્મમાં જ કલ્પાયેલી છે. બ્રહ્મ જ સર્વ જગતરૂપે સ્ફુરે તો પછી સુખીપણું કે દુઃખીપણું શાથી હોય ? બ્રહ્મ બ્રહ્મમાં જ તૃપ્ત છે અને બ્રહ્મ બીજા કોઈમાં નહિ પણ બ્રહ્મમાં જ રહેલું છે. હુંરૂપ બ્રહ્મ બ્રહ્મમાં જ સ્ફુરે છે. હું કોઈ બીજારૂપ નથી, પણ બ્રહ્મરૂપ જ છું; ઘડો પણ બ્રહ્મ છે અને વસ્ત્ર પણ બ્રહ્મ છે. આ જે ફેલાયેલું જગત છે, તે બ્રહ્મ જ છે અને તે બ્રહ્મ હું જ છું.[૨૦-૨૪] આમ છે એટલા માટે, મારામાં રાગના તથા દ્વેષના વિકારોની કલ્પના શી હોય ? એ કલ્પના ખોટી જ છે. મરણરૂપી બ્રહ્મ યથેષ્ટ રીતે દેહરૂપી બ્રહ્મને પ્રાપ્ત થાય તો, તેથી દુઃખીપણું વળી કેવું થાય ? દુઃખિયાપણું તો રજ્જુમાં સર્પની ભ્રાંતિ થયા જેવું છે. સંભોગાદિકનાં સુખરૂપી બ્રહ્મને દેહરૂપી બ્રહ્મ પ્રાપ્ત થતાં 'આ સુખ મને પ્રાપ્ત થયું' એવી ખોટી કલ્પના શા માટે કરવી જોઈએ ? જેમ જળમાં ઊઠેલા બે તરંગોમાં, હાલતા જળ સિવાય બીજું કશું નથી, પણ જે કાંઈ છે તે તો માત્ર જળ છે, તેમ તુંપણામાં અને હુંપણામાં સ્ફુરણાત્મક બ્રહ્મ સિવાય બીજું કશું નથી, પણ જે કાંઈ છે તે બ્રહ્મ જ છે. જેમ વાસ્તવિક રીતે જોતાં જળમાં તરંગો છે જ નહિ, તેમ વાસ્તવિક રીતે જોતાં બ્રહ્મમાં તુંપણું કે હુંપણું છે જ નહિ. જેમ ચકરીનું મરણ (નાશ) થતાં, પાણીમાં ક્યાંય કશું પણ મરતું નથી, તેમ દેહરૂપ બ્રહ્મ મરણરૂપ બ્રહ્મપણાને પ્રાપ્ત થતાં બ્રહ્મમાં ક્યાંય કશું પણ મરતું નથી.[૨૫-૨૮] જેમ ચંચળ થયેલા જળમાં તરંગપણું કે અતરંગપણું છે જ નહિ, તેમ જડ તથા અજડરૂપે સ્ફુરણ પામેલા બ્રહ્મમાં તુંપણું કે હુંપણું છે જ નહિ.[૨૯] જેમ કડાપણું સુવર્ણનું જ થાય છે અને ચકરીપણું જળનું જ થાય છે, તેમ જડ પદાર્થોપણું તથા અજડ પદાર્થોપણું બ્રહ્મનું જ થયેલું છે.[૩૦] 'આ ચેતનરૂપ છે અને આ જડરૂપ છે' એવો મોહ અજ્ઞાનીને જ થાય, પણ જ્ઞાનીને કદી થાય નહિ. જેમ આંધળાને આખું જગત આંધળું છે, તેમ અજ્ઞાનીને આખું જગત દુઃખના સમૂહમય છે; અને જેમ દેખતાને આખું જગત પ્રકાશમય છે, તેમ જ્ઞાનીને આખું જગત આનંદમય છે. જ્ઞાનીને જગત આનંદરૂપ, અમૃતરસમાં તરબોળ થયેલું છે અને મૂર્ખને જગત અત્યંત દુઃખદાયી છે. જેમ

* એકને બદલે બીજાનો આરોપ થવો તેને વિવર્ત કહે છે; જેમકે દોરડું દોરડારૂપે નહિ દેખાતાં તેમાં સર્પની ભ્રાંતિ થવી તે.

બાળકને રાત્રિ ભૂતપ્રેતવાળી જણાય છે અને જુવાનને ભૂતપ્રેત વગરની જણાય છે, તેમ અજ્ઞાનીને જગત દુઃખવાળું જણાય છે અને જ્ઞાનીને દુઃખ વગરનું જણાય છે. આ બ્રહ્મરૂપી અમૃતપૂર્ણ ઘડો કે જે સર્વદા સર્વ સ્થળોમાં એક જ રહેલો છે, તેમાં કાંઈ મરતું પણ નથી અને કાંઈ જીવતું પણ નથી. જેમ સમુદ્રમાં ગમે તેવી ઊલટ-પાલટ થતાં, તરંગાદિક કશું નષ્ટ પણ થતું નથી અને ઉત્પન્ન પણ થતું નથી, તેમ આત્મામાં ગમે તેવાં સ્ફુરણો થતાં, પ્રાણીઓનો સમૂહ નષ્ટ પણ થતો નથી અને ઉત્પન્ન પણ થતો નથી. 'આ છે અને આ નથી' એ તો એક જાતની પોતાની પોતામાં જ ભ્રાંતિ છે.[૩૧-૩૬] જેમ સ્ફટિકમણિની પ્રભા, કુદરતી રીતે પોતાની મેળે જ સ્ફુર્યા કરે છે, તેમ આત્મશક્તિ પ્રયોજન વિના પણ પોતાની મેળે જ સ્ફુર્યા કરે છે. જગતરૂપે તથા તે તે પદાર્થોની શક્તિઓરૂપે જે સ્ફુરણ થાય છે, તે સ્ફુરણ બ્રહ્મ જ છે અને તે બ્રહ્મ પોતાના જ અદ્વિતીય સ્વરૂપમાં રહેલું છે. જેમ પાણી તરંગોના કણોરૂપે પાણીમાં જ રહેલું છે, તેમ બ્રહ્મ અનેક પ્રકારનાં સ્ફુરણોરૂપે બ્રહ્મમાં જ રહેલું છે. જેમ મહાસાગરનું જળ, તરંગાદિક જળથી જુદી સત્તાવાળું છે જ નહિ, તેમ શરીર વગેરે બ્રહ્મથી જુદી સત્તાવાળું છે જ નહિ; માટે શરીરના નાશથી બ્રહ્મનો નાશ થવો કેમ સંભવે ? જેમ જે મોટા કણ છે, જે નાની કણી છે, જે નાનો તરંગ છે, જે મોટો તરંગ છે, જે ફીણ છે અને જે લહરી છે તે સઘળું જળમાં જળ જ છે; તેમ જે દેહ છે, જે કલ્પના છે, જે દશ્ય છે, જે મરવું છે, જે જીવવું છે, જે હર્ષ, વિષાદ આદિની રચના છે અને જે ભોગ છે, તે સઘળું બ્રહ્મમાં બ્રહ્મ જ છે. જેમ કડાં વગેરે આકારોની વિચિત્ર રચના સુવર્ણથી ભિન્ન નથી, તેમ શરીરો વગેરેની વિચિત્ર રચના બ્રહ્મથી ભિન્ન નથી. એમાં મૂઢ લોકો જે ભિન્નપણાની ભાવના કરે છે, તે ખોટી જ છે. મન, બુદ્ધિ, અહંકાર, શબ્દ, સ્પર્શ આદિ તન્માત્રાઓ અને ઇન્દ્રિયો એ સઘળું બ્રહ્મથી ભિન્ન નથી, પણ બ્રહ્મ જ છે માટે સુખ કે દુઃખ કશું છે જ નહિ. જેમ એક જ શબ્દ, પર્વતની ગુફા વગેરેના સમીપમાં પડઘારૂપે બે વાર બોલાયેલા જેવો પ્રતીત થાય છે, તેમ એક જ બ્રહ્મ 'આ હું છું અને આ ચિત્ત છે,' ઇત્યાદિક નામરૂપોના ભેદને લીધે, દ્વૈતરૂપે સ્ફુરે છે. નહિ જાણવામાં આવેલું બ્રહ્મ જ જીવપણાને તથા જગતપણાને પામેલા જેવું થઈ રહ્યું છે. જેમ સ્વપ્નમાં પોતાના ચિત્તથી પોતામાં જ સઘળું કલ્પાય છે, તેમ બ્રહ્મમાં પોતાથી પોતામાં જ સઘળું કલ્પાયેલું છે. જેમ સોનું સોનારૂપે ન જણાય તો માટીરૂપે પ્રતીત થાય છે, તેમ બ્રહ્મ બ્રહ્મરૂપે જાણવામાં ન આવે, તો જગત નામના મેલરૂપે પ્રતીત થાય છે. સ્વયં પ્રભુ મહાત્મા જ બ્રહ્મ છે એમ બ્રહ્મજ્ઞો કહે છે; અને તે જ બ્રહ્મ અજ્ઞાત હોય તો અજ્ઞાનીઓનું અજ્ઞાન કહેવાય છે. જેમ સોનું સોનારૂપે જાણવામાં આવે, તો ક્ષણ વારમાં સોનું થઈ જાય છે, તેમ બ્રહ્મ બ્રહ્મભાવથી જાણવામાં આવે, તો ક્ષણ વારમાં બ્રહ્મ થઈ જાય છે. સઘળી શક્તિઓવાળો આત્મા પ્રયોજન વિના જ પોતાની શક્તિથી જેવી દૃઢ ભાવના કરે છે, તેવું જ તુરત દેખાવા લાગે છે. બ્રહ્મ કર્મથી, કર્તાથી, કરણોથી, કારણોથી તથા દોષોથી રહિત છે, પોતાના બોધથી પોતે થઈ જાય એવું છે અને સર્વ કલ્પનાઓના અધિષ્ઠાનરૂપ છે, એમ બ્રહ્મવેત્તાઓએ નિશ્ચય કરેલો છે. નહિ જણાયેલું બ્રહ્મ જ અજ્ઞાનીઓનું અજ્ઞાન કહેવાય છે. જાણવામાં આવેલું બ્રહ્મ જ્ઞાનરૂપ થઈ જાય છે અને અજ્ઞાનનો નાશ કરે છે. જેમ નહિ ઓળખવામાં આવેલો બંધુ અબંધુ કહેવાય છે અને ઓળખવામાં આવેલો બંધુ અબંધુપણાનો ભાવ દૂર થવાથી બંધુ થઈ જાય છે, તેમ નહિ ઓળખવામાં આવેલું બ્રહ્મ સંસારરૂપ થઈ જાય છે અને ઓળખવામાં આવેલું બ્રહ્મ સંસાર-

પણાનો ભ્રમ નષ્ટ થઈ જવાથી, બ્રહ્મ થઈ જાય છે. 'વિચાર કરતાં જીવનું તથા જગતનું રૂપ ટકી જ શકતું નથી' એમ જો અંદર જાણવામાં આવે, તો બ્રહ્મભાવનાનો ઉદય થાય છે, કે જેથી જીવ તથા જગત નીરસ જણાતાં પુરુષને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. 'દ્વૈત અસત્ય જ છે' એમ જો અંદર જાણવામાં આવે, તો બ્રહ્મભાવનાનો ઉદય થાય છે, કે જેથી દ્વૈત રસહીન જણાતાં પુરુષને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. 'આ દેહ હું નથી' એમ સ્પષ્ટ રીતે જાણવામાં આવે, તો બ્રહ્મભાવનાનો ઉદય થાય છે, કે જેથી પુરુષને ખોટા અહંકાર ઉપર અરુચિ થાય છે.[૩૭–૫૫] 'હું બ્રહ્મ જ છું' એમ ખરી રીતે જાણવામાં આવે, તો એવી ભાવનાનો ઉદય થાય છે, કે જેનાથી પોતાના સાચા સ્વરૂપની અંદર લીન થવાય છે. 'હું બ્રહ્મ છું' એ અખંડ વાક્યાર્થનો વિસ્તાર પ્રકટ થતાં તુંપણા તથા હુંપણા વગેરેનો બાધ થયાથી અસ્તિ, ભાતિ, પ્રિય, નામ તથા રૂપ, એ જગતમાં રહેલા પાંચે અંશો બ્રહ્મ જ છે એમ જાણું છું. 'આ જે જગત છે, તે સત્ય અને સર્વ પ્રકારોના અધિષ્ઠાનભૂત બ્રહ્મ છે' એમ હું જાણું છું; તેથી મને મોહ, દુઃખ, કર્મો કે તૃષ્ણા કાંઈ પણ નથી. હું સમ છું, સ્વચ્છ છું અને શોકથી રહિત છું. હું બ્રહ્મ છું એ જ સાચું છે. હું કલ્પનારૂપ કલંકથી રહિત છું, નિર્દોષ છું અને સર્વરૂપ છું. હું કાંઈ છોડતો પણ નથી અને કાંઈ ઇચ્છતો પણ નથી. હું બ્રહ્મ છું એ જ સાચું છે. રુધિર પણ હું જ છું, માંસ પણ હું છું, હાડકાં પણ હું છું, શરીર પણ હું છું, ચૈતન્ય પણ હું છું અને ચેતના આપનાર પણ હું છું. હું બ્રહ્મ છું એ જ સાચું છે. સ્વર્ગ પણ હું છું, આકાશ પણ હું છું, સૂર્ય પણ હું છું, દિશાઓ પણ હું છું, પૃથ્વી પણ હું છું અને ઘટ, પટ આદિ આકારો પણ હું છું. હું બ્રહ્મ છું એ જ સત્યતા છે. ખડ પણ હું છું, પૃથ્વી પણ હું છું, ઝાડ પણ હું છું, વન વગેરે પણ હું છું, પર્વતો પણ હું છું, સમુદ્રો પણ હું છું અને પ્રાણીઓનો સમૂહ પણ હું છું; મારી બ્રહ્મસ્વરૂપે સર્વત્ર એકતા જ છે. લેવું, દેવું તથા સંકોચાવું ઇત્યાદિ પ્રાણીઓના ધર્મો હું છું. હું સર્વરૂપ છું, ચિદાત્મા છું, વ્યાપક રૂપવાળો છું અને મારા સ્વરૂપભૂત બ્રહ્મમાં જ રહ્યો છું. પલ્લવ આદિ રૂપોના આવિર્ભાવને ઇચ્છનારાં લતાઓ, ગુલ્મો અને અંકુરો, ઇત્યાદિની અંદર રહેલું શાંત, રસમય પરબ્રહ્મરૂપ જે ચૈતન્ય છે, તે હું છું. સઘળું જગત જેમાં રહ્યું છે, સઘળું જગત જેનાથી થયું છે, સઘળું જગત જે રૂપ છે, જે સર્વ સ્થળોમાં વ્યાપી રહેલું છે અને જે સર્વરૂપ છતાં એક જ છે એમ માનવામાં આવેલું છે, તે પરબ્રહ્મ હું છું, એ નિશ્ચય છે. સર્વમાં વ્યાપક અને દશ્યોથી રહિત જે ચિન્માત્રતત્ત્વ+ છે, તે જ ચિત્ત, આત્મા, બ્રહ્મ, સત્, સત્ય, ઋત તથા જ્ઞ, એ નામથી કહેવાય છે. ચૈતન્યાત્મક બ્રહ્મ પ્રકાશમાત્ર છે, નિર્મળ છે, સઘળાં પ્રાણીઓને જીવરૂપે ચેતના આપનાર છે, સર્વ સ્થળોમાં વ્યાપક છે અને શાંત છે, એવો અનુભવ થાય છે. મનોના, બુદ્ધિઓના તથા ઇન્દ્રિયોના સમૂહોમાં અને તેઓની સર્વ વૃત્તિઓમાં ઓતપ્રોત રહેલું છે. દ્વૈતને દૂર કરતાં સ્વયંપ્રકાશરૂપે જણાતું અને રાગાદિક દોષોથી રહિત જે ચૈતન્યસ્વરૂપ બ્રહ્મ છે, તે હું છું. શબ્દ આદિ તન્માત્રાઓ, આકાશ આદિ સઘળાં તન્માત્રાઓનાં કારણો અને તેઓએ કરેલી જગતની સ્થિતિ, તેઓની સત્તારૂપ, તેઓના સ્ફુરણરૂપ અને સ્વચ્છ જે ચૈતન્યરૂપ બ્રહ્મ છે, તે હું છું. મારો ક્ષય છે જ નહિ. વૃત્તિઓરૂપ ઉપાધિઓની ધારાઓ દ્વારા નિરંતર નીકળતી સ્વચ્છ ચૈતન્યની ધારાઓની ખાણરૂપ, પ્રકાશરૂપ, અજરામર અને યોગીઓથી પણ જેનું વર્ણન કરી શકાતું નથી, એવું જે ચૈતન્યરૂપ પરબ્રહ્મ છે, તે હું છું. સઘળા ભોક્તાઓના

+ ચૈતન્ય એ એક જ તત્ત્વ.

સમૂહો પ્રત્યે તે તે ભોગોની વૃત્તિઓરૂપ ઉપાધિઓ દ્વારા રસની ધારાની પેઠે જેનું સ્વરૂપ નિરંતર પલ્યા કરે છે, એવું અજરામર, અખંડ અનુભવરૂપ અને નિર્લેપ, સમાધિમાં સુષુપ્ત જેવું શાંત, જ્ઞાનમય અને નિર્મળ સ્વરૂપવાળું જે ચૈતન્યરૂપ બ્રહ્મ છે, તે હું છું.[૭૨] સઘળાં વિષયસુખોથી ઉત્તમ સુખરૂપ, સ્વયંપ્રકાશ અને વાસનાઓથી રહિત જે ચૈતન્યરૂપ બ્રહ્મ છે, તે હું છું. ખાંડ આદિ મીઠા પદાર્થોના સ્વાદનો અનુભવ કે જે જીભથી ગળે ઊતરતાં સુધીના થોડા કાળ સુધી જ રહે છે, તે જ અનુભવ જ્યારે મર્યાદાવાળાં દેશ, કાળ તથા ચિત્તાદિક આનંદના એક રસથી જણાય, ત્યારે અખંડ થઈ જાય છે. એ અખંડ અનુભવ ચૈતન્યરૂપ બ્રહ્મ હું છું.[૭૩] જેનું ચિત્ત રાત્રે સ્ત્રીમાં લાગેલું હોય, તે પુરુષને ચંદ્રનો ઉદય થતાં જે અનુભવ સ્ત્રીમાંથી ખસીને અને ચંદ્ર સુધી પહોંચતાં પહેલાં વચમાં અખંડ ચૈતન્યરૂપે નિર્વિષયપણે રહે છે, તે બાધ વિનાનું ચૈતન્યરૂપ બ્રહ્મ હું છું.[૭૪] પૃથ્વી ઉપર રહેલાં માણસોની દૃષ્ટિઓ આકાશમાં ચંદ્ર સુધી પહોંચતાં પહેલાં, વચમાં અખંડ અનુભવરૂપ અને વિષયોથી રહિત જે નિર્મળ ચૈતન્યશક્તિ રહે છે, તે જ બ્રહ્મ છે અને તે બ્રહ્મ હું છું. સુખ–દુઃખ આદિ કલ્પનાઓથી રહિત, નિર્મળ, સાચો, અનુભવરૂપ સ્વરૂપવાળો, ચૈતન્યરૂપ અને વિનાશ વગરનો જે પરમાત્મા છે, તે હું છું. અહીં રહેલા પુરુષનું મન, પોતાને ચોરવાનો વિષય દૂર પ્રદેશમાં હોય ત્યારે વચલા પદાર્થોને જોતું નથી, તે સમયે વચલા પ્રદેશમાં વિષયોના સ્પર્શરૂપ અપરાધ વગરની જે પ્રતીતિ થાય છે, તે જ ચૈતન્યરૂપ સર્વવ્યાપક બ્રહ્મ હું છું.[૭૫-૭૭] પૃથ્વી, જળ, વાયુ અને બીજ એ સર્વનું મળવું થતાં અંકુરરૂપ કાર્યોમાં બહાર નીકળવાને ઉપયોગી જે ચૈતન્યશક્તિ છે, તે બ્રહ્મ છે અને તે બ્રહ્મ હું છું. પોતાના જડ સ્વભાવમાં રહેનારાં ખજૂર, લીમડો અને ધિલોડા આદિમાં રહેલી અને મધુર તથા કડવા આદિરૂપે પ્રગટ નહિ થયેલી સ્વાદની જે સામાન્ય સત્તા છે, તે ચૈતન્યરૂપ બ્રહ્મ છે અને તે બ્રહ્મમાં સર્વત્ર સમરૂપે રહેલો હું છું.[૭૮,૭૯] જે અનુભવરૂપ વૃત્તિ ગમતા પદાર્થનો લાભ થતાં, આનંદવાળી અને નહિ મળતાં ખેદવાળી થાય છે, તે જ વૃત્તિ શાસ્ત્રને અનુસરતા મનનના ઉદયથી સ્વચ્છ કરવામાં આવતાં આનંદથી તથા ખેદથી રહિત થાય, તો તે જ નિર્દોષ બ્રહ્મ છે અને તે બ્રહ્મ હું છું.[૮૦] પૃથ્વીથી માંડીને સૂર્યપર્યંત ફેલાયેલ દૃષ્ટિરૂપે જે દોરી છે, તેના મધ્ય જેવું એટલે વિષયોને પ્રકાશ આપનારી શક્તિવાળું છતાં પણ વિષયો વગરનું, શાંત, નિર્મળ તથા વ્યાપક ચૈતન્યરૂપ જે બ્રહ્મ છે, તે હું છું.[૮૧] જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાઓમાં સાક્ષીસ્વરૂપ, ત્રણે અવસ્થાઓનો ત્યાગ કરતાં ચોથી અવસ્થાવાળું, નિર્દોષ અને આદિ તથા અંતથી રહિત જે ચૈતન્યરૂપ બ્રહ્મ છે, તે હું છું.[૮૨] જેમ સેંકડો ખેતરોમાં ઊગેલી શેરડીઓમાં મીઠાશ એકરૂપે રહેલી છે, તેમ સર્વ પ્રાણીઓમાં એકરૂપે રહેનાર અને અખંડિત જે ચૈતન્યરૂપ બ્રહ્મ છે, તે હું છું.[૮૩] સર્વમાં વ્યાપક, વિકારરહિત, સ્વચ્છ–સ્વરૂપ અને સૂર્યની પ્રભાની પેઠે સર્વને પ્રકાશ આપનાર તથા વ્યાપક, જે અતિ રમણીય ચૈતન્યરૂપ બ્રહ્મ છે, તે હું છું. મનુષ્યલોક સંબંધી સંભોગના તુચ્છ આનંદમાં અને દેવલોક સંબંધી અમૃતના સ્વાદના મોટા આનંદમાં રહેલા સામાન્ય અનુભવની પેઠે, જે સર્વમાં કેવળ અનુભવચૈતન્યરૂપ અવિનાશી બ્રહ્મ છે તે, હું છું. કમળની નાળમાં તંતુની જેમ દેહમાં રહેલું છતાં પણ ગુપ્ત સ્વરૂપવાળું અને દેહનું છેદન–ભેદન થતાં જેનું સ્વરૂપ ખંડિત થતું નથી, એવું જે નિર્દોષ ચૈતન્યરૂપ બ્રહ્મ છે, તે હું છું.[૮૧] જેમ વાદળાંઓનો સમૂહ સઘળા આકાશમાં હોવા

છતાં, આમ તેમ ખસ્યા કરે છે અને જોવામાં આવે નહિ, એવાં સૂક્ષ્મ જળનાં બિંદુઓવાળો હોય છે, તેમ જ ચૈતન્યશક્તિ સઘળાં બ્રહ્માંડોમાં ભરપૂર થઈને રહેલી છતાં પણ સ્ફુરણરૂપ ચલનવાળી છે અને જોવામાં આવે નહિ એવા સૂક્ષ્મ જીવોવાળી છે, તે હું છું. (દૂધમાં જેમ ઘીની સત્તા રહેલી છે તેમ અનુભવમય સારવાળી અને સ્નેહમાત્રથી (ચીકાશ અને પરમ પ્રેમના પાત્રપણા માત્રથી) જણાતી જે અવિનાશી ચૈતન્યશક્તિ છે,) તે હું છું. (જેમ કડાંની, બાજુબંધની તથા પહોંચીની રચનાવાળી અથવા રચના વિનાની સત્તા, સોનામાં રહેલી છે, તેમ આકારોની રચનાવાળી અથવા રચના વગરની દેહાદિકની સત્તા જે ચૈતન્યશક્તિમાં રહેલી છે, તે ચૈતન્યશક્તિરૂપ સર્વવ્યાપક બ્રહ્મ હું છું.) પર્વત આદિ સઘળા પદાર્થોની બહાર તથા અંદર જે લેપ વિનાની ચૈતન્યશક્તિ સઘળે સ્થળે એક સત્તાસ્વરૂપે રહેલી છે, તે ચૈતન્યશક્તિ હું છું.[૮૭–૯૦] સઘળા પ્રકારની અનુભવવાળી વૃત્તિઓના અકૃત્રિમ અને જેને કોઈ પ્રકારનો મેલ કે રેખા લાગુ જ પડતાં નથી, એવા અરીસારૂપ જે મોટું ચૈતન્યતત્ત્વ છે, તે હું છું.[૯૧] ચિદાત્મા કે જે સઘળા સંકલ્પોનાં ફળોને આપનાર છે, સૂર્ય આદિ સઘળાં તેજોનો પ્રકાશ આપનાર છે અને જેને માટે જ સઘળા ગ્રાહ્ય ભોગોનું ગ્રહણ કરવામાં આવે છે, તેની ઉપાસના કરીએ છીએ. ચિદાત્મા કે જે સઘળા અવયવોમાં રહેલો હોવા છતાં સઘળા અવયવોથી ન્યારો છે અને સર્વદા સ્ફુર્યા કરે છે તેની ઉપાસના કરીએ છીએ. ચિદાત્મા કે જે ઘરમાં, વસ્ત્રમાં, કિનારામાં અને ચારે પ્રકારનાં શરીરોમાં સત્તારૂપે રહેલો છે અને જાગૃત અવસ્થામાં પણ સુષુપ્તની પેઠે સામાન્યરૂપે રહેલ છે, તેનું અનુસંધાન કરીએ છીએ. ચિદાત્મા કે જે અગ્નિમાં ગરમી, હિમમાં ઠંડી, અન્નમાં મીઠાશ, અસ્ત્રોમાં ધાર, અંધકારમાં કાળાશ, અને ચંદ્રમાં ધોળાપણારૂપે રહે છે, તેનું અનુસંધાન કરીએ છીએ.[૯૨–૯૫] ચિદાત્મા કે જે બહાર તથા અંદર પ્રકાશરૂપે રહેલો છે, આત્મા હોવાને લીધે સમીપ હોવા છતાં પણ અજ્ઞાનને લીધે દૂર રહેલ છે અને પોતાના સત્યસ્વરૂપમાં જ રહેલ છે, તેનું અનુસંધાન કરીએ છીએ. ચિદાત્મા કે જે મધુર આદિ પદાર્થોમાં મધુરતા આદિરૂપે રહેલ છે અને તીક્ષ્ણ આદિ પદાર્થોમાં તીક્ષ્ણતા આદિરૂપે રહેલ છે, તેનું અનુસંધાન કરીએ છીએ.[૯૬,૯૭] ચિદાત્મા કે જે જાગૃતમાં, સ્વપ્નમાં, સુષુપ્તિમાં, ચોથી અવસ્થામાં અને ચોથી અવસ્થાથી પણ પર, સર્વદા સર્વત્ર સમરૂપે રહેલો છે, તેનું અનુસંધાન કરીએ છીએ. ચિદાત્મા કે જે સર્વ સંકલ્પોથી રહિત છે, જેમાં કોઈ કૌતુક (ભોગની ઉત્કંઠા) નથી અને જેમાં કોઈ પ્રકારનો રાગદ્વેષ આદિ વેગ નથી, તેનું અનુસંધાન કરીએ છીએ.[૯૮,૯૯] ચિદાત્મા કે જે ઉત્કંઠાઓથી રહિત છે, ભયથી રહિત છે, ચેષ્ટાઓથી રહિત છે, સર્વરૂપ છે, અંશોથી રહિત છે અને અહંકારથી પણ રહિત છે, તેનું અનુસંધાન કરીએ છીએ. ચિદાત્મા કે જે સર્વની અંદર રહેલો છે, સર્વરૂપ હોવા છતાં પણ અપાર એકરૂપવાળો જ છે અને અપાર જીવોને ઉત્પન્ન કરનાર છે, તેનું અનુસંધાન કરીએ છીએ.[૧૦૦,૧૦૧] ચિદાત્મા કે જે ત્રૈલોક્યમાં રહેલાં શરીરોરૂપી મોતીઓમાં ગૂંથાઈને ફેલાયેલ તંતુરૂપ છે અને જાગૃત, સ્વપ્ન તથા સુષુપ્તિને કરનાર છે, તેને હું પામ્યો છું.[૧૦૨] ચિદાત્મા કે જે પોતે જ ઘેરેલાં જગતોરૂપ પક્ષીઓને પોતાની અંદર લઈને વિચિત્રતાવાળી મોટી જાળની પેઠે છુપાઈને રહેલ છે, તેને હું પામ્યો છું.[૧૦૩] ચિદાત્મા કે જેમાં આ સઘળું જગત છે, જેમાં આ સઘળું જગત જરા પણ નથી, જે પોતે સૃષ્ટિમાં સર્વને સત્તા આપનાર હોવાથી સદ્રૂપ છે અને પ્રલયમાં સર્વનું અસત્પણું કરનાર હોવાથી અસદ્રૂપ પણ એક જ છે, તેને હું પામ્યો છું. ચિદાત્મા કે જે એક

ચૈતન્ય રસરૂપ છે, પૂર્ણ છે, સઘળા આનંદોનું સ્થાન છે અને સઘળા આકારોમાં તથા વિકારોમાં રહેલ છે, તેને હું પામ્યો છું. ચૈતન્યરૂપી આ દીવો છે, જે સ્નેહના–પ્રેમના આધારે ઝગમગે છે, જેને જડ પદાર્થના પવનો ડોલાવ્યા કરે છે તો પણ હોલવાતો નથી, અને જે સર્વ ઠેકાણે અંદર તથા બહાર તેમજ સર્વ પદાર્થોમાં પ્રકાશે છે, તેનું અમે ધ્યાન ધરીએ છીએ. ચિદાત્મા કે જે હૃદયરૂપી સરોવરમાં કમલિનીના કંદની જેમ છૂપાયેલો છે, સઘળાં હાથ, પગ આદિ અંગોને દોરડાની જેમ બાંધી રાખે છે અને સઘળા લોકોના જીવનના ઉપાયરૂપ છે, તેને હું પામ્યો છું. ચિદાત્મા કે જે ગરુડ આદિથી ન હરી શકાય એવા, ક્ષીરસમુદ્રમાંથી ઉત્પન્ન નહિ થયેલા અને કેવળ ચંદ્ર આદિની પાસે જ નહિ રહેલા સાચા અમૃતરૂપ છે, તેનું અમે અનુસંધાન કરીએ છીએ. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ ઇત્યાદિરૂપે પ્રગટ થયેલા અને વાસ્તવિક રીતે જોતાં તેઓના સંબંધથી પણ રહિત રહેનારા શાંત ચિદાત્માનું હું અનુસંધાન કરું છું. ચિદાત્મા કે જે આકાશના કોશની જેમ નિર્લેપ હોવા છતાં આકાશ નથી અને સર્વ લોકોને આનંદ આપનાર છતાં રંગ નથી, તેને હું પામ્યો છું. ચિદાત્મા કે જે મોટા મહિમાવાળો હોવા છતાં સઘળી વિભૂતિઓથી રહિત છે અને આરોપની દષ્ટિથી કર્તા હોવા છતાં પણ અપવાદની દષ્ટિથી અકર્તા છે, તેનું હું અનુસંધાન કરું છું. 'આ સઘળું જગત હું છું, આ સઘળું જગત મારું જ છે, અપવાદની દષ્ટિથી હું અહંકાર પણ નથી અને અન્યરૂપ તો હું નથી જ.' એવી રીતે હું પાંકું સમજ્યો છું; માટે જગત માયામય હોય તો પણ ભલે અને આત્મારૂપે સત્ય હોય તો પણ ભલે; હું તો સઘળા સંતાપોથી મુક્ત જ છું. ૧૦૪–૧૧૨

अखिलमिदमहं ममैव सर्वं त्वहमपिनाहमचेतरचनाहम्। इति विदितवतो जगत्कृतं मे स्थिरमथवास्तु गतज्वरो भवामि ॥ ११२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ–પ્રકરણના પૂર્વાર્ધનો 'જીવન્મુક્તનિશ્ચયયોગોપદેશ' એ નામનો સર્ગ ૧૧ મો સમાપ્ત**

---

## સર્ગ ૧૨ મો×

---

### જીવન્મુક્તોના વ્યવહારનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

इति निश्चयवंतस्ते महांतो विगतैनसः। सत्याः सत्ये पदे शांते समे सुखमवस्थिताः ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–આવી રીતના નિશ્ચયવાળા અને તેને લીધે સત્યતાને પામેલા એ નિષ્પાપ જનકરાજા આદિ મહાત્મા લોકો, શાંત અને સમતાવાળા સત્યપદમાં સુખથી રહેલા છે. આવી રીતના નિશ્ચયથી, પૂર્ણ બુદ્ધિવાળા અને રાગથી રહિત તથા સમચિત્તવાળા એ જીવન્મુક્ત લોકો જીવનને કે મરણને નિંદતા પણ નથી અને તેની પ્રશંસા પણ કરતા નથી. આવી રીતના નિશ્ચયને લીધે અતિ સૂક્ષ્મ લક્ષ્યને પણ વેધવાના ચમત્કારવાળા હોવાથી, નારાયણના ભુજની જેમ રહેલા સરળ તથા નમ્ર સ્વભાવવાળા અને જાણે બીજા મેરુ પર્વતો હોય તેવા દઢ એ મહાત્મા લોકો, વનોના ખંડોમાં, દ્વીપોમાં, નગરોમાં, દેવતાઓનાં અનેક ઉપવનોમાં ને સ્વર્ગોમાં દેવતાઓની જેમ રમતા હતા. એ મહાત્મા લોકો પુષ્પોથી ભરપૂર અને ઝૂલતા હીંડોળાઓવાળાં વિચિત્ર વનોમાં અને મેરુપર્વતનાં શિખરોની ટોચોમાં ફરતા હતા. એ મહાત્મા લોકો શત્રુઓને જીતીને છત્રચામરોવાળાં, વિચિત્ર સમૃદ્ધિઓવાળાં અને વિચિત્ર પ્રકારનાં રાજ્યો કરતા હતા. એ મહાત્મા લોકો ઘણા પ્રકારના શિષ્ટ લોકોના આચારો ઉપર ધ્યાન

× આ બારમા સર્ગમાં રામચંદ્રજીએ વસિષ્ઠના કહેવા પ્રમાણે જનક વગેરે જીવન્મુક્ત પુરુષોની સ્થિતિનું મહણ કર્યાનું કહેવામાં આવશે.

રાખીને, પોતે પણ વર્ણાશ્રમધર્મોને અનુસરતા હતા અને શ્રુતિઓમાં તથા સ્મૃતિઓમાં કહ્યા પ્રમાણે સર્વ પ્રકારના યજ્ઞો વગેરે કરતા હતા. એ મહાત્મા લોકો આ તમારી સંપત્તિઓ જેવી સંપત્તિઓથી રમણીય, સ્ત્રીઓનાં હાસ્યોથી મનોહર લાગતા અને વિહારોથી તથા આહારોથી મનને ઠેરનારા વિશાળ મહેલોમાં શણગાર ધરીને મોજ કરતા હતા. એ મહાત્મા લોકો સુંદર આંબાવાળી, મંદાર નામનાં કલ્પવૃક્ષોથી ઘેરાયેલી અને અપ્સરાઓનાં ગાયનોથી છવાઈ રહેલી, નંદનવનના બગીચાઓની ભૂમિકાઓમાં આનંદ કરતા હતા.[૧-૯] એ મહાત્માઓ સ્થાવર-જંગમ પ્રાણીઓથી ભરેલાં સર્વ ભુવનોમાં ફરતા હતા અને જેનાથી સર્વ પ્રાણીઓ સુખી થાય છે, એવા યજ્ઞોની ક્રિયાઓ કરતા હતા તથા ગૃહસ્થાશ્રમ સંબંધી સુખોમાં યોગ્ય રીતે વિનોદ કરતા હતા. વળી મરેલા મોટા હાથીઓનાં શબોથી ઘેરાયેલી, ભેરી નામનાં વાજાંઓના ભેંકાર શબ્દોથી ભયંકર લાગતી અને જેમાં ઘણી ઘણી ફાઉડીઓ માંસાદિ ખાવાને માટે ભમતી હતી એવી સંગ્રામરૂપી સાગરોની ભૂમિકાઓમાંથી, મોટાં મોટાં પરાક્રમો કરીને એ મહાત્માઓ તરી ગયા હતા. એ મહાત્માઓ ચિત્તને કઠણ રાખવાની જરૂરવાળી, ધનનું હરણ કરી જનારા શત્રુઓએ વધારેલી અને ક્રોધ તથા ક્ષોભને લીધે ભયંકર લાગનારી મોટી મોટી વિપત્તિઓમાં પણ પડ્યા હતા; પરંતુ એ મહાત્માઓનું મન રાગ વગરનું ઉપાધિઓ વગરનું, શ્રમ વગરનું, આસક્તિથી રહિત, સર્વથી છૂટેલું, અત્યંત શાંત અને પરમ સત્ત્વપણાને પામેલું હતું. મોટાં મોટાં સંકટો અને મોટાં મોટાં ઐશ્વર્યો આવી પડતાં પણ તેઓ જેમ તળાવોમાં મોટા પર્વતો ડૂબી જતા નથી, તેમ તે સંકટોમાં ડૂબી જતા ન હતા. હે રામચંદ્રજી! જેમ પૂર્ણિમાના ચંદ્રની શોભાથી સમુદ્ર છલકી જાય છે, તેમ એ લોકો મોટા મોટા વિલાસોવાળી અતિ સુંદર લક્ષ્મીથી છલકી જતા ન હતા. જેમ ગ્રીષ્મઋતુથી વનો કરમાઈ જાય છે, તેમ એ લોકો દુઃખથી કે શોકથી કરમાઈ જતા ન હતા અને જેમ ચંદ્રનાં ઝાકળબિંદુઓ પડવાથી ઔષધિઓ ખીલે છે, તેમ એ લોકો ભોગોના સમૂહોથી આનંદ પામતા ન હતા. હે રામ! એ લોકો કર્તાપણાનો આગ્રહ ન રાખતાં ભોગોને ભોગવતા હતા, પણ સારાં ફળો મળવાની કે નરસાં ફળો ટળવાની ઇચ્છા કરતા ન હતા. એ લોકો ધારેલાં કાર્યો સિદ્ધ થતાં ફૂલી જતા નહોતા, શત્રુઓ વગેરેનાં દબાણો આવી પડતાં ખિન્ન થતા નહોતા, સુખોની પ્રાપ્તિ થતાં રાજી થતા નહોતા અને સંકટોની પ્રાપ્તિ થતાં ગ્લાનિ પામતા નહોતા.[૧૦-૧૮] એ લોકો કષ્ટોમાં મૂંઝાઈ જતા નહોતા, વિપત્તિઓનાં દબાણોથી શોકમાં ડૂબી જતા નહોતા, શુભ ફળોની પ્રાપ્તિઓથી રાજી થતા નહોતા અને તમારી જેમ શોકમાં રોતા પણ ન હતા. પોતાના વ્યવહારને ચલાવવા જે કાંઈ કામ કરવાનું પ્રાપ્ત થાય, તે કામને આગ્રહ વિના કરતા હતા અને જાણે બીજા મેરુપર્વતો હોય, તેમ કોઈ જાતના વેગમાં નહિ આવતાં સ્થિર રહેતા હતા.[૧૯,૨૦] હે રામચંદ્રજી! તમે પણ સઘળા દોષોને નષ્ટ કરનારી એ દૃષ્ટિનો આધાર લઈને અને શુદ્ધ ચૈતન્યમાં જ આત્મબુદ્ધિ ધારણ કરીને યોગ્ય ક્રમથી વિહાર કરો.[૨૧] આ સૃષ્ટિની પરંપરાને મારા કહ્યા પ્રમાણે જેવી છે તેવી જ જોયા કરતાં ભ્રાંતિઓને તજી દઈને મેરુની જેમ સ્થિર અને સમુદ્રની જેમ ગંભીર રહો અને સર્વત્ર ચિત્તની સમતા ધારણ કરીને વર્તો. આ સઘળું જગત બ્રહ્મ જ છે; કેમકે બ્રહ્મ જ જગતરૂપે પ્રતીત થયેલું છે. જગતમાં ક્યાંય કાંઈ પણ સાચું કે ખોટું નથી, પણ સઘળું અનિર્વચનીય* જ છે. હે રામચંદ્રજી!

* જગત સાચું છે એમ કહી શકાય નહિ, કારણ કે તે નાશને વશ થાય છે; વળી તે ખોટું છે એમ પણ કહેવાય નહિ, કારણ કે તેનાથી અનેક વ્યવહારો

તમે સારી પેઠે બ્રહ્મપણાનો આશ્રય કરીને અનાદરથી સંસારનો ત્યાગ કરીને તથા કોઈ પદાર્થમાં બુદ્ધિને આસક્ત નહિ કરીને જીવન્મુક્ત થાઓ. તમે ભારે ઉદ્વેગ રાખીને શા માટે રડો છો ? મૂઢની પેઠે શોક શું કરો છો ? અને જેમ જળની ચકરીમાં તરણું ભમ્યા કરે તેમ અસ્થિર ચિત્તવાળા થઇને કેમ ભમો છો ?

**રામ બોલ્યાઃ**–હે ગુરુ મહારાજ ! મારું સંપૂર્ણ અજ્ઞાન દૂર થયું છે. (જેમ સૂર્યના સંગથી કમળ ખીલે છે, તેમ તમારી કૃપાથી મને જ્ઞાન થયું છે.) જેમ શરદઋતુમાં વરસાદનું ઝાકળ ખસી જાય છે, તેમ મારી ભ્રાંતિ દૂર થઈ છે. જેના સઘળા સંદેહો સારી પેઠે શાંત થઈ ગયા છે એવો હું, હવે જેમ આપ કહો છો તેમ કરીશ. મદથી, મોહથી, માનથી અને મત્સરથી રહિત થયેલો, ઘણે કાળે શોકથી રહિત થયેલો અને બહુ જ લાંબે કાળે આત્મસ્વરૂપને પ્રાપ્ત થયેલો હું, હવે ફરી વાર બંધનના ભ્રમને નહિ પામતાં નિશ્ચયવાળી સ્વચ્છ બુદ્ધિથી, જેમ આપ કહો છો તેમ નિઃશંક રીતે કરીશ.[૨૨–૨૮]

व्यपगतमदमोहो मानमात्सर्यमुक्तश्चिरतरमुदितात्मा शांतशोकश्चिरेण। पुनरसुरमगच्छन्स्वच्छयैकान्तबुद्धया यदिह वदसि साधो तत्करिष्ये विशङ्कम् ॥ २८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ–પ્રકરણના પૂર્વાર્ધનો ‘જીવન્મુક્તવ્યવહારવર્ણન’ એ નામનો સર્ગ ૧૨ મો સમાપ્ત**



થાય છે. તે જ સત્યપ્રાપ્તિમાં પણ સહાયક છે, માટે તેને વાણીથી ન બોલાય તેવું ( અનિર્વચનીય ) કહે છે.

## સર્ગ ૧૩ મો*

### વાસનાનો લય થવા પ્રાણનિરોધ કરવાનો ઉપદેશ

॥ राम उवाच ॥

सम्यग्ज्ञानविलासेन वासनाविलयोदये ।
जीवन्मुक्तपदे ब्रह्मन्नूनं विश्रांतवानहम् ॥ १ ॥

**રામ બોલ્યાઃ**–હે ગુરુ મહારાજ ! ઉત્તમ જ્ઞાનનો ઉદય થવાથી અને વાસનાઓ દૂર થવાથી હું જીવન્મુક્ત બની ચૂક્યો છું; પણ બીજાઓને માટે પૂછું છું કે, પ્રાણને રોકી વાસનાઓ દૂર કરીને કેવી રીતે જીવન્મુક્ત બનાય ? તે કહો.[૧,૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**–સંસારમાંથી નીકળવાની જે યુક્તિ છે, તે ‘યોગ’ એ શબ્દથી ઓળખાય છે. ચિત્તની વૃત્તિઓ રોકાવી એ જ યોગ છે અને તે યોગના બે પ્રકાર છે.[૩] એનો આત્મજ્ઞાનરૂપ એક પ્રકાર તો મેં સઘળા લોકોને સંભળાવીને પ્રકટ કર્યો; હવે પ્રાણના નિરોધરૂપ જે બીજો પ્રકાર છે, તે હું કહું છું, તમે તે સાંભળો.[૪]

**રામ બોલ્યાઃ**–એ બે પ્રકારોમાં સુલભ અને જેમાં દુઃખ ન પડે એવો કયો પ્રકાર છે, કે જે જાણવામાં આવવાથી વિક્ષેપ ફરી કોઈ પણ સમયે અડચણ ન કરે ?[૫]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જો કે એ બન્ને પ્રકારો ‘યોગ’ એ શબ્દથી કહેવાય છે, તોપણ એ યોગ શબ્દ પ્રાણના નિરોધરૂપ પ્રકારમાં અત્યંત વપરાયેલો છે.[૬] આત્મજ્ઞાન અને પ્રાણને રોકવો, એ બન્ને ઉપાયો, સંસારમુક્તિના કામમાં સમાન છે; અને બન્ને એક જ ફળ આપનારા કહેવાય છે.[૭] કોઈને પ્રાણનો નિરોધ કરવો અશક્ય લાગે છે તો કોઈને આત્મજ્ઞાન કરવું અશક્ય લાગે

* તત્ત્વબોધથી વાસનાનો લય થવાનો ક્રમ કહીને, હવે આ તેરમા સર્ગમાં પ્રાણના નિરોધથી વાસનાઓનો લય કરવાનો ક્રમ કહેવા માટે પીઠિકા ગોઠવવામાં આવશે.

છે. હે રામચંદ્રજી! મને તો આત્મજ્ઞાન અત્યંત શક્ય લાગે છે.૯ જે પુરુષ વિચાર કરવામાં કુશળ ન હોય, તેને જ આત્મજ્ઞાન અશક્ય લાગે છે. જ્ઞાનના અને અજ્ઞાનના સ્વરૂપનું વિવેચન કરવામાં શક્તિ ન હોય, તો જ યોગ્ય વિચારો ધ્યાનમાં આવતા નથી; પણ પ્રમાણોમાં કુશળતા ધરાવનારા પુરુષોને એ વિચારોમાં અકુશળપણું સ્વપ્નમાં પણ થવું સંભવતું નથી. અજ્ઞાન સર્વદા સાક્ષીથી જ પ્રસિદ્ધ થનારું હોવાને લીધે બીજાના આધારે પ્રકાશે છે અને જ્ઞાન તો સ્વયંપ્રકાશ છે; માટે જ્ઞાનમાં અને અજ્ઞાનમાં ઘણું અંતર હોવાથી વિવેક થવાનો સંભવ છે; તેથી જેવું જ્ઞાન કરવું સહેલું છે, તેવો યોગ કરવો સહેલો નથી. યોગ કરવામાં ચંદ્ર તથા હૃદય વગેરે ધારણાના પ્રદેશોમાં ચિત્તની એકાગ્રતા કરવાની અને આસનને યોગ્ય સ્થળ વગેરેની જરૂર હોવાથી યોગ સારી રીતે સધાતો નથી; અથવા જ્ઞાન સારી રીતે સધાય છે અને યોગ સારી રીતે સધાતો નથી, એવી ચિંતા કરવી જ યોગ્ય નથી; કેમકે ઉદ્યોગમાં મંડ્યા રહેનારા ધીર પુરુષને, જ્ઞાન કે યોગ એમાં કશું અશક્ય લાગતું નથી. હે રામચંદ્રજી! શાસ્ત્રોમાં જ્ઞાન અને યોગ, એ બન્ને પ્રકાર કહેલા છે. તેઓમાંથી મેં તમારી પાસે જ્ઞાનનું વર્ણન કર્યું કે જે જ્ઞાન વિચારમાત્રથી સાધ્ય હોવાને લીધે અંદર જ રહેલું છે અને ખરી સમજણરૂપ હોવાને લીધે નિર્મળ છે. હવે યોગ કે જે પ્રાણની અને અપાનની સમતારૂપે પ્રસિદ્ધ છે, દેહરૂપી ગુફા દૃઢ હોય તો જ બની શકે એવો છે, સિદ્ધિઓની ઇચ્છાવાળાઓને સિદ્ધિઓ આપનાર છે અને જ્ઞાનની ઇચ્છાવાળાઓને સાક્ષાત્કારના કારણરૂપ છે, તે વિષે જણાવું છું, તમે તે સાંભળો. હે રાજકુમાર! તમે ઉદ્યોગી ચિત્ત વડે પ્રાણના સંચારના નિરોધથી સિદ્ધ થવાની સ્થિતિને પામી અક્ષય આત્મપદમાં ચિત્તવૃત્તિનો નિરોધ કરવાના અભ્યાસની યુક્તિથી સમાધિ લઈ જેનું વર્ણન થઈ શકતું નથી એવા નિરતિશય આનંદરૂપ થઈને રહેશો.૯-૧૩

सुखानिलस्फुरणनिरोधसंभवस्थितिं गतो-
नृपसुत चेतसाक्षये । समाहितास्थितिरिह योग-
युक्तितः परे पदे प्रगलितगीर्निवत्स्यति ॥ १३ ॥

श्रीयोगवासिष्ठ महारामायणमां निर्वाण-प्रकरणना पूर्वार्धनो 'विचार-योगोपदेश' ए नामनो सर्ग १३ मो समाप्त

## सर्ग १४ मो*

### મેરુપર્વતના એક શિખરનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

अस्ति तावदनंतस्य तस्य क्वचिदयं किल ।
जगद्भ्रमः परिस्पन्दो मृगतृष्णा मराविव ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ-હે રામચંદ્રજી! જેમ મરુભૂમિમાં ઝાંઝવાનું જળ દેખાય છે, તેમ યોગીઓ જ્યાં આરામ સેવે છે, તેવું જે અનંત પદ છે, તેના સ્ફુરણરૂપે આ જગત દેખાય છે. આ બ્રહ્માંડરૂપ વિવર્તમાં કમળથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા, મનુ વગેરેની ઉત્પત્તિના કારણરૂપ થયેલા છે; તેથી અને બીજાં પણ અનેક પ્રાણીઓના સમૂહરૂપ ભ્રમને પેદા કરનારા હોવાથી પિતામહ થઈને રહેલા છે. હું કે જે વસિષ્ઠ કહેવાઉં છું અને સારાં આચરણોવાળો કહેવાઉં છું, તે એ બ્રહ્માનો માનસપુત્ર છું; અને આ ચાલતા વૈવસ્વત મન્વંતરમાં ધ્રુવે ધારણ કરેલા સપ્તર્ષિઓના લોકમાં રહું છું. હું એક સમયે સ્વર્ગમાં ઇન્દ્રની સભામાં બેઠો હતો, ત્યારે નારદ આદિ મુનિઓના મુખથી મેં લાંબા કાળ સુધી જીવનારાઓની (ચિરંજીવીઓની) કથાઓ સાંભળી હતી. કોઈ કથાના પ્રસંગમાં મોટી બુદ્ધિવાળા અને

થોડું બોલનારા પૂજ્ય શાતાતપ નામના મુનિએ કહ્યું કે, 'મેરુપર્વતના ઈશાન ખૂણામાં માણિક્યમય જે શિખર છે, તે ઉપર એક સુંદર કલ્પવૃક્ષ છે અને તે 'આમ્રવૃક્ષ' એવા નામથી પ્રખ્યાત છે.[૧-૬] એ કલ્પવૃક્ષની ઉપર સોનેરી તથા રૂપેરી લતાઓથી ઘેરાયેલી દક્ષિણ તરફની શાખાની ગુફામાં પક્ષીઓનો એક માળો છે.[૭] જેને સંસારમાં ક્યાંય પણ રાગ નથી એવો ભુશુંડ નામનો એક મહાત્મા કાગડો, જેમ બ્રહ્મા પોતાના વિશળ ખીલેલા કમળમાં રહે છે, તેમ એ મોટા માળામાં રહે છે. હે દેવ! આ બ્રહ્માંડની અંદર એ કાગડો જેવી રીતે દીર્ઘજીવન ભોગવે છે, તેવી રીતે દીર્ઘજીવન ભોગવનારો આ સ્વર્ગમાં પણ બીજો કોઇ થયો નથી અને થશે પણ નહિ. એ જ ખરો ચિરંજીવી છે, વીતરાગી છે, મહાત્મા છે, મહાબુદ્ધિમાન છે, વિશ્રાંત બુદ્ધિવાળો છે, શાંત છે, સાચો રમણીય છે અને એ જ સઘળા કાળને જાણનારો છે.[૮-૧૦] એ કાગડો જે રીતે જીવે છે, તે રીતે જો અહીં જીવવામાં આવે તો જીવન પવિત્ર અને પરમ પુરુષાર્થને પ્રગટ કરે.[૧૧] એ પ્રમાણે શાતાતપ મુનિએ દેવોની સભામાં વાત કરતાં, મેં તેમને બીજી વાર પૂછ્યું; તો તેમણે ફરી પણ એ કાગડા વિષે તે પ્રમાણે જ વાત કરી અને તે સાચી જ હતી. કથા પૂરી થઈ રહેતાં સઘળા દેવો પોતપોતાને ઘેર ગયા. પછી હું કૌતુકને લીધે એ ભુશુંડ નામના કાગડાને જોવાને માટે ત્યાંથી નીકળ્યો. મેરુપર્વતનું માણિક્યમય તે ઉત્તમ મોટું શિખર, કે જ્યાં એ ભુશુંડ રહ્યો હતો, ત્યાં હું ક્ષણમાત્રમાં જઈ પહોંચ્યો. એ શિખર રત્નોથી અને ધાતુઓથી શોભી રહેલા પોતાના અગ્નિ જેવા તેજને લીધે, જાણે મદિરાના મદથી દિશાઓના સમૂહને રંગી દેતું હોય એવું લાગતું હતું. જાણે પ્રલયના અગ્નિમાંથી નીકળેલી જ્વાળાઓ એકઠી થઈને પિંડરૂપ બનેલી હોય એવું તે લાગતું હતું. ઊંચે ફેલાયેલી ઇન્દ્રનીલમ[illegible]ની પ્રભાઓથી જાણે ધુમાડાવાળું હોય એવું તે જણાતું અને પ્રકાશથી સઘળા આકાશને તે લાલ કરી દેતું હતું.[૧૨-૧૬] જાણે જગતમાંની સઘળી રતાશોનો સમૂહ એ પર્વતમાં એકઠો થયો હોય એવું શોભતું હતું. જાણે સંધ્યાકાળનાં સઘળાં વાદળાંઓની એક ધાટી ખાણ હોય એવું તે લાગતું હતું. જાણે યોગથી બ્રહ્મરંધ્રને ભેદીને સુષુમ્ણાથી નીકળવા ધારતો, મેરુપર્વતના પેટમાંથી નીકળીને ઉપરના પ્રદેશમાં આવેલો મેરુપર્વતનો જઠરાગ્નિ હોય, એવું તે જણાતું હતું. જાણે મેરુપર્વતના વનની દેવીએ રમવાના કૌતુકથી ચંદ્રને લઈ લેવા માટે આકાશમાં પસારેલો, અળતાના રસથી રંગાયેલો તેના હાથની આંગળીઓનો સમૂહ હોય, એવું તે દેખાતું હતું. જાણે માળાઓની પેઠે ગૂંથાયેલી રાતી જ્વાળાઓથી આકાશમાં જવા માટે ઊંચે ચડીને પર્વત ઉપર રહેલો યજ્ઞનો અગ્નિ હોય, એવું તે જણાતું હતું. જાણે ચકચકિત કિરણોરૂપી નખોની અણીઓવાળી ત્રણ ટોચોરૂપી આંગળીઓથી તારાઓને અડીને ગણવા માટે આકાશમાં પહોંચ્યું હોય, એવું તે ઊંચું હતું. જાણે પૃથ્વીએ પોષેલી વનલક્ષ્મીઓનો ગાજતા મેઘોરૂપી મૃદંગોવાળો નૃત્યમંડપ હોય, એવું તે શોભતું હતું. ખીલતાં પુષ્પોના ગુચ્છોથી તે ભરપૂર હતું, ભ્રમરોના ગુંજારવથી ભરપૂર હતું, દંતપંક્તિ પેઠે શોભતી તાડપત્રોની પંક્તિથી જાણે કોઇને હસતું હોય એમ તે સ્ફુરતું હતું, હિંડોળાઓમાં ઝૂલતા અપ્સરાઓના સમૂહથી યુક્ત હતું અને સઘળાં પામર પ્રાણીઓના મદમાં અને કામમાં વધારો કરતું હતું. વળી તે ગુફાઓની શિલાઓ પર થાક લેતાં દેવતાઓનાં જોડાંઓથી દીપી રહ્યું હતું, આકાશની શોભાથી તથા ગંગાજીના શ્વેત પ્રવાહની શોભાથી અને ઊભા વાંસની શોભાથી જાણે તે ઉત્તમ મૃગચર્મને ઓઢીને તથા જનોઈ પહેરીને અને હાથમાં દંડ લઈને, કોઈ બુઢ્ઢો બ્રહ્મચારી ઊભો હોય, એવું લાગતું હતું; ગંગાજીના ઝરા-

ઓથી ગાઢ રહેલા લતામંડપોમાં બેઠેલા દેવતાઓથી શોભી રહ્યું હતું; ગંધર્વોનાં ગાયનોથી મનનું આકર્ષણ કરતું હતું; સુગંધોથી ભરેલા મધુર પવનવાળું હતું; ખીલેલાં સોનેરી કમળોરૂપી માથાના શણગારોવાળું હતું અને તારાઓરૂપી રત્નોથી શણગારેલું હતું. આમ પીળા રંગનું તે મેરુનું શિખર આકાશના પારને પહોંચેલું હોય, એવું જણાતું હતું, ધોળાં, લીલાં; પીળાં તથા રાતાં બગીચાઓનાં પુષ્પોના સમૂહોરૂપી નવા નવા રંગોથી જાણે આકાશમાં નિર્મળ ચિત્રોને બનાવતું હોય, એવું લાગતું હતું અને દેવતાઓની સ્ત્રીઓનું વિહારસ્થાન હતું.[૧૭-૨૮] *

सितहरितपीतपाटलधवलैर्नवकुसुमराशिनवरंगैः। दिवि विहितामलचित्रं लीलाचलममर युवतिवर्गस्य॥ २८॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'મેરુશિખરવર્ણન' એ નામનો સર્ગ ૧૪ મો સમાપ્ત**

## सर्ग १५ मो*

## મેરુપર્વતના શિખર પરના કલ્પવૃક્ષનું ને ત્યાં રહેતા ભુશુંડ વગેરેનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

कुसुमापूर्णकल्पाभ्रकुंतले तस्य मूर्द्धनि। कल्पागमहमद्राक्षं शाखाचक्रमिव स्थितम्॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ—હે રામચંદ્રજી! પુષ્પોથી ભરપૂર મોટાં મોટાં વાદળાંઓરૂપી કેશોવાળા એ શિખરના મસ્તક ઉપર, તે કલ્પવૃક્ષ મારા જોવામાં આવ્યું, કે જે કલ્પવૃક્ષ ચારે બાજુ સરખી રીતે ફેલાયેલી શાખાઓને લીધે જાણે શાખાઓનો જ સમૂહ હોય એવું લાગતું હતું. તે પરાગોરૂપી વાદળાંઓથી ઘેરાયેલું હતું, રત્નમય ગુચ્છોથી ઊંચી શોભાને પામેલું હતું, ઊંચાઈથી આકાશને જીતી લેતું હતું, એક શિખર ઉપર જાણે બીજું શિખર ચડાવવામાં આવ્યું હોય એવું તે લાગતું હતું, વચમાં આવેલા તારાઓને લીધે જાણે બમણાં પુષ્પોવાળું હોય એવું જણાતું હતું, વચમાં આવેલાં વાદળાંઓને લીધે જાણે બમણાં પત્રવાળું હોય એવું જણાતું હતું, વચમાં આવતી વીજળીઓને લીધે જાણે બમણી મંજરીઓવાળું હોય એવું જણાતું હતું; શાખાઓમાં કિન્નરોની સ્ત્રીઓનાં ગાયનોને લીધે જાણે ભ્રમરોના બમણા ગુંજારવવાળું હોય એવું જણાતું હતું અને હિંડોળાઓમાં હીંચતી અપ્સરાઓનાં હોઠ આદિ અંગોના દેખાવને લીધે જાણે બમણી કૂંપળોવાળું હોય એવું લાગતું હતું. વળી મનગમતો વિહાર કરવા પક્ષીઓનો વેષ ધારણ કરીને, શાખાઓમાં ફરતા સિદ્ધલોકોના તથા ગંધર્વલોકોના સમૂહોને લીધે જાણે બમણાં પક્ષીઓથી ઘેરાયું હોય એવું તે જણાતું હતું, સ્વચ્છ ઝાકળથી બમણી થયેલી રત્નોની કાન્તિરૂપ છાલથી જાણે વસ્ત્રો પહેરીને ઊભું હોય એવું દેખાતું હતું, જાણે ચંદ્રના બિંબનું આલિંગન મળવાથી અમૃતના રસથી ભરપૂર થઈને બમણાં પોષાયેલાં હોય એવાં મોટાં ફળોથી દીપી રહ્યું હતું અને શાખાઓનાં મૂળોમાં ભરાયેલાં પ્રલયકાળનાં વાદળાંઓને લીધે જાણે બમણા પ્રદેશોવાળું હોય એવું તે જણાતું હતું.[૧-૬] એ કલ્પવૃક્ષની શાખાઓમાં દેવતાઓ, પાંદડાંઓમાં કિન્નરો, ઘટાઓમાં મેઘો અને જળવાળા પ્રદેશોમાં બીજા દેવ આદિ લોકો વિશ્રામ લેતા હતા.[૭] અપ્સરાઓરૂપી ભ્રમરીઓ પોતાનાં કંકણોના શબ્દોથી ભ્રમરોને દૂર કરીને એ મોટા આકારવાળાં વૃક્ષનાં પુષ્પોમાંથી રસ ચૂસતી હતી. દેવતાઓ, કિન્નરો, ગંધર્વો અને વિદ્યાધરો એની ચારે દિશાઓમાં ફરતા હતા. છેડા વિનાની દશે દિશાઓને ભરપૂર કરીને ઊભેલું

* આ પંદરમા સર્ગમાં શિખર ઉપરના કલ્પવૃક્ષનું, પુષ્પો તથા પક્ષીઓ વગેરેની સંપત્તિઓનું, શાખાઓના કાગડાઓના સમૂહનું અને તે સમૂહમાના ભુશુંડનું વર્ણન કરવામાં આવશે.

હોવાથી એ કલ્પવૃક્ષ જાણે કોઈ બીજું બ્રહ્માંડ હોય એવું જણાતું હતું. ઘાટી કળીઓથી, ઘાટાં કોમળ પાંદડાંઓથી, ઘાટાં ખીલેલાં પુષ્પોથી, ઘાટી વનરાજિઓથી, ઘાટી મંજરીઓથી, ઘાટાં મણિમય ગુચ્છોથી, ઘાટાં દિવ્ય વસ્ત્રોથી, ઘાટાં રત્નોથી અને લતાઓના સમૂહથી તે ભરાયેલું હતું. સર્વ પ્રદેશોમાં પુષ્પોના સમૂહોથી, ફળોથી, પાંદડાંઓ અને સુગંધી પરાગોથી અત્યંત વિચિત્ર લાગતું હતું; એ કલ્પવૃક્ષની ડાળીઓમાં, લતાઓથી વીંટાયેલા ભાગોમાં, લતાઓમાં, પાંદડાંઓમાં, ઉપરના ભાગોમાં અને પુષ્પોમાં માળાઓની અંદર રહેલાં ઘણાં ઘણાં પક્ષીઓ મારા જોવામાં આવ્યાં.[૮–૧૩] ચંદ્રની કળાઓના ટુકડાઓ જેવા કમળની નાળોના ટુકડાઓનાં અને કમલિનીઓના ધોળા કંદોના ભક્ષણથી પોષાતા બ્રહ્માના વાહનરૂપ કેટલાએક હંસો જોવામાં આવ્યા. બ્રહ્માના હંસોનાં બચ્ચાં કે જેઓ સામવેદનું ગાન કરતાં હતાં, ઁકારનું તથા વેદોનું રટન કરતાં હતાં અને ગુરુમુખથી બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરતાં હતાં તે પણ જોવામાં આવ્યાં. અગ્નિના વાહનરૂપ પોપટો કે જે મંત્રોના સમૂહોનું ઉચ્ચારણ કરતા હતા, સ્વાહાકારના જેવા શબ્દો કરતા હતા, મનોહર હોવાને લીધે દેવતાઓની દૃષ્ટિઓનું આકર્ષણ કરતા હતા, કેટલાએક યજ્ઞોની વેદીઓમાં પાથરેલા દર્ભોનાં પીંછાં જેવા રંગવાળા હતા, કેટલાએક કાળા હતા, કેટલાએક હાડકાંઓના જેવા ધોળા હતા, કેટલાએક વીજળીઓના જેવા હતા અને કેટલાએક કાળાં વાદળાંઓ જેવા હતા, તેઓ પણ જોવામાં આવ્યા. કાર્તિકેયના વાહનરૂપ મોર, કે જે ઉત્તમ પીછાંવાળા હતા, કાર્તિકેયે ઉપદેશ કરેલા સઘળા શિવશાસ્ત્ર સંબંધી વિજ્ઞાનમાં પ્રવીણ હતા અને જેઓનાં પીંછાંના સમૂહનું પાર્વતી રક્ષણ કરતાં હતાં તેઓ તથા તેઓનાં અગ્નિની જ્વાળાઓની પેઠે દીપતી કલગીઓવાળાં [illegible]ા પણ ત્યાં મારા જોવામાં આવ્યાં.[૧૪–૧૮] આકાશમાં જ જન્મેલાં અને ધરતી ઉપર નહિ ઊતરતાં મરણપર્યંત આકાશમાં જ રહેનારાં કેટલાંએક 'આકાશપક્ષી' નામનાં પક્ષીઓનાં કુટુંબો, કે જેઓ માળાઓ બાંધીને રહ્યાં હતાં અને શરદઋતુનાં વાદળાંઓના જેવા આકારોવાળાં હતાં, તેઓ પણ મારા જોવામાં આવ્યાં. કેટલાંએક બ્રહ્માના હંસોથી ઉત્પન્ન થયેલાં, કેટલાંએક અગ્નિના પોપટોથી ઉત્પન્ન થયેલા, કેટલાંએક કાર્તિકેયના મયૂરોથી ઉત્પન્ન થયેલાં અને કેટલાંએક આકાશપક્ષીઓથી ઉત્પન્ન થયેલાં જુદી જુદી જાતનાં પક્ષીઓ પણ ત્યાં મારા જોવામાં આવ્યાં. બબ્બે મોઢાંવાળાં અને સોનેરી રંગની કલગીવાળાં ભરદ્વાજ નામનાં પક્ષીઓ, ચકલાંઓ, બલ નામનાં પક્ષીઓ, ગીધો, કોયલો, ક્રૌંચો, કૂકડાંઓ, ગરુડો, નીલકંઠો, બગલીઓ અને બીજી પણ ઘણી જાતોનાં પક્ષીઓ, કે જે જથાબંધ હોવાને લીધે જાણે બ્રહ્માંડનાં સઘળાં પક્ષીઓ એકઠાં થયાં હોય એવાં લાગતાં હતાં, તેઓ પણ એ વૃક્ષ પર મારા જોવામાં આવ્યાં.[૧૯–૨૨] પછી અસંત દૂર પ્રદેશમાં રહેલી એ વૃક્ષની એક દક્ષિણ તરફની મોટાં મોટાં પાંદડાંઓવાળી શાખા ઉપર, મેં આકાશમાં ઊભાં ઊભાં દૃષ્ટિ કરી, ત્યારે જાણે લોકાલોક નામના પર્વતના અરણ્યમાં રહેલો પ્રલયકાળનાં વાદળાંઓનો સમૂહ હોય તેમ, તે શાખામાં રહેલું અને મંજરીઓની જાળથી ઢંકાયેલું, સઘળા શરીરે કાળા એવા કાગડાઓનું મંડળ ત્યાં મારા જોવામાં આવ્યું. એ મંડળને હું જોતો હતો, ત્યાં તો રંગબેરંગી ફૂલનાં બિછાનાં પાથર્યાં હતાં, જ્યાં અનેક પ્રકારની સુગંધી ફેલાઈ હતી અને જ્યાં અપ્સરાઓના મનને પણ રુચે તેના તે શિખરના કોતરમાં કાગડાઓની સભા મારા જોવામાં આવી.[૨૩–૨૬] એ સભામાં સુંદર ગુચ્છોથી સુગંધીવાળા, અત્યંત શાંત આકારવાળા અને જાણે વાયુએ સમભાગે છેદીને ગુફામાં ઘાલી દીધેલાં વાદળાંઓ હોય એવા કાગડાઓ

બેઠેલા હતા. એ કાગડાઓના મધ્યમાં જાણે કાળા કાચના ટુકડાઓમાં મોટો ઇન્દ્રનીલમણિ હોય તેવો શોભતો, ઊંચા શરીરવાળો, શાંતિથી ભરપૂર મનવાળો, માન આપવા યોગ્ય, સમતાવાળો, સઘળાં અંગોમાં સુંદરતાવાળો, પ્રાણના ચલનના નિરોધથી સર્વદા અંતર્મુખ રહેનારો, સુખી, ચિરંજીવી, સઘળા જગતે જાણેલા લાંબા આયુષ્યવાળો અને કલ્પોના અનેક ઉત્પત્તિ-નાશોને જોવાથી અનુભવ પામેલા મનવાળો 'ભુશુંડ' એ નામથી ખ્યાતિ પામેલો કાગડો ત્યાં મારા જોવામાં આવ્યો. એ કાગડો પ્રત્યેક કલ્પોમાં રુદ્ર તથા અગ્નિ આદિ લોકપાલોના જન્મોની પરંપરાને ગણીગણીને થાકી ગયો હતો, થઈ ગયેલા દેવતાઓનાં, દૈત્યોનાં તથા રાજાઓનાં નામ જાણતો હતો, પ્રસન્ન તથા ગંભીર મનવાળો હતો, ચતુર હતો, સ્નેહથી ભરેલી તથા મનોહર વાણીવાળો હતો, ઝીણા વિષયોને પણ સરળતાથી સમજાવનારો હતો, સઘળા શાસ્ત્રીય વિષયોને જાણનાર હતો, મમતાથી તથા અહંતાથી રહિત હતો, મૃત્યુને પણ પુત્રની જેમ પ્યારો હતો, બ્રહ્મરૂપ હોવાને લીધે સર્વદા સર્વ પ્રાણીઓને સઘળી રીતે વર્ણનના પ્રસંગમાં માન્ય હોવાથી સર્વને સુહૃદ્, બંધુ તથા મિત્રસમાન હતો, બુદ્ધિથી બૃહસ્પતિનો પણ ગુરુ થાય એવો હતો, અસંગપણાથી વ્યવહાર કરનાર હોવાને લીધે જીવન્મુક્ત હતો; અને સૌમ્ય, પ્રસન્ન મધુર રસવાળો, પ્યારો લાગે એવો, અંદર અખંડ શીતળતાવાળો, કમળને (મનને તથા પદ્મને) પોતામાં જ રાખનારો, સ્વચ્છ, ગંભીરતાને નહિ તજનારો, સ્પષ્ટ જણાતા આશયની શોભાવાળો અને વિશાળ આશયવાળો હોવાને લીધે સરોવરની પેઠે તે શોભતો હતો.[૨૭-૩૪]

**सौम्यः प्रसन्नमधुरो रसवान् महात्मा हृद्यः सरोवर इवांतरखंडशैत्यः। हृत्पुंडरीक कुहरं व्यवहारवेत्तागांभीर्यमच्छमजहत्प्रकटाशयश्रीः॥३४॥**

**સર્ગ ૧૫ મો સમાપ્ત**

## સર્ગ ૧૬ મો*

## ભુશુંડે વસિષ્ઠમુનિનો કરેલો સત્કાર

॥ वसिष्ठ उवाच ॥

**अथ तस्याहमपतं दीप्यमानवपुः पुरः।**
**किंचिद्विक्षोभितसभःखान्नक्षत्रमिवाचले ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! પછી જેમ ચળકતો તારો આકાશમાંથી પર્વત ઉપર પડે, તેમ શોભતા શરીરવાળો હું કાંઇક એ સભા ક્ષુબ્ધ થાય એવી રીતે, આકાશમાંથી તે ભુશુંડની સમીપમાં ઊતર્યો. જેમ પૃથ્વીના કંપથી સમુદ્ર ક્ષુબ્ધ થાય છે, તેમ મારા ઊતરવાના મંદ પવનથી નીલકમળોવાળા તળાવ જેવી એ કાગડાઓની સભા ક્ષુબ્ધ થઈ. હું ત્યાં અચાનક રીતે ગયો, તો પણ મને દેખતાં જ એ ભુશુંડ જાણી ગયો કે, 'આ વસિષ્ઠમુનિ આવ્યા છે.' પછી જેમ પર્વતમાંથી વાદળાંનું બચ્ચું ઊડે તેમ પાંદડાંઓના ઢગલામાંથી ઊડીને તે ભુશુંડે 'હે મુનિ! ભલે પધાર્યા' એમ મધુર શબ્દોથી કહ્યું.[૧-૪] જેમ મેઘ ઠંડી બરફની કણીઓનો સમૂહ આપે, તેમ એ ભુશુંડે તરત જ પોતાના સંકલ્પમાત્રથી ઉત્પન્ન થયેલા બે હાથ વડે મને પુષ્પાંજલિ આપી.[૫] કોઈ નોકરને આજ્ઞા નહિ કરતાં, કાગડાઓનો અધ્યક્ષ એ ભુશુંડ પોતે જ 'આ આસન' એમ બોલી, જાતે ઊઠીને મારે માટે કલ્પવૃક્ષનાં નવાં પાંદડાંને લાવ્યો અને સભાના કાગડાઓની પાંખો પણ તેના ઊઠવાને લીધે, તેઓની કાન્તિઓની પેઠે ફેલાતાં તથા મારું બેસવું થયા પછી જ બેસવું એવી ઇચ્છાથી, એ સઘળા કાગડાઓ પોતપોતાનાં આસનો ઉપર દૃષ્ટિ કરવા લાગતાં હું કલ્પવૃક્ષની લતાઓના પુંજમાં ભુશુંડની સાથે જ તે આસન પર બેઠો અને તે પછી એ બીજા કાગડા-

* આ સોળમા સર્ગમાં ભુશુંડે પોતાની પાસે આવેલા વસિષ્ઠમુનિનો આસનાદિકથી સત્કાર કર્યો અને વસિષ્ઠે તેને તેનાં જન્મકર્મ વગેરે પૂછ્યાં, એ કથા કહેવામાં આવશે.

ઓ પણ અમારી ચારેબાજુ પોતપોતાનાં આસનો પર બેઠા.[૯-૮] પ્રસન્ન થયેલા મનવાળા એ મહાતેજસ્વી ભુશુંડે મારું પૂજન કર્યા પછી, પ્રેમને લીધે નીચે પ્રમાણે મધુર વચન કહ્યું.[૯]

ભુશુંડ બોલ્યોઃ–અહો! આપે લાંબે કાળે અમારા ઉપર કૃપા કરી છે અને જેમ અમૃતથી વૃક્ષો ખીલે તેમ આપનાં દર્શનથી અમે પાવન થયા છીએ.[૧૦] હે મુનિ! આપ કે જે સઘળા પૂજ્યોમાં મુખ્ય પૂજ્ય છો, આપ મારાં લાંબા કાળનાં પુણ્યોના સમૂહથી પ્રેરાઈને, હમણાં ક્યાંથી પધારો છો? આ મહામોહરૂપી જગતમાં લાંબા કાળથી વિહાર કરતા હોવા છતાં આપના પવિત્ર ચિત્તમાં સમતા તો અખંડિત રહી છે ને? આપ શરીરને કષ્ટ આપીને અહીં શા માટે પધાર્યા છો? અમે આપનાં વચનો સાંભળવા આતુર છીએ, માટે અમને આપે આજ્ઞા કરવી જોઈએ. હે મહામુનિ! હું આપના ચરણનાં દર્શનના પ્રભાવથી આપના અહીં પધારવાનું સઘળું કારણ જાણી ચૂક્યો છું. આપે અહીં પધારીને અમોને પુણ્યવાન કર્યા છે. ચિરંજીવીઓની ચર્ચાઓ ચાલતાં અમો આપના સ્મરણમાં આવ્યા છીએ અને તેથી જ આપે આપના ચરણકમળથી આ અમારા નિવાસને પવિત્ર કર્યો છે. હે મુનિ! આપના પધારવાનું કારણ મારા જાણવામાં આવી ચૂક્યું છે, તો પણ હું પૂછું છું તેનું કારણ એ છે કે, મને આપનાં વચનામૃતનો સ્વાદ લેવાની આતુરતા બહુ વધી છે.[૧૧-૧૬]

વસિષ્ઠ બોલ્યાઃ–ત્રણે કાળના નિર્મળ જ્ઞાનવાળા એ ચિરંજીવી ભુશુંડે એ પ્રમાણે ભાષણ કર્યું એટલે મેં તેને આ પ્રમાણે કહ્યું: 'હે પક્ષીઓના મહારાજ! તમે જે કહ્યું તે સાચું છે. હું લાંબા કાળ સુધી જીવનારા તમને જોવાને માટે જ આજ અહીં આવેલો છું. તમે અત્યંત શીતળ અંતઃકરણવાળા છો, કુશળ છો અને આત્મજ્ઞાની હોવાને લીધે આ ભયંકર સંસારરૂપી જળમાં પડ્યા નથી, એ બહુ સારું છે. હે મહારાજ! હવે ખરેખર મારા આ સંશયને કાપો. હું પૂછું છું કે, આપ કયા કુળમાં ઉત્પન્ન થયા છો? શી રીતે સંપૂર્ણ બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત થયા છો? આપનું આયુષ્ય કેટલું છે? બની ગયેલા કયા કયા વૃત્તાંતોનું આપને સ્મરણ છે? અને લાંબી દૃષ્ટિવાળા આપે કોના કહેવાથી અહીં નિવાસ કર્યો છે?[૧૭-૨૧]

ભુશુંડ બોલ્યોઃ–હે મુનિ! આપ જે કાંઈ પૂછો છો, તે સર્વના હું ઉત્તરો આપું છું. આપ ઉતાવળને છોડી દઈને સાવધાનપણાથી મારી વાત સાંભળો. ત્રૈલોક્યના પ્રભુઓ પણ જેઓનું પૂજન કરે છે એવા આપ જેવા ઉદાર બુદ્ધિવાળા મહાત્મા પુરુષો, જે વાતને સાંભળે તે વાત કહેવાથી, જેમ મેઘની છાયા ફેલાવાથી સૂર્યનો તાપ નાશ પામે, તેમ સઘળું અશુભ નષ્ટ થાય છે.[૨૨,૨૩]

युष्मद्विधास्त्रिभुवनप्रभुपूज्यरूपा आकर्णयंति यमुदारधियो महान्तः। तेनाशुभं प्रकथितेन विनाशमेति मेघास्पदेन विभवेन यथार्कतापः॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'વસિષ્ઠભુશુંડ–સમાયોગ' એ નામનો સર્ગ ૧૬ મો સમાપ્ત**

## सर्ग १७ मो×

### ભુશુંડના સ્વરૂપનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

अथ राम भुशुंडोसौ न प्रहृष्टो न चक्रधीः। सर्वांगसुंदरः श्यामः प्रावृषीव पयोधरः॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! પછી એ ભુશુંડ કે જે હર્ષથી તથા શોકથી રહિત હતો, વર્ષાઋતુના મેઘના જેવો શ્યામ અને સઘળાં અંગોમાં સુંદર હતો;[૧] પ્રેમાળ તથા ગંભીર વચન-

× આ સત્તરમા સર્ગમાં ભુશુંડના જીવન્મુક્તપણાના લક્ષણોનું વર્ણન કરીને પછી તે ભુશુંડ પૂછેલી વાતોનો ઉત્તર દેવા લાગ્યો એ કથા કહેવામાં આવશે.

વાળો હતો, પ્રથમ મંદ હાસ્ય કરીને પછી બોલવાની ટેવવાળો હતો, જેણે લોકની સ્થિતિને હાથમાં રહેલા બીલાની જેમ પૂરી રીતે જાણી ચૂક્યો હતો, સઘળા ભોગોના સમૂહને તરણાસમાન લેખતો હતો, લોકોની વિષયો ઉપરની દોડાદોડમાં કેવળ જન્મ–મરણરૂપ માઠાં ફળ જ થાય છે એવા નિશ્ચયવાળો હતો, બ્રહ્મવિદ્યાના આગલા–પાછલા સઘળા વિષયોને જાણનાર હતો, ધીર, સ્થિર તથા મોટા શરીરવાળો હતો, શાંત હોવાને લીધે મંદરાચળથી રહિત થયેલા ક્ષીરસમુદ્રના જેવો લાગતો હતો, પૂર્ણકામ હતો, શુદ્ધ હતો, ઠરેલી બુદ્ધિવાળો હતો, શાંત હતો, પરમાનંદમાં મસ્ત હતો, સંસારની સઘળી વસ્તુઓ પ્રગટ થઈ લોપ પામે છે એ માયાથી તથા આત્મતત્ત્વથી જ થાય છે એવી પાકી સમજણવાળો હતો, વીણાના ગાયનના જેવાં પ્યારાં, મીઠાં તથા યોગ્ય વચનો બોલનારો હતો, જાણે સઘળા ભયોને હરનાર પરમાત્મા, જગતનો ઉદ્ધાર કરવાને માટે નવા સ્વરૂપને ધારણ કરીને બેઠેલા હોય એવો લાગતો હતો, પરમ આનંદથી યુક્ત હતો; અને મારા પ્રશ્નોના ઉત્તરો આપવામાં ઉદ્યોગી થયેલા મુખથી બહુ જ પ્યારો લાગતો હતો, તેણે વિનય વગેરે રીતિને અનુસરીને ક્રમપૂર્વક પોતાના શુદ્ધ તથા અજરામર સ્વરૂપનું સંપૂર્ણ વર્ણન કરવાને માટે, સુંદર મેઘ જેમ ગર્જનાથી ભ્રમરને કહે, તેમ નિર્મળ વાણીથી મને નીચે પ્રમાણે કહ્યું.[૨–૭]

इदममलगिरा समाह शुद्धममृतमनुज्झित संभ्रमक्रमेण। कथयितुमखिलं निजं स्वरूपं मधुपमिव स्तनितेन मुग्धमेघः ॥ ७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'ભુશુંડસ્વરૂપવર્ણન'એ નામનો સર્ગ ૧૭ મો સમાપ્ત



## સર્ગ ૧૮ મો*

### માતૃકાઓના ઉન્માદનું વર્ણન

॥ भुशुंड उवाच ॥

अस्त्यस्मिञ्जगति श्रेष्ठः सर्वनाकनिवासिनाम् ।
देवदेवो हरो नाम देवदेवाभिवंदितः ॥ १ ॥

ભુશુંડ બોલ્યોઃ–હે વસિષ્ઠમુનિ! આ જગતની અંદર સઘળા દેવતાઓમાં શ્રેષ્ઠ અને જેને બ્રહ્માદિક પણ પ્રણામ કરે છે, એવા સદાશિવ નામે એક મોટા દેવ છે.[૧] જેમ આંબાના અર્ધા શરીરમાં ભ્રમરોની હાર જેવી નેત્રોવાળી અને ઊંચા ગુચ્છોરૂપ સ્તનોવાળી લતા રહેલી હોય છે, તેમ એ સદાશિવના અર્ધા શરીરમાં ભ્રમરોની પંક્તિ જેવાં નેત્રોવાળાં અને ઊંચા ગુચ્છો જેવાં સ્તનોવાળાં પાર્વતી નામનાં પત્ની રહેલાં છે. એ સદાશિવનો જટાજૂટ, હિમના જેવી તથા મોતીના હાર જેવી ધોળી અને લહરીઓથી ગૂંથાયેલી ગંગાજીરૂપ પુષ્પમય માળાથી વ્યાપ્ત છે. ક્ષીરસાગરમાંથી ઉત્પન્ન થયેલો, જેમાંથી અમૃતના ઝરાઓ નીકળ્યા કરે છે એવો અને પ્રતિબિંબોને લેનારો ચંદ્રમા, સદાશિવનો ચૂડામણિ છે. ચૂડામણિરૂપ ચંદ્રના બિંબમાંથી નિરંતર પડતા અમૃતના ઝરાએ અમૃતરૂપ કરી નાખેલું કાલકૂટ નામનું ઝેર, સદાશિવના કંઠમાં ઇન્દ્રનીલમણિની પેઠે આભૂષણનું કામ કરે છે. જગતનો પ્રલય કરનારા સ્વચ્છ નેત્રના અગ્નિમાંથી ઉત્પન્ન થયેલી, બહુ જ ઝીણી અને જેમાંથી ઊડતા કણોની રેખાઓ મોટી ચકરીઓ જેવી દેખાય એવી, પ્રલયકાળની ધોળી ભસ્મને, એ સદાશિવ યોગશક્તિથી ઉત્પન્ન કરેલા જળ વડે પલાળીને પોતાનાં અંગો પર લગાવે છે. ચંદ્રની પ્રભાને પણ

* આ અઢારમા સર્ગમાં ભુશુંડે પોતાનો જન્મ કહેવાને વાસ્તે મહાદેવનું, મહાદેવના ગણોનું માતૃકાઓનું અને મદ્યપાનથી માતૃકાઓને થયેલા વર્ણન કર્યાની કથા કહેવામા આવશે.

આંખી પાડે એવાં ધોળાં હાડકાંઓને સદાશિવ માળા વગેરેના આકારોથી ગોઠવીને પોતાનાં અંગોમાં રત્નોનાં આભૂષણોની જેમ ધારણ કરે છે. ચંદ્રના અમૃતથી ધોવાયેલું, વાદળાંઓરૂપી કાળા છેડાઓવાળું અને તારાઓરૂપી છાંટણાંઓથી વિચિત્ર લાગતું આકાશરૂપી વસ્ત્ર જ, એ સદાશિવે પોતાનાં અંગો પર ધારણ કરેલું છે. ઊડતી ભસ્મોને લીધે હિમ જેવું ધોળું લાગતું, નગરો આદિ પ્રદેશોથી દૂર ભાગમાં રહેલું અને ભમતી ફાઉડીઓથી મોટા મોટા પરિપક્વ માંસોના ઢગલાઓથી તથા ભાત વગેરેનાં બલિદાનોથી ભરપૂર રહેનારું સ્મશાન જ એ સદાશિવનું પ્યારું ઘર છે.[૯] ખોપરીઓની માળાઓરૂપી આભરણોવાળી, લોહી, ચરબી તથા મદ્યનું પાન કરનારી અને આંતરડાંઓરૂપી માળાઓથી સઘળાં અંગોમાં શોભી રહેલી માતૃકાઓ એ સદાશિવને ક્રીડામાં સહાય કરે છે. ચારે તરફ ગતિ કર્યા કરતા, ચળકતા સુવર્ણના જેવી કાન્તિઓવાળા, કોમળ અંગોવાળા અને જેઓનાં માથાંઓમાં મણિઓ ઝળક્યા કરે છે એવા સર્પો એમનાં કંકણો છે. એમનું ભયંકર ચરિત્ર રમતમાત્રમાં દૈત્યોને વ્યાકુળ કરી નાખે છે, દૃષ્ટિમાત્રથી મોટા મોટા પર્વતોને ખાળી નાખે છે અને જગતનો કોળિયો કરી જાય છે. કલ્યાણના જ વિચાર કરવાથી જગતને શાંત કરનારા અને તેથી જ જેમનું ચિત્ત સમાધિમાં લાગ્યું રહે છે, એવા એ સદાશિવ જો કોઈ વખત આપોઆપ જ હાથ હલાવે, તો તેટલાથી જ દૈત્યોનાં નગરોનો નાશ થઈ જાય છે. સ્નેહ, રાગ તથા દ્વેષ વગેરેથી રહિત રહેનારા, જળ આદિ પદાર્થોથી યુક્ત છતાં પણ અક્કડ રહેનારા અને સારાં ભોજનોથી તૃપ્ત થયેલાં માણસોની જેમ ક્ષુધા–તૃષા વગરના હિમાલય આદિ પર્વતો, એ સદાશિવની ધ્યાનમૂર્તિઓરૂપે પ્રસિદ્ધ છે. માથાંઓથી ખરીઓનાં કામ કરનારા, ખરીઓથી કારીગરી વગેરે હાથોનાં કામ કરનારા તથા વિચિત્ર શક્તિવાળા હાથ, દાંત, મુખ અને પેટવાળા તથા રીંછ, ઊંટ, બકરાં અને સર્પોના જેવા મોઢાંવાળા પ્રમથગણો એમના સેવકો છે. જેમનું મુખ ત્રણ નેત્રોથી શોભી રહ્યું છે એવા એ સદાશિવની પાસે નિર્મળ કાન્તિઓવાળી અને પ્રમથગણોના જેવી જ શક્તિઓવાળી માતૃકાઓ પણ કુટુંબમાં ગણાય છે. અનેક પ્રાણીઓથી પ્રણામ કરાતી અને ચૌદ બ્રહ્માંડોના અનંત પ્રાણીઓને એક કોળિયામાં જ ખાઈ જવાની શક્તિ ધરાવનારી માતૃકાઓ, એ સદાશિવની પાસે નાચ્યા કરે છે. ગધેડાના જેવાં તથા ઊંટના જેવાં મોઢાંઓવાળી, રુધિર, મેદ અને વસાનું પાન કરીને મત્ત રહેનારી, સઘળી દિશાઓમાં વિહાર કરનારી અને શબોનાં હાથપગ વગેરે અવયવોને માળાઓની પેઠે ધારણ કરનારી એ માતૃકાઓ (જોગણીઓ), પર્વતોનાં શિખરોમાં, આકાશમાં, અનેક લોકોમાં, ખાડાઓમાં, મસાણોમાં અને પ્રાણીઓનાં શરીરોમાં વસે છે. સઘળી માતૃકાઓમાં જયા, વિજયા, જયંતિ, અપરાજિતા, સિદ્ધા, રક્તા, અલંબુષા અને ઉત્પલા, એ આઠ માતૃકાઓ મુખ્ય છે. બીજી માતૃકાઓ તેઓની દાસીઓ છે અને બીજી કેટલીએક તો દાસીઓની પણ દાસીઓ છે. હે વસિષ્ઠમુનિ ! એ મોટી શક્તિવાળી આઠ માતૃકાઓમાં, અલંબુષા નામની જે સાતમી માતૃકા છે, તેનું વાહન વજ્રના ખીલા જેવી ચાંચવાળો અને ઇન્દ્રનીલમણિના પહાડ જેવો ઊંચો 'ચંડ' નામનો કાગડો છે. જેમ વૈષ્ણવી શક્તિનું વાહન ગરુડ છે, તેમ અલંબુષાનું વાહન એ કાગડો છે.[૨–૨૩] આઠે સિદ્ધિઓવાળી અને ભયંકર ચેષ્ટાઓવાળી એ સઘળી દેવીઓ, કોઈ એક સમયે વિહાર કરવાના હેતુથી આકાશમાં ભેગી થઈ હતી.[૨૪] ત્યાં તેઓએ વામમાર્ગને અનુસરી તુંબુરુ નામના રુદ્રનું આરાધન કરીને, ચિત્તની એકાગ્રતા દ્વારા સમાધિમાં વાસ્તવિક આત્મતત્ત્વનો પ્રકાશ થાય, એવો મદિરા

પીવાનો મોટો ઉત્સવ કર્યો. જેઓનું સઘળું જગત પૂજન કરે છે, એવા તુંબુરુ નામના રુદ્રનું અને ભૈરવનું પૂજન કર્યા પછી, મદિરાના મદથી સંતોષ પામેલી એ જોગણીઓ પરસ્પરની સાથે વિચિત્ર વિષયોવાળી વાતો કરવા લાગી. [૨૫] તેઓમાં એવી વાત નીકળી કે, 'પાર્વતીના પતિ સદાશિવ આપણી સામે અનાદરભરેલી દષ્ટિથી જુએ છે; માટે સદાશિવને આપણે એવો પ્રભાવ દેખાડવો કે જેથી આપણને પ્રબળ શક્તિઓવાળી જાણીને ફરી વાર કદી પણ આપણું અપમાન કરે નહિ.' એ પ્રમાણે નિશ્ચય કરી, એ દેવીઓએ પોતાની માયાશક્તિના બળથી સદાશિવના અંગમાંથી પાર્વતીનું હરણ કર્યું અને પોતાના મંડળમાં લઈ કબજે કરીને 'એ પાર્વતીને સદાશિવ ન ઓળખી શકે' એટલા માટે તેમના મુખનો તથા અંગોનો વર્ણ બગાડી નાખીને, પૂરી કાળજીથી જેમ યજ્ઞમાં મારવાને માટે પશુનું પ્રોક્ષણ (મંત્રેલા જળથી સિંચન) કરવામાં આવે છે, તેમ. તે દેવીઓએ પાર્વતીનું પ્રોક્ષણ કર્યું. પ્રોક્ષણ કર્યા પછી એ દેવીઓએ ચપળ કેશવાળાં પાર્વતીને ભક્ષ્ય બનાવી દીધાં. પાર્વતીનું પ્રોક્ષણ કરવાને દિવસે, એ સઘળી માતૃકાઓએ તે સ્થળમાં નૃત્યોથી તથા. ગાયનોથી મનનું આકર્ષણ કરે એવો મોટો ઉત્સવ કર્યો. તેમા એ ઉત્સવને લીધે આકાશમાં મોટો આનંદ વ્યાપી રહ્યો અને ભારે ભારે શબ્દો થવા લાગ્યા. લાંબા લાંબા અવયવોને ઊંચા–નીચા કરવાથી જેમનાં પેઢુ તથા પેટ ખુલ્લાં દેખાતાં હતાં એવી કેટલીએક માતૃકાઓ, અંગોનાંચાલન વગેરે અદ્ભુત વિકારો કરી, તાળીઓ પાડી તથા ઘાટા સિંહનાદો કરીને હસવા લાગી અને તેને લીધે પર્વતોસહિત વનો ગાજી ઊઠયાં. મદિરા પીવાથી પ્રસન્ન થયેલી કેટલીએક માતૃકાઓ, જગતના મંડળના એક કોતર જેવા એ સ્થળમાં પર્વતોની ગુફાઓમાંથી પડઘા પડે એવી રીતે ગાવા લાગી, કેટલીએક માતૃકાઓ ચંદ્રના ઉદયના રંગથી રંગાયેલા સમુદ્રના જળની જેમ પ્રબળ ગર્જનાઓ કરવા લાગી, કેટલીએક માતૃકાઓ ક્રીડાઓની ઘરઘરાટીથી ગાજી રહેલા આકાશના કોતરમાં, પોતાનાં મસ્તકથી તે તે ખરીપર્યંત સઘળાં અંગોને ચંદનાદિકથી ખરડીને મદ્યપાન કરવા લાગી, કેટલીએક માતૃકાઓ રુધિર વગેરેને પીવા લાગી, કેટલીએક અસંત ઊછળવા લાગી, કેટલીએક ઉતાવળી ઉતાવળી ચાલવા લાગી, કેટલીએક મનગમતી રીતે બોલવા લાગી, કેટલીએક ઊંચા સ્વરથી હસવા લાગી, કેટલીએક મદિરાના મદથી પડી જતાં જતાં બીજી માતૃકાઓનું રક્ષણ કરવા લાગી, કેટલીએક એકબીજાનાં મુખોમાં માંસ વગેરે નાખવા લાગી, કેટલીએક પડી જવા લાગી, કેટલીએક એકબીજા સાથે મસ્તી કરવા લાગી, કેટલીએક નાચવા લાગી, કેટલીએક નિરંતર મીઠાં મીઠાં માંસ ખાવા લાગી અને ગાંડાનાં જેવાં આચરણોવાળી કેટલીએક માતૃકાઓ તો ત્રૈલોક્યને આચારભ્રષ્ટ કરવા લાગી.

पपुरुद्गुरथोचैः सत्वरा जग्मुरुच्चुर्जहसुरपुरहौपुःपेतुरुचैर्ववल्गुः । ननृतुरनिशमादुः स्वादु मांसं च दिव्यस्त्रिभुवनपमवृत्तं चक्रुरुन्मन्तवृत्ताः

શ્રીયોગવાસિષ્ઠમહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'માતૃવ્યવહારવર્ણન' એ નામનો સર્ગ ૧૮ મો સમાપ્ત

## सर्ग १९ मो×

### ભુશુંડના જન્મ અને સ્થાનની કથા

॥ भुशुंड उवाच ॥

इत्युत्सवे वर्तमाने तासां वाहास्त उत्तमाः ।
तथैव मत्ता जहसुर्ननृतुः पपुरप्यसृक् ॥ १ ॥

ભુશુંડ બોલ્યોઃ–હે વસિષ્ઠમુનિ! એ પ્રમાણે

× આ ઓગણીસમા સર્ગમાં બ્રાહ્મીની હંસીમાં ચંડ નામના કાગડાના સંગથી ભાઇઓની સાથે પોતાનો જન્મ થયાની, બ્રાહ્મીના અનુગ્રહથી જ્ઞાનની પ્રાપ્તિ થયાની અને પિતાના સ્થાનકની પ્રાપ્તિની કથા ભુશુંડ કહી સંભળાવશે.

જ્યારે માતૃકાઓ આનંદ કરતી હતી, ત્યારે તેમનાં વાહનો પણ મત્ત થઈ હસવા લાગ્યાં, નાચવા લાગ્યાં અને લોહી વગેરેનું પાન કરવા લાગ્યાં. એ ઉત્સવમાં મદ્યપાનથી ઉન્મત્ત થયેલી બ્રહ્માણીના વાહનની કેટલીએક હંસીઓ અને અલંબુષાના રથનો કાગડો, આકાશમાં એકઠાં થઇને નાચવા લાગ્યાં. નાચતી અને મદિરાપાન કરતી હંસીઓને સમુદ્રના કિનારાની સપાટ ભૂમિકામાં અત્યંત કામ થયો. પ્રમત્ત થવાને લીધે અનુરાગથી ઘેરાયેલી તે સઘળી હંસીઓએ અનુક્રમે ચંડ નામના એ કાગડાની સાથે રમણ પણ કર્યું. એ સાતે ઉત્તમ હંસીઓને પ્યારો થઈ પડેલો તે કાગડો પણ, અન્યોન્યની ઇચ્છા પૂર્ણ થાય એવી રીતે અનુક્રમે તેમનો સંગ કરીને રાજી થયો અને તેથી એ સઘળી હંસીઓ ઘણી પ્રસન્ન થઈ તથા ગર્ભિણી પણ થઈ ગઈ. પછી નાચ કરી રહેલી એ મોટી માયાવાળી માતૃકાઓ શાંત દેખાવથી સદાશિવની પાસે આવીને તેમના ભોજનના પાત્રમાં તેમનાં પ્રિય પત્ની પાર્વતીનું માંસ પીરસી દીધું. 'મને પાર્વતીનું માંસ ભોજનમાં આપ્યું' એમ જાણવામાં આવી જવાથી જ્યારે સદાશિવને માતૃકાઓની ઉપર ક્રોધ ચઢ્યો; એટલે એ માતૃકાઓએ પોતપોતાનાં અંગો આપીને ફરી વાર પાર્વતીને ઉત્પન્ન કરી અને તે પાર્વતીની સાથે સદાશિવનો વિવાહ કરી દીધો. પછી માતૃકાઓ, સદાશિવ તથા તેઓના સઘળા ગણો મનમાં પ્રસન્ન થઈને સર્વે પોતપોતાનાં સ્થાનમાં ગયાં. હે વસિષ્ઠમુનિ ! કાગડાના વીર્યથી ગર્ભિણી થયેલી એ હંસીઓએ બ્રાહ્મી નામનાં દેવી પાસે જઇને, તેમને સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. એ સાંભળીને બ્રાહ્મીએ તે હંસીઓને નીચે પ્રમાણે કહ્યું.[૧-૧૧]

**બ્રાહ્મી બોલીઃ**—હે પુત્રીઓ ! તમો હમણાં ગર્ભિણી હોવાને લીધે મારા વાહનપણાનું કામ કરી શકશો નહિ; એટલા માટે પ્રસવ થતાં સુધી મારી સેવા કરવાની કશી કાળજી નહિ રાખતાં તમે ઇચ્છા પ્રમાણે ફરો.[૧૨]

**ભુશુંડ બોલ્યોઃ**—હે વસિષ્ઠમુનિ ! ગર્ભવંતી થવાથી સેવા કરવામાં અશક્ત થયેલી હંસીઓને દયાથી એ પ્રમાણે બ્રાહ્મીદેવીએ છૂટી આપી અને પોતે તેટલા દિવસ સુધી ફરવું–હરવું બંધ કરીને નિર્વિકલ્પ સમાધિમાં જ રહ્યાં.[૧૩] હવે ગર્ભવંતી થવાથી બ્રાહ્મીની સેવામાં અશક્ત થયેલી તે રાજહંસીઓ, વિષ્ણુના નાભિકમળના મૂળમાં બ્રહ્માના તળાવની અંદર વિચરવા લાગી.[૧૪] જેમ લતાઓ અંકુરોને જન્મ આપે છે, તેમ પ્રસવનો સમય પ્રાપ્ત થતાં એ સાતે રાજહંસીઓએ નાભિકમળના પલ્લવમાં ત્રણ ત્રણ કોમળ ઈંડાંઓને જન્મ આપ્યો.[૧૫] જેમ સૃષ્ટિના સમયમાં બ્રહ્માંડો વિરાટના દબાણથી બબ્બે કપાલોરૂપે ભેદાય છે, તેમ એ અંદર ગર્ભવાળાં એકવીસ ઈંડાંઓ, સમય પ્રાપ્ત થતાં ગર્ભના દબાણથી બબ્બે કપાલોરૂપે ભેદાયાં.[૧૬] હે વસિષ્ઠમુનિ ! એ રીતે એ ઈંડાંઓમાંથી ચંડના પુત્રો અને પરસ્પરના ભાઈઓ એવા અમે એકવીસ કાગડાઓ ઉત્પન્ન થયા. કમળના પત્રમાં ઉત્પન્ન થયેલા અમોને મોટા થતાં પાંખો ઊગી અને તે પછી અમે આકાશમાં ઊડવાને સમર્થ થયા. પછી સમાધિમાંથી વિરામ પામેલાં બ્રાહ્મીદેવીની અમે તથા અમારી જનની હંસીઓએ લાંબો સમય સુધી સારી રીતે આરાધના કરી.[૧૭-૧૯] હે વસિષ્ઠમુનિ ! સમય પ્રાપ્ત થતાં એ ભગવતી બ્રાહ્મીદેવીએ પ્રસન્ન થઈને અમને એવો આત્મબોધ આપ્યો કે, જેથી અમે સઘળા જીવન્મુક્ત થઈને રહ્યા.[૨૦] 'આપણે શાંત મનવાળા છીએ, તો હવે આપણે એકાંતમાં ધ્યાનનિષ્ઠાથી શાંતિમાં જ રહેવું જોઈએ' એવો નિશ્ચય કરીને, અમે અમારા પિતાની (ચંડ નામના કાગડાની) પાસે ગયા. ત્યાં પિતાએ અમારું આલિંગન કર્યું અને અમે અલંબુષાની પૂજા કરી; અલંબુષાએ પણ અમારી ઉપર કૃપાદૃષ્ટિ કરી અને તેથી અમે ત્યાં જ

ાવધાનપણાથી રહ્યા. (આ પ્રમાણે અમે રહ્યા ;તા ત્યારે એક દિવસે અમારા પિતાએ અમોને ીચે પ્રમાણે કહ્યું.)[૨૧-૨૩]

ચંડ બોલ્યોઃ–હે પુત્રો! અપાર વાસનાઓ-પી તંતુઓથી ગૂંથાયેલી આ સંસારરૂપી જાળ-ાંથી તમે નીકળ્યા છો કે નહિ? જો ન નીકળ્યા હો ા આ ભક્તવત્સલ ભગવતી અલંબુષાની પ્રાર્થ-ા કરો એથી તમે જ્ઞાનના પારને પ્રાપ્ત થશો.[૨૪]

અમે બોલ્યાઃ–હે પિતાજી! બ્રાહ્મીદેવીની પાથી અમે પરમતત્ત્વને સારી પેઠે જાણ્યું છે, ાણ હવે એકાંત સ્થિતિમાં રહેવાને માટે કોઈ ઉત્તમ સ્થળની અમે ઇચ્છા કરીએ છીએ.[૨૫]

ચંડ બોલ્યોઃ–સઘળાં રત્નોના સમૂહના ાધારરૂપ અને સઘળા દેવતાઓના આશ્રયરૂપ ેરુ નામનો મોટી ઊંચાઈવાળો એક પર્વત છે.[૨૬] ો પર્વત કે જેમાં ચંદ્ર તથા સૂર્યરૂપી બે દીવા-ો શોભે છે અને અનેક પ્રાણીઓના સમૂહો રહે ે; એવા આ બ્રહ્માંડરૂપી મંડપની અંદર જાણે વેધાતાએ સુવર્ણથી બનાવેલો થાંભલો ગોઠવ્યો હોય એવો તે લાગે છે. પૃથ્વીએ જાણે પોતાનો સુવર્ણમય ચંદ્રાકાર, ખંડરૂપી હથેળીવાળો, રત્નોરૂપ વીંટીઓથી ભરપૂર, શિખરોરૂપી આંગળીઓવાળો અને દ્વીપો તથા સમુદ્રોરૂપી ચમકતાં કંકણોવાળો હાથ ઊંચો કરેલો હોય એવો તે શોભે છે. તે મેરુ પર્વત રાજાધિરાજ જેવો લાગે છે. હિમાલય આદિ મુખ્ય પર્વતો તેના ખંડિયા રાજા છે, જંબુદ્વીપનું આસન બનાવીને, તે પર્વતોની સભામાં બેસીને સૂર્ય-ચંદ્રરૂપી નેત્રો વડે જુએ છે, તારાઓરૂપી માલ-તીનાં પુષ્પોની માળા પહેરી છે, દશ દિશાઓ-વાળા આકાશરૂપી વસ્ત્ર ધારણ કર્યું છે, સર્પ અને હાથીઓને આશ્રય આપે છે, ઇન્દ્ર આદિ દેવતા-ઓરૂપી ઉત્તમ ભૂષણોવાળો છે, તેને નગરોરૂપી ઘરેણાં પહેરનારી દિશાઓરૂપી સ્ત્રીઓ, ચારે બાજુ ઝરતાં બિંદુઓને ધારણ કરતા મેઘોરૂપી ચામર-થી પવન ઢોળે છે; નાગો, અસુરો અને મહા-સર્પો ધરતીની નીચે સોળ હજાર યોજન સુધી રહેલા એવા (એ મેરુ પર્વતના) પાદોને (પાયા-ના વિભાગોને અને ચરણોને), સારી રીતે પૂજે છે. એંશી હજાર યોજન સુધી ઊંચા અને સૂર્ય તથા ચંદ્રરૂપી નેત્રોવાળા એ પર્વતના, દેહને સ્વર્ગલોકમાં દેવતાઓ, ગંધર્વો અને કિન્નરો પણ પૂજે છે. બ્રહ્માંડમાં રહેવા છતાં એકબીજાનાં નગ-રોને નહિ જોનારાં તે ચૌદે બ્રહ્માંડનાં પ્રાણીઓ, જેમ બાંધવો ગૃહસ્થના આશ્રયથી જીવે છે, તેમ એ પર્વતના આશ્રયથી જીવે છે. એ મેરુ પર્વતના ઈશાનખૂણા તરફના ભાગમાં માણિક્યમય, મોટું અને જાણે બીજો સૂર્ય ઊગ્યો હોય એવું પ્રકાશતું એક શિખર છે. એ શિખરની ઉપર ઘણાં ઘણાં પ્રાણીઓ રહેતાં હોવાથી જાણે શિખરરૂપી અરી-સામાં જગતનું પ્રતિબિંબ પડેલું હોય એવું જણાતું એક મોટું કલ્પવૃક્ષ છે. એ કલ્પવૃક્ષની દક્ષિણ દિશા તરફની શાખામાં, સોનેરી પાંદડાંઓ-વાળી, રત્નો જેવા ગુચ્છાથી ભરપૂર અને ચંદ્રનાં બિંબોની જેમ શોભતાં ફળોવાળી એક શાખા છે. હે પુત્રો! એ શાખામાં મેં પૂર્વે ચકચકિત મણિ-ઓવાળો માળો કર્યો છે. જ્યારે અલંબુષા દેવી સમાધિમાં રહ્યાં હોય, ત્યારે હું એ માળામાં વિનોદ કરું છું. એ માળો રત્નો જેવાં પુષ્પોથી તથા પત્રોથી ઢંકાયેલો છે, ઘડપણ તથા રોગોને હરનારાં ફળોવાળો છે, ચિંતામણિની સળીઓથી બનાવેલા બહારના ગોખવાળો છે, વિચાર કરીને વ્યવહાર કરનારાં કાગડાઓનાં બચ્ચાંઓથી ભર-પૂર છે, અંદર શીતળતાવાળો છે, પુષ્પોના સમૂ-હોથી સંપૂર્ણ છે અને દેવો પણ ત્યાં ન પહોંચી શકે એવો છે; હે પુત્રો! આ પ્રમાણે છે, એટલા માટે તમે એ માળામાં જઈને રહો. ત્યાં રહેવાથી તમને કોઈ પણ પ્રકારની અડચણ વિના જ ભોગ તથા મોક્ષ એમ બન્ને પ્રાપ્ત થશે.[૨૭-૪૧]

ભુશુંડ બોલ્યોઃ–હે વસિષ્ઠમુનિ! અમારા

પિતાએ એ પ્રમાણે કહીને અમને ચુંબન કર્યું, આલિંગન કર્યું અને અલંબુષા દેવીએ આણેલું માંસ પણ અમને આપ્યું. એ માંસને ખાઈને અમે દેવીના તથા પિતાના ચરણોમાં પ્રણામ કર્યાં અને પછી અમે અલંબુષાના સ્થાનકરૂપ તે વિંધ્યાચળના જળવાળા પ્રદેશમાં ઊડ્યા.[૪૨,૪૩] ક્રમપૂર્વક આકાશ ઓળંગીને, વાદળાંઓનાં કોતરોમાંથી નીકળીને, પવનોના મધ્ય ભાગમાં આવીને દેવતાઓને પ્રણામ કરીને તથા સૂર્યને છોડીને અમે સ્વર્ગલોકમાં ગયા અને પછી સ્વર્ગને વટાવી જઈને બ્રહ્મલોકમાં ગયા. હે વસિષ્ઠમુનિ ! ત્યાં જઈને અમારી જનનીને તથા ભગવતી બ્રહ્માણી દેવીને અમે પ્રણામ કર્યા અને પછી અમે પિતાએ જણાવેલી વિગત કહી સંભળાવી. તેઓએ સ્નેહપૂર્વક આલિંગન આપ્યું અને આશીર્વાદ આપી 'ભલે જાઓ' એમ આજ્ઞા આપી. પછી અમે તેઓને પ્રણામ કરીને બ્રહ્મલોકમાંથી નીકળ્યા. પછી સૂર્યના જેવા પ્રકાશોવાળી લોકપાલોની નગરીઓનું ઉલ્લંઘન કર્યું, ઘણી ઉતાવળથી આકાશમાં ગતિ કરી, પવનના સ્કંધોમાં ફર્યા અને પછી આ કલ્પવૃક્ષની પાસે આવીને અમારા માળામાં પ્રવેશ કર્યો. અહીં અમે કોઈ પણ જાતની અડચણ વિના રહ્યા છીએ અને સમાધિમાં તત્પર રહીએ છીએ. હે મહાભાગ્યશાળી વસિષ્ઠમુનિ ! અમે જે રીતે ઉત્પન્ન થયા, જે રીતે આ સ્થાનમાં રહ્યા અને જે રીતે યથાર્થ બોધને પ્રાપ્ત થઈને ઉપશાંત બુદ્ધિઓવાળા થયા, એ સઘળું વૃત્તાંત મેં સંપૂર્ણ રીતે અનુક્રમથી આપને કહી સંભળાવ્યું. હવે બીજું જે કાંઈ કહેવાનું રહ્યું હોય, તે કહેવાની આપ આજ્ઞા આપો.[૪૪–૫૦]

जाता यथा वयमिमे स्थितिमागताश्च संप्राप्य बोधमुपशांतधियो यथावत् । एतचदुक्तमखिलं मया ते शेषेण यां समनुशाधि महानुभावः

**સર્ગ ૧૯ મો સમાપ્ત**

## સર્ગ ૨૦ મો*

### ભુશુંડનું ચિત્ત સુખ–દુઃખમાં સમાન રહે છે તેનું વર્ણન

॥ भुशुंड उवाच ॥

आसीत्किंचित्पुराकल्पेजगद्यच्चिरमास्थितम् ।
सन्निवेशेन चैतद्वदद्यापि च न दूरगम् ॥ १ ॥

ભુશુંડ બોલ્યોઃ–હે વસિષ્ઠમુનિ ! જે કલ્પમ અમારો જન્મ થયો, તે કલ્પમાં જગત સંબંધ જે કોઈ પદાર્થો લાંબા કાળ સુધી રહ્યા હતા તેઓ આ કલ્પના પદાર્થોના જેવી જ રચના વાળા હતા; તેથી તે પદાર્થો અદ્યાપિ સુધી માર દૃષ્ટિથી દૂર ગયા નથી, અને તેને લીધે આ કલ્પન આ કલ્પવૃક્ષ આદિ પદાર્થોને હું એના એ ક છું. આમ હોવાને લીધે ભ્રાંતિના અભ્યાસથી, મે પૂર્વના જગતને પણ વર્તમાનકાળના જગતન સાથે એક ગણીને વર્ણવ્યું છે. હે મહામુનિ લાંબા સમયથી સંપાદન કરેલાં મારાં પુણ્યોએ મને આજ નિર્વિઘ્ન ફળ આપ્યું છે અને તેને લીધે મને આપનાં દર્શનની પ્રાપ્તિ થઈ.[૧–૩] આ માળો, આ શાખા, આ હું અને આ ઝાડ, એ સર્વે આજ આપનાં દર્શનથી પવિત્ર થયાં છે.[૪] હું કે જે પક્ષી છું, તેણે આપેલા આ અર્ઘ્યનું અને આ પાદ્યનું, આપ ગ્રહણ કરો અને મને આપના પ્રશ્નોના બાકી રહેલા ઉત્તરો આપવાની તુરત આજ્ઞા આપો.[૫]

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી ! 'આ અર્ઘ્ય અને આ પાદ્ય' એમ બોલીને એ કાકભુશુંડે મને ફરી વાર અર્ઘ્ય તથા પાદ્ય આપ્યાં. પછી મેં તેને પૂછ્યું કે, 'હે પક્ષીઓના રાજા ! મોટી બુદ્ધિવાળા અને તેવા પૂર્ણ બોધવાળા તમારા ભાઈઓ અહીં દેખાતા નથી અને તમે

* આ વીસમા સર્ગમાં ભુશુંડ પ્રત્યેક કલ્પમાં જગતના તુલ્યપણાની તથા ભાઈઓના મરણ અને પ્રલયમાં પણ પોતાનું ચિત્ત સ્થિર રહેવાની વાત કરેશે.

એકલા જ દેખાઓ છો, તેનું શું કારણ છે?[૭]

ભુશુંડ બોલ્યો:-હે વસિષ્ઠમુનિ! અમોને અહીં રહેતાં ઘણો સમય વીતી ગયો છે અને અનેક યુગોની પંક્તિઓ તો દિવસોની પંક્તિઓની પેઠે વહી ગઈ છે.[૮] એટલા કાળથી મારા સઘળા નાના ભાઈઓ, પોતાનાં શરીરોને તરણાંની જેમ તજી દઇને વિદેહમુક્ત થઈ ગયા છે.[૯] લાંબા આયુષ્યવાળા હોય, મોટા હોય, બળવાન હોય અને સજ્જનો હોય, તો પણ તે સર્વને જેનું રૂપ સ્પષ્ટ દેખાતું નથી, તેવો કાળ ગળી જાય છે.[૧૦]

વસિષ્ઠ બોલ્યા:-હે કાકભુશુંડ! પોતાના પ્રવાહોમાં સૂર્યોને તથા ચંદ્રોને પણ તાણી જનારા અને પ્રવાહ આદિ વાયુઓને પણ ટપી જનારા પ્રલય સંબંધી વાયુઓ ભારે વેગથી નિરંતર ચાલ્યા કરતા હોય, ત્યારે તમે મૂંઝાતા નથી.?[૧૧] પ્રલયકાળમાં ઉદયાચળનાં તથા અસ્તાચળનાં પણ અનેક વનોને બાળી નાખનારાં સૂર્યનાં કિરણો, તમારી અત્યંત સમીપમાં આવતાં હશે, ત્યારે તમે તેમનાથી મૂંઝાતા નથી?[૧૨] જળને પણ પથ્થર બનાવતાં ચંદ્રનાં શીતળ કિરણો પડવાથી અને સમીપમાંથી જ કરાઓની વૃષ્ટિઓ પડવાથી તમે મૂંઝાતા નથી? જેની ઝાકળ કુહાડાઓથી પણ માંડ કપાય એવી દૃઢ થતી હશે, એવાં પ્રલયકાળનાં મેઘમંડળો નિરંતર આ શિખર ઉપર વિશ્રાંત થતાં તેનાથી તમે મૂંઝાતા નથી? અત્યંત ઊંચા સ્થળ પર રહેલું આ ઊંચું કલ્પવૃક્ષ પ્રલયકાળમાં જગતના વિષમ પ્રકારના અનેક ક્ષોભોથી પણ ક્ષોભ પામતું નથી?[૧૩-૧૫]

ભુશુંડ બોલ્યો:-હે વસિષ્ઠમુનિ! જેમાં સર્વદા અધ્ધર જ રહેવું પડે અને જે સર્વ લોકોના અપમાનનું પાત્ર છે, એવું આ પક્ષીઓનું જીવન સર્વ પ્રાણીઓમાં અત્યંત તુચ્છ છે. અમારી સ્થિતિ આવાં અધમ પ્રાણીઓના સમુદાયમાં, નિર્જન વનોમાં અને આકાશના ઉજ્જડ માર્ગમાં વિધાતાએ ગોઠવેલી છે. આવી જાતિમાં જન્મેલો અને વળી લાંબા કાળ સુધી જીવનારો પક્ષી, જો આશાઓરૂપી પાશોથી બંધાયેલો હોય, તો શોક વગરનો કેમ જ રહે?[૧૬-૧૮] પણ અમે તો સર્વદા આત્મજ્ઞાનરૂપ સંતોષમાં જ રહેલા છીએ, તેથી કદી પણ આ મિથ્યાભૂત સંસારના વિભ્રમોમાં મૂંઝાતા નથી.[૧૯] અમે પોતાના સ્વરૂપના બોધથી સંતુષ્ટ રહીએ છીએ, કોઈ પ્રકારે પરપીડન વગેરે દુષ્ટ કૃત્યો કરતા નથી અને કેવળ આ પોતાના માળામાં જ કાળ વ્યતીત કરીએ છીએ. અમે જીવવાથી કોઈ પ્રકારની આ લોક સંબંધી કે પરલોક સંબંધી ક્રિયા કરવાને પણ ઇચ્છતા નથી અને મરવાથી દેહના નાશને પણ ઇચ્છતા નથી; પરંતુ નિત્યસિદ્ધ નિરતિશય આત્મસ્વભાવથી જ રહીએ છીએ અને હવે પછી પણ પૂર્ણકામપણાથી જ રહીશું.[૨૦,૨૧] લોકોની જન્મ-મરણ આદિ સઘળી અનર્થરૂપ દશાઓ જોવામાં આવેલી છે અને બીજા પણ ઘણાઘણા દાખલાઓ જોવામાં આવેલા છે; તેથી અમારું આ વિનાશી શરીર જાણે મનથી રહિત હોય એવું થઈ ગયું છે. નિરંતર સ્વાભાવિક પ્રકાશવાળા અને કદી પણ જેમાં ક્ષોભ થતો નથી, એવા આ કલ્પવૃક્ષની ઉપર રહેલો હું, સર્વદા કાળના યુગ આદિ વિભાગોની ગતિને જાણું છું. રત્નમય ગુચ્છોના ભારે પ્રકાશવાળા આ કલ્પવૃક્ષના લતામય ઘરમાં જો કે રાત્રિદિવસના વિભાગો જણાય એમ નથી; તો પણ ઉચ્છ્વાસના (બહાર નીકળતા શ્વાસના) અને નિચ્છ્વાસના (અંદર પેસતા શ્વાસના) પ્રવાહ ઉપરથી કલ્પની સ્થિતિને પણ બરાબર જાણું છું.[૨૨-૨૪] જેમાં દિવસની કે રાત્રિની ખબર પડતી નથી, એવા આ ઊંચા પર્વતમાં રહેતાં છતાં, હું પોતાની બુદ્ધિથી કાળની ગતિને જાણું છું.[૨૫] હે વસિષ્ઠમુનિ! મારું મન સારના તથા અસારના વિવેકવાળું છે, બોધને લીધે શાંતિ પામેલું છે, ચપળતાથી રહિત છે,

શાંત છે અને અત્યંત સ્થિર છે. જેમ પૃથ્વીનો કાગડો ઓડકારના શબ્દોથી વિહ્વળ થતો નથી, તેમ હું સંસારના વ્યવહારથી ઊઠતા ખોટા આશાના પાશોથી વિહ્વળ થતો નથી. ઊંચા ઉપશમથી ભરેલી અને આત્મસ્વરૂપના બોધથી શીતળ થયેલી બુદ્ધિ વડે, અમે જગતરૂપી માયાના તત્ત્વને જાણીને ધીરજ પામ્યા છીએ. હે મહાબુદ્ધિમાન વસિષ્ઠમુનિ! કાળના અનુક્રમથી ભયંકર દશાઓ આવી પડે તો પણ અમે નિશ્ચળ બુદ્ધિવાળા અને સ્ફટિક જેવા ચોખ્ખા રહીએ છીએ.[૨૬-૨૯] આરંભના સમયમાં જ સારી લાગે એવી આ જગતની ચંચળ સ્થિતિ જો વારંવાર વિચારવામાં આવે, તો તે કાંઈ પણ અજ્ઞાનની ભ્રાંતિ કરી શકતી નથી. હે મહારાજ! પ્રાણીઓના સઘળા સમૂહો જાય છે અને આવે છે અથવા વાસ્તવિક રીતે જોતાં જતા નથી અને આવતા પણ નથી; માટે એ વિષયથી અમને શો ત્રાસ હોય?[૩૦,૩૧] અમે પ્રાણીઓના સમૂહોરૂપી તરંગોવાળી અને કાળરૂપી સમુદ્રમાં પ્રવેશ કરતી, આ સંસારરૂપી નદીના કિનારા ઉપર રહ્યા છીએ; તો પણ તેનાથી કશો ત્રાસ પામતા નથી. અમે કશું તજતા નથી, અને કશું લેતા પણ નથી. અહીં રહ્યા છીએ અને અહીં રહ્યા પણ નથી. સંસારરૂપી કાંટાવાળી પૃથ્વીમાં વ્યવહાર નભાવવા માટે જ પોચા પોચા પગ મૂકીએ છીએ, પણ વાસ્તવિક રીતે આ ઝાડમાં નિવાસ કરીને સંસારનું ઉચ્છેદન કરનારા છીએ.[૩૩] હે ભગવન્! આપના જેવા શોક, ભય અને દુઃખથી મુક્ત થયેલા પુરુષોએ, પ્રસન્ન થઇને અમારા પર અનુગ્રહ કરેલો હોવાથી અમે પણ નિરામય થઇને રહ્યા છીએ.[૩૪] હે મહારાજ! અમારું મન તે તે વિષયોમાં જવા છતાં પણ રાગદ્વેષાદિક વૃત્તિઓમાં લોટતું નથી અને ખરા તત્ત્વનો વિચાર કર્યા વિના રહેતું નથી.[૩૫] અમારું ચિત્ત નિર્વિકાર, ક્ષોભરહિત અને આત્મામાં ઉપશમ પામેલું હોવાથી, અમે જેમ પૂનમને દિવસે, ચંદ્રના ઉદયથી સમુદ્રમા તરંગોની ભરતી આવે છે, તેમ બ્રહ્માકારવૃત્તિના ઉદયથી જાગૃત બોધવાળા થયા છીએ.[૩૬] હે મહામુનિ! જેમ મંદરાચળ પર્વત વડે ક્ષીરસાગરનું મથન થવાથી ઉત્પન્ન થયેલું અમૃત મેળવાતાં દેવો રાજી થયા હતા, તેમ અમે હમણાં આપનો સમાગમ મળવાથી પ્રસન્ન થયા છીએ.[૩૭] સઘળી તૃષ્ણાઓને તજી દેનારા સત્પુરુષોની સેવા મળે, એ ઉપરાંત બીજી કોઈ પણ શુભની પ્રાપ્તિને હું અધિક માનતો નથી. જેમના શોક, ભય તથા પરિશ્રમ ટળી ગયા હોય છે, એવા આપ જેવા સંતુષ્ટ મહાપુરુષોની અમારા ઉપર દયા થઈ છે; તેથી અમે તાપમુક્ત થઈને રહ્યા છીએ. ભોગો કે જેઓ કેવળ પ્રાપ્ત થવાના સમયમાં જ રમણીય લાગે એવા છે, તે મેળવવાથી અથવા તેઓ મળવાથી શો લાભ થાય છે? કશો થતો નથી.[૩૮,૩૯] સત્સંગરૂપ ચિંતામણિ મળવાથી સર્વોત્તમ સારરૂપ જ્ઞાન પ્રાપ્ત થાય છે. સ્નિગ્ધ, ગંભીર, કોમળ, મધુર, ઉદાર અને ધીર વચનો બોલનારા આપ એક જ, આ ત્રૈલોક્યરૂપી કમળના કોશમાં ભ્રમરસમાન છો.[૪૦] હે મહામુનિ! હું જો કે પરમાત્માને પ્રાપ્ત થઈ ચૂક્યો છું; તો પણ ધારું છું કે, આપનાં દર્શનથી સઘળાં પાપો શાંત થતાં આજે જ મારો જન્મ સફળ થયો છે; કેમકે સાધુપુરુષનો સંગ સઘળા ભયોનો ટાળનાર છે.[૪૧]

अधिगतपरमात्मनोऽपिमन्ये भवदवलोकनशांतदुष्कृतस्य । मम सफलमिहाद्य जन्म साधो सकलभयापहरो हि साधुसंगः ॥ ४१ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'ભુશુંડસ્વરૂપનિરૂપણ' એ નામનો સર્ગ ૨૦ મો સમાપ્ત

## સર્ગ ૨૧ મો×

### કલ્પવૃક્ષનો મહિમા અને બીજાં અનેક વિચિત્ર વૃત્તાંતોનું સ્મરણ

॥ भुशुंड उवाच ॥

युगक्षोभेषु घोरेषु वात्यासु विषमासु च ।
सुस्थिरः कल्पवृक्षोऽयं न कदाचन कंपते ॥ १ ॥

ભુશુંડ બોલ્યોઃ–હે વસિષ્ઠમુનિ! યુગોના ભયંકર ક્ષોભો થાય છે અને અતિ વિષમ વંટોળિયાઓ વાય છે, ત્યારે પણ આ કલ્પવૃક્ષ અત્યંત સ્થિર રહે છે અને કદી પણ કંપતું નથી.[1] સઘળા લોકોમાં ફરવાની શક્તિ ધરાવનારાં પ્રાણીઓથી પણ આ કલ્પવૃક્ષમાં આવી શકાય એમ નથી; તેથી અમે અહીં સુખપૂર્વક રહીએ છીએ.[2] જ્યારે હિરણ્યાક્ષ નામના દૈત્યે પોતાના બળથી સાત દ્વીપોવાળા આ પૃથ્વીના મંડળનું હરણ કર્યું હતું, ત્યારે પણ આ વૃક્ષ કંપ્યું ન હતું.[3] જેને સ્થિર રાખવાને માટે ઘણા ઘણા બીજા પર્વતોના ટેકા આપવામાં આવ્યા છે, એવો આ મેરુ પર્વત પણ જ્યારે ચલાયમાન થયો હતો, ત્યારે પણ આ વૃક્ષ કંપિત થયું ન હતું.[4] જ્યારે ચાર ભુજાઓવાળા વિષ્ણુએ, બે ભુજાઓથી મેરુ પર્વતની ઉપર ભાર મૂકીને બીજી બે ભુજાઓથી મંદરાચળને ઉપાડ્યો હતો, ત્યારે પણ આ વૃક્ષ કંપિત થયું ન હતું.[5] જ્યારે દેવતાઓના અને દૈત્યોના સંગ્રામથી, સૂર્ય તથા ચંદ્રનાં મંડળો પણ પડવા લાગ્યાં હતાં અને જગત અત્યંત ક્ષોભ પામ્યું હતું, ત્યારે પણ આ વૃક્ષ કંપિત થયું ન હતું. જ્યારે મોટા મોટા પર્વતોની શિલાઓ પણ ઉખેડી નાખનારા અને મેરુ પર્વતનાં વૃક્ષોને પણ કંપાવી નાખનારા પ્રલયકાળના પવનો વાયા હતા, ત્યારે પણ આ વૃક્ષ કંપિત થયું ન હતું.[7] જ્યારે અમૃતમંથનને માટે દેવતાઓ તથા દૈત્યો વડે ક્ષીરસાગરમાં ફેરવાતા મંદરાચળની ગુફાઓના પવનોથી કંપીને પ્રલયકાળનાં વાદળાંઓની પંક્તિઓ પણ ચલિત થઈ હતી, ત્યારે પણ આ વૃક્ષ કંપિત થયું ન હતું.[8] જ્યારે કાલનેમિ નામના દૈત્યે, મેરુ પર્વતને ચારે બાજુથી થોડો થોડો ઉખેડીને પોતાની બાથમાં લઈ હચમચાવ્યો હતો, ત્યારે પણ આ વૃક્ષ કંપિત થયું ન હતું.[9] જ્યારે અમૃતહરણ માટેના સંગ્રામમાં સિદ્ધ લોકોને પણ નીચે પાડી નાખનારા ગરુડની પાંખોના પવનો વાયા હતા, ત્યારે પણ આ વૃક્ષ કંપિત થયું ન હતું. જ્યારે સંકર્ષણ રુદ્રે જેનું હજી સુધી પૃથ્વીને ધારણ કરી રાખનારૂપ એક કામ પણ સમાપ્ત થયું નથી એવા શેષનાગનું રૂપ ધારણ ધર્યું હતું અને જ્યારે ગરુડ ઊછળીને બ્રહ્માંડની ઉપર ગયો હતો, ત્યારે પણ આ વૃક્ષ કંપિત થયું ન હતું. જ્યારે શેષનાગ પર્વતોથી, સમુદ્રોથી તથા બીજા સઘળાઓથી પણ સહન થઈ શકે નહિ એવી પ્રલયકાળના અગ્નિની જ્વાળાઓને પોતાની ફણામાંથી કાઢવા લાગ્યા હતા, ત્યારે પણ આ વૃક્ષ કંપિત થયું ન હતું. હે મહામુનિ વસિષ્ઠ! અમો એવા ઉત્તમ ઝાડમાં રહીએ છીએ એટલે અમોને સંકટો શાથી પ્રાપ્ત થાય? જો દુષ્ટ સ્થાનમાં નિવાસ હોય તો જ સંકટો પ્રાપ્ત થાય છે.[10–13]

વસિષ્ઠ બોલ્યાઃ–હે કાકભુશુંડ! પ્રલયના સમયોમાં ઉત્પાત સંબંધી પવનો વાય છે અને ચંદ્ર, નક્ષત્રો તથા સૂર્ય પણ પડવા લાગે છે, ત્યારે તમે કેમ સ્વસ્થ રહી શકો છો?[14]

ભુશુંડ બોલ્યોઃ–જ્યારે કલ્પને અંતે જગતની સ્થિતિનો સઘળો વ્યવહાર નાશ પામે છે, ત્યારે હું જેમ કૃતઘ્ન માણસ સારા મિત્રને છોડી દે તેમ આ માળાને તજી દઈને વાસનાઓથી રહિત થયેલા મનની જેમ સઘળી કલ્પનાઓથી

× આ એકવીસમા સર્ગમાં કલ્પવૃક્ષનો મહિમા, પ્રલયમાં ધારણાથી પોતાની સ્થિતિ, નિયમો અને ઘણા ઘણા વિચિત્ર વૃત્તાંતોનું સ્મરણ, એ વિષયો ભુશુંડ કહી સંભળાવશે.

રહિત અને સઘળાં અંગોની ચેષ્ટાઓ તજી દઈને આકાશમાં જ રહું છું.[૧૫,૧૬] જ્યારે પર્વતોને પણ તાપથી ફાડી નાખીને ટુકડેટુકડા કરી નાખનારા બારે સૂર્યો તપે છે, ત્યારે ધીર બુદ્ધિવાળો હું, વરુણ સંબંધી ધારણા (જે જળનો દેવ વરુણ છે તે જ હું છું, એમ ચિત્તમાં જે ધારણ કરવું તે વરુણ સંબંધી ધારણા કહેવાય છે) ને બાંધીને રહું છું.[૧૭] જ્યારે પર્વતોને ટુકડેટુ—કડારૂપ કરી નાખનારા પ્રલય સંબંધી પવનો વાય છે, ત્યારે હું 'હું જ પર્વત છું' એવી ચિત્તમાં ધારણા બાંધીને આકાશમાં નિશ્ચળ થઈને રહું છું. જ્યારે મેરુ વગેરે પણ ગળી જતાં સઘળું જગત એક સમુદ્રમય થઈ જાય છે, ત્યારે હું ચિત્તમાં વાયુની ધારણા બાંધીને, નિશ્ચળ બુદ્ધિથી વાયુની જેમ આકાશમાં તર્યા કરું છું. હું સ્થૂલ તથા સૂક્ષ્મ સમષ્ટિના પરમ અવધિરૂપ, કોઈ પણ સમયે વિકાર થાય નહિ તે પદને પ્રાપ્ત થઈને ચોવીસે તત્ત્વોના અંતરૂપ નિર્મળ પદમાં, સુષુપ્તિની જેમ એકરસપણાવાળી નિર્વિકલ્પ સમાધિથી રહું છું.[૨૦] જ્યારે બ્રહ્મા પાછા ઉત્પન્ન થઈને સૃષ્ટિ કરવા લાગે છે, ત્યારે વળી બ્રહ્માંડમાં પ્રવેશ કરીને હું આ માળામાં રહું છું.[૧૮-૨૧]

વસિષ્ઠ બોલ્યાઃ—હે પક્ષીઓના રાજા! તમે ધારણાઓ કરીને જે રીતે કલ્પાંતોમાં અખંડિત રહો છો, તે રીતે બીજા યોગીઓ કેમ રહેતા નથી?

ભુશુંડ બોલ્યોઃ—હે મહામુનિ! મારે આ પ્રમાણે જ રહેવું અને બીજાઓએ બીજા પ્રકારોથી જ રહેવું, એવો જે પ્રબળ પ્રારબ્ધને અનુસરનારો ઈશ્વરનો નિયમ છે, તેનું કોઈથી પણ ઉલ્લંઘન કરી શકાય એમ નથી.[૨૩] જે અવશ્ય થવાનું હોય, તેનું માપ કોઈ રીતે બુદ્ધિથી કરી શકાતું જ નથી. પ્રારબ્ધની ગતિથી જે જેમ થવાનું હોય તે તેમજ થાય છે; એવો ઈશ્વરના નિયમનો નિશ્ચય છે. પ્રારબ્ધના મૂળરૂપ મારો જે સંકલ્પ છે, તેને લીધેજ પ્રત્યેક કલ્પમાં વારંવાર આ પર્વતનાજ શિખરમાં આ ઝાડ આ રીતેજ પ્રકટ થાય છે.[૨૪,૨૫]

વસિષ્ઠ બોલ્યાઃ—તમે વિદેહમુક્તિપર્યંત લાંબા આયુષ્યવાળા છો, જૂના વૃત્તાંતોને કહી સંભળાવવામાં સર્વોત્તમ છો, જ્ઞાન તથા વિજ્ઞાનવાળા છો, ધીર છો અને યોગને લગતી મનની ગતિવાળા છો.[૨૬] તમે અનેક પ્રકારોની ઘણી ઘણી સૃષ્ટિઓની ઊથલ—પાથલો જોઈ છે; માટે હું પૂછું છું કે, આ જગતની રચનામાં તમને કયાં કયાં આશ્ચર્યોનું સ્મરણ છે?[૨૭]

ભુશુંડ બોલ્યોઃ—હે મહામુનિ! નીચેની આ પૃથ્વી શિલાઓ, વૃક્ષો, પર્વતો અને વનોના સમૂહોથી પણ રહિત હતી અને તેમાં ખડ કે લતાઓ પણ ઉત્પન્ન થયાં નહોતાં, તેનું મને સ્મરણ છે. નીચેની આ પૃથ્વી અગિયાર હજાર વર્ષ સુધી ઝીણી ભસ્મના સમૂહથી ભરપૂર હતી, તેનું મને સ્મરણ છે.[૨૮૨૯] નીચેની આ પૃથ્વી જેમાં (જે ઉપર) સૂર્ય ઉત્પન્ન થયો ન હતો, ચંદ્રનું મંડળ ઉત્પન્ન થયું ન હતું અને દિવસના પ્રકાશનો વિભાગ પણ થયો ન હતો, એવી તે હતી, તેનું પણ મને સ્મરણ છે. આ પૃથ્વી મેરુપર્વતના રત્નમય ભાગોના પ્રકાશોથી અર્ધભાગમાં પ્રકાશવાળી હતી અને તેથી લોકાલોક પર્વત જેવી લાગતી હતી અને કોઈ કોઈ સ્થળમાં પ્રકાશતા પર્વતોવાળી પણ હતી; તેનું પણ મને સ્મરણ છે. દૈત્યોનો સંગ્રામ વૃદ્ધિ પામ્યો તે સમયમાં આ પૃથ્વી મધ્યમાં ક્ષીણ થતી હતી અને નાસી જવા લાગેલા લોકોથી ચારે બાજુ વ્યાપ્ત થઈ હતી, તેનું પણ મને સ્મરણ છે. મદોન્મત્ત દૈત્યોએ ચાર યુગ સુધી દબાવીને આ પૃથ્વીને પોતાના અંતઃપુર જેવી કરી મૂકી હતી, તેનુ પણ મને સ્મરણ છે.[૩૦-૩૩] આ જગતરૂપી ઝૂંપડી મેરુપર્વત સિવાય અનુક્રમે સમુદ્રનાં જળોથી સઘળા પ્રદેશોમાં ઢંકાઈ ગઈ હતી; અને તેમાં બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર, એ ત્રણ દેવતાઓ જ અવશેષ

રહ્યા હતા, તેનું પણ મને સ્મરણ છે. બીજા બે યુગ સુધી, આ પૃથ્વી જંગલનાં વૃક્ષોથી ચારે બાજુ ઢંકાઈ ગઈ હતી અને તેમાં બીજા કોઈ પણ પદાર્થની રચના થયેલી જોવામાં આવતી ન હતી, તેનું પણ મને સ્મરણ છે. એ રીતે જ આ પૃથ્વી સવા ચાર યુગ સુધી ધાટા પર્વતોથી ઘેરાયેલી હતી અને તેમાં લોકોની હરફર થતી ન હતી, તેનું પણ મને સ્મરણ છે. આ પૃથ્વી દશ હજાર વર્ષ સુધી, મરણ પામેલા દૈત્યોનાં હાડકાંના પહાડોથી ચારે તરફ અત્યંત વ્યાપ્ત હતી, તેનું પણ મને સ્મરણ છે. પૃથ્વી અંધકારમય હતી તથા વૃક્ષોથી પણ રહિત હતી અને આકાશમાંથી પણ વિમાનોમાં બેસીને ફરનારા સઘળા દેવતાઓ બીકથી છૂપાઈ ગયા હતા, તેનું પણ મને સ્મરણ છે.[૩૪-૩૮] જ્યારે વિંધ્ય નામનો મોટો પર્વત, મેરુની સ્પર્ધાથી મસ્ત થયો હતો ત્યારે દક્ષિણ દિશા અગસ્ત્યમુનિથી રહિત હતી અને આ જગતરૂપી ઝૂંપડી વિંધ્યાચળથી વ્યાપ્ત હોવાને લીધે એક પર્વતવાળી જ જણાતી હતી તેનું પણ મને સ્મરણ છે. ઉપર કહેલાં વૃત્તાંતોનું તથા એ ઉપરાંત પણ બીજાં ઘણાં ઘણાં વૃત્તાંતોનું મને સ્મરણ છે. હવે વધુ કહેવાનું કાંઈ પ્રયોજન નથી; માટે સંક્ષેપમાં સાર કહું છું તે સાંભળો. હે વસિષ્ઠમુનિ! ભારે ભારે પ્રભાવોવાળા અસંખ્ય મનુઓ પણ સેંકડોવાર જતા રહ્યા અને યુગોની ચોકડીઓ પણ સેંકડોવાર વીતી ગઈ, તેનું પણ મને સ્મરણ છે. કોઈ સૃષ્ટિ એકજ હતી, શુદ્ધ હતી અને પુરુષો તથા દેવો વગેરેથી પણ રહિત હતી અને સઘળા સૂર્યાદિ પ્રકાશક પદાર્થોનો સમૂહ પણ સમષ્ટિસ્વરૂપ હતો, તેનું પણ મને સ્મરણ છે. કોઈ એક સૃષ્ટિમાં સઘળા બ્રાહ્મણો મદિરાપાન કરતા હતા, શૂદ્રો દેવોની નિંદા કરતા હતા અને જે સ્ત્રીઓ ઘણા પતિઓ કરે તે જ સ્ત્રીઓ સતી કહેવાતી હતી, તેનું પણ મને સ્મરણ છે. કોઈ એક સૃષ્ટિમાં સઘળું પૃથ્વીનું પીઠ વૃક્ષોથી જ વ્યાપ્ત હતું, મહાસાગરો મુદ્દલ હતા જ નહિ અને માણસો પણ સ્ત્રીપુરુષોના સંગ વિના પોતાની મેળે જ ઉત્પન્ન થતાં હતાં, તેનું પણ મને સ્મરણ છે. કોઈ એક સૃષ્ટિમાં પર્વતો પણ ન હતા, પૃથ્વી પણ ન હતી, દેવતાઓ તથા મનુષ્યો આકાશમાં જ રહેતા હતા અને ચંદ્રનો કે સૂર્યનો પ્રકાશ જ ન હતો, તેનું પણ મને સ્મરણ છે. કોઈ સૃષ્ટિમાં ઇન્દ્ર પણ ન હતો, રાજાઓ પણ ન હતા, ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠના વિભાગો પણ ન હતા અને સઘળી દિશાઓ ચારે બાજુ અંધકારથી જ ભરપૂર હતી, તેનું પણ મને સ્મરણ છે. સૃષ્ટિના પ્રારંભને માટે પ્રજાપતિનો જે સંકલ્પ થયો, ત્રૈલોક્યમાં દ્વીપ આદિ જુદા જુદા પ્રદેશોના વિભાગોનું થવું, કુલપર્વતોના યથાયોગ્ય પ્રદેશોની કલ્પના, જંબુદ્વીપ કે જે નોખો હતો, તેમાં પ્રવેશ કરીને બ્રાહ્મણ આદિ વર્ણોની, તેઓના ધર્મોની તથા તે તે વર્ણોને યોગ્ય વિદ્યાઓની ગોઠવણ કરવામાં આવી તે, ચંદ્ર તથા સૂર્ય આદિનો જન્મ થયો તે, ઇન્દ્ર તથા ઉપેંદ્ર (વામન) વગેરેની વ્યવસ્થા થઈ તે, હિરણ્યાક્ષે પૃથ્વીનું હરણ કર્યું હતું તે, વરાહ પૃથ્વીને પાતાળમાંથી બહાર લાવ્યા તે, દેવો, દાનવો તથા મનુષ્યો વગેરે જાતિઓમાં રાજાઓની કલ્પના થઈ તે, વિષ્ણુ મત્સ્યાવતાર ધારણ કરીને વેદોને પાછા લાવ્યા તે, મંદરાચલ ઉખેડવામાં આવ્યો તે, અમૃતને માટે ક્ષીરસાગરનું મંથન થયું તે, ગરુડને પાંખો ન આવી હતી તે અને સમુદ્રો ઉત્પન્ન થયા ઇત્યાદિ વૃત્તાંતો તો હમણાં થોડા કાળમાં જ થયા છે, તેથી તમારા જેવા બાળકોને પણ તેનું સ્મરણ હશે; માટે તે વિષે હું વધારે ભાર દઈને શું કહું?[૩૯-૫૧] કોઈ એક કલ્પમાં વિષ્ણુ બ્રહ્માનો અધિકાર ચલાવતા હતા, બ્રહ્મા રુદ્રનો અધિકાર ચલાવતા હતા, અને રુદ્ર વિષ્ણુનો અધિકાર ચલાવતા હતા તે પણ લાંબા જીવનને લીધે

મારા જોવામાં આવ્યું છે.[૫૧]

गरुडवाहनं विहगवाहनं विहगवाहनं वृषभवाहनम्। वृषभवाहनं गरुडवाहनं फणिवाहनं फणिवर्णीश्वरः ॥५२॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ચિરંજીવિતવૃત્તાંતકથન' એ નામનો સર્ગ ૨૧ મો સમાપ્ત

## સર્ગ ૨૨ મો

### એક પછી એક એમ અનેક સૃષ્ટિઓ થયા કરે છે તેનું વર્ણન

વીત્યો છે તથા કેટલાએકની ઉત્પત્તિને કાંઈક વધારે કાળ થયો છે, તેઓના સ્મરણનું અને હાલનાં તાજાં વૃત્તાંતોના સ્મરણનું તો શું જ કહેવું ! હે વસિષ્ઠમુનિ ! તમે કે જે બ્રહ્માના પુત્ર છો, તેમના આઠ જન્મોનું મને બરાબર સ્મરણ છે. આ આઠમા જન્મમાં તમે મારી સાથે મળ્યા છો.[૨-૮] તમે કોઈ સમયે આકાશમાંથી જન્મ્યા હતા, કોઈ સમયે જળમાંથી જન્મ્યા હતા, કોઈ સમયે વાયુમાંથી જન્મ્યા હતા, કોઈ સમયે પર્વતમાંથી જન્મ્યા હતા અને કોઈ સમયે અગ્નિમાંથી પણ જન્મ્યા હતા.[૯] આ સૃષ્ટિ જેવી, આ સૃષ્ટિના જેવા જ આકારવાળી અને આ સૃષ્ટિના જેવી જ દિશાઓની ગોઠવણ-

શોક (કીકટ) નામના દેશની અંદર શુદ્ધોધન નામના રાજાને ઘેર વિષ્ણુએ સો વાર બુદ્ધાવતાર ધર્યા, તેનું પણ મને સ્મરણ છે.[૧૬] સદાશિવે ત્રીસ વાર ત્રિપુરનો દાહ કર્યો, બે વાર દક્ષના યજ્ઞનો ભંગ કર્યો અને દશવાર ઇન્દ્રને પદભ્રષ્ટ કરીને ગુફામાં પૂરી મૂક્યો, તેનું પણ મને સ્મરણ છે.[૧૭] બાણાસુરને માટે વિષ્ણુને તથા સદાશિવને આઠ વાર સંગ્રામ થયા અને તે સંગ્રામમાં જ્વરનો, પ્રમથોનો, તથા મંત્રોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો અને દેવોનાં સૈન્યોમાં મોટો ક્ષોભ થયો હતો, તેનું મને સ્મરણ છે. પ્રત્યેક યુગમાં પુરુષોની બુદ્ધિના ઓછાવત્તાપણાને લીધે વેદ સંબંધી બ્રહ્મચર્ય આદિ ક્રિયાઓનો, વેદોનાં છ અંગોનો અને વેદોના પાઠોનો જ વિચિત્ર ફેરફાર થયો હતો, તેનું પણ મને સ્મરણ છે.[૧૮।૧૯] પ્રત્યેક યુગમાં એક અર્થવાળાં સઘળાં પુરાણો જુદા જુદા પાઠફેરોથી ફેલાય છે, તે પણ મારા સ્મરણમાં છે.[૨૦] વેદ વગેરેને જાણનારા મહાત્માઓ પ્રત્યેક યુગોમાં પાછા તેના તે ઇતિહાસોને અને કેટલાએક બીજા ઇતિહાસોને પણ રચે છે, તેનું પણ મને સ્મરણ છે. મોટા આશ્ચર્યવાળો મહારામાયણ નામનો ઇતિહાસ કે જે જ્ઞાનશાસ્ત્ર છે અને લાખ શ્લોકના પ્રમાણનો છે, તેની રચનાનું પણ મને સ્મરણ છે. 'રામની પેઠે નીતિથી જ વર્તવું, પણ રાવણની પેઠે અનીતિથી વર્તવું નહિ' એવી રીતની યોગ્ય મતિને આપનાર ઉપદેશ સહેલાઈથી જેમાં આપવામાં આવ્યો છે એ રામાયણ નામનો ગ્રંથ વાલ્મીકિ મુનિએ રચેલો છે, તેનું પણ મને સ્મરણ છે.[૨૧-૨૩] વાલ્મીકિ હવે પછી પણ બત્રીસ હજાર શ્લોકના એક યોગવાસિષ્ઠ નામના ગ્રંથને બનાવશે, કે જેને હું ત્રિકાળદર્શીપણાને લીધે જાણું છું અને તમે પણ કેટલાક કાળ પછી એ ગ્રંથને પ્રકટ થતો જાણશો.[૨૪] વાલ્મીકિ નામના એના એ જીવે અથવા કોઈ એજ નામના બીજા જીવે, પ્રત્યેક કલ્પમાં કરવામાં આવતો એ યોગવાસિષ્ઠ નામનો ગ્રંથ પરંપરાના નાશને લીધે હાલ ભૂલી જવાયો છે, તે હવે બારમી વાર રચવામાં આવશે. એની જ કક્ષાનો બીજો પૂર્વના વ્યાસે કરેલો ભારત નામનો ગ્રંથ કે જે હાલ લોકોથી ભુલાઈ ગયો છે, તેનું પણ મને સ્મરણ છે.[૨૫।૨૬] એ ભુલાઈ ગયેલા ભારત નામના ગ્રંથને વ્યાસ નામનો એનો એ જીવ અથવા એ જ નામનો બીજો કોઈ જીવ, હવે સાતમી વાર કરશે, એ પણ હું જાણું છું.[૨૭] હે મહામુનિ! પ્રત્યેક યુગમાં વિચિત્ર ગોઠવણોવાળાં જે જે આખ્યાનો અને જે જે શાસ્ત્રો થઈ ગયાં છે, તે બધાનું મને સ્મરણ છે.[૨૮] પ્રત્યેક યુગમાં વારંવાર તેના તે થતા અને બીજા પણ થતા અનેક પદાર્થો મારા જોવામાં આવ્યા છે અને જે જે જોવામાં આવ્યા છે, તેનું પણ મને સ્મરણ છે.[૨૯] વિષ્ણુ હવે રાક્ષસોનો વિનાશ કરવાને માટે 'રામ' એ નામથી અગિયારમી વાર અવતરશે, એ મારા જાણવામાં છે. વિષ્ણુએ નૃસિંહનું રૂપ ધારણ કરીને, જેમ સિંહ હાથીને મારે તેમ ત્રણ વાર હિરણ્યકશિપુ નામના દૈત્યને માર્યો છે. હે મહામુનિ! પૃથ્વીનો ભાર ઉતારવાને માટે હવે વસુદેવ નામના યાદવને ઘેર વિષ્ણુનો સોળમી વારનો અવતાર થવાનો છે.[૩૦-૩૨] આ જગતરૂપ ભ્રાંતિ મુદ્દલ છે જ નહિ અને જો કદાચ છે, તો જળમાં પરપોટાની જેમ પરમાત્મામાં રહેલ છે.[૩૩] જેમ ચપળ તરંગ જળની અંદર જ તરત ઉત્પન્ન થાય છે અને તરત લીન થાય છે, તેમ આ અનિત્ય જગતરૂપ ભ્રાંતિ, અનુભવરૂપ આત્મામાં જ તરત ઉત્પન્ન થાય છે અને તરત લીન થઈ જાય છે.[૩૪] ઘણાં ઘણાં એકસરખી રચનાવાળાં ત્રૈલોક્યો, ઘણાં ઘણાં પરસ્પરથી વિષમ રચનાવાળાં ત્રૈલોક્યો અને ઘણાં ઘણાં પરસ્પરની સાથે અરધાં મળતાં આવે એવી રચનાવાળાં ત્રૈલોક્યો પણ મને સાંભરે છે.[૩૫] કેટલાંએક પ્રાણીઓ તેનાં તે અને તેવાં જ આચરણો કરનારાં મને

અને કેટલાંએક પ્રાણીઓ પૂર્વથી જુદાં અને તેવાં જ આચરણો કરનારાં મને સાંભરે છે.[૩૬] હે વસિષ્ઠમુનિ! પ્રત્યેક મન્વંતરમાં જગતનો ક્રમ બદલાઈ જતાં, ગોઠવણ પણ બીજી રીતની થાય છે અને તેથી પૂર્વના સઘળા પરિચિત લોકો જતા રહેતાં મારા મિત્રો પણ બીજા જ થાય છે, બંધુઓ પણ બીજા જ થાય છે, નોકરો પણ બીજા જ થાય છે અને રહેવાનાં સ્થાનો પણ બીજાં જ થાય છે.[૩૭,૩૮] કોઈ સમયે હું એકાંતમાં વિંધ્યાચળના જળવાળા પ્રદેશની અંદર માળો કરીને રહું છું, કોઈ સમયે સહ્યાદ્રિમાં રહું છું, કોઈ સમયે દર્દુરાચલમાં રહું છું;[૩૯] કોઈ સમયે હિમાલયમાં રહું છું, કોઈ સમયે મલયાચળમાં રહું છું અને કોઈ સમયે એની એ રચનાવાળો આ પર્વત થતાં આ કલ્પવૃક્ષની શાખામાં માળો બનાવીને રહું છું. હે મહામુનિ! ગણતાં જેનો અંત જ આવતો નથી, એવા કેટલાએક યુગો વીતી ગયા પછી, આ વૃક્ષ પોતાના શરીરને તજીને પાછું પૂર્વના જેવી જ શાખાઓની ગોઠવણથી ઉત્પન્ન થયું છે, માટે જૂનું થઈ ગયું નથી.[૪૦-૪૨] આ વૃક્ષ એવી ને એવી ગોઠવણથી ઉત્પન્ન થયું છે અને મારા પિતા જીવતા હતા તે સમયમાં આ વૃક્ષની જેવી શોભા હતી તેવી જ શોભા આ કલ્પમાં પણ થઈ છે.[૪૩] તેથી હું પણ પૂર્વના જેવી જ ગોઠવણ કરીને અહીં રહ્યો છું. પૂર્વે અહીં ઉત્તરદિશા પણ ન હતી અને આ પર્વત પણ હતો નહિ.[૪૪] આ ઉત્તરદિશા બીજી થઈ છે અને આ પર્વત બીજો જ થયો છે. મેં એકલાએ જ આ એકના એક દેહથી બ્રહ્માની અનેક રાત્રિઓ વિતાવી છે.[૪૫] હું ધારણાઓ કરીને નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થયા પછી જાગતાં ફરીવાર થયેલી આ સૃષ્ટિને જોઈને 'આ એનો એ મેરુ છે અને આ એનું એ વૃક્ષ છે' એ પ્રમાણે ઓળખાતાં પરમતત્ત્વમાં જ આ સૃષ્ટિ રહી છે, એમ જાણું છું. સૂર્યાદિકની ગતિઓ ઉપરથી અને નક્ષત્રોના ઉદય અને અસ્ત થવામાં તથા ફરવામાં નિયમિતપણાથી મેરુપર્વત વગેરેની દિશાઓ ઓળખી શકાય છે. કોઈ સૃષ્ટિમાં મેરુ બીજી રીતે ઉત્પન્ન થતાં તેને લીધે દિશાઓ પણ બદલાઈ જાય છે. આમ થવાને લીધે હું માનું છું કે 'આ જગત સત્ય પણ નથી તેમ અસત્ય પણ નથી; પરંતુ કેવળ બુદ્ધિના ભ્રમરૂપજ છે અને આત્માના સ્ફુરણનો ચમત્કારનો વૈભવ જ આ જગતરૂપે દેખાય છે.' સેંકડો પિતાપુત્રો, શત્રુમિત્રો અને સ્ત્રીપુરુષો થઈ ગયેલાં પણ મને સાંભરે છે. હે મુનીશ્વર! કળિયુગમાં સત્યયુગના આચારો, સત્યયુગમાં કળિયુગના આચારો તેમજ ત્રેતા અને દ્વાપરયુગમાં પણ બીજા યુગના આચારો થયેલા મને સાંભરે છે. કોઈ સમયમાં કેટલીએક સૃષ્ટિઓ વેદોને કે વેદોના અર્થોને જોતી જ ન હતી, પોતાના મન ફાવે તેવા નિયમોથી વર્તતી હતી અને પ્રતિબંધ વિનાનાં આચરણો પણ કરતી હતી તે પણ મને સાંભરે છે. બ્રહ્મા હજાર ચોકડીને અંતે સૂઈને યોગનિદ્રાના બહાનાથી પરમાત્માના ધ્યાનમાં લાગે છે ત્યારે દેવતાઓ, દૈત્યો તથા મનુષ્યોસહિત આ જગત શૂન્ય જેવું થઈ જાય છે, તે પણ મને સાંભરે છે. દશ સૃષ્ટિઓ તો માનસિક રચનાઓવાળી જ હતી, સ્થૂલ પૃથ્વીમય શરીરોથી રહિત હતી અને વાયુમય ભૂતોથી જ વ્યાપ્ત હતી, તેઓનું પણ મને સ્મરણ છે. દેશોની વિચિત્ર પ્રકારની ગોઠવણોવાળી, વિચિત્ર કાર્યોમાં વ્યાકુળ થયેલાં અનેક પ્રાણીઓથી ભરેલી અને જેઓમાં રચનાઓ, વિલાસો તથા વેષો વિચિત્ર હોય છે, એવી બ્રહ્માના દિવસોમાં થયેલી સઘળી સૃષ્ટિઓ મને સાંભરે છે.[૪૬-૫૩]

विचित्रसंस्थानविशेषदेशान्विचित्रकार्याकुलभूतकोशान् । विचित्रविन्यासविलासवेषान्स्मराम्यहं ब्रह्मदिनेष्वशेषान् ॥ ५३ ॥

સર્ગ ૨૨ મો સમાપ્ત

## સર્ગ ૨૩ મો×

### મૃત્યુ કોને બાધ નથી કરતું?

॥ वसिष्ठ उवाच ॥

**अथासौ वायसश्रेष्ठो जिज्ञासार्थमिदं मया।**
**भूयः पृष्टो महाबाहो कल्पवृक्षलताग्रके ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્ર! પછી મેં વધારે જાણવાને માટે કલ્પવૃક્ષની લતાના છેડા પર રહેલા એ કાગડાઓમાં ઉત્તમ ભુશુંડને ફરીવાર પૂછ્યું કે, 'હે પક્ષીઓના રાજાધિરાજ! જગતના કોશમાં ફર્યા કરતા અને વ્યવહાર કરનારા લોકોને પણ મૃત્યુ નડે નહિ એવો કોઈ ઉપાય છે કે?[૧,૨]

ભુશુંડ બોલ્યોઃ–હે મહારાજ! તમે સર્વજ્ઞ હોવાથી સઘળું જાણો છો; છતાં જાણે તમને જાણવાની જિજ્ઞાસા હોય તેમ મને પૂછો છો. મહાત્મા પુરુષો પ્રશ્નદ્વારા પોતાના દાસની ચાતુરીને પ્રખ્યાત કરવાને માટે જ દાસને મોઢેથી વાત કરાવે છે; તો પણ આપે મને જ પૂછ્યું તેનો હું ઉત્તર આપું છું; કેમકે મહાત્માઓની આજ્ઞાને માથે ચઢાવવી, એ જ મહાત્માઓની મુખ્ય સેવા છે. દોષોરૂપી મોતીઓથી પરોવાયેલી વાસનારૂપ દોરી, જેના હૃદયમાં ગૂંથાયેલી હોય નહિ તે પુરુષને મૃત્યુ નડતું નથી. ચિંતાઓ કે જેઓ સઘળી દેહરૂપી લતાને પણ નામના જીવડાની પેઠે કોતરી નાખે છે અને દેહરૂપી વૃક્ષને કાપી નાખનારાં નિઃશ્વાસોરૂપી કરવતોને ઉત્પન્ન કરે છે, તે સર્વ જેને ભેદે નહિ, તે પુરુષને મૃત્યુ બાધ કરતું નથી.[૩-૬] શરીરરૂપી ઝાડના કોતરમાં રહેનારી અને માથે ચિંતાઓરૂપી ફણાને ધરનારી, આશાઓરૂપી નાગણીઓ જેના અંતઃકરણમાં દાહ ઉત્પન્ન કરે નહિ, તે પુરુષને મૃત્યુ નડતું નથી.[૭] રાગદ્વેષરૂપી ઝેરથી ભરપૂર અને મનરૂપી રાફડામાં રહેનારો લોભરૂપી સર્પ જેને કરડે નહિ, તે પુરુષને મૃત્યુ નડતું નથી. શરીરરૂપી સમુદ્રમાં રહેનારો અને વિવેકરૂપી સઘળા જળને પીનારો ક્રોધરૂપી વડવાગ્નિ જેને બાળે નહિ, તેને મૃત્યુ નડતું નથી.[૮,૯] જેમ ઘાણી તલના મોટા ઢગલાને પણ કચરીને પીલી નાખે છે, તેમ કામદેવ જેને વ્યાકુળ કરીને પીલે નહિ, તે પુરુષને મૃત્યુ નડી શકતું નથી.[૧૦] પરમ પવિત્ર અને નિર્મળ એક પરમ પદમાં જ જેના ચિત્તને શાંતિ મળી હોય, તે પુરુષને મૃત્યુ નડી શકતું નથી.[૧૧] શરીરરૂપી વનખંડમાં રહેનારો અને વારંવાર ફર્યા કરતો મનરૂપી વાંદરો ચંચળતાને તજી દે, તે માણસને મૃત્યુ બાધ કરી શકતું નથી.[૧૨] હે મહારાજ ચિત્ત જો સમાધિવાળું થયું હોય, તો સંસારરૂપી વ્યાધિને ઉત્પન્ન કરનારા એ સઘળા મોટા દોષો તે ચિત્તને જરા પણ ગભરાવી શકતા નથી.[૧૩] ચિંતાઓથી તથા વ્યાધિઓથી ઊઠતાં અને મોટા મોટા ભ્રમોને ઉત્પન્ન કરનારાં દુઃખો સમાધિવાળા ચિત્તને-

× આ ત્રેવીસમા સર્ગમાં જે દોષોનો ત્યાગ કરવાથી માણસને મૃત્યુ નડતું નથી અને મન સર્વદા જેમાં સ્થિર કરી રાખવું જોઈએ તે સઘળું કહેવાશે.

વિવાણુ થયું હોય તે માણસને પ્રકાશવાળાં અને ગુણોવાળાં સઘળાં મોટાં મોટાં સુખો પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે.[૧૮,૧૯] જે લાભ પરિણામમાં હિતકારી છે, સત્ય છે, અવિચળ રહેનાર છે, ભ્રાંતિથી રહિત છે અને ભોગોની તૃષ્ણાને ઉત્પન્ન થવા દેતો જ નથી તે આત્મલાભમાં જ મનને તત્પર રાખવું જોઈએ. ચિત્તને અતિ વિહ્વળ કરી દેનારા મહામલિન દ્વૈતરૂપી પિશાચની દૃષ્ટિ જેના ઉપર પડતી જ નથી, તે સુખમાં જ મનને તત્પર કરવું જોઈએ. જે વસ્તુ આદિમાં સુખકારી આરંભવાળી છે, મધ્યમાં પણ મધુર છે, અંતમાં પણ સઘળાં દુઃખોનું નિવારણ કરનાર છે અને લાંબા કાળ સુધી અતિ શાંતિ આપનાર છે, તે વસ્તુમાં જ મનને તત્પર કરવું જોઈએ.[૨૦-૨૨] જે સુખ અંત વિનાનું છે, મનને હિતકર છે, સત્ય છે, આદિમાં, મધ્યમાં તથા અંતમાં પણ એકસરખું છે; અને સઘળા સાધુઓએ સેવેલું છે, તે સુખમાં જ (આત્મસુખમાં જ) મનને તત્પર કરવું જોઈએ. જે સૌભાગ્ય બુદ્ધિને મોટું અજવાળું આપનાર છે, પ્રથમ છે, પરમ અમૃતરૂપ છે અને સર્વોત્તમ છે, તે સૌભાગ્યમાં જ (નિત્ય નિરતિશય આનંદમાં જ) મનને તત્પર કરવું જોઈએ. સ્વર્ગ કે જેમાં દેવતાઓ, રાહુ આદિ અસુરો, ગંધર્વો, વિદ્યાધરો, કિન્નરો અને અપ્સરાઓ વસે છે, તેમાં પણ કોઈ સુખ અતિ સ્થિર રહેનારું કે સારું નથી.[૨૩-૨૫] વૃક્ષો, રાજાઓ, પર્વતો, નગરો ને સમુદ્રોવાળા ભૂતળમાં પણ કોઈ સુખ અતિ સ્થિર રહેનારું કે સારું નથી.[૨૬] જેમાં નાગો, અસુરોના સમૂહો અને અસુરોની સ્ત્રીઓના સમૂહો વસે છે, એવા સઘળા પાતાળમાં પણ કોઈ સુખ અતિ સ્થિર રહેનારું કે સારું નથી.[૨૭] સ્વર્ગ, અંતરિક્ષ, પાતાળો અને દિશાઓવાળા આ સઘળા જગતમાં પણ કોઈ સુખ સારી પેઠે સ્થિર રહેનારું કે સારું નથી. -ચિંતાઓથી તથા રોગોથી ચપળતા ધરાવનારી અને દુઃખોના સમૂહોથી જ ઘેરાયેલી નિત્ય તુચ્છ ક્રિયાઓથી પણ કાંઈ સ્થિર કે સારું સુખ મળે એમ નથી.[૨૮,૨૯] બુદ્ધિના વિકારોરૂપ, ચિત્તને ચપળ કરનારી અને સમય પર ચિત્તને આનંદ પણ આપનારી ચિંતાઓથી પણ સ્થિર કે સારું સુખ મળે એમ નથી.[૩૦] પોતાના સંકલ્પવિકલ્પો કે જેઓ ચંચળ છે અને મનરૂપી ક્ષીરસાગરને ક્ષોભ આપવામાં મંદરાચળ જેવા છે, તેઓથી પણ કાંઈ સ્થિર કે સારું સુખ મળે એમ નથી.[૩૧] ઇન્દ્રિયો વગેરેની વિચિત્ર ચેષ્ટાઓ કે, જેઓ નિરંતર જવા-આવવાના સ્વભાવવાળી છે અને તલવારની તીક્ષ્ણ ધાર જેવી છે, તેઓથી પણ કશું સ્થિર કે સારું સુખ મળે એમ નથી.[૩૨] પૃથ્વીનું ચક્રવર્તી રાજ્ય પણ સારું નથી, બૃહસ્પતિપણું કે ઇન્દ્રપણું ઇત્યાદિ પણ સારું નથી અને પાતાળનું મોટું રાજ્ય પણ સારું નથી; કેમકે વિવેકી પુરુષોનું મન એમાં ક્યાંય પણ વિશ્રાંતિ પામતું નથી. મોટાં મોટાં શાસ્ત્રોનો વિચાર કરવામાં કુશળ પાંડિત્ય પણ સારું નથી, પરાયાં કાર્યોનું વિવેચન કરવાનું સામર્થ્ય પણ સારું નથી અને ઉત્તમ ઉત્તમ કથાઓનું વર્ણન કરવાનું સામર્થ્ય પણ સારું નથી; કેમકે વિવેકી પુરુષોનું મન એમાં ક્યાંય પણ વિશ્રાંતિ પામતું નથી. લાંબા કાળ સુધીનું જીવન, કે જે ઘણી ચિંતાઓથી ભરપૂર હોય છે, તે પણ સારું નથી, મરણ કે જે એક જાતનું મોટું મૂઢપણું છે તે પણ સારું નથી અને નરકવાસ કે સ્વર્ગવાસ પણ સારાં નથી, કેમકે વિવેકી પુરુષોનું મન એમાં ક્યાંય પણ વિશ્રાંતિ પામતું નથી. આ પ્રમાણે વિચાર કરતાં વિવેકી પુરુષને જગતના વિવિધ પ્રકારના ક્રમોમાંથી કોઈ પણ ક્રમ રમણીય લાગતો નથી; કેમકે સઘળા ક્રમો મતિને મૂઢ કરનારા છે. મૂઢ મતિવાળા માણસને જ જગતના ક્રમો રમણીય લાગે છે. જે પદાર્થ અત્યંત અનિત્ય સમજાયો હોય, તેમાં મહાત્મા પુરુષોને સદાની

વિશ્રાંતિ કેમ જ પ્રાપ્ત થાય ?[૩૩-૩૬]

इति विविधजगत्क्रमाः समस्ताः खलु मतिमूढतया नरस्य रम्याः। चलतरकलनाहिते पदार्थे कथमुपयांति चिरस्थितिं महांतः ॥३६॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'સમાધાનસંકલ્પનિરાકરણ' એ નામનો સર્ગ ૨૩ મો સમાપ્ત**

## सर्ग २४ मो×

## દેહમાંની નાડીઓ અને ચક્ર વગેરેનું વર્ણન

एकैव केवला दृष्टिर्निरापाया गतभ्रमा।
विद्यते सर्वविद्येषु सर्वश्रेष्ठा समुन्नता ॥ १ ॥

ભુશુંડ બોલ્યો:-હે વસિષ્ઠમુનિ ! સઘળાં જ્ઞાનોમાં એક બ્રહ્મવિદ્યા જ અવિનાશી ફળને આપનારી, ભ્રાંતિ વગરની અને ઊંચાઈવાળી હોવાથી સઘળા અંશોમાં શ્રેષ્ઠ છે.[૧] સાક્ષાત્કાર-પર્યંત આત્મવિચારજ સઘળાં દુઃખોનો અંત કરનાર છે અને લાંબા કાળથી પ્રાપ્ત થયેલા સંસારરૂપી ખરાબ સ્વપ્નના ભ્રમને હરનાર છે.[૨] એક આત્મચિંતા જ નિષ્કલંક છે; જ્યાં મન પણ પહોંચતું નથી, એવા મોટા માર્ગમાં (નિરતિશય આનંદમાં) વિચરનારી છે. સઘળાં દુ ખોનો તથા ચિંતા આદિ અનર્થોનો વિનાશ કરનારી છે.[૩] જેમ ચાંદનીથી અંધકારનો સારી રીતે નાશ થાય છે, તેમ આત્મચિંતાથી સઘળા અનર્થોનો અંત સારી રીતે થાય છે.[૪] હે વસિષ્ઠમુનિ! જેમાં કાંઈ પણ સંકલ્પ હોતો નથી એવી અને શ્રેષ્ઠ કોટિમાં રહેલી એ આત્મચિંતા, આપના જેવાઓથી સહેજે પામી શકાય એવી છે અને અમારા જેવાઓથી તે કોઈ રીતે પામી શકાય એવી નથી.[૫] અમારા જેવા સામાન્ય બુદ્ધિવાળા પ્રાણીઓ તો છેલ્લામાં છેલ્લી કોટિમાં રહેલા અને સઘળી કલ્પનાઓથી પર એ આત્મચિંતનરૂપ પદને શી રીતે પામી શકે ? હે મહામુનિ ! એ આત્મચિંતારૂપી મહારાણીની કેટલીક સખીઓ છે,[૬] કે જેઓ વિજ્ઞાનરૂપી ચંદ્રના પ્રકાશથી શીતળ છે અને થોડાક અંશમાં આત્મચિંતા જેવી જ છે. આત્મચિંતાનું સમાનપણું ધરાવનારી આત્મચિંતાની કેટલીએક સખીઓમાંની એક પ્રાણચિંતા નામની સખી કે જે સઘળાં દુ ખોનો નાશ કરનારી છે, સઘળાં સૌભાગ્યોને વધારનારી છે અને જીવનના કારણરૂપ છે તેનો મેં આશ્રય કર્યો છે.[૭,૮]

વસિષ્ઠ બોલ્યા:-હે રામચંદ્રજી ! એ પ્રમાણે તે કાકભુશુંડનું બોલવું સાંભળીને મેં પછી પ્રાણચિંતાનો વિષય મારા જાણવામાં છતાં પણ કૌતુકને લીધે ધીરજથી એ કાકભુશુંડને પૂછ્યું કે, 'હે સઘળા સંશયોનું છેદન કરનારા અને અત્યંત લાંબા કાળ સુધી જીવનારા મહાત્મા મુનિ ! તમે જે પ્રાણચિંતા કહી તે કેવા પ્રકારની હોય છે ? એ મને સારી રીતે જણાવો.[૯-૧૧]

ભુશુંડ બોલ્યો:-હે વસિષ્ઠમુનિ ! તમે સઘળાં વેદાંતોને જાણો છો તથા સઘળા સંશયોને દૂર કરનાર છો, તે છતાં મને કાગડાને પૂછો છો; માટે હું ધારું છું કે, મારી મશ્કરી કરવા માટે જ પૂછો છો અથવા તમારી પાસેથી પ્રાણચિંતાનો વિષય વિશેષ રીતે જાણવા માટે હું તમારા પ્રશ્નોના ઉત્તર આપું છું, એમાં મને શી હાનિ છે ?[૧૨] જેથી મને લાંબા કાળ સુધીનું જીવન મળ્યું છે અને આત્મલાભ થયો છે એવી પ્રાણચિંતા વિષે તમને જણાવું છું તે સાંભળો.[૧૩] હે મહામુનિ ! આ દેહરૂપી સર્વાંગસુંદર ઘરને જુઓ, કે જે ઘર વાત, પિત્ત તથા કફરૂપી મોટા થાંભલાઓવાળું છે, મુખ આદિ નવ દ્વારવાળું છે,[૧૪] લિંગશરીરરૂપી સ્ત્રીવાળા તથા લિંગશરીરરૂપી કુટુંબવાળા અહંકારરૂપી ગૃહસ્થે ચારે બાજુ

× આ ચોવીસમા સર્ગમાં દેહની નાડીઓના ક્રમસહિત અને ૭ ચક્રોના રહસ્યસહિત પ્રાણચિંતાનું વર્ણન કરવામાં આવશે.

પાળેલું છે;[૧૫] કાનની બૂટીરૂપ અગાશીઓવાળું છે, કેશોરૂપી છાજવાળું છે, નેત્રોરૂપી મોટાં ગોખોવાળું છે, કે જેનો તમે સાક્ષીરૂપે અનુભવ કરો છો. તે મોંઢારૂપી પ્રધાન દ્વારવાળું છે, હાથ તથા પડખાંઓરૂપી ખંડોવાળું છે, દાંતોની પંક્તિઓરૂપ બોરસલ્લીની માળાઓથી શણગારેલી દ્વારની કોતરવાળું છે;[૧૬,૧૭] સર્વદા આંખ, જીભ તેમજ ચામડી આદિ દ્વારપાળોવાળું છે, લિંગશરીરદ્વારા, સર્વત્ર ફેલાયેલા આત્મપ્રકાશથી વ્યાપ્ત છે, વિશેષે કરીને આંખોની કીકીઓરૂપ આગલા ગોખોમાં બેસનારા જીવરૂપી સ્વામીવાળું છે;[૧૮] રુધિર, માંસ તથા વસાના લેપવાળું છે, નાડીઓરૂપી દોરડાંઓના સમૂહવાળું છે, જાડાં હાડકાંરૂપે કાષ્ઠોથી બંધાયેલું છે અને તેથી જ મજબૂત તથા સારી રીતે ગોઠવાયેલું રહેનાર છે. હે મહામુનિ! આ દેહની અંદર ડાબા પડખામાં ઇડા નામની કોમળ સૂક્ષ્મ નાડી રહેલી છે અને જમણા પડખામાં પિંગલા નામની કોમળ સૂક્ષ્મ નાડી રહેલી છે. એ બે નાડીઓ સૂક્ષ્મ હોવાથી આખા દેહમાં પ્રગટ નથી (પણ નાકના પુટોમાં પ્રાણના સંચારરૂપ ચિહ્નથી જણાય છે). હૃદયમાં કોમળ, એકબીજાની સાથે મળતાં ફૂમળાં પત્રોવાળાં, હાડકાંથી તથા માંસથી ગોઠવાયેલાં અને ઊંચી નાળોવાળાં કમળોની ત્રણ જોડીઓરૂપ ત્રણ યંત્રો છે. એ કમળોની પાંખડીઓ સઘળા દેહના આકાશમાં ફરતા નિઃશ્વાસરૂપ(બહારથી અંદર જતા શ્વાસ)વાયુના અમૃતના સિંચનથી જરાક ઊઘડે છે અને ઉચ્છ્વાસ(અંદરથી બહાર જતા શ્વાસ)રૂપ વાયુથી જરાક બિડાઈ જાય છે—અર્થાત્ પ્રાણવાયુથી (ઉચ્છ્વાસથી) ઘેરાઈને જરાક સંકોચાઈ જાય છે અને અપાનવાયુથી (નિઃશ્વાસથી) ઘેરાઈને જરાક ઊઘડે છે. પ્રત્યેક ઉચ્છ્વાસમાં તેઓનું જરાક બિડાવું થાય છે અને પ્રત્યેક નિઃશ્વાસમાં તેઓનું જરાક ઊઘડવું થાય છે. જેમ અરણ્યમાં લતાનાં પાંદડાં હાલતાં, વાયુ ચારેબાજુ વધે છે, તેમ હૃદયકમળોની પાંખડીઓ ડોલતાં અંદરનો વાયુ વધે છે. વૃદ્ધિ પામેલો એ વાયુ નીચે તથા ઊંચે રહેલી નાડીઓમાં અનેક પ્રકારનાં પોતાનાં સ્થાન કરીને આ દેહમાં પસરે છે.[૧૯–૨૪] એ હૃદયનો વાયુ એ પ્રમાણે જુદાં જુદાં ઠેકાણે સ્થાન કરીને જુદા જુદા પ્રકારની ચેષ્ટાઓ કરે છે, કે જે ચેષ્ટાઓ ઉપરથી વિદ્વાન લોકોએ તેને પ્રાણ, અપાન તથા સમાન આદિ જુદાં જુદાં નામો આપેલાં છે.[૨૫] જેમ ચંદ્રના બિંબમાંથી કિરણો ઊંચે તથા નીચે ફેલાય છે, તેમ હૃદયકમળનાં એ ત્રણ યંત્રોમાંથી સઘળી પ્રાણશક્તિઓ દેહમાં ઊંચે તથા નીચે ફેલાયેલી છે. એ પ્રાણશક્તિઓ અન્નરસને દેહમાં ફેલાવવા માટે જાય છે, આવે છે, ખેંચે છે, હરે છે, વિહાર કરે છે, ઊંચી ચડે છે અને નીચે પણ ઊતરે છે.[૨૬,૨૭] હૃદયકમળોમાં રહેલા એ વાયુને પંડિતો 'પ્રાણ' કહે છે. એ પ્રાણની કોઈ શક્તિ નેત્રોને ઉઘાડ—મીંચ કરાવે છે, કોઈ શક્તિ સ્પર્શનું ગ્રહણ કરે છે, કોઈ શક્તિ ગંધનું ગ્રહણ કરે છે, કોઈ શક્તિ અન્નને પચાવે છે અને કોઈ શક્તિ વચનોને બોલે છે. ઝાઝું શું કહું? ટૂંકામાં એટલું જ સમજવાનું છે કે, જેમ યંત્રનો સૂત્રધાર યંત્રમાં રહેલી દરેક ક્રિયા ચલાવે છે, તેમ એ મહાસમર્થ પ્રાણવાયુ શરીરમાં સઘળી ક્રિયાઓ કરે છે.[૨૮–૩૦] તેમાં ઉચ્છ્વાસ અને નિઃશ્વાસ એ નામના બે પવનો કે જેઓ 'પ્રાણ તથા અપાન' એ નામોથી પ્રખ્યાત છે અને પ્રકટ છે, તેઓમાં ઉચ્છ્વાસ અંદરથી ઉપર આવે છે અને નિઃશ્વાસ ઉપરથી અંદર જાય છે. હે મહામુનિ! એ બે પવનો કે જે અનુક્રમે ઉષ્ણ તથા શીતળ છે, સર્વદા દેહરૂપી આકાશમાં ખેપો કર્યા કરે છે, દેહરૂપી મોટા યંત્રને ચલાવ્યા કરે છે, એમ કરતાં છતાં પણ શ્રમથી રહિત જ રહે છે, હૃદયરૂપી આકાશમાં અનુક્રમે સૂર્યનું તથા ચંદ્રનું કામ કરે છે, અનુક્રમે અગ્નિસ્વરૂપ તથા ચંદ્ર-

સ્વરૂપ છે, શરીરરૂપી નગરનું પાલન કરનારા મનના રથનાં પૈડાંઓરૂપ છે અને અહંકારરૂપી રાજાને વખાણના યોગ્ય પ્યારા ઘોડાઓરૂપ છે, તેઓની ગતિને હું સર્વદા અનુસરી રહ્યો છું. (જેમ ઉચ્છ્વાસ તથા નિઃશ્વાસ એ પાપથી અને વિષયોમાં આસક્તિથી રહિત છે, તેમ પાપથી અને વિષયોમાં આસક્તિથી રહિત રહેવું અને 'સમષ્ટિપ્રાણરૂપ હું છું' એવી ધારણા કરવી, એ તેમની ગતિને અનુસરીને રહેના બરાબર સમજવું.) હે વસિષ્ઠમુનિ! એ ઉચ્છ્વાસ અને નિશ્વાસ નામના શરીર સંબંધી બે પવનો કે જેઓ શરીર ટકતાં સુધી એકધારી રીતે રહે છે; અને જાગ્રતમાં, સ્વપ્નમાં તથા સુષુપ્તિમાં સર્વદા સમરૂપે જ રહે છે, તેઓની ગતિને હું અનુસર્યા કરું છું; તેથી જેમ સુષુપ્તિમાં રહેલાના દિવસો પસાર થાય તેમ મારા દિવસો પસાર થાય છે.[૩૧-૩૬] એમની નાડીઓમાં ગતિ હોય છે, તો પણ કમલનાળના તંતુના એક નાના ટુકડાના હજારમા ટુકડાથી પણ અતિ સૂક્ષ્મ હોવાને લીધે, માંડ જણાય એવી છે. હે મહાત્મા વસિષ્ઠમુનિ! નિરંતર ચાલ્યા કરતા એ હૃદયના પવનોની ગતિ, જે શ્રુતિઓમાં વર્ણવેલી છે, તેને અનુસરવામાં આવે તો પુરુષ મનમાં સર્વદા આનંદ અનુભવે છે, મૃત્યુના પાશથી મુક્ત થાય છે અને કદી પણ આ સંસારમાં ફરીવાર જન્મતો નથી.[૩૭।૩૮]

अविरतगतयोर्गतिं विदित्वा हृदि मरुतोर-
नुसृत्य चोदितां ताम्। न पुनरिह हि जायते
महात्मन् मुदितमनाः पुरुषः प्रणष्टपाशः ॥२८॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'પ્રાણવિચારણ' એ નામનો સર્ગ ૨૪ મો સમાપ્ત**



## સર્ગ ૨૫ મો×

### પ્રાણ-અપાનની ગતિ અને પ્રાણાયામ ઉપાસનવિધિ

॥ वसिष्ठ उवाच ॥

इत्थं स कथयन् पक्षी पृष्टस्तत्र पुनर्मया।
कीदृशी प्राणवातस्य गतिरित्येव राघव ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ-હે રામચંદ્રજી! એ પ્રમાણે ભાષણ કરતા તે ભુશુંડ પક્ષીને, મેં ફરીવાર તે તે વિષયમાં પૂછ્યુ કે, 'પ્રાણવાયુની ગતિ કેવી હોય છે?'[૧]

ભુશુંડ બોલ્યોઃ-હે વસિષ્ઠમુનિ! તમે સઘળું જાણો છો, છતાં પણ લીલાથી મને શા માટે પૂછો છો? આપ મને લીલાથી પૂછો છો તો પણ આપના પૂછવાથી હું ઉત્તર આપું છું.[૨] પ્રાણની ગતિના વિષયમાં મારું વચન સાંભળો. એ પવન સર્વદા ચલનશક્તિવાળો અને સર્વદા ગતિ કરનારો છે. બહારના તથા અંદરના અનેક વિભાગોવાળા આ દેહમાંથી ઉપર ગતિ કરનારો જે પવન (ઉચ્છ્વાસ) છે, તે પ્રાણ કહેવાય છે.[૩] બહારના તથા અંદરના અનેક વિભાગોવાળા આ દેહમાં બહારથી પાછો મોઢામાં પેસીને જે અંદર ગતિ કરનારો પવન (નિઃશ્વાસ) છે, તે અપાન કહેવાય છે. એ અપાન પણ સર્વદા ચલનશક્તિવાળો અને સર્વદા ગતિવાળો છે. જાગ્રતમાં, સ્વપ્નમાં અને સુષુપ્તિમાં પણ એ ઉચ્છ્વાસ તથા નિશ્વાસોની ગતિથી યત્ન વગર જ જે રીતે ઉત્તમ પ્રાણાયામો થયા કરે છે, તે રીતને હું લોકોના કલ્યાણને માટે જણાવું છુ, તે સાંભળો. કશો યત્ન કર્યા વગર પોતાની મેળે જ હૃદયકમળોની ગુહાઓમાંથી પવન ઉચ્છ્વાસરૂપે બહાર

× આ પચીસમા સર્ગમા ઉચ્છ્વાસની તથા નિઃશ્વાસની ગતિઓમા રેચક આદિ પ્રાણાયામોની કલ્પના કરવામા આવશે, અને એ બન્ને પવનનો જેમાથી જન્મ થાય છે તથા જેમાં લય થાય છે, તે બન્નનુ પણ વર્ણન કરવામા આવશે

નીકળવા તૈયાર થાય છે અને તેથી અંદરનું આકાશ ખાલી થાય છે, તેને ધીર પુરુષો રેચક પ્રાણાયામ કહે છે. ઉચ્છ્વાસ મુખ વગેરેમાંથી બહાર નીકળી નીચે બાર આંગળ સુધીના પ્રદેશને દબાવે છે અને તેથી બહારના આકાશનો પ્રદેશ પુરાઈ જાય છે, તેને ધીર પુરુષો પૂરક પ્રાણાયામ કહે છે. એની રીતે જ બહારથી યત્ન વગર જ નિઃશ્વાસ અંદર પેસે છે તેથી અંદરના આકાશનો પ્રદેશ પુરાઈ જાય છે, તેને પણ ધીર પુરુષો પૂરક પ્રાણાયામ કહે છે. બહારથી અંદર આવેલો નિઃશ્વાસ પૂરો થયા પછી જ્યાં સુધીમાં ઉચ્છ્વાસ હૃદયમાં ઉદય પામ્યો ન હોય, ત્યાં સુધીની અવસ્થા કુંભક કહેવાય છે, કે જે યોગીઓના અનુભવમાં આવે છે.[૪-૯] બહાર પણ રેચક, કુંભક અને પૂરક, એ રીતે પ્રયત્ન વિના જ પ્રાણાયામની ત્રણ અવસ્થાઓ થાય છે. નાકની ટોચથી બહારનો બાર આંગળ સુધીનો નીચેનો પ્રદેશ, કે જે નિઃશ્વાસને આવવાનું સ્થાન છે, તેમાં પણ સર્વદા યત્ન વગર જ પૂરક, કુંભક તથા રેચક નામના ત્રણ સ્વભાવો થવાનું વિદ્વાન લોકોએ જ કહ્યું છે; તે જણાવું છું, તેને તમે સાંભળો. બાર આંગળના પ્રદેશના છેડામાંથી જ નિઃશ્વાસ નામનો પવન ઉદય પામે છે, તે પવનની બહારના પ્રદેશમાં થતી પૂરક આદિ અવસ્થાઓનું નીચે પ્રમાણે ચિંતન કરવું. નાસિકાના અગ્રથી બહાર બાર આંગળ સુધીના નીચેના આકાશમાં જે બારમા આંગળનો છેડો નાસિકાની ટોચની સામો હોય છે, તેમાં માટીની અંદર રહેલા પણ નહિ ઉત્પન્ન થયેલા ઘડાની પેઠે, નિઃશ્વાસની જ સ્થિતિ હોય છે, તેને વિદ્વાનો કુંભક કહે છે. હૃદયમાંથી બહાર નીકળતા ઉચ્છ્વાસની નાસિકાની ટોચ સુધી જ ગતિ થાય છે, તેને યોગી લોકો પહેલો બાહ્યપૂરક કહે છે અને નાસિકાની ટોચમાંથી નીકળેલા ઉચ્છ્વાસની બાર આંગળ સુધીના પ્રદેશમાં જ ગતિ થાય છે, તેને યોગીલોકો બીજો બાહ્યપૂરક કહે છે. ઉચ્છ્વાસ નાસિકાની ટોચમાંથી બહાર નીકળી બાર આંગળને છેડે અસ્ત પામ્યા પછી, જ્યાં સુધીમાં નિઃશ્વાસ ઉદય પામ્યો ન હોય ત્યાં સુધીમાં પૂર્ણ સ્થિતિવાળો કુંભક થાય છે, એમ યોગી લોકો કહે છે. નિઃશ્વાસની નીચે બારમા આંગળના છેડામાં ચલનથી પહેલી ક્ષણમાં જ ગતિ માટે તૈયારી થાય છે, તેને યોગી લોકો બાહ્યરેચક કહે છે. નિઃશ્વાસનું બારમા આંગળના છેડામાંથી ઊઠીને જ પુષ્ટરૂપપણું થાય છે, તેને યોગી લોકો અપાનનો બીજા પ્રકારનો પૂરક કહે છે.[૧૦-૧૮] આ ઉચ્છ્વાસના તથા નિઃશ્વાસના બહાર તથા અંદર જે નિરંતર કુંભક આદિ સ્વભાવો થયા કરે છે, તેઓની ઉપાસના કરવામાં આવે તો ફરી વાર જન્મ થતો નથી. હે મોટી બુદ્ધિવાળા વસિષ્ઠમુનિ ! મેં પ્રાણ–અપાનના જે આ દશ સ્વભાવો કહ્યા, તેઓનું રાત્રિદિવસ અનુસંધાન કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે.[૧૯,૨૦] સ્વાભાવિક રીતે અત્યંત ચંચળતાવાળા આ દશ સ્વભાવોના સ્મરણનો ચાલતાં, બેસતાં, જાગતાં અને સૂતાં પણ અભ્યાસ રાખવામાં આવે તો, સમય પ્રાપ્ત થતાં પવનની ગતિ બંધ પણ કરી શકાય છે. આ કુંભક આદિ સ્વભાવોનું બુદ્ધિથી સારી પેઠે સ્મરણ રાખવામાં આવે તો, જે કાંઈ કરવામાં આવે, કે જે કાંઈ ભોગવવામાં આવે, તેમાં પોતાને કશું કર્તા–ભોક્તાપણું પ્રાપ્ત થતું નથી. આ પ્રાણચિંતનના કામમાં વળગી રહેનારું મન, બહારના વિષયોને પોતાની મેળે જ છોડતું જાય છે. તેથી કેટલેક દિવસે પોતાની મેળેજ કેવળપદની પ્રાપ્તિ થાય છે. જેમ બ્રાહ્મણ કૂતરાના ચામડાના વાસણમાં ભરેલા દૂધ વગેરેમાં રુચિ કરતો નથી, તેમ આ પ્રાણચિંતનનો અભ્યાસ કરનારા પુરુષનું મન બહારના વિષયોમાં રુચિ કરતું નથી. જે વિદ્વાનો આ પ્રાણચિંતનનો અભ્યાસ રાખીને રહે છે, તેઓ શોકથી રહિત જ થઈ ચૂક્યા છે; અને જે કાંઈ પામવાનું છે તેને સંપૂર્ણ રીતે

પામી ચૂક્યા છે, એમ સમજવું. બેસતાં, ચાલતાં, ઊઠતાં, સૂતાં ને જાગતાં પ્રાણચિંતનનો અભ્યાસ રાખવામાં આવે, તો બંધન પ્રાપ્ત થતું નથી. પ્રાણચિંતનના અભ્યાસથી જેઓને બોધ પ્રાપ્ત થયો હોય છે, એવા પુરુષોનું ચિત્ત મોહથી અને મેલથી રહિત અને સ્વસ્થ થઇને પ્રત્યક્ષ આત્મામાં જ રહે છે. યોગી પ્રાણચિંતન કરવાના પ્રભાવથી સારી રીતે સ્વસ્થ થઇને સુખી રહે છે. હે વસિષ્ઠમુનિ ! હૃદયમાં રહેલા કમળપત્રમાંથી પ્રાણના ઉચ્છ્વાસનો ઉદય થાય છે અને એ પ્રાણ બહાર નીકળીને બાર આંગળના પ્રદેશના છેડામાં અસ્ત પામે છે. અપાનનો( નિઃશ્વાસનો ) ઉદય બહારના બારમા આંગળના છેડામાંથી થાય છે અને હૃદયમાં રહેલા કમળમાં તેનો અસ્ત થાય છે. બારમા આંગળના છેડા સુધીના આકાશમાં જ્યાં પ્રાણ અસ્ત પામે છે, ત્યાંથી તરત જ અપાન ઉદય પામે છે.[२१–३१] પ્રાણ અગ્નિની શિખાની જેમ બહારના આકાશ તરફ ચાલ્યા કરે છે અને અપાન હૃદયના આકાશ તરફ નીચા પ્રદેશમાં જળની પેઠે ચાલ્યા કરે છે.[३२] અપાનરૂપ ચંદ્રમા બહારથી આવીને દેહને સંતોષ અને શાન્તિ આપે છે અને પ્રાણરૂપ સૂર્ય અથવા અગ્નિ શરીરના અંદરના ભાગને તપાવે છે. પ્રાણરૂપ ઉત્તમ સૂર્ય, પ્રત્યેક ક્ષણમાં હૃદયના આકાશને તપાવીને પછી મોઢાના આગળના આકાશને તપાવે છે. અપાનરૂપ ચંદ્રમા મોઢાના આગળના ભાગને ભીંજવી દઇને, પછી તરત જ હૃદયના આકાશને ભીંજવી દે છે. અપાનરૂપ ચંદ્રના છેલ્લા ભાગને પ્રાણરૂપી સૂર્ય જે ઠેકાણે (હાર્દબ્રહ્મમાં) ગળી જાય છે, તે પદને પામવાથી ફરીવાર શોક કરવો પડતો નથી.[३३–३६] પ્રાણરૂપ સૂર્યના છેલ્લા ભાગને અપાનરૂપી ચંદ્રમા જે ઠેકાણે (બારમા આંગળના છેડાના આકાશરૂપ બ્રહ્મમાં) ગળી જાય છે, તે પદને પામીને મનુષ્યને પાછો જન્મ મળતો નથી. પ્રાણ જ અંદરના તથા બહારના આકાશમાં સૂર્યપણાને પામીને, પાછો પોતે જ આનંદ આપનારા ચંદ્રપણાને પ્રાપ્ત થાય છે;[३७,३८] અને એ પ્રાણ જ શરીરને ઉત્સાહ આપનારા ચંદ્રપણાને તજી દઇને ક્ષણમાત્રમાં શોષણ કરનારા સૂર્યપણાને પ્રાપ્ત થાય છે. અર્થાત્ પ્રાણપણું અને અપાનપણું એ એક પવનના જ ધર્મો છે.[३९] પ્રાણ ઉષ્ણપણાને તજીને જ્યાં સુધી શીતપણાને પામ્યો હોય નહિ ત્યાં સુધી વચલી અવસ્થામાં દેહથી બહાર પ્રાણનો લય થવાને લીધે આત્માના નિર્દેહપણું, નિષ્ક્રિયપણું અને મનરહિતપણું ઇત્યાદિ વાસ્તવિક સ્વભાવો વિચારી શકાય છે; અને એ વિચારને લીધે, દેશ–કાળની મર્યાદા વિનાના આત્મામાં પ્રતિષ્ઠા પામેલા યોગીને શોક કરવો પડતો નથી. હૃદયની અંદર જેમાં પ્રાણના તથા અપાનના નિત્ય ઉદય–અસ્તો થયા કરે છે, એવું જે મનનું અધિષ્ઠાન (બ્રહ્મ) છે, તે જો જાણવામાં આવે તો મન ફરીવાર ઉત્પન્ન થતું નથી. હૃદયમાં પ્રાણના, અપાનના, તેમના ઉદય તથા અસ્તોના અને તેમના જવાના અધિષ્ઠાનભૂત જે સ્વયંપ્રકાશ દેવ (આત્મા) છે, તેને જોનારા પુરુષને દેખતો સમજવો, બીજા પુરુષોને તો આંધળા જ છે એમ સમજવું. બહારનો અંધકાર ઓછો થાય અથવા ન થાય, તો પણ તેથી કશું થતું નથી; માટે હૃદયના અંધકારનો જ નાશ કરવો જોઇએ, કે જેથી મુક્તિ પ્રાપ્ત થાય છે. બહારનો અંધકાર ઓછો થાય તો કેવળ જગતનો જ પ્રકાશ થાય છે, પણ જો હૃદયનો અંધકાર નાશ પામે તો આત્મસ્વરૂપનો પ્રકાશ થાય છે; જેથી હૃદયના અંધકારનો નાશ થાય તે વસ્તુને જાણવાથી મુક્તિ મળે છે. પ્રથમ યત્નપૂર્વક પ્રાણરૂપી સૂર્યના ઉદયનું અને અસ્તનું અવલોકન કરવું જોઇએ. હૃદયકમળની ગુફામાં જ્યાં અપાનરૂપી ચંદ્ર અસ્ત પામે છે, તે જ સ્થાનમાંથી બહાર આવતો પ્રાણરૂપી સૂર્ય ઉદય પામે છે. જેમ છાયા અસ્ત પામતાં તે જ સ્થળમાં તુરત તડકો ઉદય પામે છે, તેમ અપાન

અસ્ત પામતાં, તે જ સ્થળમાંથી ( હૃદયકમળમાંથી ) પ્રાણ ઉદય પામે છે. જેમ તડકો ચારે બાજુ નાશ પામતાં તરત જ છાયા ઉદય પામે છે, તેમ પ્રાણ બહારના પ્રદેશમાં અસ્ત પામતાં, ક્ષણમાત્રમાં અપાન ઉદય પામે છે. હે મહામુનિ! પ્રાણની જન્મભૂમિમાં અપાન નાશ પામે છે અને અપાનની જન્મભૂમિમાં પ્રાણ નાશ પામે છે એમ સમજવું.[૪૦–૪૯] પ્રાણ અસ્ત પામતાં અને અપાનનો ઉદય થતાં બહારના પ્રદેશમાં જે કુંભક થાય છે, તેનું લાંબા કાળ સુધી અવલંબન કરવામાં આવે અર્થાત્ અપાનનો ઉદય રોકવામાં આવે તો ફરીવાર શોક કરવો પડતો નથી. અપાન અસ્ત પામતાં અને પ્રાણ ઉદય પામતાં અંદરના પ્રદેશમાં જે કુંભક થાય છે, તેનું લાંબા કાળ સુધી અવલંબન કરવામાં આવે; અર્થાત્ પ્રાણને ઉદય પામતો રોકવામાં આવે તો ફરીવાર શોક કરવો પડતો નથી. અપાનના ઉદયના સ્થાનથી દૂર ભાગમાં પ્રાણનો જે રેચક થાય છે તેનો આધાર લઈ પ્રાણને સંપૂર્ણ ખાલી કરી નાખતાં સ્વચ્છ કુંભકનો અભ્યાસ કરવામાં આવે તો ફરીવાર પરિતાપ પ્રાપ્ત થતો નથી.[૫૨–૧૦] અપાન બહારના પ્રદેશને ખાલી કરીને અંદર પેસતાં પ્રાણની ગતિથી પહેલાં દેહની અંદર જે પૂરક થાય છે તેની ઉપાસના કરવામાં આવે તો પણ ફરીવાર જન્મ લેવો પડતો નથી. પ્રાણ અને અપાન એ બન્ને જેની અંદર લય પામે છે, તે શાંત આત્મરૂપ પદનું અવલંબન કરવામાં આવે તો ફરીવાર પરિતાપ પ્રાપ્ત થતો નથી. અપાન પ્રાણનું ભક્ષણ કરી જતાં અથવા પ્રાણ અપાનનું ભક્ષણ કરી જતાં—અર્થાત્ બહાર અથવા અંદર તેઓની વચલી અવસ્થામાં દેશકાળ આદિ સઘળું ચૈતન્યસ્વરૂપ જ થઈ જાય છે, તેનું અનુસંધાન કરવામાં આવે તો ફરીવાર શોક કરવો પડતો નથી અને મન ફરીવાર ઉત્પન્ન જ થતું નથી. જે અંદરના સ્થળમાં પ્રાણ અપાનને ગળી જાય છે અથવા જે બહારના સ્થળમાં અપાન પ્રાણને ગળી જાય છે, તે બન્ને સ્થળમાં દેશ તથા કાળ નાશ પામે છે તેનો વિચાર કરી જુઓ. પ્રાણનો અસ્ત થયા પછી અપાનના ઉદય વગરની જે ક્ષણ રહે છે, તે પ્રયત્ન વિના જ મળેલ બહારનો ઉત્તમ કુંભક છે અને અપાનનો અસ્ત થયા પછી પ્રાણના ઉદય વગરની જે ક્ષણ રહે છે, તે પ્રયત્ન વિના જ મળેલ અંદરનો ઉત્તમ કુંભક છે એમ યોગીઓએ નિશ્ચય કરેલો છે. એ કુંભકજ આત્માનું રૂપ છે, એ કુંભકજ શુદ્ધ પરમ ચૈતન્ય છે, એ કુંભકજ સર્વનું અધિષ્ઠાનરૂપ છે અને એ કુંભકને પામીને જ ફરીવાર શોક કરવો પડતો નથી.[૫૩–૬૦] (જેમ પુષ્પની અંદર સુગંધ રહે છે તેમ પ્રાણની અંદર રહેલ (પ્રાણના અધિષ્ઠાનરૂપ ) અને પ્રાણથી પણ રહિત તથા અપાનથી પણ રહિત એવા ચૈતન્યરૂપ આત્માની ઉપાસના કરીએ છીએ.)[૧] જેમ જળની અંદર રસ રહે છે તેમ અપાનની અંદર રહેલા ( અપાનના અધિષ્ઠાનરૂપ ) અને પ્રાણથી પણ રહિત તથા અપાનથી પણ રહિત એવા ચૈતન્યરૂપ આત્માની ઉપાસના કરીએ છીએ.[૬૨] ચિદાત્મા કે જે પ્રાણના તથા અપાનના નાશ થયા પછી પણ રહે છે અને પ્રાણના તથા અપાનના મધ્યરૂપ પણ છે, તેનું અનુસંધાન કરીએ છીએ.[૬૩] ચિદાત્મા કે જે પ્રાણના પણ પ્રાણરૂપ છે, જીવના પણ પરમ જીવનરૂપ છે અને દેહાદિકને પોતામાં રાખનાર છે, તેનું અનુસંધાન કરીએ છીએ. ચિદાત્મા કે જે વાસ્તવિક સત્ય છે, મનના પણ મનરૂપ છે, બુદ્ધિના પણ બુદ્ધિરૂપ છે અને અહંકારના પણ અહંકારરૂપ છે, તેનું અનુસંધાન કરીએ છીએ.[૬૪,૬૫] જેમાં સઘળું રહ્યું છે, જેથી સઘળું થયું છે, જે સઘળારૂપ છે, જે સર્વ સ્થળમાં રહેલ છે અને જે સર્વમય છે તથા નિત્ય છે, તે ચૈતન્યતત્ત્વનું અનુસંધાન કરીએ છીએ. ચૈતન્યતત્ત્વ કે જે પ્રકાશના પણ પ્રકાશરૂપ છે, પવિત્ર છે, સઘળી પવિત્ર વસ્તુઓને પણ પવિત્ર

કરનાર છે અને મન તથા બુદ્ધિ આદિ વિકારો થતાં પણ પોતાના સ્વભાવમાંથી ભ્રષ્ટ થતું જ નથી, તેનું અનુસંધાન કરીએ છીએ.[૧૬-૧૭] જે ચૈતન્યતત્ત્વ અપાન અસ્ત પામતાં પ્રાણ ઉદય ન પામ્યો હોય તે ક્ષણમાં દેશકાલાદિકની કલ્પના-ઓરૂપી કલંકથી રહિત પ્રતીત થાય છે, તેનું અનુસંધાન કરીએ છીએ.[૧૮] જે ચૈતન્યતત્ત્વ પ્રાણ અસ્ત પામતાં અપાન ઉદય ન પામ્યો હોય તે ક્ષણમાં–અર્થાત્ સંધિકાળમાં ઉપાધિરહિત જણાઈ રહે છે, તેનું અનુસંધાન કરીએ છીએ. જે ચૈતન્યતત્ત્વ કે જેમાં પ્રાણનો પણ અસ્ત થાય છે, અપાનનો પણ અસ્ત થાય છે અને જેમાં પ્રાણ કે અપાન મુદ્દલ ઉત્પન્ન જ થયા નથી, તેનું અનુસંધાન કરીએ છીએ.[૧૯] અંદર રહેલું પ્રાણનું ઠેકાણું તથા બહાર રહેલું અપાનનું ઠેકાણું કે જેઓ યોગીઓને વિચારના સ્થાનરૂપ છે, તેઓના અધિષ્ઠાનભૂત ચૈતન્યતત્ત્વનું અનુસંધાન કરીએ છીએ. જે ચૈતન્યતત્ત્વ પ્રાણ નામની તથા અપાન નામની ઉપાધિઓરૂપ રથમાં ચઢેલું છતાં સર્વદા મર્યાદા વિનાનું છે, સર્વદા પ્રાણની શોષણ કરવાની તથા અપાનની આહ્લાદ કરવાની શક્તિરૂપ છે અને એવી જ રીતે સઘળાં કારણોની શક્તિરૂપ છે, તેનું અનુસંધાન કરીએ છીએ. જે ચૈતન્યતત્ત્વરૂપ દેવ હૃદયમાં તથા બહાર પ્રાણના અને અપાનના કુંભકરૂપ છે અને રેચકરૂપે તથા પૂરકરૂપે વિવર્ત પામે છે, તેનું અનુસંધાન કરીએ છીએ. જે ચૈતન્યતત્ત્વ પ્રાણના તથા અપાનના ચલનમાં નિમિત્તરૂપ છે, તેઓની સત્તા-રૂપ તથા સ્ફુરણરૂપ છે, સઘળાં રૂપોથી રહિત છે અને પ્રાણના ચિંતનથી મેળવી શકાય છે, તેનું અનુસંધાન કરીએ છીએ. જે ચૈતન્યતત્ત્વ પ્રાણ-વાયુના ચલનરૂપ છે, ઇન્દ્રિયોની વિષયોમાં ગતિ-ના તથા વિષયોના ઉપભોગના કારણરૂપ છે અને સઘળાં કારણોના પણ કારણરૂપ છે, તેનું અનુસં-ધાન કરીએ છીએ. જે સર્વોત્તમ મુખ્ય પદ સઘળી કલ્પનાઓરૂપી કલંકોથી રહિત છે, આરોપની દૃષ્ટિથી જોતાં સર્વદા સઘળી કલ્પનાઓથી વ્યાપ્ત છે, યથાર્થ અનુભવરૂપ નિરતિશય ઐશ્વર્યવાળું છે અને જેને સઘળા દેવતાઓ પણ પ્રણામ કરે છે, તેનું હું સર્વદા ઉપાસન કરું છું.[૭૦-૭૫]

यदखिलकलनाकलङ्कहीनं परिवलितं च सदा कलागणेन। स्वनुभवविभवं पदं तदग्र्यं सकलसुरप्रणतं परं प्रपद्ये ॥ ७५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'સમાધિવર્ણન' એ નામનો સર્ગ ૨૫ મો સમાપ્ત**

## સર્ગ ૨૬ મો*

### ભુશુંડ ચિરંજીવી હોવાનાં કારણો

॥ भुशुंड उवाच ॥

एषा हि चित्तविश्रांतिर्मया प्राणसमाधिना।
क्रमेणानेन संप्राप्ता स्वयमात्मनि निर्मले ॥ १ ॥

ભુશુંડ બોલ્યો:–હે વસિષ્ઠમુનિ! મેં જે કહ્યો એ ક્રમથી પ્રાણચિંતન કરીને તેના પ્રભાવથી આપોઆપ નિર્મળ આત્મામાં ચિત્તની વિશ્રાંતિ મેળવી છે. એ વિશ્રાંતિનો આશ્રય લઈને હું રહ્યો છું, તેથી મેરુપર્વતનું ચલન થતાં પણ ક્ષણમાત્ર પણ હું ચલિત થતો નથી. જતાં, ઊડતાં, જાગતાં અને સૂતાં પણ મારી એ આત્મામાં ચિત્તની વિશ્રાંતિરૂપ સમાધિ કદી પણ ચલિત થતી નથી. ચંચળ અને ઇષ્ટ–અનિષ્ટરૂપ જગતની સ્થિતિઓ ગમે તેવી પ્રાપ્ત થતાં છતાં પણ હું વિક્ષેપરહિત જ રહું છું, અંતર્મુખ જ રહું છું અને સ્વચ્છંદ-પણે પોતાથી પોતામાં જ રહું છું.[૧-૪] કોઈ સમયે સઘળા જગતનો વાયુ રોકાઈ જતાં પણ અને ગંગા આદિ મહાનદીઓના પ્રવાહો અટકી જતાં પણ આ સમાધિનો ભંગ થયો હોય, તેનું મને સ્મરણ નથી.[૫] હે મહાતપસ્વી! ઉચ્છ્વાસ તથા

* આ છવીસમા સર્ગમાં ભુશુંડ પોતાના ચિરં-જીવીપણાનાં કારણો કહી સંભળાવશે.

નિઃશ્વાસની ગતિને અનુસરવાથી અને પરમાત્માના અવલોકનથી હું શોક વગરના આદ્ય-પદને પામેલો છું. મહાપ્રલયથી માંડીને પ્રાણીઓની જે જે ઊથલ-પાથલ થયાં કરે છે, તેઓને ધીરજથી જોયા કરતો હું આજ દિવસ સુધી જીવું છું.[૬-૭] હું કદી પણ ભૂતનું કે ભવિષ્યનું ચિંતન કરતો નથી; પણ મનથી કેવળ વર્તમાન સ્વભાવવાળું અખંડિત સાક્ષીપણું રાખીને રહ્યા કરું છું, આવી પડેલાં જરૂરી કાર્યોમાં પણ કોઈ જાતની ફળની ઇચ્છા નહિ રાખતાં નિરભિમાનપણાને લીધે કેવળ સુષુપ્ત જેવી બુદ્ધિથી વર્તું છું, ઉદય-અસ્તોથી ભરેલી તથા અનેક કર્તવ્ય-અકર્તવ્યોવાળી આ સંસારની ચિંતાને ત્યાજ્ય ગણીને હું આત્મામાં જ રહું છું અને નિર્વિઘ્નપણે લાંબા કાળથી જીવ્યા કરું છું. ઉચ્છ્વાસની તથા નિઃશ્વાસની સંધિમાં સ્પષ્ટ પ્રકાશતા બ્રહ્મનું જ અનુસંધાન કર્યા કરતો હું પોતાની મેળે પોતામાં જ સંતુષ્ટ રહું છું અને વિઘ્નરહિત થઈને લાંબા કાળથી જીવ્યા કરું છું. 'આજ મને આ મળ્યું અને હવે પછી અમુક ઉત્તમ વસ્તુ મેળવીશ' એવી રીતની ચિંતા મને કદી પણ થતી નથી, તેથી હું લાંબો કાળ થયાં વિઘ્નરહિત થઇને જીવ્યા કરું છું. હું પોતાના અથવા પરાયા કોઈ પદાર્થને ક્યાંય કદી પણ વખાણતો નથી કે નિંદતો પણ નથી, તેથી લાંબા જીવનને પામ્યો છું.[૮-૧૩] સર્વદા મારું મન સમતામાં જ રહેનારું હોવાને લીધે સુખની પ્રાપ્તિમાં રાજી થતું નથી અને દુઃખની પ્રાપ્તિમાં ખેદ પણ પામતું નથી, તેથી હું લાંબા જીવનને પામ્યો છું.[૧૪] સર્વદા સઘળી રીતે પરમ ત્યાગનું અવલંબન કરીને મેં જીવનના આગ્રહ વગેરેને પણ છોડી દીધેલ છે, તેથી હું ચિરંજીવી થયો છું.[૧૫] હે વસિષ્ઠમુનિ ! મારું મન ચપળતાથી રહિત છે, શોક વગરનું જ રહે છે, સ્વસ્થ છે, સમાધિવાળું છે અને શાંત છે, તેથી વિઘ્નરહિત થઇને જીવું છું. હું સર્વ સ્થળમાં કાષ્ઠને, સ્ત્રીને, પર્વતને, ખડને, અગ્નિને, હિમને અને આકાશને બ્રહ્મરૂપ જ દેખું છું, તેથી વિઘ્નરહિત થઇને જીવું છું. 'આજ મને શું મળ્યું અને પાછું સવારે મને શું મળશે' એવી રીતનો ચિંતારૂપી જ્વર મને નથી, તેથી હું વિઘ્નરહિત થઇને જીવું છું. વૃદ્ધાવસ્થા, મરણથી અને દુઃખથી હું બીતો નથી અને રાજ્યની પ્રાપ્તિ જેવાં સુખોથી રાજી પણ થતો નથી, તેથી વિઘ્નરહિત થઇને જીવું છું.[૧૬-૧૯] હે વસિષ્ઠમુનિ ! 'આ બંધુ છે, આ શત્રુ છે, આ મારો છે અને આ પારકો છે' એવું કાંઈ હું જાણતો નથી તેથી લાંબો કાળ થયાં જીવું છું અને મને કંઈ રોગ આદિ જેવું નથી.[૨૦] ચૈતન્ય કે જે સર્વરૂપ છે, સર્વ પદાર્થોના અધિષ્ઠાનરૂપ છે, આદિથી તથા અંતથી રહિત છે અને જેમાં દુઃખનું નામ નથી, તે હું છું, એમ જાણું છું, તેથી વિઘ્નરહિત થઈને જીવું છું.[૨૧] હું આહાર કરતાં, વિહાર કરતાં, બેસતાં, ઊઠતાં, ઉચ્છ્વાસ લેતાં કે સૂતાં પણ 'હું દેહ છું' એમ જાણતો નથી, તેથી ચિરંજીવી છું.[૨૨] સુષુપ્તની પેઠે રહેલો હું, આ સંસાર સંબંધી કાર્યને 'જાણે ન જ હોય' એવું જાણું છું, તેથી વિઘ્નરહિત થઈને જીવું છું. પોતપોતાના સમય પ્રમાણે પ્રાપ્ત થયેલા અર્થ અને અનર્થને શરીરમાં રહેલા બે હાથની જેમ સમાન જ ગણું છું, તેથી વિઘ્નરહિત થઈને જીવું છું.[૨૩,૨૪] ચલિત થાય નહિ એવી મનની સ્થિર શક્તિથી અને સર્વ પ્રાણીઓને પોતાસમાન જોવારૂપ સર્વોત્તમ સ્નેહદૃષ્ટિથી, સર્વ સ્થળમાં સરળ રીતે જ જોયા કરું છું, તેથી વિઘ્નરહિત થઈને જીવું છું.[૨૫] અહંકારરૂપી કાદવને તજી દેવાને લીધે, પગથી તે માથા સુધીના આ દેહમાં મને મમતા નથી, તેથી મોજમજા કરું છું. હું જો કે શરીરથી કર્તા-ભોક્તા છું, તો પણ જે કરું છું તથા જે ભોગવું છું, તેમાં અહંતા-મમતાને તજી દેવાથી મારું મન અકર્તાપણાને અને

અભોક્તાપણાને સ્વીકારે છે, તેથી હું નિશ્ચિંતપણે જીવું છું. હે વસિષ્ઠમુનિ! હું જ્યારે જ્યારે કાંઇક જાણું છું, ત્યારે ત્યારે પણ મારી બુદ્ધિ ઉદ્ધતપણાને પ્રાપ્ત થતી નથી, તેથી હું વિઘ્નરહિત થઇને જીવું છું. હું સમર્થ છતાં પણ કોઈને દબાવતો નથી, કોઇએ પરિતાપ કર્યો છતાં પણ સહનશીલપણાને લીધે શોક કરતો નથી અને દરિદ્ર છતાં પણ કશું ઇચ્છતો નથી, તેથી વિઘ્નરહિત થઇને જીવું છું.[૨૬,૨૯] આ શરીર, કે જે ચેતન જેવું જણાય છે, તેમાં પણ ચિદાત્મા ઉપર જ દૃષ્ટિ રાખું છું અને તે ચિદાત્મા સર્વ પ્રાણીઓમાં સમાન હોવાને લીધે, હું સર્વ પ્રાણીઓના આત્મારૂપ થઇને સર્વ પ્રાણીઓને પોતાના શરીર જેવાં જોઉં છું, તેથી વિઘ્નરહિત થઈને જીવું છું.[૩૦] હું સમાધિ લઈને, આશાઓરૂપી પાશોથી પ્રેરાયેલી ચિત્તની વૃત્તિને અંદર પ્રવેશ કરવા જ દેતો નથી, તેથી વિઘ્નરહિત થઇને જીવું છું.[૩૧] હું બહારના વિષયોમાં સુષુપ્ત જેવો રહીને, જગતને મિથ્યાભૂત ધાર્યા કરું છું અને હૃદયમાં જાગ્રત રહીને આત્માની સત્તાને હસ્તામલકની જેમ જોયા કરું છું, તેથી ચિરંજીવી છું.[૩૨] જીર્ણ થયેલા, તૂટેલા, શિથિલ, ક્ષીણ, ક્ષોભ પામેલા અને ક્ષય પામેલાને પણ, હું નિર્વિકાર આત્મતત્ત્વ માત્ર જ દેખું છું, તેથી વિઘ્નરહિત થઇને જીવું છું. લોકોને સુખિયા દેખીને સુખી થાઉં છું, દુખિયા દેખીને દુઃખી થાઉં છું અને સર્વના પ્રિય મિત્ર જેવો થઈને રહું છું, તેથી વિઘ્નરહિત થઈને જીવું છું. હું વિપત્તિને સમયે અચળ ધૈર્યવાળો રહું છું, સંપત્તિના સમયમાં સઘળા જગતનો મિત્ર રહું છું અને ગમે તેવા ઉદય તથા અસ્તો થાય તો પણ આગ્રહથી રહિત જ રહું છું, તેથી વિઘ્નરહિત થઈને જીવ્યા કરું છું.[૩૩,૩૫] હું દેહ નથી, બીજો કોઈ મારો નથી અને હું બીજા કોઇનો નથી, એવા પ્રકારની ભાવના અને નિરંતર રહ્યા કરે છે, તેથી હું વિઘ્નરહિત થઈને જીવું છું.[૩૬] 'જગત, આકાશ દેશ, કાલ અને ક્રિયા પણ હું છું' એવા પ્રકારની મને સર્વ પદાર્થમાં પણ આત્મપણાની બુદ્ધિ રહે છે, તેથી હું વિઘ્નરહિત થઈને જીવું છું. 'ઘડો, વસ્ત્ર, આકાશ, વન, ગાડું અને જે કાંઈ છે તે સઘળું ચૈતન્ય છે' એવા પ્રકારનો મારો ભાવ છે, તેથી હું વિઘ્નરહિત થઈને જીવું છું. હે મુનિઓમાં શ્રેષ્ઠ વસિષ્ઠ ઋષિ! ત્રૈલોક્યરૂપી કમળમાં ભ્રમરની જેમ રહેલો હું ભુશુંડ નામનો કાગડો, ઉપર કહેલાં કારણોથી ચિરંજીવી રહ્યો છું.[૩૭,૩૯] આ બ્રહ્મરૂપી સમુદ્રમાં ત્રણ જગતો તરંગરૂપ છે, જે પ્રગટ થાય છે, રહે છે અને લીન થાય છે, તેવાં તેવાં વિચિત્ર સ્વરૂપો છે. આ તરંગો વારંવાર મોટા થઈને લય પામે છે અને ફરી પાછા પ્રગટ થાય છે, એ જગતનું ઉત્થાન અને લય, હું સમાધિ ધારણ કરીને જોયા કરું છું.[૪૦]

महार्णवे विलुलितं त्रिजगत्तरंगमुत्पादनाद्यभिभवेन विभिन्नरूपम् । आलीनमुन्नमितमाकुलदृश्यदृश्यमालोकयन् प्रकलयंश्च चिरं स्थितोऽस्मि

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ચિરંજીવિતહેતુકથન' એ નામનો સર્ગ ૨૬ મો સમાપ્ત

## સર્ગ ૨૭ મો*

### ભુશુંડના આખ્યાનની સમાપ્તિ

॥ भुशुंड उवाच ॥

एतत्ते कथितं ब्रह्मन् यथास्मि यदिहास्मि च ।
त्वदाज्ञामात्रसिद्ध्यर्थं धाष्टर्येन ज्ञानपारग ॥ १ ॥

ભુશુંડ બોલ્યોઃ-જ્ઞાનના પારને પહોંચેલા હે વસિષ્ઠમુનિ! હું જે પ્રકારથી જીવું છું અને વાસ્તવિક રીતે જે છું, એ સઘળું કેવળ તમારી

* આ સત્તાવીસમા સર્ગમાં ભુશુંડની પ્રશંસા, ભુશુંડે કરેલું વસિષ્ઠનું પૂજન અને વસિષ્ઠનું આકાશમાર્ગથી પોતાના લોકમાં જવું એ વર્ણન આવશે.

આજ્ઞાને પાળવા માટે મેં ધીરપણાથી તમને કહી સંભળાવ્યું છે.[૧]

વસિષ્ઠ બોલ્યા:–હે મહારાજ! તમે પોતાનો વૃત્તાંત જે પ્રકટ કર્યો તે અતિ વિચિત્ર છે, અમારા જેવાને કાનના આભૂષણરૂપ છે અને અત્યંત વિસ્મય આપનારો છે.[૨] આપ કે જે મહાત્મા છો, અત્યંત ચિરંજીવી છો અને તેથી જાણે બીજા બ્રહ્મા હોય એવા જણાવ છો; તેમનાં જેમને દર્શન થાય તેઓ પણ ભાગ્યશાળી ગણાય[૩] અને તેમની દૃષ્ટિઓ પણ ભાગ્યશાળી ગણાય. બુદ્ધિને પવિત્ર કરે એવો આપનો યથાર્થ વૃત્તાંત, આપે સંપૂર્ણ રીતે મને કહી સંભળાવ્યો.[૪] હું સઘળી દિશાઓમાં ફર્યો છું અને મેં દેવતાઓની પણ વિભૂતિઓ જોયેલી છે; પરંતુ આ જગતમાં આપના જેવો કોઈ પણ મહાત્મા મેં જોયો નથી.[૫] આ જગતમાં ફરતાં ફરતાં જવલ્લે જ કોઈ મહાત્મા મળી આવે છે; પરંતુ આપના જેવો પ્રૌઢ મહાત્મા તો ક્યાંય મળે એમ નથી. જેમ કોઈક જ વાંસના વનમાં મોતી ઉત્પન્ન થાય છે, તેમ જગતના કોઈક જ સ્થળમાં આપ જેવા મહાત્મા જોવામાં આવે છે. મેં શરીરવાળા છતાં શરીરના અભિનિવેશ વગરના આપનાં દર્શન કર્યાં છે; તેથી હું ધારું છું કે, આજ મેં મોટામાં મોટું શુભ કાર્ય કર્યું છે.[૬–૮] આપનું કલ્યાણ થાઓ. હવે આપ સુખેથી આપનાં સુંદર સ્થાનમાં પ્રવેશ કરો. મધ્યાહ્નનો સમય થયો છે, તેથી હું મધ્યાહ્ન સંબંધી કર્મો કરવાને માટે, મારા સ્થાનમાં (સપ્તર્ષિઓના લોકમાં) જાઉં છું.[૯]

હે રામચંદ્રજી! એ પ્રમાણે મારાં વચનો સાંભળીને એ ભુશુંડે ઊઠીને સંકલ્પમાત્રથી ઉત્પન્ન થયેલા બે હાથ વડે કલ્પવૃક્ષમાંથી સુવર્ણમય પાત્ર લીધું. પછી પૂર્ણબુદ્ધિવાળા એ ભુશુંડે તે પાત્રને જળથી ભરીને તેમાં કલ્પવૃક્ષની લતાઓનાં પુષ્પો, કેસરાઓ ને હિમ જેવાં ધોળાં મોતીઓ નાખ્યાં. જેમ શંકરનું પૂજન કરવામાં આવતું હતું, તે રીતે તે ચિરંજીવી મુનિએ, તે અર્ધ્ય, પાદ્ય અને પુષ્પોથી ભક્તિપૂર્વક પગથી તે માથા સુધી મારુ પૂજન કર્યું. પછી 'આપે મને વળાવવા આવવાનો પરિશ્રમ લેવો નહિ' એમ બોલતો બોલતો હું આસન ઉપરથી ઊઠ્યો અને પક્ષીની પેઠે આકાશમાં ચાલ્યો; તો પણ આકાશમાં યોજન સુધી મારી પાછળ આવેલા એ ભુશુંડને મેં મારા હાથ વડે તેમના હાથ પકડીને બળાત્કારથી અટકાવ્યા. હું ક્ષણમાત્રમાં જ આકાશના માર્ગમાં અદૃશ્ય થઈ જતાં એ કાકભુશુંડ ત્યાંથી પાછા વળી ગયા. સજ્જનોનો સમાગમ છોડવાના સમયમાં બહુ ખેદ થાય એ સ્વાભાવિક જ છે. જેમ તરંગો સમુદ્રના જુદા જુદા પ્રદેશોમાં અદૃશ્ય થાય છે, તેમ અમો આકાશના જુદાજુદા પ્રદેશોમાં પરસ્પરથી અદૃશ્ય થયા. પછી હું કે જેના મનમાં ભુશુંડનું સ્મરણ સતત લાગી રહ્યું હતું, તે આકાશમાર્ગે સપ્તર્ષિઓના લોકમાં જઈ સપ્તર્ષિઓને મળ્યો. ત્યાં આવ્યા પછી મારી સ્ત્રી અરુંધતીએ મારી પૂજા કરી. હે રામચંદ્રજી! સત્યયુગનાં પહેલાં બસો વર્ષ વ્યતીત થયા પછી, હું મેરુપર્વતના શિખર ઉપરના તે કલ્પવૃક્ષમાં ભુશુંડને મળ્યો હતો. હમણાં તો સત્યયુગ પૂરો થઇને ત્રેતાયુગ ચાલે છે, કે જે ત્રેતાયુગના મધ્યમાં તમે જન્મ્યા છો. એ પછી આજથી આઠમે વર્ષે એ જ પર્વતની ઉપર હું ભુશુંડને મળ્યો હતો, તે સમયે પણ ભુશુંડનું રૂપ વૃદ્ધાવસ્થા વિનાનું જ હતું. મેં આ પ્રમાણે તમને ભુશુંડનો વિચિત્ર તથા ઉત્તમ વૃત્તાંત કહી સંભળાવ્યો. હવે આ ઉપરથી મનમાં વિચાર કરીને, જે માર્ગ યોગ્ય જણાય તે માર્ગે (યોગને માર્ગે અથવા જ્ઞાનને માર્ગે) તમે ચાલો.[૧૦–૨૦]

વાલ્મીકિ બોલ્યા:–નિર્મળ બુદ્ધિવાળો જે પુરુષ આ મહાત્મા કાકભુશુંડની ઉત્તમ કથાને જગતમાં ફેલાવશે, તે પુરુષ જન્મ આદિના ભયોથી વ્યાપ્ત થયેલા વ્યાકુળ જીવોથી ભરેલી આ માયા-

રૂપ નદીને, પ્રયત્નથી આ શરીર વડે જ તરી જશે.[૨૧]

**इति सुमति भुशुंडसत्कथां यो विमलमतिः प्रविचारयिष्यतीह। भवभयबहुलाकुलास्थितां स प्रसभमसत्सरितां तरिष्यतीति ॥ २१ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'ભુશુંડોપાખ્યાનની સમાપ્તિ' એ નામનો સર્ગ ૨૭ મો સમાપ્ત**

## સર્ગ ૨૮ મો×

## દેહાદિની અનિયમિતતા અને તેમના પર થયેલી ભ્રાંતિ

॥ वसिष्ट उवाच ॥

**एवं भुशुंडवृत्तांतः कथितस्ते मयानघ। अनया प्रज्ञया तीर्णो भुशुंडो मोहसंकटात् ॥१॥**

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામચંદ્રજી ! આ પ્રમાણે ભુશુંડનો વૃત્તાંત મેં તમને કહી સંભળાવ્યો. ભુશુંડ આ બુદ્ધિ વડેજ મોહરૂપી સંકટમાંથી નીકળેલ છે. હે રામચંદ્રજી ! તમે પણ પ્રાણચિંતનના અભ્યાસથી આ દૃષ્ટિનો આશ્રય લઈ ભુશુંડની જેમ સંસારરૂપી મહાસાગરને તરી જાઓ. ભુશુંડ નિરંતરના અભ્યાસથી, ઉત્પન્ન થયેલા જ્ઞાનથી અને યોગથી જે રીતે પરમ પદને પામ્યા છે, તે રીતે તમે પણ તે પદને પામો. પ્રાણનું અને અપાનનું અવલોકન કરનારા અને બુદ્ધિને વિષયોમાં આસક્ત નહિ રાખનારા સર્વે પુરુષો, ભુશુંડની પેઠે પરમતત્ત્વમાં વિશ્રાંતિને પ્રાપ્ત થાય છે.[૨-૪] વિજ્ઞાનના આ વિચિત્ર પ્રકારો તમે સાંભળ્યા, તો હવે બુદ્ધિને સ્થિર કરીને જેમ યોગ્ય લાગે તેમ કરો.[૫]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ ! આપ કે જે પૃથ્વીના સૂર્યરૂપ છો, તેમણે જ્ઞાનરૂપી કિરણોથી મારા હૃદયમાં ઘણા જ દુષ્ટ અજ્ઞાનરૂપ સંપૂર્ણ અંધકારને નષ્ટ કરી નાખ્યો છે. હે મહારાજ ! અમે જાગ્રત છીએ, પ્રસન્ન થયા છીએ, પોતાના સ્થાનમાં પેસી ચૂક્યા છીએ અને તમારી જેમ જાણવા યોગ્ય વસ્તુને સંપૂર્ણ રીતે જાણી લઈને સ્થિર થયા છીએ.[૬-૭] અહો ગુરુ મહારાજ ! અત્યંત વિસ્મય આપનારું અને ઉત્તમ અર્થનો બોધ આપનારું ભુશુંડનું ચરિત્ર આપે કહી સંભળાવ્યું.[૮] હે મહારાજ ! આપે આ ભુશુંડના ચરિત્રમાં માંસ, ચામડી તથા અસ્થિઓથી રચાયેલું શરીરરૂપી ઘર કહ્યું, તે ઘર કોણે રચેલું છે, ક્યાંથી ઊઠેલું છે, કેવા પ્રકારની સ્થિતિ પામેલું છે અને તેમાં કોણ રહે છે ?[૯-૧૦]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામચંદ્રજી ! પરમાર્થ સમજાવવાને માટે અને સઘળા દોષોને ટાળવાને માટે હું યથાર્થ રીતે જ કહું છું, તે સાંભળો.[૧૧] હાડકાંરૂપી થાંભલાવાળું, નવ દ્વારોવાળું અને રુધિરના તથા માંસના લેપવાળું આ શરીરરૂપી ઘર કોઈએ પણ કરેલું નથી.[૧૨] 'આ શરીરરૂપી ઘર મિથ્યા આભાસ માત્ર જ છે' એવી આપણને ખાતરી થયા કરે છે, નેત્રના દોષને લીધે દેખાતા બીજા ચંદ્રના વિભ્રમ જેવું છે અને અનિર્વચનીય છે. જ્યાંસુધી બે ચંદ્ર દેખાય છે, ત્યાંસુધી ચંદ્રમાં બેપણું છેજ; પણ વાસ્તવિક રીતે ચંદ્ર એક જ છે; તે જ પ્રમાણે જેટલીવાર દેહ દેખાય છે, તેટલીવાર દેહ છે, પણ વાસ્તવિક જોતાં દેહ મિથ્યા જ છે. મિથ્યા છતાં ય તે પ્રતીત થતો હોવાથી અનિર્વચનીય કહેવાય છે. જેમ સ્વપ્નના સમયમાં સ્વપ્ન છે પણ બીજા સમયમાં તે મિથ્યા જ છે; અને જેમ પરપોટાના આકારમાં પરપોટો છે પણ બીજા સમયમાં મિથ્યા જ છે, તેમ દેહની પ્રતીતિના સમયમાં દેહ છે પણ આત્મદર્શનના સમયમાં મિથ્યા જ છે.[૧૩-૧૬] જેમ ઝાંઝવાનું પાણી પોતાની પ્રતીતિના સમયમાં છે પણ બીજા સમયમાં મિથ્યા જ છે, તેમ દેહની પ્રતીતિના સમ-

× આ અઠ્ઠાવીસમા સર્ગમાં આખ્યાયિકાનો સંબંધ, દેહનું અનિયમિતપણું અને દેહાદિકનું ભ્રાંતિમાત્રપણું કહેવામા આવશે.

યમાં દેહ છે પણ આત્મદર્શનના સમયમાં મિથ્યા જ છે.[૧૭] દેહ ઝાંઝવાનાં પાણીની પેઠે આભાસમાત્ર હોવા છતાં પણ હમણાં આ રીતે પ્રતીત થાય છે. 'આ દેહ હું છું' એવી રીતે જેણે દેહરૂપ આકારનું ગ્રહણ કર્યું છે, એવું મનન જ સંસ્કારની દૃઢતાને લીધે વારંવાર દેહરૂપે ખડું થાય છે.[૧૮] હે રામચંદ્રજી ! 'માંસથી અને હાડકાંથી ગોઠવાયેલો દેહ હું છું' એવા ભ્રમને તજી દો; કેમકે માત્ર સંકલ્પોથી ગોઠવાતા આવા આવા દેહો તો હજારો પ્રાપ્ત થાય છે. હે રામચંદ્રજી ! તમે સુખશય્યાથી શયનમાં સૂતા હોવા છતાં સ્વપ્નમાં જે દેહથી અનેક દિશાઓમાં ભમો છો, તે તમારો દેહ ક્યાં રહ્યો છે ?[૧૯-૨૦] જાગ્રતમાં મનોરાજ્યના સમયમાં, તમે જે દેહથી સ્વર્ગની અંદર અથવા મેરુપર્વતની અંદર ભમો છો, તે તમારો દેહ ક્યાં રહ્યો ?[૨૧] એક સ્વપ્નમાં વળી બીજું સ્વપ્ન થાય છે, ત્યારે તમે જે દેહથી પૃથ્વીના અનેક પ્રદેશોમાં ભમો છો, તે તમારો દેહ ક્યાં રહ્યો છે ?[૨૨] એક મનોરાજ્યમાં કલ્પાયેલા બીજા મનોરાજ્યમાં તમે જે દેહથી મોટી મોટી વૈભવોવાળી ભૂમિઓમાં ભમો છો, તે તમારો દેહ ક્યાં રહ્યો છે ? હે રામચંદ્રજી ! મનોરાજ્યમાં પ્રાપ્ત થયા કરતા, જે દેહોથી તમે જગતની વિચિત્ર ક્રિયાઓ કરો છો તે તમારા દેહો ક્યાં રહ્યા છે ?[૨૩,૨૪] સ્વપ્નમાં સંકલ્પમાત્રથી રૂપાળી લાગતી અને અનુરાગવાળી તરુણીની સાથે તમે જે દેહથી સુખ લો છો, તે તમારો દેહ ક્યાં રહ્યો છે ? હે રામચંદ્રજી ! એ સઘળા મનથી કલ્પાયેલા દેહો જેમ પ્રતીતિના સમયમાં છે, પણ બીજા સમયમાં નથી, તે પ્રમાણે તમારો મનથી જ કલ્પાયેલો આ દેહ પણ પ્રતીતિના સમયમાં છે, પણ બીજા સમયમાં નથી. તમને જેવા એ દેહો પ્રાપ્ત થાય છે, તેવા જ પ્રકારનો આ દેહ પ્રાપ્ત થયો છે. 'આ ધન છે, આ દેહ છે અને આ દેશ છે' એવા પ્રકારનો આ સઘળો વિભ્રમ ચિત્તના બળરૂપ સંકલ્પનો જ મહિમા છે.[૨૫,૨૭] હે રામચંદ્રજી ! આ સંસારને લાંબું સ્વપ્ન સમજો અથવા ચિત્તનો લાંબો વિભ્રમ સમજો[૨૮] અથવા લાંબું મનોરાજ્ય સમજો. જેમ સૂર્યનો ઉદય થતાં સઘળું સારી રીતે જોવામાં આવે છે, તેમ તમે કે જે પરમાત્મા જ છો, તેમને જ્યારે આપોઆપ જ યોગ્ય બુદ્ધિ પ્રાપ્ત થશે, ત્યારે આ સઘળો વિચાર સારી રીતે સમજવામાં આવશે જેમ સ્વપ્નના સંકલ્પોની બળને લીધે જગતની સ્થિતિ પણ કોઈ પ્રકારની જોવામાં આવે છે, તેમ સંકલ્પોની બળને લીધે આ જાગ્રત અવસ્થાના જગતની સ્થિતિ પણ કોઈ પ્રકારની જોવામાં આવે છે. જેમ મેં પૂર્વે મનની અંદર જ સંકલ્પની રચનાથી થયેલી બ્રહ્માની ઉત્પત્તિ કહેલી છે, તેવી જ આ જગતની ઉત્પત્તિ છે. વિચિત્ર સંકલ્પોવાળું મન જ જગતની રચનાના વિભ્રમને ગ્રહણ કરે છે.[૨૯-૩૨] જેમ બ્રહ્માની ઉત્પત્તિ સંકલ્પની રચનામાત્ર જ છે, તેમ આ જગતરૂપી પ્રતીતિ પણ સંકલ્પની રચના માત્ર જ છે.[૩૩] જેમ મનનો કલ્પિત આભાસ જ બ્રહ્માપણાને પામ્યો છે, તેમ પૂર્વે મરણના સમયમાં મને કલ્પી લીધેલો દેહ જ આ દેહરૂપે પ્રતીત થાય છે. પૂર્વે વાસનાના અતિશયપણાથી લાંબા કાળ સુધી પ્રવાહરૂપે, જે દેહને જેવી રીતે ચિંતવવામાં આવ્યો છે, તે દેહ તેવી આકૃતિના ઉદયથી હમણાં જોવામાં આવે છે. પુરુષપ્રયત્નથી મનને અંતર્મુખ કરીને, આત્મદર્શન કરવામાં આવે, ત્યારે આ દેહરૂપ તથા જગતરૂપ સંકલ્પ ચૈતન્યરૂપ જ થઈ રહે છે. હે રામચંદ્રજી ! જો વિપરીત સંકલ્પ કરવામાં આવે, તો વિપરીત જ થઈ જવાય છે.[૩૫] 'આ દેહ હું છું અને આ સંસાર મારો છે' એવી ભાવના કરવામાં આવે તો તેવો જ અનુભવ થાય છે. મિથ્યા પદાર્થ પણ ભાવનાની મજબૂતીને લીધે સાચો પ્રતીત થાય છે.[૩૪-૩૬] હે રામચંદ્રજી ! જેમ અત્યંત પ્રિય સ્રીની તીવ્ર વેગથી ભાવના કરવામાં આવે, તો

તે સ્રી તુરતજ સર્વત્ર જોવામાં આવે છે, તેમ જે જે વસ્તુની તીવ્ર વેગથી ભાવના કરવામાં આવે છે, તે તે વસ્તુ તુરત સર્વત્ર જોવામાં આવે છે.[૩૭] જેમ અભ્યાસ કરવામાં આવેલો દિવસનો વ્યાપાર સ્વપ્નમાં જોવામાં આવે છે, તેમ ભાવનાથી અભ્યાસ કરવામાં આવેલો આ સંસાર હમણાં જોવામાં આવે છે.[૩૮] જેમ સ્વપ્નની ભૂમિકામાં એક ક્ષણ પણ દિવસ જેવડી લાંબી લાગે છે, તેમ અલ્પકાળ સુધી રહેનારું આ જગત પણ અજ્ઞાનના કાળમાં સ્થિર લાગે છે.[૩૯] જેમ નિર્જળભૂમિનું આકાશ સૂર્યના તાપથી તપી જવાથી, નદી નહિ હોવા છતાં પણ તે જોવામાં આવે છે, તેમ આ ત્રણે લોક વિદ્યમાન નહિ હોવા છતાં પણ સંકલ્પથી જોવામાં આવે છે. જેમ દૃષ્ટિના વિકારને લીધે આકાશમાં પીછાંનો ગુચ્છ જોવામાં આવે છે, તેમ અજ્ઞાનને લીધે આ જગતની રચના જોવામાં આવે છે. જેમ નિર્વિકાર દૃષ્ટિથી જોતાં તે પીછાંનો ભારો આકાશમાં જોવામાં આવતો નથી, તેમ યોગ્ય વિચારથી જોતાં આ જગતની રચના પણ જોવામાં આવતી નથી.[૪૦-૪૨] જેમ બીકણ મનુષ્ય પણ પોતાના સંકલ્પથી કલ્પેલા મનોરાજ્યના સિંહો ઇત્યાદિથી બીતો નથી, તેમ જ્ઞાની પુરુષ પોતાના સંકલ્પથી કલ્પેલા આ સંસારથી બીતો નથી.[૪૩] જે પોતાનો આત્મા છે, તે જ હમણાં બહિર્મુખદશામાં જગતરૂપે પ્રતીત થાય છે; માટે આવી રીતની સંસારની સ્થિતિમાં શા માટે બીવું?[૪૪] જે ભય થાય છે, તે પણ આત્માથી જુદો નથી, માટે જે ડરે છે તેનું જ કાંઈક વિવેચન કરવું યોગ્ય છે. જે ડરનાર છે તેજ વિવેચનથી શુદ્ધ થાય તો, તેમાં આ જગતનો મોહ બિલકુલ જોવામાં આવતો નથી. જેમ સોનામાં ત્રાંબાની ખોટી પ્રતીતિ થતાં, સોનું ત્રાંબારૂપે દેખાય છે, પણ અગ્નિથી તપાવતાં તે દોષ દૂર થઈને સોનું જ દેખાય છે; તેમ કેવળ યથાર્થ વિચારથી શુદ્ધિ પામેલો આત્મા, ફરીથી મેલને ગ્રહણ કરતો નથી. 'આ બ્રહ્માંડ સત્ય પણ નથી અને અસત્ય પણ નથી; પરંતુ કેવળ આભાસમાત્રજ છે' એવી રીતે અન્ય કલ્પનાનો ત્યાગ કરવો એ જ યથાર્થ અવલોકન છે.[૪૫-૪૭] 'મરણ, જીવન. સ્વર્ગ, જ્ઞાન અને અજ્ઞાન, ઇત્યાદિ સઘળું ચૈતન્યરૂપ પ્રકાશથી જુદું છેજ નહિ' એવી રીતે એકતા જોવી, એ જ યોગ્ય વિચાર છે. 'તુંપણું તથા હુંપણું આદિરૂપે દેખાતો આ સંસાર અને દશે દિશાઓ, આત્માથી જુદાં નથી, પણ જે કાંઈ છે તે આત્મા જ છે' એવી રીતનો વિચાર એ જ યથાર્થ વિચાર છે.[૪૮,૪૯] આ અનિર્વચનીય સંસારમાં યથાર્થ અધિષ્ઠાનરૂપપણાનું અવલોકન કરવામાં આવે, તો મન પ્રગટ પણ થતું નથી અને તેનો નાશ પણ થતો નથી.[૫૦] સઘળા પદાર્થોના બાધિતપણાનું અને અધિષ્ઠાનરૂપે સત્યપણાનું સારી પેઠે અવલોકન કરવામાં આવે, તો મન નિષ્કામ થઈને શાંત થઈ જાય છે. મન યથાર્થ વિચાર કરે, તો તે કોઈની નિંદા પણ કરતું નથી, કોઈની સ્તુતિ પણ કરતું નથી, રાજી પણ થતું નથી અને શોક પણ કરતું નથી; પરંતુ કેવળ શીતળ સત્યપણાને (બ્રહ્માકારપણાને) પ્રાપ્ત થાય છે.[૫૨] સૌ સૌનો કાળ પ્રાપ્ત થતાં સઘળા બંધુઓ અવશ્ય મરવાના છે, માટે બંધુઓના વિયોગથી શા માટે વૃથા પરિતાપ પામો છો?[૫૩] પોતાને પણ અવશ્ય મરવું જ પડશે એવો નિશ્ચય છે, તે છતાં પોતાના મરણનો શા માટે વૃથા ભય રાખો છો?[૫૩,૫૪] જે જન્મ્યો હોય, તેને અવશ્ય કાંઈક ઉત્તમ વૈભવ વગેરે પ્રાપ્ત થાય છે, માટે હર્ષનો પણ શો અવસર છે?[૫૫] સંસારમાં વ્યવહાર કરનારા સર્વ લોકોને આપદાઓ આવેજ છે, માટે શોકનો પણ શો અવસર છે?[૫૬] આ જગતની જાળ બ્રહ્મમાં સમુદ્રના પરપોટાની જેમ વધે છે, ઉદય પામે છે અને સ્ફુરે છે, માટે તેમાંનું કાંઈ નષ્ટ થઈ જાય તો શા માટે વિલાપ કરવો?[૫૭] આ

જગત એવું તો સર્વદા મિથ્યા છે, કે કદી પણ સત્યતાને પ્રાપ્ત થતું નથી; માટે માયાના વિકારોની વિચિત્રતારૂપ, આ જગતમાં એવું બીજું શું છે, કે જેને માટે વિલાપ કરવો પડે. આપણે હમણાં પણ દેહરૂપ નથી, આગળ પણ દેહરૂપ ન હતા તથા હવે પછી પણ દેહરૂપ થઈશું નહિ; અને આ દેહ તો કેવળ વિચિત્ર ભ્રાંતિથી જ ખડો થયેલો છે, માટે દેહને માટે વૃથા પરિતાપ શા માટે કરવો ?[૫૮,૫૯] 'જો હું દેહથી અન્ય છું, તો ચૈતન્યાત્મક પ્રકાશ જ છું; માટે મને વળી જન્મ-મરણાદિ કેવાં હોય કે જેને માટે હું પરિતાપ પામું ?' એવી રીતના યથાર્થ જ્ઞાનવાળાના મનને પાકો નિશ્ચય હોય છે; માટે તેનું મન અસ્ત પામતું નથી, ઉદય પામતું નથી અને પરિતાપને પણ પ્રાપ્ત થતું નથી; પરંતુ શાંત જ રહે છે.[૬૦,૬૧] જેમ તેતર પક્ષિણી માળો બનાવવાને માટે તરણાંઓનાં મૂળમાંથી કઠણ ભાગોને તજી દઈને અણીઓને જ ગ્રહણ કરે છે, તેમ બ્રહ્મવેત્તા પુરુષ સર્વ પદાર્થોમાં બાધિત ભાગોને તજી દઈને પદાર્થોના બ્રહ્મપણાને જ સ્વીકારે છે.[૬૨] એટલા માટે બાધિત ભાગને તજી દેવાને માટે આ મિથ્યાભૂત સંસારમાં જરા પણ રુચિ રાખવી નહિ. જો રુચિ રાખવામાં આવે, તો જેમ મજબૂત દોરીથી બળદ બંધાય છે, તેમ રુચિથી જીવ બંધાઈ જાય છે.[૬૩] એટલા માટે તમારે બુદ્ધિથી 'આ સઘળો સંસાર મિથ્યા છે' એવો નિર્ણય કરીને, રુચિ વગરની બુદ્ધિથી જ સંસારમાં વિહાર કરવો. તમે કે જે મહાબુદ્ધિમાન છો, તેમણે લીલાથી જ રુચિને તથા અરુચિને પણ તજી દઈને નિષિદ્ધની ઉપેક્ષા રાખીને, જે શાસ્ત્રરીતિ પ્રમાણે કર્તવ્ય છે, તે જ કરવું. જેમ સૂર્યનો તાપ મટી જતાં, સઘળું ભુવન શીતળ થઈ જાય છે, તેમ આ સઘળું જગત આભાસમાત્ર જણાતાં પુરુષનું મન શીતળ થઈ જાય છે. સઘળા પદાર્થોમાં ... આકારોને તજી દઈને સત્તાસામાન્યરૂપનું જ અવલોકન કરો. હે મહાત્મા રામચંદ્રજી ! આ જગત આભાસમાત્ર છતાં, કેવળ ચિત્તે કરેલી વિશેષોની કલ્પનાઓથી કલંકિત થયું છે; માટે ચિત્તને પણ તજી દો, કે જેથી જગતની પ્રતીતિ જ થાય નહિ. તમને જગતની જગતરૂપે પ્રતીતિ પણ છૂટી જશે, ત્યારે તમે સર્વદા સર્વવ્યાપક, સર્વથી રહિત, અત્યંત નિર્મળ અને ચિદાકાશમય થશો.[૬૪-૬૯] 'હું દેહ નથી અને મારા આ ભોગો સાચા નથી' એવી ભાવના દૃઢ થાય, તો આ જગતરૂપી સઘળો વ્યર્થ આડંબર અનર્થ આપનારો થતો નથી; અથવા 'જે કાંઈ છે, તે સઘળું ચૈતન્ય છે અને જે ચૈતન્ય છે, તે હું છું' એવી ભાવના દૃઢ થાય, તો પણ આ જગતરૂપી સઘળો ખોટો ભપકો કંઈ નુકસાન કરતો નથી. ચૈતન્યમાં સર્વના બાધનું ચિંતન અથવા સર્વમાં ચિદ્રૂપપણાનું ચિંતન, એ બન્ને વિચારો સત્ય છે અને અત્યંત સિદ્ધિ આપનારા છે. હે રામચંદ્રજી ! આ બન્ને વિચારોમાંથી જે વિચાર તમને રમણીય જણાય, તે વિચારનો આશ્રય કરો.[૭૦-૭૨] આ બે વિચારોમાંથી ગમે તે વિચારને ગ્રહણ કરીને અથવા બન્ને વિચારોનું ફળ એકસરખું જ છે, તેથી બન્ને વિચારોને ગ્રહણ કરીને સંસારમાં વિહાર કરો અને તેમ છતાં, રાગદ્વેષનો ક્ષય કરો. હે રામચંદ્રજી ! પૃથ્વીમાં, અંતરિક્ષમાં અથવા સ્વર્ગમાં જે કાંઈ સુખાદિક છે, તે સઘળું રાગદ્વેષ દૂર થવાથી મળે છે. રાગદ્વેષથી ખરાબ થયેલી બુદ્ધિ વડે જે કાંઈ કાર્ય કરવામાં આવે, તે તે કામ મૂઢ લોકોને વિપરીત ફળ જ આપનારું છે. જેમ મૃગો દાવાનળથી બળી ગયેલી જગ્યાઓમાં રહેતાં નથી, તેમ દ્વેષરૂપી દોષનાં મોજાંઓથી રોકાયેલી ચિત્તની વૃત્તિઓમાં સદ્ગુણો, રહેતા નથી. બ્રહ્મવેત્તારૂપી કલ્પવૃક્ષ, કે જેની મનરૂપી ગુફામાં રાગ તથા દ્વેષરૂપી બે સર્પો હોતા જ નથી, તેની પાસેથી મળે નહિ એવું કયું શુભ ફળ છે ? જેઓ સમજુ, નિયમોવાળા,

ચતુર અને શાસ્ત્રોના અભ્યાસીઓ છતાં, રાગ-દ્વેષથી ભરેલા હોય છે, તેઓને શિયાળ જેવા જ ગણવા. એવા લોકોને ધિક્કાર છે. 'મારા ધનને બીજો ખાઈ ગયો અને અમુકની પાસેથી અવશ્ય લેવાનું ધન મે ગફલતથી છોડી દીધું' એવા એવા પ્રકારની વ્યવહારની ખટપટો તથા રાગ-દ્વેષના ક્રમો અત્યંત તુચ્છ જ છે. ધન, બંધુઓ તથા મિત્રો વગેરે વારંવાર આવે છે અને જાય છે, માટે વિવેકી પુરુષ એમાં શા માટે રુચિ રાખે અને શા માટે અરુચિ પણ રાખે? પ્રિય વસ્તુઓની ઉપર રુચિઓથી અને અપ્રિય વસ્તુઓની ઉપર અરુચિઓથી ફેલાયેલી આ પરમેશ્વરની માયારૂપ સઘળી સંસારની રચના, આસક્તિવાળાને અત્યંત નીચે પાડી નાખે છે. હે રામચંદ્રજી! ધન, સ્વજન અને દેહ વાસ્તવિક રીતે સત્ય નથી, પણ મિથ્યા જ છે; અને 'મારાં છે' એવી રીતે મિથ્યા જ માની લેવામાં આવ્યાં છે, એ સિદ્ધાંત છે. સઘળું જગત આદિમાં પણ નથી, અંતમાં પણ નથી અને મધ્યમાં પણ અસ્થિર છે તથા ચિંતાઓને ઉત્પન્ન કરનારું છે, માટે વિવેકી પુરુષ આદિ, મધ્ય અને અંત એ ત્રણમાંથી કયા સ્થળમાં આસક્તિ બાંધે? બીજાએ કલ્પેલા આકાશના ઝાડમાં વિવેકીને આસક્તિ થાય જ નહિ. જેમ એક પુરુષે આકાશમાં કલ્પેલી સ્ત્રીને દૂર રહેલો બીજો પુરુષ ભોગવતો હોય, તેમ સંકલ્પે કલ્પેલી આ સંસારની રચનાને, આત્મા દૂર રહેલો હોવા છતાં ભોગવે છે; માટે સંસારની રચનામાં ભમો નહિ. પ્રાણીઓની આ સઘળી ચોતરફની અને ગડબડ ભરેલી દોડાદોડ, ગંધર્વપુરની રચનાના વિલાસ બરાબર છે, એમ વિદ્વાનોએ સિદ્ધાંત કરેલો છે. આ જગત સંકલ્પના પુરની જેમ મિથ્યા જ ઊઠેલું છે અને અધિષ્ઠાન સર્વત્ર હોવાને લીધે તથા કલ્પનાનો સર્વત્ર સંભવ હોવાને લીધે, સર્વત્ર રહેલું છતાં પણ, સુષુપ્તિના જેવું શૂન્ય છે. આ નિરંતર લાગુ પડેલો જોવામાં આવતો સંસાર લાંબા સ્વપ્નના નગરના ઝાડ જેવો છે અને અજ્ઞાનરૂપી નિદ્રામાં લોટવાથી જ પ્રતીત થાય છે, એમ સમજો. તમે અહીં સંસારરૂપી સ્વપ્નમાં ભમ્યા કરો છો; માટે હવે એ ભ્રમણને મટાડવાને માટે જ લાંબી અને ધાટી અજ્ઞાનરૂપ નિદ્રાને, જેમ સારો માણસ સારી પેઠે ધન મળ્યા પછી કંગાલપણાને તજી દે છે, તેમ તજી દો. જેમ પ્રાતઃકાળમાં કમળ સૂર્યને દેખીને ખીલે છે, તેમ તમે નિર્વિકલ્પ તથા સર્વદા પ્રકાશિત ચૈતન્યરૂપ આત્માને જોઇને જાગૃત થાઓ.[૭૩-૯૦] હે મહાબાહુ રામચંદ્રજી! જાગ્રત થાઓ! જાગ્રત થાઓ! હું તમને વારંવાર સમજાવું છું. ઉપાધિરહિત આત્મારૂપ સૂર્યનું અવલોકન કરો. હે રામચંદ્રજી! મેં વરસાવેલા આ ઉત્તમ શબ્દોવાળા શીતળ જ્ઞાનરૂપ જળથી જાગૃત થઇને પરમ બોધને પ્રાપ્ત થાઓ. હમણાં જ તમને પ્રબોધ પ્રાપ્ત થવો જોઇએ. આ જગતરૂપી ખોટા ભ્રમને તજી દઈને, સત્યનું અવલોકન કરો.[૯૧-૯૩] તમને જન્મ, દુઃખ, દોષો અને ભ્રમ એમાંનું કાંઈ પણ નથી. સઘળા સંકલ્પોને તજી દઇને, તમે આત્મામાં જ સ્થિર રહો.[૯૪] હે મહાત્મા રામચંદ્રજી! તમે કલ્પનામય દોષોના જાળથી મુક્ત થયા છો અને સુષુપ્તિની પેઠે નિર્વિક્ષેપ દૃષ્ટિવાળા થયા છો; માટે સર્વદા વ્યાપક અને અપરોક્ષ બ્રહ્મરૂપ જ છો; તો હવે અત્યંત શુદ્ધિને માટે એ ઉપશમરૂપ પોતાના સ્વરૂપમાં જ સમાધિ લઈને રહો.[૯૫]

परिगलितविकल्पदोषजालस्त्वमसि सुसार-
सुषुप्तसौम्यदृष्टिः। अविचितत्वमिदं सुशुद्धये त्वं
समुपशमात्मनि तिष्ठ हे महात्मन् ॥ ९५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-
પ્રકરણના પૂર્વાર્ધનો 'પરમાર્થ-
યોગોપદેશ' એ નામનો—

## સર્ગ ૨૯ મો×

### જગત પરમાત્મસ્વરૂપ જ છે

॥ श्रीवाल्मीकिरुवाच ॥

**इत्याकर्णयति स्वस्थसमचेतसि राघवे ।**
**विश्रांते स्वात्मनि स्वैरं परमानंदमागते ॥ १ ॥**

વાલ્મીકિ બોલ્યાઃ–સ્વસ્થ તથા સમચિત્ત-વાળા રામ, એ પ્રમાણે ઉપદેશ સાંભળી પરમા-નંદને પામીને સારી રીતે પોતાના સ્વરૂપમાં લીન થયા અને ત્યાં બેઠેલા બીજા સઘળા સભા-સદો પણ ઉપશમથી ભરપૂર થયા. તે શાંત સ્થિતિને રહેવા દેવા માટે, જેમ મેઘ ધાન્યોની ઉપર પડતી વૃષ્ટિને જરાવાર બંધ રાખે, તેમ વસિષ્ઠમુનિએ પોતાનાં અમૃતતુલ્ય વચનોની ધારા થોડી વારને માટે બંધ રાખી. એક ઘડી પછી રામચંદ્રજી સમાધિમાંથી જાગ્યા, ત્યારે ભાષણ કરનારાઓમાં ઉત્તમ વસિષ્ઠમુનિએ, ફરીવાર તેને તે વિષય નીચે પ્રમાણે કહ્યો. ૧–૩

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી ! તમે ખહુ સારું સમજ્યા છો અને આત્માને પામી ચૂક્યા છો; તો હવે એ જ વિષયનું અવલંબન કરીને એમ જ રહેજો, સંસારમાં પડશો નહિ. હે રામ-ચંદ્રજી ! સંકલ્પ કે જે આ સંસારરૂપી પૈડાંની કુંડલી છે, તેને રોકવામાં આવે, તો આ સંસાર-રૂપી પૈડું ચાલતું નથી. જો મનરૂપી કુંડલીને જરાક ગતિ આપવામાં આવે, તો આ સંસાર-રૂપી પૈડું પ્રયત્નપૂર્વક રોકવામાં આવેલું હોય તો પણ વેગથી ફર્યા કરે છે. ૪–૭ યુક્તિથી પ્રબળ પુરુ-પાર્થ, બળ અને બુદ્ધિના આશ્રય કરીને, સંસાર-રૂપી પૈડાની કુંડળીરૂપ ચિત્તને જ રોકવું જોઇએ. ૮ બુદ્ધિથી અને સુજનતાથી યુક્ત કરેલા શાસ્ત્રના સંસ્કારવાળા પુરુષાર્થથી જે વસ્તુ મળે નહિ તે વસ્તુ ક્યાંય પણ મળતી નથી. મૂર્ખ લોકોએ કલ્પેલી કેવળ નસીબ ઉપરની ભાવના તજી દઈ, પોતાના પ્રયત્નનું અવલંબન કરીને પ્રથમ ચિત્તને રોકવું જોઇએ. હે રામચંદ્રજી ! બ્રહ્માથી માંડીને પ્રવ-ર્તેલા અજ્ઞાનરૂપી ભ્રમથી આ જગત મિથ્યા છતાં સાચા જેવું દેખાય છે. સંકલ્પથી ઊઠેલ અને અજ્ઞાનરૂપી ભ્રમના વિસ્તારમય આકૃતિ ઓવાળા આ સઘળા દેહો ભમ્યા કરે છે. કોઈ સમયે દેહને માટે સંકલ્પ થાય તો ભલે થાય પરંતુ બુદ્ધિમાન પુરુષે સુખ–દુઃખોના વિચારમ તો પડવું જ નહિ. ૯–૧૩ દુઃખથી કરમાયેલા મુખ વાળો અને પસીનાથી ભીંજાઈ જતો પુરુષ તો સર્વદા પ્રફુલ્લિત જ રહેનારા અને પસીનાથી રહિત રહેતા ચિત્રમાં આલેખેલા પુરુષના કરતાં પણ અત્યંત તુચ્છ ગણાય છે. આધિઓથી તથા વ્યાધિઓથી કરમાઈ જતા, પસીનાથી ભીંજાઈ જતા અને પોતાની મેળે જ નષ્ટ થઈ જનારા પુરુષના દેહમાં તો, ચિત્રમાં આલેખેલા પુરુષના દેહના જેટલી પણ સ્થિરતા જેવામાં આવતી નથી. ચિત્રમાં દોરેલા દેહનો નાશ તો કોઈ કરે તો જ થાય છે, પણ પોતાની મેળે નષ્ટ થતો નથી અને આ ક્ષણભંગુર પુરુષદેહ તો આપોઆપ જ નાશ પામે છે. ચિત્રનો દેહ તો જે રક્ષણ કરવામાં આવે તો લાંબા કાળ સુધી શોભા-ને ધારણ કરે છે અને આ દેહ તો સંભાળવા છતાં પણ નષ્ટ જ થતો જાય છે, પણ વધતો નથી. તેથી ચિત્રમાં આલેખેલો દેહ શ્રેષ્ઠ છે પણ આ સંકલ્પથી થયેલો દેહ શ્રેષ્ઠ નથી. ચિત્રના દેહમાં જે ગુણો છે, તે ગુણો આ સંકલ્પે કરેલા દેહમાં નથી જ. હે રામ-ચંદ્રજી ! આ માંસમય દેહ, કે જે ચિત્રના જડ દેહ કરતાં પણ અત્યંત તુચ્છ છે, તેમાં આસ્થા રાખવી, એ તમને યોગ્ય જ નથી. આ દેહ લાંબા સંક-લ્પે જ કરેલો છે, માટે તેમાં આસ્થા રાખો નહિ. સ્વપ્ન સંબંધી સંકલ્પથી થયેલા દેહ કરતાં પણ

× આ ઓગણત્રીસમા સર્ગમા ઓધથી રામને મળેલી વિશ્રાંતિનું, ફરીવાર એના એ ઉપદેશનું અને પૂર્વે કૈલાસમાં સદાશિવે વસિષ્ઠને આપેલા ઉપદેશનું વર્ણન કરવામાં આવશે.

આ દેહ અત્યંત તુચ્છ છે; કેમકે અલ્પ સંકલ્પથી થયેલા એ સ્વપ્ન સંબંધી દેહને લાંબીનાર દુઃખો રહેતાં નથી અને લાંબા સંકલ્પથી થયેલો આ દેહ તો લાંબાં દુઃખોથી દુઃખી થાય છે! વાસ્તવિક રીતે જોતાં આ સંકલ્પવાળો દેહ આપણને પણ નથી અને કોઈને પણ નથી; તે છતાં મૂઢ માણસ આ દેહને માટે શા માટે વિનાકારણ ક્લેશો ભોગવે છે![૧૪–૨૧] જેમ ચિત્રનો દેહ ધોવાઈ જતાં અથવા નષ્ટ થઈ જતાં આત્માની હાનિ થતી નથી, તેમ આ સંકલ્પજન્ય દેહ ધવાઈ જતાં અથવા નષ્ટ થઈ જતાં પણ આત્માની કશી હાનિ થતી નથી. જેમ મનોરાજ્યનો દેહ ધવાઈ જતાં અથવા નષ્ટ થઈ જતાં, આત્માની કશી હાનિ થતી નથી, તેમ આ સંકલ્પજન્ય દેહ ધવાઈ જતાં અથવા નષ્ટ થઈ જતાં, આત્માની કશી હાનિ થતી નથી. જેમ નેત્રના દોષથી કલ્પાયેલો બીજો ચંદ્ર ધવાઈ જતાં અથવા નષ્ટ થઈ જતાં તેમાં રહેલા આત્માની કશી હાનિ થતી નથી, તેમ લાંબા સંકલ્પથી થયેલો આ દેહ ધવાઈ જતાં અથવા નષ્ટ થઈ જતાં તેમાં રહેલા આત્માની કશી હાનિ થતી નથી.[૨૨–૨૪] જેમ ઝાંઝવાનાં પાણીની નદી ધોવાઈ જતાં અથવા નષ્ટ થઈ જતાં તેમાં રહેલા આત્માની કશી હાનિ નથી, તેમ સંકલ્પમાત્રથી રચાયેલું અને નષ્ટ થવાના જ સ્વભાવવાળું આ શરીરરૂપી યંત્ર ધવાઈ જતાં અથવા નષ્ટ થઈ જતાં તેમાં રહેલા આત્માની કશી હાનિ થતી નથી.[૨૫] લાંબા સ્વપ્ન જેવો અને ચિત્તના સંકલ્પથી કલ્પાયેલો આ દેહ, દોષવાળો થાય કે શોભાવાળો થાય તો પણ તેમાં ચૈતન્યને કંઈ હાનિ કે લાભ થતાં નથી.[૨૬] હે રામચંદ્રજી! ચૈતન્યનો અંત થતો નથી, આત્મા ચલિત થતો નથી અને બ્રહ્મ વિકૃત થતું નથી, માટે દેહનો નાશ થતાં શી હાનિ થાય છે? જેમ ચક્કર લેતા ચગડોળ ઉપર બેઠેલો પુરુષ અત્યંત મોહને લીધે દિશાઓને પોતાથી ઊલટી રીતે ભમતી જુએ છે, તેમ અકસ્માત્ ઉત્પન્ન થયેલા આ મિથ્યા અજ્ઞાનરૂપી ચક્રની ઉપર ચઢેલો જીવ દેહોના સમૂહને ઊથલ–પાથલ પામતો જુએ છે. આ દેહરૂપી ચક્ર ભમેલું, ભમતું, પડતું, પાડેલું, હણાયેલું અને હણાતું જોવામાં આવે છે, એ સઘળો અજ્ઞાનનો જ વિલાસ છે. એટલા માટે યોગ્ય ધીરજ ધારણ કરીને આ સંસારરૂપ ગાઢ ભ્રમને તજી દેવો.[૨૭–૩૧] સંકલ્પે અથવા અજ્ઞાને કરેલો આ દેહ કેવળ દેખાય છે, પણ વાસ્તવિક રીતે તે છે જ નહિ. જે વસ્તુ અજ્ઞાન આદિ મિથ્યા પદાર્થે કરેલી હોય, તે વસ્તુ કદી પણ સત્ય હોતી નથી. જેમ રજ્જુમાં સર્પ મિથ્યા જ ઉત્પન્ન થાય છે, તેમ આ દેહ મિથ્યા જ ઉત્પન્ન થયો છે અને તે દેહ ખોટી જ જગતની ક્રિયાને કરે છે, કે જે ક્રિયા ભ્રમને લીધે સાચી જેવી લાગે છે.[૩૨,૩૩] હે રામચંદ્રજી! જે કામ જડ પદાર્થે કર્યું હોય તે કરેલું જ કહેવાતું નથી; કેમકે ચેતનની પેઠે જડમાં અપરાધનો આરોપ થતો નથી.[૩૪] આ પ્રમાણે દેહ પણ જડ છે, માટે જગત સંબંધી ક્રિયાઓને કરતો હોય, તો પણ તે કશું કરતો નથી, એમ સમજવું. દેહ જડ હોવાથી ક્રિયાઓથી રહિત છે અને આત્મા ઇચ્છા વગરનો છે, તેથી તેને પણ ક્રિયાઓ કરવી સંભવતી નથી, માટે ક્રિયાઓનો કર્તા કોઈ પણ નથી, આત્મા તો કેવળ ક્રિયાઓનો દ્રષ્ટા છે. જેમ વાયુ વિનાના સ્થળમાં રહેલો દીવો, પોતાના સ્વરૂપમાં જ રહે છે, તેમ જગતની સ્થિતિમાં સર્વ પદાર્થોની અંદર સાક્ષીની પેઠે જ રહેવું જોઇએ. જેમ સૂર્ય આકાશમાં રહીને જ દિવસનાં કામો કરે છે, તેમ તમે સાક્ષીપણામાં રહીને જ આ રાજ્ય સંબંધી કાર્યો કરો.[૩૫–૩૭] આ દેહરૂપી ઘર, કે જે મિથ્યા છતાં જ ખડું થયેલું છે, મિથ્યા પદાર્થોથી જ ગોઠવાયેલું છે અને બાળકે કલ્પેલા ખોટા પિશાચની પેઠે સત્તા પામેલું છે, તેમાં સાચી બુદ્ધિ થાય છે, અને તેથી અહંકારરૂપી નીચ વેતાલ

ક્યાંકથી આવીને ઘૂસી ગયો છે. તમે એ નીચ અહંકારના તાબેદાર થશો નહિ; કેમકે એના તાબેદાર થવાથી નરકરૂપ ફળની જ પ્રાપ્તિ થાય છે. આ અહંકાર નામનો દુષ્ટ વેતાલ દેહરૂપી ઘરમાં પોતાની ઇચ્છા પ્રમાણે નાચ્યા કરે છે.[૩૮–૪૧] ચિત્તરૂપી યક્ષે, દેહરૂપી ઉજ્જડ ઘરમાં ઘૂસીને એવું કરી દીધું છે, કે જેથી ભય પામીને મહાત્માઓ પણ સમાધિ કર્યા કરે છે.[૪૨] પોતાના શરીરરૂપી ઘરમાંથી ચિત્તરૂપી વેતાલને કાઢી મૂકવામાં આવે, તો આ સંસારરૂપી શૂન્ય નગરમાં કદી પણ બીવું પડતું નથી.[૪૩] ચિત્તરૂપી ભૂતે દૂષિત કરેલા નરશરીરરૂપી ઘરમાં જેઓ આસક્તિ રાખે છે; તેઓ અનંત કોટિ શરીરો નષ્ટ થવા છતાં પણ, દેહના અધ્યાસને કોઈ રીતે છોડી શકતા નથી, એ મોટું આશ્ચર્ય છે.[૪૪] ચિત્તરૂપી પિશાચે ઘેરેલા દેહરૂપી ઘરમાં જેઓ મરી જાય છે, તેઓની બુદ્ધિ પિશાચોના જેવી જ રહે છે; પણ શુદ્ધ બુદ્ધિ થતી નથી.[૪૫] અહંકારરૂપી મોટા યક્ષના ઘરરૂપ આ મિથ્યા શરીરમાં રુચિ રાખીને વિહાર કર્યા કરતો પુરુષ, એક જાતનો પિશાચ જ છે; કેમકે શરીર કદી પણ સ્થિર રહેવાનું નથી. હે રામચંદ્રજી! તમે વિશાળ બુદ્ધિથી અહંકારની પરાધીનતા તજી દઈને અહંકારને પણ ભૂલી જાઓ અને પછી પોતાના આત્માનું જ અવલંબન કરો.[૪૬,૪૭] નરકને ઇચ્છનારા જે લોકો અહંકારરૂપી પિશાચને વશ થઈને મોહથી તથા મદથી અંધ થયેલા હોય છે, તેઓના ઉપર મિત્રો કે બાંધવો પણ સ્નેહ રાખતા નથી. અહંકારથી દૂષિત થયેલી બુદ્ધિ વડે, જે ક્રિયા કરવામાં આવે છે, તે ક્રિયાનું ઝેરી લતાના જેવું જ મરણાત્મક (ક્લેશ તથા વેર આદિરૂપ) ફળ જ થાય છે. વિવેક તથા ધૈર્યથી રહિત રહેનારા જે મૂર્ખ પુરુષે, પોતાના અહંકારના મહોત્સવનું જ અવલંબન કર્યું હોય, તે પુરુષને તુરત દુઃખી થયેલો જ સમજો. હે રામચંદ્રજી! જે બિચારાઓ અહંકારરૂપી પિશાચને વશ થયેલા હોય છે, તેઓ નરકોરૂપી અગ્નિઓમાં કાષ્ઠોરૂપ થાય છે. જેમના દેહરૂપી વૃક્ષની કોતરમાં (હૃદયમાં) અહંકારરૂપી સર્પ ફૂંફાડા મારતો હોય, તેમનું તે વૃક્ષ તુરત પડી જાય છે. હે મહાત્માઓમાં ઉત્તમ રામચંદ્રજી આ દેહમાં અહંકારરૂપી પિશાચ રહે, તો પણ ભલે અને જાય તો પણ ભલે; પરંતુ તમે તે પિશાચનો અત્યંત અનાદર જ કરજો. ચિત્તથી જ દૂર કરેલો, અપમાન કરેલો અને તિરસ્કૃત કરેલો એ અહંકારરૂપી પિશાચ, તમને કશી હાનિ કરી શકશે નહિ. હે રામચંદ્રજી! આ દેહરૂપી ઘરમાં અહંકારરૂપી પિશાચ દેખાવ દીધા કરતો હોય, તો પણ અપાર ચૈતન્યરૂપ આત્માને તેથી શું થઈ જાય છે? કશું થતું નથી. ચિત્તરૂપી યક્ષના વળગાડવાળા પુરુષોને, જે જે ભારે ભારે વિપત્તિઓ પ્રાપ્ત થાય છે, તે તે વિપત્તિઓની ગણતરી સેંકડો વર્ષોથી પણ કરી શકાતી નથી. હે રામચંદ્રજી! 'હાય હાય! હું માર્યો ગયો છું અને બળી ગયો છું' ઇત્યાદિ પ્રકારની જે જે દુઃખની વૃત્તિઓ થાય છે, તે તે સર્વે અહંકારરૂપી પિશાચની શક્તિઓ છે, બીજા કોઈની નથી. જેમ આકાશ સર્વત્ર વ્યાપક હોવા છતાં પણ, અસંગ છે તેમ આત્મા સર્વત્ર વ્યાપક છતાં પણ અહંકારથી અસંગ છે. પ્રાણરૂપી દોરીથી સંયુક્ત થયેલું આ દેહરૂપી ચંચળ યંત્ર, જે કાંઈ કરે છે અને જે કાંઈ ભોગવે છે, તે સઘળી અહંકારની જ લીલા છે. જેમ આકાશ કંઈ કરતું નથી, તો પણ વૃક્ષની ઉત્પત્તિમાં કારણભૂત થાય છે, તેમ આત્મા સર્વદા સ્વરૂપમાં જ રહેનારો હોવા છતાં ચિત્તની ચેષ્ટાઓમાં કારણભૂત થાય છે. જેમ ભીંતનું રૂપ, દીવો પાસે હોવાથી જ સ્ફુરે છે, તેમ જગતનું રૂપ આત્માની સંનિધિથી જ સ્ફુરે છે.[૪૮–૬૨] હે રામચંદ્રજી! ચૈતન્યરૂપ આત્મા અને જડ સ્વભાવવાળું ચિત્ત, કે જેઓ સ્વર્ગ અને પૃથ્વીની જેમ સર્વદા પરસ્પરના સંબંધ વગરનાં જ

છે, તેમને શો-સંબંધ હોય ? અર્થાત્ કશો નથી. ચપળ ગતિ કરાવનારી પ્રાણની શક્તિઓએ વશ કરેલા ચિત્તને, મૂર્ખતાને લીધે 'આત્મા છે' એમ માની લેવામાં આવે છે; પણ વાસ્તવિક રીતે જોતાં ચિત્ત આત્માસ્વરૂપ છે જ નહિ. આત્મા પ્રકાશરૂપ, નિત્ય, સર્વવ્યાપક અને સર્વશક્તિમાન છે; અને ચિત્ત તો હૃદયના મોટા અંધકારરૂપ, અનિત્ય, પરિમિત પ્રદેશમાં રહેનાર અને શઠ છે. તમે વાસ્તવિક રીતે સર્વજ્ઞ આત્મા જ છો, પણ મનરૂપ કદી નથી. મનમાંથી અધ્યાસને દૂર કરી નાખો. મનની સાથે શું મળી ગયા છો ? હે મહાત્મા રામચંદ્રજી ! દેહરૂપી શૂન્ય ઘરમાં રહેલો આ મનરૂપી દુષ્ટ પિશાચ, આત્માને કદી અડકી શકતો નથી, તે છતાં પણ ચૂપાચૂપ રીતે આત્માને પોતાના સ્પર્શવાળો માની લે છે.[૬૨-૬૬] મનરૂપ પિશાચ, કે જે સંસારમાં નાખનારો, અકલ્યાણરૂપ અને ધૈર્યરૂપી સર્વસ્વને હરી જનારો છે, તેને છોડી દઈને તમે જે રૂપ છો, તે રૂપે સ્થિર થાઓ. ચિત્તરૂપી યક્ષે મજબૂત રીતે પકડેલા માણસને શાસ્ત્રો, બાંધવો કે ગુરુઓ કોઈ પણ બચાવી શકતાં નથી.[૬૮] જેમ કાદવ થોડો હોય, તો લોકો તેમાંથી મૃગને બહાર કાઢી શકે છે, તેમ ચિત્તરૂપી વેતાલ શાંત થતાં, થોડીક મૂર્ખતા રહી હોય તો તે પુરુષને ગુરુઓ, શાસ્ત્રો તથા બાંધવો તે મૂર્ખતામાંથી બહાર કાઢી શકે છે. આ જગતરૂપી શૂન્ય નગરમાં નાચ્યા કરતા ચિત્તરૂપી મસ્ત વેતાલે, સઘળા દેહરૂપી ઘરને દૂષિત કરી નાખ્યું છે. દેહરૂપી પ્રદેશમાં ઉત્પન્ન થયેલું આ સઘળા જગતરૂપી મોટું શૂન્ય જંગલ, ચિત્તરૂપી વેતાલે ઘેરેલું હોવાને લીધે કોને ત્રાસ આપતું નથી ?[૭૧] આ જગતરૂપી નગરીમાં ચિત્તરૂપી પિશાચ શાંત થઈ ગયો હોય એવું દેહરૂપી ઘર તો થોડાઘણા સત્પુરુષોનું જ હોય છે.[૭૨] હે રામચંદ્રજી ! આ જગતમાં જે જે દિશા સાંભળવામાં આવે છે, તે તે દિશા મોહરૂપી વેતાલોની મસ્તીઓવાળાં દેહરૂપી મસાણોથી જ ભરપૂર હોય છે. માટે ધૈર્યનું દૃઢ અવલંબન કરીને, આ જગતરૂપી મોટા જંગલમાં નાના બાળકની જેમ મૂંઝાયા કરતા તમારા આત્માનો ઉદ્ધાર કરો.[૭૩,૭૪] હે રામચંદ્રજી ! જેમાં પ્રાણીઓરૂપી મૃગોના સમૂહો ચર્યા કરે છે, એવા આ જગતરૂપી જૂના અરણ્યમાં, તમે મૃગના બચ્ચાની જેમ વિષયોરૂપી તરણાંના રસો મળવાથી સફળ થયા છો એમ માનો નહિ.[૭૫] આ પૃથ્વીરૂપી જંગલમાં મૂઢ લોકોરૂપી મૃગો, વિષયોરૂપી તરણાંઓને ચરે છે તે ભલે ચરે, પણ તમે તો અજ્ઞાનરૂપી હાથીને ખાઈ જઈને સિંહની વૃત્તિનો જ સ્વીકાર કરો.[૭૬] બીજાં મનુષ્યોરૂપી અજ્ઞાન મૃગો, પોતાના જંગલરૂપ આ જંબૂદ્વીપમાં, જે રીતે વિહાર કરે છે તે રીતે તમે વિહાર કરો નહિ.[૭૭] બંધુઓની મમતારૂપ કાદવની ખાડ, કે જે બહુ જ થોડા સમય સુધી જ ઠંડી લાગે એવી છે અને કાદવથી ખરડી દેનારી છે, તેમાં પાડાની પેઠે તમારે પડવું યોગ્ય નથી.[૭૮] ભોગોના વેસવોને દૂર કરી નાખવા જોઇએ, મહાત્માઓની પદવીને અનુસરવું જોઇએ અને પોતાના અમૂલ્ય પ્રયોજનનો વિચાર કરીને, કેવળ પોતાના આત્માનો જ આશ્રય કરવો જોઇએ. આ દેહ, કે જે અપવિત્ર, તુચ્છ, અભાગિયો અને દુષ્ટ આકારવાળો છે, તેને માટે આસક્તિરૂપ કાદવમાં તમારે ડૂબવું યોગ્ય નથી; કેમકે એ કાદવમાં ડૂબેલા લોકોને ચિંતારૂપી દારુણ રાક્ષસી ખાઈ જાય છે.[૮૦] આ દેહને બીજાએ (કર્મે) રચ્યો છે, તેમ બીજો યક્ષ (અહંકાર) ધૂસી ગયો છે, તેનું દુઃખ બીજાને (મનને) થાય છે અને તે દુઃખને બીજો (જીવ) ભોગવે છે. અહો ! આ મૂર્ખતારૂપી ચકરી ભારે આશ્ચર્યરૂપ છે.[૮૧] આત્મા કેવળ સત્તાસામાન્યરૂપ છે અને સત્તાસામાન્યથી જે જુદું હોય, તે અસત્પણાને લીધે સંભવતું જ નથી; એટલા માટે છીપરેની પેઠે આત્માનું ઘાટાપણું એકરૂપ હોવાથી તેમાં

દુઃખોના ભોક્તાપણાનો કે શરીર ઈત્યાદિનો અવકાશ જ નથી. જેમ પથરાનું કઠણપણું પથરાથી જુદું નથી, તેમ વ્યક્તિ તેમજ સામુદાયિક મન વગેરે પદાર્થો આત્માથી જુદા નથી; કેમકે સર્વ પદાર્થો સત્તામાત્ર સ્વભાવથી અભિન્ન છે અને તમની જુદી સ્થિતિ કોઈ રીતે સંભવતી નથી. જેમ શિલાનું શિલાપણું અને ઘડાનું ઘડાપણું જુદું નથી, તેમ મન-આદિ-સર્વ, સત્તામાત્ર આત્માથી ભિન્ન છે જ નહિ.[૮૦-૮૪] હે રામચંદ્રજી ! હવે હું મોહનો નાશ કરનારો એક બીજો વિચાર કહું છું, તે સાંભળો, એ વિચાર મને સંસારનાં દુઃખોની શાંતિને માટે, કૈલાસ પર્વતની ગુફામાં પૂર્વે સદાશિવે કહેલ છે. ચંદ્રનાં કિરણોના સમૂહની જેમ પ્રકાશતો, સ્વર્ગની સીમા સુધી પહોંચેલો અને સદાશિવના નિવાસરૂપ કૈલાસ નામનો એક પર્વત છે. એમાં ચંદ્રની કળાને ધારણ કરનારા સાક્ષાત્ સદાશિવ રહે છે.[૮૫-૮૭] પૂર્વે કોઈ સમયે હું એ જ પર્વતની અંદર ગંગાજીને કિનારે આશ્રમ બાંધીને રહ્યો હતો અને એ સદાશિવનું પૂજન કરતો હતો.[૮૮] મેં તપને માટે તપસ્વીઓના આચરણમાં લાંબા કાળ સુધી સ્થિતિ કરી હતી; સઘળા શિવપૂજનના શાસ્ત્રાર્થોનો સંગ્રહ કર્યો હતો, અનેક પુસ્તકો એકઠાં કર્યાં હતાં, પૂજનનાં પુષ્પો ભરવાને માટે કેટલાએક પડિયાઓ કરી રાખ્યા હતા અને સિદ્ધલોકો પણ એ પૂજા—સામગ્રીને જોવાને માટે મારી પાસે આવીને બેસતા હતા. હે રામચંદ્રજી ! એવી રીતની વ્યવસ્થા કરીને કૈલાસ વનના નિકુંજમાં તપ કરતાં કરતાં મને કેટલોક સમય વ્યતીત થઈ ગયો. એક દિવસે શ્રાવણ માસના કૃષ્ણપક્ષની આઠમને દિવસે પ્રદોષકાળે, હું પૂજા કરીને ધ્યાનમાં બેઠો હતો. પ્રાણીઓનો અવર—જવર બંધ પડવાથી દિશાઓ શાંતિ ધારણ કરીને જાણે મૌનવ્રત સેવતી હતી. લતાઓ અને વનોમાં તલવારથી કપાય તેવો ગાઢ અંધકાર પ્રસરાયો હતો. આ પ્રમાણે જાણે અડધો પહોર વીતી ગયો, ત્યારે હું સમાધિમાંથી જાગ્યો અને બહારના પદાર્થોને જોવા લાગ્યો; ત્યારે તે વનમાં તુરત જ ઊઠેલું, સેંકડો ધોળાં વાદળાંઓના જેવું જણાતું અને અનેક ચંદ્રબિંબો જેવું શોભતું કોઈ તેજ મારા જોવામાં આવ્યું. દિશાઓરૂપી મંડપોને પ્રકાશિત કરનારા એ તેજને જોઇને હું વિસ્મય પામ્યો અને મનમાં વિચાર કરીને તે તેજવાળા શિખરને જોવા લાગ્યો. એટલામાં તો ચંદ્રની કળાને ધારણ કરનારા અને જેમણે પાર્વતીના હાથમાં પોતાનો હાથ આપ્યો હતો તથા જેની આગળ ચાલતા પાર્ષદોને નંદિકેશ્વર દૂર કરતા હતા, એવા સદાશિવ, ત્યાં પધાર્યા. આથી મેં બહુ જ પ્રસન્ન થઈને મારી પાસેના શિષ્યોને સમજાવી, અર્ઘ્ય લઈ, તેમની દષ્ટિથી પવિત્ર થયેલા તેમના સમીપના પ્રદેશમાં જઈ, દૂરથી જ પવિત્રતાપૂર્વક પુષ્પાંજલિ આપી, અર્ઘ્ય આપ્યો અને પ્રણામ કરીને સ્તુતિ પણ કરી. પછી તેમણે સઘળી પીડાઓને દૂર કરનારી અને ચંદ્રની કાન્તિના જેવી શીતળતાવાળી સરળ દષ્ટિથી, બહુ વાર સુધી મારી સામે જોયા કર્યું. પછી ઘણાં પુષ્પોવાળા શિખરની ઉપર બિરાજેલા તે ત્રૈલોક્યના સાક્ષીરૂપ સદાશિવની સામે જઇને, મેં અર્ઘ્ય, પાદ્ય તથા પુષ્પો અર્પણ કર્યાં. તેમની આગળ ઘણી ઘણી મંદારનાં પુષ્પોની અંજલિઓ નાખી અને અનેક પ્રકારના નમસ્કારોથી તથા સ્તોત્રોથી તેમનું પૂજન કર્યું. સદાશિવનું પૂજન કર્યા પછી મેં, તેવી જ ભાવનાથી ભગવતી પાર્વતીનું, તેમની સખીઓનું અને પ્રથમ ગણોની મંડળીનું પણ પૂજન કર્યું. પૂજન કરીને હું ત્યાં બેસી ગયો, એટલે અર્ધચંદ્રને ધારણ કરનારા તે સદાશિવે, પૂર્ણચંદ્રનાં કિરણોના જેવી શીતળતાવાળી વાણીથી મને કહ્યું કે, 'હે વસિષ્ઠમુનિ ! ઉપશમવાળી, વિશ્રાંતિવાળી અને કલ્યાણ કરનારી તમારા ચિત્તની વૃત્તિઓ પરમાત્મામાં એકાગ્ર રહે છે ? તમારું શુભ તપ નિર્વિઘ્ન રીતે ચાલ્યા કરે છે ?

પરમપદ કે જે સર્વોત્તમ છે, તેને તમે પામ્યા છો! તમારા સઘળા ભયો શાંત થઈ ગયા છે ને?' હે રામચંદ્રજી! સર્વ લોકોના મુખ્ય કર્તા સદાશિવે જ્યારે મને એ પ્રમાણે પૂછ્યું, ત્યારે હું બોલ્યો કે, 'હે મહાદેવ! જે આપના કલ્યાણમય સ્વરૂપને યાદ કરે છે, તેમને કોઈ પણ પુરુષાર્થ દુર્લભ રહેતો નથી અને કોઈ પણ ભય પ્રાપ્ત થતો નથી. તમારા સ્મરણના આનંદથી જેમનાં ચિત્ત મગ્ન હોય, તેમને ન નમે તેવાં પ્રાણીઓ બ્રહ્માંડમાં જ હોતાં નથી. તમારાં સ્મરણમાં લાગેલી બુદ્ધિવાળા લોકો જ્યાં રહેતા હોય, તે દિશાઓ, દેશો, પ્રાંતો અને પર્વતો જ સર્વોત્તમ ગણાય છે. હે પ્રભુ! તમારું સ્મરણ ભૂતકાળના પુણ્યનું ફળ આપે છે, વર્તમાનકાળના પુણ્યને વધારે છે અને ભવિષ્યકાળના પુણ્યનું બીજ વાવે છે. હે મહારાજ! આપનું સ્મરણ જ્ઞાનરૂપી અમૃતના મુખ્ય કળશરૂપ, ધીરજરૂપી ચાદનીના ચંદ્રરૂપ અને મોક્ષરૂપી પુરના દ્વારરૂપ છે. હે ભૂતનાથ! મેં આપના સ્મરણરૂપ ઉદાર ચિંતામણિના પ્રભાવથી સઘળી આપદાઓને માથે પગ મૂક્યો છે.' હે રામચંદ્રજી! મેં એ પ્રમાણે જણાવ્યું અને પછી અત્યંત પ્રસન્ન જણાતા, તે મહાત્મા સદાશિવને બહુ જ નમ્રભાવથી મેં જે કહ્યું, તે હવે તમને કહું છું, સાંભળો. મેં સદાશિવને પૂછ્યું કે, 'હે મહારાજ! આપના પ્રસાદને લીધે મને સઘળી દિશાઓ ઈષ્ટ પદાર્થોથી પૂર્ણ જ જણાય છે; પરંતુ હું આપને એક સંશય પૂછું છું, તો તો તે વિષયમાં આપ કશી ઉતાવળ નહિ કરતાં અને કશો પડદો નહિ રાખતાં, પ્રસન્ન બુદ્ધિથી ઉત્તર આપો. મારો સંશય એ છે કે, કયા પ્રકારથી દેવાર્ચન (દેવપૂજન) કરવામાં આવે, તો પાપોનો નાશ થાય અને સઘળાં કલ્યાણોની વૃદ્ધિ થાય?[૮૮,૧૧૬]

**સદાશિવ બોલ્યાઃ**–હે વસિષ્ઠમુનિ! હું તમને સર્વોત્તમ દેવાર્ચનનો પ્રકાર કહું છું, તે તમે સાંભળો; કે જે પ્રકારથી એકવાર દેવાર્ચન કરવામાં આવે તો પણ મુક્તિ પ્રાપ્ત થાય છે.[૧૧૭] હે મહાબાહુ વસિષ્ઠમુનિ! ખરા દેવ કોણ છે એ તમે જાણો છો? હું, વિષ્ણુ, બ્રહ્મા, ઇન્દ્ર, વાયુ, સૂર્ય, અગ્નિ કે ચંદ્ર પણ ખરા દેવ નથી; તેમજ બ્રાહ્મણ, રાજા, રુદ્ર કે તમે પણ ખરા દેવ નથી. જે દેહ કે ચિત્તરૂપ હોય તે દેવ સંભવે જ નહિ. શોભા કે બુદ્ધિરૂપ પણ દેવ હોયજ નહિ. આદિથી તથા અંતથી રહિત જે અકૃત્રિમ ચૈતન્ય-પ્રકાશ છે, તેજ ખરો દેવ છે. દેશથી, કાળથી કે વસ્તુથી જેની મર્યાદા થતી હોય તેમાં દેવપણું ક્યાંથી જ હોય? આદિથી તથા અંતથી રહિત અને અકૃત્રિમ જે ચૈતન્ય પ્રકાશ છે, તેજ 'દેવ' એ શબ્દથી કહેવાય છે;[૧૧૮–૧૨૨] માટે તેનું જ પૂજન કરવું જોઇએ. આ સઘળું જગત પોતાથી નહિ પણ જેની સત્તાથી સત્તા પામેલું છે, તેજ સાચો દેવ છે.[૧૨૩] જેમ ચાર ગાઉ ચાલવા જેટલી જેની શક્તિ હોય નહિ તે માણસને તેના ગજા પ્રમાણે એક ગાઉ ચાલવાનું કહેવામાં આવે છે, તેમ જેઓને ચૈતન્યપ્રકાશરૂપ સાચા દેવનું જ્ઞાન નથી, તેઓને શાસ્ત્રકારોએ તેમના જ્ઞાનની મર્યાદા પ્રમાણે સાકાર વગેરેનું પૂજન કહેલું છે.[૧૨૪] રુદ્ર આદિ સાકારોનું પૂજન કરવાથી અમુકજ ફળ મળે છે; અને ચૈતન્ય–પ્રકાશરૂપ આત્માનું પૂજન કરવાથી તો આદિ તથા અંતથી રહિત અકૃત્રિમ સ્વરૂપાનંદરૂપ ફળ પ્રાપ્ત થાય છે.[૧૨૫] જે પુરુષ અકૃત્રિમ ફળને તજી દઇને કૃત્રિમ ફળને લેવા માટે દોડે છે, તે પુરુષ કલ્પવૃક્ષના વનને તજીને કાંટાવાળા કરંજના વનમાં જાય છે, એમ સમજવું. અકૃત્રિમ પૂજનમાં બોધ, સમતા અને ઉપશમ એ મુખ્ય પુષ્પો છે; અને નિર્મળ, નિરતિશય આનંદરૂપ જે ચૈતન્યમાત્ર આત્મા છે તે પૂજ્ય છે, એમ તત્ત્વજ્ઞાનીઓએ સિદ્ધાંત કરેલો છે.[૧૨૬,૧૨૭] ઉપશમ, બોધ તથા સમતા આદિ પુષ્પોથી આત્મરૂપ દેવનું અર્ચન કરવું એજ સાચું દેવાર્ચન છે, એમ સમજો. આકારનું પૂજન કરવું

એ સાચું દેવાર્ચન નથી.[૧૮] જે લોકો આત્મજ્ઞાનરૂપ દેવાર્ચનને તજીને કૃત્રિમ પૂજનોમાં લાગ્યા રહે છે, તેઓ લાંબા કાળ સુધી ક્લેશને પ્રાપ્ત થયા કરે છે.[૧૨૯] જેમને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય છે, એવા મહાત્માઓ કદાચિત્ આત્મધ્યાન તજી દઈને સાકાર દેવનું પૂજન કરતા જોવામાં આવતા હોય, તો તેઓ બાળકોની જેમ લીલા જ કરે છે, એમ સમજો. જે સર્વના પરમ કારણભૂત અને પરમ શિવ આત્મરૂપ દેવ છે, તેનું જ સર્વદા અખંડિત રીતે, બોધરૂપ પૂજન કરવું જોઈએ. તમે જીવને જ અકૃત્રિમ, અવિનાશી તથા ચૈતન્ય પ્રકાશરૂપ બ્રહ્મ સમજો અને તેને જ પૂજ્ય સમજો. આત્મા જ પૂજ્ય છે, અનાત્મા પૂજ્ય નથી; કેમકે બોધરૂપ જે આત્મપૂજન છે, તે જ મુખ્ય પૂજન છે.[૧૩૦-૧૩૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે મહારાજ 'આ સકળ જગત આત્માની સત્તાથી જ સત્તા પામેલું છે' એમ આપે જણાવ્યું, તે કેવી રીતે બને? ચૈતન્યરૂપ આત્માને જીવભાવ કેવી રીતે પ્રાપ્ત થયો?[૧૩૩]

**સદાશિવ બોલ્યાઃ**–પાર તથા આકારથી રહિત જે ચિદાકાશ છે, તે જ સર્વત્ર છે. જેમ પ્રલયકાળમાં તે ચિદાકાશની અંદર કાંઈ પણ દશ્ય રહેતું નથી; તેમ હમણાં પણ વાસ્તવિક જોતાં, તેની અંદર કાંઈ પણ દશ્ય નથી.[૧૩૪] જે જે કાંઈ દશ્યરૂપે સ્ફુરે છે, તે સઘળું એ સ્વયંપ્રકાશ ચિદાત્માનું જ સ્ફુરણ છે. એ ચિદાત્માનું જે પોતાની મેળે સ્ફુરણ થયા કરે છે, તે જ આ જગતરૂપે પ્રતીત થાય છે, એટલું સમજવું બસ છે.[૧૩૫] જેમ સ્વપ્નનું નગર ચૈતન્યના સ્ફુરણ સિવાય બીજું કાંઈ નથી, તેમ આ જગત પણ ચૈતન્યના સ્ફુરણ સિવાય બીજું કાંઈ નથી. આ જગતરૂપ ચિત્ત ભીંતવાળું નથી પણ કેવળ સ્વચ્છ ચિદાકાશરૂપ જ છે.[૧૩૬] દશ્યની જુદી સત્તા કાંઈ પણ રીતે સંભવતી નથી; માટે દશ્ય કેવળ ચિદાકાશરૂપ જ છે, એમ સમજો. ચૈતન્યપણું હોવાને લીધે, આત્માનું સૃષ્ટિ ઇત્યાદિના સમયમાં જે સ્ફુરણ થાય છે, તે જ જગત એ નામથી કહેવાય છે.[૩૭] માટે સ્વપ્નના નગર જેવું જે કાંઈ આ જગત પ્રતીત થાય છે, તે ચિદાકાશરૂપ જ છે; અને જે ચિદાકાશરૂપ છે, તેમાં વળી અન્યપણું પણ શું હોય? અને શાથી હોય?[૧૩૮] પર્વતો, આકાશ, જીવાત્મા, અને પ્રાણીઓનો સમુદાય પણ ચૈતન્યમાત્ર જ છે. સૃષ્ટિ ઇત્યાદિનો સમય કે, જેમાં સઘળું જગત પ્રતીત થાય છે, તેમાં, પૃથ્વી, સ્વર્ગ કે પાતાળમાં પણ કેવળ ચિદાકાશ સિવાય બીજું શું સંભવે છે? તે કહો. કશું સંભવતું નથી.[૧૩૯,૪૦] જેમ પાદપ અને વૃક્ષ એ પરસ્પરના પર્યાય શબ્દો જ છે, તેમ ચિદાકાશ, પરમાકાશ, બ્રહ્માકાશ, જગત અને ચૈતન્ય એ પરસ્પરના પર્યાય શબ્દો જ છે. સ્વપ્ન, સંકલ્પ કે માયાથી જ્યારે જ્યારે જગતનો અનુભવ થાય છે, ત્યારે ત્યારે એ ચિદાકાશ જ જગતરૂપે પ્રતીત થાય છે, એમ સમજો.[૧૪૧,૪૨] જેમ સ્વપ્નમાં ચિદાકાશ જગતરૂપે પ્રતીત થાય છે, તેમ જાગ્રતમાં પણ ચિદાકાશ જ જગતરૂપે પ્રતીત થાય છે. જેમ આપણને સ્વપ્નમાં જગત પ્રતીત થાય છે, તેમ જાગ્રતમાં પ્રતીત થાય છે. જેમ સ્વપ્નના નગરમાં ચિદાકાશ વિના બીજું કાંઈ નથી, તેમ જાગૃતમાં પણ ચિદાકાશ વિના બીજું કાંઈ પણ નથી. સઘળાં દશ્યોમાં કાંઈ પણ દશ્ય ચિદાકાશથી જુદું સંભવતું નથી; માટે સઘળાં દશ્યોથી જોડાયેલું આ દશ્ય ચિત્ત અર્થાત્ સઘળું જગત ચિદાકાશમાત્ર જ છે. પરમાત્માનું સ્ફુરણ જ અથવા પરમાત્માનો પહેલો સંકલ્પ જ ત્રણે લોકરૂપ થઈને, પોતાની મેળે ઊઠેલો છે. માટે પરમાત્મામાં આ ત્રણે લોક, સ્વપ્નની જેમ જ રહેલા છે; પણ દ્વૈતવાદીઓના માનવા પ્રમાણે રહેલા નથી. જેમ સ્વપ્નમાં સઘળું ઘટ–પટાદિક ચિદાકાશમાત્ર જ છે, તેમ સૃષ્ટિ વગેરેમાં પણ સઘળું જગત ચિદાકાશમાત્ર જ છે.[૧૪૩-૪૭] જેમ સ્વપ્નના નગરમાં ચિદાકાશથી જુદું બીજું કાંઈ

પણ હોતું નથી, તેમ આ ત્રૈલોક્યમાં પણ ચિદાકાશથી જુદું બીજું કાંઈ પણ નથી. ત્રણે કાળમાં દેશ, કાળ તથા ચિત્ત સહિત જે જે કાંઈ દેખાવો થાય છે તથા જે જે કાંઈ ભાવ કે અભાવ થાય છે, તે સઘળું ચિદાકાશ માત્રજ છે. હે વસિષ્ઠ મુનિ! જે સાચો દેવ છે, તેનું નિરૂપણ મેં તમને કહી સંભળાવ્યું અને તે દેવથી તમે જુદા નથી, હું જુદો નથી અને સઘળું જગત પણ જુદું નથી. તમે પણ એ દેવ છો, હું પણ એ દેવ છું અને સઘળું જગત પણ એ દેવ છે. સઘળા પદાર્થોનું, જગતનું, તમારું, મારું અને બીજાનું પણ વાસ્તવિક સ્વરૂપ એ પરમાત્મા જ છે, બીજું કાંઈ પણ નથી. જેમ સંકલ્પના નગરમાં અને સ્વપ્નના નગરમાં ચિદાકાશથી જુદું બીજું કાંઈ રૂપ નથી, તેમ હિરણ્યગર્ભની ઉત્પત્તિથી માંડીને આ સઘળી સૃષ્ટિમાં ચિદાકાશથી જુદું બીજું કાંઈ પણ રૂપ નથી.[૧૪૮-૧૫૨]

संकल्पने स्वप्नपुरे शरीरं चिद्व्योमतोऽन्यन्न यथास्ति किंचित् । तथेह सर्गे प्रथमैकसर्गान्मुने प्रभृत्यस्ति न रूपमन्यत् ॥ १५२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'જગતનું પરમાત્મમયત્વ-વર્ણન' એ નામનો સર્ગ ૨૯ મો સમાપ્ત

## सर्ग ३० मो×

### ચૈતન્યની સત્તા અને જીવદશાની પ્રાપ્તિ ઇત્યાદિ

॥ श्रीईश्वर उवाच ॥

एवं सर्वमिदं विश्वं परमात्मैव केवलम् ।
मह्यैव परमाकाशमेष देवः परःस्मृतः ॥ १ ॥

સદાશિવ બોલ્યાઃ—હે વસિષ્ઠમુનિ! એ રીતે આ સઘળું જગત કેવળ પરમાત્મા જ છે અને જે પરમાત્મા પરબ્રહ્મ છે, તેજ સર્વોત્તમ દેવ છે. એ દેવનું પૂજન સર્વથી શ્રેષ્ઠ છે, એ દેવથી જ સર્વોત્તમ સુખ પ્રાપ્ત થાય છે, એ દેવ જ સર્વના આરોપનું અધિષ્ઠાન છે અને એ દેવમાં જ આ સઘળું જગત રહેલું છે. જે સુખ અકૃત્રિમ આદિથી તથા અંતથી રહિત છે, અદ્વિતીય અને અખંડિત તથા બહારનાં સાધનોથી સાધ્ય નથી, તે સુખ એ દેવથી જ મળે છે.[૧-૩] હે મહામુનિ! તમે મોટા વિવેકી છો, તેથી તમને કહું છું કે, પુષ્પો તથા ધૂપોનો મોટો સમૂહ પરમાત્માના પૂજનમાં કશો ઉપયોગી નથી.[૪] જેઓ અજ્ઞાની અને બાળકોની જેમ મુગ્ધ ચિત્તવાળા હોય છે, તેઓને માટે જ શાસ્ત્રકારોએ કૃત્રિમ મૂર્તિમાં દેવાર્ચન કરવાનું કહ્યું છે.[૫] જેમ ભાત ન મળે તો કોદરા ખાવામાં આવે છે, તેમ શમ

× આ ત્રીસમા સર્ગમાં ચૈતન્યનું સર્વાત્મકપણું અને સર્વભોક્તાપણું કહેવામાં આવશે અને ચૈતન્યને જે રીતે જીવદશા પ્રાપ્ત થઈ છે, તે પણ કહેવામાં આવશે.

નથી એવો, સઘળા વિષયભોગોના સંકલ્પોથી રહિત, સર્વરૂપ હોવા છતાં સર્વથી અલગ, દેશ-કાળ વગેરેની મર્યાદાથી રહિત, સઘળા પદાર્થોને પ્રકાશ આપનારો, નિર્મળ અને કેવળ ચૈતન્ય-રૂપ જે આત્મા છે, તે જ દેવ કહેવાય છે.[૯–૧૨] સઘળાં તત્ત્વોથી ન્યારી, સઘળાં તત્ત્વોની અંદર રહેલી, સર્વને સત્તા આપનારી અને પોતાની સત્તાથી સર્વની સત્તાનું અપહરણ કરનારી જે સંવિત્ છે, તે જ દેવ છે.[૧૩] હે વસિષ્ઠમુનિ! વ્યાવહારિક* તથા પ્રાતિભાસિક પદાર્થોના અધિ-ષ્ઠાનરૂપ અથવા સાક્ષીરૂપ જે ચૈતન્ય છે, તે જ દેવ કહેવાય છે. સૂર્યાદિકને પણ પ્રકાશ આપનારા તે ચૈતન્યને જ શ્રુતિઓ સત્ તથા ઓમ્ ઇત્યાદિ શબ્દોથી કહે છે.[૧૪] સામાન્ય સત્તારૂપ સ્વભાવથી સર્વમાં સમાનરૂપ રહેલું એ બ્રહ્મ જ મહાચિત્ અને પરમાર્થ કહેવાય છે.[૧૫] જેમ લતાઓની અંદર રસ રહે છે, તેમ એ સર્વાત્મક ચૈતન્ય સર્વમાં સત્તાસામાન્યરૂપે રહેલ છે અને સર્વનો બાધ થાય ત્યારે મહાસત્તારૂપે રહે છે. હું, તમે, અરુંધતી, પાર્વતી, ગણ અને ત્રણે લોક આદિ સઘળા પદાર્થો પણ ચૈતન્યતત્ત્વ છે, તેને જ ઉત્તમ બુદ્ધિવાળા તત્ત્વવેત્તા પુરુષો દેવ સમજે છે. હાથપગ ઇત્યાદિ અવયવોવાળો જે કોઈ બીજો દેવ કલ્પવામાં આવે છે, તેમાં પણ કેવળ ચૈતન્યમાત્ર વિના બીજો શો સાર છે, તે કહો. જે કેવળ ચૈતન્ય છે, તેજ સંસારના સારરૂપ છે, સર્વના સારપણાને પામેલો એ જ દેવ છે, એથી જ સંઘળું પ્રાપ્ત થાય છે અને એ જે પૂર્ણ દેવ છે તે જ હું છું.[૧૬–૨૦] હે વસિષ્ઠમુનિ! એ દેવ કોઇથી પણ દૂર નથી, કોઈને પણ દુર્લભ નથી, સર્વદા દેહમાં રહે છે, આકાશમાં રહે છે અને સર્વમાં રહે છે.[૨૧] એ દેવ જ સઘળું કરે છે, સઘળું ભોગવે છે, સઘળું ધારણ કરે છે, જાય છે, નિઃશ્વાસ લે છે, પ્રત્યેક અંગોને જાણે છે અને સર્વજ્ઞ છે.[૨૨] હે મુનિવર! આ શરીરરૂપી નગરી કે જે વિચિત્ર ચેષ્ટાઓવાળી છે, તે એ દેવથી સ્ફુરે છે; અને એ દેવના સ્વરૂપમાં જ ગોઠવાયેલી છે, તેમાં એ દેવ રહે છે. આ બુદ્ધિરૂપી ગુફા કે જે શરીરરૂપી પહાડમાં રહેલી છે, તે એ દેવના અનુ-ગ્રહથી જ ચલિત થયા કરે છે અને અન્નમય આદિ ગહન કોશોવાળી છે, તેમાં પણ તેનો સ્વામી આત્મા એ જ દેવ રહેલ છે. મન આદિ છ ઇન્દ્રિયોની ગતિથી અલગ રહેનારો એ નિર્મળ આત્માનું જ ઉપદેશના વ્યવહારને માટે 'ચિત્' એ સ્ત્રીલિંગ નામ કલ્પેલું છે. ચિન્મય, સૂક્ષ્મ, સર્વવ્યાપી અને નિર્લેપ, એ દેવ જ આ જોવામાં આવતા જગદ્રૂપ આભાસને અધ્યારોપની દશામાં કરે છે અને અપવાદની દશામાં નથી કરતો. હે વિદ્વાન વસિષ્ઠમુનિ! જેમ વસંત ઋતુ રસથી લતા-ને શોભાવે છે, તેમ એ અત્યંત નિર્મળ 'ચિત્' જગતને માટે જગત સંબંધી ક્રિયાને શોભાવે છે. સર્વને સત્તા તથા સ્ફુરણ આપવારૂપ ચમત્કારો પૂર્વ પૂર્વની વાસનાઓના અનુસારથી, ચૈતન્ય-માં જ અનેક ચમત્કારોને પ્રકટ કરે છે, તેથી કેટ-લાએક ચમત્કારો આકાશરૂપે, જીવરૂપે, ચિત્તરૂપે, કલારૂપે, દેશરૂપે, ક્રિયારૂપે, દ્રવ્યરૂપે, जायते આદિ વિકારોરૂપે, ગુણોના ભેદોરૂપે, જાતિઓ-રૂપે, યોગ્યતાઓરૂપે, પ્રકાશોરૂપે, પર્વતોરૂપે, અંધકારારૂપે, સૂર્ય તથા ઇન્દ્ર આદિરૂપે, અને પક્ષોરૂપે દેખાય છે. જેમ વસંત ઇચ્છા વિનાનો છતાં અંકુરને ઉત્પન્ન કરે છે, તેમ ચિદાત્મા ઇચ્છા વિના પણ આ જગતને ઉત્પન્ન કરે છે. ત્રૈલોક્યરૂપ સમુદ્રોની તાત્ત્વિક સ્થિતિઓનો વિચાર કરતાં, એ સઘળી સ્થિતિઓમાં સર્વદા એક ચૈતન્ય જ જળના સમૂહના ઠેકાણે છે; પણ બીજું કાંઇ નથી, એમ સિદ્ધ થાય છે. પોતામાં આરોપિત થયેલા સઘળા જગતનો પ્રકાશ કરવામાં શક્તિ ધરાવનારું

* કેવળ પરમાર્થદશામાં જે મિથ્યા હોય તે ઘટ-પટાદિ વ્યવહારદશામાં સત્ય છે, પણ વ્યવહારદશામાં જે મિથ્યા છે તે સર્પભ્રમ પ્રાતિભાસિક ગણાય છે.

એ ચૈતન્ય, શરીરરૂપી કમળમાં ભમતા, મનરૂપી ભ્રમરે ધરેલી, સંકલ્પરૂપ મકરંદની સત્તાનો સ્વાદ લે છે. જેમ જળ ચકરીમાં રહીને ભ્રમણ કર્યા કરે છે, તેમ દેવ, દૈત્ય, ગંધર્વ, પર્વતો તથા સમુદ્રો અને આ સઘળું જગત, ચૈતન્યમાં રહીનેજ ભ્રમણ કર્યા કરે છે.[૩૫] કર્તા અને ભોક્તાના અભિમાનવાળું, બંધન આપનાર ચિત્તમય આચારથી શોભતા ચપળ જીવોરૂપ ચકરીઓવાળું અને ભ્રમણના પાત્રરૂપ, આ સંસારરૂપી ચક્ર, ચૈતન્યરૂપી ચક્રમાં ભમ્યા કરે છે.[૩૬] જેમ વર્ષાકાળ ઇન્દ્રધનુષ્યવાળા મેઘનો વેષ ધારણ કરીને તડકાને દૂર કરે છે, તેમ ચૈતન્યે શંખ—ચક્રાદિક આયુધોવાળા વિષ્ણુનો વેષ ધારણ કરીને, દૈત્યોના મંડળને માર્યું હતું. હે વસિષ્ઠમુનિ! નંદિ તથા ચંદ્ર વગેરે ચિહ્નોવાળા મહાદેવનો વેષ ધારણ કરીને,એ ચૈતન્ય જ પાર્વતીરૂપ કમલિનીના મુખરૂપ કમળમાં ભ્રમરપણાને પામેલ છે. એ ચૈતન્ય જ વિષ્ણુના નાભિકમળમાં જાણે ભ્રમરપણાને પામેલ હોય તેમ ત્રયી (ત્રણ વેદ) રૂપ કમલિનીના મહાસરોવરરૂપ બ્રહ્માના શરીરને ધરે છે. જેમ ઝાડમાં પાંદડાં થાય છે અને સુવર્ણમાં આભૂષણોની રચના થાય છે, તેમ એ ચૈતન્યમાં આ ઘણાં ઘણાં વિચિત્ર શરીરો થયેલાં છે. એ ચૈતન્ય જ, જેનાં ચરણોને સઘળા દેવતાઓ નમે છે, એવા ઇન્દ્રનો વેષ ધરણ કરીને ત્રૈલોક્યનું આધિપત્ય કરે છે. જેમ સમુદ્રનું જળ તરંગપણાને પ્રાપ્ત થઇને પોતામાં જ અસ્ત પામે છે, ઉદય પામે છે અને ગતિ કરે છે, તેમ એ ચૈતન્ય ત્રૈલોક્યના આડંબર ભરેલા ઉદરને પ્રકાશ આપનારા સૂર્યાદિકપણાને પ્રાપ્ત થઈને, પોતામાં જ અસ્ત પામે છે, ઉદય પામે છે અને ગતિ કરે છે.[૩૯-૪૨] ચારે દિશાઓમાં પ્રકાશ કરતી એ ચૈતન્યરૂપી ચાંદની જ, સઘળા પદાર્થોની સત્તારૂપ કુમુદિનીને ખીલવે છે. જેમ ગર્ભિણી સ્ત્રી પોતાના ગર્ભને પોષ્યા કરે છે, તેમ એ ચૈતન્યરૂપી દર્પણની પ્રકાશિત સ્વચ્છ શોભા, પોતાની અંદર રહેલા પ્રતિબિંબ જેવા ત્રૈલોક્યને પોષ્યા કરે છે. જેમ જળના સમૂહરૂપ રસશક્તિ સમુદ્રસ્તરૂપ બને છે, તેમ એ ચૈતન્ય ચૌદે લોકોમાં રહેનારાં પ્રાણીઓનાં મોટાં મંડળોની સત્તાનું સંપાદન કરે છે. સૃષ્ટિમાં આ ચૈતન્યરૂપી લતા ખીલી છે, જેને વિચિત્ર પદાર્થો પુષ્પોરૂપે, ગહન વિચારોરૂપે પાંદડાં, સત્તાઓના સમૂહરૂપે ફળ આપનારી, જીવરૂપી પરાગોના વાસનારૂપી રસોથી ભરપૂર, સવિકલ્પ જ્ઞાનરૂપે છાલોથી વીંટાયેલી, ચિત્તની વૃત્તિઓરૂપે અસંખ્ય કળીઓવાળી, જેનું રૂપ ત્રણે લોકારૂપી કેસરોથી દીપે છે, એવી નિરંતર થતી ચિત્રવિચિત્ર ગતિવાળી, સઘળી ઋતુઓમાં સ્થિર રહેનારી, પર્વત આદિ જડ પદાર્થોના મૂળવાળી, શરીરરૂપી ગાંઠોવાળી, તેમજ મૂળથી ટોચ સુધી પ્રવૃત્તિઓરૂપ ગુંચળાઓથી ઘેરાયેલી છે. આ લતા માયાના આકાશરૂપ ક્યારામાં ઊગી છે. સર્વત્ર સત્ તથા અસત્થી વિલક્ષણ અનિર્વચ- [illegible] ાંતિની જેમ [illegible] નષ્ટ થનારાં [illegible] ૂપોને જાણે તેજ ઉત્પન્ન કરતી હોય, તેઓમાં અભિમાન ધરતી હોય, તેઓનો વિસ્તાર કરતી હોય; તેઓરૂપે ગનાતી હોય અને જાણે તેઓરૂપે વિકાર પામતી હોય, તેમ રહેલી છે. એ મહાચૈતન્યના પ્રકાશથી જ સદા સૂર્ય આદિ પ્રકાશે છે. સ્ત્રી—પુરુષોના દેહો અતિ નિંદ્ય છતાં પણ એ ચૈતન્યના અજ્ઞાનથી થયેલા ભોગ્યપણાના તથા ભોક્તાપણાના વિભ્રમોને લીધે પરસ્પરને પ્યારા લાગે છે.[૪૩-૫૨] આ જગતની જાળરૂપી ધૂળની ડમરી એ મહાચૈતન્યરૂપ વટોળિયાથી ઊડે છે અને એ મહાચૈતન્યની સત્તાથી આકાર પામેલી હોવા છતાં પણ જાણે ચૈતન્યથી જુદી હોય એવી થઈને નાચ્યા કરે છે.[૫૩] જેમ દીવો રૂપવાળા પદાર્થને પ્રકટ કરે છે, તેમ ત્રૈલોક્યના દીવારૂપ ચૈતન્ય આ સઘળા જગતરૂપ પદાર્થોને પ્રકટ કરે છે.[૫૪] જગતમાં રહેલી

પદાર્થોની પંક્તિ ચૈતન્યરૂપ નિર્મળ ચંદ્રબિંબમાં રહેલા કલંકની જેમ સાથ મેળવીને રહે છે. જેમ સારી લતા વરસાદના સિંચનથી રૂપ અને ફળને પ્રાપ્ત થાય છે, તેમ શરીર આદિ પદાર્થોની પંક્તિ ચૈતન્યરૂપી અમૃત મળવાથી રૂપ અને ચેતનને પામે છે. જેમ ઘર પંચભૂતમય હોવાથી, પ્રકાશમય હોવા છતાં પણ બહારથી સૂર્યનો પ્રકાશ નહિ આવવાથી અંદર છાયાથી યુક્ત થાય છે, તેમ ઘટાદિકના અધિષ્ઠાનરૂપ ચૈતન્ય પ્રકાશરૂપ હોવા છતાં પણ, બહાર ઇન્દ્રિયોની વૃત્તિઓથી અભિવ્યક્ત થયેલું ચૈતન્ય વ્યાપ્ત થતાં, અંદર જડતાથી યુક્ત જેવું થઈ જાય છે. જો દેહમાં આત્મચૈતન્યના ચમત્કારો ન હોય તો ત્રૈલોક્યમાં રહેલા આ પદાર્થો તેના ચમત્કારોથી રહિત હોવાને લીધે, આકારને પણ પ્રાપ્ત થઈ શકે નહિ. એ ચૈતન્યનો પ્રકાશ વ્યાપ્ત હોવાને લીધે, સંકલ્પરૂપી બાળકને ધરનારી પ્રવૃત્તિરૂપી ચંચળ કુલીન સ્ત્રી, દેહરૂપી ઘરમાં સ્ફુર્યા કરે છે. જો ચૈતન્યનો પ્રકાશ હોય નહિ, તો રસ જીભની અણી ઉપર વ્યાપ્ત થવા છતાં પણ કોને, શી રીતે, ક્યારે અને ક્યાં પ્રકટ થાય ? આ દેહરૂપી વૃક્ષ અવયવોરૂપી શાખાઓવાળો હોવા છતાં પણ અને કેશોરૂપી લતાઓવાળો હોવા છતાં પણ ચૈતન્યની વ્યાપ્તિ વિના કેમ જ પ્રકાશે ? ન જ પ્રકાશે. ચરાચર જગતના અધિષ્ઠાનરૂપ ચૈતન્ય જ તે તે પદાર્થોરૂપે વધે છે, લોટે છે અને ખાય છે. જે કાંઈ છે, તે ચૈતન્ય જ છે; ચૈતન્ય સિવાય બીજું કાંઈ છે જ નહિ. આ જગત કે જે નવું ઉત્પન્ન થયેલું જોવામાં આવે છે, તે ચૈતન્યમાત્ર જ છે.[૫૫-૬૨]

વસિષ્ઠ બોલ્યા:-હે રામચંદ્રજી ! મહાદેવજીએ ચંદ્ર જેવી સ્વચ્છ વાણીથી મને એ પ્રમાણે કહ્યું. ત્યારે મેં તેમને ચંદ્ર જેવી સ્વચ્છ વાણીથી ફરીવાર પૂછ્યું કે, 'હે મહારાજ ! જો સર્વવ્યાપક એક જ ચૈતન્ય હોય, તો તે ચૈતન્યરૂપ આ દેહ, મરણ, આદિ દશાઓમાં ઘણા પાર્થિવ ભાગવાળી અને નેત્રાદિક વગરની ભીંતની જેમ અચેતન કેમ થઈ જાય છે ? આ દેહ, જીવનની દશા વગેરેમાં ચેતનાવાળો થઇને, પાછો મરણ આદિની દશામાં ચેતના વગરનો થઈ જાય છે. એવી રીતની જગતમાં પ્રત્યક્ષ અનુભવમાં આવતી સ્થિતિ શી રીતે સંભવે ? કેમકે 'ચૈતન્ય અવિનાશી સ્વભાવવાળું અને અપરિણામી હોવાથી તે ચૈતન્યને કોઈ રીતે પણ જડપણાનો સંબંધ ઘટતો નથી.' એ રીતે મારું પૂછવું સાંભળીને મહાદેવજીએ મને નીચે પ્રમાણે કહ્યું.[૬૩-૬૫]

સદાશિવ બોલ્યા:-હે બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ વસિષ્ઠમુનિ ! સાંભળો. તમે જે પૂછ્યું, તે સઘળાનો હું તમને ઉત્તર આપું છું. તમે આ મોટો પ્રશ્ન પૂછ્યો છે. આ દેહમાં સર્વભૂતરૂપ જે એક જ ચૈતન્ય છે, તેનો એક કલ્પિત ભાગ બુદ્ધિમાં લાગેલો છે તેથી કર્તા અને ભોક્તાપણાના અભિમાનવાળો છે; અને બીજો ભાગ, કે જે કૂટસ્થ છે, તે નિર્વિકલ્પ છે. જેમ સારા આચરણવાળી સ્ત્રી સ્વપ્નમાં જારનો સંકલ્પ કરવાથી ચારિત્ર્યમાં ભ્રષ્ટ થઈ બીજી હોય તેમ લાગે છે, તેમ કૂટસ્થ ચૈતન્ય કલ્પિત સંકલ્પથી, પોતાના એક પ્રદેશમાં પોતાને જીવરૂપ સમજી લઇને, જાણે કર્તૃત્વ-ભોક્તૃત્વવાળું હોય અર્થાત્ બીજું હોય એવું થઇને રહ્યું છે; એટલે ચૈતન્યમાં જે ભેદ છે તે પણ ઉપાધિએ જ કરેલો છે, પણ વાસ્તવિક નથી. જેમ એના એ પુરુષ કોપને લીધે ક્ષણમાત્રમાં રાક્ષસ જેવો ક્રૂર થઈ જાય છે, તેમ કૂટસ્થ ચૈતન્ય જુદાં જુદાં સ્વરૂપને પ્રાપ્ત થઈને, વિકલ્પરૂપ કલંકવાળું થઈ જાય છે.[૬૬-૬૯] વિકલ્પની કલ્પના થવાથી એ ચૈતન્ય, સ્વરૂપથી ભ્રષ્ટ થઈને અનુક્રમે જડની સાથે એકતાની ભાવના કરતાં કરતાં સવિકલ્પબુદ્ધિના વિષયપણાને પ્રાપ્ત થાય છે. એ ચૈતન્ય સૂક્ષ્મભૂતરૂપ અને ભાગ્યોના બીજરૂપ માયાથી મલિનપણાને પામે છે; અને તે પછી સમષ્ટિપ્રાણરૂપ થાય છે. પછી અનુક્રમે

સૂક્ષ્મ ભૂતોના પંચીકરણથી વ્યાપ્ત થઈને, ચૌદ બ્રહ્માંડરૂપ તથા કાળરૂપ થાય છે. પછી તેમાં પ્રાણના ધારણથી, જીવરૂપ થઈને બુદ્ધિરૂપ, અહંકારરૂપ તથા ચિત્તરૂપ થઈ જાય છે. જેમ બ્રાહ્મણ ચંડાલનો વિચાર કરવાથી પોતે જ ચંડાળ બની જાય છે, તેમ ચૈતન્ય ચિત્તપણાને પામીને, સંસારનું અવલંબન કરે છે. કૂટસ્થ ચૈતન્ય જ અજ્ઞાનથી મલિનપણાને પામી, દેહરૂપે તથા જીવરૂપે કલ્પાય છે અને તેને લીધે પ્રાપ્ત થયેલી જડતાથી સર્વજ્ઞપણું છોડી દઇને નિરંતર જન્મ-મરણ આદિને પ્રાપ્ત થયા કરે છે.[૭૪] જેમ જળ કરાપણાને પામે છે, તેમ અનંત સંકલ્પમય ચૈતન્ય જડતાના સંકલ્પોથી ભરપૂર થઈ, જડતાથી જીવપણાની ભ્રાંતિને પ્રાપ્ત થાય છે; અને તે પછી ચિત્ત, મન, મોહ તથા માયા ઇત્યાદિ નામોવાળું થઈને અત્યંત જડતાનો આશ્રય કરીને, સંસારમાં જન્મે છે. મોહરૂપી મંદપણાને પ્રાપ્ત થયેલું, એ જીવચૈતન્ય તૃષ્ણારૂપી બેડીથી પિડાય છે; કામ, ક્રોધ તથા ભયથી યુક્ત થાય છે; વૈભવ તથા દારિદ્રયને અનુસરે છે; પોતાના અનંત વ્યાપકપણાને છોડી દે છે; સ્ત્રી, પુત્ર ઇત્યાદિના વિયોગોમાં, શોક આદિ વિકારોથી યુક્ત થાય છે; દુઃખરૂપી દાવાનળથી અત્યંત તપે છે; શોકો તથા અશુભોથી કંગાલ થઈ જાય છે;[૭૬-૭૮] 'હું દુઃખ વગેરે સ્વભાવોવાળો જ છું' એવા મિથ્યા ભ્રમવાળો થઈ જાય છે; પોતાને દેહરૂપ જ માન્યા કરે છે અને અત્યંત દીનપણાને પામે છે. જેમ બુઢ્ઢો અને જંગલી હાથી મોટા કાદવમાં ખૂંચી જાય છે, તેમ તે મોહમાં ખૂંચી જાય છે, જન્મમરણોરૂપી લતાઓના હીંડોળામાં હીંચ્યા કરે છે, સંસારના અસાર તથા અપાર વિકારોથી વ્યવહાર કરે છે, હૃદયમાં તાપોથી તપ્યા કરે છે, રાગથી અને ક્રોધથી વ્યાપ્ત રહે છે, પોતાના ટોળામાંથી વિખૂટી પડેલી હરિણીની જેમ વિહ્વળ રહે છે, વૈભવોનો ઉદય થતાં પ્રસન્ન થાય છે અને વૈભવોનો નાશ થતાં ખેદ પામે છે. જેમ ભૂત વળગતાં છોકરી ભય પામીને નાસી જાય, તેમ પોતાના સંકલ્પથી અથવા બીજી કોઈ રીતે, ભ્રમમાં પડી ભય પામીને નાસી જાય છે. જેમ ઝાડી ઝાંખરાં ખાડાટેકરાવાળા ઊંચા પ્રદેશમાં ઊગેલા ઝાડની ટોચમાં બંધાયેલા મધપૂડાના મધના ટીપાને ચાટવાની ઇચ્છાથી, ઝાડ ઉપર ચઢવા જતાં, પોતાના ભારથી વચમાં જ લથડીને નીચા નીચા વિષમ પ્રદેશોમાં પડે છે, તેમ પોતાની વાસનાથી સેવેલા દુર્લભ વિષયોની આકાંક્ષાથી, મોટાં કર્મો કરવા જતાં વચમાં જ ભ્રષ્ટ થઈને નીચી નીચી દુષ્ટ સ્થિતિઓમાં આવી પડે છે, ભારે વિષમતામાં આવી પડે છે, એક સંકટમાંથી બીજા સંકટમાં, એક દુઃખમાંથી બીજા દુઃખમાં અને એક વિપત્તિમાંથી બીજી વિપત્તિમાં જઈ પડે છે; અનેક પ્રકારના અનર્થોના સમૂહોથી યુક્ત થાય છે, ચિંતાઓથી પરવશ ચિત્તવાળો રહે છે, નરકોમાં ક્રમે કરીને અધિક કષ્ટોને પામે છે, તાપથી તથા પશ્ચાત્તાપથી ઘેરાયેલો રહે છે, અનુક્રમે મનુષ્યયોનિ પ્રાપ્ત થયા છતાં પણ વ્યવહારની વિદ્યા મેળવીને અર્થશાસ્ત્રના અભ્યાસમાં પડી, ધન તથા ઘર આદિ પોતાનાં બંધનોને વધારવામાં જ રચ્યોપચ્યો રહે છે; વૃદ્ધ થાય ત્યારે ચારે બાજુથી મરવાનો ભય રાખ્યા કરે છે, જેમ પાણી ખૂટી જતાં માછલી તરફડ્યા કરે, તેમ ધન વગેરે ખૂટી જતાં તરફડ્યા કરે છે, બાલ્યાવસ્થામાં પરાધીન રહે છે, યૌવનમાં ચિંતાથી ઘેરાયેલું રહે છે, વૃદ્ધપણામાં અત્યંત દુઃખથી પીડાય છે, મરી ગયા પછી કર્મોને વશ થાય છે, સ્વર્ગમાં દેવરૂપ, પાતાળમાં નાગરૂપ, દૈત્યોના લોકમાં દૈત્યરૂપ, પૃથ્વીમાં મનુષ્યરૂપ,[૭૯-૮૦] રાક્ષસોના સ્થાનમાં રાક્ષસરૂપ, વનના પ્રદેશમાં વાનરરૂપ, મોટા પહાડના શિખરમાં સિંહરૂપ, મેરુ આદિ પર્વતોમાં કિન્નરરૂપ, દેવગિરિમાં વિદ્યાધરરૂપ, વનના ખાડામાં સર્પરૂપ, ઝાડમાં લતારૂપ, માળામાં પક્ષીરૂપ,

શિખરમાં લતારૂપ, અને વનમાં મૃગરૂપ થાય છે; તેમ જ સમુદ્રમાં નારાયણરૂપે સૂવે છે, બ્રહ્મલોકમાં બ્રહ્મારૂપે ધ્યાન કરે છે, કૈલાસમાં શિવરૂપે પાર્વતીનું આલિંગન કરે છે, સ્વર્ગમાં ઇન્દ્રરૂપે દેવતાઓનું રાજ્ય કરે છે, સૂર્યરૂપે દિવસને ઉત્પન્ન કરે છે, પર્જન્યરૂપે જળને વરસાવે છે, વાયુરૂપે ચલન કરે છે, પર્વતના અધિષ્ઠાતારૂપે પર્વતમાં અભિમાન ધારણ કરે છે, સમુદ્રના અધિષ્ઠાતારૂપે સમુદ્રમાં અભિમાન ધરે છે, કાળના મંડળરૂપે ઋતુઓના ચક્રને વેગથી ચલાવ્યા કરે છે; દિવસરૂપે તેજને પ્રાપ્ત થાય છે, રાત્રિરૂપે અંધકારને પ્રાપ્ત થાય છે, વૃક્ષાદિકમાં બીજરૂપે તથા રસરૂપે જણાય છે, કોઈ સ્થળે પથરારૂપે ગતિ વિના રહે છે, કોઈ ઠેકાણે નદીરૂપે વહ્યા કરે છે, કોઈ સ્થળે કુમુદરૂપે ખીલે છે, કોઈ સ્થળે ફળરૂપે પાકે છે, કોઈ સ્થળે કાષ્ઠરૂપે તથા અગ્નિ આદિરૂપે દેખાય છે; કોઈ સ્થળે હિમ જેવા ટાઢા જળરૂપે દેખાય છે, કોઈ સ્થળે આકાશ આદિ શૂન્યરૂપે દેખાય છે, કોઈ સ્થળે ચકચકિત આકાર ધરે છે, કોઈ ઠેકાણે કાંટાઓ વાળા જંગલી પ્રદેશરૂપે રહે છે, કોઈ ઠેકાણે શિલારૂપે રહે છે, કોઈ ઠેકાણે કાળા રંગે રહે છે, કોઈ ઠેકાણે લીલા રંગે રહે છે, કોઈ ઠેકાણે અગ્નિરૂપે રહે છે અને કોઈ ઠેકાણે પૃથ્વીરૂપે રહે છે, ચૈતન્ય સર્વાત્મકપણાથી સર્વમાં વ્યાપીને રહે છે અને પોતે સર્વશક્તિ ધારણ કરે છે, માટે જ એ રીતે-સર્વરૂપે દેખાય છે; તો પણ વાસ્તવિક રીતે જોતાં તે આકાશથી પણ વધારે નિર્લેપ છે. જેમ ગતિને લીધે જળ તરંગપણાનો અનુભવ કરે છે, તેમ ચૈતન્ય તે તે સ્થળમાં તે તે રીતના પોતાના વિવર્તને લીધે, તે તે પદાર્થપણાનો અનુભવ કરે છે. એ ચૈતન્ય હંસ, ક્રૌંચ, બગલા, કાગડા, સારસ, ઘોડા, નહાર, બગલી, હરિણ, વાનર, કિન્નર, કૃતગ, વટીક નામનાં પક્ષી, પિંગલ નામના પક્ષી, મેના, માખી, ભ્રમર, પોપટ અને એવા જ પ્રકારોની બીજી ઘણી ઘણી યોનિઓમાં ભમ્યા કરે છે. બુદ્ધિ, લક્ષ્મી, પ્રીતિ, રુચિ, તે તે માયા અને રાત્રિરૂપ પણ એ જ થાય છે. જેમ પાણીની ચકરીમાં ખડ ફર્યા કરે છે, તેમ સંસારમાં ફર્યા કરે છે; અને જેમ ગધેડી પોતાના શબ્દથી જ ભય પામે તેમ પોતાના સંકલ્પથી ભય પામે છે. એ જીવ ચૈતન્યના જેવું બીજું કોઈ પણ મુગ્ધ, અવિવેકી, ચંચળ કે નિર્બળ નથી. હે મહામુનિ વસિષ્ઠ! તમારી પાસે મેં આ જીવશક્તિનું નિરૂપણ કર્યું, કે જે જીવશક્તિ પ્રાકૃત કર્મોને પરવશ રાંક પશુના જેવા ધર્મવાળી, 'કર્માત્મા' એ નામને પામેલી, વાસ્તવિક સ્વરૂપનો વિચાર કરતાં અફસોસ કરવાનું જ પાત્ર; અને પોતાની મેળે જ ઘણાં દુઃખોવાળા અનંત વિભ્રમને પામેલી છે.[૧૦૫-૬] અવિદ્યા કે જેની સત્તા તથા સ્ફુરણા પોતાથી ન્યારાં નથી તેને લીધે જ એ જીવશક્તિએ, જેમ ચોખાનો દાણો ફોતરાનો- આશ્રય કરે છે, તેમ વિનાશી અને મિથ્યાભૂત અનિયમિત મેલનો આશ્રય કર્યો છે, કે જેથી જીવપણાને પામીને વ્યાપકપણાથી ભ્રષ્ટ થઈ છે, દુર્ભોગ્યપણાના પરિતાપોને પામ્યા કરે છે અને અનાથ સ્ત્રીની જેમ શોક કર્યા કરે છે. હે વસિષ્ઠમુનિ! એ જડ અવિદ્યાનું સામર્થ્ય જુઓ, કે જેથી જીવશક્તિ પોતાના સ્વરૂપનું સ્મરણ નહિ પામતાં રેંટના ઘડાના આકાશની પેઠે નીચે નીચે ઊતરવાને માટે જ કષ્ટ વેઠ્યા કરે છે.[૧૦૭-૯]

जडगतेरवलोकय शक्ततां निजपदस्मरणेन विनेह चित् । व्रजति कष्टमधःपतनाय वा यदरघट्टघटीघनपीठवत् ॥ १०९ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ચેત્યોન્મુખચિદ્વિચાર' એ નામનો સર્ગ ૩૦ મો સમાપ્ત**



## સર્ગ ૩૧ મો*

### શુદ્ધ ચૈતન્યનિદર્શન

॥ श्रीईश्वर उवाच ॥

चिनोत्यलीकमेवैवं सदुःखास्मीति भावनात् ।
चित्स्वमक्षीवता मोहपतिता संभ्रमे यथा ॥ १ ॥

સદાશિવ બોલ્યાઃ-હે વસિષ્ઠમુનિ! જેમ સ્વપ્નમાં પીધેલી મદિરાના ઘેનમાં પડેલી સ્ત્રી 'હું દુઃખવાળી છું' એવી ભાવનાથી ખોટા દુઃખનેજ મેળવી લે છે, તેમ અજ્ઞાનમાં પડેલી ચૈતન્યશક્તિ 'હું વિકલ્પોવાળી છું' એવી ભાવનાથી મિથ્યાભૂત જીવપણાને તથા જગતપણાને મેળવી લે છે. જેમ મદિરાના મદ વગેરેથી ફરી ગયેલી બુદ્ધિવાળી મુગ્ધા સ્ત્રી, પોતે જીવતી છતાં પણ, 'હું મરી ગઈ છું' એમ માનીને રડે છે, તેમ અજ્ઞાનથી સ્વરૂપને ભૂલેલી જીવશક્તિ નષ્ટ ન થયા છતાં પણ 'હું નષ્ટ છું' એમ માનીને રડે છે. જેમ કારણ વિના અકસ્માત્ વિપરીત થયેલી બુદ્ધિવાળી સ્ત્રી, ભમતા પદાર્થને પણ સ્થિર દેખે છે, તેમ અહંતાના ભ્રમમાં પડેલી જીવશક્તિ અસ્થિર જગતને પણ સ્થિર દેખે છે. ચૈતન્યરૂપ જીવશક્તિને સંસારનો અનુભવ થવામાં ચિત્ત જ કારણ છે, પણ વાસ્તવિક જોતાં ચિત્ત એ કાંઈ જ નથી; કેમકે ચિત્તને 'સત્' કે અસત્' પણ કહી શકાતું નથી, તેથી કેવળ તુચ્છજ છે. આ રીતે મુદ્દલ ચિત્ત જ નહિ હોવાને લીધે અને તેને લીધે દશ્યરૂપ જગત પણ નહિ હોવાથી, યત્નપૂર્વક ચિત્તને ચેતાવનારી ચૈતન્યશક્તિ પોતે ચિત્તરૂપ પણ નથી અને ચિત્તાધીન જગતરૂપ પણ નથી, પરંતુ શુદ્ધજ છે. જેમ પથરામાં તેલ નથી, તેમ ચૈતન્યશક્તિમાં દશ્ય, દર્શન કે દ્રષ્ટાપણું નથી. જેમ ચંદ્રમાં કાળાપણું નથી, તેમ ચૈતન્યશક્તિમાં કર્તા, કર્મ કે કરણપણું નથી. જેમ આકાશમાં નવો અંકુર નથી તેમ ચૈતન્યશક્તિમાં પ્રમાતા, પ્રમાણ કે પ્રમેયપણું નથી. જેમ નંદનવનમાં ખેરનું ઝાડ નથી, તેમ ચૈતન્યશક્તિમાં બુદ્ધિ, બોધ આપનાર કે બોદ્ધવ્યપણું નથી. જેમ આકાશમાં પર્વતપણું નથી, તેમ ચૈતન્યશક્તમાં હું, તું, કે તે પણું વગેરે નથી. જેમ કાજળમાં શંખપણું નથી, તેમ ચૈતન્યશક્તિમાં પોતાનું કે અન્યનું દેહપણું નથી.[૧-૮] જેમ પરમાણુમાં મેરુપર્વતો નથી, તેમ ચૈતન્યશક્તિમાં દ્વૈત કે અદ્વૈત નથી. જેમ અત્યંત ખારી ધરતીમાં લતા થતી નથી. તેમ ચૈતન્યશક્તિમાં નામ કે રૂપ નથી, જેમ સૂર્યમંડળમાં રાત્રિ નથી, તેમ ચૈતન્યશક્તિમાં કરવા લાયક કે નહિ કરવા લાયક કંઈ નથી. જેમ હિમમાં ઉષ્ણતા નથી, તેમ ચૈતન્યશક્તિમાં વસ્તુનો ધર્મ કે વસ્તુ ન હોવાનો ધર્મ પણ નથી. જેમ શિલાના ગર્ભમાં વૃક્ષ નથી, તેમ ચૈતન્યશક્તિમાં શૂન્યતા કે અશૂન્યતા નથી. જેમ આકાશમાં શૂન્યતા અને અશૂન્યતા—એ બન્નેનો વિચાર કરતાં કેવળપણારૂપ સ્વરૂપની સ્વચ્છતા જ બાકી રહે છે, તેમ ચૈતન્યશક્તિમાં પણ શૂન્યતા અને અશૂન્યતા—એ બન્નેનો વિચાર કરતાં કેવળપણારૂપ સ્વચ્છતા જ બાકી રહે છે. જીવનશક્તિ ચૈતન્ય હિરણ્યગર્ભના ચિત્તથી પ્રગટ થઈ છે; એટલે તેને સંસારરૂપ દુઃખ પ્રાપ્ત થયું છે એમ નથી; પણ કેવળ સંસારની ભાવનામાત્રથી સંસારરૂપ દુઃખ પ્રાપ્ત થયું છે. જ્ઞાની પુરુષ સંસારની ભાવના તજી દે છે કે

* આ એકત્રીસમા સર્ગમાં જીવપણા આદિનો નિષેધ કરીને શુદ્ધ ચૈતન્ય દેખાડવામાં આવશે.

તેને માટે પ્રયત્ન કરવામાં આવે નહિ તો તે ત્યાગ કેમ જ થાય? જે વસ્તુ અતિ સુલભ હોય, તેને માટે પણ જો કાંઈ પ્રયત્ન કરવામાં આવે નહિ તો તે વસ્તુ ક્યાં અને કેવી રીતે મળે? જે સર્વવ્યાપક ચૈતન્ય છે, તે અદ્વિતીય, નિર્વિકલ્પ, પરમ, એક જ, સર્વથી પર, અતિ સ્વચ્છ અને સૂર્ય આદિ તેજોને પણ પ્રકાશ આપનારી છે. એ પ્રકાશ આપનાર ચૈતન્ય સર્વમાં રહે છે, નિત્ય નિર્મળ નિત્ય પ્રકાશિત, મનથી રહિત, નિર્વિકાર અને નિર્લેપ છે. ઘડા, વસ્ત્ર, વડ, ભીંત, ગાડાં, વાનર, ગધેડા, અસુર, સમુદ્ર, ભૂત, નર અને નાગ એ સર્વમાં પણ એ જ ચૈતન્ય રહેલું છે.[૯–૧૮] જેમ દીવો પ્રકાશ જ કરે છે પણ કશી ક્રિયા કરતો નથી, તેમ ચૈતન્ય સાક્ષીની જેમ જ રહે છે, પણ ક્યાંય કશી ક્રિયા કરતું નથી.[૧૯] એ ચૈતન્ય નિર્મળ હોવા છતાં પણ દેહાદિકની ભાવનાથી મલિન જેવું થઈ ગયેલ છે, નિર્વિકલ્પ છતાં પણ દેહાદિની ભાવનાની સવિકલ્પ જેવું થઈ ગયેલ છે, ચેતન હોવા છતાં પણ દેહાદિની ભાવનાથી જડ જેવું થઈ ગયેલ છે અને વ્યાપક છતાં પણ દેહાદિની ભાવનાથી સંકોચનારું થઈ ગયેલ છે.[૨૦] જેમ લાંબો અને ઝીણો રેશમ વગેરેનો તાંતણો તકલી ઉપર વીંટાતાં, પોતાના અત્યંત લાંબા સ્વરૂપને પણ તેટલામાં જ સમેટીને બોરના જેવા કોકડાના આકારમાં ફેરવાય છે, તેમ નિર્વિકલ્પ, સૂક્ષ્મ અને સર્વવ્યાપક ચૈતન્ય, લિંગદેહમાં પ્રતિબિંબભાવથી આવીને, સઘળાં હાથપગ વગેરે અંગોમાં તથા મર્મો વગેરેમાં વ્યાપીને, સર્વમાં વ્યાપેલી પોતાની સંવિતને (જ્ઞાનશક્તિને) તેટલામાં જ સમેટાયેલી જેવી કરીને સંકોચને (કોકડાંને) પ્રાપ્ત કરે છે.[૨૧] એ ચૈતન્યશક્તિ જાગ્રતમાં વિષયોનાં દર્શનોથી તથા સંકલ્પોથી વ્યાપ્ત રહે છે, સ્વપ્નમાં વાસનામય વિષયોનાં દર્શનોથી તથા સંકલ્પોથી વ્યાપ્ત રહે છે અને સુષુપ્તિ કે જે સાક્ષીપણારૂપ બોધસ્વરૂપે રહે છે.[૨૨] જેમ સજ્જન ચિત્તમાં દુર્જનની સંગતિનો લાંબો સંસ્કાર લાગતાં, દુર્જનની પદ્ધતિઓને પામીને દુર્જન થઈ જાય છે, તેમ એ અત્યંત સ્વચ્છ બ્રહ્મચૈતન્ય જ દેહાદિકની ભાવનાના લાંબા સંસ્કારને લીધે, દેહાદિકની અહંતા–મમતાઓને પામીને અનુકૂળ પદાર્થોને મેળવવાની અને પ્રતિકૂળ પદાર્થોને ટાળવાની ચિંતાને પ્રાપ્ત થાય છે.[૨૩] જેમ સોનું મેલથી તાંબા જેવું લાગે છે અને મેલ ધોવાઈ જતાં પાછું સોનું જ રહે છે, તેમ બ્રહ્મચૈતન્ય દેહાદિકની ભાવનાથી જીવપણાને પ્રાપ્ત થાય છે અને એ ભાવના દૂર થતાં પાછું બ્રહ્મચૈતન્યપણાને પ્રાપ્ત થાય છે.[૨૩,૨૪] જેમ અરીસા ઉપરનો મેલ ટળી જતાં પ્રતિબિંબ દેખાય એવી સ્વચ્છતાને તે પ્રાપ્ત થાય છે, તેમ અજ્ઞાનથી થયેલો જીવભાવ ટળી જતાં, ચૈતન્ય કૈવલ્યપદને પ્રાપ્ત થાય છે.[૨૫] ચૈતન્યના સ્વરૂપનું ભાન ભૂલી જવું, એ અજ્ઞાનથી ખોટો સંસાર લાગુ પડે છે અને સ્વરૂપના જ્ઞાનથી, એ ખોટો સંસાર શાંત થઈ જાય છે. જ્યારે એ ચૈતન્ય ચૈતન્યપણાને લીધે પોતાની અંદર મિથ્યાભેદની ભાવના કરે છે, ત્યારે પોતે અવિનાશી હોવા છતાં પણ અહંતાને પામેલા જેવું થઈને જાણે બગડી ગયું હોય એવું થઈ જાય છે.[૨૭] જેમ પર્વતની ઊંચી ટોચ ઉપર રહેલા ઝાડનું ફળ, જરાક ગતિ થતાંની સાથે ક્યાંય નીચે જઈ પડે છે, તેમ ચૈતન્ય પોતાના સ્વરૂપને સહેજ પણ ભૂલી જતાં ક્યાંય નીચે જઈને પડે છે. (જીવભાવને પ્રાપ્ત થાય છે.) રૂપ આદિ પદાર્થોની જે સત્તા છે, તે ચૈતન્યની જ સત્તા છે અને જે ચૈતન્ય છે તે સર્વદા નિર્મળ જ છે. બેપણું કે એકપણું એ અજ્ઞાનથી થયું છે, એટલે તે જ્ઞાનથી લય પામે છે. જેમ પ્રકાશની સત્તામાત્રથી ક્રિયાઓમાં વ્યવહાર થાય છે, તેમ ચિત્તની સાક્ષીના સત્તામાત્રથી ચિત્તમાં તથા

પાસે રહે છે, ત્યારે વાયુ પ્રેરાય છે, તે વાયુથી કીકીઓનું ચલન થાય છે અને તે કીકીઓમાં રહેલી દીપ્તિ (તેજસઇન્દ્રિય) ચક્ષુ કહેવાય છે. એ ચક્ષુદ્વારા બહાર નીકળેલા અંતઃકરણથી ઘટાદિક વ્યાપ્ત થતાં ત્રિપુટીનો* જે એકંદર સામાન્ય બોધ થાય છે, તે પરમ ચૈતન્ય છે.[31] ચામડી અને પવન, કે જેઓ જડ અને તુચ્છ છે, તેઓ પાસે રહેલા ચૈતન્યથી પ્રેરાઇને સમાગમ પામે છે; અને તે ચામડીમાં જે ઇન્દ્રિય રહેલ છે, તે ત્વચા કહેવાય છે. એ ત્વચાદ્વારા બહાર નીકળેલા અંતઃકરણથી શીત–ઉષ્ણ આદિ દ્રવ્યો વ્યાપ્ત થતાં પદાર્થના આકારવાળી થયેલી મનોવૃત્તિ, કે જે સ્પર્શજ્ઞાન કહેવાય છે, તેનો જ નહિ પણ ત્રિપુટીનો જે એકંદરે સામાન્ય બોધ થાય છે, તે પરમ ચૈતન્ય છે.[32] પાસે રહેલા ચૈતન્યથી પ્રેરાયેલા પવનનો અને ઘ્રાણેંદ્રિયનો સંબંધ થતાં, ઘ્રાણદ્વારા બહાર નીકળેલા અંતઃકરણથી ગંધવાળાં દ્રવ્યો વ્યાપ્ત થતાં, ગંધના આકારવાળી થયેલી મનોવૃત્તિ, કે જે ગંધજ્ઞાન કહેવાય છે, તેનો જ નહિ, પણ ત્રિપુટીનો જે એકંદર સામાન્ય બોધ થાય છે, તે પરમ ચૈતન્યની પાસે રહેલા પ્રેરાયેલા પવનનો અને શ્રોત્રેંદ્રિયનો સંબંધ થતાં, શ્રોત્રદ્વારા બહાર નીકળેલા અંતઃકરણથી, શબ્દનો વિષય પ્રાપ્ત થતાં શબ્દના આકારવાળી થયેલી મનોવૃત્તિ, કે જે શબ્દજ્ઞાન કહેવાય છે; તેનો જ નહિ પણ ત્રિપુટીનો જે એકંદર સામાન્ય બોધ થાય છે, તે પરમ ચૈતન્ય છે. સંકલ્પથી પ્રવૃત્તિ થાય છે, સંકલ્પ એ મનનનો ક્રમ છે અને મનનના ક્રમથી ચિત્તની મલિનતા થાય છે. એ પ્રવૃત્તિ, સંકલ્પ તથા ચિત્તની મલિનતાને સાક્ષીરૂપે જાણનાર, જે આત્મ ચૈતન્ય છે, તે નિર્મળ છે.[33–35] અંદર તથા બહાર જે અનેક પ્રકારના ભેદો જણાય છે તેનું અધિષ્ઠાન જે સાક્ષી ચૈતન્ય છે તે પ્રકાશસ્વરૂપ, નિત્ય પોતાના સ્વરૂપમાં જ રહેલું અને જેમ સ્ફટિકમણિ પ્રતિબિંબોના આકારોને પોતાની અંદર ધારણ કરે છે, તેમ તે ચૈતન્ય પોતાની અંદર આ સઘળા જગતને ધારણ કરે છે નિર્વિકારપણે આ સઘળા જગતને ધરી રહેલું એ અદ્વિતીય ચૈતન્ય અસ્ત પામતું નથી, ગતિ પામતું નથી અને વધતું પણ નથી.[36,37] આ જીવપણું સંકલ્પથી મળેલું છે; એટલે જો દેહાદિ સંકલ્પનો ત્યાગ કરીને બ્રહ્મભાવની જ ભાવના થાય, તો તે બ્રહ્મભાવમાં જ રહે છે.[38] બ્રહ્મચૈતન્યનો રથ જીવ, જીવનો રથ અહંકાર, અહંકારનો રથ બુદ્ધિ, બુદ્ધિનો રથ મન, મનનો રથ પ્રાણ પ્રાણનો રથ જ્ઞાનેંદ્રિયોનો સમૂહ, જ્ઞાનેંદ્રિયોના સમૂહનો રથ દેહ અને દેહનો રથ કર્મેંદ્રિયોનો સમૂહ છે.[39,40] એ સઘળા રથો સંસારમાં ભ્રમણ જ કરાવે છે. જરા–મરણવાળા દેહોરૂપી પાંજરાંઓમાં પૂરાયેલું જીવોરૂપી પક્ષીઓનું ચક્ર, કે જે મૂળ કારણના માયારૂપી ઐશ્વર્યથી થયેલું છે, તે એવી રીતે ભમ્યા કરે છે.[41] આત્મામાં આ જગત ફેલાયેલા સ્વપ્નની પેઠે મિથ્યાભૂત પ્રતીત થાય છે. ઝાંઝવાનાં પાણીની જેમ રહેલું આ જગત જરા પણ સાચું નથી.[42] 'મનનો રથ પ્રાણ છે' એમ જે કહ્યું, તેનું કારણ એ છે કે, જ્યાં પ્રાણવાયુ હોય ત્યાં જ કલ્પના રહે છે.[43] જેમ જ્યાં પ્રકાશ હોય ત્યાં જ રૂપ દેખાય છે, તેમ જ્યાં બળવાન પ્રાણ હોય ત્યાં જ સંકલ્પ રહે છે.[44] જે વનપ્રદેશમાં વંટોળિયો હોય તે વનપ્રદેશમાં જ કંપ થાય છે, તેમ જ્યાં પ્રાણ હોય ત્યાં જ ચલન થાય છે. મન હૃદયાકાશમાં લીન થઈ જતાં પ્રાણ કંઈ ચેષ્ટા કરતો નથી.[45] જેમ તેજ લીન થઈ જતાં રૂપ દેખાતું નથી, તેમ મન હૃદયાકાશમાં લીન થતાં પ્રાણ ચાલતો નથી. જેમ વંટોળિયો શાંત થતાં ધૂળ રહેતી નથી, તેમ પ્રાણવાયુ શાંત થતાં મન અંદર જરા પણ

* અંતઃકરણ, ઇન્દ્રિયો અને વિષયો એ ત્રિપુટી છે અને તે ત્રિપુટી બીજું કંઈ નથી પણ પરમ ચૈતન્ય જ છે, એમ કહેવાનો ભાવ છે.

ચલિત થતું નથી. જ્યાં પ્રાણ હોય ત્યાં જ મન હોય છે. જ્યાં રથ જાય ત્યાં જ સારથિ રહે છે, તેમ જ્યાં પ્રાણવાયુ જાય ત્યાં જ મન રહે છે. પ્રાણપ્રેરિત ચિત્ત ક્ષણમાં દૂર જતું રહે છે. જેમ ગોફણથી ફેંકેલો પથરો ક્ષણમાત્રમાં દૂર પ્રદેશમાં જાય છે, તેમ પ્રાણથી પ્રેરાયેલું મન ક્ષણમાત્રમાં દૂર પ્રદેશમાં જાય છે. પ્રાણનો નિરોધ થાય તો મનનો ક્ષય થાય છે. જ્યાં પુષ્પ જાય ત્યાં ગંધ જાય છે, જ્યાં અગ્નિ જાય ત્યાં ગરમી જાય છે અને જ્યાં ચંદ્ર જાય ત્યાં ચાંદની જાય છે; તે જ પ્રમાણે જ્યાં પ્રાણવાયુ જાય ત્યાં મન જાય છે. પ્રાણવાયુના ચલનથી જ, પ્રત્યેક જ્ઞાન થાય છે અને પ્રાણવાયુ જ સઘળાં અંગોમાં અન્નના રસનો પ્રવેશ કરાવવાને માટે, સઘળી નાડીઓમાં ગતિ કરે છે. જો કે આકાશના જેવી સ્વચ્છ ચૈતન્યશક્તિ જડમાં તથા ચેતનમાં સર્વત્ર સમાન છે, તો પણ મન આદિ પદાર્થોથી ગોઠવાયેલા લિંગશરીરરૂપ પ્રાણની ગુહામાં બિંબ–પ્રતિબિંબભાવથી ચૈતન્યશક્તિનું બમણાપણું થવાથી અધિકપણું દેખાય છે.[૪૮–૫૧] કેમકે પ્રાણના ચલનથી લિંગશરીરમાં ચૈતન્યશક્તિ જાણે સ્પષ્ટ થઇને ચલિત થતી હોય એમ અનુભવાય છે. સઘળા જડ પદાર્થોમાં સત્તામાત્રરૂપે રહેલી ચૈતન્યશક્તિ દેહ નામના જડ પદાર્થમાં પ્રાણના ચલનથી જાગૃત જેવી થઇને, અધ્યાસવાળા જીવપણાના બળને લીધે વિષયાદિકને જાણે છે. જે દેહ જીવનદશામાં અનેક પ્રકારના નાનામોટા વૈભવો સાથે વ્યવહાર કરતો હોય, તે જ દેહ પ્રાણવાયુ જતા રહેતાં, મનનથી રહિત થવાથી તુરત ચલન વગરનો થઈ જાય છે. હે વસિષ્ઠમુનિ! જેમ ઘર આદિનું પ્રતિબિંબ અરીસામાં જ પડે છે, પણ પથરા વગેરેમાં પડતું નથી, તેમ ચૈતન્યનું જીવરૂપ પ્રતિબિંબ લિંગશરીરમાંજ પડે છે, બીજા કોઈમાં પડતું નથી. સઘળાં કાર્યોના મુખ્ય કારણરૂપ જે મન છે, તેને જ લિંગશરીર સમજો. બીજા આચાર્યોએ એ મનને જ, શિષ્યોને સરળતાથી સમજાવવા માટે, આ નગરી આદિ જુદાં જુદાં નામોથી તથા પ્રકારોથી કહ્યું છે. કલ્પનાઓથી ભરપૂર આ સઘળું દશ્યજાળ ચૈતન્યમાં જ ઉદય પામે છે, રહે છે અને લય પામે છે, એમ પાકી રીતે આપણા અનુભવમાં આવે છે અને મન જ દેહરૂપ થઇને ભમ્યા કરે છે, એ પણ નિશ્ચય છે; એટલા માટે જે કાંઈ આ જગત છે, તે સઘળું પરમ ચૈતન્યરૂપ જ છે, તેથી જુદું નથી એમ સમજો.[૫૨–૫૫]

यस्मादुदेति कलनाकुलदृश्यजालं यत्तत्र च स्थितवदित्यनुभूतमुच्चैः । यस्मान्मनो विपरिवर्तते देहदृष्ट्या सर्वं तु तत्परमवस्त्विनतिविद्धि विश्वम् ॥ ५६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'મનઃપ્રાણૈક્યપ્રતિપાદન' એ નામનો સર્ગ ૩૧ મો સમાપ્ત**

## सर्ग ३२ मो

### ચૈતન્યની દેહાદિકમાં સ્થિતિ[*]

॥ श्रीईश्वर उवाच ॥

मुने शृणु कथं कार्यकारिणी स्पंदशालिनी ।
चरंती च तनुं पुंसामुपैति परमाभिधाम् ॥ १ ॥

સદાશિવ બોલ્યાઃ—હે વસિષ્ઠમુનિ! પ્રાણીઓના લિંગશરીરમાં પેઠેલી એ ચૈતન્યશક્તિ શી રીતે આ લોક સંબંધી તથા પરલોક સંબંધી કાર્યોને કરે છે? તથા શી રીતે બ્રાહ્મણ આદિ નામોને પ્રાપ્ત થાય છે? અને શી રીતે દેહાદિકની ગતિ કરે છે? એ વિષે કહું છું તે સાંભળો. બ્રહ્મની અનાદિ માયારૂપ શક્તિ, પોતાના આશ્રયભૂત બ્રહ્મને આવરણથી નહિ જેવું કરી નાખીને

[*] આ બત્રીસમા સર્ગમાં લિંગશરીરમાં આવેલું ચૈતન્ય, જે રીતે દેહાદિકને ચલાવે છે અને જે રીતે દેહાંતરમાં જાય છે, તે સઘળું કહેવામા આવશે.

પુરુષ, મદ ઊતરી જતાં પોતાના કાર્યનું સ્મરણ કરીને અને નિર્મોહ થાય છે,) તેમ અજ્ઞાનથી પરવશ થયેલી ચૈતન્યશક્તિ, અજ્ઞાન ટળી જાય ત્યારે પોતાના સ્વરૂપને યાદ કરીને મોહરહિત થાય છે.[૧-૨૨] જેમ ગળત કોઢિયો માણસ ગલિત થયેલાં આંગળાંઓને ગતિ આપતો નથી, તેમ જ્યારે લિંગશરીરનો ઉપસંહાર થતાં પ્રાણ હાથ-પગ વગેરેનાં જ્ઞાનોને ચલન આપતો નથી, ત્યારે દેહમાં રહેલું હૃદયકમળ કોઈથી થડકો નહિ લાગવાને લીધે લાકડાના પાત્રની જેમ જરા પણ ચલિત થતું નથી. જેમ પાંખો ચલન વગરની થતાં બહારની પવનશક્તિઓ શાંત થઈ જાય છે, તેમ અંદરનું હૃદયકમળ ચલન વગરનું થતાં પ્રાણો શાંત થઈ જાય છે. આ રીતે વાયુ બંધ થતાંની સાથે જ, જેમ ઊડેલી ધૂળ પૃથ્વી પર બેસી જાય છે, તેમ અંદરનો સ્પર્શ દૂર થવાથી પ્રાણ શાંત થાય છે અને જીવ નામ–રૂપરહિત કારણસ્વરૂપને પામે છે. હે વસિષ્ઠ મુનિ! એ સમયમાં પ્રાણના ઉપરામથી રજ વગરનું તથા આધાર વિનાનું મન પણ, પ્રાણની સાથે કારણ-સ્વરૂપને પામીને, તે સ્વરૂપે અવશેષ રહીને ઝાડના જળથી સિંચાતા બીજની જેમ બીજા દેહનો આવિર્ભાવ કરવા તૈયાર થાય છે. આ રીતે ચારે-બાજુથી સઘળાં કારણો દૂર થવાથી, લિંગશરીર ચલન વગરનું થતાં, દેહ નિશ્ચળ થઈને પડી જાય છે. લિંગશરીરનું ચલન હૃદયકમળના ચલનથી થાય છે, હૃદયકમળનું ચલન તે પહેલાંની ભોક્તા-પણા આદિના સ્મરણરૂપ વાસનાઓના ચલનથી થાય છે અને વાસનાઓનું ચલન સ્વરૂપના અજ્ઞા-નને લીધે ચૈતન્યમાં થયેલા દશ્યાકાર સ્ફુરણથી થાય છે. હૃદયકમળના ચલનથી લિંગશરીરનું ચલન થાય છે અને હૃદયકમળરૂપી યંત્રનું ચલન રોકાયાથી લિંગશરીરનું ચલન રોકાઈ જાય છે. હે વસિષ્ઠમુનિ! જ્યાં સુધી દેહમાં લિંગશરીર હોય, ત્યાં સુધી દેહ જીવતો કહેવાય છે અને લિંગશરીર શાંત થાય, ત્યારે દેહ મરી ગયેલો કહેવાય છે. જેમ પંખો રોકાઈ જતાં પવનનો સમૂહ શાંત થઈ જાય છે, તેમ વાત, પિત્ત તથા કફ કે જેઓ પરસ્પરથી વિરુદ્ધ છે, તેમના તથા રાગ–દ્વેષાદિકના પ્રકોપથી અને શસ્ત્ર આદિથી થયેલી છેદન–ભેદન આદિ દશાઓને લીધે, દેહની અંદર હૃદયકમળરૂપી યંત્રનું ચલન અટકી જતાં, લિંગશરીરનું ચલન પણ ધીરે ધીરે અટકી જાય છે. શરીરમાં રહેલો જીવ હૃદયકમળરૂપી યંત્ર ચાલ્યા કરતાં, ઉત્પન્ન થતા પોતાના સંકલ્પોને લીધે હજારો દુઃખને પ્રાપ્ત થયા કરે છે. જેમના હૃદયમાં સર્વદા રાગદ્વેષાદિકથી રહિત નિર્મળ વાસના જ રહેતી હોય, તે જીવો જીવન્મુક્ત કહે-વાય છે, સર્વદા એકસરખી રીતે સ્થિર રૂપવાળા કહેવાય છે અને તેઓ લાંબું-આયુષ્ય ભોગવે છે. હૃદયકમળરૂપ યંત્ર રોકાઈ જતાં અને પ્રાણવાયુ શાંત થતાં, આ દેહ, તુરત જ લાકડું તથા ઢેફાના જેવો થઈને, ધરતી પર પડે છે. જે રીતે હૃદયા-કાશના પ્રાણરૂપી પવનમાં લિંગશરીર લીન થાય છે, તે રીતે ત્યારે તેમાં જ મન લય પામે છે. વાસનાઓથી વ્યાપ્ત અને જેણે અનાદિ કાળથી શરીરાદિકપણાનો જ અભ્યાસ કર્યો હોય છે એવું મન, જ્યાં ત્યાં ભટકીને સ્વર્ગ, નરક આદિને જુએ છે. જેમ ઘરનાં માણસો દૂર જતાં ઘર શૂન્ય લાગે છે, તેમ મનથી તથા પ્રાણવાયુથી રહિત થયેલું શરીર શબપણાને પ્રાપ્ત થાય છે. જે સર્વવ્યાપક બ્રહ્મચૈતન્ય છે, તે જ દશ્યાકાર સ્ફુરણને લીધે મન-રૂપ અથવા લિંગશરીરરૂપ થઈને નિર્વાહને યોગ્ય શરીરવાળું થાય છે.[૨૮-૪૦] નિર્વાહ યોગ્ય શરીર કે જે પાંચ સૂક્ષ્મ ભૂતોના સમુદાયરૂપ ચિત્ત જ છે, તેનો અધ્યાસ ધારણ કરીને રહેલું, બ્રહ્મચૈતન્ય જ સંકલ્પને લીધે સ્વપ્નના ભ્રમ જેવા સ્થૂલ આકારને જુએ છે. પછી તે સ્થૂલ આકારની દૃઢ ભાવનાથી તેમાં જ અહંતાને પામીને, ક્ષણમાત્રમાં નિર્વાહને યોગ્ય દેહપણાને-સંપૂર્ણ રીતે ભૂલી જાય છે.

અનાદિ કાળથી માંડીને સંચયને લીધે અત્યંત પુષ્ટ થયેલાં, વિચિત્ર વાસનાવાળાં કાયિક, વાચિક તથા માનસિક એવાં અનેક કર્મોથી, લિંગશરીરરૂપે પરિણામ પામીને બ્રહ્મની સત્તાથી તથા પોતાના સ્વભાવથી ચૈતન્યપણારૂપ તથા જડપણારૂપ એમ બંને સ્વભાવને પ્રાપ્ત થઇને, વ્યવહારને લાયક થઈ-ને જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિય આદિની પરંપરા-થી સંસારરૂપે નાચે છે. હે વસિષ્ઠમુનિ! માયારૂપ કલંકવાળું, એ બ્રહ્મચૈતન્ય ગંધર્વનગરના જેવા આ જગતને, માયાનો વિચાર નહિ કરવાથી કરે છે અને વિચારથી નથી કરતું. જો ચિત્તાદિ ન હોય તો દેહ ભીંતની જેમ મૂગો રહે છે. ચિત્તા-દિ હોવાને લીધે જ દેહ આકાશમાં ફેંકાયેલા પથ-રાની પેઠે ચેષ્ટાઓ કરે છે. જેમ ચુંબક નિકટ હોવાને લીધે અત્યંત જડ લોઢું ચેષ્ટા કરે છે, તેમ જીવ સર્વવ્યાપક બ્રહ્મના સામીપ્યથી વ્યાપારો કરે છે. જેમ અરીસો કેવળ દ્રવ્યનું જ નહિ પણ રૂપાદિકના પ્રતિબિંબનું ગ્રહણ કરે છે, તેમ લિંગશરીરે ગ્રહણ કરેલું બ્રહ્મ, પોતે દ્રવ્ય ન હોવા છતાં પણ તેના પ્રતિબિંબથી જ આ જીવ અત્યંત સ્ફુરે છે. જેમ બ્રાહ્મણ મોહથી પોતાનો સ્વભાવ ભૂલી જવાને લીધે શુદ્રપણાને પ્રાપ્ત થાય છે, તેમ આ જીવ પોતાનો બ્રહ્મસ્વભાવ ભૂલી જવાને લીધે જડપણાને પ્રાપ્ત થયો છે. જેમ હરિશ્ચંદ્ર આદિ મહાત્માઓ પણ મોહથી ચિત્તનો વિભ્રમ થવાને લીધે દીનપણાને પ્રાપ્ત થયા હતા, તેમ જીવ પોતાના બ્રહ્મસ્વભાવને ભૂલી જવાથી મલિનપણા આદિને પ્રાપ્ત થયેલ છે. જેમ તરંગોની પંક્તિ જળને ગતિ આપે છે, તેમ પ્રાણના એકપણાને પામીને જડ તથા પરવશ થયેલો જીવ, દેહાદિકને ગતિ [illegible] થયેલો, વાયુ [illegible] તું આપે છે, તે [illegible] થયેલો અને તેથી જ દીન તથા ક્રિયા કરનાર બનેલો મનનશક્તિવાળો જીવ, દેહારૂપી યંત્રોને ગતિ આપે છે. હે વસિષ્ઠમુનિ! પરમાત્માએ શરીરે-રૂપી ગાડાંઓને ખેંચવાને માટે મન તથા પ્રાણ-રૂપી બે મજબૂત બળદ બનાવેલા છે. ચૈતન્ય જડ જીવ બની, મનરૂપી રથમાં બેઠેલું છે, જેને પ્રાણ-રૂપી ઘોડાઓ ખેંચે છે. તે જીવ જાગૃતિમાં અને સ્વપ્નમાં અનેક પદાર્થોને પકડે છે અને ગાઢ નિદ્રામાં પદાર્થો દૂર થવાને લીધે અવિદ્યારૂપ અંધ-કારમાં પડ્યું રહે છે. અને તેમ છતાં પણ જેમ તરંગ જળપણાને છોડતો નથી, તેમ પોતાના વાસ્તવિક સ્વરૂપને છોડતું નથી. એ જીવચૈત-ન્ય જ વ્યાવહારિક તથા પ્રાતિભાસિક પદાર્થોરૂપે ચારેબાજુ ઉદય પામે છે. જેમ દર્પણમાં રહેલું રૂપ, પ્રકાશને લીધે જ સ્ફુરે છે, તેમ જીવ પોતાના સ્વરૂપભૂત પરમ ચૈતન્યના હોવાથી જ વૃત્તિ-ઓમાં સ્ફુરે છે. જેમ દીવો હોવાથી ઘર પ્રકાશ-વાળું રહે છે, તેમ પરમાત્મારૂપ નિર્દોષ ચૈતન્ય તત્ત્વના હોવાને લીધે જ જીવ જીવનવાળો રહે છે. જેમ જળમાં તરંગપણું થાય છે અને તરંગમાં ક્ષીણપણું થાય છે, તેમ જીવને શરીરમાં મોટી વ્યાધિઓ અને મનમાં મોટી ચિંતાઓ થાય છે. આધિ તથા વ્યાધિઓથી વ્યાપ્ત થયેલા શરીર-રૂપી કમળમાં ભ્રમરની પેઠે રહેનારો જીવ, જેમ જળ તરંગપણું પ્રાપ્ત થતાં વિષમપણાને પ્રાપ્ત થાય છે, તેમ શરીરનો દૃઢ અધ્યાસ પ્રાપ્ત થતાં દીનતા આદિ વિષમપણાને પ્રાપ્ત થાય છે. જેમ સૂર્ય પોતે જ પ્રકાશિત કરેલાં વાદળાંઓથી ઢંકાઈ જાય છે, તેમ ચૈતન્યશક્તિ સર્વ શક્તિવાળી હોવા-ને લીધે, પોતે જ પ્રકાશિત કરેલા દેહના યોગથી હું ચૈતન્ય નથી' એવી ભાવનાથી પરવશ થઈ જાય છે. જેમ મદિરાના પ્રબળ મદથી પરવશ થયેલા પુરુષના અંગ પર તલવારના ઘા થાય, તો પણ તે જાણી શકતો નથી, તેમ પરવશપણાથી તે તે યોનિઓમાં અવતરતી ચૈતન્યશક્તિ મૂઢપણાને લીધે પોતાના ચૈતન્યપણાનું જ્ઞાન મેળવી શકતી નથી. જેમ મદિરાના પ્રબળ મદથી ઘેરાયેલો

પુરુષ, મદ ઊતરી જતાં પોતાના કાર્યનું સ્મરણ કરીને અને નિર્મોહ થાય છે,) તેમ અજ્ઞાનથી પરવશ થયેલી ચૈતન્યશક્તિ, અજ્ઞાન ટળી જાય ત્યારે પોતાના સ્વરૂપને યાદ કરીને મોહરહિત થાય છે.[૧-૨૭] જેમ ગળત કોઢિયો માણસ ગલિત થયેલાં આંગળાંઓને ગતિ આપતો નથી, તેમ જ્યારે લિંગશરીરનો ઉપસંહાર થતાં પ્રાણ હાથ-પગ વગેરેનાં જ્ઞાનોને ચલન આપતો નથી, ત્યારે દેહમાં રહેલું હૃદયકમળ કોઈથી થડકા નહિ લાગવાને લીધે લાકડાના પાત્રની જેમ જરા પણ ચલિત થતું નથી. જેમ પાંખો ચલન વગરની થતાં બહારની પવનશક્તિઓ શાંત થઈ જાય છે, તેમ અંદરનું હૃદયકમળ ચલન વગરનું થતાં પ્રાણો શાંત થઈ જાય છે. આ રીતે વાયુ બંધ થતાંની સાથે જ, જેમ ઊડેલી ધૂળ પૃથ્વી પર બેસી જાય છે, તેમ અંદરનો સ્પર્શ દૂર થવાથી પ્રાણ શાંત થાય છે અને જીવ નામ–રૂપરહિત કારણસ્વરૂપને પામે છે. હે વસિષ્ઠ મુનિ! એ સમયમાં પ્રાણના ઉપરામથી રજ વગરનું તથા આધાર વિનાનું મન પણ, પ્રાણની સાથે કારણ-સ્વરૂપને પામીને, તે સ્વરૂપે અવશેષ રહીને ઝાડના જળથી સિંચાતા બીજની જેમ બીજા દેહનો આવિર્ભાવ કરવા તૈયાર થાય છે. આ રીતે ચારે-બાજુથી સઘળાં કારણો દૂર થવાથી, લિંગશરીર ચલન વગરનું થતાં, દેહ નિશ્ચળ થઇને પડી જાય છે. લિંગશરીરનું ચલન હૃદયકમળના ચલનથી થાય છે, હૃદયકમળનું ચલન તે પહેલાંની ભોક્તા-પણા આદિના સ્મરણરૂપ વાસનાઓના ચલનથી થાય છે અને વાસનાઓનું ચલન સ્વરૂપના અજ્ઞા-નને લીધે ચૈતન્યમાં થયેલા દશ્યાકાર સ્ફુરણથી થાય છે. હૃદયકમળના ચલનથી લિંગશરીરનું ચલન થાય છે અને હૃદયકમળરૂપી યંત્રનું ચલન રોકાયાથી લિંગશરીરનું ચલન રોકાઈ જાય છે. હે વસિષ્ઠમુનિ! જ્યાં સુધી દેહમાં લિંગશરીર હોય, ત્યાં સુધી દેહ જીવતો કહેવાય છે અને લિંગશરીર શાંત થાય, ત્યારે દેહ મરી ગયેલો કહેવાય છે. જેમ પંખો રોકાઈ જતાં પવનનો સમૂહ શાંત થઈ જાય છે, તેમ વાત, પિત્ત તથા કફ કે જેઓ પરસ્પરથી વિરુદ્ધ છે, તેમના તથા રાગ–દ્વેષાદિકના પ્રકોપથી અને શસ્ત્ર આદિથી થયેલી છેદન–ભેદન આદિ દશાઓને લીધે, દેહની અંદર હૃદયકમળરૂપી યંત્રનું ચલન અટકી જતાં, લિંગશરીરનું ચલન પણ ધીરે ધીરે અટકી જાય છે. શરીરમાં રહેલો જીવ હૃદયકમળરૂપી યંત્ર ચાલ્યા કરતાં, ઉત્પન્ન થતા પોતાના સંકલ્પોને લીધે હજારો દુઃખને પ્રાપ્ત થયા કરે છે. જેમના હૃદયમાં સર્વદા રાગદ્વેષાદિકથી રહિત નિર્મળ વાસના જ રહેતી હોય, તે જીવો જીવન્મુક્ત કહે-વાય છે, સર્વદા એકસરખી રીતે સ્થિર રૂપવાળા કહેવાય છે અને તેઓ લાંબું-આયુષ્ય ભોગવે છે. હૃદયકમળરૂપ યંત્ર રોકાઈ જતાં અને પ્રાણવાયુ શાંત થતાં, આ દેહ, તુરત જ લાકડું તથા ઢેફાના જેવો થઈને, ધરતી પર પડે છે. જે રીતે હૃદયા-કાશના પ્રાણરૂપી પવનમાં લિંગશરીર લીન થાય છે, તે રીતે ત્યારે તેમાંજ મન લય પામે છે. વાસનાઓથી વ્યાપ્ત અને જેણે અનાદિ કાળથી શરીરાદિકપણાનો જ અભ્યાસ કર્યો હોય છે એવું મન, જ્યાં ત્યાં ભટકીને સ્વર્ગ, નરક આદિને જુએ છે. જેમ ઘરનાં માણસો દૂર જતાં ઘર શૂન્ય લાગે છે, તેમ મનથી તથા પ્રાણવાયુથી રહિત થયેલું શરીર શબપણાને પ્રાપ્ત થાય છે. જે સર્વવ્યાપક બ્રહ્મચૈતન્ય છે, તે જ દશ્યાકાર સ્ફુરણને લીધે મન-રૂપ અથવા લિંગશરીરરૂપ થઈને નિર્વાહને યોગ્ય શરીરવાળું થાય છે.[૨૮-૪૦] નિર્વાહ યોગ્ય શરીર કે જે પાંચ સૂક્ષ્મ ભૂતોના સમુદાયરૂપ ચિત્ત જ છે, તેનો અધ્યાસ ધારણ કરીને રહેલું, બ્રહ્મચૈતન્ય જ સંકલ્પને લીધે સ્વપ્નના ભ્રમ જેવા સ્થૂલ આકારને જુએ છે. પછી તે સ્થૂલ આકારની દૃઢ ભાવનાથી તેમાંજ અહંતાને પામીને, ક્ષણમાત્રમાં નિર્વાહને યોગ્ય દેહપણાને-સંપૂર્ણ રીતે ભૂલી જાય છે.

આ સ્થૂલદેહ કે જે મિથ્યાભૂત જ છે, તેમાં જેણે કૃત્રિમ ભાવના કરી હોય છે, એવું એ ચૈતન્ય ખોટા જગતને સત્ય માની લે છે અને પોતાના સાચા બ્રહ્મપણાને ખોટું માની લે છે. સર્વવ્યાપક બ્રહ્મચૈતન્ય, બુદ્ધિમાં પ્રતિબિંબિત થયેલા અંશથી જીવરૂપ થઈને મનરૂપ થાય છે; મન લિંગશરીરરૂપી રથમાં ગોઠવાય છે અને તે ગોઠવાયાથી જગત થાય છે. જેમ વેતાલ શબની અંદર પેસીને શબને ઉઠાડે છે, તેમ જ્યારે વાયુની પ્રધાનતાવાળું લિંગશરીર, દેહની અંદર પેસીને દેહને ઉઠાડે છે, ત્યારે લોકો 'દેહ જીવે છે' એમ કહે છે. લિંગશરીર ક્ષીણ થતાં, જ્યારે ચિત્ત બ્રહ્મમાં લીન થાય છે, ત્યારે આ દેહ ચેષ્ટા વિનાનો જણાય છે અને 'મુવો' એમ પણ કહેવાય છે. જીવ પોતાના સ્વભાવને લીધે, અજર તથા અમર બ્રહ્મપણાને ભૂલીને પરવશ થાય છે અને જેમ પાંદડું કાળને લીધે સુકાઈ જાય છે તેમ અશક્ત બની જાય છે. વાસનાશક્તિનો સ્પર્શ ન થવાથી હૃદયકમળરૂપી યંત્ર અટકી જતાં અને પ્રાણ રોકાઈ જતાં માણસ મરી જાય છે. હે વસિષ્ઠમુનિ ! જેમ ઝાડનાં જુદાં જુદાં નવાં થતાં પાંદડાંઓ કાળની ગતિથી ખરી પડે છે, તેમ જીવોનાં નવાં થતાં જુદાં જુદાં શરીરો કાળની ગતિથી નષ્ટ થયા કરે છે. જીવોનાં શરીરો અને ઝાડનાં પાંદડાંઓ ઉત્પન્ન થયા કરે છે અને નષ્ટ પણ થયા કરે છે; માટે તેઓને માટે શી ચિંતા કરવી કે શો વિલાપ કરવો ? ચૈતન્યરૂપી સમુદ્રમાં આ શરીરોરૂપી પરપોટાઓની જુદી જુદી પંક્તિઓ સ્ફુર્યા કરે છે; માટે બુદ્ધિમાન પુરુષે તેમાં ભરોંસો રાખવો જ નહિ. જેમ કાચ આદિ પારદર્શક પદાર્થ વિના બીજો કોઈ પદાર્થ, અન્ય પદાર્થોના પ્રતિબિંબનું ગ્રહણ કરવાને યોગ્ય નથી, તેમ ચિત્ત વિના બીજું કોઈ પણ ચૈતન્ય પ્રતિબિંબનું ગ્રહણ કરવાને યોગ્ય નથી. ચૈતન્ય સર્વવ્યાપક છે પણ ચિત્તમાં જ પ્રતિબિંબિત થાય છે. ભરપૂર ચૈતન્યરૂપ નિર્મળ આકાશમાં, પૂર્વજન્મમાં કરેલાં કર્મોનાં પરિણામોરૂપ, અનિર્વચનીય, ઉપરઉપરથી જ સારી લાગે એવી અને અનેક પ્રકારના પોકારોવાળી જીવ તથા જગતરૂપ કલ્પનાઓ, જન્મ—મરણ ઇત્યાદિની ભ્રાંતિઓથી આત્માને મૂઢ બનાવી દેવાને માટે અને તપાવવાને માટે જ પ્રતીત થાય છે. ૨૦-૫૨

चिदमलनभसि प्रयत्नरूपाः परिविततं तद्‌-
तन्मयाः स्फुरंति । कलकलमुखराः स्फुटाभिरामा
विविधशरीरविमोहतापनाय ॥ ५२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'દેહપાતવિચાર' એ નામનો સર્ગ ૩૨ મો સમાપ્ત

## सर्ग ३३ मो×

### દ્વૈતનિવારણની યુક્તિઓ

॥ वसिष्ठ उवाच ॥

चंद्रार्धशेखरधर चिच्चयस्य महात्मनः ।
अनंतस्यैकरूपस्य द्वित्वं कथमुपागतम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ—મુકુટમાં અર્ધચંદ્રને ધારણ કરનારા હે સદાશિવ ! ચૈતન્યતત્ત્વ કે જે સઘળા આકારોથી રહિત છે, ભરપૂર છે અને સજાતીય,* વિજાતીય તથા સ્વગત, એ ત્રણે ભેદોથી રહિત છે, તેને જીવરૂપ સજાતીય અને જડ જગતરૂપ વિજાતીય ભેદ કેવી રીતે થયો ? જો એમ કહેશો કે, 'આ બેપણું થવામાં કોઈ કારણ નથી,' તો એક શંકા થશે કે, આ ભેદ અનંત કોટિ બંધનોથી દૃઢ થયેલો છે અને લાંબા કાળના સદ્‌વાસથી તે પોતાનો સ્વભાવ બની ગયો છે; એટલે

× આ તેત્રીસમા સર્ગના જીવ તથા જગતના ભેદો ભ્રમથી કલ્પાયેલા હોવાને લીધે, વસ્તુતઃ વિચાર કરતાં ટકી શકતા જ નથી. એ વિષેની યુક્તિઓ કહેવામાં આવશે.

* એક ગાય બીજી ગાયથી જુદી પડે તે સજાતીય ભેદ; એક ગાય ભેંસથી જુદી પડે તે વિજાતીય ભેદ અને તે ગાય પોતાના અંગમાં ભાગવિભાગથી જુદી પડે તે સ્વગત ભેદ કહેવાય છે. બ્રહ્મ આ ત્રણે ભેદથી રહિત છે.

પુરુષ, મદ ઊતરી જતાં પોતાના કાર્યનું સ્મરણ કરીને અને નિર્મોહ થાય છે,) તેમ અજ્ઞાનથી પરવશ થયેલી ચૈતન્યશક્તિ, અજ્ઞાન ટળી જાય ત્યારે પોતાના સ્વરૂપને યાદ કરીને મોહરહિત થાય છે.[૧-૨૨] જેમ ગળતે કોઢિયો માણસ ગલિત થયેલાં આંગળાંઓને ગતિ આપતો નથી, તેમ જ્યારે લિંગશરીરનો ઉપસંહાર થતાં પ્રાણ હાથ-પગ વગેરેનાં જ્ઞાનોને ચલન આપતો નથી, ત્યારે દેહમાં રહેલું હૃદયકમળ કોઈથી થડકા નહિ લાગવાને લીધે લાકડાના પાત્રની જેમ જરા પણ ચલિત થતું નથી. જેમ પાંખો ચલન વગરની થતાં બહારની પવનશક્તિઓ શાંત થઈ જાય છે, તેમ અંદરનું હૃદયકમળ ચલન વગરનું થતાં પ્રાણો શાંત થઈ જાય છે. આ રીતે વાયુ બંધ થતાંની સાથે જ, જેમ ઊડેલી ધૂળ પૃથ્વી પર બેસી જાય છે, તેમ અંદરનો સ્પર્શ દૂર થવાથી પ્રાણ શાંત થાય છે અને જીવ નામ-રૂપરહિત કારણસ્વરૂપને પામે છે. હે વસિષ્ઠ મુનિ! એ સમયમાં પ્રાણના ઉપરામથી રજ વગરનું તથા આધાર વિનાનું મન પણ, પ્રાણની સાથે કારણ-સ્વરૂપને પામીને, તે સ્વરૂપે અવશેષ રહીને ઝાડના જળથી સિંચાતા બીજની જેમ બીજા દેહનો આવિર્ભાવ કરવા તૈયાર થાય છે. આ રીતે ચારે-બાજુથી સઘળાં કારણો દૂર થવાથી, લિંગશરીર ચલન વગરનું થતાં, દેહ નિશ્ચળ થઇને પડી જાય છે. લિંગશરીરનું ચલન હૃદયકમળના ચલનથી થાય છે, હૃદયકમળનું ચલન તે પહેલાંની ભોક્તા-પણા આદિના સ્મરણરૂપ વાસનાઓના ચલનથી થાય છે અને વાસનાઓનું ચલન સ્વરૂપના અજ્ઞા-નને લીધે ચૈતન્યમાં થયેલા દશ્યાકાર સ્ફુરણથી થાય છે. હૃદયકમળના ચલનથી લિંગશરીરનું ચલન થાય છે અને હૃદયકમળરૂપી યંત્રનું ચલન રોકાયાથી લિંગશરીરનું ચલન રોકાઈ જાય છે. હે વસિષ્ઠમુનિ! જ્યાં સુધી દેહમાં લિંગશરીર હોય, ત્યાં સુધી દેહ જીવતો કહેવાય છે અને લિંગશરીર શાંત થાય, ત્યારે દેહ મરી ગયેલો કહેવાય છે. જેમ પંખો રોકાઈ જતાં પવનનો સમૂહ શાંત થઈ જાય છે, તેમ વાત, પિત્ત તથા કફ કે જેઓ પરસ્પરથી વિરુદ્ધ છે, તેમના તથા રાગ-દ્વેષાદિકના પ્રકોપથી અને શસ્ત્ર આદિથી થયેલી છેદન-ભેદન આદિ દશાઓને લીધે, દેહની અંદર હૃદયકમળરૂપી યંત્રનું ચલન અટકી જતાં, લિંગશરીરનું ચલન પણ ધીરે ધીરે અટકી જાય છે. શરીરમાં રહેલો જીવ હૃદયકમળરૂપી યંત્ર ચાલ્યા કરતાં, ઉત્પન્ન થતા પોતાના સંકલ્પોને લીધે હજારો દુઃખને પ્રાપ્ત થયા કરે છે. જેમના હૃદયમાં સર્વદા રાગદ્વેષાદિકથી રહિત નિર્મળ વાસના જ રહેતી હોય, તે જીવો જીવન્મુક્ત કહે-વાય છે, સર્વદા એકસરખી રીતે સ્થિર રૂપવાળા કહેવાય છે અને તેઓ લાંબું આયુષ્ય ભોગવે છે. હૃદયકમળરૂપ યંત્ર રોકાઈ જતાં અને પ્રાણવાયુ શાંત થતાં, આ દેહ, તુરત જ લાકડું તથા ઢેફાના જેવો થઈને, ધરતી પર પડે છે. જે રીતે હૃદયા-કાશના પ્રાણરૂપી પવનમાં લિંગશરીર લીન થાય છે, તે રીતે ત્યારે તેમાં જ મન લય પામે છે. વાસનાઓથી વ્યાપ્ત અને જેણે અનાદિ કાળથી શરીરાદિકપણાનો જ અભ્યાસ કર્યો હોય છે એવું મન, જ્યાં ત્યાં ભટકીને સ્વર્ગ, નરક આદિને જુએ છે. જેમ ઘરનાં માણસો દૂર જતાં ઘર શૂન્ય લાગે છે, તેમ મનથી તથા પ્રાણવાયુથી રહિત થયેલું શરીર શબપણાને પ્રાપ્ત થાય છે. જે સર્વવ્યાપક બ્રહ્મચૈતન્ય છે, તે જ દશ્યાકાર સ્ફુરણને લીધે મન-રૂપ અથવા લિંગશરીરરૂપ થઈને નિર્વાહને યોગ્ય શરીરવાળું થાય છે.[૨૮-૪૦] નિર્વાહ યોગ્ય શરીર કે જે પાંચ સૂક્ષ્મ ભૂતોના સમુદાયરૂપ ચિત્ત જ છે, તેનો અધ્યાસ ધારણ કરીને રહેલું, બ્રહ્મચૈતન્ય જ સંકલ્પને લીધે સ્વપ્નના ભ્રમ જેવા સ્થૂલ આકારને જુએ છે. પછી તે સ્થૂલ આકારની દૃઢ ભાવનાથી તેમાં જ અહંતાને પામીને, ક્ષણમાત્રમાં નિર્વાહને યોગ્ય દેહપણાને-સંપૂર્ણ રીતે ભૂલી જાય છે.

આ સ્થૂલદેહ કે જે મિથ્યાભૂત જ છે, તેમાં જેણે કૃત્રિમ ભાવના કરી હોય છે, એવું એ ચૈતન્ય ખોટા જગતને સત્ય માની લે છે અને પોતાના સાચા બ્રહ્મપણાને ખોટું માની લે છે. સર્વવ્યાપક બ્રહ્મચૈતન્ય, બુદ્ધિમાં પ્રતિબિંબિત થયેલા અંશથી જીવરૂપ થઈને મનરૂપ થાય છે; મન લિંગશરીરરૂપી રથમાં ગોઠવાય છે અને તે ગોઠવાયાથી જગત થાય છે. જેમ વેતાલ શબની અંદર પેસીને શબને ઉઠાડે છે, તેમ જ્યારે વાયુની પ્રધાનતાવાળું લિંગશરીર, દેહની અંદર પેસીને દેહને ઉઠાડે છે, ત્યારે લોકો 'દેહ જીવે છે' એમ કહે છે. લિંગશરીર ક્ષીણ થતાં, જ્યારે ચિત્ત બ્રહ્મમાં લીન થાય છે, ત્યારે આ દેહ ચેષ્ટા વિનાનો જણાય છે અને 'મુવો' એમ પણ કહેવાય છે. જીવ પોતાના સ્વભાવને લીધે, અજર તથા અમર બ્રહ્મપણાને ભૂલીને પરવશ થાય છે અને જેમ પાંદડું કાળને લીધે સુકાઈ જાય છે તેમ અશક્ત બની જાય છે. વાસનાશક્તિનો સ્પર્શ ન થવાથી હૃદયકમળરૂપી યંત્ર અટકી જતાં અને પ્રાણ રોકાઈ જતાં માણસ મરી જાય છે. હે વસિષ્ઠમુનિ ! જેમ ઝાડનાં જુદાં જુદાં નવાં થતાં પાંદડાંઓ કાળની ગતિથી ખરી પડે છે, તેમ જીવોનાં નવાં થતાં જુદાં જુદાં શરીરો કાળની ગતિથી નષ્ટ થયા કરે છે. જીવોનાં શરીરો અને ઝાડનાં પાંદડાંઓ ઉત્પન્ન થયા કરે છે અને નષ્ટ પણ થયા કરે છે; માટે તેઓને માટે શી ચિંતા કરવી કે શો વિલાપ કરવો ? ચૈતન્યરૂપી સમુદ્રમાં આ શરીરોરૂપી પરપોટાઓની જુદી જુદી પંક્તિઓ સ્ફુર્યા કરે છે; માટે બુદ્ધિમાન પુરુષે તેમાં ભરોંસો રાખવો જ નહિ. જેમ કાચ આદિ પારદર્શક પદાર્થ વિના બીજો કોઈ પદાર્થ, અન્ય પદાર્થોના પ્રતિબિંબનું ગ્રહણ કરવાને યોગ્ય નથી, તેમ ચિત્ત વિના બીજું કોઈ પણ ચૈતન્ય પ્રતિબિંબનું ગ્રહણ કરવાને યોગ્ય નથી. ચૈતન્ય સર્વવ્યાપક છે પણ ચિત્તમાં જ પ્રતિબિંબિત થાય છે. ભરપૂર ચૈતન્યરૂપ નિર્મળ આકાશમાં, પૂર્વજન્મમાં કરેલાં કર્મોનાં પરિણામોરૂપ, અનિર્વચનીય, ઉપરઉપરથી જ સારી લાગે એવી અને અનેક પ્રકારના પોકારોવાળી જીવ તથા જગતરૂપ કલ્પનાઓ, જન્મ–મરણ ઇત્યાદિની ભ્રાંતિઓથી આત્માને મૂઢ બનાવી દેવાને માટે અને તપાવવાને માટે જ પ્રતીત થાય છે. ૪૧–૫૩

चिदमलनभसि प्रयत्नरूपाः परिविवते वद-
तन्मयाः स्फुरंति । कलकलमुखराः स्फुटाभिरामा
विविधशरीरविमोहतापनाय ॥ ५३ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'દેહપાતવિચાર' એ નામનો સર્ગ ૩૨ મો સમાપ્ત

## સર્ગ ૩૩ મો×

### દ્વૈતનિવારણની યુક્તિઓ

॥ वसिष्ठ उवाच ॥

चंद्रार्धशेखरधर चित्तचरस्य महात्मनः ।
अनंतस्यैकरूपस्य द्वित्वं कथमुपागतम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–મુકુટમાં અર્ધચંદ્રને ધારણ કરનારા હે સદાશિવ ! ચૈતન્યતત્ત્વ કે જે સઘળા આકારોથી રહિત છે, ભરપૂર છે અને સજાતીય,* વિજાતીય તથા સ્વગત, એ ત્રણે ભેદોથી રહિત છે, તેને જીવરૂપ સજાતીય અને જડ જગતરૂપ વિજાતીય ભેદ કેવી રીતે થયો ? જો એમ કહેશો કે, 'આ બેપણું થવામાં કોઈ કારણ નથી,' તો એક શંકા થશે કે, આ ભેદ અનંત કોટિ બંધનોથી દૃઢ થયેલો છે અને લાંબા કાળના સહવાસથી તે પોતાનો સ્વભાવ બની ગયો છે; એટલે

× આ તેત્રીસમા સર્ગમાં જીવ તથા જગતરૂપ ભેદો મોહથી કલ્પાયેલા હોવાને લીધે, સૂક્ષ્મ વિચાર કરતાં ટકી શકતા જ નથી. એ વિષેની યુક્તિઓ કહેવામાં આવશે.

* એક ગાય બીજી ગાયથી જુદી પડે તે સજાતીય ભેદ; એક ગાય ભેંસથી જુદી પડે તે વિજાતીય ભેદ અને તે ગાય પોતાના અંગનાં અવયવોથી જુદી પડે તે સ્વગત ભેદ કહેવાય છે. બ્રહ્મ આ ત્રણે ભેદથી રહિત છે.

તત્ત્વજ્ઞાન મળવા છતાં પણ દુઃખનો સર્વનાશ થશે નહિ; કારણકે તત્ત્વજ્ઞાન બહારથી નવું જ આવે છે.[૨]

**સદાશિવ બોલ્યાઃ**–'બ્રહ્મ વ્યવહારની દૃષ્ટિથી સર્વ શક્તિઓવાળું છે અને પરમાર્થદૃષ્ટિથી એક સત્તારૂપ જ છે' એ વ્યવસ્થાથી બે દૃષ્ટિઓનો સ્વીકાર કરીએ, તો પછી દ્વિત્વ તથા એકત્વરૂપ કલા, કે જે સર્વ શક્તિના એકદેશરૂપ છે, તેમાંથી ઊઠેલી તમારી શંકા નિર્મૂળ જ છે.[૩] સંસારના બેપણાનો આરોપ વ્યવહારદૃષ્ટિથી કરવામાં આવે છે અને ભેદનો નિષેધ પરમાર્થદૃષ્ટિથી કરવામાં આવે છે. જો બેપણું હોય, તો તેથી જુદાઈ પાડવાને માટે એકત્વ કલ્પનામાં આવે અને જો એકત્વ હોય તો તે તેથી જુદાઈ પાડવાને માટે દ્વિત્વ કલ્પનામાં આવે; માટે દ્વિત્વ અને એકત્વ–એ બન્ને પરસ્પરની અપેક્ષાવાળાં હોવાથી સરખાં જ છે. જેમ દ્વિત્વ મિથ્યા છે, તેમ એકત્વરૂપ ધર્મ પણ જો ચૈતન્યતત્ત્વથી જુદો માનવામાં આવે, તો ચૈતન્યના એકરસપણાનો વિરોધ થાય છે, માટે એકત્વ પણ મિથ્યા જ છે.[૪] એકનો જ મુદ્દલ અભાવ છે, માટે એકત્વનો તથા દ્વિત્વનો બંનેનો અભાવ છે. એકત્વ વિના દ્વિત્વ ઘટતું નથી અને દ્વિત્વ વિના એકત્વ ઘટતું નથી.[૫] ઉપદેશ આદિ વ્યવહારને માટે વ્યવહારદૃષ્ટિનું તથા પરમાર્થદૃષ્ટિનું મિશ્રણ કરવામાં આવે છે, તો પણ બે પ્રકારની સત્તા માનવામાં આવવાથી, પારમાર્થિક સત્તાવાળા બ્રહ્મમાં, વ્યાવહારિક સત્તાવાળા જીવ તથા જગતરૂપ દ્વૈતનો કશો વિરોધ નથી. જેમ બીજથી આરંભીને ફળ સુધીના પદાર્થો, પોતામાં સરખી રીતે રહેલા એક દ્રવ્યમય જ છે, તેથી તે એક દ્રવ્યમાં જ બીજાદિ રૂપ જુદાપણાની કલ્પના થયેલી છે; તેમ સઘળાં કાર્યકારણો પોતામાં સરખી રીતે રહેલા બ્રહ્મમય જ છે; તેથી તે બ્રહ્મમાં જ કાર્ય–કારણ આદિરૂપ જુદાપણાની કલ્પના થયેલી છે, માટે કશો ભેદ છે જ પોતે જ દશ્ય વિકારોરૂપે સ્ફુરે છે એમ સિદ્ધાંત પક્ષમાં માનવામાં આવે છે, માટે કલ્પિત વિકારો અધિષ્ઠાનરૂપ સારવાળા હોવાને લીધે અધિષ્ઠાનથી જુદા પડતા નથી.[૭] આ સઘળો વિકાર આદિ વિકલ્પ, સદ્વસ્તુ (બ્રહ્મ)માંથી જ ઊઠીને જુદાં જુદાં કાર્યો કરવામાં ઉપયોગી થવાથી, ભોગમાં મળી જાય છે અને ભોગનું ચૈતન્યમાં મિલન થાય છે, માટે સઘળા વિકલ્પોનો સાર ચૈતન્યમાત્ર જ છે.[૮] જે તત્ત્વવેત્તા પુરુષને સસલામાંથી ઉત્પન્ન થયેલો જવ વગેરેનો અંકુર પણ અધિષ્ઠાનરૂપે સત્ય જણાય છે, તેને પ્રસિદ્ધ જળના તરંગો પર્વતની ટોચ ઉપર કલ્પાયેલા સમુદ્રના તરંગો બરાબર છે અને તે પર્વત પણ સસલાના શિંગડા બરાબર છે; કારણ કે એ ત્રણેમાં* પોતાથી અસત્પણું અને બ્રહ્મની સત્તાથી સત્પણું સમાન છે. જળતરંગાદિક વ્યાવહારિક પદાર્થો છે, ઝાંઝવાનાં પાણીના તરંગો પ્રાતિભાસિક પદાર્થો છે અને સસલાનાં શિંગડાં વગેરે બિલકુલ ન સંભવે તેવા પદાર્થો છે. એવી રીતના પેટાવિભાગોના ભેદો પણ મૂર્ખને જ થાય છે; કેમકે સઘળા પદાર્થો પોતાની સત્તાથી મિથ્યા હોવામાં અને બ્રહ્મની સત્તાથી સત્ હોવામાં સરખા જ છે.[૯] પરસ્પરથી વિલક્ષણ જણાતા જગત સંબંધી સઘળા પદાર્થોને, તત્ત્વબોધ એક પ્રકારના કરી નાખે છે; માટે આવા વિષયમાં વધારે યુક્તિઓ કહેવાનું કશું પ્રયોજન નથી. પદાર્થોના ભેદો તો ભ્રમ હોવા છતાં પ્રત્યક્ષ રીતે દેખાય છે, તેનું મૂળ કારણ અજ્ઞાન છે; તે દૂર ન થાય ત્યાંસુધી ભેદભાવો યુક્તિઓથી દૂર થતા નથી.[૧૦] હે વસિષ્ઠમુનિ! તત્ત્વદૃષ્ટિથી જોઇએ તો બ્રહ્મની સર્વ શક્તિઓ અને જગતરૂપી આકારવાળું માયિકરૂપ, જેમ જળથી તરંગોના કણ તથા કલ્લોલો

૧

આદિ જુદાં પડતાં નથી, તેમ બ્રહ્મથી જુદાં પડતાં નથી. જેમ પુષ્પો, કૂંપળો અને પાંદડાં વગેરે પદાર્થો લતાથી ભિન્ન નથી, તેમ દ્વિત્વ, એકત્વ, જગતપણું, તું પણું તથા હું પણું ઇત્યાદિક કોઈ પણ ચૈતન્યથી ભિન્ન નથી.[૧૦] દેશ, કાલ તથા વિકાર આદિ જે કોઈ ભેદ ચૈતન્યમાં પ્રતીત થાય છે, તે પોતાથી અસત્ છે અને ચૈતન્યની સત્તાથી સત્ છે; માટે 'ચૈતન્યમાં દ્વિત્વ કેમ આવ્યું ?' એવી રીતનું તમારું પૂછવું જ ઘટતું નથી. ચૈતન્યમાં દ્વિત્વ મુદ્દલ આવ્યું જ નથી. દેશ, કાળ, ક્રિયા, અને નિયમ ઇત્યાદિ શક્તિઓ ચૈતન્યથી જ સત્તા પામેલી છે, માટે ચૈતન્યરૂપ જ છે.[૧૧-૧૪] જેમ લહરિ તથા કલ્લોલ આદિ જે કાંઈ છે તે સઘળું જળ જ છે, તેમ ચિત્ત, વિષયો, ચિત્તની ચેષ્ટાઓ અને બ્રહ્માથી માંડીને ઝાડના ઠુંઠા સુધીના સઘળા પદાર્થો તથા નામો ચૈતન્ય જ છે.[૧૫] જેમાં તરંગો મુદ્દલ સંભવતા જ નથી, એવા પરમ ચૈતન્યરૂપ મહાસાગરમાં તરંગની જેમ જે વિવર્ત થાય છે, તેજ દશ્યનો સંબંધ છે.[૧૬] એજ પરબ્રહ્મ સત્ય, ઈશ્વર, શિવ, શૂન્ય, એક અને પરમાત્મા ઇત્યાદિ નામોથી કહેવામાં આવે છે.[૧૭] એ પ્રમાણે રૂપો તથા નામોથી પર જે પરમાત્માનું નિર્મળ રૂપ છે, તે જ વાસ્તવિક રીતે મારું તત્ત્વ છે. આ જે આકાર જોવામાં આવે છે, તે હું નથી. મારા તત્ત્વને મન કે વાણી પહોંચી શકે એમ નથી.[૧૮] જે કાંઈ આ જગત જોવામાં આવે છે, તે મહાચૈતન્યરૂપી લતાનાં ફળ, પુષ્પ તથા પલ્લવ વગેરે રૂપ છે. એ લતાથી કાંઈ પણ ભિન્ન નથી; કેમકે તેમાં કલ્પાયેલા હોવાને લીધે તેનાં જ છે. જીવપણું તથા જગતપણું કે જેઓ ખોટાં જ છે, તેઓ વિષે વિવેકને માટે પૂછતા હો, તો સાંભળો કે, એ ચૈતન્ય જ્યારે અવિદ્યારૂપ વિચિત્ર રંગવાળાં ચશ્માને ધારણ કરે છે, ત્યારે 'જીવ' એ નામવાળું થઈને, જેમ ચંદ્રના બે પણાને દેખે તેમ જીવપણાને તથા જગતપણાને દેખે છે; અને પોતાના સંકલ્પથી જ 'હું જડ છું' એવી ભાવના કરીને, પોતાથી જ પોતાના જ વિકલ્પોથી ભરેલા દેહાદિકપણાને પ્રાપ્ત થયેલા જેવું થાય છે.[૨૧] પોતે જો કે નિષ્કલંકરૂપી જ રહેલ છે, તો પણ પોતાના કલ્પિત લિંગશરીર નામના રૂપથી સંસારરૂપ નદીને પામીને ઉપાધિવાળા ચેતનથી જ (જીવથી જ) ચેતનવાળું થાય છે.[૨૨] પોતે ચૈતન્યરૂપ છતાં, દઢ ભાવનાથી લિંગશરીરમાં એકપણાના અધ્યાસને પામેલ જીવપણાને પામે છે. આ પ્રમાણે ચૈતન્યમય જીવ ચૈતન્યતત્ત્વના પ્રકાશથી શ્વાસોચ્છ્વાસ આદિ ક્રિયાને પ્રાપ્ત થાય છે,[૨૩] જીવપણાને પામેલ લિંગશરીર પાંચ મહાભૂતવાળા સ્થૂલ દેહના સંસ્કારથી યુક્ત થઈને, તે સ્થૂલ દેહની પ્રાપ્તિને માટે 'અન્ન તથા બીજાદિકરૂપ દ્રવ્ય હું છું' એવી સારી પેઠે ભાવના કરે છે.[૨૪] એ દ્રવ્ય પ્રાણીના ખાવામાં આવતાં, તુરત વીર્યપણાને પ્રાપ્ત થાય છે. પછી ગર્ભાધાનના ક્રમથી 'હું પ્રાણવાળો સ્થૂલદેહ ઉત્પન્ન થયો છું' એમ સમજી બેસે છે.[૨૫] અનુભવવાળું બ્રહ્મ જ ઉપર કહેલા અહંતા વગેરે ક્રમથી સ્થૂલદેહના અનુભવની ભ્રાંતિમાં પડીને ઇન્દ્રિયો આદિથી સ્થાવરજંગમોને જાણે છે અને તેઓની ભાવનાથી પોતે પણ સ્થાવરજંગમરૂપ થાય છે.[૨૬] કાકતાલીય* ન્યાયથી જ કર્મના યોગરૂપ નિમિત્તથી પૂર્વયોનિનો દઢ અભ્યાસ જતો રહેતાં અને નવી યોનિની વાસનાનો સંબંધ થતાં, એક આકારને મૂકીને બીજા આકારને પ્રાપ્ત થાય છે. જેમ માણસને વેતાલનો વિકાર કરવાથી ખુલ્લો વેતાલ મોઢા આગળ ખડો થાય છે, તેમ એકને જ દ્વિત્વની વાસનાથી દ્વિત્વ (દ્વૈત) ખડું થાય છે. જેમ પુરુષને 'હું કશું કરતો નથી' એવા સંકલ્પથી કર્તાપણું ટળી જાય છે, તેમ આત્માને

* કાગડાનું બેસવું અને તાડનું પડવું તે એટલે અચાનક બનાવ બનવો.

પણ 'દ્વૈત નથી જ' એમ સમજવાથી દ્વૈત મટી જાય છે. આત્મા એક છતાં તેને દ્વિત્વના સંકલ્પથી દ્વિત્વ પ્રાપ્ત થાય છે. જગત કે જે અનેક છે, તેને પણ જો અદ્વિતીયની ભાવના થાય તો દ્વિત્વ નષ્ટ થઈ જાય છે. પરમાત્માપણાને લીધે, વિકારાદિકથી રહિતપણાને લીધે અને સર્વદા વ્યાપકપણાને લીધે આત્મામાં દ્વિત્વ છેજ નહિ. હે વસિષ્ઠમુનિ ! મનોરાજ્ય તથા ગંધર્વનગરની જેમ જ પોતાના જ સંકલ્પથી મિથ્યા રચાયેલ હોય છે, તે સંકલ્પ ન કરવાથી નષ્ટ થઈ જાય છે. સંકલ્પની રચના કરવામાં પરિશ્રમ પડે છે, પણ સંકલ્પનો નાશ કરવામાં પરિશ્રમ પડતો નથી; કેમકે ઉદાસીનપણામાત્રથી સંકલ્પનો ક્ષય પોતાની મેળે જ થાય છે. મનોરથથી રચાતી નગરીની સૃષ્ટિમાં સંકલ્પરૂપ કારીગરની જરૂર પડે છે, પણ તે નગરીનો ક્ષય કરવામાં તે કારીગરનો ખપ પડતો નથી.[૨૭-૩૩] પુષ્ટ થયેલા સંકલ્પથી જે કાંઈ દુઃખ પ્રાપ્ત થયું છે તે સંકલ્પ ટળી જવાથી દૂર થાય છે, તેનો ક્ષય કરવામાં બીજી કશી મહેનત કરવી પડતી નથી. માણસ જો કોઈ પણ પદાર્થનો સંકલ્પ કરે તો દુઃખમાં ડુબે છે; અને કોઈ પણ પદાર્થનો સંકલ્પ ન કરે તો અક્ષય સુખને પામે છે. જો તમારું મન સંકલ્પરૂપી સર્પથી રહિત નહિ થાય, તો સર્વ સદ્ગુણોવાળા નંદનવનમાં રહેવા છતાં પણ, તમને શાંતિ મળશે નહિ. પોતાના વિવેકરૂપી પવનોથી સંકલ્પરૂપી વાદળાંનો ક્ષય કરી શરદ્ઋતુના આકાશની જેમ પરમ નિર્મળપણાને પ્રાપ્ત થાઓ. સંકલ્પોરૂપી ભરપૂર નદીને સંકલ્પરહિત ચિંતામણિમંત્રથી સુકાવી નાખો અને તેમાં તણાતા જતા આત્માને આશ્વાસન આપી મન વગરના થાઓ. ચિદાત્મા કે જે હૃદયરૂપી આકાશમાં સંકલ્પરૂપી પવનથી ચલિત થઈને પાંદડાંના તથા ખડના ટુકડાની પેઠે ભમ્યા કરે છે, તેને પકડી લઇને તેના ખરા સ્વરૂપનું અવલોકન કરો. પોતામાં પોતાના જ સંકલ્પોથી થયેલા મલિનપણાને પોતાથી જ ટાળી નાખી, પરમ સ્વચ્છપણાને પ્રાપ્ત થઈને, પરમ આનંદવાળા થાઓ.[૩૪-૪૦] આત્મા પોતે સર્વશક્તિમાન હોવાને લીધે, પોતાના સંકલ્પથી જે વસ્તુની, જ્યારે જેવી રીતની ભાવના કરે, તે વસ્તુને પોતાના સંકલ્પના બળથી ત્યારે, તેવી રીતની દેખે છે. બ્રહ્માકારથી ભાવના કરે તો બ્રહ્માકાર દેખે છે અને ભોગવવાના આકારની ભાવના કરે તો ભોગ્યાકાર દેખે છે. હે વસિષ્ઠમુનિ ! આ જગતરૂપી ભ્રમ સંકલ્પમાત્રથી જ ઊઠ્યો છે, માટે સંકલ્પના ત્યાગમાત્રથી તદ્દન નિર્મૂળ થઈ જાય છે. સંકલ્પરૂપી પૂર્વવાયુએ એકઠું કરેલું જન્મોરૂપી વાદળાંઓનું જૂથ અસંકલ્પરૂપી પશ્ચિમવાયુના સ્પર્શથી બ્રહ્મરૂપ આકાશમાં લય પામે છે. આ તૃષ્ણારૂપી કાંટાવાળી લતા કે જે અત્યંત જામેલી છે, તેને સંકલ્પરૂપી મૂળ ઉખેડીને સુકાવી નાખો. જેમ ગંધર્વનગર પ્રતિભાસથી ઊઠે છે અને પ્રતિભાસથી ક્ષય પામે છે, તેમ સંસારરૂપી વિભ્રમ પ્રતિભાસથી ઊઠે છે અને પ્રતિભાસથી જ ક્ષય પામે છે. આમ હોવાથી 'દષ્ટિસૃષ્ટિ' (જેવી નજર તેવું જગત) પક્ષ સિદ્ધ થાય છે. જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં સુધી જ જગતનો પ્રતિભાસ દુઃખદાયી થાય છે, પણ અજ્ઞાન ટળી ગયા પછી દુઃખદાયી થતો નથી. પોતાના રાજાપણાને ભૂલી ગયેલો રાજા ત્યાંસુધી જ શોક કરે છે કે જ્યાંસુધી હૃદયમાં 'હું રાજા છું' એવી તેને, સ્મૃતિ પ્રાપ્ત થતી નથી; તેવી જ રીતે પોતાના બ્રહ્મપણાને ભૂલી ગયેલો પુરુષ ત્યાં સુધી જ શોક કરે છે, કે જ્યાંસુધી હૃદયમાં 'હું બ્રહ્મ છું' એવી સ્મૃતિ પ્રાપ્ત નથી. જેમ શરદ્ઋતુ આવતાં, વર્ષાઋતુનાં વાદળો આકાશને ઢાંકી શકતાં નથી, તેમ 'હું બ્રહ્મ છું' એના સ્મરણથી સંસાર દૂર થયા પછી, તે સંસાર દુઃખરૂપ થતો નથી; કેમકે જેમ વીણાના સ્વરોમાં જે ઉચ્ચ સ્વર હોય તે જ

સાંભળવામાં આવે છે, તેમ ચિત્તની જે ચેષ્ટા પ્રબળ પ્રવાહવાળી થાય તે જ વધે છે.[૪૧-૪૮] 'હું એક જ આત્મા છું' એવી ભાવનાને દઢ કરો. એ ભાવનાથી યુક્ત થશો, તો તમે બ્રહ્મ જ થઈ રહેશો.[૪૯] આ ભાવનારૂપ પૂજાથી જ પૂજ્ય દેવરૂપ થવાય છે, પણ બીજી પૂજાથી થવાતું નથી. આ પ્રમાણે હોવાથી આ બાહ્ય પૂજન તમારા જેવાઓને સંભવતું જ નથી. જેઓને તુચ્છ ફળોમાં અનુરાગ હોય તેઓએ જ બાહ્ય-પૂજન કરવું જોઇએ. એક પરમાર્થ સત્ય પરમ-બ્રહ્મદેવ જ તમારે માટે ઉત્તમ પદરૂપ છે. બાહ્ય-પૂજાઓમાં પૂજન કરનાર પોડશોપચારથી જે પ્રતિમા તથા લિંગ આદિની પૂજા કરે છે, તે સઘળું તુચ્છ જ હોય છે; કેમકે એ સઘળી સામગ્રી મનના સંકલ્પોથી જ ગોઠવાયેલી હોવાથી કલ્પનામાત્ર જ છે.[૫૦]

एवं ह्यसंभवदिदं त्वविरागभास्वत्तत्सत्यमुत्तम पदं परमेकदेवः । पूजासुपूजक सुपूजनपूज्यरूपं किंचिन्नकिंचिदिव चित्तपदैकमूर्तिः ॥५०॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'દ્વૈતૈકયપ્રતિપાદન' એ નામનો સર્ગ ૩૩ મો સમાપ્ત

## सर्ग ३४ मो×

### પશ્યંતી ઇત્યાદિ ભૂમિકાઓનું વર્ણન

॥ श्रीईश्वर उवाच ॥

इत्थं स्थितमिदं विश्वं सदसद्वेरूपि च ।
द्वैतैक्यपदनिर्मुक्तं युक्तं द्वैतैक्यमप्यतः ॥ १ ॥

સદાશિવ બોલ્યાઃ—હે વસિષ્ઠમુનિ! આ રીતે આ જગત બાધની દષ્ટિથી અસત્ છે અને અધિષ્ઠાનની દષ્ટિથી સત્ તથા બ્રહ્મરૂપ છે; તેમજ પરમાર્થમાં દ્વિત્વથી તથા એકત્વથી રહિત છે અને વ્યવહારમાં દ્વિત્વ તથા એકત્વની સાથે પણ છે, આમ વ્યવસ્થા માનવાથી શંકાઓનો અવકાશ જ રહેતો નથી. ચૈતન્યને મોહથી જ જડ-ભાવ થયો છે, એ જ સંસાર છે. ચૈતન્યને સંસાર જ નથી એમ વિચારવામાં આવે તો તે ચૈતન્ય મોહરહિત જ છે અને અભિન્ન તથા અદ્વૈત છે. 'હું દશ્ય દેહાદિકરૂપ છું' એવા અભિમાનરૂપ કલંક પ્રાપ્ત થવાથી ચૈતન્ય બંધાઈ જાય છે અને 'હું દશ્ય દેહાદિકરૂપ નથી પણ તેઓના અધિષ્ઠાનરૂપ છું એટલે મારામાં દશ્ય દેહાદિક સઘળું કલ્પિત જ છે' એમ સમજવામાં આવે તો તે ચૈતન્ય મુક્ત થાય છે.[૧-૩] જડ પદાર્થના રૂપની ભાવના કરવાને લીધે ચૈતન્ય દ્વિત્વને પામીને પોતાના અખંડપણાને ભૂલી જાય છે; અને દેહના સુખ—દુઃખાદિકથી મિશ્રિત થયેલી મિથ્યા સ્થિતિને ક્ષણમાત્રમાં ધરી લે છે. વાસ્તવિક રીતે જોઈએ તો એ ચૈતન્ય શુદ્ધ છે, અખંડ છે, સત્ય છે કે અસત્ય છે, ઇત્યાદિ વિકલ્પરૂપ સઘળા શબ્દોથી રહિત છે. જો કે એ ચૈતન્ય વ્યવહારમાં સર્વ પદાર્થોના નામ રૂપે છે, તો પણ વાસ્તવિક જોતાં સઘળાં નામો તથા રૂપોથી રહિત જ છે. જે કાંઈ છે, તે સઘળું અન્ય કાંઈ નથી પણ શાંત બ્રહ્મ જ છે. આકાશની જેમ પ્રથમ ખુલેલી માયા-શક્તિને લીધે જાગ્રત, સ્વમ, સુષુપ્તિ, સૃષ્ટિ, સ્થિતિ, સંહાર અથવા અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એ ત્રણ માર્ગોથી પ્રવર્તેલું આ જગત, મનથી જ ગોઠવાયેલું છે. એથી જ અધિષ્ઠાનભૂત બ્રહ્મ છે તે જ જગતરૂપે વિસ્તાર પામેલ છે, એમ સિદ્ધ થાય છે. વિચારના બળથી ઇન્દ્રિયો તથા અવયવોવાળું મન કપાઈ જતાં અને સત્યપદના સાક્ષાત્કારથી જગતરૂપી જાળ લય પામી જતાં, કલ્પનારૂપ હોવાને લીધે, મૂળથી જ વીંખાયેલો આ સંસાર છેદાય છે અને જીવન્મુક્તની સ્થિતિ પ્રાપ્ત થાય છે. પશ્યંતી, તુર્યા અને તુર્યાતીતા એ નામની ત્રણ ભૂમિકાઓમાં (દરજ્જાઓમાં)

× આ ચોત્રીસમા સર્ગમાં જીવન્મુક્તની પહેલી, બીજી તથા ત્રીજી ભૂમિકાનો ઉપદેશ કરીને સદાશિવની ત્રીજી ભૂમિકાની વિશ્રાંતિની કથા કહેવામા આવશે.

અનુક્રમે જીવન્મુક્તની સ્થિતિ થાય છે. તેમાં 'પશ્યંતી' નામની પ્રથમ ભૂમિકા છે તેને પ્રાપ્ત કરી, જીવન્મુક્ત પુરુષ શેકેલા બીજની જેમ પોતાના સ્વરૂપને મેળવે છે. જેમ શરદઋતુમાં વાદળો દૂર થવાથી આકાશ નિર્મળ થાય, તેમ વિષયોની સ્મૃતિ દૂર થતાં મન નિર્મળ બને છે અને વિષયો હોવા છતાં જીવન્મુક્ત ચૈતન્યસ્વભાવમાં રહે છે. તે સર્વની સામાન્ય સત્તાસ્વરૂપને મેળવે છે. તે જીવતાં જ સંસારરૂપી મહાસાગર તરી જાય છે. ફરીથી જાગવું ન પડે તેવી સ્વયંપ્રકાશવાળી સુષુપ્તિ અવસ્થાને તે પ્રાપ્ત કરે છે અને તે જીવન્મુક્ત સર્વવ્યાપક પોતાના સ્વરૂપપદને મેળવી આરામ સેવે છે. સઘળાં દૃશ્યોનો બાધ થતાં અપરોક્ષ દૃશ્યમાત્ર બાકી રહેવાથી આ પહેલી ભૂમિકા પશ્યંતિ કહેવાય છે. હે વસિષ્ઠમુનિ! મન ક્ષીણ થતાં જીવન્મુક્તની જ પહેલી પદવી થાય છે, તે મેં તમારી પાસે કહી. હવે દૃઢતાને લીધે અત્યંત પવિત્રતાવાળી જીવન્મુક્તની બીજી પદવી વિષે કહું છું, તે સાંભળો.૪–૧૮ જ્યારે એ પશ્યંતી ભૂમિકા જ અભ્યાસને લીધે મનથી રહિત થઈ જાય, ચૈતન્યશક્તિની શાંતિવાળી થાય, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વાણી અને ઇન્દ્રિયોરૂપ જ્યોતિઓથી રહિત થઈ જાય, અંધકાર, અજ્ઞાન તથા તેનાં કાર્યોથી પણ રહિત થઈ જાય, વિસ્તીર્ણ આકાશની જેમ સુંદર થાય, ધાટી સુષુપ્તિની જેમ, બિલાના ગર્ભની ગોઠવણની જેમ, સિંધવની અંદર રહેલા રસની જેમ, વાયુની અંદર રહેલી ચલનશક્તિની જેમ, તથા પરમ પરિણામ પામીને આકાશમાં રહેલી શૂન્યશક્તિની જેમ પરમાકાશને (શુદ્ધ આકાશને તથા બ્રહ્મને) પામેલી જેવી થઈ, જેમ જળ ચપળતાને છોડી દે, વાયુની લેખા ચલનને છોડી દે તથા પુષ્પની લેખા સુગંધને છોડી દે, તેમ દૃશ્ય અંશમાં રહેલી આતુરતા છોડી દે, (પોતાથી વ્યુત્થાન વગરની-જ થાય) કાળ તથા વસ્તુની મર્યાદા સંપૂર્ણ રીતે છોડી દઈ, કોઈ પણ દૃશ્યની કલ્પના ન કરે, જડતાવાળી ન રહે, કાંઈ પણ સંબંધવાળી ન રહે, વિસ્તીર્ણ થાય અને કોઈ પણ શબ્દથી ન કહેવાઈ શકાય એવી દેશ, કાળ આદિના માપથી રહિત મહાસત્તાના પદને પામેલી; જાગૃત, સ્વપ્ન તથા સુષુપ્તિ અને વિરાટથી, હિરણ્યગર્ભ તથા અવ્યાકૃતથી ચોથા અંશરૂપે સ્પષ્ટ થતી, નિર્દોષ, નિષ્કલંક અને સર્વ નિમિત્તો, સર્વ કાળો તથા સર્વ દેશોમાં થતા પ્રકાશો તથા આનંદોથી અધિક ઉત્કર્ષવાળી સાક્ષીની પેઠે રહેલી કોઈ સત્તાને ધરે, ત્યારે એ તુર્યા+ નામની જીવન્મુક્તની બીજી ભૂમિકા કહેવાય છે. હે સારા નિયમોવાળા અને બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ વસિષ્ઠમુનિ! આ તમને બીજી ભૂમિકા કહી. હવે ત્રીજી ભૂમિકા કહું છું, તે સાંભળો. બ્રહ્માકાર, અખંડવૃત્તિ અને વૃત્તિથી વ્યાપ્ત બ્રહ્મ, એના એકીભાવને લીધે, જે ગ્રહણ કરે તે (ગ્રાહક) ભાગ અને જેનું ગ્રહણ થાય તે (ગ્રાહ્ય) ભાગ તે બન્નેથી રહિત, બ્રહ્મ તથા આત્મા ઇત્યાદિ શબ્દોથી તથા તેઓના અર્થોથી અતીત (અસંપ્રજ્ઞાત સમાધિની પ્રતિષ્ઠાથી જ ગમ્ય) છ પ્રકારના 'અસ્તિ,' 'જાયતે' આદિ ભાવવિકારોથી રહિતપણાને લીધે કાળથી સ્થિર, અજ્ઞાનથી પણ પર, પોતાના સ્વરૂપથી જ નિષ્કલંક તુર્યાતીતા (તુર્યા નામની અવસ્થાથી પણ પર) ઇત્યાદિ નામોવાળી હોવાથી પરમ પુરુષાર્થરૂપ, પરથી પણ પર, પરમ અવધિરૂપ, સઘળાં મંગળોમાં પ્રધાન મંગળરૂપ, મુખ્ય અને નામ, રૂપ આદિ (વિચ્છેદ)થી રહિત જે ચૈતન્યમાં પવિત્ર સ્થિતિ થાય છે, તે તુર્યાતીતા નામની જીવન્મુક્તની ત્રીજી ભૂમિકા કહેવાય છે. આ ત્રીજી ભૂમિકા અખંડ ઉપાસનાના સઘળા માર્ગો-

+ તુર્યા એટલે ચોથી અવસ્થા. જાગૃત, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓ વ્યવહારની દૃષ્ટિએ છે તેથી પર જે સમાધિદશા પ્રાપ્ત થાય છે તે ચોથી અવસ્થા ગણાય છે.

ચી તથા તે તે માર્ગોથી ઊંચી પદવીઓને પામેલાઓથી પણ દૂર છે; અને મેં પોતે અનુભવેલી છતાં પણ મારાથી તેનું સંપૂર્ણ વર્ણન કરી શકાતું નથી. હે વસિષ્ઠમુનિ ! જાગ્રત આદિ માર્ગોથી તથા તુર્યાથી પણ અતીત, આ જ પદ મેં તમારી પાસે કહ્યું, તેમાં જ તમે સર્વદા રહો. એ પદ જ અવિનાશી દેવ છે, બીજો કોઈ દેવ અવિનાશી નથી. હે મુનીશ્વર ! આ સઘળા જગતનું ઉપાદાન કારણ એ પદ જ છે; માટે સઘળું જગત તન્મય જ છે, પણ વાસ્તવિક રીતે તે પદને ઉપાદાનકારણપણું પણ સંભવતું નથી, એમ વિચારવાથી આ જગત બ્રહ્મમય નથી પણ મિથ્યા છે, એમ સિદ્ધ થાય છે. જે મિથ્યા પદાર્થ હોય તે અધિષ્ઠાનથી ભિન્ન હોય એમ તો સંભવે જ નહિ. જગત કેવળ કલ્પિત હોવાથી અધિષ્ઠાનરૂપ જ છે; માટે અધિષ્ઠાનરૂપે જોઈએ તો જગતથી કાંઈ સૃષ્ટિ પણ થતી નથી અને કાંઈ લય પણ થતો નથી; પરંતુ સઘળું જગત શાંત છે; સઘળા સમપદાર્થો કરતાં પણ વધારે સમ છે અને સ્વરૂપના ખજાના જેવું જ દેખાય છે. દ્વિત્વ તથા એકત્વથી રહિતપણાને લીધે, સ્વરૂપમાં ક્ષોભનો સંભવ ન હોવાને લીધે, અખંડ ચૈતન્યરૂપપણાને લીધે, વિકારો વગેરેથી રહિતપણાને લીધે અને લાંબા કાળ સુધી રહેનારા આકાશ આદિ નિત્ય પદાર્થો પણ તેની પાસે અનિત્ય હોવાને લીધે, તે સ્વરૂપ સિવાય બીજું કાંઈ છે જ નહિ. બાળકોએ મનોરાજ્યથી કલ્પેલાં શિલાઓની અંદરનાં ઘરો, કે જેઓને આપણે અસત્ માનીએ છીએ અને આ પ્રત્યક્ષ દેખાતા જગત સંબંધી પદાર્થો, કે જેઓને આપણે સત્ માનીએ છીએ, તેઓ પણ સર્વે વાસ્તવિક રીતે ચિદ્ઘન હોવાને લીધે તેમાં જરા પણ ભેદ નથી. જે કાંઈ છે તે સઘળું મહામંગળરૂપ, શાંત વાણીના વિલાસથી અગમ્ય, ૐકારની અર્ધમાત્રાની નાદબિંદુશક્તિ તથા શાંતા નામની માત્રાઓમાં ચોથી માત્રારૂપ છે અને એ જ પરમ ગતિ છે.[૧૩-૨૯]

વાલ્મીકિ બોલ્યાઃ-સદાશિવ આ પ્રમાણે ઉપદેશ આપતાં શબ્દથી પર, સંસારના પારરૂપ, એકરસ, પરિણામના વિકાર વિનાના પરમપદ ચૈતન્યમાં લીન થયા એટલે વસિષ્ઠ અને પાર્ષદગણો પણ તે તે પદમાં શાંત થયા અને આ પ્રમાણે ચેષ્ટારહિત થઈ તે બધા વસિષ્ઠના આશ્રમમાં બે ઘડી રહ્યા.[૩૦,૩૧]

इत्युक्तवानमलदृक् परिणामवोऽस्मिन्पारे-पदे समुपशांतरवाभिधाने । तूष्णीमतिष्ठदमुना मुनिना च सार्धं विश्रांतवृत्तिरथतत्र मुहूर्तमीशः

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'પશ્ય'ની ઇત્યાદિ ભૂમિકાનું વર્ણન' એ નામનો સર્ગ ૩૪ મો સમાપ્ત

## સર્ગ ૩૫ મો×

### સર્વોત્કૃષ્ટ પરમાત્માનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

ततो मुहूर्तेन हरो गौरीकमलिनीसरः ।
मद्विकासोन्मुखः स्वैरं विकासं बहिराददे ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ-હે રામચંદ્રજી ! બે ઘડીવાર પછી આ રીતે મને બોધ આપીને જેમ સરોવર કમળના વનને આનંદ આપે, તેમ પાર્વતીને આનંદ આપનાર મહાદેવ પોતે સમાધિમાંથી જાગતા હતા.[૧] જેમ વાદળાંઓના અથવા પૃથ્વી તથા આકાશના પડમાં ઉદય પામેલો કિરણોના સમૂહરૂપ સૂર્ય દિવસને જણાવે છે, તેમ ત્રિપુંડધારી સુંદર મુખવાળા મહાદેવનાં નેત્ર ખૂલવાથી તે સમાધિમાંથી જાગ્યા હોય તેમ લાગતું હતું; પછી સદાશિવે મને નીચે પ્રમાણે કહ્યું.[૨]

× આ પાંત્રીસમા સર્ગમાં બ્રહ્મા, વિષ્ણુ તથા સદાશિવ આદિ દેવતાઓના પરમ પિતારૂપ જે મોટા દેવ પરમાત્મા છે, તે જ પુરુષોમાં પરાકાષ્ઠા છે એમ કહેવામાં આવશે.

**સદાશિવ બોલ્યા:**–હે વસિષ્ઠમુનિ ! તમે પ્રથમ વિચાર કરીને પ્રમાણોથી પ્રત્યગાત્માના વાસ્તવિક સ્વરૂપનો જ તુરત નિર્ણય કરો; અને એ પ્રત્યાગાત્મામાં, જેમ પવન રજ આદિથી આકાશમાં મલિનતા કરી નાખે છે, તેમ બહિર્મુખ વૃત્તિ પ્રત્યાગાત્માને મલિન કરી, અનર્થો ઉત્પન્ન કરે છે, માટે તે જડ ભાગનો સ્વીકાર કરશો નહિ.[૩] જડ ભાગોની બાબતમાં જે કાંઈ જાણવું જોઈએ, તે સઘળું તમે જાણી ચૂક્યા છો; તો હવે ભ્રાંતિરૂપ જડ ભાગોનો વિચાર કરવાનું કશું પ્રયોજન નથી. તત્ત્વવેત્તા પુરુષને ભ્રાંતિરૂપ જડ પદાર્થોમાં લેવા જવું કે છોડી દેવા જવું કાંઈ નથી.[૪] જડ પદાર્થોરૂપ વિકલ્પો, કે જેઓ ક્ષણિક સુખ-દુઃખોની ખટપટોથી ભરેલા છે, તેઓને કાપી નાખવામાં જો તમે તલવારરૂપ થશો તો જ ધીર કહેવાશો, નહિતર ધીર કહેવાશો નહિ. માટે આસ્થા રાખીને ધીર તથા આત્મદ્રષ્ટા થાઓ.[૫] દશ્યોના સ્પર્શ વગરના પોતાના ચૈતન્ય આત્મામાં રહેવું એ જ મુખ્ય સંકલ્પ છે. એ સ્થિતિથી રહેવામાં, જો તમે અસમર્થ હો તો આત્માના બોધને માટે શ્રવણાદિકમાં અનુકૂળ આવે તેટલી બાહ્યદષ્ટિ રાખીને આત્માની પ્રાપ્તિને માટે નિરંતર યત્ન કરો. આત્માની પ્રાપ્તિને માટે મુદ્દલ યત્ન નહિ કરતાં બેસી રહેવાથી શો પુરુષાર્થ છે? કશો નથી.[૬] સદાશિવે એટલું કહીને 'તમે દેહાદિક બાહ્ય પદાર્થોમાં આત્મબુદ્ધિવાળા થાઓ નહિ' એવા આશયથી મને નીચે પ્રમાણે જણાવ્યું.[૭]

**સદાશિવ બોલ્યા:**–આ દેહરૂપી ઘર પ્રાણને લીધે યંત્રની પેઠે ક્રિયા કર્યા કરે છે ને જો પ્રાણથી રહિત થાય તો ગતિનો ત્યાગ કરીને મૂંગાની જેમ રહે છે. ગતિને અનુકૂળ જે ક્રિયાશક્તિ છે, તે પવનની છે અને જે જ્ઞાનશક્તિ છે, તે આત્મ-ચૈતન્ય જ છે.[૮] એ જ્ઞાનશક્તિ અથવા ચિદાત્મા નિરાકાર, આકાશથી પણ સ્વચ્છ અને સર્વ જગતના કારણરૂપ છે. ક્રિયાશક્તિનાં મૂળરૂપ પ્રાણ અને આશ્રયરૂપ દેહ પરસ્પરથી જુદાં પડીને નષ્ટ થઈ જતાં, ક્રિયાશક્તિ પણ નષ્ટ થઈ જાય છે; પરંતુ ચિદાત્મા કે જે આકાશથી પણ સ્વચ્છ છે, તે તો કદી પણ નષ્ટ થતો નથી. એટલા માટે આત્મા વિના બીજાને સત્ય સમજવારૂપ ભ્રાંતિને તજી દો.[૯-૧૦] જેમ નિર્મળ અરીસામાં પ્રતિબિંબ સ્પષ્ટ દેખાય છે, તેમ લિંગદેહથી યુક્ત થયેલા સ્થૂલદેહમાં ચૈતન્ય સ્પષ્ટ દેખાય છે. હે મહામુનિ વસિષ્ઠ ! જેમ મેલવાળા અરીસામાં પાસે પડેલી વસ્તુ પણ દેખાતી નથી. તેમ લિંગદેહ વિનાના સ્થૂલદેહમાં ચૈતન્ય દેખાતું નથી. જો કે ચૈતન્ય સર્વવ્યાપક છે, તો પણ બહારના આકારરૂપે ખીલેલી બુદ્ધિની વૃત્તિના કારણથી જ દેહાદિકનું ચલન કરવામાં તે સમર્થ થાય છે. એ આત્મચૈતન્ય અથવા જીવચૈતન્ય બ્રહ્માકાર બોધથી માયારૂપ કલંકને છોડી નિર્મળ થાય તો પોતે જ પરમ કલ્યાણ કૈવલ્યરૂપ થઈને રહે છે. સર્વને સ્ફુરણ તથા સત્તા આપનારું ચૈતન્યનું જે બહાર પ્રકાશતું રૂપ છે એ જ પરમ દેવ કહેવાય છે. એ ચૈતન્યની વધારે શક્તિ ખીલવાથી જ વિષ્ણુ, શિવ, હિરણ્યગર્ભ, બ્રહ્મા, ઇન્દ્ર, વાયુ, અગ્નિ, ચંદ્ર અને સૂર્ય આદિ પુરુષો, દેવતાઓ ગણાય છે. એ પરમાત્મા સર્વવ્યાપક, સઘળાં વ્યષ્ટિચૈતન્યોની ખાણરૂપ, દેવતાઓને પણ સત્તા વગેરે આપનાર, સર્વ દેવતાઓના ધ્યેય અને પરમ ધામના અધ્યક્ષ છે. એ મહાચૈતન્યના સર્વસામાન્ય પ્રકાશને પામવાથી જેઓ મિથ્યા મોહને વશ થતા નથી, તેઓ જગતમાં બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ ઇત્યાદિ નામોથી પ્રસિદ્ધ છે.[૧૧-૧૭] જેમ તપાવેલા લોઢામાંથી તણખાઓ નીકળે છે અને જેમ સમુદ્રમાંથી બિંદુઓ નીકળે છે, તેમ એ બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ આદિ દેવતાઓ એ મહાચૈતન્યમાંથી નીકળેલા છે.[૧૮] આ પણ એક વ્યવહારની દૃષ્ટિથી કહેવામાત્ર છે; પણ વાસ્તવિક એ છે કે જેમ રજ્જુમાં ભ્રાંતિરૂપ સર્પાદિક થાય છે, તેમ પરમાત્મામાં

બ્રહ્મા આદિ દેવતાઓ થયા છે. બ્રહ્મોના બીજોરૂપ અને અવિદ્યા સંબંધી જાળને કરનારા બ્રહ્માદિક દેવતાઓના હોવાથી જ વેદોના અર્થો અને ઉપાસનાઓના ભેદો વગેરે, તે તે ઉપાયોના અધિકારી જીવો, જીવોની વાસનાઓ અને વાસનાઓથી થતા અનર્થો વગેરે સેંકડો તથા હજારો શાખાઓથી પોષાતી અવિદ્યા વૃદ્ધિ પામી છે. પછી તો એ અંતર વગરની અવિદ્યા, વારંવાર એવી ફેલાયેલી છે અને તેને દેશકાલોની ગોઠવણી પણ એવી પ્રાપ્ત થયેલી છે, કે તે વિષયનું સંપૂર્ણ વર્ણન કરવાને કોઈ પણ સમર્થ નથી. એટલા માટે જેમ પાંદડાંઓનો પરમ પિતા વૃક્ષજ છે, તેમ બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ આદિ દેવતાઓનો પરમ પિતા એ મોટા દેવ પરમાત્મા જ છે.[૧૯-૨૨] સર્વ પ્રાણીઓનાં નામ ધરાવનાર, સર્વરૂપ, સર્વને સ્ફુરણ આપનાર અને સર્વને સત્તા આપનાર એ સ્વયંપ્રકાશ દેવ જ પ્રણામ કરવા અને પૂજવા યોગ્ય છે. જે પુરુષ એ દેવને જાણે છે, એ દેવ સર્વ કાળમાં તથા સર્વ દેશમાં તે પુરુષને પ્રકાશે છે; અને પ્રત્યેક વસ્તુમાં તેનું સ્ફુરણ થવાથી એ જ વિષયરૂપ થાય છે. સર્વવ્યાપક અને સર્વદા સ્ફૂર્તિરૂપ હોવાને લીધે, એ દેવનું આવાહન વગેરે કરવાની કે તેને માટે મંત્રો ભણવા વગેરેની કશી જરૂર નથી. એ સ્વયંપ્રકાશ દેવ સર્વ વસ્તુઓમાં અને સર્વ કાળમાં પાસે જ છે, માટે સર્વત્ર મળે એમ છે. હે વસિષ્ઠમુનિ! જે જે વસ્તુનું અવલોકન કરવામાં આવે, તે તે વસ્તુમાંથી એ દેવ મળી આવે છે. વિષયો તેમજ વિષયોનાં દર્શનો, મનનો અને સાક્ષીનાં સ્વરૂપોને એ દેવ જ ધરે છે. એ મોટા દેવ જ આદ્ય, પૂજ્ય, નમસ્કાર કરવા યોગ્ય, સ્તુતિ કરવા યોગ્ય, અર્ઘ્ય આપવા યોગ્ય અને જે જે કોઈ મોટા મોટા અસાધારણ પદાર્થો છે તેઓની પણ પરાકાષ્ઠારૂપ છે, એમ સમજો. વૃદ્ધાવસ્થા, શોક તથા મરણને અટકાવનાર એ દેવનું અવલોકન કરવામાં આવે તો, અવલોકન કરનારા પ્રાણીને, શેકેલા બીજની જેમ ફરીવાર જન્મ ધરવો પડતો નથી.[૨૩-૨૭] જાણવામાં આવવાથી સર્વ પ્રાણીઓને અભય દેનાર, આદ્ય, યત્ન વગર સેવી શકાય એવું, જન્મરહિત અને પોતામાં જ રહેલ એ પરમાત્મારૂપ જ પરમ પદ છે, તે તમે જ છો; માટે બહારની દૃષ્ટિઓમાં શા માટે મોહ પામો છો?[૨૮]

सकलजंतुषु यच्चभयप्रदं विदितमाद्यमुपास्यमयत्नतः स्वमजमात्मगतं परमं पदं भवसि किं परिमुह्यसि दृष्टिषु ॥ २८ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'સર્વોત્કૃષ્ટ પરમાત્માનું વર્ણન' એ નામનો સર્ગ ૩૫ મો સમાપ્ત

## सर्ग ३६ मो

### ઈશ્વરસ્વરૂપનિરૂપણ

॥ श्रीईश्वर उवाच ॥

ની સત્તાથી સઘળા પદાર્થોને સત્તા આપનાર, મન આદિથી અગમ્ય, સંસારના સ્પર્શથી રહિત, સર્વની બુદ્ધિઓની વૃત્તિઓને પ્રકાશ આપનાર, જીવના પણ અંદરના સારરૂપ, પોતારૂપ સઘળાં દશ્યોને પ્રગટ કરનાર, દશ્યોના પરમ અધિષ્ઠાનરૂપ અને માયાથી પોતાની જ અનેક પ્રકારે ભાવના કરનાર છે. એ ચૈતન્યઘન પરમાત્મા નિર્મળ, ચક્ષુ આદિ તથા સૂર્ય આદિ પ્રકાશકોને પણ પ્રકાશ આપનાર, સૂર્ય આદિથી પણ જેને પ્રકાશ મળતો નથી એવા અલૌકિક પ્રકાશરૂપ, પોતે એક જ સર્વના બીજરૂપ અને સર્વ બીજોમાં સમૂહરૂપે રહેલ છે, એમ બ્રહ્મવેત્તાઓ સમજે છે.[૨-૫] જગતની સત્તાને તથા અવ્યાકૃતની સત્તાનો બાધ થતાં જે સાક્ષીભૂત ચૈતન્યમાત્ર રહે છે તે એ જ છે, બીજું કાંઈ નથી. એ ચૈતન્ય પૃથ્વી, જળ તથા તેજથી રહિત છે, સદ્રૂપ છે, શાંત છે અને વ્યાવહારિક તથા પ્રાતિભાસિક અવસ્થાઓથી રહિત છે.[૬] વિષયોમાં રાગરૂપ, ચિત્તને ક્ષોભ પમાડનાર, વિષયોનો સંબંધ થતાં ચિત્તને તદ્રૂપ કરનાર, વિષયોનો વિયોગ થતાં ચિત્તને મલિન કરનાર અને પોતે નિરાકાર હોવા છતાં પણ તુરત ચિત્રાદિકથી રંગાયેલી ભીંત સમાન થાય છે.[૭] એ મહાચૈતન્યરૂપ સર્વવ્યાપક તેજમાં બ્રહ્માંડરૂપી કરોડો ઝીંઝવાનાં જળો સ્ફુરેલાં છે, સ્ફુરે છે અને સ્ફુરશે.[૮] એ સ્વયંપ્રકાશ ચૈતન્યમાં, પોતાની સત્તામાત્રથી જગતરૂપી પદ થયેલું છે, તે છતાં પણ કાંઈ થયેલું નથી (જેમ અગ્નિમાં પ્રભા, જ્વાળા તથા તણખા વગેરે થયેલું હોવા છતાં પણ તે અગ્નિથી જુદું નથી, તેમ મહાચૈતન્યમાં જગત થયેલું હોવા છતાં પણ તે મહાચૈતન્યથી જુદું નથી.) એ મહાચૈતન્ય પોતાના ગર્ભમાં મેરુને રાખે છે અને મેરુને ઢાંકી દેનાર છે; છતાં પણ પરમાણુ સમાન છે, એમ બ્રહ્મવેત્તાઓ સમજે છે.[૧૦] એ મહાચૈતન્ય પોતાની અંદર મહાકલ્પને રાખે છે, છતાં પણ નિમેષરૂપ કહેવાય છે. એ મહાચૈતન્ય બે પરાર્ધ સુધીના કાળમાં રહે છે છતાં પણ નિમેષપણાને છોડતું નથી.[૧૧] એ મહાચૈતન્ય વાળના અગ્રભાગથી પણ સૂક્ષ્મ છે, તે છતાં પણ સઘળી પૃથ્વીમાં વ્યાપ્ત છે. સાતે સમુદ્રોથી વીંટાયેલી પૃથ્વી પણ એના અંતને પામતી નથી. એ પરમાત્મા સંસારની રચનાને કરતા નથી છતાં પણ કર્તાપણાને પામેલ છે અને મોટાં મોટાં કર્મોને કરે છે, છતાં પણ કશું કરતા નથી. એ પરમાત્મા દ્રવ્ય છતાં પણ અદ્રવ્ય છે, અદ્રવ્ય છતાં પણ દ્રવ્ય છે, નિરાકાર છતાં પણ બ્રહ્માંડરૂપ છે અને બ્રહ્માંડરૂપ છતાં પણ નિરાકાર છે. આખા દિવસરૂપ છતાં પણ પ્રાતઃકાળરૂપ છે, પ્રાતઃકાળરૂપ છતાં પણ આખા દિવસરૂપ છે અને વાસ્તવિક રીતે જોતાં તો પ્રાતઃકાળરૂપ પણ નથી, આખા દિવસરૂપ પણ નથી અને મુહૂર્તરૂપ પણ નથી. મુહૂર્ત, પ્રાતઃકાળ તથા આખો દિવસ ઇત્યાદિક શબ્દોનું જે અધિષ્ઠાન ચૈતન્ય છે, તે જ એ છે.*[૧૨-૧૫] **भिंडि भिंडि खिले मत्ता पुरुपिच्छिलिसालघम् । विविच्चलित्सदा लोका लासो गुलगुलुः ॥** અને શિલી ઇત્યાદિ અનર્થક વાક્યો અને વેદશાસ્ત્રાદિક સાર્થક વાક્યો પણ એ જ છે. જગતમાં બ્રહ્મરૂપ નહિ એવું પણ કાંઈ નથી અને મિથ્યારૂપ નહિ એવું પણ કાંઈ નથી. જેમાં સર્વ રહ્યું છે, જેથી સર્વ થયું છે, જે સર્વરૂપ છે, જે સર્વ સ્થળમાં છે અને જે સર્વદા સર્વમય છે, તે સર્વાત્મક તત્ત્વને હું પ્રણામ કરું છું.[૧૬-૧૮] **यत्रांतराल गहनेन ।** એ શ્લોકના બે અર્થ થાય છે, એક અર્થથી વૃક્ષનું વર્ણન છે અને બીજાથી વિષ્ણુની સ્તુતિ છે. પહેલો અર્થ આ પ્રમાણે છે. કૂમળાં પાંદડાંની શોભાવાળી માલતીલતાઓ આ વૃક્ષને ચારે બાજુ આલિંગન આપીને રહેલી છે, તેથી તે વૃક્ષના મૂળથી લઇને ડાળી સુધીના બધા ભાગો ઢંકાઈ ગયા છે, એટલે તેની ઉપર ચઢવું મુશ્કેલ

* કોઈ પણ જાતના અર્થ વિનાનો નિરર્થક શબ્દસમૂહ હોય છે તેનો દાખલો અહીં ટાંકી બતાવ્યો છે.

છે; તે વૃક્ષ પોતાનાં ફળ, ફૂલ અને નવા અંકુરોથી ખૂબ જ શોભે છે અને તેથી વર્ષાઋતુમાં વીજળીથી ચમકતા મેઘની શોભા પણ તેની આગળ ઓછી લાગે છે. આ રીતે વનમાં રહેલી સર્વ પ્રકારની લક્ષ્મી આ વૃક્ષ પર આવીને જ વાસ કરે છે, બીજા અર્થમાં ભગવાન વિષ્ણુનું વર્ણન છેઃ 'વનની સુંદર માળાઓથી શોભતા અનેક પુરુષોમાં વિષ્ણુની શોભા સર્વથી શ્રેષ્ઠ છે. તે વિષ્ણુનો વાસ ચૌદેય લોકમાં હોવાથી, તેમનાં દર્શન દુર્લભ છે. લક્ષ્મી તેમને આલિંગન આપીને જ રહેલાં છે, જે લક્ષ્મી પોતાની દિવ્ય કાંતિથી વીજળીથી ચમકતા મેઘની કાંતિને પણ ઓળંગી જાય છે.'[૨૯]

**यत्रांतरालगहनेन विलासवत्या हेलाविलोलघनसर्जितयामलेन। मल्लेन पल्लवदलामलमालितानां लक्ष्मीलताविरलितावलितेव मुष्टिः॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'પરમેશ્વરવર્ણન' એ નામનો સર્ગ ૩૬ મો સમાપ્ત**

## સર્ગ ૩૭ મો*

## સત્‌ના યોગથી અસત્ પદાર્થોની સત્તા તથા અનંત શક્તિઓ

॥ श्रीईश्वर उवाच ॥

**इत्यादिकानां शब्दानामर्थश्रीः सत्यरूपिणी। तस्मिन् सर्वेश्वरे सर्वसत्तामणिसमुद्गके॥ १॥**

**સદાશિવ બોલ્યાઃ**—હે વસિષ્ઠમુનિ! ઉપર કહેલા શ્લોક વગેરેનું નિરર્થકપણું પણ જેમાં રહેલી સત્તાથી સાચા જેવું થઈ જાય છે, તે માયાશબલ અને સઘળી સત્તાઓરૂપી મણિઓના ડાબલારૂપ સર્વેશ્વર પરમ ચૈતન્યરૂપ મણિમાં નિર્મળ પ્રકાશવાળી કઈ કઈ બીજશક્તિઓ સ્ફુરતી નથી, કે જેઓથી તે ચૈતન્યમાં વિચિત્ર જગતોનો આરોપ થાય છે?[૧-૨] બીજરૂપી કણની અંદર રહેલી એ જ ચૈતન્યની સત્તા, ખેતરમાં માટી, કાળ તથા જળ વગેરે સહકારી કારણોને પામીને, પોતાને પ્રથમ અંકુરનો આકાર આપે છે, પછી દાણારૂપ કરે છે અને પછી માણસોથી જમાય એવાં રાંધેલાં અન્નાદિકરૂપ કરે છે.[૩] ફીણો, ચકરીઓમાં તથા જુદાં જુદાં રૂપોમાં પરોવાઈને રહેલી, એ જ ચૈતન્યની રસરૂપ સત્તા, પથ્થર વગેરે કઠણ પદાર્થો સાથે સંબંધ થતાં, જળરૂપે નીચા પ્રદેશમાં જઇને, અને જીભનો સંયોગ થતાં, ઉદરમાં જઈને, ગતિ પ્રગટ કરે છે.[૪] પુષ્પોના ગુચ્છોમાં રસ સાથે ગંધરૂપે રહેલી, એ જ ચૈતન્યની સત્તા નાસિકાનાં છિદ્રોમાં ગતિ કરીને, તેઓને આનંદ આપે છે.[૫] શિલાઓમાં રહેલી એ જ સત્તા શિલાથી જુદી નહિ છતાં પણ, વ્યવહારદૃષ્ટિથી જુદી લાગતી પ્રતિમાની દશાને ધારણ કરે છે. જેમ પર્વત પોતાનો વિકાર કર્યા વિના જ ખડ તથા વૃક્ષ આદિ કાર્યો ઉપજાવે છે, તેમ શિલાઓમાં રહેલી એ સત્તા વિકાર વિનાની રહીને જ પ્રતિમા આદિ કાર્યો ધારણ કરે છે.[૬] પવન કે જે સઘળી ક્રિયાઓના કોશરૂપ છે, તે રૂપે રહેલી એની એ જ સત્તા, જેમ પિતા પોતાના પુત્રને પોતાના કાર્યમાં પ્રેરે તેમ ચામડીને સ્પર્શ કરાવે છે.[૭] એ જ ચૈતન્યની સત્તા જેમ પ્રવૃત્તિશક્તિથી પોતામાં દ્વૈતને બનાવે છે, તેમજ નિવૃત્તિશક્તિથી જગતની સઘળી સત્તાઓના એકઠા પિંડરૂપ પોતાના સ્વરૂપની, મોક્ષને માટે શ્રવણાદિક ઉપાયોથી ભાવના કરીને, સર્વનો બાધ કરી નાખીને, દ્વૈતને તે અત્યંત સર્વશૂન્ય જેવું કરી નાખે છે.[૮] એ જ ચૈતન્યની સત્તા આકાશરૂપી અરીસાના ઉદરમાં પોતાના પ્રતિબિંબ જેવા કાળ નામના નિર્મળ શરીરને ધારણ કરે છે, કે જે શરીરમાં કલ્પ તથા નિમેષ આદિ વિભાગો કલ્પવામાં આવે છે. બ્રહ્મા, વિષ્ણુ,

* આ સાડત્રીસમા સર્ગમાં સતના યોગથી અસત્ પદાર્થોની સત્તા, પરમાત્માની અનંત શક્તિઓ અને પ્રધાનશક્તિરૂપ નિયમશક્તિના મહત્ત્વનું વર્ણન કરવામાં આવશે.

રુદ્ર, ઈશ્વર અને સદાશિવ એ સત્તાથી જ સત્તાવાળા છે. આ કાર્ય આ પ્રમાણે જ થાય અને આ કાર્ય આ પ્રમાણે ન જ થાય, ઇત્યાદિક નિયમોરૂપે પણ એ જ ચૈતન્યની સત્તા ગોઠવાયેલી છે.[૯,૧૦] જેમ દીવો હોવાથી ઘરની સઘળી ક્રિયાઓ પ્રકાશે છે, તેમ મહાપ્રકાશરૂપ એ ચૈતન્યમય સાક્ષીના હોવાથી જ જગતોની વિચિત્ર પરંપરાઓ પ્રકાશે છે. જાણે ગંધર્વપુરની નાટકશાળાઓ હોય એવી જાગ્રત આદિ ભૂમિકાઓમાં રહીને, એ જ ચૈતન્યની શક્તિ પોતાથી બનેલા સંસારને, સાક્ષીની પેઠે જોયા કરે છે.[૧૧,૧૨]

**વસિષ્ઠ બોલ્યા:**–હે જગતપતિ! એ પરમાત્માની શક્તિઓ કઈ કઈ છે? શી રીતે રહેલી છે? સાક્ષીપણું શી રીતનું છે? એ શક્તિઓ કેવું આચરણ કરે છે? અને તે આચરણ કેટલું છે?[૧૩]

**સદાશિવ બોલ્યા:**—હે શુભ આચરણવાળા વસિષ્ઠમુનિ! એ પરમાત્મા અપ્રમેય, શાંત, મહામંગલરૂપ, સૌમ્ય, ચૈતન્યમાત્રરૂપ અને નિરાકાર હોવા છતાં પણ સર્વરૂપ છે. ઇચ્છાસત્તા, આકાશસત્તા, કાલસત્તા, નિયમસત્તા, સર્વમાં વ્યાપી રહેલી મહાસત્તા, જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ, કર્તૃત્વશક્તિ અને અકર્તૃત્વશક્તિ ઇત્યાદિ તેમની શક્તિઓનો અંત જ નથી.[૧૪–૧૬]

**વસિષ્ઠ બોલ્યા:**–હે સદાશિવ! એ શક્તિઓ શાથી થઈ છે? તેઓમાં બહુપણું કેમ છે? તેનો ઉદય કેમ થયો છે અને શક્તિઓનો તથા શક્તિઓવાળાનો ભેદ તથા અભેદ શી યુક્તિથી સંભવે છે?[૧૭]

**સદાશિવ બોલ્યા:**–એ મહામંગલ તથા અનંતરૂપ ચૈતન્યમાં જે કલ્પિત ભેદો છે, તે જ શક્તિઓ કહેવાય છે. જે શક્તિ છે તે ચૈતન્યનું સ્વરૂપ જ છે, માટે ચૈતન્યથી જરા પણ જુદી નથી.[૧૮] જેમ જળમાં જ તરંગ આદિ ભેદોની કલ્પના થાય છે, તેમ ચૈતન્યમાં જ જ્ઞાતાપણું, કર્તાપણું, ભોક્તાપણું તથા સાક્ષીપણું ઇત્યાદિ શક્તિઓની કલ્પના કરવામાં આવી છે, કે જે કલ્પનારૂપ શક્તિઓ અનેક રૂપોને ધારણ કરે છે.[૧૯] જેમ નચાવનારાએ અનુક્રમથી કેળવેલા નટો નૃત્યમંડપમાં નાચ્યા કરે, તેમ કાળ, ઋતુ, માસ આદિના ક્રમથી કેળવેલાં જગતો બ્રહ્માંડમાં નાચ્યા કરે છે, તે પણ કેવળ કલ્પનામાત્ર જ છે.[૨૦] બે પરાર્ધરૂપ અને બે પરાર્ધોના કલ્પાદિક અનેક અવયવોરૂપ જે કાળશક્તિ છે, તેને જ અમો નિયમશક્તિ કહીએ છીએ, કે જેને બીજા મતવાદીઓ ઈશ્વરની ઇચ્છા, ક્રિયા તથા પ્રયત્ન ઇત્યાદિ નામો આપે છે.[૨૧] એ કાળશક્તિથી જ, ખડથી માંડીને મહારુદ્ર સુધી તથા બ્રહ્માના ચલનપર્યંત 'અમુકનો આકાર આવો જ થાય અને અમુકનો વિકાર આવો જ થાય' એવી રીતના નિયમો ગોઠવાયા છે; તેથી જે કાળશક્તિ છે, તે જ નિયમશક્તિ કહેવાય છે.[૨૨] કશા ઉદ્વેગ વગર નિરંતર ચાલી જતી, એ નિયમશક્તિ જ્યાં સુધી તત્ત્વબોધથી બાધિત ન થાય ત્યાં સુધી નાચ્યા કરે છે અને જગતના જાળરૂપી નાટકનો ખેલ કર્યા કરે છે.[૨૩] જે ખેલ અનેક પ્રકારની તૃષ્ણાઓરૂપી વિલાસોથી ભરપૂર છે, વિવર્તોરૂપી વહાણોથી સંયુક્ત છે, પ્રલયરૂપી વિરામના સમયમાં પુષ્કરાવાવર્તક નામના મેઘોરૂપી અનેક વાજાંઓની ગર્જનાવાળો થાય છે, સઘળી ઋતુઓરૂપી પુષ્પોથી ભરપૂર છે, પ્રવાહરૂપે નિરંતર રહેનારી બ્રહ્માંડરૂપી શાળામાં થાય છે, વારંવાર પડતા વરસાદરૂપી ઘણા પસીનાના સમૂહવાળો છે, અનેક રંગોવાળાં વાદળાંઓરૂપી છેડાઓથી ચકચકિત લાગતા, આકાશરૂપી નીલ પડદાઓથી રાત્રિ તથા દિવસ વગેરેની ભ્રાંતિઓને ઉત્પન્ન કરનાર છે, પૂર્ણ તથા શુદ્ધ સાત સમુદ્રોરૂપી રત્નમય કંકણોથી વ્યાપ્ત છે, દિવસો, પ્રહરો તથા પખવાડિયાંરૂપી કટાક્ષોની છટાઓથી પ્રકાશિત છે, સમુદ્રોરૂપી કંકણોથી ઢંકાઈ જાય ત્યારે નહિ દેખાતા અને ઢંકાયા ન હોય ત્યારે દેખાતા કુલપર્વતોરૂપી મુકુટોવાળો

છે, ભમતા ચંદ્રરૂપી મણિમાં પરોવાયેલી આકાશગંગાની ત્રણ ધારાઓરૂપી મોતીની ત્રણ હારોવાળો છે, જોવામાં આવતાં અને જોવામાં નહિ આવતાં સંધ્યાકાળનાં વાદળાંઓરૂપી ચપળ તથા કોમળ હસ્તોની લીલાઓવાળો છે, નિરંતર શબ્દ કરતા લોકરૂપી ચપળ અલંકારોથી મનોહર લાગે છે; પાતાળ, પૃથ્વી તથા આકાશરૂપી નાચવાનાં ઘણાં સ્થળોવાળો છે, અસ્ત પામતાં અને ઉદય પામતાં અનેક મોટા મોટા તારાઓરૂપી પસીનાનાં ટીપાંઓવાળો છે, ચંદ્ર તથા સૂર્યરૂપી કુંડળોનાં ચલનોથી તથા મંદહાસ્યોથી શોભતા આકારૂપી નદીના મુખવાળો છે, કલ્પાયેલાં અનેક બ્રહ્માંડોરૂપી મોટા મોટા ઉલેચોવાળો છે, ચંચળ થતા જુદા જુદા અનેક લોકોરૂપી મોતીની ગૂંથણીવાળા છેડાઓના શબ્દોથી જોડાયેલો છે અને સુખ—દુઃખોના દેખાવોરૂપી તથા તેઓથી થતા દોષોરૂપી સ્થાયી ભાવોથી તથા સંચારી આદિ ભાવોથી સ્પષ્ટ જણાતા કામ, ક્રોધ આદિરૂપ રસોવાળો છે. એવા અનેક વિકારોથી ભરેલા અને નિયમશક્તિરૂપ નદીના વિલાસોવાળા આ સંસાર નામના અનાદિ મહાનાટકમાં, સર્વદા પ્રકાશમાન આપ્રત્યગાત્મારૂપ એક રાજા જ જોનાર છે. વાસ્તવિક રીતે જોતાં એ રાજા નટીથી કે નાટકથી ભિન્ન જ નથી.[૨૪-૩૨]

अस्मिन्विकारवलिते नियतेर्विलासे संसारनाम्नि चिरनाटकनाट्यसारे। साक्षी सदोदितवपुः परमेश्वरोयमेकः स्थितो न च तया न च तेन भिन्नः ॥ ३२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'નિયતિનૃત્ય' એ નામનો સર્ગ ૩૭ મો સમાપ્ત**



# सर्ग ३८ मो*

## પરમાત્માનું ધ્યાન તથા પૂજાનો પ્રકાર

॥ श्रीईश्वर उवाच ॥

एष देवः स परमः पूज्य एष सदा सताम्। चिन्मात्रमनुभूत्यात्मा सर्वगः सर्वसंश्रयः ॥ १ ॥

સદાશિવ બોલ્યાઃ—હે વસિષ્ઠમુનિ! ચૈતન્યમાત્ર, અનુભવસ્વરૂપ, સર્વવ્યાપક અને સર્વના અધિષ્ઠાનરૂપ એ સાક્ષીદેવ જ સર્વથી શ્રેષ્ઠ છે અને સત્પુરુષોને સર્વદા પૂજવા યોગ્ય છે.[૧] ઘડો, વસ્ત્ર, વડ, ભીંત, ગાડું અને વાનરમાં પણ એ દેવ રહેલ છે. શિવ, રુદ્ર, વિષ્ણુ, બ્રહ્મા, ઈન્દ્ર, કુબેર અને યમ વગેરે પણ એ દેવમાં જ આરોપાય છે. વિદ્વાન લોકો બહાર તથા અંદર સર્વના આત્મરૂપ સર્વાત્મક એ પોતાના આત્મારૂપ ભગવાનનું જ સર્વદા વિવિધ ક્રમથી પૂજન કરે છે.[૨,૩] હે મહાબુદ્ધિમાન વસિષ્ઠમુનિ! જે ક્રમથી એ પરમાત્માનું બાહ્યપૂજન કરવામાં આવે છે, તે ક્રમ પ્રથમ કહું છું, તે સાંભળો; પછી તમને અંદરના પૂજનનો ક્રમ કહીશ.[૪] સઘળા પૂજાના ક્રમોમાં દેહરૂપી ઘર શાસ્ત્રમાં કહેલા સંસ્કારોથી તથા સ્નાન આદિ શુદ્ધિથી ગમે તેવું પવિત્ર હોય તો પણ યત્નપૂર્વક તેને તજી દેવું (દેહના અભિમાનનો ત્યાગ કરવો) અને દેહના સાક્ષીભૂત જે પરમ પવિત્ર ચૈતન્ય છે, તેનું ગ્રહણ કરવું.[૫] અંદર ધ્યાન કરવું એ જ એનું પૂજન છે, બીજું કાંઈ પૂજન નથી; એટલા માટે ત્રૈલોક્યના અધિષ્ઠાનભૂત એ આત્માનું સર્વદા ધ્યાનથી પૂજન કરવું.[૬] લાખો સૂર્યસમાન, ચૈતન્યરૂપ, સૂર્ય આદિ સઘળાં તેજને તથા બુદ્ધિની વૃત્તિઓને પણ પ્રકાશ આપનાર અને અહંતામાંથી શોધેલા પોતાની અંદર રહેલા પ્રકાશનો આશ્રય કરવો.

* આ આડત્રીસમા સર્ગમાં અનંત ચૈતન્યરૂપ પરમાત્માનું ધ્યાનથી બાહ્યપૂજન અને મુક્તિ આપનારું જ્ઞાનથી થતુ મહાપુજન કહેવામાં આવશે.

અપાર આકાશરૂપી વિશાળ કંઠવાળા, નીચેના અનંત આકાશના કોશરૂપી ચરણકમળવાળા, અનંત દિશાઓના કિનારારૂપ, વિસ્તીર્ણ ભુજમંડળથી શોભી રહેલા, સત્યલોક આદિ અનેક લોકોરૂપી ઉત્તમ આયુધોને દિશાઓરૂપી ભુજાઓથી પકડીને રહેલા, જેના હૃદયરૂપી કોશના ખૂણામાં અનેક બ્રહ્માંડોના સમૂહો સમાયેલા છે એવા, સર્વોત્તમ, અજ્ઞાનથી પર રહેલા પ્રકાશરૂપ શરીરવાળા, નીચે, ઊંચે ચારે દિશાઓમાં તથા ચારે ખૂણાઓમાં અખંડ વ્યાપી રહેલા અને બ્રહ્મા, ઇન્દ્ર, વિષ્ણુ, રુદ્ર તથા શિવ આદિ સઘળા દેવતાઓ, જેની ઉપાસના કરે છે એવા, એ આત્માનું ચિંતન કરવું. આ જે ચાર પ્રકારનાં પ્રાણીઓની શોભા છે, તે આત્માની રુંવાટીરૂપ છે, એમ ચિંતન કરવું. ત્રૈલોક્યમાં રહેલા સઘળા પદાર્થોની ગતિ માટે જાણે યંત્રમય રજ્જુઓ ગોઠવાયેલી હોય, તેમ રહેલી જે ઇચ્છા આદિ શક્તિઓ છે, તે આત્માની નાડીઓ છે, એમ ચિંતન કરવું.[૭-૧૩] ચૈતન્યમાત્ર, અનુભવસ્વરૂપ, સર્વવ્યાપક, સર્વના આધારભૂત અને ઘડો, વસ્ત્ર, વડ, ગાડું તથા વાનર વગેરેમાં પણ અખંડરૂપે રહેલો, એ આત્મારૂપ દેવજ સર્વથી શ્રેષ્ઠ અને સજ્જનોને સર્વદા પૂજવા યોગ્ય છે.[૧૪] શિવ, રુદ્ર, વિષ્ણુ, બ્રહ્મા, ઇન્દ્ર, કુબેર તથા યમ વગેરે એ દેવનાંજ કલ્પિત સ્વરૂપો છે.[૧૫] સઘળા શબ્દોના અર્થરૂપ અને સત્તામાત્ર સ્વરૂપવાળા એ દેવનો દ્વારપાલ કાળ છે; કે જે કાળ સઘળા જગતનો ફેરફાર કર્યા કરે છે. પર્વતો સહિત અનેક ભુવનોના વિસ્તારવાળું, આ સઘળું બ્રહ્માંડનું મંડળ, એ દેવના શરીરના કોઈ ખૂણામાં એક દેશ જેવું છે. હજારો કાન નેત્રો અને હજારો મસ્તકોવાળા, શાંત, હજારો ભુજાઓથી શોભી રહેલા, સર્વ સ્થળમાં દર્શનશક્તિ, પ્રાણશક્તિ, સ્પર્શનશક્તિ અને રસનાશક્તિવાળા, સર્વ સ્થળમાં શ્રવણથી વ્યાપ્ત, સર્વ સ્થળમાં મનનથી વ્યાપ્ત, સર્વદા સર્વના કર્તા, સર્વ લોકોના સંકલ્પિત પદાર્થોને આપનારા, સર્વ પદાર્થોની અંદર રહેલા, સર્વરૂપ, સર્વ સુખના મુખ્ય સાધનરૂપ અને તેમ છતાં પણ જેને મનની શક્તિ પહોંચતી નથી, એવા સર્વવ્યાપક મહામંગલરૂપ દેવનું ચિંતન કરવું. એ પ્રમાણે ચિંતન કરીને પછી વિધિપૂર્વક તેમનું પૂજન કરવું.[૧૬-૨૧] હે બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ વસિષ્ઠમુનિ! હવે પૂજનનો વિધિ તથા ઉપહાર કહું છું તે સાંભળો, કે જે વિધિથી તથા જે ઉપહારથી એ પોતાના સ્વરૂપભૂત દેવનું મહાત્માઓ પૂજન કરે છે. એ દેવ દીવો, પુષ્પો, ધૂપ, છત્ર, ચામર આદિ વૈભવોના અર્પણ, અન્નદાન વગેરે દાન, ચંદનનાં લેપન, કેસર તથા કપૂર આદિ વૈભવોથી કે તેવા પ્રકારનાં બીજાં સાધનોથી પૂજાતો નથી, પણ સર્વદા પરિશ્રમ વિનાજ મેળવી શકાય એવા, શીતળ અને અવિનાશી, એક પોતાના બોધરૂપ અમૃતથી જ પૂજાય છે. પોતામાં રહેલા શુદ્ધ ચૈતન્યમાત્રનું અનુસંધાન કરવું, એ તો ઉપર કહેલી બાહ્યપૂજાથી પણ મુખ્ય છે. બાહ્યપૂજા તો એના અંગરૂપ છે. પોતાની અંદર રહેલા શુદ્ધ ચૈતન્યમાત્રનું અનુસંધાન કરવું એ જ સર્વોત્તમ ધ્યાન છે અને એજ સર્વોત્તમ પૂજા છે. જોતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, સૂંઘતાં, જમતાં, સૂતાં, શ્વાસ લેતાં, બોલતાં, છોડતાં અને ગ્રહણ કરતાં શુદ્ધ ચૈતન્યમાત્રમય જ થવું જોઇએ. અનુસંધાનરૂપી અમૃત કે જેમાં પુષ્પો લેવા વગેરેની કડાકૂટ કરવી પડતી નથી અને પરમ આનંદ મળે છે, તેથી પરમેશ્વરરૂપ પોતાના આત્માનું જ પૂજન કરવું, એ સર્વોત્તમ છે. પુષ્પાદિક પદાર્થોનું અર્પણ કરવું, એ દેવને સાક્ષાત્ નિરંતર સુખના અર્પણરૂપ નથી; પરંતુ તેના સ્વરૂપ સુખના જ જગક પ્રગટ સ્વરૂપે છે; માટે તે ભૂખ્યા માણસને સુકી શોભા આપવાની જેમ દેવને બરાબર પ્રીતિ ઉપજાવી શકતાં નથી. પોતાની મેળેજ પ્રત્યક્ષ આત્માની શોધ

કરીને, તે દેવના નિરતિશય આનંદરૂપનું પ્રગટ થવું, તે ધ્યાન (અનુસંધાન) તો દેવને સર્વોત્તમ સ્વાદરૂપ છે; માટે પુષ્પાદિક નહિ પણ ધ્યાનરૂપ ઉપહાર જ એ દેવને માટે અતિ યોગ્ય છે. શુદ્ધ સ્વરૂપનું યોગ્ય જ્ઞાન થવારૂપ ધ્યાન જ, એ દેવને માટે મુખ્ય અર્ધ્ય, પાદ્ય પુષ્પ વગેરે છે. અર્ધ્ય આદિ સઘળા ઉપચારો ધ્યાનથી હલકા છે. ધ્યાન વિના બીજા ઉપહારથી આત્મા મળતો જ નથી. ધ્યાનરૂપ ઉપહારથી દેવ સ્વરૂપના ધ્યાનને પામે છે કે જેમાં બ્રહ્મલોક પર્યંતના સઘળા ભોગોની લક્ષ્મીનો સમાવેશ છે. હે વસિષ્ઠમુનિ! આ આત્મા જેમ ઘરમાં દેહના અભિમાનવાળો થઇને વિષય સંબંધી સુખને ભોગવે છે, તેમ જીવન્મુક્ત સ્થિતિમાં દેહાભિમાનથી રહિત થઈને, નિરતિશય સ્વરૂપાનંદને ભોગવે છે. હે ઉત્તમ બુદ્ધિવાળા વસિષ્ઠમુનિ! મૂઢ પુરુષ પણ આવી રીતના ધ્યાનથી, માત્ર આંખના તેર પલકારાથી આત્મારૂપ દેવનું પૂજન કરે, તો ગાયનું દાન કરવાના ફળને પ્રાપ્ત થાય છે. આવા ધ્યાનથી મનુષ્ય એક સો નિમેષ સુધી આત્માનું પૂજન કરે, તો અશ્વમેધ યજ્ઞના ફળને પામે છે. અર્ધી ઘડી સુધી આવા ધ્યાનથી મનુષ્ય આત્મારૂપ પ્રભુનું પૂજન કરે, તો હજાર અશ્વમેધના ફળને પામે છે. પોતે પોતાની મેળે ધ્યાનરૂપ બળિના અર્પણથી, જે માણસ એક ઘડી સુધી આત્માનું પૂજન કરે, તે માણસ રાજસૂયયજ્ઞના સ્વારાજ્યરૂપ ફળને પામે છે. આવા ધ્યાનથી મધ્યાહ્ન સુધી પૂજન કરવામાં આવે તો લાખ રાજસૂય કર્યાનું ફળ મળે છે. આખા દિવસ સુધી આવા ધ્યાનથી આત્માનું પૂજન કરવામાં આવે તો માણસને પરમધામમાં નિવાસ મળે છે. મેં જે આત્માનું બાહ્યપૂજન કહ્યું એ પણ ઉત્તમ છે, પરમ યોગ છે અને પરમ ક્રિયા છે. હે પ્યારા વસિષ્ઠમુનિ! જે માણસ ક્ષણમાત્ર પણ વિક્ષેપથી રહિત થઈને, આ સઘળાં પાપોને નષ્ટ કરનારું આત્માનું પવિત્ર પૂજન કરશે, તે માણસ અનુક્રમે સર્વ બંધનોથી છૂટીને જીવન્મુક્ત થશે અને જેમ દેવતાઓનાં તથા દૈત્યોનાં જૂથો જગતમાં મને નમે છે, તેમ તે જીવન્મુક્ત માણસને પણ નમશે.[૨૨-૩૮]

एतत्पवित्रमखिलाघविघातहेतुं यस्त्वाचरिष्यति नरः क्षणमप्यखिन्नः। तं वंदयिष्यति सुरासुरलोकपूगःप्राप्तास्पदं जगति मामिव मुक्तमात्मन् ॥ ३८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'બાહ્યપૂજન' એ નામનો સર્ગ ૩૮ મો સમાપ્ત**

## सर्ग ३९ मो×

## અંતઃપૂજનવિધિ તથા ચિદાત્મસ્વરૂપ

॥ श्रीईश्वर उवाच ॥

पावनं पावनानां यद्यत्सर्वतमसां क्षयः।
तदिदानीं प्रवक्ष्येहमंतः पूजनमात्मनः ॥ १ ॥

**સદાશિવ બોલ્યાઃ**—હવે આત્માનું અંતઃપૂજન, કે જે સઘળા પવિત્ર પદાર્થોથી અધિક પવિત્ર અને સઘળાં અજ્ઞાનોનો નાશ કરનાર છે, તે હું કહું છું.[૧] આત્માનું સર્વદા અનુસંધાન કરવારૂપ આ અંતઃપૂજન ચાલતાં, ઊભતાં, જાગતાં, સૂતાં અને સર્વ પ્રકારના વ્યવહારોમાં પણ થાય છે.[૨] શરીરમાં રહેલ મહામંગળરૂપ આત્મા, કે જે સમીપ રહેવાથી સઘળા દેખાવોને ઉત્પન્ન કરનાર છે, તેનું પોતાથી જ ચિંતન કરવું.[૩] જે આત્મા સૂતો, ઊઠતો, ચાલતો, બેસતો, સઘળા વિષયોને ભોગવતો અને કોઈ સમયે મોટા વિષયોને તજી દેતો પણ જણાય છે અને તે છતાં સઘળા જાગ્રત આદિના વિષયોને પોતામાં અધ્યારોપથી બનાવનાર છે; સઘળાં કાર્યોને સત્તા આપનાર છે, દેહરૂપ મૂર્તિઓમાં શાંતરૂપે જ રહેનાર

× આ ઓગણચાલીસમા સર્ગમાં અંગોને તથા ઉપાંગોને જાણનારા પ્રત્યગાત્માનું પ્રાપ્ત થયેલા શબ્દાદિક વિષયોથી અંતઃપૂજન કરવાનું વર્ણન કરવામાં આવશે.

છે, વાસ્તવિક રીતે બીજા આકારો વગેરેથી રહિત છે અને કેવળ બોધમય સ્વરૂપવાળો છે, તેનું જ જે પદાર્થો પ્રારબ્ધગતિથી પ્રાપ્ત થાય, તે તે પદાર્થોમાં આત્માથી અભેદપણાનું ચિંતન કરીને, તેથી જ પૂજન કરવું.[૪–૬] પ્રારબ્ધના પ્રવાહથી આવી પડેલા ભોગોને ભોગવતાં અને સ્વરૂપના બોધરૂપ સ્થાનથી જ શુદ્ધ રહેતાં, એ બોધસ્વરૂપ આત્માનું અખંડ બોધરૂપ ઉપહારથી જ પૂજન કરવું.[૭] આત્મા કે જે સૂર્યની ભાવનાનો વિસ્તાર કરવાથી, આકાશનો પ્રકાશ કરનારા સૂર્યરૂપે ઉદય પામે છે, ચંદ્રની ભાવનાનો વિસ્તાર કરવાથી આકાશનો પ્રકાશ કરનારા ચંદ્રરૂપે ઉદય પામે છે, બહારના તથા અંદરના બુદ્ધિની વૃત્તિઓના આભાસોમાં તથા વૃત્તિઓથી જણાતા પદાર્થોમાં સર્વદા અનુભવરૂપે રહેલ છે, શરીરનાં દ્વારોથી, પોતાના આભાસોને વિષયના પ્રદેશમાં પ્રાપ્ત કરે છે, મોઢામાં પ્રાણરૂપે રહેલ છે, શબ્દાદિક વિષયોને, પોતાના જ આનંદથી મધુર કરીને જાણે તેઓનો સ્વાદ લેતો હોય એવો છે, મન તથા પ્રાણરૂપી બે ઉત્તમ ઘોડાઓવાળો છે, પ્રાણ તથા અપાનરૂપી રથમાં બેઠેલો છે, ગૂઢ રીતે અંદરની ગુફામાં (બુદ્ધિમાં) રહેલ છે, જ્ઞેય પદાર્થોને જાણનાર છે, સઘળાં કર્મોનો કરનાર છે, સઘળા વિષયોને ભોગવનાર છે, સઘળા અનુભવોનું સ્મરણ કરનાર છે, સઘળાં અંગોના સમૂહને સારી રીતે જાણનાર છે, વિષયોની ભાવનાઓ ઉપરથી તથા અભાવનાઓ ઉપરથી જણાય છે, સઘળા પ્રકાશોથી પણ અત્યંત પ્રકાશરૂપ છે અને સર્વમાં વ્યાપક છે, તેનું ચિંતન કરવું. આત્મા કે જે અપવાદની દૃષ્ટિથી જોતાં ભેદોથી રહિત છે, અધ્યારોપની દૃષ્ટિથી જોતાં ભેદોવાળો છે, દેહમાં રહેલ છે, હૃદયાકાશમાં ફર્યા કરે છે, અપવાદની દૃષ્ટિથી જોતાં વિષયોથી રંગાયેલ નથી, અધ્યારોપની દૃષ્ટિથી જોતાં વિષયોથી રંગાયેલ છે, સર્વદા દરેક અંગમાં વ્યાપેલા બોધરૂપ છે, મનની મનનશક્તિમાં રહેલ છે, પ્રાણના તથા અપાનના મધ્યમાં ઉદય પામે છે, હૃદયમાં, કંઠમાં તથા તાળવાના મધ્યમાં રહેલ છે, ભ્રૂકુટીના તથા નાસિકાના પીઠમાં રહેલ છે, શૈવશાસ્ત્રમાં કહેલાં છત્રીસ તત્ત્વોના છેલ્લા સ્થાનમાં રહેલ છે, કાલિ, રૌદ્રી તથા કલવિકરણી આદિ શક્તિઓના વિભાગમાં મનોન્મનીના અંતની દશાનો પણ અતિક્રમ કરીને રહેલ છે, અંદર શબ્દ વગેરેને કર્યા કરે છે, મનરૂપી પક્ષીને પ્રેરે છે, વ્યવહારમાં વિકલ્પોવાળા અને (વાસનાની) બીજ વિનાની સમાધિમાં તથા મોક્ષમાં વિકલ્પો વગરના (નિર્વિકલ્પ) શબ્દનો વિષય છે, તલમાં તેલની જેમ સઘળાં અંગોમાં રહેલ છે, શબ્દ આદિ તન્માત્રાઓરૂપ કલંકથી રહિત છે, સ્થૂલદેહરૂપે પરિણામ પામેલી, તે તન્માત્રાઓથી સાકાર પણ છે, હૃદયકમળરૂપ એક પ્રદેશમાં તથા સઘળા દેહમાં પણ રહેલ છે, ચૈતન્યમાત્ર છે, નિર્મળ પ્રકાશવાળો છે, સઘળા અધ્યસ્ત પદાર્થોના અધિષ્ઠાનરૂપ છે, સર્વત્ર પ્રત્યક્ષ જોવામાં આવે છે, પોતાના અનુભવરૂપ જ છે, પોતાનો પ્રત્યક્ષ આત્મા છે, સ્વરૂપનું જ્ઞાન ભૂલી જવાથી ભોગોની લાલચ રાખે છે અને પોતાથી જુદા જેવા જણાતા, પદાર્થોના વેષને પોતે જ પામીને, તુરત જાણે પોતાના સંકેતથી જ દ્વૈતને પામેલ હોય એવો છે, તેનું ચિંતન કરવું. હાથ તથા પગ આદિ અવયવો સહિત અને કેશો, નખો તથા દાંતો સહિત આ દેહ પણ અનુભવથી જુદો નહિ પડવાને લીધે દેવરૂપ છે, એમ ચિંતન કરવું.[૮–૨૦] વળી ચિંતન કરવું કે, 'જેમ સ્ત્રીઓ સર્વદા ઉત્તમ પતિનું સેવન કરે છે, તેમ મનની તથા ઇન્દ્રિયોની અનેક પ્રકારની ચેષ્ટાઓવાળી ઘણી ઘણી વૃત્તિઓ સર્વદા મારું સેવન કરે છે.[૨૧] જે મન છે, તે મારો દ્વારપાળ છે; કેમકે મારી પાસે ત્રણે લોકની હકીકત રજૂ કરે છે. કેવળ સત્ય વસ્તુમાં જ લાગેલી હોવાથી શુદ્ધરૂપવાળી આ ચિંતા, દ્વારમાં રહેનારી

મારી દાસી છે.[૨૨] જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ મારી ઉત્તમ રાણીઓ છે. જે જે વિચિત્ર પ્રકારનાં જ્ઞાનો છે તેઓ મારાં અંગોમાં પહેરેલાં ભૂષણો છે.[૨૩] જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયો મારાં દ્વારો છે. અંત વગરના સ્વરૂપવાળો, ત્રણે પ્રકારની મર્યાદાઓથી રહિત, ભરપૂર સ્વરૂપવાળો, પૂર્ણ અને સર્વને ભરપૂર કરનારો આ હું રહ્યો છું.' આ પ્રમાણે પ્રત્યક્ષ આત્માના અલૌકિક અને સ્વચ્છ ચમત્કારનો આશ્રય કરીને પુરુષ અંદર દીનતા વગરનો અને દેવપણાથી ભરપૂર રહે છે. આવો પુરુષ અસ્ત પામતો નથી, ઉદય પામતો નથી, રાજી થતો નથી કે કોપ કરતો નથી. વળી તે તૃપ્તિ પામતો નથી, ભૂખ્યો થતો નથી, કશું ઇચ્છતો નથી, કશું છોડતો નથી, અંદર સમ રહે છે, બહાર પણ અત્યંત સમ આચારવાળો રહે છે, સમદષ્ટિવાળો રહે છે, સમ આકારવાળો રહે છે, અત્યંત સૌમ્યતાને પામે છે અને સઘળી રીતે સુંદર અભિપ્રાયવાળો રહે છે. આ પુરુષ મરતાં સુધી આવા પ્રકારનો જ તથા અખંડ આત્મમતિવાળો જ રહીને દિનરાત લાંબું લાંબું દેવપૂજન કર્યા કરે છે. જે પ્રત્યગ્ આત્માથી દેહ ચાલે છે, તે પ્રત્યગ્ આત્મા દેવ કહેવાય છે; અને પ્રત્યગ્ આત્માથી જ સત્તા પામેલો હોવાને લીધે દેહ પણ દેવ કહેવાય છે. બુદ્ધિને સમ અને સર્વ વસ્તુઓમાં આત્માકાર રાખી, ઇન્દ્રિયોની વૃત્તિઓમાં પડેલાં પ્રતિબિંબોના બિંબભૂત, એ પ્રત્યગ્ આત્માનું પ્રારબ્ધના પ્રવાહથી, જે જે વસ્તુ પ્રાપ્ત થાય, તેથી પૂજન કરવું. પ્રારબ્ધના ક્રમથી પોતાની મેળે પ્રાપ્ત થયેલા સર્વ ભોગોથી, તેનું પૂજન કરવું. આ પૂજનમાં પુષ્પ, ધૂપ આદિ સાધનો પ્રાપ્ત કરવાનો કોઈ પણ યત્ન કરવો નહિ. વર્ણાશ્રમની પદ્ધતિથી, શાસ્ત્રને અનુસરતા વ્યવહારથી અને જેઓથી માત્ર દેહનું ધારણ થાય એવાં ભોજન આદિથી, એ સૌમ્ય દેવનું પૂજન કરવું.[૨૪-૩૨] સહજ પ્રાપ્ત થયેલા અનેક વૈભવો, સારાં ભક્ષ્યો, ભોજ્યો, અન્નપાનો, શયનો, આસનો અને વાહનોથી, એ દેવનું પૂજન કરવું.[૩૩] આત્માને સંપૂર્ણ યથાર્થ રીતે જાણ્યા પછી સ્ત્રીઓ, અન્નપાનો, સંભોગો અને સામગ્રીઓ વગેરેના વિલાસવાળા, સર્વ પ્રકારના સુખથી તે આત્માનું અર્ચન કરવું.[૩૪] ચિંતાઓથી તથા રોગોથી વ્યાપ્ત અને મૂંઝવણોથી તથા ક્રોધ આદિના વેગથી ભરેલું, સઘળા ઉપદ્રવોવાળું દુઃખ આવી પડે, તો તેથી પણ આત્માનું પૂજન કરવું.[૩૫] જગતની સ્થિતિ સંબંધી સઘળી ચેષ્ટાઓનાં ફળરૂપ મરણ, જીવન અને સ્વપ્ન આદિ જે થાય છે, તેનાથી પણ આત્માનું પૂજન થાય છે.[૩૬] પ્રારબ્ધના પ્રવાહને લીધે, આવી પડેલાં રાજ્યથી, પ્રારબ્ધના પ્રવાહને લીધે આવી પડેલા દારિદ્રયથી અને તે-તે સમયની વિચિત્ર ચેષ્ટાઓરૂપ પુષ્પોથી પણ શુદ્ધ આત્માનું પૂજન કરવું.[૩૭] રાગદ્વેષનો વિલાસ કે જે અનેક પ્રકારના ક્લેશો આપે છે તથા સ્ત્રીઓના આનંદો આપે છે, તેનાથી પણ પૂજનની ભાવના કરવી.[૩૮] સજ્જનોનાં હૃદયોને પ્રિય લાગનારી, ચંદ્ર જેવી શીતળ અને મીઠાશવાળી દૃઢ મૈત્રીથી પણ હૃદયમાં રહેલા આત્માનું પૂજન કરવું.[૩૯] સર્વદા હૃદયમાં દુષ્ટ લોકોની ઉપર ઉપેક્ષાથી, દીન લોકોની ઉપર કરુણાથી, સદાચરણવાળા લોકોની ઉપર કરુણાથી અને ક્રોધ આદિ વેગને રોકીને શુદ્ધ સામર્થ્યથી પણ જ્ઞાન સાથે આત્માનું અર્ચન કરવું.[૪૦] ભોગોના સમૂહોમાંનો કોઈ એકાદ ભોગ સમયે અકસ્માત્ પ્રાપ્ત થાય અથવા, પ્રાપ્ત થઈને જતો રહે, તેથી પણ આત્માના પૂજનની ભાવના કરવી.[૪૧] જે ભોગોને ભોગવવાનો શાસ્ત્રોમાં નિષેધ કર્યો છે અને જે ભોગોને ભોગવવાનો શાસ્ત્રમાં નિષેધ કર્યો નથી, તેના પણ સર્વદા ત્યાગથી, અથવા કોઈ સમયે યોગ્ય ભોગના રાગથી પણ શુદ્ધ આત્માનું પૂજન કરવું.[૪૨] જેમાં અમુક ક્રિયાઓ કરવાની અને

અમુક ક્રિયાઓ નહિ કરવાની અનેક ખટપટો છે, એવા અયોગ્ય ધનોના ત્યાગથી અને યોગ્ય ધનોના ગ્રહણથી પણ આત્માના પૂજનની જ ભાવના રાખવી. જે જે તંતુ રહે, તેની વિકાર વિના જ ઉપેક્ષા કરવી અને જે જે પ્રાપ્ત થાય તેનું ભાવ વિના જ ગ્રહણ કરવું, એ જ આત્માનું પરમ પૂજન છે. સર્વદા સઘળી ઇષ્ટ કે અનિષ્ટ પદાર્થોની પ્રાપ્તિઓમાં અંતઃકરણની અત્યંત સમતા રાખવી, એ જ આત્માનું નિત્ય પૂજન છે, માટે તે કરવું જોઈએ.[૪૩-૪૫] 'જે કાંઈ છે તે બ્રહ્મ જ છે' એવી દૃષ્ટિથી સર્વને શુભ જ માની લેવું. 'જે કાંઈ છે તે બ્રહ્મમયપણાની સાથે માયામય પણ છે' એવી દૃષ્ટિથી સર્વને શુભપણાના તથા અશુભપણાના મિશ્રણવાળું માની લેવું. ગમે તે રીતે પણ અયોગ્ય દૃષ્ટિનો ત્યાગ કરીને, સઘળું આત્મા જ છે અથવા આત્માવાળું છે-એવી ભાવના રાખીને, આત્માનું નિત્ય પૂજન કરવાનું વ્રત પાળવું.[૪૬] જે કોઈ પદાર્થ પ્રાપ્ત થતાં જ સારો લાગે, એવો હોય અને જે કોઈ પદાર્થ પ્રાપ્ત થતાં જ અસહ્ય લાગે એવો હોય, તે સર્વ પદાર્થને સમાન ગણીને, આત્માના નિત્યપૂજનનું વ્રત પાળવું.[૪૭] 'આ હું છું અને આ હું નથી' એ વિભાગને છોડી દઈ, જે કાંઈ છે તે સઘળું બ્રહ્મ જ છે, એવો નિશ્ચય રાખીને, આત્માના નિત્ય પૂજનનું વ્રત કરવું. સર્વદા પ્રાપ્ત થતાં અને સર્વ પ્રકારના વિકારોથી ભરેલાં, સર્વ નામોથી તથા સર્વ રૂપોથી સર્વાત્મક આત્માનું-પૂજન કરવું.[૪૮-૪૯] ઉદ્યોગ તજી દેવો કે ઉદ્યોગ કરવો તે પણ મિથ્યાત્વ બુદ્ધિથી તજી દઈને અથવા આત્મબુદ્ધિથી બન્નેનો સ્વીકાર કરીને, પણ નિત્ય આત્માનું પૂજન કરવું.[૫૦] જેમ સમુદ્ર કશો રાગ-દ્વેષ નહિ રાખતાં, દૈવગતિથી પ્રાપ્ત થયેલી નદીઓને સ્વાભાવિક રીતે ભોગવે છે, તેમ બ્રહ્મવેત્તા પુરુષે કશો રાગદ્વેષ નહિ રાખતાં દૈવગતિથી પ્રાપ્ત થયેલી, ભોગોની રચનાઓને સ્વાભાવિક રીતે ભોગવવી.[૫૧] જેમ ટાઢ તડકો આદિ વિચિત્ર પદાર્થો આવી પડતાં, આકાશ કશો ઉદ્વેગ ધરતું નથી, તેમ બ્રહ્મવેત્તા પુરુષે અપમાન, વધ, બંધન અને સર્વસ્વ નાશ આદિ દેખાવો આવી પડતાં, કશો ઉદ્વેગ ધરવો નહિ.[૫૨] દેશના, કાળના અને ક્રિયાના યોગથી જે કાંઈ શુભાશુભ પ્રાપ્ત થાય, તેને વિકાર વિના જ ગ્રહણ કરીને, તેના વડે જ આત્માનું પૂજન કરવું.[૫૩] આ આત્માના પૂજનના વિધિમાં કહેલાં દ્રવ્યો જો કે કેટલાંએક શુદ્ધ છે, કેટલાંએક અશુદ્ધ છે, કેટલાંએક રાગને ઉત્પન્ન કરનારાં છે, કેટલાંએક દ્વેષને ઉત્પન્ન કરનારાં છે, કેટલાંએક કડવાં છે, કેટલાંએક તીખાં છે, કેટલાંએક ખાટાં છે, કેટલાંએક તૂરાં છે અને કેટલાંએક આ બધાથી વિલક્ષણ પણ છે, તો પણ આત્મમય સમજીને વિષમતા દૂર કરવાથી સમતારૂપ એકરસથી જ ભીંજવી દેવામાં આવે છે, માટે સઘળાં અમૃતરૂપ જ લાગે છે; પણ શુદ્ધ, અશુદ્ધ, રાગને ઉત્પન્ન કરનારાં, દ્વેષને ઉત્પન્ન કરનારાં, કડવાં, તીખાં, ખાટાં કે તૂરાં વગેરે લાગતાં જ નથી; વિચિત્ર રસોવાળાં છતાં પણ આત્મમયપણાની ભાવનાને લીધે મીઠાં જ લાગે છે. સમતારૂપ રસશક્તિ, કે જે મધુર, રમ્ય અને અલૌકિક છે, તેની જે જે દશ્યને ભાવના દેવામાં આવે, તે તે દશ્ય ક્ષણમાત્રમાં અમૃત સમાન થઈ જાય છે. જે જે દશ્યને સમતારૂપ અમૃતની ભાવના દેવામાં આવે, તે તે દશ્ય ચંદ્રથી ઝરતા અમૃતની જેમ અત્યંત મધુરપણાને પ્રાપ્ત થાય છે.[૫૪-૫૭] સર્વને બ્રહ્મમય જોવારૂપ સમતાથી, પોતે આકાશ સમાન નિર્લેપ રહીને, મનનો લય કરીને, વિકારરહિત તથા યત્નરહિત થઈને રહેવું, એ જ મુખ્ય પૂજન કહેવાય છે.[૫૮] બ્રહ્મવેત્તા પુરુષે પૂનમના ચંદ્રની જેમ પૂર્ણ, અત્યંત સરખી હાલતથી સ્વચ્છ અને ઘાટા ચૈતન્યરૂપે રહેવું અને સઘળા વિષયો જાણવામાં આવતાં છતાં પણ રાગ-દ્વેષાદિક વિકારોને વશ થયા વિના

સ્ફટિકમણિની શિલાની જેમ નિર્મળ તથા દઢ રહેવું. આવી રીતે આત્માની ઉપાસના કરનારો જ્ઞાની પુરુષ અંદર આકાશની પેઠે નિર્લેપ રહે છે, બહાર વ્યવહારથી પ્રાપ્ત થયેલાં કાર્યોને કર્યા કરે છે, વિષયોથી રંગાઈ જવારૂપ ઝાકળથી રહિત જ છે અને પૂર્ણ જ રહે છે. અજ્ઞાનોરૂપી વાદળાંઓનો નાશ થતાં જેમાં સ્વપ્નમાં પણ રાગ-દ્વેષાદિકરૂપ વીજળીઓ જોવામાં આવતી નથી અને અહંકાર આદિરૂપ ઝાકળ શાંત થયેલું હોય છે, એવું બ્રહ્મવેત્તારૂપ શરદઋતુનું આકાશ અત્યંત શોભે છે.[૯૦–૯૧] પોતાના આત્મારૂપ સદાશિવને શાંત બુદ્ધિથી આનંદરૂપી અમૃતથી પૂર્ણ હોવાને લીધે ચંદ્રસમાન; પ્રકાશની અતિશયતાને લીધે સૂર્યસમાન; પ્રમાતા, પ્રમાણ તથા પ્રમેય આદિ ત્રિપુટીઓથી રહિત, તુરતના જન્મેલા બાળકના જ્ઞાનની પેઠે વિકલ્પોના વિસ્તારોથી રહિત અને ચિદાભાસના તથા ચિત્તના મૂળરૂપ જોયા કરતા તમે જીવન્મુક્તપણારૂપ સર્વોત્તમ પદમાંજ રહો. બ્રહ્મપણાથી રહેવું એ જ આત્માની પરમ પૂજા છે. તમે શરીરના નાયક આત્માનું તે તે દેશના, કાળના અને ક્રિયાઓના ક્રમોથી ઉદય પામતા સુખ–દુઃખોના વિભ્રમોથી સર્વદા પૂજન કરો અને સઘળા સંકલ્પોથી રહિત થયેલી બુદ્ધિથી આત્મસ્વરૂપમાં જ રહો. આવી રીતે રહેવું એ જ મુખ્ય શિવપૂજન છે.[૯૨,૯૩]

देशकालकरणक्रमोदितैः सर्ववस्तुसुखदुःखविभ्रमैः । नित्यमर्चय शरीरनायकं तिष्ठ शान्त सकलेहया धिया ॥ ९३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'દેવાર્ચનવિધિ' એ નામનો સર્ગ ૩૯ મો સમાપ્ત**



## સર્ગ ૪૦ મો×

### દેવતત્ત્વનિરૂપણ

॥ શ્રીઈશ્વર ઉવાચ ॥

यथाकालं यथारंभं न करोषि करोषि यत् ।
चिन्मात्रस्य शिवस्यांतस्तद्देवार्चनमात्मनः ॥१॥

સદાશિવ બોલ્યાઃ—હે વસિષ્ઠમુનિ ! તે તે કાળમાં તમે પોતાની શક્તિને અનુસરીને, જે કાંઈ નથી કરતા અને જે કાંઈ કરો છો, તે સઘળું ચૈતન્યમાત્ર અને અંદર રહેલા પરમ શિવરૂપ આત્માનું પૂજન જ થાય છે.[૧] આત્મા પોતે એવી રીતના પૂજનથી જ વાસ્તવિક રીતે નિરતિશય આનંદને પ્રગટ કરે છે તથા આવરણને દૂર કરે છે.[૨] જેમ અગ્નિમાં અગ્નિના કણો જુદા રૂપવાળા સંભવતા નથી, તેમ નિર્મળ આત્મામાં રાગ તથા દ્વેષ આદિ શબ્દો અને તેઓના અર્થો આત્માથી અન્ય સંભવતા નથી.[૩] પોતાનું અથવા પરાયું જે જે કાંઈ રાય, રંક કે સુખદુઃખાદિકનો આરોપ છે, તે સઘળું આત્માનું પૂજન જ છે.[૪] આકાશ આદિરૂપ તથા જાગ્રત જગતનો જે આરોપ છે, તે જ નિત્ય આત્માનું પૂજન છે. પરબ્રહ્મરૂપ પોતે આત્મા જ આકાશ આદિરૂપથી તથા જાગ્રત આદિરૂપથી શણગારવામાં આવે છે. આ રીતે દ્વૈતથી રહિત, શાંત અને મહામંગલ એક આત્મરૂપ હોવા છતાં જગતની પ્રતીતિની જેમ પ્રાપ્ત થયેલું, આ સઘળું દૃશ્ય આત્માના પ્રકાશથી જ પ્રકાશે છે અને આત્માની સત્તાથી જ સત્તા પામેલું છે.[૫,૬] અહો આ કેવું આશ્ચર્ય છે ! જુઓ કે પ્રત્યગ્ આત્મા જ પોતાને ભૂલીને, જીવ આદિ સ્વભાવવાળો તથા વડા વગેરે જગતરૂપ થઈ રહેલ છે ![૭] આવી રીતે તત્ત્વદૃષ્ટિથી આત્માનું અવલોકન કરતાં પૂજ્ય,

× આ ચાલીસમા સર્ગમાં પૂજ્ય, પૂજક તથા પૂજા આદિ વિકલ્પોથી રહિત જે ચિદાત્મા છે, તે જ દેવતત્ત્વ છે એમ કહેવામાં આવશે.

પૂજક તથા પૂજા આદિ સઘળી ત્રિપુટી બાધિત જ થઈ જાય છે. આત્મા કે જે સર્વાત્મક છે, અંતથી રહિત છે અને પરમ શિવ છે, તેની અંદર પૂજ્ય, પૂજક તથા પૂજા, એ નામનો ત્રિપુટીનો વ્યવહાર સંભવે કેવી રીતે?[૯] જે નામરૂપની મર્યાદાવાળી મૂર્તિ હોવાથી પૂજ્ય તથા પૂજા આદિનો ક્રમ કલ્પવામાં આવે છે, તે મૂર્તિજ પરમ શાંત આત્મામાં સંભવતી નથી. ઈશ્વરપણું કે જે નિત્ય છે, નિર્મળ છે, સઘળી શક્તિઓવાળું છે અને માપતોલથી રહિત છે, તે પૂજ્ય તથા પૂજા આદિના આ મર્યાદાવાળા દેવમાં હોવું જ જોઈએ નહિ.[૧૦] હે વસિષ્ઠમુનિ! જેનું અત્યંત સ્વચ્છ અનુભવ સ્વરૂપજ ત્રૈલોક્યરૂપે પ્રતીત થાય છે, તે શુદ્ધ આત્મારૂપ પરમેશ્વર 'સાકાર છે' એમ વચનથી પણ બોલવું ઘટતું નથી.[૧૧] હે વિદ્વાન વસિષ્ઠમુનિ! જેઓ પરમેશ્વરને દેશ, કાળ વગેરેના માપવાળો માની બેઠા છે, તેમને આપણા જેવા સમજુઓએ ઉપદેશથી ખરે રસ્તે ચઢાવવા જોઈએ.[૧૨] તમે ઈશ્વરમાં ઓછાપણાની દૃષ્ટિને તજી દઈને, સર્વવ્યાપકપણાની દૃષ્ટિ રાખીને સમ, સ્વચ્છ મનવાળા, શાંત, રાગથી રહિત તથા ઉપદ્રવોથી રહિત રહીને, પ્રારબ્ધની ગતિને લીધે ચારે બાજુથી પોતાની મેળે આવી પડેલાં સુખ, દુઃખ, શુભ તથા અશુભરૂપ સાધનસામગ્રીથી સર્વદા આત્માનું પૂજન કરતા રહો. કલંકોથી રહિત અને નિર્માનપણા વગેરે સદ્ગુણોવાળા તમે શોધનદ્વારા જીવને દેહથી જુદો પાડીને પૂજ્ય, પૂજક આદિ વ્યવહારોથી રહિત મુખ્ય આત્મતત્ત્વને જાણશો; એટલે જેમ ચારે બાજુ સ્ફટિકમણિઓથી બનાવેલા અને જેની સમીપમાં બીજી કોઈ પણ વસ્તુ હોય નહિ એવા નવા ઘરમાં, લેપ આદિ જાતનું કલંક ન લાગે, તેમ તમારામાં પણ જન્મ તથા દુઃખ આદિ કોઈ જાતનું કાંઈ પણ કલંક લાગશે નહિ.[૧૫]

अधिगतवति साधौ चैकमेवानुरूपं त्वयि तरलितजीवे जन्म दुःखादि किंचित्। न लगति परिशून्ये सर्वतः स्फाटिकांगे नवसदन इवांके निष्कलंके कलंकः ॥ १५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'દેવતત્ત્વવિચાર' એ નામનો સર્ગ ૪૦ મો સમાપ્ત**

## सर्ग ४१ मो*

## શાસ્ત્ર તથા આચાર્યાદિની સાર્થકતા

॥ वसिष्ठ उवाच ॥

शिवः किमुच्यते देव परं ब्रह्म किमुच्यते।
आत्मा किमुच्यते नाथ परमात्मा किमुच्यते ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ—હે મહાદેવ! હે ત્રૈલોક્યના નાથ! શિવ, પરબ્રહ્મ, આત્મા તથા પરમાત્મા ઇત્યાદિ શબ્દોથી આપ કોને કહો છો?[૧] જો એમાં કોઈ પણ શબ્દની પ્રવૃત્તિ નથી તો પછી તત્, સત્, किंचित्, न किंचित्, શૂન્ય અને વિજ્ઞાન ઇત્યાદિ ભિન્ન ભિન્ન શબ્દોથી શું કહેવાય છે?[૨]

સદાશિવ બોલ્યાઃ—આદિ તથા અંતથી રહિત અને દ્વૈત વગરનું જે એક તત્ત્વ છે, તેનાથી સત્, શિવ, પરબ્રહ્મ તથા પરમાત્મા ઇત્યાદિક કલ્પિત નામોથી તેને બતાવીએ છીએ. એ તત્ત્વ ઇન્દ્રિયોથી સમજાય એવું નથી, એટલે તે કાંઈ ન હોય એવી રીતે રહેલ છે, તેથી તે न किंचित् પણ કહેવાય છે.[૩]

વસિષ્ઠ બોલ્યાઃ—હે મહાદેવ! બુદ્ધિ આદિ સહિત ઇન્દ્રિયોથી જે તત્ત્વ સમજાતું નથી તે, તત્ત્વ હોવા છતાં પણ તેને જાણવાનો કે જણાવવાનો ઉપાય નહિ હોવાથી, મોક્ષની ઇચ્છાવાળો (મુમુક્ષુ) પુરુષ, નિઃશંક રહીને, તેને જાણવાનો પ્રયત્ન શી રીતે કરી શકે અને ગુરુ તેને જણાવવાનો પ્રયત્ન પણ શી રીતે કરી શકે?[૪]

* આ એકતાલીસમા સર્ગમા શાસ્ત્ર તથા આચાર્ય વગેરેનું સફળપણું, નામોના ભેદોની કલ્પના, અધ્યારોપનો ક્રમ અને છેવટે અપવાદ કહેવામાં આવશે.

**સદાશિવ બોલ્યા:**-જે પુરુષ મુમુક્ષુ હોય છે, તે અવિદ્યાના સાત્ત્વિક અંશરૂપ પોતાના મનને જ સારાં શાસ્ત્ર તથા સદ્ગુરુ આદિ અવિદ્યાના જ સાત્ત્વિક ભાગોથી સાફ કરે છે, એટલે પરમતત્ત્વ સ્વયંપ્રકાશ હોવાથી પોતાની મેળે જ પ્રગટ થાય છે.[૧] જેમ યુક્તિને જાણનારો ધોબી મેલથી મેલને ધૂએ છે, તેમ મુમુક્ષુ પુરુષ પણ સારાં શાસ્ત્રો તથા સદ્ગુરુ આદિ અવિદ્યાના સાત્ત્વિક ભાગોથી, મનરૂપ અવિદ્યાના સાત્ત્વિક ભાગને ધોયા કરતો જ રહે છે.[૬] એમ કરતાં કરતાં કાકતાલીય ન્યાયની રીતિ પ્રમાણે, અવિદ્યાનો સંપૂર્ણ નાશ થઈ જાય છે; એટલે પછી આવરણથી રહિત થયેલો આત્મા પોતાની મેળે જ પ્રકાશિત થઈને રહે છે, આત્માના સ્વભાવનો એ જ નિશ્ચય છે. જેમ બે અંગારાને લઈ સામસામા એકબીજાની સાથે ઘર્યા કરતો બાળક, એ બન્ને અંગારાનો તથા તેની કાળાશનો નાશ થતાં, પોતાની મેળે જ હાથના નિર્મળપણાને પ્રાપ્ત થાય છે, તેમ મુમુક્ષુ પુરુષ પણ અવિદ્યાના સાત્ત્વિક ભાગરૂપ સારાં શાસ્ત્ર આદિથી અવિદ્યાના સાત્ત્વિક ભાગરૂપ પોતાના મનને ઘર્યા કરતાં, પોતાની મેળે જ પરમ તત્ત્વના પ્રકાશને મેળવે છે.[૭-૮] અવિદ્યાના જ સાત્ત્વિક ભાગરૂપ શાસ્ત્ર આદિથી હરકોઈ રીતે આત્માનો વિચાર કરતાં, અવિદ્યાના સાત્ત્વિક અને તામસ બન્ને ભાગોનો નાશ થઈ, નિર્મળ આત્માનો ઉદય થાય છે.[૯] આત્મા બુદ્ધિ આદિ ઉપાયો વડે પોતાથી પોતાને વિચારીને, પોતે જ પોતાનું અવલોકન કરે છે. 'કેવળ આત્મા જ છે, અવિદ્યા મુદ્દલ છે જ નહિ,' એવો જે બોધ તે જ અવિદ્યાનો ક્ષય કહેવાય છે. જે કાંઈ આ જગત સંબંધી વસ્તુ છે, તે આત્માથી ભિન્ન નથી પણ આત્મા જ છે, એમ સમજો. આત્મસ્વરૂપ અને તે સ્વરૂપનું જ્ઞાન સાધનોની ગરજ વગરનાં છે. માટે ગુરુ તથા શાસ્ત્રાદિક આત્મજ્ઞાનનાં કારણો નથી.[૧૦,૧૧] ગુરુ લિંગ શરીરવાળો હોય છે અને આત્મા એ લિંગશરીરથી રહિત છે, માટે ગુરુ આત્મજ્ઞાનના સાધનરૂપ નથી.[૧૨] જે વસ્તુ, જેનો ક્ષય થાય ત્યારે પમાય એમ હોય, તે વસ્તુ તે હોય ત્યાં સુધી પમાતી જ નથી. સઘળી અવિદ્યાનો ક્ષય થાય ત્યારે આત્મા પમાય એમ છે; માટે શાસ્ત્ર કે ગુરુ આદિ કાંઈ પણ અવિદ્યાના ભાગનો જ્યાં સુધી બાધ ન થાય ત્યાં સુધી આત્મા જણાતો નથી.[૧૩] હે વસિષ્ઠમુનિ ! જો કે આ રીતે ગુરુના ઉપદેશ આદિ ક્રમો આત્મજ્ઞાનના સાધનોરૂપ નથી, તો પણ તેઓ કંઠમાં પહેરેલો છતાં, જે હાર ભુલાઈ ગયો હોય, તેના લાભની જેમ આત્માનો લાભ આપનારા છે.[૧૪] ગુરુના ઉપદેશોનો ક્રમ પ્રવૃત્ત થતાં, શિષ્ય સમજી જાય છે; તેથી આત્મા જો કે બતાવી શકાય એવો નથી અને સમજાય તેવો નથી તો પણ પોતાની મેળે પ્રગટ થાય છે.[૧૫] શાસ્ત્રોના અર્થોથી કે ગુરુનાં વચનોથી આત્મા પ્રત્યક્ષ થતો નથી, પણ પોતાના બોધને લીધે પોતાથી જ પ્રકાશે છે; તેમ જ ગુરુના ઉપદેશો વિના અને શાસ્ત્રોના અર્થો વિના પણ આત્મા જણાતો નથી, કેમકે ગુરુના ઉપદેશના તથા શાસ્ત્રોના અર્થના સંયોગની સત્તા જ, આત્મજ્ઞાનને પ્રત્યક્ષ કરનારી છે. જેમ દિવસના સંયોગની સત્તાથી લોકોની હિલચાલ થાય છે, તેમ ગુરુ, વેદાંતશાસ્ત્રનો અર્થ ને શિષ્યના લાંબા કાળ સુધીના સંયોગની સત્તાથી આત્મજ્ઞાન પ્રવર્તે છે. કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો, આદિ, અંત તથા સુખદુઃખાદિકનો બાધ થાય ત્યારે પ્રગટ થનારા આત્માને શિવ, તત્, સત્ ઇત્યાદિક કલ્પિત નામો આપવામાં આવ્યાં છે.[૧૬-૧૮] જેમ સઘળું જગત જુદી જુદી સત્તાઓરૂપે નથી પણ એક જ સત્તારૂપે છે, તે સર્વનું આધારતત્ત્વ આકાશથી પણ અધિક સ્વચ્છ છે, અંત વગરનું છે અને વ્યાવહારિક સતથી વિલક્ષણ છે.[૧૯] બ્રહ્મમાં સંપૂર્ણ શાંતિ નહિ મળવાને લીધે (કાંઈક વિક્ષેપ રહેવાને લીધે) પાતળી વિદ્યાવાળા કહેવાતા અધિકારી શિષ્યોને

મુક્ત કરવાની ઇચ્છા ધરાવનારા, જગતના અને શુદ્ધ તત્ત્વના વિચારરૂપ કલંકથી યુક્ત મનવાળા, પરમાર્થની પાસેના જીવન્મુક્તના માર્ગમાં રહેનારા' અને આત્માનુ ચિંતન કરનારા બ્રહ્મા, ઇન્દ્ર તથા રુદ્ર આદિ લોકપાલોએ અને મહાત્મા પંડિતોએ પોતાના સેવક લોકોને માટે' શાસ્ત્રનાં વાક્યોની તથા અર્થોની રચનાને માટે અને વેદોના તથા વેદ સંબંધી સિદ્ધાંતગ્રંથોના સાર્થકપણાને માટે, નામો વગરના આત્મામાં ચિત્, બ્રહ્મ, શિવ, આત્મા, ઈશ, પરમાત્મા અને ઈશ્વર આદિ જુદાં જુદાં નામો કલ્પેલાં છે. હે વસિષ્ઠમુનિ! આ રીતે જ બ્રહ્મતત્ત્વ આકાશાદિ પદાર્થોના આરોપના અધિષ્ઠાનરૂપ હોવાને લીધે જગતરૂપ છે, ત્રણે અવસ્થાઓના આરોપના અધિષ્ઠાનરૂપ હોવાને લીધે આત્મતત્ત્વરૂપ છે અને સર્વદા સઘળા પ્રકારોથી, સઘળી વસ્તુઓના, સઘળા ભાવોનો નિર્વાહ કરનાર છે, તે 'તમે પોતેજ છો' એમ નિશ્ચય કરીને સુખી રહો.[૨૦–૨૪] પ્રાચીન બ્રહ્મવેત્તાઓએ શિવ, આત્મા અને પરબ્રહ્મ ઇત્યાદિ શબ્દોથી જ કેવળ ભિન્નતા રચેલી છે, પણ વાસ્તવિક રીતે સ્વરૂપમાં ભેદ નથી.[૨૫] હે મુનીશ્વર! જે પુરુષ નિરંતર આવા પ્રકારનું દેવાર્ચન કરે, તે વિદ્વાન પુરુષ જ પરમપદમાં આપણે વગેરે પણ સેવક જેવા છીએ, તે પરમપદને પામે છે.[૨૬]

વસિષ્ઠ બોલ્યાઃ–હે મહારાજ! આ જીવપણું તથા જગતપણું બ્રહ્મમાં વિદ્યમાન નહિ છતાં પણ વિદ્યમાન જેવુ થઇને રહ્યું છે, તે શી રીતે રહ્યું છે? એ વિષય મને સંક્ષેપથી આપે કહેવો જોઇએ.[૨૭]

સદાશિવ બોલ્યાઃ–જે આ બ્રહ્માદિ શબ્દોનો અર્થ છે, તે કેવળ નિર્વિષય શુદ્ધ અનુભવ જ છે, એમ સમજો. જેમ પરમાણુની પાસે મેરુ સ્થૂળ છે, તેમ એ અનુભવની પાસે આકાશ પણ સ્થૂળ છે.[૨૮] એ અનુભવ નિર્વિકલ્પ સમાધિમાં પ્રસિદ્ધ ચિદ્ અને આનંદના એકરસ સ્વભાવમાં રહેલો છતાં પણ અને દશ્યોથી રહિત છતાં પણ દશ્યોના સંસ્કારના જ્ઞાનને લીધે, જ્યારે દશ્યોની કલ્પના કરવામાં આવે છે, ત્યારે 'ચિત્' એ નામને યોગ્ય થાય છે. જેમ પુરુષ સ્વપ્નમાં પુરુષપણામાંથી વનના હાથીપણાને પ્રાપ્ત થાય છે, તેમ દશ્યોની કલ્પનાને લીધે, એ ચિત્ ક્ષણમાત્રમાં અહંતાને પ્રાપ્ત થાય છે. એ ચિત્તને અહંકાર પ્રાપ્ત થાય એટલે તેને દેશ અને કાળની કલ્પનાઓ થાય છે.[૨૯–૩૧] આ કલ્પનાઓ મેળવી એ જ ચિત્સત્તા સંસ્કારના જાગવાથી પવનની લહેર જેવા પ્રાણરૂપ ચલનની કલ્પના કરવાથી, તેવા ચલનનું ધારણ કરીને 'જીવ' એ નામવાળી થાય છે.[૩૨] આવી રીતે મૂર્ખની સ્થિતિમાં આવેલી એ જીવશક્તિ નિશ્ચયરૂપ સંસ્કાર જાગતાં બુદ્ધિપણાને પ્રાપ્ત થાય છે. પછી શરીર, વાણી અને મનના સંસ્કારો જાગતાં, એ અહંતાને આત્માના સ્વરૂપને એકદમ ઢાંકી દેનારી શબ્દશક્તિ, ક્રિયાશક્તિ તથા જ્ઞાનશક્તિની કલ્પના ઊડે છે અને તેથી તે અહંતાની અંદર તે પ્રત્યેક શક્તિઓરૂપે સ્ફુરે છે.[૩૩,૩૪] એ સઘળો વર્ગ મળી તુરત સ્મૃતિને અનુકૂળ થતાં ભૂતવાળું મન થાય છે કે જે મન સંકલ્પરૂપ વૃક્ષના બીજરૂપ છે.[૩૫] વિદ્વાનો એ મનને આતિવાહિક (નિર્વાહને યોગ્ય) દેહ કહે છે. અંદર રહેલી સાક્ષીરૂપ બ્રહ્મશક્તિથી વ્યાપ્ત થયેલુ એ મન જ આત્માના સ્વયપ્રકાશપણાના બળને લીધે પ્રમાતારૂપ થાય છે.[૩૬] આ રીતે અંદરની કલ્પનાજ બહારનાં દશ્યોની સત્તાની કલ્પનામાં કારણરૂપ થાય છે. એ ચિત્તમાં જ કલ્પનાથી ઉત્પન્ન થતી નીચેની શક્તિઓ (સત્તાઓ) બહાર ઉદય પામેલી નહિ છતાં પણ પાછળથી જાણે બહાર સ્થૂલરૂપે રહેલી હોય એવી પ્રતીત થાય છે.[૩૭] વાયુસત્તા, ચલનસત્તા સ્પર્શસત્તા, ત્વચાસત્તા, તેજના પ્રકાશવાળી ચક્ષુસત્તા, રૂપસત્તા, જળસત્તા, રસનાસત્તા, રસસત્તા, ગંધસત્તા, પૃથ્વીસત્તા, બ્રહ્માંડના બે

પદની સત્તા, અત્યંત મોટાપણાવાળી બ્રહ્માંડ-સત્તા, દેશસત્તા અને સર્વથી જોડાયેલી છતાં આકાર વગરની કાળસત્તા, એ સઘળી સત્તાઓના સમૂહનો સમાવેશ આતિવાહિક દેહના સ્વરૂપ-માં જ થાય છે.[૩૮-૪૦] જેમ બીજ ક્રમે કરીને વધવાથી અંકુર, કાંડ, શાખા તથા પાંદડાં વગેરેરૂપે સ્ફુરે છે, તેમ અતિવાહિક કે જેનું 'પુર્યષ્ટક' (ઇન્દ્રિયોરૂપી આઠ દ્વારવાળી નગ-રીવાળો) એ બીજું નામ છે, તે એ સઘળી સત્તાઓરૂપે સ્ફુરે છે.[૪૧] જે કાંઈ આ સઘળું છે તે આતિવાહિક દેહનું જ બહાર સ્ફુરણ છે, એમ સમજો. હે વસિષ્ઠમુનિ ! વિશેષતારહિત કેવળ બોધસ્વરૂપ બ્રહ્મ જ, આતિવાહિક દેહના ઉપર કહેલા વિભાગોવાળું થઈને સ્ફુરે છે. બ્રહ્મ સિવાય બીજું કાંઈ જ નથી.[૪૨] હે વસિષ્ઠમુનિ ! આ રીતે જે આ સઘળું જગત થયું છે તે અજ્ઞાનીની દષ્ટિથી કાંઈ પણ થયું નથી. અજ્ઞાન પણ નથી, આતિવાહિક દેહ પણ નથી, ચિદા-ભાસ પણ નથી અને ચિદાભાસથી ચેતના પામેલું બીજું પણ કાંઈ નથી.[૪૩] જેમ એક જળરૂપ સમુદ્રના મધ્યમાં જે કાંઈ તરંગાદિક થાય છે તે જળના જ વિલાસરૂપ હોય છે, તેમ પરમાત્મામાં સ્ફુરેલું આ જગત કેવળ પરમા-ત્માના જ વિવર્તરૂપ છે અને કેવળ પરમાત્માની સત્તાથી સત્તાવાળું છે; કેમકે જે કાંઈ દશ્ય છે તે સઘળું અનુભવ જ છે, એમ સમજવાથી અનુ-ભવરૂપ થઈ જાય છે ને અનુભવથી જુદું પાડતાં સુદ્દલ રહેતું જ નથી. જો વિચાર કરીએ તો, દશ્યોની પરમાત્માથી જુદી મનાતી સત્તા, સંક-લ્પના નગર જેવી થઈ જાય છે. જો જગતનું સ્વરૂપ વિચારથી જાણવામાં આવે તો, તે બ્રહ્મરૂપ જ થઈ જાય છે. 'જગત સંબંધી વિચાર કરવામાં ન આવે ત્યાં સુધી જગતનું સ્વરૂપ વાસ્તવિક છે કે નહિ' એમ તો પુછાય જ. નહિ; કારણ કે જે વિચારથી જાણવામાં ન આવે તે વાસ્તવિક કેમ થઈ શકે ?[૪૪-૪૬] ચૈતન્ય પોતાની અંદર પોતા-થી જ સંકલ્પને લીધે દશ્યપણાને પ્રાપ્ત થાય છે; કેમકે એ સૂક્ષ્મ ચૈતન્યનો એવો જ સ્વભાવ છે. પ્રથમ સંકલ્પથી કલ્પાયેલા સૂક્ષ્મદેહમાં જ લાંબા કાળના અભ્યાસથી સ્થૂલ દેહપણું જોવામાં આવે છે.[૪૭] આવી રીતના સ્થૂલદેહના સંબંધને લીધે બ્રહ્મ જ પોતાની અંદરની સઘળી વસ્તુઓને બહાર સ્થૂલપણાને પ્રાપ્ત થયેલી દેખે છે; અને બહારની રૂપ આદિ વસ્તુઓનું દર્શન થતાં, 'સ્થૂલદેહમાં ચક્ષુ આદિ ઇન્દ્રિયોને પોતપોતાનાં ગોલકોમાં રહેલી દેખે છે. પછી હાથ, પગ વગેરે અવયવો-વાળા તે સ્થૂલશરીરમાં પુરુષના આકારની અત્યંત ભાવનાથી તે શરીરને પુરુષાકાર દેખે છે અને પછી કાકતાલીયન્યાયની રીતિ પ્રમાણે વ્યવહાર-ને સંપૂર્ણ યોગ્ય થયેલ તે સ્થૂલશરીર સંતોષ અને પોષણ મેળવે છે.[૪૮,૪૯] જીવતાં પણ જેની એ જ સ્થિતિ છે એવો દેહ, મિથ્યા છતાં પણ ગંધર્વપુરની પેઠે અને સ્વપ્નના નગરની પેઠે, ખડો થયેલો જોવામાં આવે છે.[૫૦]

વસિષ્ઠ બોલ્યાઃ–આ જગત ગંધર્વનગર જેવું તથા સ્વપ્નના નર જેવું મિથ્યા છતાં દુઃખ-દાયી થઈ પડે છે, તો એ દુઃખનો કેવી રીતે નાશ કરવો ?[૫૧]

સદાશિવ બોલ્યાઃ–જગત મિથ્યા છે એમ કેવળ જાણવું, એ દુઃખની નિવૃત્તિનો ઉપાય નથી, પણ વાસનાના ક્ષયપર્યંત મિથ્યાપણાનો અત્યંત દૃઢ નિશ્ચય કરવો એ જ દુઃખની નિવૃત્તિનો ઉપાય છે. દુઃખ વાસનાને લીધે થાય છે, પણ જે વસ્તુ વિદ્યમાન હોય તેમાં વાસના રાખવી સંભવે. જગત તો મૃગજળના તરંગની પેઠે સદાને માટે છે જ નહિ, માટે તેમાં વાસના રાખવી નહિ.[૫૨] જગત સુદ્દલ છે જ નહિ, માટે કોને કોણ વાસના કરે એમ છે ? કોને વાસના થાય એમ છે ? અને શાથી વાસના થાય એમ છે ? સ્વપ્નનો નર ઝાંઝવાના પાણીને પીએ એ વાત સંભવે જ

કેમ? [૫૩] જે જગત દૃશ્ય, અભિમાન, મન અને વિચાર આદિ કલ્પનાવાળું છે, તે જગત જ સુદ્ધાં છે નહિ, માટે જે અનુભવમાત્ર સત્ય વસ્તુ છે, તે જ કેવળ શેષ રહે છે, કે જે વસ્તુમાં વાસના પણ નથી, વાસનાને ઉપજાવનાર પણ કોઈ નથી. અને વાસનાને યોગ્ય પણ નથી; પરંતુ જેમાં સઘળી કલ્પનાઓ દૂર થાય છે, તેવો એક કેવળ ભાવ જ છે. વ્યવહારની કે પ્રતિભાસની દૃષ્ટિએ બાળકને જ વેતાલ દેખાય છે, તે અનુભવી માણસને નહિ દેખાતાં, તેને પોતાના સિવાય બીજું શું અવશેષ રહે છે? આ 'જગત' એ નામની ચિત્તની વાસના વેતાલની પેઠે શૂન્ય છતાં જ ઉદય પામેલી છે, માટે તે વાસનાની શાંતિ થાય એટલે દુઃખની અત્યંત નિવૃત્તિ જ છે. જે માણસ અહંતામાં, જગતમાં અને ઝાંઝવાના પાણીમાં સાચાપણાનો ભરોસો રાખે છે, તે અભાગિયા માણસને ધિક્કાર છે. એવો માણસ ઉપદેશને યોગ્ય જ નથી. બ્રહ્મવેત્તાઓ વિવેકી પુરુષને ઉપદેશ આપે છે, પણ જેને સારા માણસો આદર આપતા નથી, જે અનેક ખોટી શંકાઓ કરનાર છે અને જેમને દેહનું અભિમાન દૂર થયું જ નથી, તેને ઉપદેશ આપતા નથી. જે પુરુષ મૂર્ખ માણસને ઉપદેશ આપે, તે પુરુષ સ્વપ્નના માણસને સોના સરખા અંગવાળી પોતાની દીકરી આપે એના જેવો છે, એમ સમજવું. [૫૪–૫૯]

जीवं विवेकिनमिहोपदिशंति तज्ज्ञा नो बालमुद्धममसन्मयमार्यमुक्तम् । अज्ञं प्रशास्ति किल यः कनकावदातां स स्वप्नदृष्टपुरुषाय सुतां ददाति ॥ ५९ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'જગન્મિથ્યાત્વપ્રતિપાદન' એ નામનો સર્ગ ૪૧ મો સમાપ્ત**

---

## સર્ગ ૪૨ મો ×

### સૃષ્ટિ માયાકલ્પિત છે

॥ वसिष्ठ उवाच ॥

ततः स जीवो भगवन् दृष्टवान् देहसंभ्रमम् ।
आदि सर्गे नभःसंस्थःकामवस्थामुपैति हि ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે મહારાજ! સૃષ્ટિના આરંભમાં ચિદાકાશમાં રહેલો અને જેણે દેહરૂપી ભ્રમ દીઠો હોય છે એવા તે જીવની પછી શી સ્થિતિ થાય છે? [૧]

સદાશિવ બોલ્યાઃ–જેમ સ્વપ્નનો નર પોતાના શરીરને તૈયાર થયેલું દેખે, તેમ ઉપર કહેલા ક્રમ પ્રમાણે સર્વથી પર ચિદાકાશમાં રહેલો જીવ, પોતાના શરીરને તૈયાર થયેલું દેખે છે. [૨] ચૈતન્ય સર્વત્ર વ્યાપક હોવાને લીધે, જેમ સ્વપ્નનો નર પણ સઘળું કાર્ય કરે છે, તેમ સૃષ્ટિના આરંભમાં થયેલો, એ હિરણ્યગર્ભ નામનો સમષ્ટિ જીવ પણ આજ સુધી કાર્ય કર્યે જાય છે. [૩] પછી એ પ્રથમ થયેલો પ્રખ્યાત પુરુષ 'હું સનાતન છું, હું અવ્યક્ત છું અને હું સમષ્ટિ પુરુષ છું' એવી રીતનાં નામોની કલ્પના પોતામાં કરી લે છે અને બહારની વસ્તુઓમાં પણ અનેક પ્રકારનાં નામો કલ્પી લે છે. [૪] એ પહેલો જીવ જ કોઈ સૃષ્ટિમાં સદાશિવ, કોઈ સૃષ્ટિમાં વિષ્ણુ, કોઈ સૃષ્ટિમાં વિષ્ણુની નાભિથી-ઉત્પન્ન થયેલો બ્રહ્મા, કોઈ સૃષ્ટિમાં કેવળ બ્રહ્મા અને કોઈ સૃષ્ટિમાં દુર્ગા આદિ બીજાં નામો કલ્પી લે છે. કારણ કે એ સંકલ્પમય પુરુષ છે અને સંકલ્પથી જ અનેક શરીરને પ્રાપ્ત થાય છે. [૫–૬] એ પહેલો સંકલ્પ પુષ્ટ થઈ મનરૂપી મૂર્તિને પ્રાપ્ત થઇને, જે પદાર્થને જેવી રીતનો કલ્પે છે, તે પદાર્થને તેવી રીતનો જ સારી પેઠે અનુભવે છે, એની જ કલ્પ-

---

× આ બેતાળીસમા સર્ગમાં સમષ્ટિરૂપ તથા વ્યષ્ટિરૂપ સૃષ્ટિની કલ્પના માયા જ છે, એવો ઉપદેશ કરીને સદાશિવ સ્વધામમાં ગયા, એ કહેવામાં આવશે.

નાથી થયેલું આ સઘળું જગત દશ્ય વેતાલની પેઠે અસત્ છે તથા શૂન્ય જ છે, પણ ભ્રાંતિની દષ્ટિથી સત્ છે. અહંતાની અને જગતની સ્થિતિ આ પ્રમાણે છે. એ આદિપુરુષ, કે જે પોતે સરજેલાનો પોતે જ દ્રષ્ટા થાય છે, તે પોતાના સ્વરૂપનો વિચાર કરવાથી, નિમેષમાત્રમાં પરમાત્મારૂપ થઈ જાય છે અને સ્વરૂપને ભૂલી જતાં, નિમેષમાત્રમાં અપાર સંસારમાં આવી પડે છે. નિમેષમાત્રમાં કલ્પનાથી સઘળું કરવાને સમર્થ, એ આદિપુરુષ બહારના વિષયોમાં આસક્ત થવાથી જ મહાકલ્પોની પરંપરાનો અનુભવ કરે છે.[૭–૧૦] પ્રત્યેક પરમાણુમાં, સોયના છિદ્ર વગેરે પ્રત્યેક આકાશમાં અને પ્રત્યેક ક્ષણમાં પણ સૃષ્ટિઓના, કલ્પોના તથા મહાકલ્પોના ઉદય—અસ્તો થયા કરે છે. એ જુદી જુદી અનેક સૃષ્ટિઓમાંની કેટલીએકમાં જો વાસનાની તુલ્યતા હોય તો, જીવોને પરસ્પર જોવામાં આવે છે, કેટલીએક સૃષ્ટિઓમાં જો વાસનાની તુલ્યતા ન હોય તો, પરસ્પરના જોવામાં આવતી નથી, પણ તે સૃષ્ટિઓનું અધિષ્ઠાન તો સઘળા જીવોને પ્રત્યક્ષ જ હોય છે.[૧૧,૧૨] જીવોની ભાવનાઓ ઉપરથી સર્વત્ર સૃષ્ટિઓ થાય છે અને સૌ સૌની દષ્ટિથી સત્ય જણાય છે; પરંતુ તે સઘળી સૃષ્ટિઓ પરમાત્મારૂપ આકાશમાં આકાશરૂપ જ છે. (શૂન્ય જ છે.)[૧૩] પોતે સત્ પણ નહિ કહી શકાતી અને અસત્ પણ નહિ કહી શકાતી, એ સૃષ્ટિઓ સ્વપ્નના પર્વતની પેઠે અદશ્ય પણ થઈ જાય છે. દેશની તથા કાળની કલ્પના પણ સૃષ્ટિની કલ્પનાની સાથે જ થાય છે, માટે અમુક દેશમાં કે અમુક કાળમાં સૃષ્ટિ થાય છે એમ પણ નથી.[૧૪] સૃષ્ટિના કરનારની કલ્પના પણ સૃષ્ટિની સાથે જ છે; માટે સૃષ્ટિનો કર્તા પણ કોઈ નથી, એ સૃષ્ટિઓ છે એમ પણ નથી, કલ્પના કરવાનું પણ કાંઈ નથી અને કલ્પના કરવાનો કાળ પણ નથી. માટે જેમ સ્વપ્નના નગરની રચનાનું થવું તથા બંધ પડી જવું, જરા પણ દેશને કે કાળને રોકતું નથી, તેમ આ જગતમાં કાંઈ ઉત્પન્ન પણ થતું અને કાંઈ નષ્ટ પણ થતું નથી; પરંતુ ચૈતન્યમાં જ સંકલ્પનું રૂપ ધરીને સઘળો ચમત્કાર કરે છે, એ સિદ્ધાંત છે. જેમ સંકલ્પનો પર્વત ઘણા દેશને તથા ઘણા કાળ વગેરેને રોકે છે એમ જણાતાં છતાં કશાને રોકતો નથી, તેમ આ મિથ્યાભૂત જગત ઘણા દેશને તથા કાળ વગેરેને રોકે છે એમ જણાતાં છતાં પણ કશાને રોકતું નથી. જેમ સંકલ્પના મેરુએ દેશ, કાળ વગેરે કશાને રોકેલું નહિ છતાં પણ જાણે તેણે ઘણા દેશને તથા ઘણા કાળ વગેરેને રોકેલ હોય એમ જણાય છે, તેમ આ મિથ્યાભૂત જગતે દેશકાળ વગેરે કશાને રોકેલું નહિ છતાં પણ જાણે તેણે ઘણા દેશને તથા ઘણા કાળ વગેરેને રોકેલ હોય એમ જણાય છે.[૧૫–૧૮] જેમ પુરુષ સ્વપ્નમાં ક્ષણમાત્રમાં પોતાની મેળે પોતાનાથી જુદો થઈ જાય છે, તેમ તે પુરુષ ક્ષણમાત્રમાં કીડા વગેરે યોનિઓમાં જન્મ લઇ અન્ય થઈ જાય છે. સ્થાવરોની જાતિઓ તથા જંગમોની જાતિઓ કે જેઓ અંડજ આદિ ચાર ભેદથી ગણાય છે, તેઓ તથા રુદ્રથી માંડીને તૃણપર્યંત જાતિઓ પણ સંકલ્પથી ક્ષણમાત્રમાં પ્રગટ થાય છે. હમણાં પણ વાસનાની સૂક્ષ્મતાથી કેટલીએક સૃષ્ટિઓ પરમાણુ જેવી છે અને વાસનાની સ્થૂલતાથી કેટલીએક સૃષ્ટિઓ અધિક સ્થૂલતાવાળી પણ છે.[૧૯–૨૧] ભૂતકાળની સૃષ્ટિમાં પણ એ જ ક્રમ હતો અને ભવિષ્યકાળની સૃષ્ટિમાં પણ એ જ ક્રમ થશે, એમ સમજો. 'આ સંસારરૂપ માયા એ પ્રમાણે મિથ્યા જ છે' એવી ભાવનાને અભ્યાસથી દઢ કરવામાં આવે તો ભેદ ટળી જઈ, પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે.[૨૨] આત્મચૈતન્ય જો આંખના પલકારાના સોમા ભાગની ક્ષણમાં પોતાના સ્વરૂપને ભૂલી બહાર નજર કરે તો, આ સંસારરૂપ દુર્દશા ઉદય પામે છે. આત્માની પોતાના સ્વરૂપમાં જે સ્થિતિ છે તે જ બ્રહ્મપણું છે. શિલાના આકાશ-

નીx જેમ અનુભવરૂપ આત્મચૈતન્યની પોતાના સ્વરૂપમાં જ જે સ્થિતિ થવી, તે જ અનાદિ પ્રકાશ આપનાર 'બ્રહ્મ' એ શબ્દથી કહેવાય છે. [૨૩,૨૪] અભિમાનની વૃદ્ધિથી જેમ જેમ સંસાર વધતો જાય છે, તેમ તેમ મિથ્યાભૂત દિશા, દેશ અને કાળે કરેલી મર્યાદાઓ આવી પડતાં, આત્માનો પ્રકાશ ઓછો થાય છે; અને તેથી આત્મા ક્ષુદ્ર બનતો જાય છે.[૨૫] હે વસિષ્ઠમુનિ ! લિંગશરીરરૂપ કલ્પિત ઉપાધિને લીધે, બ્રહ્મચૈતન્ય જીવપણાને પામી, દેહના તથા ઇન્દ્રિય આદિના સમાગમના ક્રમથી મૃગરૂપ, લતારૂપ, કીડારૂપ, દેવરૂપ અને અસુરાદિકરૂપ પણ થઈ જાય છે.[૨૬] જેમ મજબૂત દોરામાં માળા ગૂંથાઈને રહે છે, તેમ નિત્ય, વ્યાપક, અનંત, જગતમાં રહેલ અને જગતને બનાવનાર, જે તત્ત્વમાં આ અનિર્વચનીય જગત ગૂંથાઇને રહેલું છે, તે તત્ત્વ દૂર પણ નથી, પાસે પણ નથી, ઊંચે પણ નથી, નીચે પણ નથી, તમારું પણ નથી, મારું પણ નથી, પહેલાં પણ નથી, આજ પણ નથી, સવારે પણ નથી, વ્યવહારની દૃષ્ટિએ પણ નથી, પ્રતિભાસની દૃષ્ટિએ પણ નથી અને વચમાં પણ નથી; પરંતુ દેશ, કાળ વગેરેની સઘળી મર્યાદાઓથી રહિત છે.[૨૭,૨૮] અંતઃકરણ આદિ સઘળા વિકલ્પો મિથ્યા જ છે, તેથી સ્વપ્રકાશચૈતન્ય વિના પોતાના સ્વરૂપનો અનુભવ કરનાર, બીજો કોઈ પણ નથી. ઘણા ઘણા વ્યવહારોથી અનુભવમાં આવેલાં લૌકિક પ્રમાણો તો જળમાં અગ્નિની પેઠે તે સ્વરૂપમાં રહી શકતાં જ નથી.[૨૯] હે વસિષ્ઠમુનિ! તમારા પૂછેલા પ્રશ્નોના મેં ઉત્તરો આપ્યા. તમારું કલ્યાણ થાઓ, હવે અમે જ્યાં જવું છે ત્યાં જઇએ છીએ. હે પાર્વતિ ! ચાલો ઊઠો.[૩૦]

વસિષ્ઠ બોલ્યાઃ–મહાદેવ એટલાં વચન બોલી, મારી આપેલી પુષ્પાંજલિનો સ્વીકાર કરી પોતાના પરિવારની સાથે આકાશરૂપ ગુહામાં ચાલ્યા ગયા.[૩૧] એ ત્રૈલોક્યના નાથ, પાર્વતીના પતિ, નીલકંઠ પધારી જતાં, મેં જરાવાર રહી, હૃદયમાં તેમનું સ્મરણ કર્યું અને પછી પરમ શાંત થઇને મેં આત્મારૂપ દેવના પૂજનનો જ સ્વીકાર કર્યો અને જૂનું જડ દેવનું પૂજન છોડી દીધું.[૩૨]

x શિલાનું આકાશ શિલારૂપ જ છે.

तस्मिन्गते त्रिभुवनाधिपतावुमेशे स्थित्वा क्षणं तदनुसंस्मृतिपूर्वमेव । अंगीकृतं नवपवित्रधिया मयात्म देवार्चनं शमवतैव जिहासितं तत् ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'પરમાત્માભિધાન' એ નામનો સર્ગ ૪૨ મો સમાપ્ત**

## સર્ગ ૪૩ મો*

### રામની કૃતાર્થતા

॥ वसिष्ठ उवाच ॥

एतदुक्तं परं तेन स्वयमेव च वेद्म्यहम् ।
राम त्वमपि जानीषे यथेदं समवस्थितम् ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી ! મહાદેવજીએ એ રીતે મને તત્ત્વનો ઉપદેશ આપ્યો અને તે પ્રમાણે હું સમજ્યો. આ જગત જે રીતે રહ્યું છે, તે રીતે તમે પણ સમજી ચૂક્યા છો.[૧] આ સંસારરૂપ માયા છે કે જેમાં જે કંઈ દેખાય છે, જને આધારે દેખાય છે અને તેને જોનાર જે જીવ છે, તે સઘળું મિથ્યા છે, તેમાં કોને સાચું કહેવું અને કોને ખોટું કહેવું? સઘળું ખોટું જ છે.[૨] કોઈ પ્રબળ કલ્પનાશક્તિવાળો કવિ, કોઈ રાજાને કલ્પવૃક્ષ ઠરાવે તો તે રાજા વર્ણનના ચમત્કારથી, તે વખતે પોતામાં કલ્પવૃક્ષનો પણ અનુભવ કરે છે; તો એ દૃષ્ટાંતથી સંસારના અનુભવનું બીજ કલ્પના જ છે, એમ સિદ્ધ થાય

* આ ત્રેતાલીસમા સર્ગમા વૈરાગ્યસહિત આત્મારૂપ શિવપૂજન વિષે સાંભળીને, રામચંદ્રજીએ પોતાનું કૃતાર્થપણું અને તેવી જ સ્થિતિ કહી સંભળાવ્યાં, એ કહેવામાં આવશે.

છે.[૩] જેમ જળમાં પ્રવાહ છે, પવનમાં ગતિ છે અને આકાશમાં શૂન્ય છે; તેમજ આત્મામાં જગતપણું છે.[૪] મહાદેવજીએ ઉપદેશ આપ્યો તે દિવસથી માંડીને આજ દિવસ સુધી, હું એકાગ્રપણે તે જ ક્રમથી આત્માનું પૂજન કર્યા કરું છું.[૫] હે રામચંદ્રજી! હું વ્યવહાર કરતો હોવા છતાં પણ કશો ખેદ નહિ ધરતાં, પૂજનની એ જ પદ્ધતિને આજ સુધી અનુસર્યો છું.[૬] વ્યવહારની પદ્ધતિ પ્રમાણે જે જે ક્રિયાઓ તથા જે જે આચરણો આવી પડે છે, તે સર્વને પુષ્પો માની આત્માનું પૂજન સતત કર્યા કરું છું. જો કે સુષુપ્તિમાં એવું પૂજન દૂર થાય છે, તો પણ સુષુપ્તિમાં રહેતી અવિદ્યાની વૃત્તિરૂપ પુષ્પથી પૂજન થાય છે; તેથી મારું પૂજન કદી પણ તૂટતું નથી, રાતદિન ચાલ્યાં જ કરે છે.[૭] જો કે આવી રીતનું પૂજન સઘળાં પ્રાણીઓ સતત કર્યા કરે છે, તો પણ તેઓને ફળ મળતું નથી. તેનું કારણ એ છે કે, તેઓને તેવી સમજણ નથી. યોગીઓ તેવા પ્રકારની સમજણથી પૂજન કરે છે, માટે તેઓને તે પૂજનનું ફળ મળે છે.[૮] હે રામચંદ્રજી! તમે આવી દૃષ્ટિ રાખી, આસક્તિ વગરના ચિત્તથી, આ સંસારરૂપી અરણ્યમાં વિહાર કરો, એટલે તમને કોઈ જાતની મુંઝવણ નહિ આવે.[૯] હે ભલા નિયમોવાળા રામ! ધનના કે બંધુના વિયોગથી, મોટું દુઃખ આવી પડે ત્યારે પણ આ દૃષ્ટિનો આશ્રય કરીને વિચાર કરજો.[૧૦] ધનનો કે બંધુઓનો ઉદય કે ક્ષય થાય, તેમાં સુખ કે દુઃખ ધરવાં નહિ; કેમકે સર્વદા સંસારના સઘળા દેખાવો નાશ પામનારા જ છે. વિષયોની ગતિ મનને વ્યાકુળ કરનારી છે, એ તમે જાણો જ છો. વિષયો પ્રથમ આવે છે, પછી જાય છે અને ગયા પછી પોતાની વાસનાથી પુરુષને દુઃખી કરે છે.[૧૨] પ્રેમ અને ધન વિષયોની જેમ અકસ્માત્ થયેલાં નિમિત્તોથી પ્રાપ્ત થાય છે અને અચાનક થયેલાં નિમિત્તોથી જ જતાં રહે છે.[૧૩] હે નિર્મળ મનવાળા રામચંદ્રજી! જગતની તે ક્રિયાઓ તમારી નથી અને તમે તેઓના પણ નથી. આ પ્રકારનું જે કાંઈ આ જગત છે તે તુચ્છ જ છે, માટે વૃથા શોક શા માટે ધરો છો?[૧૪] હે ચૈતન્યમાત્ર વ્યાપક સ્વરૂપવાળા! જે કાંઈ જગત છે તે તમારો જ વિવર્ત છે, માટે પોતાના સ્વરૂપના વિવર્તમાં હર્ષ કે શોક કરવો ઘટતો નથી.[૧૫] હે રામચંદ્રજી! તમે ચૈતન્યમાત્ર સ્વરૂપવાળા છો અને જગત તમારાથી ભિન્ન નથી, માટે તમને કોઈ પણ પદાર્થમાં 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવી કલ્પના કેમ થવી ઘટે?[૧૬] આ રીતે જગતરૂપી ચક્રની ચંચળતા ચૈતન્યરૂપ છે અને જગત પણ ચૈતન્યરૂપ છે; તો પછી સમુદ્રના તરંગોને માટે હર્ષ કે શોક ન હોય.[૧૭] તમે આ જગત સંબંધી પદાર્થોને માટે શા સારુ હર્ષ કે શોક કરવો? તમે આજથી ચૈતન્યમાં સ્થિર થઈ, સુષુપ્તિ જેવી સ્થિતિને ધારીને તુર્યાવસ્થારૂપ (જીવન્મુક્ત) થાઓ. સઘળી વિષમતાઓથી રહિત, જગતના સઘળા દેખાવોને બ્રહ્મરૂપ સમજનારા, સ્વયંપ્રકાશરૂપ, ઉદાર બુદ્ધિવાળા અને સર્વદા આત્મપૂજનમાં જ નિષ્ઠાવાળા થઈને ભરપૂર સમુદ્રની પેઠે રહો. હે રામચંદ્રજી! આ સઘળું તમે સાંભળ્યું અને તેથી તમે પૂર્ણબુદ્ધિવાળા થયા છો. હવે જે કાંઈ બીજું પૂછવાની ઇચ્છા હોય તે પૂછો, વિચારના આરંભમાં (વૈરાગ્ય પ્રકરણમાં) જે જે પ્રશ્નો તમે કર્યા હતા, તે પ્રશ્નોમાંથી હવે કાંઈ પૂછવું રહ્યું હોય તો પૂછો.[૧૮–૨૦]

રામ બોલ્યાઃ–હે ગુરુમહારાજ! હમણાં સંપૂર્ણ રીતે મારો સંશય ટળી ગયો છે. જે કાંઈ જાણવાનું હતું તે સઘળું જણાઈ ચુક્યું અને સ્વાભાવિક અખંડ તૃપ્તિ પ્રાપ્ત થઈ.[૨૧] હે મહામુનિ! અજ્ઞાન, દ્વિત્વ, દૃશ્ય કે કલ્પના કાંઈ છે જ નહિ. તે સમયે મને જે અજ્ઞાન હતું તે હમણાં શાંત થઈ ગયું.[૨૨] આત્માના અજ્ઞાનને લીધે

'આત્મામાં માયારૂપ કલંક છે' એવી જ ભ્રાંતિ તે સમયે હતી, તે હવે તમારી કૃપાથી ટળી ગઈ છે.[૨૩] આત્મા જન્મતો નથી, મરતો નથી અને માયારૂપ કલંકવાળો પણ નથી. આ સઘળું જગત બ્રહ્મનો વિવર્ત છે અથવા બ્રહ્મ જ છે એમ સમજવાથી મારા સઘળા પ્રશ્નો, સઘળા સંશયો અને સઘળી ઈચ્છાઓ અત્યંત શાંત થઈ ગઈ છે.[૨૪] જેમ વિશ્વકર્માના યંત્રમાં ફરવાથી સૂર્યનું બિંબ શુદ્ધ અને નિર્મળ થયું હતું, તેમ મારું ચિત્ત શુદ્ધ અને નિર્મળ થયું છે.[૨૫] પ્રાપ્ત થયેલા શિષ્યોનો ઉદ્ધાર કરવા સાધુઓએ કહેલાં સઘળાં સાધનોના ઉપદેશોમાં મારે કશી ઇચ્છા રહી નથી.[૨૬] જેમ મેરુપર્વત સુવર્ણની આકાંક્ષા વગરનો છે, તેમ હું સાધનોની આકાંક્ષા વગરનો થયો છું. જે વસ્તુમાં મને આશા કે તૃષ્ણા રહે તેવી કંઈ વસ્તુ છે જ નહિ. સઘળા જગતમાં મારે ગ્રહણ કરવા, ત્યજવા કે ઉપેક્ષા કરવા લાયક કાંઈ છે જ નહિ. હે મહામુનિ! 'આ તજવા લાયક કે લેવા લાયક છે, આ સત્ છે અને આ અસત્ છે' એવી રીતની ચિંતા હોવી એ એક ભ્રમ છે અને તે મારો ભ્રમ સારી પેઠે શાંત થઈ ગયો છે.[૨૮] હું સ્વર્ગને ઇચ્છતો નથી, તેમ રૌરવ નામના નરકનો દ્વેષ પણ કરતો નથી; પરંતુ ભ્રમણ વગરના મંદરાચળની પેઠે સ્વરૂપમાં જ સ્થિર રહ્યો છું.[૨૯] ત્રણલોકરૂપ ક્ષીરસાગરની ભરતીનો કણેકણ વીંખી નાખી, આ કામરૂપી મંદરાચળ શાંત થયો છે કે જે લાંબા કાળ સુધી ભમ્યો હતો.[૩૦] હે મહામુનિ! 'આ જગત બ્રહ્મરૂપ નથી પણ જેવું દેખાય છે તેવું ને તેવું જ છે' એવી સમજણવાળા મૂઢના મનમાં 'આ સાચું છે અને આ ખોટું છે' એવી કલ્પના સદા રહ્યા જ કરે છે,[૩૧] જે દુષ્ટ સંદેહોની જાળથી અધિક સંતાપ આપે છે. હે ગુરુ મહારાજ! જગત સંબંધી ધન આદિ જે વસ્તુને માટે મૂઢ પુરુષ કંગાળ બને છે, તેવી કોઈ પણ વસ્તુ હોય તેમ તત્ત્વદૃષ્ટિથી જોતાં આપણને લાગતું નથી.[૩૨] વિચિત્ર તથા વ્યાકુળ તરંગોવાળા, જડ અને વિનાશી, આ ભવસાગરમાંથી અમે આપની કૃપાથી જ તર્યા છીએ, સંપત્તિઓનો અવધિ જાણ્યો છે અને આપદાઓનો છેડો પણ જોવામાં આવ્યો છે. હે ગુરુ મહારાજ! સર્વોત્તમ સારને માટે પણ હવે અમારે રાંકપણું રહ્યું નથી અને પૂર્ણ થયા છીએ.[૩૩,૩૪] મારું મન આશારૂપી હાથીને તારી નાખીને, આ સંસારરૂપી સમુદ્રમાં બીજાઓથી ભેદી શકાય નહિ, એવી પ્રબળ વીરતાને પ્રાપ્ત થયું છે.[૩૫] મારું મન સઘળા વિકલ્પોથી રહિત થયું છે, આશાથી નિવૃત્ત થયું છે, કૃપણતા વગરની દૃઢ સ્થિરતાવાળું થયું છે, ત્રૈલોક્યમાંની સઘળી સ્વચ્છ વસ્તુઓ કરતાં પણ અધિક સ્વચ્છ થયું છે, અંદર આનંદ પામ્યું છે અને અત્યંત ઉત્તમ થયું છે.[૩૬]

परिगलितविकल्पतामुपेतं प्रगलितवांछमदीन सारसत्त्वम् । त्रिजगति यदविप्रसन्नरूपं प्रमुदितमंतरनुत्तमं मनो मे ॥ ३६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'વિશ્રાંતિવર્ણન' એ નામનો સર્ગ ૪૩ મો સમાપ્ત**

## सर्ग ४४ मो*

### જ્ઞાનની દૃઢતાના ઉપાય

॥ वसिष्ठ उवाच ॥

केवलेनेंद्रियैः सार्द्धं वर्त्तमानार्थवर्त्तिना ।
असंगमेन मनसा यत्करोषि न तत् कृतम् ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ—હે રામચંદ્રજી! રાગાદિકથી રહિત ઇન્દ્રિયોની સાથે ચાલુ વિષયોમાં જ રહેનારા પણ ભૂત—ભવિષ્યનું ચિંતન નહિ કરનારા અને કર્તાપણાના અભિમાન વગરના મનથી

* આ ચુંવાલીસમા સર્ગમાં ઇચ્છાના ત્યાગથી માંડીને મનના ક્ષયપર્યંત, આસક્તિના ક્ષયના જે જે ઉપાયો છે તે જ્ઞાનની દૃઢતાને માટે કહેવામાં આવશે.

જે કરો છો, તે કર્યું જ ન કહેવાય.[૧] પ્રત્યેક વસ્તુ મળતાંની સાથે જેવો સંતોષ આપે છે તેવો સંતોષ તે પછી આપતી નથી. એવો અનુભવ કોને નથી થયો?[૨] પ્રત્યેક વસ્તુ લાભના સમયમાં જેવો સંતોષ આપે છે, તેવો સંતોષ બીજા સમયમાં આપતી નથી; એટલા માટે ક્ષણિક સુખ આપનારી વસ્તુમાં મૂર્ખ જ રાગ બાંધે, બીજો ન બાંધે.[૩] લાભના સમયમાં સંતોષ થાય છે તેનું કારણ પણ ઇચ્છાની સમાપ્તિ થઈ એજ છે. સંતોષ પછી અસંતોષ તો છે જ, એટલા માટે વાંછનાને જ છોડી દો.[૪] કોઈ સમયે કાળના ફેરફારને લીધે તમને કોઈ વસ્તુની ઇચ્છા થાય, તો પણ તમારે અહંભાવરૂપી કાદવમાં ફરીવાર ડૂબવું નહિ.[૫] હે રામચંદ્રજી! આત્મજ્ઞાનરૂપી પર્વતનાં શિખર ઉપર તમને શાંતિ મળી છે, તો હવે અહંભાવરૂપી મોટા ખાડામાં પાછું પડવું નહિ જોઈએ.[૬] જેને પોતાનાં અખંડ સ્વરૂપનું સ્મરણ થયું હોય અને બ્રહ્મવેત્તાપણારૂપ મેરુપર્વતના શિખરમાં જેની સ્થિતિ થઈ હોય, તેને માતાના ગર્ભાશય જેવા અહંભાવરૂપી પાતાળમાં પડવું સંભવે જ નહિ.[૭] તમારો સ્વભાવ સમતામય અને સત્યતામય જોવામાં આવે છે, તે ઉપરથી ધારું છું કે, તમારા વિકલ્પો ક્ષીણ થઈ ગયા છે અને અવિદ્યા હણાઈ ગઈ છે.[૮] સૌમ્ય તથા પૂર્ણસમુદ્ર જેવી તમારી નિર્મળ સમતા 'રામ સ્વરૂપમાં સ્થિતિ પામ્યા છે' એમ મને જણાવે છે.[૯] તમે આસક્તિરહિત થઈને જીવો, નિરતિશય આનંદના લાભને લીધે તમારી આશા નિરાશ બનો અને વિષયોની ભાવના અભાવને પ્રાપ્ત થાઓ.[૧૦] તમારું મન સ્થિર થાઓ. તમે જે જે વસ્તુઓને દેખો તે તે વસ્તુઓમાં પરિપૂર્ણ ચૈતન્યઘન પરબ્રહ્મ સત્તાસામાન્યરૂપથી રહેલું છે, એમ સમજો.[૧૧] જો તમને સ્વરૂપનું અજ્ઞાન હોય તો બંધાયા છો અને જ્ઞાન પ્રાપ્ત થયું હોય તો બંધાયા નથી; એટલા માટે મનનાદિની દૃઢતાથી તમે પોતે જ પોતાના આત્માને જાણો.[૧૨] ભોગનું સુખ પ્રિય ન લાગે અને પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલું દુ:ખ પણ પ્રિય લાગે, એવી આકાશના જેવી કોમળ જે સમતા, તે જ વાસનારહિતપણું છે, એમ સમજો. જો અંદર વાસના નહિ હોય અને ઇન્દ્રિયોથી ક્રિયાઓ કર્યા કરશો, તો સેંકડો આઘાતો થયા છતાં, આકાશની જેમ વિકારવશ થશો નહિ.[૧૪] જ્ઞાતા, જ્ઞાન તથા જ્ઞેય ઇત્યાદિ ત્રિપુટીઓને તથા દુ:ખને પણ, આત્માની સાથે એક કરી દઇને, શાંતપણાથી અનુભવશો તો તમને ફરી વાર સંસારનો ફેરો થશે નહિ.[૧૫] સંસારનો ઉદય ચિત્તની ગતિથી છે અને ચિત્તની ગતિ રોકાતાં સંસારનો નાશ છે, એટલા માટે વાસના તથા પ્રાણને રોકી મનને ગતિ વગરનું કરી નાખો.[૧૬] સંસારનો ઉદય પ્રાણની ગતિથી છે અને ચિત્તની ગતિ રોકાતાં સંસારનો નાશ છે, એટલા માટે પ્રાણને અભ્યાસથી અને પ્રયોગથી ગતિરહિત કરો.[૧૭] અજ્ઞાન આવવાથી કર્મોનો આરંભ થાય છે અને અજ્ઞાનનો નાશ થવાથી કર્મો મટી જાય છે; એટલા માટે બળાત્કાર કરી ગુરુથી, શાસ્ત્રાર્થથી તથા સંયમથી અજ્ઞાનને દૂર કરો.[૧૮] જેમ આકાશમાં વાયુના અને રજના ચલનથી મલિનતા ઊડે છે, તેમ ચૈતન્યમાં ચિત્તના ચલનથી આ અનર્થરૂપ જગત ઊડેલું છે.[૧૯] જેમ અનેક છિદ્રોમાં પેઠેલા સૂર્યના પ્રકાશના અને ભીંતના સંબંધથી વિચિત્ર રંગો દેખાય છે, તેમ દશ્યોના અને મનના સંબંધથી આ જગત દેખાય છે.[૨૦] વિષયોનો અને મનનો સંબંધ ન થાય તો જેમ ચિત્રમાંના પુરુષોને જગત ભાસતું નથી, તેમ જીવતા પુરુષોને જગત ભાસે નહિ.[૨૧] જેમ જળના ચલનથી ઊઠેલી લહરિ, જળ શાંત થતાં આપોઆપ શમી જાય છે, તેમ ચિત્તના ચલનથી ઊઠેલી માયા ચિત્ત શાંત થતાં આપોઆપ શમી જાય છે.[૨૨] વાસનાના ત્યાગથી, બોધથી અથવા પ્રાણના રોધનથી ચિત્ત ગતિ

વગરનું થઈ જાય, તો પછી સંસારનો સંભવ કેમ જ રહે? વાસનાના નિરોધથી અથવા પ્રાણના નિરોધથી, ચિત્ત પોતાનો સ્વભાવ ભૂલી જાય છે અને ચિત્તનો જે પોતાનો સ્વભાવ ભૂલી જવો તે જ પરમપદ છે.[૨૩,૨૪] વિષયોનો તથા ઇન્દ્રિયોનો સંબંધ થતાં જ સુખ પ્રાપ્ત થાય છે, તે વાસ્તવિક રીતે જોતાં બ્રહ્મસુખ જ છે, એવી બ્રહ્મદૃષ્ટિથી જો સંપૂર્ણ જ્ઞાન થાય તો મનનો નાશ થયા વિના રહેજ નહિ.[૨૫] જેમાં ચિત્તનો ઉદય થતો નથી એવું અકૃત્રિમ બ્રહ્મસુખ જેમ નિર્જળ દેશમાં સરોવર મળવું સંભવતું નથી, તેમ સ્વર્ગાદિકમાં પણ મળવું સંભવતું નથી. હાનિ તથા લાભથી રહિત જે બ્રહ્માનંદરૂપી અપાર સુખ ચિત્તના શાંત થવાથી પ્રાપ્ત થાય છે, તેનું વાણીથી વર્ણન કરી શકાય એમ નથી.[૨૬] એ સુખ ઉદય પણ પામતું નથી અને અસ્ત પણ પામતું નથી. બોધથી ચિત્તનો નાશ થાય છે અને ભ્રાંતિથી ચિત્તની પ્રતીતિ થાય છે. જેમ બાળકની આગળ કલ્પના માત્રથી વેતાલ ખડો થાય છે, તેમ ખોટી સમજણથી આપણી આગળ આ સંસારરૂપ મોહ ખડો થયો છે.[૨૭,૨૮] જેમ તાંબા પર સોનાનો પટ દેવામાં આવે તો તે તાંબુ દેખાતું નથી, તેમ જ્ઞાનીઓનું ચિત્ત વિદ્યમાન છતાં પણ બોધરૂપ પટ દેતાંની સાથે જ નહિ જેવું થઈ જાય છે.[૨૯] જ્ઞાનીનું જે ચિત્ત તે ચિત્ત કહેવાતું નથી, પણ સત્ત્વ કહેવાય છે. જેમ ત્રાંબુ સોનાના પટને લીધે બીજા નામવાળું તથા બીજા રૂપવાળું થઈ જાય છે, તેમ ચિત્ત બોધને લીધે બીજા નામવાળું તથા બીજી સ્થિતિવાળું થઈ જાય છે.[૩૧] ચિત્તનું જે ભ્રાંતિનું બીજપણું છે, તે ન રહે એટલે ચિત્તનો લય થયો સમજવો. જે પદાર્થ હોય તેનો પૂરેપૂરો નાશ થવો સંભવતો જ નથી, એટલા માટે બોધથી ચિત્તનું ભ્રાંતિઓથી રહિતપણું થાય એ જ ચિત્તનો નાશ છે.[૩૦] વિકલ્પવાળા ચિત્ત આદિ પદાર્થો સસલાના શિંગડાની પેઠે છે જ છે. ચિત્ત આદિ સઘળા પદાર્થો આત્માનો જ વિવર્ત છે, માટે આત્માના બોધથી લીન થઈ જાય છે.[૩૨] સત્ત્વપણાને પામેલું ચિત્ત જગતની સ્થિતિમાં કેટલાક કાળ સુધી ચોથી અવસ્થા (સમાધિ)માં વિહાર કરીને પછી તુરીયાતીત થઈ જાય છે.[૩૩] હે રામચંદ્રજી! જે અખંડ અને ભરપૂર બ્રહ્મ છે, તે જ અનેક ભુવનોરૂપી ભ્રાંતિઓના સમૂહરૂપે દેખાય છે. બ્રહ્મ એક છતાં પણ સર્વાત્મપણાથી અનેકરૂપે દેખાય છે, માટે બ્રહ્મ વિના બીજું કાંઈ હોવું સંભવતું જ નથી. જેમ હૃદયમાં મનોરથથી કલ્પાયેલાં નગરો વગેરે પદાર્થો હૃદયમાં રહી શકતા નથી, તેમ આ જગતનો વાસ છિદ્ર વિનાના ચૈતન્યબ્રહ્મમાં અસંભવ હોવાને લીધે મુદ્દલ છે જ નહિ.[૩૪]

ब्रह्मैव भूरिभुवनभ्रमविभ्रमौघैरित्थं स्थितं सममनेकतयैकमेव । सर्वात्म संभवति नेतरदंग किंचिच्चित्तादिकं च न हृदी व हिसन्निवेशः ॥३४॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ચિત્તસત્તાસૂચન' એ નામનો સર્ગ ૪૪ મો સમાપ્ત**

## सर्ग ४५ मो×

## પરબ્રહ્મનું બીલારૂપે વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

अत्रेमामवबोधाय विस्मयोल्लासकारिणीम् ।
अपूर्वां चैव संक्षेपाद्राम रम्यां कथां शृणु ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! આ વિષયમાં બોધને માટે વિસ્મયનો ઉલ્લાસ કરનારી અને રમણીય એક અપૂર્વ કથા કહું છું, તે સાંભળો.[૧] હજારો યોજનોના વિસ્તારવાળું, નિર્મળ, સ્પષ્ટ અને હજારો યુગો વીતવા છતાં પણ જે કદાપિ પાકી જતું નથી એવું એક મોટું બીલું છે.[૨]

× આ પિસ્તાલીસમા સર્ગમાં નિરતિશય આનંદરૂપ રસથી ભરપૂર અને ત્રૈલોક્યની કલ્પનાના અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મનું બીલારૂપે વર્ણન કરવામાં આવશે.

એ બીલુ અવિનાશી રસથી ભરેલું છે, અમૃત કરતાં પણ અધિક મધુર સારવાળું છે અને જૂનું છતાં પણ બાલચંદ્રની કળાના જેવી કોમળતાથી સુંદર છે.[3] જેમાં મેરુ પર્વતનો પણ સમાવેશ થાય એવું છે, મંદરાચળ જેવું દૃઢ છે અને મહા કલ્પાંતના વંટોળિયાના વેગથી પણ ચલિત થતું નથી;[4] લાખો, કરોડો અને પરાર્ધો યોજનોથી પણ જેના વિસ્તારનું માપ થઈ શકે નહિ એવું છે અને જગતની સ્થિતિના આદિ મૂળરૂપ છે.[5] જેમ પર્વતની આગળ રાઈના કણો અત્યંત ઝીણા લાગે, તેમ એ બીલાની આગળ મોટાં મોટાં બ્રહ્માંડો અત્યંત ઝીણાં લાગે છે.[6] હે રામચંદ્રજી! ઝરતા રસથી ભરપૂર અને ભારે સ્વાદવાળા, એ બીલાના રસના ચમત્કારથી બ્રહ્માંડની અંદરના કોઈ પણ રસનો ચમત્કાર અધિક થઈ શકે એમ નથી. એ બીલું એવા રસવાળું છતાં પણ પાકીને કદી પડતું નથી અને સર્વદા પાકેલુ છતાં પણ જૂનું થતું નથી. બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર તથા રુદ્ર આદિ કોઈ વૃદ્ધ લોકો પણ એ બીલાની ઉત્પત્તિને, મૂળને કે ડીંટાને જાણતા નથી. આ મોટા આકારવાળા-ફળના અંકુર, વૃક્ષ, પુષ્પો, થડ, મૂળિયાં કે શાખાઓ એમાંનું કશું જોવામાં આવતું નથી. એ પિંડાત્મક ઘાટા આકારવાળા અને લાંબા વિસ્તારની જાડાઈવાળા ફળનું ઉત્પત્તિ કે વિકાર આદિ પરિણામ પણ જોવામાં આવતું નથી. સઘળાં ફળોના સારરૂપ આ મોટા બીલામાં ઠળિયા તો છે જ નહિ. આ બીલાનો ગર્ભ વિશાળ છે, નિરંજન છે, નિર્વિકાર છે, પથ્થરની જેમ છિદ્રોથી રહિત છે, પૂનમના ચંદ્રબિંબની પેઠે તેમાંથી અમૃતને ઝર્યા કરે છે, પોતાના અનુભવથી જ જણાય એવા રસને ઝર્યા કરે છે, સઘળાં સુખોના ભંડારરૂપ છે, શીતળ પ્રકાશ આપનાર છે, પહાડ જેવો સ્થિર છે અને અમૃતના પિંડ જેવો છે.[7-14] એ બીલામાં રહેતો ઉત્તમ ગર્ભ બીલાના જ ચમત્કારરૂપ છે, બીલાથી અન્ય નથી, બીજા પદાર્થોથી રહિત છે અને ત્રણે પ્રકારની મર્યાદા વિનાનો છે.[15] સઘળા પ્રકારના ભેદો જેનો વિવર્ત છે એવી પોતાની સ્થિતિની વિલક્ષણતાને નહિ છોડતા, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મતાવાળા, સ્થૂળથી પણ સ્થૂળતાવાળા અને પુરાતન છતાં પણ વિકારો વગરના એ ગર્ભે 'આ હું છું' એવી કલ્પનાથી મિથ્યાભૂત અવિદ્યારૂપ મળને જગતરૂપે ઉત્પન્ન કરીને આ અજ્ઞાનમૂલક ભેદાદિકની ભાવના કરી છે.[16,17] એ ગર્ભ 'હું છું' એવા અહંકારનો ઉદય થતાં તુરત જ આકાશાદિક ભૂતોથી તથા શબ્દાદિ તન્માત્રાઓથી ગોઠવાયેલાં બ્રહ્માંડોરૂપ પરમાણુઓથી વ્યાપ્ત થયો છે. પોતાના જૂના રહેઠાણને નહિ છોડતાં છતાં પણ તે ગર્ભ આવા અનુક્રમથી વ્યવહારમાં સમર્થ થયેલ છે. ચપળ રૂપવાળી તે ગર્ભની વ્યવહારશક્તિએ નિર્વિકાર સ્વરૂપમાં જ આવા પ્રકારનો જગતરૂપ દેખાવ ફેલાવ્યો છે, કે જે દેખાવ 'આ અપાર આકાશ છે, આ કાળ છે, આ નિયમ છે, આ ચલનરૂપ ક્રિયા છે, આ સંકલ્પનો વિસ્તાર છે, આ જુદી જુદી દિશાઓ છે, આ રાગ-દ્વેષ છે, આ ત્યાજ્ય છે, આ ગ્રાહ્ય છે, આ તુંપણું છે, આ હુંપણું છે, આ તેપણું છે, આ ઊંચે રહેલા સ્વર્ગાદિક લોકોનો સમૂહ છે, આ નીચે રહેલા પાતાલાદિક લોકોનો સમૂહ છે.[18-23] આ આગળ છે, આ પડખામાં છે, આ પાછળ છે, આ સમીપ છે, આ અતિ દૂર છે, આ ભૂત છે, આ વર્તમાન છે, આ ભવિષ્ય છે;[24] આ અંદર રહેલી ઘણી ઘણી કલ્પનાઓરૂપી કમળોના સરોવરરૂપ અને મોટા મોટા દેવતાઓના ક્રીડા-મંડપરૂપ બ્રહ્માંડમંડળ છે, આ અનંત કલ્પનાઓરૂપી રચનાના રહસ્યથી ચારે બાજુ વિસ્તાર પામેલી અને વિષ્ણુના હૃદયકમળની ડાંડીરૂપ લોકોની હાર છે, આ સર્વ સ્થળમાં રહેલા મહારુદ્રના ગણોથી પુરાયેલાં કોતરોવાળી અને જેમાં તારાઓ ખરવાના સમયમાં ભારે પ્રકાશ "

એવી લાંબી આકાશની સ્થિતિ છે; આ ઉત્તરદિશામાં જગતરૂપી કમળની ડાંડીરૂપ અને ચંદ્રરૂપી ચળકતા અમૃતમય રસમાં લંપટતા ધરાવનારા દેવરૂપી ભ્રમરોવાળો મેરુ પર્વત છે, આ રજોગુણથી થતાં નરકોથી તથા દુઃખોથી જામેલા મૂળવાળા, જગતરૂપી જૂના વૃક્ષની ઊંચા સુગંધવાળી પુષ્પોની મંજરી જેવો સ્વર્ગલોક છે અને આ તારારૂપી કેસરોવાળું, બ્રહ્મરૂપી મહાસાગરના કિનારામાં રહેલું તથા જેનો ક્યાંય છેડો જ દેખાતો નથી એવું આકાશરૂપી સરોવર છે.[૨૪–૩૧] આ કર્મોરૂપી ઝૂંડોવાળું, માસ તથા ઋતુ આદિરૂપ ચપળ તરંગોવાળું, જન્મ–મરણરૂપ ચકરીઓમાં રહેલાં ઘણાં ઘણાં પ્રાણીઓવાળું, સઘળી વસ્તુઓના આયુષ્યના માપને આપનારું ક્ષણ તથા કલ્પ આદિરૂપ પાંદડાંવાળું, સૂર્ય તથા ચંદ્ર આદિરૂપ કેસરાઓવાળું અને આકાશરૂપી કમળવાળું કાળરૂપી સરોવર છે.[૩૨] 'આ જન્મ તથા વૃદ્ધિ આદિ વિકારોથી ભરેલી જરામરણરૂપ વિષૂચિકા (કૉલેરા) છે અને આ વિદ્યા તથા અવિદ્યાના વિલાસોથી ભરેલા શાસ્ત્રાર્થો છે.' આ રીતે, તે બીલાના પોતાના ગર્ભનો ચમત્કાર જ, સંકલ્પોની તે તે સ્થિતિની અંદર આવા આવા પ્રકારોના દેખાવવાળો થયો છે. અપવાદની દૃષ્ટિથી જોતાં બ્રહ્મચૈતન્ય શાંત છે, સ્વસ્થ છે, સઘળા પ્રકારના આધિઓથી રહિત છે, સૌમ્ય છે અને ભાવના વગરનું છે. તે બ્રહ્મચૈતન્ય સંકલ્પથી કર્તાપણું અને સંકલ્પના અભાવથી અકર્તાપણું ધરાવે છે. એ ચૈતન્યશક્તિ એક જ છતાં અનેક જેવી જણાય છે, અનેક રૂપવાળી જણાતા છતાં એક જ છે, જ્યાં જોઈએ ત્યાં એની એ છે, સત્ય છે, અખંડ છે, સંપૂર્ણ શાંતિથી ભરપૂર રૂપવાળી છે, સર્વાત્મક છે અને અત્યંત મોટી છે.[૩૩–૩૫]

एपैकिकैव विविधेव विभाव्यमाना नैकारिमका न विविधा ननु सैव सैव । सत्यास्थिता सकलशांति समैकरूपा सर्वात्मिकातिमहती- तिरूपशक्तिः ॥ ३६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'બિલ્વોપાખ્યાન' એ નામનો સર્ગ ૪૫ મો સમાપ્ત**

## सर्ग ४६ मो*

### બ્રહ્મનું શિલારૂપે વર્ણન

॥ राम उवाच ॥

भगवन्सर्वसारज्ञ त्वयैषा बिल्वरूपिणी ।
महाचिद्घनसत्तेह कथितेति मतिर्मम ॥ १ ॥

રામ બોલ્યાઃ–હે સઘળા સારને જાણનાર ! હે ગુરુમહારાજ ! જે અપાર ચૈતન્યઘન બ્રહ્મની સત્તા છે, તેને જ આપે આ બીલારૂપે કહી એમ હું ધારું છું.[૧] આ સઘળું અહંતા આદિ જે ફેલાયું છે તે બ્રહ્મના ગર્ભરૂપ જ છે: દ્વિત્વ કે એકત્વની કલ્પનારૂપ ભેદ જરા પણ નથી.[૨]

વસિષ્ઠ બોલ્યાઃ–જેવી રીતે બ્રહ્માંડરૂપી કોળાનો મેરુ ઇત્યાદિ ગર્ભ છે, તેમ આ બ્રહ્માંડ આદિ સઘળું બ્રહ્મરૂપ બીલાનો ગર્ભ છે. જેમ બીલાનું ખોખું ગર્ભના આધારરૂપ છે, તેમ બ્રહ્મ જગતના આધારરૂપ છે એમ સમજવું નહિ.[૩] જેમ ગર્ભ બીલાનું પરિણામ છે, તેમ જગત બ્રહ્મનું પરિણામ નથી. જો જગત બ્રહ્મનું પરિણામ હોય તો પરિણામ પામનારા બ્રહ્મનો વિનાશ માનવો પડે; પણ એ વિનાશ કદી સંભવતો નથી.[૪] જેમ મરીમાં તીખાશરૂપ ચમત્કાર રહ્યો છે, તેમ ચૈતન્યમાં આ જગતરૂપ ચમત્કાર રહ્યો છે. પથ્થરની અંદર કમળવનની જેમ બ્રહ્મની અંદર આ જગત રહેલ છે; માટે જગતની સ્થિતિ સુષુપ્તિ જેવી શાંત જ છે.[૫] હે ચંદ્રસરખા મુખવાળા રામચંદ્રજી ! આ વિષયમાં વિચિત્ર વિસ્મય આપ-

* આ છેતાળીસમા સર્ગમાં બ્રહ્મ કે જે પ્રપંચના આભાસવાળું હોવાથી કારીગરે કલ્પેલા કમળના સમૂહોથી શોભી રહેલા શિલાના ઉદર જેવું છે, તેનું વર્ણન કરવામાં આવશે.

નારી અને રમણીય એક બીજી કથા કહું છું, તે સાંભળો.[૬] કોઈ સ્થળમાં સ્નિગ્ધ, સ્પષ્ટ, કોમળ સ્પર્શવાળી, મોટા વિસ્તારવાળી, ઘાટી અને કદી પણ ક્ષોભ નહિ પામેલી મોટી શિલા છે.[૭] જેમ સરોવરમાં ખીલેલાં ઘણાં ઘણાં સુંદર કમળો હોય છે, તેમ તે શિલાની અંદર રમણીય તથા ખીલેલાં ઘણાં ઘણાં કમળો છે, કે જેઓની સંખ્યા પણ થઈ શકતી નથી.[૮] એ સઘળાં કમળો એકબીજામાં પરોવાયેલાં પાંદડાંવાળાં છે, પરસ્પરથી જુદાં છે, પરસ્પરની સાથે લાગેલાં છે, છાનાં પણ છે અને પ્રકટ પણ છે.[૯] એ કમળોમાં કેટલાંએક કમળો નીચાં મુખોવાળાં છે, કેટલાએક ઊંચાં મુખોવાળાં છે અને કેટલાંએક આડાં મુખોવાળાં છે. એ× કમળો પરસ્પરને મળેલાં મૂળવાળાં પણ છે, પરસ્પરમાં પરોવાયેલાં મુખોવાળાં પણ છે, ડાંડીઓના જાળોની અંદર મૂળવાળાં પણ છે, મૂળની અંદર ડાંડીવાળાં પણ છે, ઊંચાં મોઢાંવાળાં છે, નીચાં મોઢાંવાળાં છે અને કેટલાએક મૂળ વગરનાં છે એ કમળોની સમીપમાં કમળોની કળીના જેવી રચનાવાળા સેંકડો તથા હજારો શંખો છે અને કમળ જેવી રચનાવાળા તથા મોટા આકારવાળા ચક્રોના સમૂહ છે.[૧૦-૧૨]

**રામ બોલ્યા:**-સાચી વાત છે. એવી શિલા થાય છે ખરી. વિષ્ણુના ધામરૂપ શાલિગ્રામ નામના ક્ષેત્રમાં કમળવનના લક્ષણવાળી એવી મોટી શિલા મેં જોયેલી છે.[૧૩]

**વસિષ્ઠ બોલ્યા:**-તમે એવી શિલા જોયેલી છે તેનું તમને બરાબર સ્મરણ છે. મેં જે મોટી શિલા કહી તે એ જ હશે, એમ તમે જાણો છો; પરંતુ મે તો આ અપૂર્વ શિલા જ તમારી પાસે કહી છે, કે જે શિલાના મોટા ગર્ભની અંદર સઘળું જગત છે પણ ખરું અને નથી પણ ખરું. અખંડ, પ્રાણના પણ પ્રાણરૂપ, સર્વ સ્થળમાં સમાન અને અંતરાય રહિત જે ચૈતન્યરૂપ શિલા છે તે મેં તમને કહી છે, કે જે શિલાની અંદર સઘળાં બ્રહ્માંડો રહ્યાં છે. ઘાટાપણું, એકાત્મપણું, કૂટસ્થપણું તથા અભેદપણું ઇત્યાદિ ગુણોને લીધે એ ચૈતન્ય શિલાસમાન જ છે.[૧૪-૧૬] જો કે એ શિલા અત્યંત ઘાટાં અંગોવાળી છે ને છિદ્રોથી અત્યંત રહિત આકૃતિવાળી છે, તો પણ જેમ આકાશની અંદર મોટો પવન રહ્યો છે, તેમ તે શિલાની અંદર જગતનો સમૂહ રહ્યો છે.[૧૭] સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ અને દિશાઓ તે શિલાની અંદર છે, તે છતાં તેમાં છિદ્ર જરા પણ નથી. એ શિલામાં ઘાટાં અંગોવાળું આ જગત રૂપી કમળ પ્રકાશે છે. એ જગત અન્ય જેવું જણાતાં છતાં પણ વાસ્તવિક રીતે અન્ય નથી અને શુદ્ધ ચિદાત્મક પણ નથી, પરંતુ માયા જ છે. જેમ શિલામાં કારીગરના મનની કલ્પનાથી શંખ તથા કમળ આદિ ચિત્ર આલેખાય છે, તેમ જીવના મનની કલ્પનાથી, એ શિલામાં ભૂત, ભવિષ્ય તથા વર્તમાન જગત આલેખાયેલું છે. જેમ કોતરાયા વગરની શિલામાં કારીગરના મનની કલ્પનાથી પૂતળી ખડી થાય છે, તેમ ચૈતન્યરૂપ શિલામાં જીવના મનની કલ્પનાથી સઘળું જગત ખડું થયું છે, કે જે સાચા જેવું દેખાય છે.[૧૮-૨૧] જેમ શિલાની અંદર કારીગરના મનની કલ્પનાથી ખડો થયેલો કમળવન વગેરે આકાર અનેક અવયવોવાળો છતાં પણ એકરૂપ જ છે, તેમ ચૈતન્યમાં જીવના મનની કલ્પનાથી ખડો થયેલો આ જગતરૂપ આકાર અનેક અવયવોવાળો છતાં પણ એકરૂપ જ છે. જેમ કમળવન શિલાથી જુદું ન હોવા છતાં પણ જુદી આકૃતિવાળું જણાય છે, તેમ આ જગત પણ ચૈતન્યથી જુદું નથી છતાં જુદી આકૃતિવાળું જણાય છે.[૨૨,૨૩] જેમ શિલાની અંદર ચક્રો તથા કમળો સુષુપ્તિ જેવી અવસ્થાથી રહે છે, તેમ ચૈતન્યની અંદર આ બ્રહ્માંડો સુષુપ્તિ જેવી અવસ્થાથી રહેલ છે. જેમ શિલાની

× માનસિક કલ્પનાદષ્ટિથી વિપરીત પણ થાય છે, તે ઉપરથી કહે છે.

અંદર કમળોની પંક્તિ અને મરીની અંદર તીખાશ ઉદય પણ પામતી નથી અને અસ્ત પણ પામતી નથી, તેમ ચૈતન્યમાં આ સૃષ્ટિ ઉદય પણ પામતી નથી અને અસ્ત પણ પામતી નથી. જેમ પતિવ્રતા સ્ત્રીના મનમાં તેનો પતિ રહે છે અને બીલામાં ગર્ભ રહે છે, તેમ ચૈતન્યમાં અનંત વિકારોથી ભરેલી બ્રહ્માંડોની મંડળી રહી છે. બ્રહ્માંડો ચૈતન્યમાત્ર જ છે એમ કહ્યું, તો પછી બ્રહ્માંડોની અંદરનાં શરીરો વગેરે ચૈતન્યમાત્ર જ છે એમ કહેવાની જરૂર રહેતી નથી.[૨૪-૨૬] જેમ જળમાં જળનું બિંદુ જળમાત્ર જ થઈ જાય છે, તેમ બ્રહ્માંડો ચૈતન્યમાત્ર જણાતાં જ બ્રહ્માંડના અવયવો ચૈતન્યમાત્ર થઈ જ જાય છે.[૨૭] ચૈતન્ય અંત વગરનું હોવાને લીધે તેમાં સઘળા વિકારો વગેરેનો સમાવેશ થાય છે. જગત નામમાત્રથી જ ઉત્પન્ન થયું છે, માટે નામના લયથી લય પામે છે. જે કાંઈ આ વિકારો વગેરે જોવામાં આવે છે, તે બ્રહ્મ જ છે.[૨૮] વિકારાદિકનો ત્યાગ પણ બ્રહ્મ જ છે. પદાર્થનો ત્યાગ અને પદાર્થનો અત્યાગ એ પણ બ્રહ્મ જ છે. વિકારાદિક બ્રહ્મમાં જ રહ્યું છે, બ્રહ્મરૂપે ઉત્પન્ન થયું છે અને તેની ઉત્પત્તિનો ક્રમ પણ બ્રહ્મ છે.[૨૯] બ્રહ્મમાં બીજો પદાર્થ તો ઝાંઝવાના પાણી જેવો જ છે, એમ સમજો. જેમ પુષ્પો તથા ફળો વગેરે સઘળું અન્યરૂપ નથી પણ બીજરૂપ જ છે અને બીજની અંદર જ છે, તેમ આ જગત અન્યરૂપ નથી પણ બ્રહ્મરૂપ છે અને બ્રહ્મની અંદર જ છે. જેમ અંકુરાદિ પૂર્વ પૂર્વ વિકારોમાં રહેલી બીજની સત્તા જ ડાળીઓમાં તથા પાંદડાંઓમાં રહે છે, તેમ પૂર્વ પૂર્વ કારણોમાં રહેલી બ્રહ્મની સત્તા ઉત્તરોત્તર પદાર્થોમાં પ્રાપ્ત થાય છે, માટે ત્રૈલોક્યનો ક્રમ બ્રહ્મરૂપ જ છે.[૩૦,૩૧] બ્રહ્મનું અને જગતનું જે દ્વિત્વ દેખાય છે તે એકત્વ જ છે; કેમકે એકત્વ ન હોય તો બન્નેને હાનિ પહોંચે છે. જગતની ઉત્પત્તિ બ્રહ્મમાં જડપણાની કલ્પનાને આધીન છે, પણ બ્રહ્મ તો કદી પણ જડ સ્વભાવવાળું હોવું સંભવતું નથી.[૩૨] ચૈતન્યરૂપ બ્રહ્મ અને જડરૂપ જગત કદી પણ બે પદાર્થ નથી; કેમકે જે જડ છે, તે ચૈતન્યમાં કલ્પિત છે. જેમ મોટી શિલાની અંદર કારીગરના મનની કલ્પનાથી કમળવન વગેરે અનેક ભેદો થાય છે અને ફળમાં ગર્ભ આદિ ભેદ થાય છે, તેમ ઘાટા ચૈતન્યરૂપ બ્રહ્મમાં ત્રૈલોક્યરૂપ ભેદ થયો છે. આથી જગત બ્રહ્મથી અન્ય જેવું દેખાતા છતાં પણ અન્ય નથી. જેમ રેખાઓથી તથા ઉપરેખાઓથી વ્યાપ્ત થયેલી મોટી શિલા વાસ્તવિક રીતે એક જ છે, તેમ ત્રૈલોક્યથી વ્યાપ્ત થઈ રહેલું બ્રહ્મ વાસ્તવિક રીતે એક જ છે.[૩૩-૩૬] જેમ શિલાની અંદર કમળવન વગેરે અસ્ત પણ પામતું નથી અને ઉદય પણ પામતું નથી; પરંતુ સર્વદા સુષુપ્ત જ છે, તેમ બ્રહ્મની અંદર અહંતા વગેરે જગત અસ્ત પણ પામતું નથી અને ઉદય પણ પામતું નથી; પરંતુ સર્વદા સુષુપ્ત જ છે.[૩૭] જેમ શિલાની અંદર કમળ વગેરે રેખાઓ શિલાથી જુદી પડતી નથી, પણ શિલારૂપ જ છે, તેમ બ્રહ્મની અંદર જીવપણું, ઈશ્વરપણું, કર્તાપણું અને જગત એ સઘળું બ્રહ્મથી જુદું પડતું નથી, પણ બ્રહ્મરૂપ છે.[૩૮] જેમ શિલાની અંદર કમળોનાં ચલન, અચલન, પ્રગટ થવું અને નાશ થવો વગેરે શિલાના તત્ત્વનું દર્શન થતાં, કદી પણ દેખાતાં નથી, તેમ બ્રહ્મની અંદર જીવ તથા ઈશ્વર વગેરે જગતના કર્તાઓ બ્રહ્મના તત્ત્વનું દર્શન થતાં કદી પણ દેખાતા નથી. જો કે આ જગત ઉત્પત્તિ તથા સ્થિતિ આદિ વિલાસોવાળું જોવામાં આવે છે, તો પણ વાસ્તવિક રીતે પર્વતની પેઠે નિર્વિકાર હોવાને લીધે કદી ઉત્પન્ન પણ થતું નથી અને કદી નષ્ટ પણ થતું નથી. જેમ એક એક જ શિલામાં જુદા જુદા કારીગરોની પરસ્પરથી વિરુદ્ધ માનસિક કલ્પનાઓ થતાં પણ શિલા એકરૂપ જ રહે

છે, તેમ બ્રહ્મમાં જુદા જુદા જીવોની પરસ્પરથી વિરુદ્ધ કલ્પનાઓ થતાં પણ બ્રહ્મ એક જ રૂપ રહે છે.[૩૯] બ્રહ્મમાં જ્યાં જેવો આકાર કલ્પવામાં આવે ત્યાં તેવો આકાર પ્રતીત થાય છે, એટલા માટે જે કાંઈ છે તે સઘળું બ્રહ્મની સત્તારૂપ જ છે અને સુષુપ્તિની પેઠે જ રહેલ છે. અનેક પદાર્થોના વિકારોથી ભરેલો જે આ જગતરૂપી મોટો આડંબર જોવામાં છે, તે શિલાની અંદરના કમળવન વગેરેની જેમ કેવળ વાસનામાત્ર જ છે, એમ સમજો.[૪૦] આ જગતનો વિલાસ સર્વદા વાસનામાત્ર જ છે; કેમકે વાસ્તવિક જોતાં શાંત, ભરપૂર તથા ચૈતન્યઘન પરમાત્મારૂપ જ છે. જેમ શિલાની અંદર કલ્પાયેલાં મિથ્યાભૂત કમળો કદી પણ સાચી સ્થિતિ મેળવતાં નથી, તેમ બ્રહ્મની અંદર કલ્પાયેલી સૃષ્ટિ આદિ મિથ્યાભૂત દશાઓ કદી પણ પોતાની અલગ હાલતને પ્રાપ્ત થતી નથી.[૪૧]

नित्यं सुषुप्तपदमेव जगद्विलासः सम्यक् प्रशांतसमचिद्घनखात्मकत्वात् । पद्माः शिलांतरिव सर्गदशास्त्वसारा द्दष्टा न देहमुपयांति कदाचिदेव ॥ ४१ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'શિલાકોશોપદેશ' એ નામનો સર્ગ ૪૬ મો સમાપ્ત

## सर्ग ४७ मो*

### બ્રહ્મમાં જગત આદિ ભેદનું નિરૂપણ

॥वसिष्ठ उवाच॥

चित्तत्त्वस्य फलस्येव चितः स्वापापरक्रमात् ।
स सत्तासन्निवेशेन यः स सर्ग इति स्थितः ॥ १

વસિષ્ઠ બોલ્યાઃ–ચૈતન્યતત્ત્વ જ્યાં સુધી પોતાના સ્વરૂપને ભૂલી જાય છે, ત્યાં સુધી જ તેમાં સૃષ્ટિ હોય છે, એમ જણાવવાને માટે બીલાનું દૃષ્ટાંત આપ્યું છે. ચૈતન્યનું જાણે બીજા પ્રકારનું સ્વપ્ન હોય એવા ક્રમથી કલ્પાયેલી પોતાની સત્તાની ગોઠવણથી આ સૃષ્ટિ ચૈતન્યમાં રહેલી છે; માટે ચૈતન્યની પારમાર્થિક સત્તા છે અને સૃષ્ટિની પ્રાતિભાસિક સત્તા છે, તેથી ચૈતન્યમાં કાંઈ જાતનો સ્વગત ભેદ નથી. દેશ, કાળ અને ક્રિયાઓ વગેરે પણ ચૈતન્યમય જ છે, માટે ચૈતન્યમાં 'આ અન્ય છે અને આ અન્ય નથી' એમ કહેવું ઘટતું નથી.[૧,૨] સઘળા શબ્દો, સઘળા શબ્દોના અર્થો, તેઓની વાસનાઓ, અને તેઓથી થતી સંકલ્પ–વિકલ્પરૂપ કલ્પનાઓ, તેઓનો જાણનાર ત્રણે અવસ્થામાં એક રૂપ હોવાથી સત્ય છે, માટે તેના જોવામાં આવતું આ જગત અત્યંત અસત્ છે, એમ પણ કેમ કહી શકાય?[૩] જેમ બીલાની અંદર રહેલો ગર્ભ આદિ આકાર નામ માત્રથી જુદો છે, પણ વાસ્તવિક રીતે જુદો નથી; તેમ ચૈતન્યમાં ચૈતન્યની સત્તાથી રહેલુ આ જગત, નામમાત્રથી જુદું છે, પણ વાસ્તવિક રીતે જુદું નથી.[૪] જેમ ફળની અંદર રહેલી ફળની જ ગર્ભાદિરૂપ સત્તા એક છતાં પણ અનેક જેવી ભાસે છે અને વિકારવાળી નહિ હોવા છતાં પણ વિકૃત જેવી ભાસે છે, તેમ ચૈતન્યની અંદર રહેલી ચૈતન્યની જ જગતરૂપ સત્તા એક છતાં અનેક જેવી ભાસે છે અને વિકારવાળી નહિ હોવા છતાં વિકૃત જેવી ભાસે છે.[૫] જેમ અરીસામાં દેખાતું નગર, સાચા નગરથી જુદું નહિ છતાં પણ જુદા જેવું પ્રતીત થાય છે, તેમ બ્રહ્મમાં રહેલું જગત, બ્રહ્મથી જુદું નહિ છતાં પણ, જુદા જેવું પ્રતીત થાય છે, માટે શિલાની અંદર કારીગરના મનથી કલ્પાયેલા કમળવનનું દૃષ્ટાંત આપ્યુ છે.[૬] જેમ ચિંતામણિમાં જુદા જુદા વિચારવાળા લોકોના મનોરથરૂપી કરોડો ફળોનો સારી રીતે સમાવેશ છે, તેમ

* આ સુડતાળીસમા સર્ગમાં 'જેમ મોરના ઇંડાના રસમાં પિચ્છ આદિ ભેદ રહ્યા છે, તેમ બ્રહ્મમાં જગત આદિ ભેદ રહ્યા છે' એવા પ્રકારનું બીલાના તથા શિલાના આખ્યાનનું તાત્પર્ય કહેવામાં આવશે.

અંદર કમળોની પંક્તિ અને મરીની અંદર તીખાશ ઉદય પણ પામતી નથી અને અસ્ત પણ પામતી નથી, તેમ ચૈતન્યમાં આ સૃષ્ટિ ઉદય પણ પામતી નથી અને અસ્ત પણ પામતી નથી. જેમ પતિવ્રતા સ્ત્રીના મનમાં તેનો પતિ રહે છે અને બીજામાં ગર્ભ રહે છે, તેમ ચૈતન્યમાં અનંત વિકારોથી ભરેલી બ્રહ્માંડોની મંડળી રહી છે. બ્રહ્માંડો ચૈતન્યમાત્ર જ છે એમ કહ્યું, તો પછી બ્રહ્માંડોની અંદરનાં શરીરો વગેરે ચૈતન્યમાત્ર જ છે એમ કહેવાની જરૂર રહેતી નથી.[૨૪-૨૬] જેમ જળમાં જળનું બિંદુ જળમાત્ર જ થઈ જાય છે, તેમ બ્રહ્માંડો ચૈતન્યમાત્ર જણાતાં જ બ્રહ્માંડના અવયવો ચૈતન્યમાત્ર થઈ જ જાય છે.[૨૭] ચૈતન્ય અંત વગરનું હોવાને લીધે તેમાં સઘળા વિકારો વગેરેનો સમાવેશ થાય છે. જગત નામમાત્રથી જ ઉત્પન્ન થયું છે, માટે નામના લયથી લય પામે છે. જે કાંઈ આ વિકારો વગેરે જોવામાં આવે છે, તે બ્રહ્મ જ છે.[૨૮] વિકારાદિકનો ત્યાગ પણ બ્રહ્મ જ છે. પદાર્થનો ત્યાગ અને પદાર્થનો અત્યાગ એ પણ બ્રહ્મ જ છે. વિકારાદિક બ્રહ્મમાં જ રહ્યું છે, બ્રહ્મરૂપે ઉત્પન્ન થયું છે અને તેની ઉત્પત્તિનો ક્રમ પણ બ્રહ્મ છે.[૨૯] બ્રહ્મમાં બીજો પદાર્થ તો ઝાંઝવાના પાણી જેવો જ છે, એમ સમજો. જેમ પુષ્પો તથા ફળો વગેરે સઘળું અન્યરૂપ નથી પણ બીજરૂપ જ છે અને બીજની અંદર જ છે, તેમ આ જગત અન્યરૂપ નથી પણ બ્રહ્મરૂપ છે અને બ્રહ્મની અંદર જ છે. જેમ અંકુરાદિ પૂર્વ પૂર્વ વિકારોમાં રહેલી બીજની સત્તા જ ડાળીઓમાં તથા પાંદડાંઓમાં રહે છે, તેમ પૂર્વ પૂર્વ કારણોમાં રહેલી બ્રહ્મની સત્તા ઉત્તરોત્તર પદાર્થોમાં પ્રાપ્ત થાય છે, માટે ત્રૈલોક્યનો ક્રમ બ્રહ્મરૂપ જ છે.[૩૦,૩૧] બ્રહ્મનું અને જગતનું જે દ્વિત્વ દેખાય છે તે એકત્વ જ છે; કેમકે એકત્વ ન હોય તો બન્નેને હાનિ પહોંચે છે. જગતની ઉત્પત્તિ બ્રહ્મમાં જડપણાની કલ્પનાને આધીન છે, પણ બ્રહ્મ તો કદી પણ જડ સ્વભાવવાળું હોવું સંભવતું નથી.[૩૨] ચૈતન્યરૂપ બ્રહ્મ અને જડરૂપ જગત કદી પણ બે પદાર્થ નથી; કેમકે જે જડ છે, તે ચૈતન્યમાં કલ્પિત છે. જેમ મોટી શિલાની અંદર કારીગરના મનની કલ્પનાથી કમળવન વગેરે અનેક ભેદો થાય છે અને ફળમાં ગર્ભ આદિ ભેદ થાય છે, તેમ ઘાટા ચૈતન્યરૂપ બ્રહ્મમાં ત્રૈલોક્યરૂપ ભેદ થયો છે. આથી જગત બ્રહ્મથી અન્ય જેવું દેખાતા છતાં પણ અન્ય નથી. જેમ રેખાઓથી તથા ઉપરેખાઓથી વ્યાપ્ત થયેલી મોટી શિલા વાસ્તવિક રીતે એક જ છે, તેમ ત્રૈલોક્યથી વ્યાપ્ત થઈ રહેલું બ્રહ્મ વાસ્તવિક રીતે એક જ છે.[૩૩-૩૬] જેમ શિલાની અંદર કમળવન વગેરે અસ્ત પણ પામતું નથી અને ઉદય પણ પામતું નથી; પરંતુ સર્વદા સુષુપ્ત જ છે, તેમ બ્રહ્મની અંદર અહંતા વગેરે જગત અસ્ત પણ પામતું નથી અને ઉદય પણ પામતું નથી; પરંતુ સર્વદા સુષુપ્ત જ છે.[૩૭] જેમ શિલાની અંદર કમળ વગેરે રેખાઓ શિલાથી જુદી પડતી નથી, પણ શિલારૂપ જ છે, તેમ બ્રહ્મની અંદર જીવપણું, ઈશ્વરપણું, કર્તાપણું અને જગત એ સઘળું બ્રહ્મથી જુદું પડતું નથી, પણ બ્રહ્મરૂપ છે.[૩૮] જેમ શિલાની અંદર કમળોનાં ચલન, અચલન, પ્રગટ થવું અને નાશ થવો વગેરે શિલાના તત્ત્વનું દર્શન થતાં, કદી પણ દેખાતાં નથી, તેમ બ્રહ્મની અંદર જીવ તથા ઈશ્વર વગેરે જગતના કર્તાઓ બ્રહ્મના તત્ત્વનું દર્શન થતાં કદી પણ દેખાતા નથી. જો કે આ જગત ઉત્પત્તિ તથા સ્થિતિ આદિ વિલાસોવાળું જોવામાં આવે છે, તો પણ વાસ્તવિક રીતે પર્વતની પેઠે નિર્વિકાર હોવાને લીધે કદી ઉત્પન્ન પણ થતું નથી અને કદી નષ્ટ પણ થતું નથી. જેમ એક એક જ શિલામાં જુદા જુદા કારીગરોની પરસ્પરથી વિરુદ્ધ માનસિક કલ્પનાઓ થતાં પણ શિલા એકરૂપ જ રહે

છે, તેમ બ્રહ્મમાં જુદા જુદા જીવોની પરસ્પરથી વિરુદ્ધ કલ્પનાઓ થતાં પણ બ્રહ્મ એક જ રૂપ રહે છે.[૩૯] બ્રહ્મમાં જ્યાં જેવો આકાર કલ્પવામાં આવે ત્યાં તેવો આકાર પ્રતીત થાય છે; એટલા માટે જ કાંઈ છે તે સઘળું બ્રહ્મની સત્તારૂપ જ છે અને સુષુપ્તિની પેઠે જ રહેલ છે. અનેક પદાર્થોના વિકારોથી ભરેલો જ આ જગતરૂપી મોટો આડંબર જોવામાં છે, તે શિલાની અંદરના કમળવન વગેરેની જેમ કેવળ વાસનામાત્ર જ છે, એમ સમજો.[૪૦] આ જગતનો વિલાસ સર્વદા વાસનામાત્ર જ છે, કેમકે વાસ્તવિક જોતાં શાંત, ભરપૂર તથા ચૈતન્યઘન પરમાત્મારૂપ જ છે. જેમ શિલાની અંદર કલ્પાયેલાં મિથ્યાભૂત કમળો કદી પણ સાચી સ્થિતિ મેળવતાં નથી, તેમ બ્રહ્મની અંદર કલ્પાયેલી સૃષ્ટિ આદિ મિથ્યાભૂત દશાઓ કદી પણ પોતાની અલગ હાલતને પ્રાપ્ત થતી નથી.[૪૧]

नित्यं सुषुप्तपदमेव जगद्विलासः सम्यक् प्रशांतसमचिद्घनखात्मकत्वात् । पद्माः शिलांतरिव सर्गदशास्त्वसारा दृष्टा न देहमुपयांति कदाचिदेव ॥ ४१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'શિલાકોશોપદેશ' એ નામનો સર્ગ ૪૬ મો સમાપ્ત**

## સર્ગ ૪૭ મો*

## બ્રહ્મમાં જગત આદિ ભેદનું નિરૂપણ

॥वसिष्ठ उवाच॥

चित्तत्त्वस्य फलस्येव चितः स्वापापरक्रमात् ।
स सत्तासन्निवेशेन यः स सर्ग इति स्थितः ॥ १

વસિષ્ઠ બોલ્યા:–ચૈતન્યતત્ત્વ જ્યાં સુધી પોતાના સ્વરૂપને ભૂલી જાય છે, ત્યાં સુધી જ તેમાં સૃષ્ટિ હોય છે, એમ જણાવવાને માટે બીલાનું દૃષ્ટાંત આપ્યું છે. ચૈતન્યનું જાણે બીજા પ્રકારનું સ્વપ્ન હોય એવા ક્રમથી કલ્પાયેલી પોતાની સત્તાની ગોઠવણથી આ સૃષ્ટિ ચૈતન્યમાં રહેલી છે, માટે ચૈતન્યની પારમાર્થિક સત્તા છે અને સૃષ્ટિની પ્રાતિભાસિક સત્તા છે, તેવી ચૈતન્યમાં કોઈ જાતનો સ્વગત ભેદ નથી. દેશ, કાળ અને ક્રિયાઓ વગેરે પણ ચૈતન્યમય જ છે, માટે ચૈતન્યમાં 'આ અન્ય છે અને આ અન્ય નથી' એમ કહેવું ઘટતું નથી.[૧-૨] સઘળા શબ્દો, સઘળા શબ્દોના અર્થો, તેઓની વાસનાઓ, અને તેઓથી થતી સંકલ્પ–વિકલ્પરૂપ કલ્પનાઓ, તેઓનો જાણનાર ત્રણે અવસ્થામાં એક રૂપ હોવાથી સત્ય છે, માટે તેના જોવામાં આવતું આ જગત અત્યંત અસત્ છે, એમ પણ કેમ કહી શકાય?[૩] જેમ બીલાની અંદર રહેલો ગર્ભ આદિ આકાર નામ માત્રથી જુદો છે, પણ વાસ્તવિક રીતે જુદો નથી, તેમ ચૈતન્યમાં ચૈતન્યની સત્તાથી રહેલુ આ જગત, નામમાત્રથી જુદું છે, પણ વાસ્તવિક રીતે જુદું નથી.[૪] જેમ ફળની અંદર રહેલી ફળની જ ગર્ભાદિરૂપ સત્તા એક છતાં પણ અનેક જેવી ભાસે છે અને વિકારવાળી નહિ હોવા છતાં પણ વિકૃત જેવી ભાસે છે, તેમ ચૈતન્યની અંદર રહેલી ચૈતન્યની જ જગતરૂપ સત્તા એક છતાં અનેક જેવી ભાસે છે અને વિકારવાળી નહિ હોવા છતાં વિકૃત જેવી ભાસે છે.[૫] જેમ અરીસામાં દેખાતું નગર, સાચા નગરથી જુદું નહિ છતાં પણ જુદા જેવું પ્રતીત થાય છે, તેમ બ્રહ્મમાં રહેલુ જગત, બ્રહ્મથી જુદું નહિ છતાં પણ, જુદા જેવુ પ્રતીત થાય છે, માટે શિલાની અંદર કારીગરના મનથી કલ્પાયેલા કમળવનનું દૃષ્ટાંત આપ્યું છે.[૬] જેમ ચિંતામણિમાં જુદા જુદા વિચારવાળા લોકોના મનોરથરૂપી કરોડો ફળોનો સારી રીતે સમાવેશ છે, તેમ

* આ સુડતાળીસમા સર્ગમા 'જેમ બીલાના ઇડાના રસમા પિચ્છ આદિ ભેદ રહ્યા છે, તેમ બ્રહ્મમા જગત આદિ ભેદ રહ્યા છે' એવા પ્રકારનું બીલાના તથા ચિંતાના આખ્યાનનું તાત્પર્ય કહેવામા આવશે.

પરમ ચૈતન્યરૂપ મણિમાં, જીવની કલ્પનાથી કલ્પાયેલાં કરોડો જગત રહેલાં છે.[૭] ચૈતન્યના ગર્ભમાં જ કોતરાયેલા જેવું આ વિસ્તીર્ણ જગતરૂપી મોતી ચૈતન્યરૂપી દાબડામાં જ જાણે તેથી જુદું હોય તેવું પ્રકાશે છે.[૮] જેમ સૂર્ય પોતાનું સ્વરૂપ પ્રગટ કરીને, દિવસને દેખાડે છે અને પોતાનું સ્વરૂપ ઢાંકી દઈને રાત્રિને દેખાડે છે, તેમ ચૈતન્યરૂપી સૂર્ય, પોતાના સ્વરૂપના ઢંકાવાથી જગતના ભાવને દેખાડે છે અને પોતાના સ્વરૂપના પ્રગટ થવાથી જગતના અભાવને દેખાડે છે.[૯] જેમ સમુદ્રના ગર્ભમાં ચકરી તથા તરંગો આદિ ગતિના ભેદો સમુદ્રમાત્ર છતાં જુદા જેવા જ પ્રતીત થાય છે, તેમ ચૈતન્યના ગર્ભમાં જગતના ભેદો ચૈતન્યમાત્ર છતાં જુદા જેવા જ દેખાય છે, માટે શિલાની અંદર કારીગરના મનથી કલ્પાયેલા આકારનું દષ્ટાંત આપ્યું છે.[૧૦] જો ચૈતન્યમાં જગત છે એમ કહો તો જેમ શિલામાં કારીગરના મનથી કલ્પાયેલી પૂતળી છે તેમ છે, અને જો ચૈતન્યમાં જગત નથી એમ કહો તો જેમ શિલામાં કારીગરના મનથી કલ્પાયેલી પૂતળી નથી તેમ છે.[૧૧] ચૈતન્યરૂપ ગર્ભ, કે જે જગત હોય ત્યારે પણ હોય છે અને જગત ન હોય ત્યારે પણ હોય છે, તે જ સત્ય છે અને જગતનું મૂળતત્ત્વ પણ એ જ છે, માટે જગત બ્રહ્મમય છે એમ પણ કહેવાય અને તે બ્રહ્મ જ છે એમ પણ કહેવાય. જેમ શિલાના ઉદરથી જુદો પાડીએ તો કમળવન આદિ શબ્દોનો અર્થ સુદ્દલ છે જ નહિ, તેમ ચૈતન્યથી જુદું પાડીએ તો, જગત સુદ્દલ છે જ નહિ. જેમ શિલાના ઉદર ઉપર દૃષ્ટિ ન કરીએ તો કમળવન આદિ શબ્દોનો અર્થ અનેક અવયવોવાળો છે, તેમ ચૈતન્ય ઉપર દૃષ્ટિ ન કરીએ તો જગત શબ્દનો અર્થ અનેક અવયવોવાળો છે.[૧૨,૧૩] એટલા માટે જગત ચૈતન્યમય છે અને અદ્વિતીય છે. જેમ કમળવન અનેક વિભાગોવાળું છતાં પણ શિલાના ઉદરરૂપે વિભાગો વગરનું છે, તેમ આ જગત અનેક વિભાગોવાળું દેખાતાં છતાં પણ ચૈતન્યના ગર્ભરૂપે વિભાગો વગરનું જ છે.[૧૪] જેમ ઝાંઝવાનું જળ મૃગોની દૃષ્ટિથી નિર્મળ જળના સમૂહરૂપ છે અને વિદ્વાનોની દૃષ્ટિથી તો સૂર્યના તડકારૂપ જ છે; તેમ આ જગત અજ્ઞાનીઓની દૃષ્ટિથી દ્વૈતરૂપ છે અને જ્ઞાનીઓની દૃષ્ટિથી તો બ્રહ્મરૂપ જ છે. જેમ ઝાંઝવાના પાણીમાં પડેલો તડકો સાચો હોવા છતાં મિથ્યા જળ જેવો દેખાય છે, તેમ સત્ય બ્રહ્મરૂપ તમે મિથ્યા દેહરૂપે ભાસો છો, વાસ્તવિક રીતે તમે દેહાદિકરૂપ નથી જ.[૧૫] જેમ સમુદ્રનું ભરપૂર ઉદર ચલનથી રહિત છતાં પણ તેનું જળ પ્રવાહી હોવાથી તે ગતિ કરતો હોય તેમ લાગે છે, તેમ ચૈતન્યનો ગર્ભ કલ્પનાથી રહિત છતાં પણ કલ્પનાવાળો જેવો જણાય છે.[૧૬] જેમ શિલાની અંદર કારીગરના મનથી કલ્પાયેલા શંખોનો તથા કમળોનો સમૂહ, શિલામય છતાં પણ જ્યાં સુધી શિલા ન ઓળખાય ત્યાં સુધી શિલામય નથી, તેમ ચૈતન્યની અંદર જીવના મનથી કલ્પાયેલું આ સઘળું જગત ચૈતન્યમય છતાં પણ, જ્યાં સુધી ચૈતન્યનું જ્ઞાન ન હોય ત્યાં સુધી ચૈતન્યસ્વરૂપ નથી. જેમ શિલાના ગર્ભની અંદર કમળવન રહે છે, તેમ બ્રહ્મરૂપ શિલાની અંદર રહેલું, આ ધાટું જગત પણ બ્રહ્મદૃષ્ટિથી જોતાં અખંડ છે, અદ્વૈત છે, સ્વચ્છ છે, જન્મથી રહિત છે અને કમળવનની જેમ શાંત જ છે.[૧૭,૧૮] જેમ શરદ્દઋતુનો તડકો જગતને પ્રકાશ આપે છે, તેમ નિર્મળ બ્રહ્મ આ જગતને પ્રકાશ આપે છે અને જેમ અમૃતના પ્રવાહથી ભરેલો સૌમ્ય ચંદ્ર સ્ફુરે છે, તેમ બ્રહ્મ જગતરૂપે સ્ફુરે છે.[૧૯] બ્રહ્મમાં સુષુપ્તની પેઠે રહેલું આ જગત, શિલામાં કારીગરના મનથી કલ્પાયેલા કમળની જેમ, અબાધિતપણાથી રહેતું નથી. અખંડ દૃષ્ટિથી જોઈએ તો, જેમ બ્રહ્મમાં બ્રહ્મપણું છે, તેમજ બ્રહ્મમાં આ જગત પણ છે.[૨૦] જેમ તરુ ને વૃક્ષ એ બે શબ્દોના અર્થમાં

ભેદ નથી, તેમ જગત અને બ્રહ્મ એ બે શબ્દોના અર્થમાં ભેદ નથી. જે આ સઘળાં બ્રહ્માંડો છે તેઓ ચૈતન્યથી જુદાં નથી.[૨૧] જેમ ચૈતન્યનાં જન્મ—મરણ વગેરે કદી પણ નથી, તેમ જગતનાં જન્મ—મરણ વગેરે કદી પણ નથી. જેમ મરુભૂમિમાં પડતો તાપ જ જળરૂપે દેખાય છે, તેમ બ્રહ્મ જ જગતરૂપે પ્રતીત થાય છે.[૨૨] જેમ વિચારદષ્ટિથી જોતાં, ઝાંઝવાનું પાણી તડકારૂપ થઈ જાય છે, તેમ વિચારદષ્ટિથી જોતાં, જગત શુદ્ધ બ્રહ્મરૂપ થઈ જાય છે.[૨૩] જેમ કરા વગેરે પદાર્થના વિભાગો કરતાં જળરૂપ થઈ જાય છે, તેમ મેરુ આદિ, ખડ આદિ, છોડ આદિ, ચિત્ત આદિ અને સઘળું જગત પણ, ઉત્તરોત્તર વિભાગદષ્ટિથી જોતાં બ્રહ્મરૂપ જ થઈ જાય છે. મેરુ તથા તૃણ આદિ જે પંચીકૃત—પદાર્થો છે તે અપંચીકૃત ભૂતોનો સમૂહ છે. જે અપંચીકૃત ભૂતો છે, તે જ ચિત્ છે અને જે ચિત્ છે, તે બ્રહ્મ જ છે. એવા ક્રમથી સ્થૂલ પદાર્થનો ક્રમે ક્રમે વિચાર કરતાં, અંતે જે રૂપ બાકી રહે છે, તે બ્રહ્મ છે. સૂક્ષ્મપણામાં પદાર્થનું જે મૂળ તત્ત્વ હોય છે, તે મૂળ તત્ત્વ, તે પદાર્થના સ્થૂલપણામાં વધારે સ્પષ્ટ દેખાય છે, તે પ્રમાણે જગતના ચિત્રૂપ સૂક્ષ્મપણામાં જે બ્રહ્મરૂપ મૂળ તત્ત્વ છે, તે મૂળ તત્ત્વ વિદ્વાનોને જગતના સ્થૂલપણામાં અધિક સ્પષ્ટ દેખાય છે. જેમ પરમાણુરૂપે રહેલી રસશક્તિ સ્થૂલ જળમાં સ્પષ્ટ જણાય છે, તેમ અતિસૂક્ષ્મ બ્રહ્મશક્તિ સ્થૂલ જગતમાં અતિ સ્પષ્ટ જણાય છે. જેમ રસશક્તિ એક જ છતાં ખડ, છોડ, લતાઓ તથા સ્થૂલ જળ વગેરે અનેક પ્રકારથી ઉદય પામે છે, તેમ બ્રહ્મપણું એક જ છતાં, જગત સંબંધી પદાર્થોરૂપે અનેક પ્રકારથી ઉદય પામે છે. જેમ નીલ, પીત આદિ રૂપોની વિચિત્રતાઓમાં અતિ સૂક્ષ્મપણાવાળું રૂપ સામાન્ય એક જ છે, તેમજ શબ્દ આદિ ગુણોમાં અતિ સૂક્ષ્મપણાવાળી બ્રહ્મસત્તા એક જ છે. જેમ મોરના મૂળતત્ત્વરૂપ ઈંડાના રસમાં પીંછાંઓનો સમૂહ, પાંખો તથા કઠણપણું હોય છે, તેમ મેરુ આદિ પદાર્થો પોતાના મૂળતત્ત્વરૂપ ચિત્માં છે અને ચિત્ પોતાના મૂળતત્ત્વરૂપ બ્રહ્મમાં છે. જેમ મોરના ઈંડાના રસમાં વિચિત્ર પીંછાંઓનો સમૂહ છે, તેમ મૂળતત્ત્વરૂપ બ્રહ્મમાં આ સઘળું જગત છે. જેમ ઈંડાનો રસ અને મોર ભેદદષ્ટિથી જોતાં જુદું જુદું છે, તેમ બ્રહ્મ અને જગત ભેદદષ્ટિથી જોતાં ભિન્ન ભિન્ન છે. જેમ ઈંડાનો રસ અને મોર ભેદદષ્ટિથી જોતાં ભિન્ન ભિન્ન છે, પણ વિચારદષ્ટિથી જોતાં એક જ છે, તેમ બ્રહ્મ અને જગત ભેદદષ્ટિથી જોતાં ભિન્ન ભિન્ન છે પણ વિચારદષ્ટિથી જોતાં એક જ છે. બ્રહ્મની અદ્વૈત સત્તા પારમાર્થિક છે અને જગતરૂપ ભ્રમની દ્વૈતસત્તા પ્રાતિભાસિક છે. જો જગતની તથા બ્રહ્મની સત્તા સરખી હોય, તો વિરોધ આવે છે; પણ બ્રહ્મની પારમાર્થિક સત્તા અને જગતની પ્રાતિભાસિક સત્તા માનવાથી કશો વિરોધ આવતો નથી.[૨૪–૩૨] કાર્યોનું તથા કારણોનું જે મૂળ તત્ત્વ છે, તે ભાવરૂપ છે અને જે ભાવ છે તે બ્રહ્મ છે, એમ સમજો. બ્રહ્મની સત્તા અને જગતની સત્તાને કેટલાએક સરખી માને છે, પણ તે સંભવિત નથી.[૩૩] જેવો ઈંડાના રસને અને મોરને સંબંધ છે, તેવો ચૈતન્ય અને જગતને સંબંધ છે. જેમ મોરમાં ઈંડાનો રસ સરખી રીતે રહ્યો છે, તેમ જગતમાં ચૈતન્ય સરખી રીતે વ્યાપીને રહેલુ છે. જેમ ઈંડાના રસમાં મોર લીન છે, તેમ ચૈતન્યમાં જગત લીન છે એમ વિચારો. અનેક પ્રકારના પદાર્થોના ભ્રમરૂપી પીંછાંઓથી પૂર્ણ આદિ ચૈતન્યરૂપી ઈંડાનો રસ જગતરૂપી મયૂરને ઉત્પન્ન કરે છે, માટે જગતરૂપી મયૂરનું જે રૂપ છે તે કાંઈજ નથી, પણ તે ચૈતન્યરૂપી ઈંડાના રસનું રૂપ છે. જેમ

— પંચીકૃત એટલે પાંચ મહાભૂતનો બનેલો પદાર્થ. જગતમાં દેખાતા સર્વ પદાર્થો આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વીના બનેલા છે.

મોર વાસ્તવિક રીતે ઈંડાના રસની સત્તાથી ભિન્ન સત્તાવાળો નથી; તેમ જગત વાસ્તવિક રીતે બ્રહ્મની સત્તાથી ભિન્ન સત્તાવાળું નથી. માટે બ્રહ્મનો અને જગતનો ભેદ સંભવે જ કેમ?[૩૪/૩૫]

**नाना पदार्थभ्रमपिच्छपूर्णो जगन्मयूरांडरसश्चिदाद्या । मयूररूपं त्वमयूरमंतः सत्तापदं विद्धि कुतोऽस्ति भेदः ॥ ३५ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ચિદ્દ્ઘનોપદેશ' એ નામનો સર્ગ ૪૭ મો સમાપ્ત**

## સર્ગ ૪૮ મો[×]

### દૃશ્યથી ભિન્ન બ્રહ્મનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

**यत्रानुदितरूपात्मसर्वमस्तीदमाततम् । मयूर इव बीजेंतस्तदहंतादिगादि च ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! પરમ તત્ત્વ કે જેમાં ઈંડાની અંદર રહેલા મોરની જેમ આ અહંતા વગેરે તથા દિશાઓ વગેરે સઘળું ફેલાયેલું જગત, ત્રણે કાળમાં કદી ઉત્પન્ન થયું જ નથી, તે જ શુદ્ધ તત્ત્વ ઉપરના દૃષ્ટાંતના તાત્પર્યનો વિષય છે. જેમાં વાસ્તવિક રીતે કાંઈ પણ ઉત્પન્ન થયું નથી, તેમાં જ સઘળું જગત અવિદ્યાથી છે; અને તે જ તત્ત્વ આ દેહમાં પણ પ્રાણરૂપ થઈને વિષય સંબંધી સુખોરૂપે તથા વિચિત્ર ભોગોરૂપે સ્ફુરે છે. વિષયસુખોના અનુભવના બળથી અનુમાન કરી લેવું કે તે સઘળાં સુખોનો આધાર એક કેવળ પૂર્ણ આનંદ છે. મુનિઓ, દેવતાઓ, ગણો, સિદ્ધો તથા મહર્ષિઓ પોતાના તે સ્વરૂપભૂત નિરતિશય આનંદનો સ્વાદ લેતાં સર્વદા તુરીયપદ (સમાધિ)માં રહે છે.[૧–૩] એ સુખ સર્વ લોકોના અનુભવમાં નથી આવતું; તેનું કારણ દૃશ્યોનો તથા દર્શનોની આસક્તિ અને પ્રાણના ચલનથી થયેલો વિક્ષેપ છે. એ આસક્તિ અને વિક્ષેપને ટાળવાને માટે યોગીઓ નાસિકાની ટોચ પર દૃષ્ટિને રોકી રાખે છે અને પ્રાણના નિરોધમાં તત્પર રહે છે. જેઓને વ્યવહારોમાં રહેતાં છતાં પણ બાહ્ય વિષયોના સત્યપણાની ભાવના જરા પણ રહેતી નથી; જેઓ દૃશ્યોના તથા દર્શનોના સંબંધના ત્યાગરૂપ સમાધિમાં રહે છે અને જેમ ચિત્રમાં આલેખેલાં માણસોનાં પ્રાણ કે મન ચલિત થતાં નથી, તેમ જેમનાં પ્રાણ કે મન ચલિત થતાં નથી, તેઓ જેમાં મનના તથા દૃશ્યના સંબંધોનો ત્યાગ છે એવા અતિશય મોટા આનંદ (ભૂમાનંદ)રૂપ પદમાં તુલ્યપણાથી રહે છે. જેમ ઈશ્વર અંદર સર્વદા સ્વરૂપાનંદમાં સ્થિર રહે છે અને બહાર માયાથી જગતની વ્યવસ્થાનું પાલન કરે છે, તેમ બ્રહ્મવેત્તા પુરુષો અંદર બ્રહ્માકાર અખંડ વૃત્તિ રાખે છે અને બહાર ચિત્તના તથા દૃશ્યોના ચલનથી વ્યવહારની સ્થિતિને પણ રાખે છે.[૪–૭] જેમ ચંદ્રનાં સ્વચ્છ કિરણો પાંદડાંને આનંદ આપે છે, તેમ બ્રહ્મવેત્તાઓને વ્યવહારમાં દૃશ્યોના તથા દર્શનોના સંગમરૂપ ત્રિપુટીમાં પણ પ્રગટ થતો નિરતિશય આનંદરૂપ આત્મા આહ્લાદ આપે છે; માટે તેઓને સઘળો વ્યવહાર સુખરૂપ જ લાગે છે. એ લોકોને અંદર સ્વરૂપનું સુખ તો સદાને માટે કાયમ જ હોય છે. બિંબથી દૂર ગયેલા અને ભીંત ઉપર નહિ પડેલા ચંદ્રના તેજનું જેવું નિર્વિક્ષેપરૂપ છે, તેવું શુદ્ધ તત્ત્વનું નિર્વિક્ષેપરૂપ છે. એ આત્મતત્ત્વ દૃશ્ય પણ નથી, ઉપદેશને લાયક પણ નથી, અત્યંત સમીપ પણ નથી, દૂર પણ નથી; પરંતુ કેવળ અનુભવથી પ્રાપ્ત થાય એવું શુદ્ધ ચૈતન્યરૂપ છે. હે રામચંદ્રજી! દેહ, ઇન્દ્રિય, પ્રાણ, ચિત્ત, વાસના, જીવ ચલન, દૃશ્ય, જગત, કાર્ય, કારણ, મધ્ય, શૂન્ય,

× આ અડતાળીસમા સર્ગમાં જેની સત્તા, જેની સ્ફૂર્તિ અને જેનું સુખ કલ્પિત પદાર્થોમાં પ્રતિબિંબિત થાય છે, તે બ્રહ્મનું સર્વ દૃશ્યથી અલગ પાડીને વર્ણન કરવામાં આવશે.

અશૂન્ય, દેશ, કાળ અને વસ્તુ વગેરે કંઈ કહેતાં કંઈ પણ નથી. જે કાંઈ છે તે બ્રહ્મ જ છે, બીજું કાંઈ નથી. આત્મપદ દેહાદિ સઘળી ઉપાધિઓથી રહિત છે અને હૃદયના સેંકડો કોશોથી પણ રહિત છે.[૮–૧૩] હૃદયમાં જેના હોવાથી જ આ સઘળું દશ્ય સ્ફુરે છે, તે જ આત્મપદ છે. એ આત્મતત્ત્વ માયાથી શબલ પણ નથી, પ્રલયરૂપ પણ નથી, વસ્તુ આદિરૂપ પણ નથી અને આ લોકમાં કે પરલોકમાં વાયુ વગેરેથી થતા શોષણ વગેરે વિકારોથી કદી પણ પોતાના સદ્દરૂપમાંથી ભ્રષ્ટ થતું નથી. જેમ હજારો ઘડા ફૂટી જતાં પણ આકાશ ખંડિત થતું નથી, તેમ હજારો દેહો જન્મતાં તથા મરતાં પણ સર્વના અધિષ્ઠાનરૂપ એ આત્મતત્ત્વ ખંડિત થતું નથી. હે આત્મવેત્તાઓમાં શ્રેષ્ઠ રામચંદ્રજી! જો કે સઘળું દેહાદિક દશ્ય પણ આત્મા જ છે, તો પણ કેવળ સમજણના ફેરફારને લીધે જાણે જરા જુદું હોય એમ પ્રતીત થાય છે. જો શ્રવણાદિથી વિકાસ પામેલી બુદ્ધિથી જાણવામાં આવે, તો સઘળું જગત આત્મમય જ છે. તમે રાજાને યોગ્ય વ્યવહારો કરતાં છતાં પણ શાંત રહો અને મમતાથી રહિત રહો. જે કાંઈ આ સ્થાવર–જંગમ જગત જોવામાં આવે છે, તે સઘળું બ્રહ્મ જ છે કે જે બ્રહ્મ ધર્મોથી રહિત છે, ગુણોથી રહિત છે, નિર્મળ છે, નિર્વિકાર છે, આદિથી તથા અંતથી રહિત છે, નિત્ય છે, શાંત છે અને સમ છે.[૧૪–૧૯] હે રામચંદ્રજી! કાળ, ક્રિયા, કરણ, કર્તા, નિદાન, કાર્ય, જન્મ, સ્થિતિ, પ્રલય અને સ્મરણ ઇત્યાદિ જે કાંઈ છે તે સઘળું બ્રહ્મ જ છે, એમ આત્મદષ્ટિથી જોયા કરશો તો, તમને ફરીવાર પણ સંસારમાં ભ્રમણ પ્રાપ્ત થશે કે? નહિ જ થાય. તમે સાક્ષાત્ બ્રહ્મરૂપ જ છો.[૨૦]

कालक्रियाकरणकर्तृनिदानकार्ये जन्म स्थिति प्रलयसंस्मरणादि सर्वम्। ब्रह्मेति दृष्टवत एव तवात्मदृष्ट्या भूयोपि किं भ्रमणभंग समंग एव॥

**સર્ગ ૪૮ મો સમાપ્ત**

## સર્ગ ૪૯ મો×

### સંસારવિચાર

॥ राम उवाच ॥

यदि नास्ति विकारादि ब्रह्मन् ब्रह्मणि बृंहिते।
तदिदं कथमाभाति भावाभावमयं जगत्॥ १॥

રામ બોલ્યાઃ—હે મહારાજ! વિશાળ બ્રહ્મમાં જો વિકારાદિક ન હોય, તો આ જન્માદિક વિકારોવાળું જગત કેમ પ્રતીત થાય છે?[૧]

વસિષ્ઠ બોલ્યાઃ—હે રામચંદ્રજી! જે થયા પછી પાછી પ્રથમની સ્થિતિ પ્રાપ્ત થાય નહિ એવો સ્વરૂપનો જે ફેરફાર, તે વિકારાદિક કહેવાય છે, કે જે દૂધ વગેરે પદાર્થોમાં જોવામાં આવે છે. દૂધ દહીં થયા પછી પાછું દૂધપણાને પ્રાપ્ત થતું નથી માટે વિકારવાળું કહેવાય છે. બોધસ્વરૂપ બ્રહ્મ તો આદિમાં, અંતમાં તથા મધ્યમાં નિર્મળ બ્રહ્મરૂપ જ રહે છે; માટે જેમ દૂધ આદિ પદાર્થમાં વિકારીપણું છે, તેમ બ્રહ્મમાં વિકારીપણું નથી. જે વસ્તુ આદિથી, અંતથી તથા વિભાગથી રહિત હોય, તેમાં વિકારનો સંભવ હોય જ નહિ. આદિમાં તથા અંતમાં સમતાથી જ રહેનારા બ્રહ્મની ક્ષણમાત્રમાં જે આ જગતરૂપ વિકૃતિ જોવામાં આવે છે, તે વિકૃતિ નથી પણ વિવર્ત* જ છે; કેમકે નિર્વિકારમાં વિકૃતિ સંભવે જ નહિ.[૨–૫] બ્રહ્મમાં દશ્ય પણ નથી અને દર્શન પણ નથી; માટે જગત બ્રહ્મનો સ્પર્શ કરતું જ નથી. જે તત્ત્વસંબંધથી રહિત અને કેવળ ચૈતન્યરૂપ છે, તે જ 'બ્રહ્મ' એ શબ્દથી કહેવાય છે.[૬] જે વસ્તુ આદિમાં તથા અંતમાં મૂળ સ્થિતિથી જ રહેતી

× આ ઓગણપચાસમા સર્ગમાં વિવર્તોનું વિકારોથી વિલક્ષણપણું, અબોધથી જ અવિદ્યાનું હોવું અને બોધ થાય ત્યારે ન હોવું, એ કહેવામાં આવશે.

* વિવર્ત એટલે પ્રતિભાસ હોય તેથી ઊલટું દેખાવું તે. જ્યારે વિકૃતિ એટલે વિકાર વાસ્તવિક છે; જેમકે દૂધનું દહીં દેખાવું બરાબર છે, પણ દોરડાનો સર્પ દેખાવો તે ખરોખર નથી.

હોય, તે વસ્તુ નિર્વિકાર જ કહેવાય છે. એવી વસ્તુની અંદર મધ્યમાં જે અન્યપણું દેખાય છે, તે કેવળ અજ્ઞાનથી જ દેખાય છે.૭ આત્મા તો સર્વ દેશમાં તથા સર્વ કાળમાં અને આદિ, અંત તથા મધ્યમાં સમાન જ છે. એ આત્મતત્ત્વ પોતે કદી પણ અન્યપણાને પ્રાપ્ત થતું નથી.૮ આ આત્મા રૂપથી રહિતપણાને લીધે, એકપણાને લીધે અને નિત્યપણાને લીધે જન્મ, વૃદ્ધિ તથા ક્ષય આદિ ભાવવિકારોને કદી પણ વશ થતો નથી.૯

રામ બોલ્યાઃ—અત્યંત નિર્મળ બ્રહ્મ સર્વદા એકરૂપે જ રહેલું હોય, તો તેમાં તેથી વિરુદ્ધ સ્વભાવવાળી અવિદ્યાની પ્રાપ્તિ કેમ સંભવે, કે જેથી જગતરૂપ વિવર્ત થાય ?૧૦

વસિષ્ઠ બોલ્યાઃ—હે રામચંદ્રજી ! આ સર્વ જગત બ્રહ્મ જ હતું, બ્રહ્મ જ છે અને બ્રહ્મ જ હશે, કે જે બ્રહ્મ નિર્વિકાર છે અને આદિથી તથા અંતથી રહિત છે. અવિદ્યા સુદ્દલ છે જ નહિ, એવો સિદ્ધાંત છે.૧૧ 'બ્રહ્મ' ઇત્યાદિ નામો આપીને વાચ્યનો તથા વાચકનો જે ક્રમ બાંધવામાં આવ્યો છે, તે પણ ઉપદેશને માટે કલ્પિત જ છે, માટે તેથી કોઈ જાતનું દ્વૈત થાય છે, એમ સમજવું નહિ.૧૨ તમે, હું, જગત, દિશાઓ, સ્વર્ગ, પૃથ્વી અને અગ્નિ વગેરે જે કાંઈ છે, તે સઘળું આદિથી તથા અંતથી રહિત બ્રહ્મ જ છે, અવિદ્યા જરા પણ નથી.૧૩ હે રામચંદ્ર ! અવિદ્યા એ કેવળ નામ માત્ર જ છે, ભ્રમ માત્ર જ છે અને સુદ્દલ છે જ નહિ એવો સિદ્ધાંત છે. અવિદ્યા કે જે સુદ્દલ છે જ નહિ તે સાચી કેમ થાય ?૧૪

રામ બોલ્યાઃ—આપે ગઈ કાલે કહેલા ઉપશમ પ્રકરણમાં તો 'અવિદ્યા છે' એમ સ્વીકાર કરીને તેનો વિચાર ચલાવ્યો છે અને આજ 'અવિદ્યા છે જ નહિ' એમ કેમ કહો છો ?૧૫

વસિષ્ઠ બોલ્યાઃ—હે રામચંદ્રજી ! તમે આટલા કાળ સુધી અજ્ઞાની હતા, તેથી આ અર્થ વિનાની યુક્તિઓથી તમને સમજાવ્યા છે. 'આ અવિદ્યા છે અને આ જીવ છે' ઇત્યાદિ કલ્પનાનો ક્રમ બ્રહ્મવેત્તાઓએ અજ્ઞાની લોકોને સમજાવવા માટે જ કલ્પેલો છે. જ્યાં સુધી મન પ્રબોધ પામ્યું ન હોય ત્યાં સુધી અવિદ્યા વગેરે શાસ્ત્રીય વ્યવહારની કલ્પના વિના, સેંકડો બરાડા પાડવાથી પણ તે પ્રબોધને પામે નહિ.૧૬,૧૭ જીવને યુક્તિથી જ સમજાવીને આત્મામાં જોડવામાં આવે છે. ધારેલું કાર્ય જેવું યુક્તિથી સિદ્ધ કરી શકાય છે, તેવું સેંકડો યત્નોથી પણ સિદ્ધ કરી શકાતું નથી. જે પુરુષ બોધ વિના દુર્મતિ પુરુષની પાસે 'સઘળું બ્રહ્મ છે' એમ બોલે તે પુરુષ ઠૂંઠાને મિત્ર સમજીને તેની પાસે પોતાના દુ:ખનું નિવેદન કરે છે, એમ સમજવું.૧૮–૨૦ મૂઢને યુક્તિથી સમજાવાય છે અને સમજુને તત્ત્વથી સમજાવાય છે. યુક્તિથી સમજાવ્યા વિના મૂઢને સમજણ આવે નહિ.૨૧ આટલા કાળ સુધી તમે અબુદ્ધ હતા, તેથી તમને યુક્તિઓથી સમજાવ્યા છે. હવે તમે પ્રબુદ્ધ થયા છો, માટે તત્ત્વથી સમજાવું છું. હું બ્રહ્મ છું, ત્રૈલોક્ય બ્રહ્મ છે, તમે બ્રહ્મ છો અને દૃશ્યો પણ બ્રહ્મ છે, બીજી કોઈ કલ્પના જ નથી; માટે જેમ ઇચ્છા હોય તેમ વ્યવહાર કરો.૨૨,૨૩ વ્યવહારથી વાસ્તવિક બ્રહ્મપણાની હાનિ થતી નથી. આ સઘળું જગત બ્રહ્મમાત્ર જ છે, કે જે બ્રહ્મ સઘળી ભ્રાંતિઓના બાધના અવધિરૂપ છે, ઇન્દ્રિયો આદિથી અગમ્ય છે અને મહાચૈતન્યરૂપ છે. જે કાંઈ છે તે બ્રહ્મ જ છે, એવી હૃદયમાં દૃઢ ભાવના રાખીને વ્યવહાર કરશો તો પણ તેથી લેપાશો નહિ. હે રામચંદ્રજી ! તમે ઊભા રહેતાં, ચાલતાં, શ્વાસ લેતાં અને સૂતાં પણ હૃદયમાં 'હું સ્વયંપ્રકાશ, ચેતન અને વ્યાપક પરમાત્મા જ છું' એવો અનુભવ કર્યા કરો. તમે મમતા વિના, અહંકાર વિના અને સારી પેઠે બુદ્ધિમાન હો, તો શાંત, સર્વ પદાર્થોમાં રહેલ અને જ્ઞાનસ્વરૂપ બ્રહ્મરૂપ થાઓ. આદિથી તથા અંતથી રહિત અને સ્વયંપ્રકાશ જે પરમપદ છે, તે તમે જ છો.

તમે સર્વવ્યાપક છો, એકરૂપ છો અને શુદ્ધ બોધમય છો. બ્રહ્મ, આત્મા, તુરીય, અવિદ્યા તથા પ્રકૃતિ ઇત્યાદિ શબ્દોથી જે કાંઈ કહેવાય છે, તે સઘળું અભિન્ન સદ્રૂપ જ છે. જેમ સેંકડો ઘડામાં માટી એક છે, તેમ સેંકડો પદાર્થોમાં બ્રહ્મ એક જ છે.[૨૪–૨૮] જેમ ઘડો માટીથી જુદો નથી, તેમ જગત આત્માથી જુદું નથી. ઘડો જેમ માટીમય જ છે, તેમ સઘળું જગત આત્મસ્વરૂપ જ છે.[૨૯] જેમ પાણીની ચકરી થાય છે, તેમ આત્માનો જે વિવર્ત થયો છે, તે જ જગત એ શબ્દથી કહેવાય છે; એટલા માટે જે કાંઈ છે, તે આત્મા જ છે. જેમ ચલન અને પવન એ બન્ને નામથી જુદા છે પણ સત્તાથી જુદા નથી, તેમ આત્મા અને અવિદ્યા એ બેઉ નામથી ભિન્ન છે પણ સત્તાથી ભિન્ન નથી.[૩૦,૩૧] આત્માનો અને જગતનો ભેદ અજ્ઞાનથી જ થયો છે; માટે તે બોધથી મટી જાય છે. જેમ રજ્જુમાં થયેલો સર્પ અજ્ઞાનથી જ સત્તાવાળો દેખાય છે, તેમ આત્મામાં થયેલું જગત અજ્ઞાનથી જ સત્તાવાળું દેખાય છે.[૩૨] ચૈતન્યરૂપ ક્ષેત્રમાં કલ્પનારૂપ જે બીજ પડ્યું છે; તેથી ચિત્તરૂપી અંકુર થાય છે અને તે અંકુરમાંથી સંસારરૂપ વનખંડ ઉત્પન્ન થાય છે. જે કલ્પનારૂપી બીજ આત્મજ્ઞાનથી બળી જાય તો પછી તે વાસનારૂપી જળથી સારી રીતે યત્નપૂર્વક સિંચાતા છતાં પણ, ચિત્તરૂપી અંકુરને ઉત્પન્ન કરવામાં સમર્થ થતું નથી.[૩૩,૩૪] જો ચૈતન્યરૂપ ક્ષેત્રમાં કલ્પનારૂપ બીજ ન પડે, તો ચિત્તરૂપી અંકુરો ઉત્પન્ન થતા નથી, કે જે અંકુરોમાંથી સુખ–દુઃખોરૂપી ફળોવાળાં શરીરોરૂપી વૃક્ષો ઉત્પન્ન થાય છે.[૩૫] દ્વૈત અસત્ છે, ભ્રાંતિથી જ ગ્રહણ કરવામાં આવ્યું છે, અજ્ઞાનથી જ ઉત્પન્ન થયું છે અને બોધથી નષ્ટ થાય છે, માટે દ્વૈતને તજી દો; કેમકે તમે બોધને પ્રાપ્ત થયા છો. તમે આત્મભાવના વૈભવથી નિર્ભયસ્વરૂપ થઈ જાઓ. દુઃખ તો ત્રણે કાળમાં નથી, એ મારો છેલ્લો ઉપદેશ છે.[૩૬]

द्वित्वं जगत्यसदुपात्तमबोधजातं बोधक्षयं जहिहि बोधमुपागतोसि । आत्मैकभावविभवेन भवाभयात्मा नास्त्येव दुःखमिति नः परमार्थसारः

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'સંસૃતિ-વિચારયોગ' એ નામનો સર્ગ ૪૯ મો સમાપ્ત

## सर्ग ५० मो×

### ઇન્દ્રિયસંવેદનવિચાર

॥ राम उवाच ॥

ज्ञातं ज्ञातव्यमखिलं दृष्टं द्रष्टव्यमक्षतम् ।
परेण परिपूर्णाः स्मो ब्रह्मज्ञानामृतेन वै ॥१॥

રામ બોલ્યાઃ–હે પ્રભો! જે કાંઈ જાણવાનું હતું તે સઘળું જણાઈ ચૂક્યું અને જે કાંઈ જોવાનું હતું તે સંપૂર્ણ રીતે જોવાઈ ચૂક્યું. આપના બ્રહ્મજ્ઞાનરૂપી પરમ અમૃતથી અમે પરિપૂર્ણ થયા છીએ.[૧] પૂર્ણબ્રહ્મમાંથી ઉપાધિમાં પ્રવેશ કરીને, નખની અણી સુધી ભરપૂર થયેલું આ જીવનું સ્વરૂપ વાસ્તવિક રીતે બ્રહ્મ જ છે. પૂર્ણબ્રહ્મમાંથી અનુક્રમે જે આકાશાદિક ઉત્પન્ન થાય છે તે પણ પૂર્ણરૂપ જ ઉત્પન્ન થાય છે. વાસ્તવિક રીતે પૂર્ણબ્રહ્મથી પૂર્ણતાવાળું જીવતત્ત્વ જો અખંડ ઐક્યથી ભરપૂર થાય તો કલ્પિત અપૂર્ણતારૂપી ભ્રમ ટળી જાય છે અને પૂર્ણમાં પૂર્ણપણું જ રહે છે.[૨] હે મહારાજ! ઘણા લોકોના બોધને વધારવાને માટે, હવે એક વાત હું આપને સહજ પૂછું છું; માટે પિતા જેમ બાળકના ઉપર કોપ ન કરે, તેમ આપ મારા ઉપર કોપ ન કરશો. કાન, આંખ, ચામડી જીભ અને નાક એ મરણ પામેલા પ્રાણીના શરીરમાં હોવા છતાં પણ

× આ પચાસમા સર્ગમા લિંગશરીરની ઉત્પત્તિ અને ઇન્દ્રિયોદ્વારા બહારના વિષયો અંદર કેમ કહેવામાં આવશે.

અને પ્રત્યક્ષ રીતે દેખાતાં હોવા છતાં પણ પોતપોતાના વિષયોને કેમ જાણતાં નથી ? અને જીવતાં માણસોના શરીરમાં એ પોતપોતાના વિષયોને કેમ જાણે છે ! જો કહેશો કે, 'ઇન્દ્રિયો ગોલકોથી જુદી છે, તેઓ જીવતા માણસના શરીરમાંજ રહે છે અને તે ઇન્દ્રિયો પોતે બહાર નીકળી ઘટાદિકના બાહ્યપણાનો અનુભવ કરીને પાછી અંદર પેસીને તે અનુભવને કહે છે' તો એ વાત ઘટતી નથી, કેમકે તેઓમાં ચેતનપણું પણ નથી અને કહેવાનું સામર્થ્ય પણ નથી. જો કહેશો કે, 'ઇન્દ્રિયો બહારના ઘટાદિક પદાર્થને હૃદયમાં લઈ જઇને સ્થાપે છે' તો એ વાત પણ ઘટતી નથી કેમકે હૃદયમાં પદાર્થોનું સ્થાપન થયુ હોય, તો હૃદયમાં વારંવાર તે પદાર્થોનો અનુભવ થવો જોઇએ. ઘટાદિક પદાર્થો હૃદયમાંથી પાછા બહાર નીકળતા પણ જોવામાં આવતા નથી. જો કહેશો કે, 'ઘટાદિક વિષયો પ્રથમ ચક્ષુ આદિ ઇન્દ્રિયોને પોતાના પ્રદેશમાં ખેંચે છે અને પછી તે ખેંચાયેલી ઇન્દ્રિયો, વિષયોને વીંટીને હૃદયમાં રહેલા ભોક્તાની પાસે કોઈ અંશથી અંદર લાવે છે' તો એ વાત પણ ઘટતી નથી. ઘટાદિક વિષયો ગોલકોના પ્રદેશો સુધી આવતા નથી; માટે તેઓ ઇન્દ્રિયોને શી રીતે ખેંચી શકે ? ઇન્દ્રિયો રજ્જુની પેઠે ઘટાદિક વિષયોને વીંટાય છે, એ વાત પણ મનાય નહિ એવી છે. ભિન્ન ભિન્ન પ્રદેશમાં દાટેલી લોઢાની બે સળીઓની જેમ ઘટાદિક વિષયો અને ઇન્દ્રિયો ભિન્ન ભિન્ન પ્રદેશમાં રહે છે, માટે તેઓ એકબીજાને ખેંચતાં નથી. તેમજ એકબીજાનો સંયોગ પણ થતો નથી. નેત્ર વગેરે અલ્પ છિદ્રોમાં ઘટાદિક સ્થૂલપદાર્થોનો પ્રવેશ થાય, એ પણ અનુભવથી વિરુદ્ધ છે. હે મહારાજ ! હું જાણતો હોવા છતાં પણ મૂર્ખ લોકોને સમજણ પડે એટલા માટે આવા વિષયો વારંવાર પૂછું છું, માટે આપ દયા કરીને સંપૂર્ણ રીતે તેના ઉત્તર આપશો.[૩–૮]

વસિષ્ઠ બોલ્યાઃ–'ઇન્દ્રિયો ગોલકોથી જુદી નથી' એ વાત તો બહુ જ સાધારણ છે. એમ જ કહો કે ઇન્દ્રિયાદિ, ચિત્તાદિ અને ઘટાદિક કાંઈ પણ નિર્મળ ચૈતન્યથી જુદું સંભવતું જ નથી. જો કલ્પનાથી દ્રષ્ટાની અને દૃશ્યની વ્યવસ્થા માનતા હો, તો પૂર્વપૂર્વની વાસનાઓને અનુસારે ઇન્દ્રિયાદિકથી ગોઠવાયેલા લિંગશરીરની કલ્પના પણ ઘટે છે માટે કશો વિરોધ આવતો નથી. ચૈતન્ય કે જે આકાશ કરતાં પણ અતિ સ્વચ્છ છે, તેણે ચેતનપણાને લીધે પોતાનાજ સ્વરૂપને પૂર્વપૂર્વની વાસનાઓના અનુસારે લિંગશરીરરૂપે કલ્પી લીધું છે, કે જે લિંગશરીર જગતની સ્થિતિના મૂળપણાને પ્રાપ્ત થયુ છે અને જેના અવયવોમાંથી ઇન્દ્રિયાદિક તથા ઘટાદિક થયેલ છે. ઇન્દ્રિય દ્વારા બહાર નીકળેલું લિંગશરીરમાંનું ચિત્ત ઘટાદિકમાં વ્યાપીને પોતાની વૃત્તિમાં પ્રતિબિંબિત થયેલા ઘટાદિકને બાહ્ય જેવા આકારથી હૃદયમાં લઈ જઇને દેખાડે છે; જેથી કાળાંતરમાં સ્મૃતિ થાય છે અને સ્વપ્નમાં અંદર રહેલાનોજ બાહ્યપણાથી અનુભવ થાય છે. મરેલા શરીરમાંથી તો લિંગશરીરરૂપી જીવ પોતાની કલ્પનાથી જ નીકળી જાય છે, માટે ઘટાદિક પદાર્થોને દેખાડવા વગેરેનું સામર્થ્ય રહેતું નથી. આ રીતે સઘળા દોષોનો પરિહાર થાય છે.[૯–૧૨]

રામ બોલ્યાઃ–હે મહારાજ ! લિંગશરીર કે જે હજારો બ્રહ્માંડોને બનાવવાની શક્તિવાળુ છે અને બ્રહ્માંડોનાં પ્રતિબિંબો લેવાને દર્પણરૂપ છે તેનું રૂપ કેવું છે, તે કહો.[૧૩]

વસિષ્ઠ બોલ્યાઃ–નહિ જાણવામાં આવેલું બ્રહ્મતત્ત્વ લિંગશરીરનું મૂળ છે, કે જે બ્રહ્મતત્ત્વ આદિથી તથા અંતથી રહિત છે, નિર્દોષ છે, શુદ્ધ ચૈતન્યમાત્ર છે અને કલ્પનાઓથી રહિત છે.[૧૪] એ બ્રહ્મતત્ત્વ આકાશાદિ ભૂતસૂક્ષ્મોને ઉત્પન્ન કરીને અપંચીકૃત ભૂતસૂક્ષ્મોથી લિંગશરીરને અને

પંચીકૃત ભૂતસૂક્ષ્મોથી બ્રહ્માંડને સર્જીને લિંગશરીરની અંદર પ્રતિબિંબરૂપ કલ્પના કરીને અભિમાનથી પ્રાણોનું ધારણ કરે છે અને જીવ કહેવાય છે. એ જીવ આ શરીરમાં વાસનાઓ વધવાથી પોષાય છે અને પુષ્ટ થઇને બહારના તથા અંદરના વ્યાપારો કરે છે. એ જ જીવ અહંભાવ ધરવાથી અહંકાર કહેવાય છે, મનન કરવાથી મન કહેવાય છે, બોધ કરવાથી તથા નિશ્ચય કરવાથી બુદ્ધિ કહેવાય છે, દૃશ્યભૂત થવાથી ઇન્દ્રિય કહેવાય છે,[૧૫,૧૬] દેહની ભાવનાથી દેહ કહેવાય છે અને ઘટની ભાવનાથી ઘટ કહેવાય છે. સઘળા વ્યાપારોમાં સાધારણપણારૂપ સ્વભાવ ઉપરથી વિદ્વાનો તેને જ લિંગશરીર કહે છે. જ્ઞાનેંદ્રિયના વ્યાપારથી જાણનારપણું, કર્મેન્દ્રિયના વ્યાપારથી કર્તાપણું, તે તે વ્યાપારોના ફળભૂત સુખ–દુ:ખોના આશ્રયપણાથી ભોક્તાપણું અને સર્વનો ઉદાસીનપણાથી પ્રકાશ કરવાથી સાક્ષીપણું, ઇત્યાદિ ધર્મોને અધ્યાસથી પોતામાં લેનારો જે અનુભવ છે, તે અનુભવ ચૈતન્યનું પ્રાધાન્ય લઈને જીવ કહેવાય છે અને જડભાગનું પ્રાધાન્ય લઇને લિંગશરીર કહેવાય છે.[૧૭,૧૮] એ જીવ બુદ્ધિના આકારોનો કાળના ભેદથી ભેદ થવાને લીધે કામ, ક્રોધ, હર્ષ તથા ખેદ ઇત્યાદિથી રંગાઇને જાણે જુદા જુદા પ્રકારનો હોય, એવો થઈ જાય છે, અને કાળે કરીને લિંગશરીરરૂપ સ્વભાવને લીધે જેમાં અનંત વાસનાઓરૂપ કણિકાઓનો ઉદય થાય છે, એવા આકારને પામે છે. જેમ પાણી રેડવાથી પાંદડાં આદિ બીજનો અંકુર તથા આકાર થાય છે, તેમ વાસનાઓ પ્રગટ થવાથી શરીરાદિક, સ્થાવરાદિક તથા જંગમાદિક આકાર થાય છે.[૧૯,૨૦] આ પ્રમાણે થતાં જીવ 'હું આદ્ય ચિદાત્મા નથી પણ શરીરાદિરૂપ જ છું' એવા મિથ્યાજ્ઞાનને પ્રાપ્ત થાય છે. અનાદિ કાળની વાસનાઓથી ઘેરાયેલો જીવ, જેમ તરંગોથી અથડાતું લાકડું સમુદ્રમાં ભમ્યા કરે છે, તેમ સંસારરૂપી સમુદ્રમાં ઊંચીનીચી યોનિઓમાં ભમ્યા કરે છે.[૨૧,૨૨] એમાં કોઈ સાત્ત્વિક જાતિનો જીવ પૂર્વકલ્પનો ભવબંધ ભોગવી રહ્યા પછી આ કલ્પના આરંભમાં પહેલા જન્મમાં જ આત્માને જાણીને આદિ તથા અંતથી રહિત એવા પદને પ્રાપ્ત થાય છે;[૨૩] અને કોઈ જીવ આ કલ્પમાં જુદી જુદી યોનિઓના ભોગથી દુ:ખી થઈને ઘણે કાળે આત્મજ્ઞાન પામે છે અને પછી પોતાના પરમ પદને પ્રાપ્ત થાય છે. હે ઉત્તમ બુદ્ધિવાળા રામચંદ્રજી! શરીરપણાને પામેલો એવા રૂપવાળો જીવ, જે રીતે ઘટાદિક પદાર્થોનો ચક્ષુ આદિથી પોતાની અંદર અનુભવ કરે છે, તે રીતે હું કહું છુ, તે સાંભળો.[૨૪,૨૫] લિંગશરીરમાં પ્રતિબિંબની જેમ રહેલો એ ચૈતન્યાત્મક જીવ, મનસહિત છ ઇન્દ્રિયોવાળા આ દેહમાં રહે છે અને તેથી દેહની અંદર આવેલાં સુખ–દુ:ખાદિકનો અનુભવ કરે છે. જ્યારે બીજા ઘટાદિક બાહ્ય પદાર્થોને જોવાનું હોય, ત્યારે જેમ જળ તળાવમાંથી નીકળી નીકને માર્ગે બહાર જાય છે, તેમ તે જીવ દેહમાંથી નીકળી ચક્ષુ આદિ દ્વારથી બહારના ઘટાદિક સુધીના આકાશમાં જાય છે. તે સમયે એ ઘટાદિ બાહ્યપદાર્થ ચક્ષુ આદિ દ્વારથી નીકળીને આવેલા જીવચૈતન્યથી, તેની વૃત્તિ દ્વારા વ્યાપ્ત થવાને લીધે, વિષયપણાને પ્રાપ્ત થાય છે. આવી રીતનો ઇન્દ્રિયદ્વારા બાહ્ય પદાર્થનો સંબંધ જીવતાને જ થાય છે, પણ મૂવેલાને કે મુક્તને થતો નથી. અંત:કરણની વૃત્તિરૂપ અથવા નેત્રના કિરણરૂપ અતિ સ્વચ્છ વસ્તુમાં બહારના આકાશમાં રહેલા ઘટાદિક પદાર્થનું પ્રતિબિંબ પડે છે અને તે પ્રતિબિંબને વૃત્તિની અંદર રહેલા જીવની સાથે સંયોગ થાય છે. જો કે આ સમયમાં તે જીવ શરીરથી બહાર છે, તો પણ શરીરથી બહાર પ્રાણોને ધારણ કરતો નથી; તેથી 'હું હમણાં બહાર રહીને ઘટાદિકનો અનુભવ કરું છું.' એમ તેના અનુભવમાં આવતું નથી; કેમકે જ્યાં પ્રાણની વ્યાપ્તિ હોય

ત્યાં જ અહંતાનો વિચાર થાય છે, પણ બહાર થતો નથી.[૧-૨૯] જ્યારે નેત્રની કીકીઓ, પડળ આદિ દોષો ન હોય ત્યારે જ અત્યંત સ્વચ્છ તથા નવીન રત્ન જેવી હોય છે, ત્યારે તેઓમાં ઘટાદિકના પ્રતિબિંબ સહિત ચિત્તની વૃત્તિ પાછી પેસે છે. આવી રીતે નેત્રની કીકીઓ દ્વારા અંદર પેઠેલો પ્રતિબિંબરૂપ પદાર્થનો 'હું છું' એવા અભિમાનવાળા જીવની સાથે સંયોગ થાય છે. હે રામચંદ્રજી! આ રીતે ઘટાદિક બાહ્ય પદાર્થ બહાર દેખાય છે, તે છતાં હૃદયમાં અહંકાર ધરાવનારા જીવના જાણવામાં આવે છે.[૩૦,૩૧] જે પદાર્થનો પોતાની સાથે સંયોગ થાય, તે પદાર્થ પણ અત્યંત જડ છે અને તેનાં બિંબ પણ અત્યંત જડ છે, તેનું સ્વરૂપ કેવી જ રીતે કહી શકાય! જે પ્રતિબિંબ છે, તે ચૈતન્યની એક જાતની ભ્રાંતિ જ છે, એમ સમજો.[૩૭] પ્રતિબિંબ જ ભ્રાંતિમાત્ર છે, એમ નથી, પણ સઘળું જગત ભ્રાંતિમાત્ર છે; માટે તમે જગતમાં સત્યપણાનો વિશ્વાસ રાખો નહિ. જેમ તરંગ જળથી જુદો નથી, પણ જળ જ છે, તેમ પ્રપંચ ચૈતન્યથી જુદો નથી, પણ ચૈતન્ય જ છે.[૩૮] પરમાત્મારૂપ સમુદ્રમાં દેશ, કાળ તથા ક્રિયાઓ વગેરે તરંગો છે જ નહિ. સર્વ દેશમાં, સર્વ કાળમાં તથા સર્વરૂપે જે કાંઈ પ્રતીત થાય છે, તે એક આત્મા જ છે.[૩૯]

કે દેહ આદિ કાંઈ થયું જ નથી, તેમ તમને પણ ચક્ષુ, મન કે દેહ આદિ કાંઈ થયું જ નથી. એવી રીતનું મારા વચનનું સઘળું તાત્પર્ય તમારા જાણવામાં આવ્યું હશે.[૧] જેમ બ્રહ્માના લિંગશરીરને સૃષ્ટિના આરંભમાં વ્યવહાર કરવાના પદાર્થોનું જ્ઞાન ઉદય પામ્યું છે; તેમજ બીજાનાં લિંગશરીરોને પણ તે જ્ઞાન ઉદય પામ્યુ છે.[૨] ગર્ભમાં રહેતાં જ જેને ચક્ષુ આદિ ઇંદ્રિયોનો ઉદય પ્રાપ્ત થાય છે, એવો લિંગશરીરરૂપ જીવ, જે જે વસ્તુની જ રીતે ભાવના કરે છે, તે તે વસ્તુને પોતાની વાસનાને લીધે તે રીતની જ દેખે છે.[૩] જેમ બ્રહ્માના મનના વ્યાપારમાં પોતાનો અનુભવ જ ઇંદ્રિયોરૂપે તથા ઇન્દ્રિયોના વિષયોરૂપે થયેલ છે, તેમ તમારા મનના વ્યાપારમાં પણ તમારો અનુભવ જ ઇંદ્રિયોરૂપે તથા ઇન્દ્રિયોના અનુભવરૂપે થયેલ છે, એમ મારું કહેવું છે. અનિંદિત શુદ્ધ ચૈતન્યાત્મક અનુભવ કે જે એક જ છે, તે પાછળથી જો કે અહંભાવરૂપ જીવપણાથી તથા લિંગશરીરપણાથી જોડાય છે; તો પણ તેનું શુદ્ધપણું નાશ પામતું નથી.[૪,૫] કેમકે નિર્દોષ ચૈતન્ય એક છે, અંતથી રહિત છે અને ઇન્દ્રિયાદિકથી અગમ્ય છે; માટે તેમાં દેશ–કાળ આદિ પરિમાણવાળા તથા સ્થૂલપણાવાળા દ્વૈતપદાર્થનું હોવું ઘટતુ જ નથી. ચૈતન્યને દશ્યોના અધ્યારોપમાત્રથી મનપણું, જીવપણુ તથા લિંગશરીરપણું પ્રાપ્ત થાય છે; માટે વાસ્તવિક રીતે તે કાંઈ પણ પ્રાપ્ત થયું ન કહેવાય. અવિદ્યાનો વિલાસ કે જે મનપણા વગેરેની પ્રાપ્તિનું મૂળ છે તે મુદ્દલ છે જ નહિ; એટલે પછી મનપણા વગેરેની વાસ્તવિક પ્રાપ્તિ ક્યાંથી હોય? જે કાંઈ તે છે સર્વદા પરમાત્મા જ છે, જે પરમાત્મા મૂઢ લોકોને શૂન્ય સમાન લાગે છે અને મન આદિ છ ઇન્દ્રિયોથી અગમ્ય છે. 'સંકલ્પાત્મક ચૈતન્યરૂપ જીવ પરમાત્મામાંથી ઉત્પન્ન થાય છે' ઇત્યાદિ જે કહેવામાં આવે છે, તે તો ઉપદેશને માટે કલ્પનાથી જ કહેવામાં આવે છે; કેમકે પરમાત્મામાં જીવપણું વગેરે કેવળ ભ્રમ જ છે. જેનું કારણ શોધવા યોગ્ય નથી પણ ચિકિત્સા જ શોધવા યોગ્ય છે; અને મૂળની કલ્પના વગેરે તો જેની ચિકિત્સાનો ઉપાય છે, એવો અવિદ્યારૂપી રોગ ગુરુશાસ્ત્રાદિકના ઉપદેશથી અને વિચારથી નાશ પામે છે, ત્યારે નિરાકાર સ્વરૂપજ્ઞાન જ બાકી રહે છે, કે જેની પાસે આકાશ પણ પરમાણુની જેમ મોટા પહાડની પેઠે સ્થૂલ છે. હે રામચંદ્રજી! તમે જગત સંબંધી વિષયોને છોડી દઈ જીવન્મુક્ત થઈને તે સત્યસ્વરૂપમાં જ રહો કે જે સ્વરૂપમાં આ અનેક ક્રિયાઓવાળું અને વ્યાવહારિક સત્તાવાળું જગત પણ શૂન્ય જેવું થઈ રહ્યું છે. અવિદ્યાનું સ્વરૂપ મિથ્યા જ છે, તે એટલા માટે કે અવિદ્યાનું અવલોકન કરવાથી તે એવી તો નાશ પામે છે કે પાછી દેખાતીજ નથી. મિથ્યા વસ્તુનું અવલોકન કરવામાં આવે એટલે પછી તેનો પત્તો કેમ જ મળે? અત્યંત પ્રયત્ન કરવા છતાં પણ મૃગજળ કોઇના હાથમાં આવ્યું છે? આ જગત અસત્ છતાં જ સત્ લાગે છે; કેમકે મિથ્યાભૂત અજ્ઞાનથી જ જગતની સત્યતા છે. જો જ્ઞાન થાય તો જે વસ્તુ સાચી હોય તે જ જોવામાં આવે છે અને ભ્રમ નષ્ટ થઈ જાય છે. અવિદ્યા જો કે અત્યંત અસત્ છે, તો પણ સત્ય આત્માની પાસે હોવાથી જ તેની જીવ તથા લિંગશરીર આદિ કલ્પના કરવામાં આવી છે. અવિદ્યાનો વિચાર આટલો જ છે.[૧૬] અવિદ્યાને લઈને જીવ તથા લિંગશરીર આદિની કલ્પના શાસ્ત્રોએ જીવને ઉપદેશ દેવાને માટે જ કરેલી છે. હુ તમને સમજાવવા માટે એ કલ્પના કહું છું, તે એકચિત્તથી સાંભળો.[૬-૧૭] સાક્ષાત્ ચૈતન્ય પોતે જીવપણાને પ્રાપ્ત થઈ આ પુર્યષ્ટક નામના દેહમાં પ્રવેશ કરી, અનેક કલ્પનાઓ કરે છે.[૧૮] તે જ્યારે બાહ્યપદાર્થોના દર્શનમાં ઉત્સુક થાય છે, ત્યારે જે વસ્તુની જેવી રીતની ભાવના કરે તે–

વસ્તુને તુરત તેવી રીતની જ અનુભવે છે. રાત્રે બાળક કલ્પેલો યક્ષ તેની દૃષ્ટિથી સાચો છે પણ સમજુ માણસની દૃષ્ટિથી ખોટો છે; તેમ આ જગત મૂર્ખની દૃષ્ટિથી સાચું છે અને વિદ્વાનની દૃષ્ટિથી ખોટું છે.[૧૯] જીવચૈતન્ય, જ્યારે પાંચ તન્માત્રાથી બનેલા દેહની કલ્પનાને સાચી માને છે, ત્યારે તે દેહમાં રહેલાં ઇન્દ્રિયોનાં દ્વારોને દેખે છે.[૨૦] જેમ એક છોડમાંથી જ સેંકડો શાખાઓ થાય છે, તેમ એક ચૈતન્યમાંથી કલ્પનાને લીધે, આ સઘળું બ્રહ્માંડ થયું છે અને તે જાણે કે ચૈતન્યથી જુદું જ હોય તેમ દેખાય છે.[૨૧] પછી 'આ ઇન્દ્રિય, મન તથા પ્રાણાદિક અંદરના પદાર્થ છે અને ઘટાદિક બહારના પદાર્થ છે' એવા નિશ્ચયને પ્રાપ્ત થયેલો જીવ, જે વાસનાને જે પ્રકારથી લે છે, તે વાસનાને તે પ્રકારથી દૃઢ કરી મૂકે છે.[૨૨] વિષયોના તથા ઇન્દ્રિયોના સંયોગથી દેખાતું સુખ, જો કે આત્માના સ્વરૂપાનંદને લીધે જ છે, તો પણ તેને તે જીવ તુરત બહારના પદાર્થોથી થતું માની લે છે. ચંદ્રનાં કિરણોની જાળ જેમ ચંદ્રને લીધે જ છે, તેમ સઘળું સુખ આત્માને લીધે જ છે.[૨૩] (જેમ મરીમાં તીખાશ રહેલી છે અને આકાશમાં શૂન્યપણું રહ્યું છે,) તેમ આત્મામાં આનંદપણું રહ્યું છે; અને તે જ આત્માનો આનંદ મૂર્ખ લોકોને વિષયાદિકથી થતો લાગે છે. સંસારના વિષયભોગો માટે જ મનુષ્યમાત્ર પ્રયત્ન કરે છે, તેમજ લૌકિક અને વૈદિક કર્મો પણ એ નાશવંત સુખ મેળવવા માટે જ હોય છે, એવો દરેકને નિશ્ચય થયેલો છે.[૨૪,૨૫] રાગકૃત પ્રવૃત્તિ * ને શાસ્ત્રકૃત પ્રવૃત્તિ. એ રીતે બન્ને પ્રકારની પ્રવૃત્તિનો નિયમ, જો કે સંકલ્પમય જ છે, તો પણ સ્વભાવને લીધે, કોઈ સમયે રાગકૃત પ્રવૃત્તિ થાય છે અને કોઈ સમયે શાસ્ત્રકૃત પ્રવૃત્તિ થાય છે. જેમ શેરડીના રસથી ખાંડ બને છે અને માટીથી ઘડો બને છે, તેમ આ સઘળું દ્વૈત આત્માથી જ બનેલું છે, માટે અદ્વૈત જ છે.[૨૬,૨૭] શેરડીના રસમાં તથા માટીમાં તો, દેશ તથા કાળ વગેરેના આધારથી આકારની ગોઠવણ તથા વિકાર આદિ સંભવે છે, પણ બ્રહ્મમાં તો દેશ, કાળ આદિ માપ હોઈ શકે નહિ; એટલે આકારની ગોઠવણ તથા વિકારાદિક કાંઈ સંભવતું જ નથી. (જેમ વૃક્ષમાં પેઠેલું જળ પાંદડાં, ફળ, ફૂલ વગેરે રૂપે બહાર આવે છે અને તે જળ એક જ હોવા છતાં અનેક રૂપે દેખાય છે) તેમ આપણા સ્વરૂપનો સત્તારૂપી રસ, ઘટ, પટ તથા ભીંત આદિ અનેક રૂપે પ્રગટ થઈ એક છતાં પણ દ્વિત્વને ધારણ કરે છે. જે બ્રહ્મ છે તેણે પોતામાં પોતાની કલ્પનાથી જ દ્વિત્વનું સંપાદન કર્યું છે. એમ સમજવું.[૨૮-૩૦] જેમ વાદળું ગ્રીષ્મઋતુમાં સૂર્યપ્રકાશરૂપે રહે છે, વરસાદના આરંભમાં મેઘરૂપે રહે છે અને તે પછી જળરૂપે પૃથ્વીમાં પેસીને ફણગા, છોડ આદિરૂપે રહે છે, તેમ આત્મા પણ કાળના ભેદને લીધે તે તે પદાર્થરૂપ થઈને રહે છે. જો કે આ જગતરૂપી વિવર્તના નિયમનો ક્રમ કલ્પિત જ છે, તો પણ તેમાં કોઈથી કશો પણ ફેરફાર કરી શકાય એમ નથી.[૩૧,૩૨] અરીસા જેવા સ્વચ્છ આકાશમાં, આકાશનો ભાગ અથવા આકાશનું કાર્ય આકાશથી જુદાં નથી, એટલે તે તે ભાગો અને કાર્યો આકાશનાં જ સ્વરૂપો છે એટલે કેવળ આકાશ જ પ્રકાશે છે; પરંતુ માયોપાધિક બ્રહ્મમાં તો એથી ઊલટી રીતિ છે. બ્રહ્મમાં બ્રહ્મ પોતે જ નિરાકાર છતાં પણ સઘળી વસ્તુઓરૂપે દીપે છે, જીવરૂપે પ્રતિબિંબિત થાય છે અને ભેદની કલ્પનાથી દ્વૈતરૂપ થાય છે. ચૈતન્યમાં એમ બને એ ચૈતન્યનો સ્વભાવ જ છે.[૩૩,૩૪] સૃષ્ટિના આરંભમાં, જે સ્વભાવે

* મનુષ્યમાત્રની પ્રવૃત્તિ બે પ્રકારની હોય છે, એક રાગકૃત અને બીજી શાસ્ત્રકૃત; કોઇના કહ્યા વિના બાળકની જેમ આપોઆપ ખાવાપીવા વગેરેમાં પ્રવૃત્તિ થાય તે રાગકૃત કહેવાય છે, જ્યારે શાસ્ત્ર જણાવે કે આમ કરવું અને આમ ન કરવું અને તે હિતાહિતનો વિચાર કરી જે પ્રવૃત્તિ થાય તે શાસ્ત્રકૃત કહેવાય છે.

આત્માનું સ્ફુરણ થયું છે, તે સ્વભાવ જો કે મિથ્યા છે, તો પણ આત્માની સત્યતાને લીધે સત્ય જણાય છે, માટે સંસાર સંબંધી સ્વાભાવિક નિયમો કદી પણ ફેરફાર પામતા નથી.[૩૫] જેમ, સુવર્ણના ગઠ્ઠામાં સુવર્ણપણું સત્ય છે અને કડાપણું અસત્ય છે, તેમ આત્મામાં ચૈતન્યપણું સત્ છે અને જડ જગતપણું અસત્ છે.[૩૬] ચૈતન્ય સર્વવ્યાપક હોવાને લીધે, ચૈતન્યના પહેલા કાર્યરૂપ મનમાં ચૈતન્યપણું અને જડપણું એ બન્ને દેખાય છે. તેમાં કડાંના સોનાપણાની પેઠે, ચૈતન્યપણું નિત્ય છે, તેથી સર્વદા દેખાય છે અને જડપણું તો કોઈ સમયે જ દેખાય છે.[૩૭] આમ ચૈતન્યપણાના તથા જડપણાના મિશ્રણરૂપ ચિત્ત દૃઢ સંકલ્પથી જ્યારે જે પ્રકારથી દેવપણાની, નરપણાની કે સ્થાવરપણા વગેરેની ભાવના કરે છે, ત્યારે તે પ્રકારથી જ દેવપણાને, નરપણાને તથા સ્થાવરપણાને અનુભવે છે.[૩૮] ચૈતન્યપણાને લીધે અંદર વાસનારૂપ કળીઓના ઉદયથી જેણે વિચિત્ર આકારોની ભાવના કરી હોય છે, એવો જીવ કાળના ભેદથી જુદા જુદા આકારોવાળો થઈ જાય છે.[૩૯] જેમ સ્વપ્નમાં જોવામાં આવેલું ગામ, તરત જ સ્વપ્ન બદલાતાં તે જ ગામ વનાદિકપણાને પ્રાપ્ત થાય છે, તેમ આ જીવ પણ એક દેહપણાથી બીજા દેહપણાને પ્રાપ્ત થાય છે; કેમકે દેહોની પ્રાપ્તિ પ્રતિભાસરૂપ જ છે.[૪૦] જેમ સ્વપ્નમાં દેખાતો માણસ, ભીંત થઇને લૂગડું થઈ જાય છે, તેમ આ મિથ્યા દેહ પણ પોતાની મેળે દેહાંતર થઈ જાય છે.[૪૧] જીવ મરે છે એ પણ ખોટું છે અને જન્મે છે એ પણ ખોટું છે; કેમકે જન્મ–મરણ સ્વપ્નની પેઠે તથા બીજા દેહની પેઠે પ્રાતિભાસિક જ છે.[૪૨] જુવાનીની પેઠે અને વૃદ્ધપણાની પેઠે, બીજો દેહ આ દેહનું પરિણામ છે એમ સમજવું નહિ; કેમકે આ દેહ બાલ્યાદિક અવસ્થાઓના ભેદમાં પણ 'એનો એ છે' એમ ઓળખવામાં આવે છે અને ભૂત તથા ભવિષ્ય દેહો 'એના એ છે' એમ ઓળખવામાં આવતા નથી; એટલા માટે તે ભ્રાંતિરૂપ જ છે અને વાસનાથી જ ઉત્પન્ન થાય છે. દેહ પ્રત્યક્ષ રીતે મરતો અને બળતો જોવામાં આવે છે, માટે તે જ દેહ, બીજો દેહ થાય એ કેમ સંભવે ? એવી શંકા રાખવી નહિ; કેમકે બીજા માણસોને, મરનારનો જે દેહ મરેલો તથા બળતો જોવામાં આવે છે, તે દેહ તો બીજા માણસોની અવિદ્યાથી કલ્પાયેલો હોય છે. મરનારની વાસનાથી કલ્પાયેલો જે દેહ હોય છે, તે બીજા દેહપણા તરીકે પ્રાપ્ત થાય છે. હે બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ રામચંદ્રજી ! દીઠેલી અને નહિ દીઠેલી વસ્તુઓ પણ, સ્વપ્નમાં અનુભવવામાં આવે છે, તે પ્રમાણે આ જગત પણ જીવનું એક જાતનું સ્વપ્ન જ છે; તેને તેમાં પૂર્વે નહિ દીઠેલાં, દેવાદિક શરીરો પણ પ્રાપ્ત થાય છે.[૪૩–૪૪] જેમ બીજા દેહની પ્રાપ્તિ થવી એ વાસનામય સ્વપ્ન જ છે, તેમ મહાવાક્યથી થયેલા બ્રહ્મસાક્ષાત્કારથી પ્રાપ્ત થતો બ્રહ્મભાવ પણ વાસનામય સ્વપ્ન જ કેમ ન હોય ? એવી શંકા કરવી નહિ; કેમકે તુરીય દૃષ્ટિથી જોયેલો અને शिवमद्वैतं चतुर्थं मन्यन्ते× । ઇત્યાદિ શ્રુતિવાક્યોએ કહેલો, પરમાત્મા સઘળી વાસનાઓના અધિષ્ઠાનરૂપ હોવાથી, વાસનામય હોવો ઘટે જ નહિ; એટલા માટે પરમાત્મા શુદ્ધ ચૈતન્યમાત્ર જ છે.[૪૫] સ્વપ્નમાં જેમ પૂર્વે દીઠેલો પદાર્થ જોવામાં આવે છે, તેમ નહિ દીઠેલો નવો પદાર્થ પણ જોવામાં આવે છે, તે રીતે આ સંસારરૂપ સ્વપ્નમાં પૂર્વે જોયેલાં શરીરો પણ જોવામાં આવે છે અને નહિ જોયેલાં શરીરો પણ જોવામાં આવે છે.[૪૬] જેમ ગઈ કાલે કરેલું કુકર્મ, આજ યત્નપૂર્વક કરેલાં સુકર્મથી ટળી જાય છે, તેમ અનાદિ કાળની વાસના પણ, આજ કરવામાં આવતા

× અદ્વિતીય શિવ-ત્રણ અવસ્થા, ગુણ, કાળ આદિથી પર ચોથી અવસ્થા (સમાધિ)માં રહે છે એમ મનાય છે.

પુરુષાર્થથી ટળી જાય છે; માટે વાસનાઓને ટાળી નાખવાને માટે જ પાકો પુરુષાર્થ કરવો જોઈએ. પ્રાણીઓની ચક્ષુ આદિ ઇન્દ્રિયો, દેશ-કાળના યોગથી જન્મ-મરણ આદિ પ્રાપ્ત થતાં કેવળ જન્મ સમયે પ્રગટ થાય છે, અને મરણ સમયે લીન બને છે, પણ અત્યંત શાંત થતી નથી. તેઓની અત્યંત શાંતિ તો મોક્ષથી જ થાય છે.[૪૭,૪૮] જેમ બાળકે મનથી કલ્પેલો મોટો યક્ષ મિથ્યા છતાં પણ આગળ આવીને ઊભો રહે છે, તેમ મોક્ષ ન થાય ત્યાં સુધી વાસનાથી કલ્પાયેલો પંચભૂતથી બનેલો દેહ, મિથ્યા છતાં પણ આગળ આવી ઊભો રહે છે. કોઈ રીતે સ્થૂલ દેહનો નાશ થઈ શકે એમ છે, પણ લિંગદેહનો નાશ તો મોક્ષ વિના થઈ શકતો નથી.[૪૯] મન, બુદ્ધિ, અહંકાર તથા પંચતન્માત્રાઓ મળીને લિંગશરીર કહેવાય છે અને તે લિંગશરીર આકાર વિનાનું જ છે.[૫૦] લિંગશરીર આકાર વિનાનું હોવા છતાં પણ અત્યંત પુષ્ટ છે, વાયુરૂપ છતાં પણ મોટી ઝાડી જેવું દુર્ભેદ્ય છે અને સૂક્ષ્મ છતાં પણ મેરુ પર્વત જેવું દૃઢ છે. એ લિંગશરીર, વૈરાગ્યાદિના અભ્યાસથી અને શમાદિક સાધનોની સંપત્તિના ક્રમથી, શાંત થાય તો જ મુક્તિ થાય છે. સુષુપ્તિ અને સ્વપ્ન એ રીતે લિંગશરીરની બે અવસ્થાઓ છે. તેમાં સુષુપ્તિ અવસ્થામાં વાસનારૂપે સઘળા જડપ્રપંચનો નાશ થાય છે અને સ્વપ્નાવસ્થામાં જડપ્રપંચ દેખાય છે. એ લિંગશરીર મોક્ષની પ્રાપ્તિ થતાં સુધી, સ્થાવર-જંગમ વગેરે આકારો લઈ ભમ્યા જ કરે છે. સર્વ જીવોનું આ લિંગશરીર કોઈ સમયે સુષુપ્તિ અવસ્થામાં રહે છે, અને કોઈ સમયે સ્વપ્નાવસ્થામાં રહે છે. લિંગશરીરની સર્વથા શાંતિ તો મોક્ષમાં જ છે.[૫૧-૫૪] સુષુપ્તિમાં રહેલું લિંગશરીર, પાછળથી જ્યારે ખરાબ સ્વપ્નોથી પીડાય છે, ત્યારે પ્રલયકાળના અગ્નિ જેવું તપી જાય છે અને ભાન ભૂલી જાય છે.[૫૫] સ્થાવરાદિક શરીરોમાં અને સ્થાવરોમાં ઉત્તમ કલ્પવૃક્ષ વગેરેના શરીરોમાં રહેલું લિંગશરીર શિલાના જેવી મોહની અત્યંત ઘાટાઈને લીધે, સુષુપ્તિ અવસ્થામાં રહે છે એમ સમજવું, ચિત્તની જડતાનો જે વધારો તે જ સુષુપ્તિ છે, ચિત્તનું જે ભટકવું તે જ સંસાર છે, ચિત્તનો જે તત્ત્વબોધ તે જ મુક્તિ છે અને તુરીયપણું એ જ ખરી જાગૃત અવસ્થા છે.[૫૬,૫૭] જેમ ત્રાંબાના ભેળવાળું સોનું, મેલ ધોવાઈ જવાથી સોનાપણાને પ્રાપ્ત થાય છે, તેમ જીવ બોધથી પરમાત્માપણાને પ્રાપ્ત થાય છે.[૫૮] બોધથી જીવને જે મુક્તિ થાય છે, તે બે પ્રકારની છે. એક જીવન્મુક્તિ અને બીજી વિદેહમુક્તિ.[૫૯] સાક્ષીપણામાં જે સ્થિતિ તે જીવન્મુક્તિ કહેવાય છે અને તુરીયાતીત પદમાં જે સ્થિતિ તે વિદેહમુક્તિ કહેવાય છે. જીવ બોધથી બ્રહ્મરૂપ થાય છે અને તે બોધ બુદ્ધિના પ્રયત્નથી થાય છે.[૬૦] જો જીવ પ્રમાણોથી પોતાના સ્વરૂપને જાણે, તો સાક્ષીરૂપ થઈને રહે છે અને ન જાણે તો જીવ ખરી રીતે બ્રહ્મરૂપ છે; તો પણ અજ્ઞાનને લીધે સ્વપ્નની જેમ આ સંસારને દેખે છે અને તેથી તેનું હૃદય પથ્થર જેવું બને છે. જીવોની અંદર ચૈતન્યકળા સિવાય બીજું કાંઈ છે જ નહિ.[૬૧,૬૨] પણ તે ચૈતન્યકળાને જે જીવ પોતાથી જુદું જાણે તે જીવ વૃથા શોક કર્યા કરે છે.[૬૩] અહો ! માયાનો વિલાસ અપાર છે, કે જેથી જીવરૂપ પરમાણુની અંદર પરમ ચૈતન્ય વિના બીજું કશું નહિ છતાં પણ, તેમાં જ્યાં ત્યાં જગત જોવામાં આવે છે. જેમ તપેલીમાં ઊકળતા જળની અંદર અનેક પ્રકારના પરપોટા થાય છે, તેમ જીવરૂપ પરમાણુઓની અંદર મિથ્યાભૂત, અનેક સંસારોનો ઉદય થાય છે.[૬૪] વાસનાનો ઉદય એ જ બંધ છે અને વાસનાનો લય એ જ મોક્ષ છે. સુષુપ્તિમાં વાસનાઓ પ્રગટ થતી નથી, પરંતુ સ્વપ્નમાં પ્રગટ થાય છે. પથ્થર જેવા જડ પદાર્થોમાં વાસના ખૂબ જ છુપાયેલી હોય છે, પશુપક્ષીઓમાં તે વાસના

સહજ દેખાયા કરે છે, અને મનુષ્યોમાં તો તે વાસના પાતળી બની સદા દેખાયા કરે છે. જ્યારે દેહમાં અહંભાવથી, 'હું દેહરૂપે છું' એવી મર્યાદા બંધાય ત્યારે બહાર ઘટાદિક પદાર્થો પ્રગટ થાય છે. જ્યારે ચક્ષુ આદિ દ્વારથી અંતઃકરણ દ્વારા નીકળેલો અંતઃકરણની વૃત્તિવાળો જીવ, બહાર આવી ઘટ આદિ આકારવાળો થાય, ત્યારે 'હું ઘડાને જાણું છું' એવી રીતની ગ્રાહ્યની તથા ગ્રાહકની વાસનારૂપ સત્તા પ્રગટ થાય છે. જ્યારે આત્માનો બહારના ઘટાદિક અનાત્મ પદાર્થ સાથે સંયોગ થાય છે, ત્યારે ચૈતન્યપણાને લીધે ગ્રાહ્યપણાની તથા ગ્રાહકપણાની બુદ્ધિ ઝાંઝવાનાં પાણીની પેઠે ઉદય પામે છે. આ સંસારમાં કાંઈ છોડાતું પણ નથી, અને કાંઈ લેવાતું પણ નથી; કેમકે એક ચિદાત્મા જ બહારના તથા અંદરના આકારોરૂપે પ્રકાશે છે. જે આ સઘળું બ્રહ્માંડ છે, તે ચૈતન્યનો જ ચમત્કાર છે; માટે ભેદોની કલ્પનાઓ છોડી જ દો. આપણે તત્ત્વબોધથી શોભી રહ્યા છીએ. બહારનું કે અંદરનું જગત કાળત્રયમાં પણ, ચૈતન્યથી જુદું છે જ નહિ.[૬૫–૭૦] જેમ તેના પોતાના રૂપમાં સમુદ્ર જોવામાં આવે, તો તે સઘળાં તરંગાદિ ભેદોથી રહિત થઈ, આકાશથી પણ અત્યંત સ્વચ્છ એક શુદ્ધ જળજ થઈ જાય છે; તેમ આ સઘળું જગત જો તત્ત્વથી જોવામાં આવે તો, વાસનાઓના તથા અવસ્થાના ભેદોથી રહિત થઈ, તે કેવળ આદ્ય અને નિર્દોષ પરમપદરૂપ જ થઈ જાય છે.[૬૫–૭૧]

अब्धिर्यथा जलमपास्तसमस्तभेदः खादच्छमेव सकलं द्रवमेकशुद्धम् । सर्वं तथेदमपहस्तितभेदजातमाद्यं परं पदमनामयमेव बुद्धम् ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'બોધથી બ્રહ્મરૂપતા' એ નામનો સર્ગ ૫૧ મો સમાપ્ત



## સર્ગ પર મો×

### આસક્તિના ત્યાગથી જગતનો ક્ષય

॥ वसिष्ठ उवाच ॥

यो जीवस्यादितः स्वप्नो नानाकलनकोमलः ।
तमिम विद्धि संसारं न सत्यं नाप्यसन्मयम् ॥१॥

વાલ્મીકિ બોલ્યાઃ–હે રામચંદ્રજી ! પહેલો સમષ્ટિ જીવ થયો તેની અનેક કલ્પનાઓથી ભરેલું જે સ્વપ્ન છે, તે જ આ આપણો સંસાર છે એમ સમજો, કે જે સંસાર સત્ય પણ નથી અને અસત્ય પણ નથી, પરંતુ અનિર્વચનીય છે.[૧] જેવું આપણને સ્વપ્ન થાય છે, તેવું સમષ્ટિ જીવને સ્વપ્ન થયું જ નથી; પણ કોઈ બીજા પ્રકારનું થયું છે, તથા આપણી જાગ્રત અવસ્થાના આ લોકાદિક પદાર્થો, સમષ્ટિ જીવની જાગ્રત અવસ્થારૂપ પણ છે, અને સ્વપ્નાવસ્થારૂપ પણ છે.[૨] હે બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ રામચંદ્રજી ! સમષ્ટિ જીવનું સ્વપ્ન, આપણા સ્વપ્નની પેઠે તુરત નાશ પામતું જોવામાં આવતું નથી; એટલા માટે લાંબું છે અને નાશવાળું હોવાને લીધે અસત્ય પણ છે, એમ સમજો.[૩] સમષ્ટિ જીવની અંદરના વ્યક્તિગત જીવો જાણે એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જતા હોય, તેમ તે જીવો આ અસત્ય સંસારને અત્યંત સત્ય માની લે છે.[૪] સમષ્ટિ જીવની અંદર વ્યક્તિ જીવોને મોહરૂપ ભ્રાંતિ થતાં, ચેતનબ્રહ્મમાં પંચભૂતાદિ જડતાનો ઉદય થયો છે, અહંકારાદિક જડ પદાર્થમાં આત્મપણાના અભિમાનને લીધે, ચેતનનો ઉદય થયો છે અને અસત્ય દેહાદિમાં સત્યનો ઉદય થયો છે.[૫] સૂર્યમંડળના જીવો સ્વપ્નથી મોહ પામ્યા હોય તેમ સૂર્યની અંદર પણ આ સઘળા ત્રૈલો-

× આ બાવનમા સર્ગમાં જગત જીવના સ્વપ્નરૂપ છે અને આસક્તિના ત્યાગથી જગતનો ક્ષય થાય છે, એમ જણાવવાને વાસ્તે અર્જુનના આખ્યાનનું અવતરણ કરવામાં આવશે.

ક્યરૂપી ભ્રમને દેખે છે અને ભેદોની કલ્પનાઓથી તેઓ પોતે પણ ભમ્યા કરે છે.[૫-૬] વ્યક્તિગત જીવો વાસ્તવિક રીતે સર્વવ્યાપકપણાને લીધે અને મર્યાદા (માપ)થી રહિત સત્ય હોવાને લીધે, જે જે વસ્તુની ભાવના કરે છે, તે તે વસ્તુને તુરત પોતાની સત્તાના આરોપથી સત્ય જેવી માની લે છે, એટલા માટે સંસાર સંબંધી વસ્તુઓમાં, આસક્તિના ત્યાગથી, સંસાર સાચો છે એ ભ્રમની નિવૃત્તિ થતાં તત્ત્વવેત્તાને જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે. હે રામચંદ્રજી ! જે અસંગ સ્થિતિનો ઉપદેશ શ્રીકૃષ્ણ અર્જુનને આપવાના છે અને તેને લીધે જે અર્જુન જીવન્મુક્ત બની, પોતાની જિંદગી સુખથી પસાર કરશે, તે અસંગ સ્થિતિને આધારે તમે પણ જીવનને સુખે નિભાવો.[૭-૯]

રામ બોલ્યાઃ—હે મહારાજ ! એ પાંડુનો પુત્ર અર્જુન ક્યારે થશે અને શ્રીકૃષ્ણ તેને કેવી અસંગ સ્થિતિનો ઉપદેશ કરશે ?[૧૦]

વસિષ્ઠ બોલ્યાઃ—'આત્મા' એ કલ્પિત નામથી કહેવાતું અને જેમ આકાશમાં મહાકાશ રહે છે, તેમ આદિથી તથા અંતથી રહિત, પોતાના સ્વરૂપમાં જ રહેલું સત્તામાત્ર તત્ત્વ છે.[૧૧] જેમ સુવર્ણમાં કડાં વગેરે જોવામાં આવે છે અને જળમાં તરંગાદિક જોવામાં આવે છે, તેમ એ નિર્મળ તત્ત્વમાં સંસારરૂપી ભ્રમ જોવામાં આવે છે.[૧૨] જેમ જળની અંદર પક્ષીઓ સ્ફુરે, તેમ એ તત્ત્વમાં દેખાતા સંસારરૂપી જળની અંદર ચૌદ પ્રકારની પ્રાણીઓની જાતિઓ સ્ફુરે છે.[૧૩] તે જાતિઓમાં આ યમ, ચંદ્ર, સૂર્ય તથા ઇન્દ્રાદિક પ્રાણીઓ કે જેનાં ચરિત્રો વેદાદિકમાં કહેલાં છે, તેઓ પંચભૂતાત્મક સંસારમાં લોકપાલ થયા છે.[૧૪] એ લોકપાલોએ પોતપોતાના અધિકારને અનુસરતા સંકલ્પોથી ગોઠવેલી સમજણથી 'આ શ્રુતિસ્મૃતિ આદિમાં કહેલું પુણ્ય લેવા યોગ્ય છે અને આ નિષેધ કરેલાં પાપ તજવા યોગ્ય છે' એવી રીતની મર્યાદા સ્થાપી છે.[૧૫] હે રામચંદ્રજી ! પોતાના અધિકારને અનુસરીને જે કાર્ય કરવું જોઇએ તે કાર્ય કરવા, એ લોકપાલોમાંના એક લોકપાલ યમરાજનું ચિત્ત આજ સુધી પહાડની પેઠે સ્થિર રહેલું છે. એ મહાત્મા યમરાજા, યુગોની એક એક ચોકડી પસાર થતાં, દ્વાપરયુગના અંતમાં, પોતે પ્રાણીઓના નાશ કર્યો તે પાપ લાગવાની શંકાથી, કાંઈક તપ કરે છે. કોઈ સમયે આઠ વર્ષ સુધી, કોઈ સમયે દશ વર્ષ સુધી, કોઈ સમયે બાર વર્ષ સુધી, કોઈ સમયે પાંચ વર્ષ સુધી, કોઈ સમયે સાત વર્ષ સુધી અને કોઈ સમયે સોળ વર્ષ સુધી પણ તેઓ તપ કરે છે. આ પ્રમાણે જ્યારે યમરાજા તપ કરે છે, ત્યારે તે પોતે કંઈ કરતા નથી, એટલે મૃત્યુ જગતમાં કોઈ પણ પ્રાણીઓને મારતું નથી.[૧૬-૧૯] આ પ્રમાણે કોઈ પણ પ્રાણીઓનું મરણ નહિ થતાં જેમ વર્ષાઋતુમાં પસીનાવાળો હાથી મચ્છરોથી ઘેરાઈ જાય છે, તેમ પૃથ્વી અનેક પ્રાણીઓના સમૂહથી ઘેરાઈ જાય છે, કે જેથી હરવા-ફરવા વગેરેની પણ જગ્યા રહેતી નથી.[૨૦] હે રામચંદ્રજી ! આ પ્રમાણે થતાં, દેવતાઓ પૃથ્વીનો ભાર ઉતારવાને માટે ઘણી ઘણી યુક્તિઓથી, એ વિચિત્ર પ્રાણીઓનો નાશ કરવાની ગોઠવણ કરે છે. આવી પદ્ધતિ ચાલતાં હજારો યુગો, હજારો વ્યવહારો અને અનંત બ્રહ્માંડો વીતી ગયાં છે.[૨૧,૨૨] આ સૃષ્ટિમાંના યમરાજા, કે જે સૂર્યના પુત્ર છે અને પિતૃઓના અધિપતિ કહેવાય છે, તે પોતે કેટલોએક કાળ ગયા પછી પોતાના પાપના નાશને માટે બાર વર્ષ સુધી તપ કરશે અને લોકોને મારવાનું કામ બંધ રાખશે.[૨૩,૨૪] આમ થવાથી મરણ નહિ પામતાં અને બોજારૂપ થઈ પડેલાં માણસોથી તથા પ્રાણીઓથી, આ પૃથ્વી વૃક્ષોની ઝાડી જેવી ભીડવાળી થઈ જશે અને તેથી રાંક જેવી બની જશે.[૨૫] જેમ ચોર લોકોએ કનડેલી અને તેથી રાંક થયેલી પ્યારી સ્ત્રી, પતિને શરણે જાય, તેમ ભારથી દુઃખી થયેલી આ પૃથ્વી

વિષ્ણુને શરણે જશે.[૨૫] પૃથ્વી શરણે આવતાં નરનારાયણરૂપ વિષ્ણુ, બે દેહ ધરી, પૃથ્વીમાં અવતરશે અને તેમની સહાયતા કરવાને માટે સઘળા દેવતાઓ પોતપોતાના અંશોથી અવતરશે.[૨૬,૨૭] વિષ્ણુના બે દેહમાં એક દેહ વસુદેવને ઘેર અવતરશે અને તે વાસુદેવ અથવા શ્રીકૃષ્ણ કહેવાશે. બીજો દેહ પાંડુરાજાને ઘેર અવતરશે અને તે અર્જુન કહેવાશે. પાંડુરાજાનો મોટો પુત્ર યુધિષ્ઠિર નામનો થશે. એ ધર્મના અંશરૂપ અને ધર્મને જાણનાર યુધિષ્ઠિર સઘળી પૃથ્વીનો ચક્રવર્તી રાજા થશે.[૨૮,૨૯] એ યુધિષ્ઠિરનો ભાઈ–કાકાનો દીકરો દુર્યોધન, નામનો થશે. એ ભયંકર સ્વભાવવાળો દુર્યોધન જેમ નોળિયો સર્પનો પાકો શત્રુ હોય છે, તેમ યુધિષ્ઠિરનો પાકો શત્રુ થશે.[૩૦] એ યુધિષ્ઠિર અને દુર્યોધન એકબીજાનુ રાજ્ય લઈ લેવાની લાલચથી, લડાઈની તૈયારી કરતાં, કુરુક્ષેત્રમાં અતિ ભયંકર અઢાર અક્ષૌહિણી સેના ભેગી થશે.[૩૧] હે રામચંદ્રજી! શ્રીકૃષ્ણ, મોટા ગાંડીવ નામના ધનુષ્યને ધરનારા અર્જુન નામના પોતાના બીજા દેહના હાથથી, એ અક્ષૌહિણીઓનો ક્ષય કરાવીને, પૃથ્વીને ભાર વગરની કરશે. એ મહાભારત નામના યુદ્ધના આરંભમાં દેહાદિમાં આત્માના અધ્યાસને લીધે, હર્ષથી તથા શોકથી ઘેરાયેલો અર્જુન, પામરની પેઠે અજ્ઞાનવાળો થશે. બન્ને સેનામાં આવેલા પોતાના સ્વજનોને મરવા તૈયાર થયેલા જોઈ, એ અર્જુન ખેદ પામશે અને યુદ્ધ કરવાનું છોડી દેશે. ત્યારે ભગવાન સ્વય જ્ઞાનવાળા શ્રીકૃષ્ણના દેહે કરી, પૃથ્વીનો ભાર ઉતારવા અર્જુન નામના દેહને નીચે પ્રમાણે આત્મબોધ આપશે.[૩૨–૩૫]

શ્રીકૃષ્ણ બોલ્યાઃ–આ આત્મા કદી જન્મતો નથી, જન્મ્યા પછી હોતો નથી, વધતો નથી, પરિણામ પામતો નથી, ઓછો થતો નથી અને મરતો પણ નથી. અજન્મા, નિત્ય–શાશ્વત અને અનાદિસિદ્ધ એ આત્મા શરીર હણાતાં હણાતો નથી. જે પુરુષ આવા આત્માને હણનાર સમજે છે અને જે પુરુષ એવા આત્માને હણાયેલો સમજે છે, તે બન્ને પુરુષ આત્માને ખરી રીતે જાણતા જ નથી; કેમકે આત્મા હણતો પણ નથી અને હણાતો પણ નથી. હણનારપણાની અને હણાનારપણાની ભ્રાંતિનું નિમિત્ત અજ્ઞાન જ છે. આત્મા મર્યાદા (માપ)થી રહિત છે, સર્વદા એકરૂપ છે, આકાશથી પણ સૂક્ષ્મ છે અને સર્વવ્યાપક છે; માટે તેનું શું, શાથી, શી રીતે નાશ પામે? કશું, કશાથી, કશી રીતે નાશ પામે એમ નથી. હે અનુભવરૂપ અર્જુન! આત્મા કે જે મર્યાદાઓ (માપ)થી રહિત છે, અવ્યક્ત છે અને આદિથી તથા મધ્યથી પણ રહિત છે તેનું અવલોકન કરો. મર્યાદાઓથી રહિત અને નિર્દોષ જે આત્મચૈતન્ય છે, તે જ તમે છો. તમે અજન્મા છો, નિત્ય છો અને દોષોરૂપી રોગોથી રહિત છો.[૩૬–૩૯]

अनंतमव्यक्तमनादिमध्यमात्मानमालोकय संविदात्मन् । संविद्वपुः स्फारमलब्धदोषमजोसि नित्योसि निरामयोसि ॥ ३९ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'નરનારાયણાવતારકથન' એ નામનો સર્ગ ૫૨ મો સમાપ્ત

## સર્ગ ૫૩ મો*

## અહંકાર અને સંગના ત્યાગ વિષે

॥ श्रीभगवानुवाच ॥

अर्जुन त्वं न हंतात्वममिमानमलं त्यज ।
जरामरणनिर्मुक्तः स्वयमात्मासि शाश्वतः ॥१॥

શ્રીકૃષ્ણ બોલ્યાઃ–હે અર્જુન! તમે જરા તથા મરણ આદિ છ વિકારોથી રહિત છો, નિત્ય

* આ ત્રેપનમા સર્ગમાં અહંકારના ત્યાગનુ અને સગના ત્યાગ વગેરેનું લક્ષણ કહેવામા આવશે; તેન જ ઉપાસ્યનુ તથા જ્ઞેયનું સ્વરૂપ પણ સેલની વ્યવસ્થાથી કહેવામા આવશે.

છો અને સઘળાં પ્રાણીઓના આત્મા છો, માટે 'હું હણનાર છું' એવા અભિમાનરૂપી મેલને બિલકુલ છોડી દો.[1] તમે કોઈ ને પણ હણનાર નથી. જે પુરુષને ક્રોધ વગેરે થતાં 'હું અમુકને મારું છું' એવો અહંકાર થાય નહિ અને જેની બુદ્ધિ ક્રોધ કર્યા પછી પણ, હર્ષથી કે શોક વગેરેથી લેપાય નહિ, તે પુરુષ આ સઘળાં પ્રાણીઓને મારી નાખે તો પણ કોઈને તે મારતો નથી અને તેથી થતા પાપરૂપી ફળથી પણ તે બંધાતો નથી; કેમકે આત્મા નિત્ય છે, તેથી તેનો વધ થવો સંભવિત નથી અને દેહાદિક પદાર્થો મિથ્યાભૂત જ છે, તેથી તેઓનો પણ વધ થવો સંભવતો નથી.[2] દેહાદિકના એકપણાની ભ્રાંતિને લીધે જ, દેહાદિકના ધર્મરૂપ હરનારપણા વગેરેનો આત્મામાં પ્રતિભાસ થાય છે, એટલા માટે 'આ દેહાદિક હું છું અને આ સંબંધીઓ વગેરે મારાં જ' છે એવા ભ્રમજનક વિચારને છોડી દો.[3] હે અર્જુન ! 'હું મારું છું અને તેથી થતાં પાપોથી દુઃખી થવાનો છું' એવી રીતની ભ્રાંતિને લીધે જ પરવશ થઇને, તમે સુખ-દુઃખોથી પરિતાપ પામો છો.[4] અહંકારથી મૂઢ બનેલો પુરુષ, આત્માના અંશસમાન અને સત્ત્વાદિક ગુણોના વિકારરૂપ દેહ, ઇન્દ્રિયો આદિથી, પોતપોતાના વિભાગ પ્રમાણે કરાતાં કર્મોને, 'હું કરું છું' એમ માની લે છે. 'ચક્ષુ જોયા કરો, કાન સાંભળ્યા કરો, ચામડી સ્પર્શ કર્યા કરો અને રસના રસ જાણ્યા કરો, એ ઇન્દ્રિયોના સંઘાતમાં હું કોણ છું, કે જેથી તે તે વિષયોના ગ્રહણનું અભિમાન રાખું ? અભિમાન રાખવું એ વળી શું ?' વિદ્વાને એવી રીતનો નિશ્ચય રાખવો. મન આદિ ઇન્દ્રિયોનો સંઘાત સંકલ્પ આદિ પોતપોતાનાં કામોમાં લાગે તો પણ 'એમાંનો હું કોઈ નથી' એમ મહાત્માનો નિશ્ચય હોય છે. તમે પણ આવો નિશ્ચય રાખો એટલે પછી તમારે જેને માટે શોક કરવો પડે એવું કશું રહેશે જ નહિ. જે કામ ઘણા જણાએ મળીને કર્યું હોય તે કામમાં તેમાંનો એક જણ જો અભિમાનથી થયેલા દુઃખથી, શોક ધરે તો તેની મશ્કરી થાય, ત્યારે તેઓથી બહારનો કોઈ જણ તે કામનો શોક ધરે તો મશ્કરી થાય તેમાં શું કહેવું ?[5-8] મુમુક્ષુ પુરુષો ફળની આસક્તિને છોડી દઇને કેવળ ચિત્તશુદ્ધિને માટે જ કાયાથી, મનથી, બુદ્ધિથી અને ઇન્દ્રિયોથી કર્મ કરે છે, એટલે તેઓને તે કર્મ ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાનનો પ્રકાશ મેળવી પરમ પુરુષાર્થ અપાવે છે.[9] એ પ્રમાણે તમે પણ જો ફળની આસક્તિ નહિ રાખતાં યુદ્ધરૂપ સ્વધર્મ કરશો, તો તમને પણ તે કર્મથી ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાન પ્રગટ થઈને પરમ પુરુષાર્થ જ પ્રાપ્ત થશે. જેઓના દેહને અહંતારૂપી ઝેરનું ચૂર્ણ મારી નાખતું નથી, (ભોગમાં લંપટ કરતું નથી) તેઓ રાગાદિક રોગોથી રહિત હોવાને લીધે લૌકિક કે વૈદિક કર્મ કરતા હોય અને સહજ પ્રાપ્ત થયેલાં તેઓનાં ફળોને ભોગવતા હોય તો પણ કશું કરતા નથી અને ભોગવતા પણ નથી.[10] જેમ વિચક્ષણ અને ઘણાં શાસ્ત્રોને જાણનારો માણસ પણ જો દુષ્ટ સ્વભાવવાળો હોય તો ક્યાંય શોભતો નથી, તેમ કુલીન દેહ પણ જો મમતારૂપી અપવિત્ર પદાર્થથી અભડાયેલો હોય તો ક્યાંય શોભતો નથી. જે પુરુષ મમતા વગરનો, અહંકાર વગરનો, સુખ-દુઃખોને સમાન ગણનારો અને ક્ષમાવાળો હોય, તે પુરુષ લૌકિક કે શાસ્ત્રીય કર્મો કરતો હોય તો પણ તે કર્મોનાં ફળોથી લેપાતો નથી. હે પાંડુરાજાના પુત્ર અર્જુન ! ક્ષત્રિયોને માટે શાસ્ત્રોમાં કહેલું સંગ્રામોમાંથી નહિ નાસવારૂપ આ તમારું કર્મ, જો કે બંધુઓના વધરૂપ હોવાને લીધે ક્રૂર છે, તો પણ ચિત્તશુદ્ધિ દ્વારા બ્રહ્મજ્ઞાન આદિ સુખોને આપનાર થશે અને ધર્મ, યશ, રાજ્ય તથા સ્વર્ગ આદિ પ્રગતિને આપનાર પણ થશે.[11-13] જો કે ભીષ્મ તથા દ્રોણ આદિ પૂજ્ય લોકોની ઉપર શસ્ત્રો ઉગામવાં તથા શસ્ત્રો નાખવાં આદિ ઘણા

અધર્મો હોવાથી આ તમારું યુદ્ધરૂપી કર્મ ખરાબ જણાય છે, તો પણ તે કર્મ શાસ્ત્રોનાં જ પ્રમાણોથી ઉત્તમ કર્તવ્ય તરીકે ગણાય છે, તે પ્રમાણોથી તમે આ યુદ્ધમાં વિજય પામો. પોતાના ધર્મરૂપી કર્મથી મૂર્ખનું પણ કલ્યાણ થાય છે, ત્યારે વિદ્વાનનું કલ્યાણ કરે તેમાં તો શું કહેવું ? જેમાંથી અહંકાર ટળી ગયો હોય એવી બુદ્ધિ, કરોડો મહાપાપો કરે તો પણ તેઓનાં ફળોથી લેપાતી નથી. હે અર્જુન! તમે ફળની આસક્તિનો ત્યાગ કરી, સિદ્ધિમાં તથા અસિદ્ધિમાં સમતા રાખવારૂપ યોગમાં રહી, કર્મો કરો. ફળની આસક્તિને છોડી દઈ વર્ણાશ્રમના વ્યવહારથી પ્રાપ્ત થયેલાં કર્મોને કરશો, તો તેઓથી તમે બંધાશો નહિ.[૧૪-૧૬] જો રાજ્યલાભ આદિ લોભને લીધે, યુદ્ધ કરવામાં આવે, તો કદાચ અધર્મની પ્રાપ્તિ થાય; પણ ફળની આસક્તિનો ત્યાગ કરી, સ્વધર્મબુદ્ધિથી યુદ્ધ કરવામાં આવે, તો તેથી અધર્મ થાય નહિ.[૧૭] તમે શાંત બ્રહ્મમય થઇને બ્રહ્મમય કર્મ કરો. સઘળાં કર્મોને બ્રહ્માર્પણ કરી દેવાની પદ્ધતિ રાખશો, તો તમે તુરત બ્રહ્મ જ થશો. સર્વમાં સામાન્ય રીતે રહેલું બ્રહ્મતત્ત્વ નહિ જાણવાને લીધે, કર્મોને બ્રહ્માર્પણ કરવાની તમારી શક્તિ ન હોય તો તમે સગુણ ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ કરો, એટલે તમને કર્મનું બંધન થશે નહિ. સઘળાં કર્મો ઈશ્વરને અર્પણ કરી, ઈશ્વરમાં જ ચિત્ત રાખી, નિર્દોષ રહી અને સર્વ પ્રાણીઓના આત્મારૂપ થઇને, પૃથ્વીના શણગારરૂપ થાઓ અથવા સંન્યાસ ધારણ કરી સમ તથા શાંત મનવાળા અને આત્મતત્ત્વનો વિચાર કરનારા થઇને કર્મ કરો અને જીવન્મુક્ત રહો. ઉપર કહેલા સંન્યાસયોગની યુક્તિથી કર્મ કરવામાં આવે, તો પણ કર્મબંધન થતું નથી.[૧૮,૧૯]

**અર્જુન બોલ્યો**:—હે મહારાજ ! જ્ઞાન, યોગ, બ્રહ્માર્પણ, સંન્યાસ, સંગત્યાગ અને ઈશ્વરાર્પણ એ બધાનાં સ્વરૂપ અનુક્રમથી મને કહો કે જેથી મારો મોટો મોહ મટી જાય.[૨૦,૨૧]

**શ્રીકૃષ્ણ બોલ્યા**:—સઘળા સંકલ્પો શાંત થતાં, સઘળી વાસનાઓ વગરનું અને જેમાં કોઇ પણ ભાવનાવાળા આકાર રહે નહિ, એવું જે પ્રત્યગાત્મ સ્વરૂપ અવશેષ રહે તે જ પરબ્રહ્મ કહેવાય છે.[૨૨] એવા સ્વરૂપની પ્રાપ્તિને માટે જે ઉદ્યોગ કરવામાં આવે તેને વિદ્વાનો જ્ઞાન કહે છે અને યોગ પણ કહે છે. 'સઘળું જગત અને હું પણ બ્રહ્મ છીએ' એવી સમજણથી જગતનો અને અહંકારનો નાશ થાય, એ જ મુખ્ય બ્રહ્માર્પણ છે.[૨૩] બ્રહ્મનું સ્વરૂપ અંદર પણ દૃશ્ય વગરનું છે, બહાર પણ દૃશ્ય વગરનું છે, પથ્થરના ઉદરના જેવું એકાકાર છે, શાંત છે, આકાશના કોશની પેઠે સ્વચ્છ છે, અદૃશ્ય છે અને પોતે જ દૃષ્ટા અને દર્શનરહિત કેવળ દૃશ્ય માત્ર છે. આવા બ્રહ્મસ્વભાવમાંથી અન્યપણાનો જે ભાવ પ્રગટ થવો તે જ જગતનો પ્રતિભાસ છે, કે જે પ્રતિભાસ ગંધર્વનગરના આકાશની પેઠે શૂન્ય જ છે.[૨૪,૨૫] જેમ બ્રહ્મમાં જગતનો અધ્યાસ થયો છે, તેમ બ્રહ્મના કરોડો અંશો જેવા જીવોમાં, પ્રત્યેક અહંભાવનો, આ કોઈ પ્રકારનો અધ્યાસ થયો છે, માટે અહંભાવ ઉપર આગ્રહ રાખવો યોગ્ય નથી.[૨૬] અહંભાવ પોતાના અધિષ્ઠાનરૂપ બ્રહ્મથી જુદા જેવો જણાતા છતાં પણ, વાસ્તવિક રીતે જુદો નથી જ; કેમકે જુદાપણું એ મર્યાદા (માપ) છે અને તે મર્યાદા (માપ) બ્રહ્મમાં નથી. એટલા માટે વિદ્વાન પુરુષો અહંભાવ ધરતા જ નથી.[૨૭] જેમ અહંભાવ બ્રહ્મથી જુદો નથી, તેમ ઘટપટ આદિ મારાં છે એવો જ મારાપણાનો ભાવ તે પણ બ્રહ્મથી જુદો નથી. અહંતા તથા મમતા એ બન્ને સમુદ્રની પેઠે ભરપૂર પોતાનું આત્મસ્વરૂપ જ છે, માટે તેમાં આગ્રહ રાખવો યોગ્ય નથી.[૨૮] જેમ જેમ અહંતા તથા મમતા થવાથી, વિષયોની વિચિત્રતાઓ સ્ફુરે છે અને તેથી ભેદ દેખાય છે અને તે ભેદ દૂર થતો નથી, તેમ સત્તા

અને પ્રકાશ આપનાર, આ આત્મા એક જ સ્ફુરે છે અને તેથી જ અભેદ દેખાય છે તે અભેદભાવ શા માટે દૂર કરવો ?[૨૯] આવા વિચારથી સારાસારના વિભાગને જાણનાર,પુરુષની બુદ્ધિમાં અહંતા તથા મમતાના આગ્રહનો ક્ષય થતાં, સઘળાં કર્મોનાં ફળોની સ્પૃહાનો જ ત્યાગ થાય છે, તેને વિદ્વાનો સંન્યાસ કહે છે.[૩૦] આવો સંન્યાસ થતાં સઘળા સંકલ્પોનાં ગૂંચળાંનો જે ત્યાગ થાય છે, તે સંગત્યાગ કહેવાય છે. જે કાંઈ આ કલ્પનારૂપ દ્વૈતજાળ છે, તે સઘળું તેના ઉપાદાનરૂપ ઈશ્વરમાત્ર જ છે, એવી ભાવનાથી દ્વૈતના પ્રતિભાસને દૂર કરવો એ જ ઈશ્વરાર્પણ છે એમ સમજવું. ચિદાત્મામાં અજ્ઞાનને લીધે જ આ જગત સંબંધી પદાર્થોનો ભેદ દેખાય છે, માટે તે નામમાત્ર જ છે.[૩૧,૩૨] સઘળાં નામોનો અર્થ અનુભવરૂપ પરબ્રહ્મ જ છે, માટે જગત અને પરબ્રહ્મ એક જ છે તેમાં કશો સંદેહ નથી. દિશાઓ પણ હું છું, જગત પણ હું છું, કર્મોનો આશ્રય પણ હું છું, કર્મ પણ હું છું,[૩૩] કાળ પણ હું છું, નિરાકારરૂપ પણ હું છું, સાકારરૂપ પણ હું છું અને સાકારરૂપને આધીન રહેનારું જગત પણ હું જ છું. તમે મારામાં જ મન રાખો, મારું જ ભજન કરો, મારું જ યજન કરો અને મને જ પ્રણામ કરો. અધિકારને અનુસરી મારા સાકાર સ્વરૂપમાં અથવા નિરાકાર સ્વરૂપમાં ચિત્ત રાખી મારામાં જ તત્પર રહેશો, તો હું કે જે તમારો આત્મા જ છું તેને પામશો.[૩૪]

અર્જુન બોલ્યોઃ—હે દેવાધિદેવ! સાકાર અને નિરાકાર એ રીતે તમારાં બે સ્વરૂપ છે. તેમાં હું ક્યારે કયા રૂપનો આશ્રય કરી રહું કે જેથી મને સિદ્ધિ પ્રાપ્ત થાય ?[૩૫]

શ્રીકૃષ્ણ બોલ્યાઃ—સાકાર અને નિરાકાર એ રીતે મારાં બે સ્વરૂપો છે. તેઓમાં હાથ-પગ આદિ અવયવોવાળું, શંખ, ચક્ર અને ગદાને ધરનારું જે રૂપ છે, તેને સાકારસ્વરૂપ સમજો. આદિથી તથા અંતથી રહિત એક અને નિર્દોષ જે મારું સ્વરૂપ છે તેને નિરાકારસ્વરૂપ સમજો કે જે સ્વરૂપ બ્રહ્મ, આત્મા તથા પરમાત્મા ઇત્યાદિ શબ્દોથી કહેવાય છે. જ્યાં સુધી તમે અજ્ઞાનને લીધે, આત્માને ન જાણો ત્યાં સુધી ચાર ભુજાવાળા સાકાર સ્વરૂપનું પૂજન કર્યા કરો.[૩૬-૩૮] પછી ચિત્તશુદ્ધિના ક્રમથી, જ્ઞાની થશો ત્યારે મારું આદિથી તથા અંતથી રહિત, જે નિરાકાર રૂપ છે તે તમારા જોવામાં આવશે, કે જે જાણવાથી ફરીવાર જન્મ લેવો પડતો નથી.[૩૯] હે શત્રુઓનું મર્દન કરનારા અર્જુન! જો તમારું ચિત્ત શુદ્ધ છે એમ તમે માનતા હો, તો મારા પારમાર્થિક સ્વરૂપને અને તમારા આત્માને એકરૂપ કરી, અખંડ સ્વરૂપને જાણી, તુરત તેમાં જ નિષ્ઠા રાખો. 'દિશાઓ હું છું' અને 'જગત હું છું' ઇત્યાદિક મેં તમને વિભૂતિઓનો ઉપદેશ કર્યો, તેનું તાત્પર્ય તો તે વિભૂતિઓના અધિષ્ઠાનરૂપ, પોતાના તત્ત્વને જાણવા માટે જ છે. હું ધારું છું કે તમે સારી રીતે પ્રબુદ્ધ થયા છો, સ્વરૂપમાં શાંત થયા છો અને સંકલ્પોથી રહિત થયા છો, તો હવે સત્ય તથા અખંડ આત્મમય જ રહેજો.[૪૦-૪૨] તમે નિસ્સંગપણારૂપ યોગથી જોડાઈને સર્વત્ર સમદૃષ્ટિવાળા થઈ, આત્માને સર્વ પદાર્થોમાં વ્યાપી રહેલા (અનુસ્યૂત) જુઓ અને સર્વ પદાર્થોને આત્મામાં અધ્યસ્ત જુઓ.[૪૩] જે પુરુષ સર્વ પદાર્થોમાં રહેલા આત્માને, એકપણાની દૃઢ ભાવના રાખીને, ભજે છે, તે પુરુષ સમાધિમાં વર્તતો હોય અથવા વ્યવહારમાં હોય તો પણ ફરીવાર જન્મતો નથી. જ્યારે સર્વ પદાર્થોમાં અધિષ્ઠાનપણાથી રહેલો આત્મા છે એમ કહેવામાં આવે, ત્યારે સર્વ શબ્દનો અર્થ અધિષ્ઠાનથી જુદો નહિ મળવાને લીધે એકપણાને પ્રાપ્ત થાય છે.[૪૪,૪૫] એક શબ્દનો અર્થ આત્માપણાને પ્રાપ્ત થાય છે અને તે આત્મા પંચભૂતોના જેવા સ્વભાવવાળો રહેતો નથી, પણ પરમાનંદ ચૈતન્યરૂપ જ થઈ જાય છે.

એ આત્મા જેના અનુભવમાં આવે તે પુરુષને અનુભવ થતી વખતે જ પરમાનંદ ચૈતન્યરૂપ કેવળ, એકભાવ (કૈવલ્ય) પ્રાપ્ત થાય છે.[૪૬] ત્રૈલોક્યનાં ચિત્તોને પ્રકાશ આપનારો, અંદરનો જે પ્રકાશ અનુભવમાં આવે છે તે આત્મા હું છું, એવો નિશ્ચય છે. ત્રૈલોક્યની અંદરનાં જળ, ગાયનું દૂધ વગેરે પદાર્થો, સમુદ્રથી થતા મીઠું વગેરે પદાર્થો અને બીજા પણ શેરડી તથા મધ વગેરે પદાર્થો જીભની અણી પર આવતાં રસોનો જે સામાન્ય અનુભવ થાય છે, તે જ આત્મા છે. સઘળાં શરીરોની અંદર વિષયોથી રહિત, જે સૂક્ષ્મ સામાન્ય અનુભવ રહ્યો છે, તે જ સર્વવ્યાપક આત્મા છે.[૪૭-૪૮] જેમ સઘળા દૂધની અંદર ઘી રહ્યું છે, તેમ સર્વ પદાર્થોની અંદર તથા દેહોની અંદર આત્મા રહેલ છે.[૪૯] જેમ સમુદ્રનાં સઘળાં રત્નોની બહાર તથા અંદર પણ તેજ રહેલ છે, તેમ સઘળા દેહોની બહાર તથા અંદર પણ આત્મા રહેલ છે, કે જે આત્મા મૂઢ લોકોને રત્નોમાં કોઈ ઠેકાણે જણાતો નથી.[૫૦] જેમ હજારો ઘડાઓની અંદર તથા બહાર પણ આકાશ રહેલ છે, તેમ ત્રૈલોક્યનાં શરીરોની અંદર તથા બહાર પણ આત્મારૂપ હું રહેલો છું.[૫૧] જેમ સેંકડો મોતીઓના સમૂહોમાં એક જ તાંતણો પરોવાઈ રહે છે, તેમ લાખો દેહોમાં એક જ આત્મા પરોવાઈ રહેલો છે, કે જે મૂઢ લોકોના જોવામાં આવતો નથી.[૫૨] બ્રહ્માથી માંડીને તૃણપર્યંત સઘળા પદર્થોના સમૂહોમાં જે સત્તાસામાન્ય રહ્યું છે, તે જ અજન્મા આત્મા છે, એમ બ્રહ્મવેત્તાઓનો નિશ્ચય છે.[૫૩] સંકલ્પરૂપે જરાક સ્ફુરેલા આકારવાળું બ્રહ્મ, અહંકારાદિ તથા જગત આદિ ભ્રમ આપનારો ક્રમથી દેખાય છે, માટે અહંકાર આદિ તથા જગત આદિ જે કાંઈ છે તે બ્રહ્મ જ છે.[૫૪] હે અર્જુન! આ જે જગતનું રૂપ છે, તે આત્મા જ છે, માટે તેમાં શું હણાય? કોણ હણાય? કોણ હણે? અને સુખોથી, અસુખોથી તથા જગતસંબંધી દુઃખોથી એ આત્માનું શું લેપાય?[૫૫] પ્રતિબિંબોમાં અરીસાની પેઠે સમતાથી તથા સાક્ષીજનાપણાથી રહેલા અને પ્રતિબિંબો જેના જણાતા સઘળા પદાર્થો નાશ પામતાં પણ નાશ નહિ પામનારા આત્માને જે પુરુષ જાણે, તે પુરુષને જ વિવેકી સમજવો.[૫૬] 'જે ચૈતન્ય છે તે હું છું અને જે જડ છે તે હું નથી' એમ જે હું કહું છું તે તો જડના તથા ચૈતન્યના વિવેકને માટે કહું છું. વાસ્તવિક રીતે તો જે કાંઈ છે તે આત્મા હું જ છું, એમ સમજો.[૫૭] અહંતાવૃત્તિવાળા ચિત્તમાં રહેનારી આ સઘળી સૃષ્ટિ તથા પ્રલયરૂપ વિકારો જેમ સમુદ્રમાં જળની ગતિઓ થાય છે, તેમ આત્મામાં જ પ્રવર્તે છે.[૫૮] જેમ પર્વતોમાં પથરાપણું છે, વૃક્ષોમાં લાકડાપણું છે અને તરંગોમાં જળપણું છે, તેમ પદાર્થોમાં આત્માપણું છે.[૫૯] જે પુરુષ આત્માને સર્વ પદાર્થોમાં અનુસ્યૂત જુએ, સર્વ પદાર્થોને આત્મામાં અધ્યસ્ત જુએ અને આત્માને અકર્તા જુએ, તે પુરુષને જ દેખતો સમજવો.[૬૦] હે અર્જુન! જેમ અનેક આકારોવાળા તથા અનેક વિકારોવાળા તરંગોમાં જળ રહ્યું છે અને કડાં વગેરે પદાર્થોમાં સુવર્ણ રહ્યું છે, તેમ અનેક આકારો તથા અનેક વિકારોવાળાં સર્વ ભૂતોમાં આત્મા રહ્યો છે.[૬૧] જેમ અનેક પ્રકારના ચપળ તરંગો જળમાં રહ્યા છે અને કડાં વગેરે પદાર્થો સુવર્ણમાં રહ્યા છે, તેમ સઘળાં ભૂતો પરમાત્મામાં રહ્યાં છે.[૬૨] હે અર્જુન! સઘળા પદાર્થો, પ્રાણીઓ અને પરબ્રહ્મ એ સઘળું એક જ છે એમ સમજો, જુદાપણું જરા પણ નથી.[૬૩] જે કાંઈ છે તે બ્રહ્મ જ છે, માટે જન્મ-મરણાદિ ભાવવિકારો કોને થાય, ક્યાં થાય અને જગત પણ ક્યાં રહ્યું? માટે તમે શા માટે વૃથા મોહ ધરો છો?[૬૪] આ પ્રમાણે નિર્મળ બ્રહ્મસ્વરૂપનું શ્રવણ કરી અને અંદર પૂરા નિશ્ચયથી તેનો અનુભવ કરી સંતુષ્ટ ચિત્તવાળા સમદર્શી મહાત્મા જીવન્મુક્ત લોકો આ જગ-

તમાં વિચરે છે.[૬૫] માનથી તથા મોહથી રહિત રહેનારા, સંગના દોષોને જીતી લેનારા, વેદાંત-શાસ્ત્રમાં જ નિષ્ઠા રાખનારા, કામનાઓથી રહિત થઇને રહેનારા અને સુખ–દુઃખ આદિ નામનાં દ્વંદ્વોથી મુક્ત થયેલા વિદ્વાન લોકો અને વિદેહ-કૈવલ્યરૂપ અવિનાશી પદને પ્રાપ્ત થાય છે.[૬૬]

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः । द्वंद्वैर्विमुक्ताःसुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ ६६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ–પ્રકરણના પૂર્વાર્ધનો 'અર્જુનોપદેશ' એ નામનો સર્ગ ૫૩ મો સમાપ્ત**

## सर्ग ५४ मो

### સુખ–દુઃખાદિનું કારણ અને આત્મોપદેશ *

॥ श्रीभगवानुवाच ॥

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥१॥

શ્રીકૃષ્ણ બોલ્યાઃ–હે મહાબાહુ અર્જુન! ફરીવાર પણ હું તમને ઉત્તમ વચન કહું છું, તે સાંભળો. તમે પ્રીતિથી સાંભળવા ઇચ્છો છો અને સાંભળી–સમજીને સંતોષ પામો છો, એટલા માટે તમારું હિત કરવાની ઇચ્છાથી હું તમને કહું છું.[૧] હે કુંતીપુત્ર અર્જુન! 'વિષયો જ સુખ–દુઃખરૂપ છે' એવી ભ્રાંતિને છોડી દો; કેમકે ઉનાળામાં ઠંડો પદાર્થ સુખદાયી થાય છે, ગરમ પદાર્થ દુઃખદાયી થાય છે અને શિયાળામાં ગરમ પદાર્થ સુખદાયી થાય છે અને ઠંડો પદાર્થ દુઃખદાયી થાય છે; માટે વિષયો સુખ–દુઃખરૂપ નથી, એમ સિદ્ધ થાય છે. વિષયો સુખ–દુઃખરૂપ નથી, પણ જનારા–આવનારા છે અને અનિત્ય છે; માટે પ્રિય વિષયો પ્રાપ્ત થતાં વૈરાગ્ય રાખો અને અપ્રિય વિષયો પ્રાપ્ત થતાં સહનશીલ થાઓ.[૨] સુખ અને દુઃખ એ અદ્વૈત પૂર્ણાનંદ સ્વભાવવાળા આત્માથી ભિન્ન નથી; માટે દુઃખ પણ ક્યાં રહ્યું? અને સુખ પણ ક્યાં રહ્યું? પ્યારાં ધનપુત્ર આદિ મળી આવે તો 'હું પૂર્ણ છું' એવી ભ્રાંતિથી, અભિમાનને લીધે સુખ થાય છે અને પ્યારાં ધનપુત્રાદિનો વિયોગ થાય તો 'હું અધૂરો છું' એવી ભ્રાંતિથી અભિમાનને લીધે, દુઃખ થાય છે, પણ વાસ્તવિક રીતે વિચારી જુઓ તો આત્મા, જે આદિ તથા અંતથી રહિત છે અને અવયવોથી પણ રહિત છે, તેને પૂર્ણ થવું તથા અધૂરું થવું સંભવે જ કેમ?[૩] જેને વિષયોના તથા ઇન્દ્રિયોના સાચાપણાની ભ્રાંતિ ટળી જાય, તે જીવ ધીર, તત્ત્વદર્શી અને સુખ–દુઃખોમાં સમાનદૃષ્ટિવાળો થઇને જીવન્મુક્ત થાય છે.[૪] 'આત્મા સર્વરૂપ છે' એમ સમજવામાં આવે તો, દુઃખ આદિ ભેદો પણ આત્મારૂપ હોવાને લીધે પ્રતિકૂળ લાગે જ નહિ. 'દુઃખ આદિ ભેદો મિથ્યા જ છે,' એમ સમજવામાં આવે તો પણ મોટો લાભ એ છે કે મિથ્યાભૂત પદાર્થો સહન કરી શકાય એમ છે.[૫] આત્મા જ સર્વરૂપે દેખાય છે, માટે સુખ કે દુઃખ મુદ્દલ છે જ નહિ. અધિષ્ઠાનભૂત આત્મામાં કલ્પિત અનાત્મપદાર્થોની વાસ્તવિક સત્તા કેમ હોય? દુઃખાદિ અસત્ પદાર્થો છે, માટે તેઓની સત્તા નથી અને આત્મા સત્ પદાર્થ છે, તેથી તેની અસત્તા નથી. એટલા માટે સુખ–દુઃખાદિ છે જ નહિ અને જે કાંઈ છે, તે કેવળ પરમાત્મા જ છે. હે અર્જુન! તમે જગતના સત્પણાની બુદ્ધિને તથા આત્માના અસત્પણાની બુદ્ધિને છોડી દઈને, સત્‌ના તથા અસત્‌ના સંબંધના નિમિત્તભૂત મનને પણ તુચ્છ જાણી છોડી દઈને, આત્મામાં જ દૃઢ નિષ્ઠા રાખો.[૬] હે અર્જુન! સાક્ષીભૂત આત્મા ચેતન છતાં પણ અને શરીરની અંદર રહેલો

* આ ચોપનમા સર્ગમા સુખ–દુઃખો વગેરેના સબંધનું કારણ, તેઓના ત્યાગનો ક્રમ અને જેના આશ્રયથી સુખ–દુઃખાદિકનો ત્યાગ થાય તે, એ સઘળું કહેવામા આવશે

છતાં પણ સુખોથી રાજી થતો નથી અને દુઃખોથી ગ્લાનિ પામતો નથી.[૧-૯] દેહપણાને પામેલા ચિત્ત આદિ જડ પદાર્થો જ દુઃખને પાત્ર છે. તે ચિત્તાદિક પદાર્થો બગડે કે નષ્ટ થઈ જાય તો પણ તેમાં આત્માનું કશું બગડે કે નષ્ટ થાય એમ નથી. દેહ આદિ જડ પદાર્થનો સમુદાય કે જે દુઃખ વગેરેને ભોગવનાર માનવામાં આવે છે, તે સમુદાય પણ અબોધને લીધે ઊઠેલો માયારૂપ ભ્રમ જ છે, એમ સમજો. દેહ આદિ કે દુઃખ આદિ કોઈ પદાર્થ આત્માથી જુદો નથી, માટે કોણ કોનો અનુભવ કરે? જે આ દુઃખ છે તે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલી ભ્રાંતિ છે, માટે તે યથાર્થ બોધથી જ નષ્ટ થાય છે. આ વિષયમાં દૃષ્ટાંત કહું છું, તે સાંભળો [૧૦-૧૩] જેમ રજ્જુમાં સર્પનો ભય અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે માટે બોધથી નષ્ટ થઈ જાય છે, તેમ દેહ આદિ તથા દુઃખ આદિ અબોધથી થયું છે માટે બોધથી જ નષ્ટ થઈ જાય છે.[૧૪] 'સઘળું જગત પૂર્ણબ્રહ્મ જ છે, માટે તે નષ્ટ પણ થતું નથી અને ઉત્પન્ન પણ થતું નથી' એમ સમજવું એ જ સાચું છે અને એ જ પરમ બોધ છે.[૧૫] જેમ સમુદ્રમાં કાંઈક તરંગપણું થઈને પાછું લીન થઈ જાય છે, તેમ બ્રહ્મમાં કાંઈક જગતપણું થઈને પાછું લીન થઈ જાય છે. હે અર્જુન! જેમ ચકરીમાં જળ સ્ફુરે તેમ તમારામાં બ્રહ્મ જ સ્ફુરે છે, માટે તમે નિર્દોષ બ્રહ્મ જ છો. જે કાંઈ કાળ જેવું, ક્રિયાઓ જેવું, દેશો જેવું, તુંપણા જેવું, હુંપણા જેવું અને સેનાવાળાઓ જેવું દેખાય છે તે સઘળું બ્રહ્મનો જ વિવર્ત છે, માટે તેમાં ભાવપણાની કે અભાવપણાની કલ્પના જ કરવી ઘટતી નથી.[૧૬,૧૭] તમે માનને, મદને, શોકને, ભયને, તૃષ્ણાને, સુખને અને દુઃખને છોડી દો. આ સઘળું દ્વૈત મિથ્યા છે. તમે સઘળા દ્વૈતના અધિષ્ઠાનરૂપે એક અને સતરૂપ થાઓ.[૧૮] આ સેનાઓમાં જે માણસો તથા પશુઓ વગેરે છે, તેઓ પણ અનુભવરૂપ બ્રહ્મ છે અને તેઓનો તમારા હાથથી જે ક્ષય થશે, તે પણ અનુભવરૂપ બ્રહ્મ જ થશે, માટે શુદ્ધ બ્રહ્મને યુદ્ધરૂપ સ્વધર્મથી બ્રહ્મમય જ કરો.[૧૯] હે અર્જુન! સુખમાં સુખબુદ્ધિ, દુઃખમાં દુઃખબુદ્ધિ, લાભમાં લાભબુદ્ધિ, હાનિમાં હાનિબુદ્ધિ, જયમાં જયબુદ્ધિ અને પરાજયમાં પરાજયબુદ્ધિ નહિ રાખતાં, સર્વમાં બ્રહ્મબુદ્ધિ રાખીને, શુદ્ધ બ્રહ્મરૂપ જ થાઓ. તમે બ્રહ્મરૂપ મહાસાગર છો માટે તમારામાં બ્રહ્મરૂપ જ તરંગો ઊઠે છે.[૨૦] તમે લાભ-હાનિમાં સમાન બુદ્ધિવાળા થઈ, દેહાદિકમાં આત્મભાવના છોડી દઈ અને ગુફામાં ભરાયેલા પવનની પેઠે, ચંચળપણાથી રહિત થઈ આવી પડેલું યુદ્ધરૂપ કાર્ય કરો.[૨૧] હે અર્જુન! તમે જે કરો છો, જે ભોગવો છો, જે હોમો છો, જે આપો છો અને જે હવે પછી કરશો તે સઘળું આત્મા જ છે, એવી દૃઢ ભાવના રાખીને સ્થિર થાઓ.[૨૨] જે માણસ ચિત્તમાં જે વસ્તુનું ધ્યાન ધરે તે માણસ તે વસ્તુને અવશ્ય પ્રાપ્ત થાય છે, માટે તમે સત્યબ્રહ્મને પામવા માટે ચિત્તમાં સત્યબ્રહ્મમય થાઓ.[૨૩] બ્રહ્મવેત્તા પુરુષ પોતે સઘળી કામનાઓને શાંત કરનાર, પરમ પુરુષાર્થ મેળવી વ્યવહારથી પ્રાપ્ત થયેલાં કર્મોને બ્રહ્મની ભાવનાથી રાગરહિત બનાવીને કરે છે.[૨૪] જે પુરુષ કર્મમાં બ્રહ્મદૃષ્ટિ રાખે અને બ્રહ્મરૂપ સ્થિતિને જ અવશ્ય કરવા યોગ્ય ધારે, તે પુરુષ જ માણસોમાં બુદ્ધિમાન ગણાય છે અને સંપૂર્ણ કર્મ કરનારો કહેવાય છે.[૨૫] હે અર્જુન! તમે લાભ વગેરેની લાલચથી કર્મ કરો નહિ, તેમ પ્રાપ્ત થયેલાં કર્મો ન કરવામાં પણ આસક્તિ રાખો નહિ, પરંતુ ફળની સિદ્ધિમાં તથા ફળની હાનિમાં સરખી ભાવના રાખીને, પ્રાપ્ત થયેલાં કર્મો કરો.[૨૬] તમે કર્મોમાં આસક્તિ છોડી દેશો, એટલે કર્મરહિત થશો અને તેથી તત્ત્વદર્શન કરવામાં ઉત્સાહ ધરાવી સમાન સ્થિતિમાં વાસ કરો.[૨૭] જે માણસ કર્મોનાં ફળોમાં આસક્તિ નહિ રાખતાં, સર્વદા

તૃપ્ત રહે છે અને અભિમાનથી રહિત થાય છે, તે માણસ કર્મોમા ખૂબ જ રચ્યોપચ્યો રહેતો હોય, તો પણ કશુ કરતો નથી [૨૮] જે આસક્તિ છે, તે જ કર્તાપણુ કહેવાય છે જો મનમાં મૂર્ખતા હોય તો, કર્મો નહિ કરતાં છતાં પણ કર્તાપણુ થાય છે, માટે મૂર્ખતાનો જ ત્યાગ કરવો જોઇએ.[૨૯] પરમતત્ત્વને જાણનારા ગુરુનો આશ્રય કરી, આસક્તિરહિત રહેનારો મહાત્મા પુરુષ, સઘળાં કર્મો કરે, તો પણ તેને કદી કર્તાપણુ પ્રાપ્ત થતુ નથી.[૩૦] કર્તાપણાનો ભાવ મટી જવાથી ભોક્તાપણાનો ભાવ દૂર થાય છે, અને તેથી એકતો પ્રાપ્ત થાય છે, સપૂર્ણ એકતાથી જીવન્મુક્તપણું પ્રાપ્ત થાય છે અને જીવન્મુકતપણાથી વિદેહમુક્તિ પ્રાપ્ત થાય છે હે અર્જુન! તમે ભેદબુદ્ધિને બિલકુલ છોડી દઈ, પરમાત્માની સાથે એકતા પામીને, પછી કરવાનુ કે ન કરવાનું કામ કરશો તો પણ કર્તા થશો જ નહિ. જે પુરુષનાં સઘળાં કર્મો, કામનાઓના સંકલ્પોથી રહિત હોય, તે જ્ઞાનરૂપ અગ્નિથી બળી ગયેલાં કર્મોવાળા પુરુષને, વિદ્વાન લોકો પંડિત કહે છે,[૩૩] જે પુરુષ સમ, સૌમ્ય, સ્થિર, સ્વસ્થ, શાંત અને સઘળા વિષયોમાં સ્પૃહા વગરનો રહે, તે પુરુષ ક્રિયાઓ કરતો હોય તો પણ તે કોઈ જાતની ક્રિયાઓ કરતો નથી [૩૪] હે અર્જુન! તમે સુખ-દુઃખાદિક દ્વન્દ્વોથી રહિત થાઓ, ભરણપોષણની ચિન્તાથી રહિત થાઓ, ધીર થાઓ, સર્વદા સ્વરૂપમા જ રહો, વ્યવહારની પદ્ધતિથી આવી પડેલા કાર્યોને અનુસર્યા કરો અને એવી રીતે પૃથ્વીના ગણગારૂપ થાઓ.[૩૫] જે માણસ કર્મેન્દ્રિયોને કર્મો કરવાથી અટકાવીને, મનથી વિષયોનુ સ્મરણ કર્યા કરે, તે મૂઢ માણસ ઢોંગી કહેવાય છે [૩૬] જે માણસ મનથી ઇન્દ્રિયોને નિયમમાં રાખીને કર્મેન્દ્રિયોથી કર્મો કર્યા કરે, તે આસક્તિ વગરનો માણસ શ્રેષ્ઠ ગણાય છે.[૩૭] જેમ નદીઓ ભરપૂર રહેનારા સમુદ્રમા પ્રવેશ કરે છે અને સમુદ્રપણું પામીને સમુદ્રમાં જ લીન થાય છે, તેમ મિથ્યાત્વબુદ્ધિથી દૂર થયેલા સઘળા વિષયો, જે પુરુષના આત્મામાં પ્રવેશ કરે છે અને આત્મામાં જ લીન થઈ જાય છે, તે પુરુષ શાંતિને પામે છે. કામનાઓવાળો પુરુષ કદી શાંતિને પામતો નથી.[૩૮]

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत्। तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥ ३८॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો ' આત્મજ્ઞાનોપદેશ' એ નામનો સર્ગ ૫૪ મો સમાપ્ત**

## सर्ग ५५ मो×

### જીવતત્ત્વનિરૂપણ

॥ श्रीभगवानुवाच ॥

न कुर्याद्भोगसंत्यागं न कुर्याद्भोगभावनम्। स्थातव्यं तु समेनैव यथाप्राप्तानुवर्तिना ॥ १ ॥

શ્રીકૃષ્ણ બોલ્યાઃ-હે અર્જુન! ભોગોનો ત્યાગ પણ ન કરવો અને સારા ભોગો મેળવવા પ્રયત્ન પણ કરવો નહિ, પરંતુ લાભમાં અને હાનિમાં એક સમાન ભાવથી રહેવું અને જે કાંઈ પ્રાપ્ત થાય તેને અનુસરવુ.[૧] દેહ કે જે અનાત્મા છે અને જન્મ આદિ વિકારોવાળો છે, તેમાં આત્માપણાની ભાવના નહિ કરતાં આત્મા, કે જે સત્ય છે અને જન્મ આદિ વિકારોથી રહિત છે, તેમા જ આત્માપણાની ભાવના રાખો હે અર્જુન! દેહનો નાશ થાય તો પણ કંઈ નાશ પામતું નથી. જો આત્માનો નાશ થતો હોય તો તે જ ખરો નાશ કહેવાય, પણ આત્મા નિત્ય સ્થિર હોવાને લીધે નાશ પામે એવો જ નથી.

× આ પંચાવનમા સર્ગમા દેહાદિકનો નાશ થતા મૂઢનો કે તત્ત્વવેત્તાનો બેઉનો પણ આત્મા નષ્ટ થતા નથી, પરંતુ ભ્રાંતિને લીધે, મૂઢને જન્માદિક થાય છે અને તે ભ્રાંતિ નહિ હોવાને લીધે તત્ત્વવેત્તાને જન્માદિક થતા નથી, એમ નિરૂપણ કરવામા આવશે

આત્માનો દેહાદિ સાથે સંબંધ થાય છે તેનું કારણ ચિત્ત છે, એટલે જો આત્માને ચિત્તથી જુદો પાડીને જોવામાં આવે, તો આત્મા જન્માદિ વિકારોથી રહિત છે એમ નિશ્ચય થાય છે. આવા બોધવાળો પુરુષ યુદ્ધ આદિ કર્મો કરતો હોય તો પણ તે કશુ કરતો નથી.[૩-૪] જે આસક્તિ છે, તેજ કર્તાપણું કહેવાય છે. જો મનમાં મૂર્ખતા હોય તો અકર્તાને પણ એ કર્તાપણું પ્રાપ્ત થાય છે, માટે મૂર્ખતાને જ છોડી દેવી. તત્ત્વને જાણનારા ઉત્તમ ગુરુના આશ્રયને લીધે આસક્તિથી રહિત થયેલો મહાત્મા પુરુષ સઘળાં કામો કર્યા કરતો હોય તો પણ તેને કર્તાપણું કદી પ્રાપ્ત થતું નથી.[૫-૬] આત્મા નાશવંત નથી, આદિથી તથા અંતથી રહિત છે અને કદી પણ જીર્ણ થતો નથી, એમ વિદ્વાનોએ નિશ્ચય કરેલો છે. 'આત્મા નષ્ટ થાય છે' એવો દુઃખદાયી દુર્બોધ તમારે રાખવો નહિ.[૭] આત્માને જાણનાર ઉત્તમ પુરુષો 'આત્મા નષ્ટ થાય છે' એમ કદી પણ ધારતા નથી અને આત્માને જ આત્મા માનવાને લીધે કદી પણ તે પોતાના આત્માને દેહાદિકરૂપ ગણતા નથી.[૮]

અર્જુન બોલ્યોઃ—હે ત્રૈલોક્યના નાથ! હે શ્રીકૃષ્ણ! જો એમ જ હોય તો દેહાદિને આત્મા માનનારા મૂઢ લોકોને પણ દેહાદિનો નાશ થતાં આત્માનો નાશ થતો નથી, તો તેથી કશી હાનિ થતી નથી?[૯]

શ્રીકૃષ્ણ બોલ્યાઃ—હે અર્જુન! જેમ તમે ધારો છો તેમજ છે. ક્યાંય કાંઈ નાશ પામતું જ નથી. જે કાંઈ છે તે અવિનાશી આત્મા જ છે, માટે તેનું શું હોય અને ક્યાં નષ્ટ થાય?[૧૦] 'આ નષ્ટ થયું અને આ મળ્યું એવી રીતની ભ્રાંતિ વિના, બીજું કાંઈ પણ નષ્ટ થતું કે મળતું મારા જોવામાં આવતું નથી. જેમ વાંઝણીનો પુત્ર નષ્ટ પણ થતો નથી અને મળતો પણ નથી, તેમ દેહાદિમાં કાંઈ નાશ પણ પામતું નથી અને કાંઈ મળતું પણ નથી. 'જે પદાર્થ અસત્ છે તેનું હોવું સંભવતું નથી અને જે પદાર્થ સત્ છે તેનું ન હોવું સંભવતું નથી' એમ તત્ત્વવેત્તા પુરુષોએ સત્‌ના અને અસત્‌ના સ્વભાવનો નિર્ણય કરેલો છે.[૧૧-૧૨] આત્મતત્ત્વ કે જેથી આ સઘળું વ્યાપ્ત છે તે અવિનાશી છે, એમ સમજો. અવિનાશી આત્મતત્ત્વનો વિનાશ કરવાને કોઈ પણ સમર્થ નથી.[૧૩] હે અર્જુન આત્મા કે જે નિત્ય છે, અવિનાશી છે અને અપ્રમેય છે, તેના આ દેહો અંતવાળા જ કહેવાય છે, માટે બંધુઓનો કે પોતાના દેહનો નાશ થતાં, કશો અનર્થ થાય એમ નથી, તેથી યુદ્ધ કરો.[૧૪] આત્મા એકજ છે અને દ્વિત્વ મુદ્દલ છે જ નહિ. જે નથી તેનો સંભવ ક્યાંથી હોય? આત્મા અવિનાશી છે, અંતથી રહિત છે અને સત્ છે; માટે તેનો નાશ થતો નથી.[૧૫] દ્વિત્વનો અને એકત્વનો પણ ત્યાગ કરતાં, જે શાંત અને કાર્યો તથા કારણોના અધિષ્ઠાનરૂપ પદ અવશેષ રહે છે, તે જ પરમપદ છે.[૧૬]

અર્જુન બોલ્યોઃ—હે મહારાજ! ત્યારે માણસોને 'હું મરી જાઉં છું' એવી પ્રતીતિ શાથી થાય છે? અને સ્વર્ગ તથા નરક પણ શાથી પ્રતીત થાય છે?[૧૭]

શ્રીકૃષ્ણ બોલ્યાઃ—આ દેહ પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ તથા તેઓની તન્માત્રાઓથી રચાયેલો છે, તેમાં મન, બુદ્ધિ વગેરે ગોઠવાયા છે; તેના સ્થૂળ દેહને લીધે પરમાત્માને જીવપણું છે અને તે જીવપણું જ જન્મની, મરણની તથા સુખ-દુઃખ વગેરેની ભ્રાંતિનું નિમિત્ત છે.[૧૮] જેમ દોરીથી વાછડું ખેંચાય છે, તેમ તે જીવ વાસનાથી ખેંચાય છે; અને જેમ પાંજરાની અંદર પક્ષી રહે છે તેમ તે જીવ શરીરની અંદર રહે છે. એ જીવ જેમ કાળને લીધે સુકાઈ ગયેલાં પીપળાના પાંદડામાંથી રસ જતો રહે છે, તેમ કાળને લીધે જર્જરિત થયેલા[૨]

વાસનાને લીધે જતો રહે છે.[૧૯,૨૦] જેમ વાયુ પુષ્પાદિકમાંથી ગંધોને સાથે લઈને જાય છે, તેમ એ જીવ શરીરમાંથી શ્રોત્રને, ચક્ષુને, ત્વચાને, રસનાને અને ઘ્રાણને સાથે લઈને જાય છે.[૨૧] જીવને જ વાસના થવી, તે જ દેહ છે. બીજી કશી ગોઠવણથી દેહ થયો નથી. વાસનાઓ ટળી જાય ત્યારે સૂક્ષ્મદેહ ક્ષીણ થાય છે અને સૂક્ષ્મદેહ ક્ષીણ થાય, ત્યારે પોતે જ પરમપદ-રૂપ થાય છે.[૨૨] ભ્રાંતિઓના ભારને ધરનારો, વાસનાવાળો જીવ અન્નપાનાદિકથી પોષાઈ, જેમ ઇન્દ્રજાળવાળો પુરુષ આકાશમાં ભમે છે, તેમ અનેક યોનિઓમાં ભમ્યા કરે છે.[૨૩] જેમ પવન પુષ્પમાંથી ગંધને સાથે લઇને જાય છે, તેમ વાસનાઓને વશ થયેલો જીવ, શરીરમાંથી સઘળી શબ્દાદિકનાં ગ્રહણો કરવાની શક્તિ-ઓને સાથે લઈને જાય છે.[૨૪] હે અર્જુન! જેમ પવન શાંત થતાં, વૃક્ષ હાલતુંચાલતું નથી, તેમ જીવ નીકળી જતાં દેહના સઘળા અવયવો ગતિ વિનાના થાય છે.[૨૫] ચેષ્ટા વગરનો દેહ, છેદાતાંભેદાતાં અદૃશ્ય થઈ જાય છે, એટલા માટે તે દેહ જીવ વગરનો અને મરણ પામેલો કહેવાય છે.[૨૬] પ્રાણમય શરીરવાળો જીવ, જે જે દેહ, દેશ, કાળ તથા ભોગ્ય આદિ આકારમાં અદૃષ્ટને લીધે દૃઢ વાસનાવાળો થાય છે, તે તે વિસ્તીર્ણ આકારને, વાસનાના અભ્યાસને લીધે દેખે છે.[૨૭] જીવને આ દેહ મિથ્યા છતાં જ જોવામાં આવે છે, માટે આ દેહનો નાશ થતાં, તમે પોતાનો નાશ થયો એમ માનો નહિ. જેમ સુષુપ્તિવાળો પુરુષ, કશા ઉપર દૃષ્ટિ કરતો નથી, તેમ તમે પણ દેહાદિકની ઉપર દૃષ્ટિ કરો જ નહિ.[૨૮] જીવ જેમ વાસનાથી, જુદા જુદા આકારોને દેખે છે, તેમ જ વાસનાથી તેઓના વિનાશોને પણ દેખે છે. બ્રહ્માએ સૃષ્ટિના આરંભથી માંડીને વાસનાઓથી જ ગાય તથા ઘોડા વગેરે આકારો કલ્પેલા છે, પણ કુંભારની પેઠે માટી વગેરેથી કશું રચ્યું નથી.[૨૯] ઉત્પત્તિના કાળમાં, પહેલા ક્ષણમાં જ, મોઢા આગળ જે જે દેહાદિકરૂપ જેવી રીતનું જોવામાં આવે છે, તે તે રૂપ વિનાશ થતાં સુધી, તેવી રીતિવાળું રહે છે, કેમકે અધિષ્ઠાન ચૈતન્ય ઉત્પન્ન થયેલા રૂપને સાચવી રાખે છે.[૩૦] જેમ આજ પ્રાયશ્ચિત્ત કરવાથી પહેલાંનાં સઘળાં પાપ નાશ પામે, તેમ હમણાં કરવામાં આવતા શુભ પુરુષાર્થથી પૂર્વની અશુભ વાસનાઓનો સંપૂર્ણ નાશ થાય છે.[૩૧] જો પૂર્વના પ્રયત્નમાં પ્રબળ પુરુ-ષાર્થ હોય, તો તે તે પ્રયત્ન પાછળના પ્રયત્નને ફાવવા દેતો નથી, અને જો પાછળના પ્રયત્નમાં પ્રબળ પુરુષાર્થ હોય, તો તે પ્રયત્ન પૂર્વના પ્રયત્નને ફાવવા દેતો નથી.[૩૨] એટલા માટે બુદ્ધિમાન પુરુષે વિંધ્યાચળ ફાટતો હોય, અથવા પ્રલયનો પવન વાતો હોય તો પણ શાસ્ત્રને અનુસરતા પ્રયત્નને છોડવો નહિ.[૩૩] અનાદિ કાળના મોહથી ઘેરાયેલી બુદ્ધિવાળો જીવ, લાંબા લાંબા કાળની વાસનાના અભ્યાસને લીધે જ ચોતરફ નરકને, સ્વર્ગને તથા સૃષ્ટિ વગેરેને દેખ્યા કરે છે.[૩૪]

અર્જુન બોલ્યાઃ–હે જગતના પતિ! આ જીવ, કે જે જગતની સ્થિતિના કારણરૂપ છે, તેને નરકના, સ્વર્ગના અને સૃષ્ટિ વગેરેના દેખાવો-રૂપી ભ્રમો થવામાં શું કારણ છે?[૩૫]

શ્રીકૃષ્ણ બોલ્યાઃ–વાસ્તવિક રીતે જોતાં, સ્વપ્ન જેવી અને લાંબા કાળના અભ્યાસને લીધે પ્રૌઢ થયેલી વાસના જ સંસારરૂપી ભ્રાંતિ દેનારી છે, એટલા માટે તત્ત્વજ્ઞાનના અભ્યાસથી વાસનાને નિર્મૂળ કરવી, એ જ પરમકલ્યાણનો ઉપાય છે.

અર્જુન બોલ્યોઃ–હે દેવાધિદેવ! એ વાસના શાથી જડેલી છે? અને શી રીતે ક્ષય પામે?

શ્રીકૃષ્ણ બોલ્યાઃ–અજ્ઞાનથી થયેલી વાસના પોતે મિથ્યા હોવા છતાં, આત્માની ભાવના કરે છે, તે માટે આત્મજ્ઞાન થતાંની સાથે જ તે દૂર થાય છે.[૩૬,૩૭] હે કુંતીના પુત્ર! તમે આત્માનો

વિચાર કર્યો છે અને સત્ય વસ્તુને જાણી ચૂક્યા છો, માટે 'આ હું છું અને આ બીજા લોકો છે' ઇત્યાદિ પ્રકારની વાસનાને છોડી દો.[૩૮]

અર્જુન બોલ્યાઃ-લિંગશરીર વાસનામય જ છે અને તે શરીરમાં, જે પ્રતિબિંબ છે તે જ જીવ છે, માટે વાસનાનો ક્ષય થાય, તો જીવનો ક્ષય જ થઈ જાય; કેમકે જે પદાર્થ જેની સત્તાથી થયો હોય તેનો નાશ થવાથી તે પદાર્થ નષ્ટ જ થઈ જાય, એ સ્વાભાવિક છે.[૩૯] આ પ્રમાણે વાસનાનો ક્ષય થતાં, જીવનો ક્ષય થઈ જાય તો પછી પરમ આનંદ ક્યાં પ્રગટ થાય અને મિથ્યા ભ્રમ ટળી જઈ, મોક્ષ પણ કોને થાય ?[૪૦]

શ્રીકૃષ્ણ બોલ્યાઃ-જે આત્મસ્વરૂપ છે, તે પોતે જ સંકલ્પોની કલ્પના કરવાથી મલિન થાય છે અને પછી વાસનામય લિંગશરીરનો આકાર લઈ, તે આત્મા જીવ થાય છે, એમ સમજો.[૪૧] જીવ જો કેવળ પ્રતિબિંબ માત્ર જ હોય અને વળી તે બિંબથી અન્ય હોય તો તમારો કહેલો દોષ આવે. વાસ્તવિક રીતે બીજાને આધીન નહિ રહેનારું, સંકલ્પોથી રહિત અને અવિનાશી જે આત્મતત્ત્વ છે, તે જ પોતાની અવિદ્યાથી ઢંકાઇને જીવપણાને પામેલા જેવું જણાય છે. એ આત્મતત્ત્વ પોતાના વાસ્તવિક સ્વરૂપના બોધના પ્રભાવને લીધે વાસનાઓથી મુક્ત થાય એ જ મોક્ષ છે, એમ સમજો.[૪૨] વાસનાઓનો, જે સમુલ ક્ષય થાય છે, તે જ આ શરીર રહેતાં સુધી જીવન્મુક્તિ કહેવાય છે; અને તે જીવન્મુક્તિ તમારાથી અનુભવી શકાય એમ છે, માટે તમારે 'કોને મુક્તિ થાય છે' એવો સંશય કરવો ઘટતો નથી. હે અર્જુન ! તમે જીવતાં જ સ્વરૂપમાં રહેલ આત્મતત્ત્વનું અવલોકન કરો. જે પુરુષ વાસનારૂપી જાળથી છૂટેલો હોય તે મુક્ત કહેવાય છે.[૪૩] જે પુરુષ વાસનાઓથી રહિત ન થયો હોય, તે પુરુષ સઘળા ધર્મો પાળતો હોય અને સર્વજ્ઞ હોય, તો પણ પાંજરામાં રહેલા પક્ષીની પેઠે, ચારેબાજુથી બંધાયેલો જ છે.[૪૪] અવિદ્યાથી ઢંકાયેલા અને જેને વેદાંતનો પરિચય નથી થયો, એવા જે પુરુષને, ઇન્દ્રજાળવાળાએ કરેલી આકાશમાં મોરની પીંછી જેવી, અનેક ભ્રમ દેનારી સૂક્ષ્મ વાસના અંદર સ્ફુરે છે, તે જ પુરુષ આ શરીરમાં જ વેદાંતનો અભ્યાસ કરી તત્ત્વજ્ઞાન મેળવે, એટલે તે સમૂળ વાસનારૂપ બંધથી મુક્ત થાય છે; એટલા માટે વાસના જ બંધ છે અને વાસનાનો જે ક્ષય તે જ મોક્ષ છે.[૪૫]

दुर्दर्शनस्य गगने शिखिपिच्छिकेव सूक्ष्मा परिस्फुरति यस्य तु वासनांतः। मुक्तः स एव भवतीह हि वासनैव बन्धो न यस्य न तु तत्क्षय एव मोक्षः ॥ ४५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો "જીવતત્ત્વનિર્ણય" એ નામનો સર્ગ ૫૫ મો સમાપ્ત**

## સર્ગ ૫૬ મો*

## જીવન્મુક્તિ અને જગતરૂપ ચિત્ર

॥ श्रीभगवानुवाच ॥

इति निर्वासनत्वेन जीवन्मुक्ततयार्ऽर्जुन। अंतःशीतलतामेत्य बंधुदुःखमलं त्यज ॥ १ ॥

શ્રીકૃષ્ણ બોલ્યાઃ-હે અર્જુન ! એ પ્રમાણે જો તમે વાસનાનો ત્યાગ કરશો તો તમે જીવન્મુક્ત બની અંતઃકરણને શાંત કરશો; એથી બંધુઓના વધ સંબંધી દુઃખને દૂર કરો.[૧] હે નિર્દોષ અર્જુન ! જરાથી તથા મરણથી રહિત અને આકાશ જેવા સ્વચ્છ અંતઃકરણવાળા રહીને, જે પોતાને ગમતા હોય અને જે પોતાને ન ગમતા હોય, તે સર્વ સંકલ્પો દૂર કરી રાગનો ત્યાગ કરો.[૨] શિષ્ટ લોકોના વ્યવહારની પરંપરાથી પ્રાપ્ત થયેલા, આ યુદ્ધરૂપ આવશ્યક

* આ છપ્પનમા સર્ગમાં જીવન્મુક્તિની પ્રતિજ્ઞાનો, ચૈતન્યના તત્ત્વનો, જગતના રૂપનો અને મન સંબંધી મિત્રનો વિસ્તારથી ઉપદેશ કરવામાં આવશે.

કાર્યને અને બીજાં પણ યાગદાનાદિક કાર્યો જો આવી પડે તો રાગનો ત્યાગ કરી તે કાર્યો કરો. કર્મો કરવાથી તમારા તત્ત્વબોધને કશી હાનિ થવાની નથી.[૩] દેહની ચેષ્ટામાત્રનો ત્યાગ કરવો, એ જીવન્મુક્તપણું નથી, પણ શિષ્ટલોકોના વ્યવહારની પરંપરાથી પ્રાપ્ત થયેલું સ્વધર્મરૂપ કર્મ કર્યા કરવું એ જ જીવન્મુક્તપણું છે.[૪] 'આ કર્મનો ત્યાગ કરું અને આ કર્મનું ગ્રહણ કરું' એવી રીતનો ભેદ, મૂઢના મનમાં રહ્યા કરે છે, જ્ઞાનીના મનની તો સમાન સ્થિતિ જ રહે છે.[૫] શિષ્ટલોકોના વ્યવહારની પરંપરાથી આવી પડેલાં કર્મોને કર્યા કરતા અને શાંત ચિત્તવાળા જીવન્મુક્ત લોકો, પોતાના સંકલ્પોથી રહિત થઇને, સુષુપ્તિ અવસ્થામાં વસતા હોય તેમ આત્મારૂપે જ સ્ફુર્યા કરે છે.[૬] વિષયોમાંથી પોતાની મેળે જ પાછી વળેલી, જે પુરુષની ઇન્દ્રિયો કાચબાનાં અંગોની પેઠે અંદર (હૃદયમાં) પેસીને, એકરસપણાથી સ્થિર થાય, તે પુરુષને જીવન્મુક્ત સમજવો.[૭] ચિત્તરૂપી ચિતારો જગતના અધિષ્ઠાનભૂત આત્મામાં અનંત વિચિત્રતાવાળા અને ભીંત વગરના સઘળા ત્રૈલોક્યરૂપી ચિત્રને ત્રણે કાળમાં બનાવ્યા કરે છે.[૮] પ્રથમ ચિત્તરૂપી ચિતારાએ અજ્ઞાનરૂપ આકાશમાં અજ્ઞાનરૂપ હોવાથી દેખાવાને યોગ્ય ન હોવા છતાં પણ વૃત્તિઓરૂપી પીંછીઓથી સ્પષ્ટ દોરીને આ જગતરૂપી વિચિત્ર ચિત્ર દેખાડેલું છે.[૯] આકાશ કે જે આ જગતરૂપ ચિત્રની ભીંતરૂપ જણાય છે, તે તો ચિત્રના અમુક ભાગોને બનાવ્યા પછી બનાવેલું છે. અહો ! આ રચના અપૂર્વ છે, ભ્રાંતિ જ છે, મહામાયા જ છે અને ખડની ભીંતની પેઠે નિસ્સાર હોવા છતાં પણ મૂઢલોકોને સારી લાગે એવી છે.[૧૦] જગતમાં આધારો અને આધેયો ભિન્ન ભિન્ન જોવામાં આવે છે, પણ વાસ્તવિક જોતાં સઘળા આધારો અને આધેયો ચિત્તરૂપ જ હોવાને લીધે, તેઓમાં જરા પણ ભેદ નથી.[૧૧] હે કમળસરખાં નેત્રોવાળા અર્જુન ! આ જગતમાં જે જે ભીંતો જોવામાં આવે છે, તેઓ પણ ચિત્તે કરેલાં ચિત્રોરૂપ જ હોવાને લીધે, આકાશથી પણ વધારે શૂન્ય છે એમ સમજો. જેમ ચિત્તમાં સ્વપ્નરૂપ ભ્રાંતિ થતાં, ક્ષણમાત્રમાં દેખાતા પદાર્થોના ઉદય અને લય શૂન્ય જ છે, તેમ મન અને મનના કાર્યરૂપ બહારનું તથા અંદરનું જગત શૂન્ય જ છે. આ જે જગત છે, તે એક જાતનું લાંબા કાળનું મનનું માનેલુ રાજ્ય છે, તેથી તેમાં સત્યતા પ્રતીત થાય છે.[૧૨,૧૩] જે સત્યપણું ભ્રાંતિથી કલ્પાયેલા પદાર્થોમાં ત્રણે કાળમાં હોતું નથી, તે સત્યપણું તે પદાર્થનું તત્ત્વ જાણ્યા પહેલાં પણ તે પદાર્થમાં હોય કે ? તે તે કામોમાં ઉપયોગી થવાને લીધે ઉપરટપકે જોતાં જે સત્યતા પ્રતીત થાય છે, તે સત્યતા શાસ્ત્રાદિકદ્વારા સૂક્ષ્મ રીતે જોતાં લીન થઈ જાય છે. જેમ શરદૃઋતુના સૂર્યના પ્રકાશથી દેખવામાં આવતું વાદળાંઓનું મંડળ સૂર્યના પ્રકાશથી જ સુકાઇને લીન થઈ જાય છે, તેમ કાચા અવલોકનથી દેખવામાં આવતું, જગત શાસ્ત્રાદિકદ્વારા પાકા અવલોકનથી લીન થઈ જાય છે.[૧૪,૧૫] ચિત્તરૂપી ચિતારાના ચિત્રમાં રહેલી આ બહારની ત્રૈલોક્યાદિક પૂતળીઓ, ભીંત ન હોવાને લીધે, આકાર વગરની જ (શૂન્ય જ) છે. એ પૂતળીઓ પણ નથી અને તમે પણ નથી, માટે કોણ કયા પદાર્થથી હણાય એમ છે ?[૧૬] તમે બ્રહ્મરૂપ આકાશમાં, મરનારપણાના અને મારનારપણાના મોહને છોડી દઇને, નિર્મળ થાઓ. બ્રહ્મરૂપ આકાશને વધ આદિમાં પ્રવૃત્તિ જ નથી અને જે પ્રાતિભાસિક પ્રવૃત્તિ દેખાય છે, તે પણ બ્રહ્મના આકાશરૂપે જ છે. એટલા માટે કાળ, ક્રિયાઓ, ભીંતો તથા કલાઓ વગેરે જે કાંઈ વિચિત્રતા દેખાય છે, તે સઘળું નિર્મળ બ્રહ્મ જ છે જેમ મનના માનેલા રાજ્યમાં સઘળા પદાર્થ આકાશની પેઠે શૂન્ય જ છે, તેમ આ સઘળું જગત આકાશની પેઠે શૂન્ય જ છે.[૧૭,૧૮]

ચૈતન્યરૂપી (નહિ જાણવામાં આવેલા ચૈતન્યરૂપી) ચિતારાએ ચિત્તરૂપ ભીંતમાં જે કાંઈ આ જગતરૂપ ચિત્ર બનાવ્યું છે, તે સઘળું શૂન્ય હોવાને લીધે આકાશથી જરા પણ જુદું પડતું નથી. જેમ મનોરાજ્યમાં પદાર્થોનો ઘડીકમાં જન્મ થાય છે અને ઘડીકમાં નાશ થાય છે, તેમ આ જગત પણ ઘડીકમાં જન્મે છે અને ઘડીકમાં નાશ પામે છે, એમ સમજો.[૧૯,૨૦] અનેક પદાર્થોની સ્થિતિ જોયા પછી, તમારા મન પર મરનાર અને મારનાર એવા ભેદ દૃઢ થયા છે અને તેથી તમારી જ કલ્પનાઓ બંધાઈ છે, તે હવે મારા ઉપદેશથી દૂર થઈ હશે. જેમ મિથ્યા પદાર્થને ઉત્પન્ન કરવામાં મન સમર્થ છે, તેમ ક્ષણને કલ્પ બનાવવામાં પણ મન સમર્થ છે. મન ક્ષણને કલ્પ બનાવી દે છે, એ વાત તો સહેજ છે, પણ એથી મોટી વાત એ છે તે મિથ્યા જગતને પણ ક્ષણમાત્રમાં સાચું બનાવી દે છે. આવા મનના સામર્થ્યથી જ આ જગતરૂપ ભ્રાંતિ ઊઠેલી છે. ક્ષણમાત્રમાં સ્વાભાવિક રીતે જે વિચિત્ર સ્વભાવોવાળું મનનું કલ્પેલું રાજ્ય દેખાય છે, તે જ આ જગતરૂપી જાળ છે. 'નિત્યમુક્ત આત્મામાં અધ્યાસ (ભ્રમ) થવાથી અને કેવળ પ્રતિભાસમાત્રથી થયેલું હોવાને લીધે, આ જગત ક્ષણિક અને તુચ્છ જ છે' એમ નહિ જાણતારા અજ્ઞાની લોકોએ જ જગતમાં વજ્રના જેવું દૃઢપણું કલ્પી લીધું છે.[૨૧-૨૬] તત્ત્વને નહિ જાણનારા આત્માને જે વિપરીત પ્રતિભાસ થાય છે, તે જ આ જગત છે; માટે આવા જગતનો અધ્યારોપ થવો અથવા તેનો બાધ થવો તેમાં કાંઈ મોટી વાત નથી. ચિત્તરૂપી ચિતારાએ ચૈતન્યમાં સંકલ્પમાત્રથી બનાવેલું આ જગત છે જ ક્યાં, કે જેની નિવૃત્તિને માટે પ્રયત્ન કરવાની જરૂર પડે ? આ જગતરૂપી ચિત્ર, ભીંત વગરનું છતાં અને રંગો વગરનું છતાં પણ જાણે ભારે આડંબરવાળું હોય, તેમ મોઢા આગળ ખડું થયું છે.[૨૭,૨૮] આસક્તિ આપનારું, ઇન્દ્રિયોને લલચાવનારું, અનેક પ્રકારના અવિદ્યાના ભાગોરૂપી આંજણોની રેખાઓવાળું, અનેક સૂર્યાદિક તેજોનાં કિરણોથી ચકચકિત લાગતું, અનેક કલ્પો તથા યુગોરૂપી અવયવોવાળું, વિવિધ રાગોરૂપી રંગોથી રંગાયેલું, અનેક પ્રકારના દેખાવોના વિલાસોવાળું; અનેક પ્રકારના અનુભવોરૂપી આંખોવાળું, ગુરુ આદિ અનેક ગ્રહોથી અત્યંત દીપતું, સૂર્યોદયના તથા સૂર્યાસ્ત આદિના સમયોમાં પૂર્વપશ્ચિમના અતિ વિચિત્ર દેખાવોવાળું, આકાશરૂપી શ્યામ સરોવરમાં તારા, ચંદ્ર તથા સૂર્યરૂપી પ્રફુલ્લિત કમળોવાળું, ઊંચે જોડાયેલી ને વિચિત્ર રચનાઓવાળી વાદળાંઓની પંક્તિઓરૂપી પલ્લવો તથા મંજરીઓથી શોભી રહેલું, તે તે લોકોરૂપી કોઠાઓમાં આલેખાયેલી દેવ, દૈત્ય તથા મનુષ્યોરૂપી પૂતળીઓવાળું અને સૂર્ય તથા ચંદ્ર આદિના ઉત્તમ પ્રકાશરૂપી કળીચૂનાથી ચકચકિત લાગતી આકાશરૂપી ભીંતના દેખાવવાળું આ જગતરૂપી ઉજ્જ્વળ અને સ્ફુટ ચિત્ર ભીંત વિના ઊઠેલું છે, એ મોટું આશ્ચર્ય છે.[૨૯-૩૨] ચિત્ત નામના પ્રસિદ્ધ ચિતારાએ પોતાની વિચિત્ર બુદ્ધિરૂપી નટશાળામાં બેસી, સાક્ષીચૈતનરૂપ દીવાનો આશ્રય લઈ અને પરબ્રહ્મરૂપ આકાશને અધિષ્ઠાન બનાવી, સર્વ લોકો જેનાં ઘરેણાં છે એવી ચિત્રવિચિત્ર લીલાઓ કરતી, ત્રિલોકરૂપી મનોહર પૂતળી બનાવી છે. જે પૂતળીનું અંગ બ્રહ્માંડ, ચોટલો મેઘ, સૂર્ય અને ચંદ્ર બે નેત્ર, ધર્મ, અર્થ અને કામનાં તંતુવાળાં શાસ્ત્રો જેની સાડી, સાત પાતાળ જેનાં સાથળથી આરંભી ચરણ સુધીનાં અંગો, પૃથ્વી જેનું નિતંબ, બ્રહ્મા, ઇન્દ્ર રુદ્ર તથા વિષ્ણુ, જેના ચાર હાથ, વિવેક અને વૈરાગ્ય જેનાં સ્તન, સત્ત્વગુણરૂપી જેની કાંચળી, શેષનાગોથી વીંટાયેલું ભૂતલ જેનું આસન, મેરુ, હિમાલય આદિ પર્વતો જેનાં ચિહ્નો, મર્ત્યલોક જેનું ઉદર,

તારાઓ જેનાં રોમાંચ, વીજળી જેના દાંતની હાર, પ્રાણીઓ જેનાં રુંવાટાં અને જેણે પ્રલયકાળના ફુંકાતા પવનની પુષ્પમાળા ધારણ કરી છે તેમ જ પોતાનાં નેત્રોથી અંધકાર દૂર કરે છે એ પૂતળીમાં વ્યષ્ટિ-સમષ્ટિ જીવ મૂકવામાં આવ્યો છે અને લાંબા કાળના અનુભવથી વાસનાવાળા આ ચિત્તરૂપી ચિતારાએ તેનું યોગ્ય ઘડતર કર્યું છે.[૩૩-૩૭]

जीवान्विता गगन एवं कृता विचित्रा व्योमात्मिका चिरविलक्षणचित्रकर्त्रा । चित्तेन चित्रपरिकर्मविदा त्रिलोकी नानाविलासवलिता वरपुत्रिकेति ॥ ३७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ચિત્તવર્ણન' એ નામનો સર્ગ ૫૬ મો સમાપ્ત

## સર્ગ ૫૭ મો*

### વાસનાની નિવૃત્તિનો ઉપાય

॥ श्रीभगवानुवाच ॥

इदं विद्धि महाश्चर्यमर्जुनेह हि यत् किल ।
पूर्वं संजायते चित्रं पश्चाद्भित्तिरुदेति हि ॥ १ ॥

શ્રીકૃષ્ણ બોલ્યાઃ— હે અર્જુન ! અહીં આ મોટું આશ્ચર્ય સમજે કે, જે પ્રથમ ચિત્ર થાય છે અને પાછળથી ભીંત ઉદય પામે છે. (પ્રથમ મનથી જગતનો આકાર થાય છે અને પાછળથી ભુવન ઉત્પન્ન થાય છે.)[૧] પ્રથમ આધાર વિના જ ચિત્ર ઉત્પન્ન થયા પછી, ભીંત ઉત્પન્ન થતી જેવામાં આવે છે, એ તૂંબડાના ડૂબવા જેવી અને પથરાના તરવા જેવી કેવા પ્રકારની વિચિત્ર માયા છે ![૨] ચિત્તમાં રહેલા ચિત્રના જેવા આ શૂન્ય બ્રહ્માંડમાં, તમે કે જે પરબ્રહ્મ આકાશરૂપ છો, તેમને આ મિથ્યા અહંકાર ઉદય પામ્યો છે, એ કેવું મોટું આશ્ચર્ય છે ![૩] જગતને બ્રહ્મરૂપ ગણો તોપણ એમ સિદ્ધ થાય છે કે, બ્રહ્મે સઘળું બ્રહ્મ જ બનાવ્યું છે, બ્રહ્મ જ બ્રહ્મમાં લીન થાય છે, બ્રહ્મ જ બ્રહ્મમાં ભોગવાય છે અને બ્રહ્મ જ બ્રહ્મમાં ફેલાયેલું છે.[૪] હે અર્જુન ! જેમાં લાંબું-લાંબું ભ્રમણ થયા કરે છે, એવું આ જગત વાસનારૂપી લાંબી રજ્જુથી બંધાયું છે અને વાસનારૂપી ફાંસીથી દુઃખાયા કરે છે.[૫] જેમ અરીસામાં પ્રતિબિંબ રહે છે, તેમ આ જગત બ્રહ્મમાં રહ્યું છે; માટે આધાર (અધિષ્ઠાન)થી અભિન્ન હોવાને લીધે છેદન-ભેદન થવા છતાં પણ તે જગતનો નાશ નથી.[૬] બ્રહ્મમાં જ છેદન-ભેદન આદિ વ્યવહાર અને તે વ્યવહારના વિષયભૂત જગત પ્રતીત થાય છે, તે બ્રહ્મથી ભિન્ન નથી પણ બ્રહ્મ જ છે; માટે આ જગતમાં કાનું શું ભેદાય કે છેદાય ? શી રીતે ભેદાય કે છેદાય ? શાથી ભેદાય કે છેદાય ? અને ક્યાં ભેદાય કે છેદાય ? અર્થાત્ કશું થાય એમ નથી.[૭] આવા જ્ઞાનને લીધે તમારી વાસનાઓ પણ બ્રહ્મથી જુદી નથી જ, એમ સિદ્ધ થાય છે. જે પુરુષ સઘળા ધર્મોમાં તત્પર હોવા છતાં અને સર્વજ્ઞ હોવા છતાં પણ વાસનાઓથી રહિત થયો હોય નહિ, તે પુરુષ પાંજરામાં રહેલા સિંહની જેમ અત્યંત બંધાયેલો જ છે એમ સમજવું. જે મનુષ્યના ચિત્તરૂપ ખેતરમાં વાસનારૂપ બીજ અત્યંત અલ્પ પણ રહી ગયું હોય તેને તે પાછું સંસારરૂપી મોટું વન થઈ પડે છે. અભ્યાસને લીધે હૃદયમાં રૂઢ થયેલા તત્ત્વબોધરૂપ અગ્નિથી જો વાસનારૂપ બીજ પૂરેપૂરું બળી ગયું હોય તો ફરી ઊગતું જ નથી.[૮-૧૦] જેમાંથી વાસનારૂપી બીજ નિઃશેષ રીતે બળી ગયું હોય એવું સ્વચ્છ મન, કમળપત્ર જળમાં ડૂબતું નથી તેમ સુખ-દુઃખાદિક વસ્તુઓમાં ડૂબતું નથી.[૧૧] હે અર્જુન ! તમે અપાર આશાઓને તજી દઈને આ પવિત્ર ઉપદેશનું

* આ સત્તાવનમા સર્ગમા જે વિચારથી મન તુરત વાસનાઓથી-રહિત થાય અને પરમ સુખરૂપ અદ્વૈત આત્મા અવરોધ રહે, તે વિચારનો ઉપદેશ કરવામા આવશે.

સારી રીતે મનન કરો, મનના મોટા મોહથી રહિત થાવ અને બંધુઓના વધ આદિથી થતા ક્લેશોથી રહિત થઈને, એક શાંત બ્રહ્મરૂપે નિર્ભય રહીને પરમાનંદથી સ્વરૂપમાં જ રહો.[૧૨]

– शांतात्मा विगतभयोज्झितामिताशो निर्वाणो गलितमहामनो विमोहः। सम्यक्त्वं श्रुतमवगम्य पावनं तत्तिष्ठात्मन्यपहर्तिरक्षांतिरूपः ॥ १२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'અર્જુનવિશ્રાંતિવર્ણન' એ નામનો સર્ગ ૫૭ મો સમાપ્ત**

## सर्ग ५८ मो×

### અર્જુનની કૃતાર્થતા

॥ अर्जुन उवाच ॥

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत। स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ १ ॥**

અર્જુન બોલ્યો:—હે કૃષ્ણ! આપની કૃપાથી મારો મોહ દૂર થયો, આત્મજ્ઞાન થયું, સર્વ સંદેહો દૂર થયા છે અને સ્વસ્થ થયો છું; હવે હું આપના કહેવા પ્રમાણે વર્તીશ.[૧]

શ્રીકૃષ્ણ બોલ્યા:—જે બોધથી હૃદયમાં સ્પષ્ટ રીતે રાગ આદિ વૃત્તિઓ સર્વથા શાંત થઈ ગઈ હોય, તો અંદર ચિત્તને શાંત તથા વાસનારહિત થયેલું સમજો.[૨] આ ચિત્તની વાસનારહિત થયેલી સ્થિતિમાં, પ્રત્યગાત્મારૂપ બ્રહ્મતત્ત્વ કે જે વ્યવહારમાં સર્વરૂપ તથા સર્વવ્યાપક છે અને પરમાર્થમાં સર્વથી રહિત છે, તે તત્ત્વ દશ્યોથી રહિત થઈ જાય છે. જેમ પૃથ્વી પરથી ઊડીને આકાશમાં અત્યંત ઊંચે ગયેલું પક્ષી, કોઈના જોવામાં કે જાણવામાં આવતું નથી, તેમ એ પદ જગતના કોઈ લોકોના કે ઇન્દ્રિયો વગેરેના જોવામાં કે જાણવામાં આવતું નથી.[૩૪] એ પ્રત્યક્ ચેતનરૂપ આત્માને, સર્વનો પ્રકાશ કરનાર, શુદ્ધ સંકલ્પોથી રહિત, ઇન્દ્રિય આદિથી અગમ્ય અને સવિષય જ્ઞાનોથી દૂર જેવો જાણો.[૫] જેમ લોકોની દૃષ્ટિ પરમાણુઓને જોઈ શકતી નથી, તેમ કોઈ પણ લોકો સર્વથી ન્યારા એ અત્યંત સ્વચ્છ પદને નિદિધ્યાસન વિના જોઈ શકતા નથી. જે પરમ પદમાં સઘળા આ ઘટપટ આદિ સ્થૂલ પદાર્થોનો પણ બાધ થઈ જાય છે, તે પરમ પદમાં બિચારી અતિ સૂક્ષ્મ વાસના શું કરી શકે, એમ છે? જેમ અગ્નિના પર્વતને પ્રાપ્ત થઇને હિમની કણી લીન થઈ જાય છે, તેમ શુદ્ધ ચૈતન્યતત્ત્વને પામીને અવિદ્યા લીન થઈ જાય છે.[૬-૮] ધૂળ જેવી તુચ્છ અને ભોગથી બંધન કરનારી બિચારી વાસના ક્યાં? અને સઘળાં બ્રહ્માંડોમાં ભરપૂર થઈ રહેલો આત્મતત્ત્વરૂપી પ્રબળ પવન ક્યાં?[૯] જ્યાં સુધી આ શુદ્ધ આત્મા સ્વરૂપથી જાણવામાં ન આવ્યો હોય, ત્યાં સુધી અનેક આકારોથી વિકાર પામનારી આ અવિદ્યા સ્ફુરે છે.[૧૦] પોતાના ઉદરમાં સર્વને ગળી જનારા વ્યાપક પરમપદમાં સઘળા દશ્યોના દેખાવો નાશ પામે છે અને સ્વચ્છતા જ ઉદય પામે છે. એ પરમ વસ્તુ, કે જે પૂર્ણતારૂપ છે, સઘળા જગત સંબંધી આકારોથી રહિત છે અને વાણીથી પણ અગમ્ય છે, તેને કોની ઉપમા આપી શકાય.[૧૧,૧૨] હે અર્જુન! તમે પૂર્ણ સ્વરૂપનું દર્શન કરીને પ્યારા વિષયોના ત્યાગ કરવા રૂપ મંત્રની યુક્તિથી, અંતઃકરણમાં રહેનારી વિષયોરૂપી ઝેરથી ઉત્પન્ન થયેલી વાસનારૂપી વિષૂચિકાને (કોગળિયાને), ટાળી નાખીને સંસારના બંધનથી રહિત અને નિર્ભય સ્વભાવવાળા પરમાત્મા જ થાઓ.[૧૩]

વસિષ્ઠ બોલ્યા:—હે રામચંદ્ર! ત્રૈલોક્યના નાથ શ્રીકૃષ્ણ ભગવાન એટલો ઉપદેશ આપીને ચૂપ રહેશે, ત્યારે અર્જુન જેમ શ્યામ કમળોના વનની પાસે ભ્રમર ગુંજારવ કરે, તેમ શ્રીકૃષ્ણની પાસે નીચે પ્રમાણે વચન બોલશે.[૧૪]

× આ અધ્યાયમાં સર્ગમાં તત્ત્વબોધથી આવરણસહિત વાસનાઓનો ક્ષય થવાનું અને તેથી અર્જુનના કૃતાર્થપણાનું વર્ણન કરવામાં આવશે.

અર્જુન બોલ્યો:—હે મહારાજ! આપ કે જે ત્રૈલોક્યના નાથ છો, તેમના વચનથી આ મારી બુદ્ધિ સઘળા શોકરૂપી બોજાથી મુક્ત થઈ છે અને જેમ સૂર્યના દર્શનથી કમલિની પરમ ઉદયને પ્રાપ્ત થાય, તેમ તે પરમ ઉદયને પ્રાપ્ત થઈ છે.

વસિષ્ઠ બોલ્યા:—સંદેહથી રહિત થયેલો અને જેના શ્રીકૃષ્ણ સારથિ હશે એવો અર્જુન એટલાં વચન બોલી તૈયાર થઈને, યુદ્ધરૂપ લીલા કરશે.[16] એ અર્જુન યુદ્ધભૂમિમાં હાથીઓને, ઘોડાઓને તથા સારથિઓ વગેરેને મારીને તેમનાં શરીરોમાંથી ધડધડ નીકળતા લોહીની મોટી નદી ચલાવશે અને આકાશના સૂર્યરૂપી નેત્રને બાણોના સમૂહોના ફેલાવાથી તથા યુદ્ધભૂમિમાંથી ઊડેલી રજની પ્રબળ ડમરીથી વ્યાપ્ત કરી નાખશે.[17]

करिष्यति क्षतगजवाजिसारथिद्रुतक्षरद्रुधिरमहानदीं भुवम्। शरोत्करप्रसरमहारजःस्थलीं तिरोहितद्युमणिविलोचनां दिवम् ॥१७॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'અર્જુનકૃતાર્થતા' એ નામનો સર્ગ ૫૮ મો સમાપ્ત

## સર્ગ ૫૯ મો*

### શુદ્ધ ચૈતન્યની સ્થિરતાના ઉપાય

॥ वसिष्ठ उवाच ॥

एतां दृष्टिमवष्टभ्य राघवाघविनाशिनीम्।
तिष्ठ निस्संगसंन्यासब्रह्मार्पणमयात्मकः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા:—હે રામચંદ્રજી! તમે સઘળાં પાપોનો નાશ કરનારી આ દૃષ્ટિનો આશ્રય કરો અને નિઃસંગપણારૂપ સંન્યાસને ધારણ કરીને અને બ્રહ્મમાં સર્વ જગતના બાધરૂપ બ્રહ્માર્પણ અખંડ એકરસરૂપે રહો.[1] જેમાં સઘળું જગત રહેલું છે, જેમાંથી સઘળું જગત થાય છે, જે પોતે સઘળા જગતરૂપ છે, જે ત્રણે કાળમાં વિદ્યમાન છે, જે સર્વમય છતાં પણ નિત્ય તથા પર છે, જે પોતે પ્રપંચથી બહાર દેખાતું હોવાને લીધે દૂર છતાં પણ સર્વના અંતરમાં વ્યાપેલું હોવાથી પાસે છે અને સર્વમાં વ્યાપક છતાં પણ સ્વરૂપમાં જ રહેલ છે, તેને જ આત્મા સમજો. તમે તેમાં રહેવાથી જ સત્તા પામ્યા છો અને તેથી તે જ છો એમ તમે નિઃસંશય રીતે સમજો.[3] જ્ઞેયોથી રહિત જ સ્વાભાવિક જ્ઞાન છે અને દશ્યોથી રહિત જ સ્વાભાવિક દર્શન છે, તે જ પરમપદ છે એમ સમજો.[4] જ્ઞેયોથી તથા દશ્યોથી રહિત જ સ્થિતિ છે તે જ સઘળી સ્થિતિઓમાં પરમપદ છે, તે જ સઘળી દૃષ્ટિઓમાં ઉત્તમ દૃષ્ટિ છે, તે જ સઘળા મહિમાઓમાં ઉત્તમ મહિમા છે, તે જ સઘળા માન્યોમાં ઉત્તમ માન્ય છે,[5] તે જ આત્મા છે, તે જ વિજ્ઞાન છે, તે જ સર્વથી શૂન્ય બ્રહ્મ છે, તે જ પર છે, તે જ શ્રેષ્ઠ છે, તે જ શાંત શિવ છે, તે જ વિદ્યા છે અને તે જ સર્વોત્તમ સ્થિતિ છે.[6] ચિત્તની અંદર જ સઘળા પ્રકારના અનુભવરૂપ છે અને જેની સત્તાથી જ સઘળાં દ્રવ્યો રહ્યાં છે તથા પ્રિય લાગે છે, તે આત્મા જ જગતરૂપી તલમાં તેલરૂપ છે, જગતરૂપી ઘરમાં દીવારૂપ છે, જગતરૂપી ઝાડમાં રસરૂપ છે અને જગતનો ગોવાળ છે.[7-8] સઘળાં પ્રાણીઓરૂપી મોતીઓમાં તે તંતુરૂપ છે, હૃદયાકાશના પણ અધિષ્ઠાનરૂપ છે, સઘળાં પદાર્થોરૂપી મરિયાંની પરમ તીખાશરૂપ છે,[9] પદાર્થોમાં પદાર્થપણારૂપ છે, સર્વોત્તમ તત્ત્વરૂપ છે, સત વસ્તુના સત્‌પણારૂપ છે અને અસત્ વસ્તુના અસત્‌પણારૂપ છે.[10] પોતાના તાત્ત્વિક બોધરૂપ અલૌકિક ઉપાયથી 'જે કાંઈ છે, તે સઘળું આત્મા જ છે' એવી રીતે તે આત્મા પ્રાપ્ત થાય છે. જગત સંબંધી સઘળા પદાર્થો, જ્યાં સુધી સૂક્ષ્મ વિચારથી જોવામાં આવે નહિ ત્યાં સુધી સારા

* આ ઓગણસાઠમા સર્ગમાં જે દૃષ્ટિથી જીવન્મુક્તિમા દશ્યો વગરની ચૈતન્યની સ્થિતિ સારી પેઠે સ્થિર થાય તે દૃષ્ટિનું વર્ણન કરવામાં આવશે.

લાગે છે, પણ વિચાર કરતા તે બધા દૂર થઈ જાય છે, માટે પરમાત્માના વિકલ્પોરૂપ તે પદાર્થો મુદ્દલ છે જ નહિ.[૧૧] પ્રથમ આ મિથ્યા ભ્રાંતિઓના સમૂહરૂપ જગતની જાળમા કયો પદાર્થ સત્ય છે કે જેને વિષે હું રાગ બાંધુ ? મારે તથા બુદ્ધિને શો સબંધ છે ? આદિ, મધ્ય તથા અંતરૂપ મર્યાદાઓ (માપ) તથા સકલ્પોની રચનાઓ પણ હું જ છુ.[૧૨,૧૩] આદિથી તથા અંતથી રહિત બ્રહ્માકાશ હુ છુ અને મારા સ્વરૂપને કઈ મર્યાદા હોય ? એવી રીતનો જે પુરુષના મનમાં નિશ્ચય હોય, તે પુરુષની તે સ્થિતિ વ્યવહાર કરવાના સમયમાં પણ ટળતી નથી.[૧૪] સર્વદા બ્રહ્મમાં રહેલુ જેનું મન આકાશની શૂન્યતાની પેઠે અસ્ત પામતું નથી અને ઉદય પણ પામતું નથી, તે મહાત્મા પુરુષ બ્રહ્મ જ કહેવાય છે, અને તે પોતામાં ઉદયથી તથા અસ્તથી રહિત સ્થિતિવાળો જ હોય છે. વ્યવહારથી નહિ પણ ભાવનાથી અદ્વૈતપદમાં આરુઢ થયેલો પુરુષ વ્યવહાર કરે, તો પણ સાક્ષીપણામાં સ્થિતિને લીધે અરીસામાં પડેલા પુરુષના પ્રતિબિંબની જેમ હર્ષ કે ખેદને પ્રાપ્ત થતો નથી. વ્યવહાર કરતાં છતાં પણ જે પુરુષના હૃદયમાં અરીસામાં પડેલા પુરુષના પ્રતિબિંબની જેમ જરા પણ માન—અપમાન વગેરેનું દુ:ખ ન થાય, તેને જીવન્મુક્ત સમજવો. જેમ અરીસામાં દેખાતો લોકોનો વ્યવહાર અરીસામાં કશા વિકારને ઉત્પન્ન કર્યા વિના જ પ્રતિબિંબવાળો થાય છે, તેમ ચૈતન્યના અતિ નિર્મળપણાને લીધે જીવન્મુક્ત પુરુષમા જણાતો વ્યવહાર હર્ષ—શોકાદિક કોઈ પણ વિકારને ઉત્પન્ન કર્યા વિના જ પ્રતિબિંબ જેવો થાય છે. ચૈતન્યનો ચમત્કાર જ આ જગતરૂપે પ્રતીત થાય છે, માટે એમાં એકત્વ પણ નથી અને દ્વિત્વ પણ નથી. અર્થરૂપ, શબ્દરૂપ, શિષ્યોરૂપ, શિષ્યોની ચેષ્ટાઓરૂપ, ગુરુઓરૂપ અને ગુરુઓનાં વાક્યોરૂપ ચમત્કારોથી ભરેલો, આ મારો ઉપદેશ પણ ચૈતન્યમય જ છે.[૧૫-૨૦] શાંત બ્રહ્મ ચૈતન્ય, પોતે પોતામાં જ વિવર્ત પામ્યા કરે છે અને એ જે વિવર્ત છે, તે જ આ સંસાર છે. ચૈતન્યનું જે ઊલટી રીતિએ નહિ દેખાવુ, તે પરમપદ છે.[૨૧] ચૈતન્યના વિવર્તનો બાધ થવાથી ચિત્ત બ્રહ્માકાર પરિણામ પામતાં જીવપણા તથા જગતપણારૂપ જે (કલ્પિત) અંશ દૂર થાય, તે જ પરમ પુરુષાર્થ છે અને વાસનાનો નાશ છે.[૨૨] ચૈતન્યના વિવર્તનો બાધ થવાથી આ સંસાર શાંત થઈ જાય છે. ચૈતન્યનો વિવર્ત મિથ્યા હોવા છતાં પણ જડતા ધારણ કરે છે, એટલા માટે વિવર્તથી રહિતપણું એ જ અજર અને પરમ ચૈતન્યનુ સ્વરૂપ છે, એમ અનુભવી લોકો કહે છે.[૨૩] આત્માના દર્શનથી રહિત જડ પદાર્થોમાં સાચાપણાની ભાવનાથી આ સંસાર ઉદય પામે છે એવુ જણાય છે. જીવન્મુક્તને એ ભાવનાનો લય થઈ ગયો હોય છે, તેથી જીવન્મુક્તનો સંસાર બળી ગયેલા કપડાની જેમ, જીવન્મુક્તને બંધન આપવામાં સમર્થ થતો નથી.[૨૪] જીવન્મુક્ત પુરુષ વિવર્ત વિના ચૈતન્યરૂપ થયેલો હોય છે, તેથી તેને સંસાર ચૈતન્યરૂપે જ રહે છે. ચૈતન્યનો જે વિવર્ત છે તે જ પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય આદિરૂપ સંસારના ચક્રનો વેગ કહેવાય છે. જેમ કડાં વગેરે પદાર્થ સોનાથી ભિન્ન નથી, તેમ ચૈતન્યના વિવર્તરૂપ સંસાર ચૈતન્યથી ભિન્ન નથી. ચૈતન્યનો વિવર્ત ચૈતન્ય જ છે અને 'તે વિવર્ત ચૈતન્ય જ છે' એમ નહિ સમજવુ, એ સંસાર છે જેમ સોનામાં કડાંપણું દેખાય છે, તેમ અજ્ઞાનને લીધે જ ચૈતન્યમાં વિવર્ત ઊઠે છે.[૨૫-૨૭] હે રામચંદ્રજી ! એ વિવર્ત બોધમાત્રથી લીન થઈ જાય, ત્યારે શુદ્ધ ચૈતન્ય અવશેષ રહે છે. આત્મતત્ત્વના બોધમાત્રથી ભોગોની વાસના ક્ષીણ થાય છે અને તે ક્ષીણ થતાં ભોગોનો જ વિચાર નહિ થવો તે જ જીવન્મુક્તનું ઉત્તમ લક્ષણ છે. જીવન્મુક્ત પુરુષને સ્વાભાવિક રીતે જ ભોગોની ઉપર રુચિ હોતી

નથી,[૨૮,૨૯] અત્યંત તૃપ્ત થયેલો કયો પુરુષ દુષ્ટ અન્નની ઇચ્છા કરે ? સ્વાભાવિક રીતે જ ભોગોની ઇચ્છા થાય નહિ, એ જીવન્મુક્તનું બીજું લક્ષણ છે, એમ સમજો. 'જે આત્મચૈતન્ય છે, તે જ ભોક્તા, ભોગ્ય તથા ભોગ આકારે વિવર્ત પામીને સર્વ પ્રપંચરૂપે પ્રતીત થાય છે.' એવા પ્રકારના દૃઢ અભ્યાસપૂર્વક જે રુઢ નિશ્ચય, એ જ જીવન્મુક્ત-પણાનું લક્ષણ છે. લોકોને અનુસરવાને માટે, ભોગો ભોગવતાં છતાં પણ જે પુરુષ ખરી રીતે ભોગો ભોગવતો નથી, તેને તત્ત્વવેત્તા સમજવો. જેમ આકાશમાં લાકડીઓ ઠોકવા લાગેલા પુરુષોને અનુસરવા કોઈ સમજુ પુરુષ આકાશમાં લાકડીઓ ઠોકતો હોય, તેમ જીવન્મુક્ત પુરુષ ભોગોમાં લાગેલા લોકોને અનુસરવા પોતે ભોગ ભોગવે છે; માટે તેની તે ચેષ્ટા વૃથા છે. સઘળા મિથ્યાભૂત જગતમાં આત્મદૃષ્ટિ કરવી એ જો કે કૃત્રિમ બુદ્ધિ છે, તો પણ આત્માનું અવલોકન કરવાને માટે તેવી બુદ્ધિ રાખ્યા વિના પોતાનાં અંગોને કાપી નાખવા આદિ બીજાં સાહસો કરવામાં આવે તો પણ આત્માના અવલોકનરૂપ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. જ્યાં સુધી વિવર્ત પામવાના સ્વભાવવાળું આ ચૈતન્ય, અજ્ઞાનથી ઢંકાઈને વિવર્ત પામ્યા કરે છે, ત્યાં સુધી બુદ્ધિ વગેરેની કોટિમાં રહીને તે વિષયોરૂપ ભ્રમને જોયા કરે છે. જ્યારે અંદર પરિપૂર્ણ બોધનો ઉદય થાય છે ત્યારે વિવર્તની અને અવિવર્તની દશાઓનો ક્રમ બુઝાઈ ગયેલા દીવાની જેમ ક્યાંય જતો રહે છે, કે તેનું નામ પણ પાછું મળતું નથી. સ્વાભાવિક રીતે શાંત રૂપવાળા આ ચૈતન્યમાં, વિવર્તની કે અવિવર્તની વાત પણ જરાય નથી. સમાધિને લીધે ચલનથી રહિત થયેલા પ્રાણવાયુનું જે અલૌકિક રૂપ છે, તેજ અજ્ઞાનથી તથા વિવર્તથી રહિત થયેલા ચૈતન્યનું મોક્ષ નામનું સ્વરૂપ છે. જ્યારે ચિત્ત નામનો ચૈતન્યનો વિવર્ત શુદ્ધ ચૈતન્યના રૂપને (બ્રહ્માકારપણાને) ધારણ કરે ત્યારે તે બંધ આપતો નથી અને મોક્ષ પણ આપતો નથી; પરંતુ કેવળ સ્વરૂપમાં જ રહે છે. ચૈતન્ય જો ચિત્તપણારૂપ તથા ચિત્તના ઉપરામરૂપ વ્યર્થ દશાઓને ન ધરે, તો બંધનું, મોક્ષ વગેરેનું તેમાં નામ પણ રહેતું નથી. 'મને મોક્ષ થાઓ' એવી ઇચ્છા પણ પૂર્ણપણાના ક્ષયનું કારણ છે અને 'મોક્ષ ન થાય તો ઠીક' એવી ઇચ્છા પણ બંધરૂપ છે. ચૈતન્યનું દશ્યોથી રહિત જે અખંડ સ્વરૂપ છે તે જ કલ્યાણરૂપ છે. સ્વયંપ્રકાશ, અજડ, સર્વથી પર અને ત્રિપુટી વિના એ સ્વરૂપને જ પરમ પદ સમજો. મહાચૈતન્યનું સંકલ્પ જ જે ચલન છે તે જે બંધને તથા મોક્ષને યોગ્ય છે, અને તે સૂક્ષ્મ વિચારથી અવલોકન કરતાં જ નષ્ટ થઈ જાય છે. નિરાધાર અહંભાવ અવલોકન કરવાથી શાંત થઈ જાય, ત્યારે શાથી કોનું શું બંધાય છે? અને શાથી કોનું શું મુકાય છે? એ જાણવામાં પણ આવતું નથી.[૩૦,૪૪] વિવેકી પુરુષ જો પોતે રચેલા સંકલ્પમાં જ 'આ મેં ધાર્યું હતું અને આ મેં ધાર્યું નહોતું' એવા વિભાગને તજી દે, તો ઉત્પન્ન થયેલો સંકલ્પ પણ બહારના ચલનને ઉત્પન્ન કરવામાં અસમર્થ થઈને નષ્ટ થઈ જાય; એટલે પછી સઘળું રોકાણ વિના જ સંકલ્પ વિનાનું અને ચલન વિનાનું થઈ જાય છે. આત્મા જો જ્ઞાનથી સંકલ્પને અને સંકલ્પમય ચપળ ક્રિયાઓને દૂર કરે તો પછી ચલન વિનાનું ગાઢું ચૈતન્ય જ રહેતાં સંસાર રહેતો જ નથી. અથવા 'ચૈતન્યનું જે ચલન છે તે ચૈતન્યનો જ પ્રકાશ છે' એમ અખંડ રીતે સમજવામાં આવે તો ચૈતન્યનું ચલન કાંઈ પણ ચૈતન્યથી જુદું રહેતું નથી. જ્ઞાનીપુરુષ આ દશ્યમય લાંબા સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જતાં પણ સર્વના અધિષ્ઠાનભૂત પોતાના સ્વરૂપથી જુદો પડતો નથી; તેથી કશા મોહને પ્રાપ્ત થતો નથી. હે રામચંદ્રજી! પ્રત્યગાત્મા કે જેમાં બળાત્કારથી અટકાવતાં છતાં પણ સર્વદા સઘળા જગતસંબંધી આકારોના દેખાવો મીઠાશથી સારા લાગે

એવી રીતે ઉત્પન્ન થાય છે; જેમાં તે સઘળા આકારોના દેખાવોની સ્થિતિ પણ ઉદય પામે છે અને જેમાં સઘળા સંકલ્પાત્મક તે તે આકારોના દેખાવોરૂપી કાદવો લીન પણ થઈ જાય છે, તે પ્રત્યગાત્માને જ ઉપર કહેલા વિચારથી પોતાની અંદર જુઓ.[૪૮]

यत्रोदेति प्रसभमनिशं सर्गसंविचिसत्ता यस्मिन्नेते सकलकलनाकारपंका गलंति । उद्यंत्येते स्वदनसुभगं यत्र - सर्वोपलंमाघ्यानेनैवं तमवगमय प्रत्यगात्मानमंतः ॥ ४८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'પ્રત્યાગાત્માવબોધ' એ નામનો સર્ગ ૫૯ મો સમાપ્ત**

## સર્ગ ૬૦ મો×

## વિશ્વ પરમાત્માની વિભૂતિ છે

॥ वसिष्ठ उवाच ॥

एवमाद्यं परं तत्त्वं चिद्घनं परमं पदम् ।
तत्स्था एते महारूपा ब्रह्मविष्णुहरादयः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ—હે રામચંદ્રજી ! પરમપદરૂપ અને ચૈતન્યઘન જ આદ્ય પરમતત્ત્વ છે, તે એવા પ્રકારનું છે. મોટાં મોટાં રૂપોવાળા આ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિ દેવતાઓ, એ તત્ત્વમાં રહીને જ પ્રસન્ન રહે છે અને રાજલોકોની જેમ ઊંચી ઊંચી વિભૂતિઓથી શોભે છે, સિદ્ધલોકો પણ એ તત્ત્વમાં રહીને જ, સ્વર્ગમાં દેવતાઓની જેમ આકાશગમન આદિ ક્રીડાઓથી લાંબા કાળ સુધી મોજ કરે છે. હે રામચંદ્રજી ! એ તત્ત્વને પામ્યા પછી મરવું પડતું નથી, એ તત્ત્વને પામ્યા પછી શોક કરવો પડતો નથી;[૧-૩] એ તત્ત્વને પામ્યા પછી ભૂખતરસ વગેરેથી પીડાવું પડતું નથી અને એ તત્ત્વને પામ્યા પછી ભીંત વગેરેથી રોકાવું પડતું નથી. અપાર બ્રહ્માકાશરૂપ એ પરમાત્મા સર્વત્ર સામાન્ય સત્તાસ્વરૂપે રહે છે, તે વિષે જો જરા પણ વિચાર કરવામાં આવે, તો તમે પલભરમાં જીવન્મુક્ત મુનિ થશો; અને વ્યવહાર સંબંધી કાર્યો કર્યા કરવા છતાં પણ ફરીથી પરિતાપ પામશો નહિ.

રામ બોલ્યાઃ—મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત જેમાં ક્ષય પામે છે એવા નિર્વિશેષ સ્વયંપ્રકાશ બ્રહ્મતત્ત્વને, તમે સત્તાસામાન્ય કહો છો ? કે મન આદિ સઘળા વિશેષોવાળા સર્વાત્મા ઈશ્વરને તમે સત્તાસામાન્ય કહો છો ? નિર્વિશેષ બ્રહ્મતત્ત્વને તમે સત્તાસામાન્ય કહેતા હો, તો તેમાં બ્રહ્મા આદિ કોઈ પણ વિશેષની સ્થિતિ સંભવતી નથી; અને મન આદિ વિશેષોવાળા ઈશ્વરને તમે સત્તાસાન્ય કહેતા હો, તો તે મળતાં દુઃખોનો સમૂળ નાશ થાય, તે સંભવિત નથી.[૪-૫]

વસિષ્ઠ બોલ્યાઃ—પ્રપંચનો બાધ થયા પછી જ નિર્વિશેષ રહે છે અને પ્રપંચનો બાધ થયા પહેલાં જ સવિશેષ રહે છે, તેઓને જુદાં પાડીને હું તેઓમાંના કોઈને સત્તાસામાન્ય કહેતો નથી પણ સઘળા જીવભાવોમાં, ઈશ્વરભાવમાં અને મુક્તિમાં પણ જ પરોવાયેલા સૂત્રની જેમ અખંડ સત્તા માત્ર સ્વરૂપે રહે છે તેને જ સત્તાસામાન્ય કહું છું; અને તે જ જગતનું તત્ત્વ છે, કે જેમાં તમે ધારેલો કોઈ પણ વિરોધ આવતો નથી. સર્વાત્મા વ્યાપક, આદિ તથા અંતથી રહિત અને અંતરાય નહિ હોવા છતાં પણ ભુલાઈ ગયેલા કંઠમાં પહેરેલા હારની જેમ મેળવવામાં આવતું જે બ્રહ્મ, સઘળા દેહોમાં રહીને જાગ્રતમાં, સ્વપ્નમાં તથા સૃષ્ટિના સમયમાં ખાય છે, પીએ છે, તથા ચેષ્ટા કરે છે અને સુષુપ્તિમાં તથા પ્રલયમાં સર્વને તોડી નાખે છે અને સમાધિમાં સઘળાં દશ્યોથી રહિત થઈને દશ્માનરૂપે અવશેષ રહે છે, તે સંપૂર્ણ બ્રહ્મતત્ત્વને હું સત્તાસામાન્ય કહું છું.[૬-૮]

× આ સાઠમા સર્ગમાં પોતાની માયાને લીધે અદ્વિતીય શુદ્ધ પરમાત્માની સઘળા આકારોથી સ્થિતિરૂપ વિભૂતિ કહેવામાં આવશે.

એ સત્તાસામાન્ય આકાશમાં આકાશપણાથી, શબ્દમાં શબ્દપણાથી, સ્પર્શમાં સ્પર્શપણાથી અને ત્વચામાં ત્વચાપણાથી રહેલ છે. એ સત્તાસામાન્ય રસમાં રસપણાથી, જીભમાં સ્વાદપણાથી, રૂપમાં રૂપપણાથી અને ચક્ષુમાં ચક્ષુપણાથી રહેલુ જોવામાં આવે છે. એ સત્તાસામાન્ય ઘ્રાણમાં ઘ્રાણપણાથી, ગંધમાં ગંધપણાથી, કાયામાં કાયાપણાથી અને પૃથ્વીમાં પૃથ્વીપણાથી રહેલ છે.[૯-૧૧] એ સત્તાસામાન્ય જળમાં જળપણાથી, વાયુમાં વાયુપણાથી, તેજમાં તેજપણાથી અને બુદ્ધિમાં બુદ્ધિપણાથી રહેલ છે.[૧૨] એ સત્તાસામાન્ય મનમાં મનપણાથી, અહંકારમાં અહંકારપણાથી, જ્ઞાનમાં જ્ઞાનપણાથી અને ચિત્તમાં ચિત્તપણાથી રહેલ છે.[૧૩] એ સત્તાસામાન્ય વૃક્ષમાં વૃક્ષપણાથી, વસ્ત્રમાં વસ્ત્રપણાથી, ઘટમાં ઘટપણાથી અને વડમાં વડપણાથી રહેલ છે.[૧૪] એ સત્તાસામાન્ય સ્થાવરમાં સ્થાવરપણાથી, જંગમમાં જંગમપણાથી, પાષાણમાં પાષાણપણાથી અને ચેતનમાં ચેતનપણાથી રહેલ છે એ સત્તાસામાન્ય દેવોમાં દેવપણાથી, મનુષ્યોમાં મનુષ્ય પણાથી, પશુપક્ષીઓમાં પશુપક્ષીપણાથી અને કીડાઓમાં કીડાપણાથી રહેલ છે.[૧૫,૧૬] એ સત્તા સામાન્યરૂપ પરમાત્મા, કાળમાં કાળપણાથી, ઋતુમાં ઋતુપણાથી, ત્રુટિકાળમાં ત્રુટિકાળપણાથી, ક્ષણમાં ક્ષણપણાથી અને નિમેષ આદિમાં નિમેષ આદિપણાથી રહેલુ છે.[૧૭] એ સત્તાસામાન્ય ધોળામાં ધોળાપણાથી, કાળામાં કાળાપણાથી, ક્રિયાઓમાં ચલનપણાથી અને નિયમમાં નિયમપણાથી થયેલ છે.[૧૮] એ સત્તાસામાન્યરૂપ પરમેશ્વર સ્થિતિમાં સ્થિતિપણાથી, નાશમાં નાશપણાથી અને ઉત્પત્તિમાં ઉત્પત્તિપણાથી રહેલ છે.[૧૯] એ સત્તાસામાન્યરૂપ પરમેશ્વર બાલ્યમાં બાલ્યરૂપથી, યૌવનમાં યૌવનરૂપથી, જરામાં જરારૂપથી અને મરણમાં મરણરૂપથી રહેલ છે.[૨૦] જેમ સમુદ્રમાં જળ તરંગોથી, બિંદુઓથી તથા લહેરોથી અભિન્ન છે, તેમ પરમેશ્વર સઘળા પદાર્થોથી અભિન્ન છે.[૨૧] એ પદાર્થોમાં જે અનેકપણું છે, તે તો મિથ્યા જ છે, અને તે અનેકપણું સાચા ચૈતન્યસ્વભાવવાળા એ આત્માએ, જેવી રીતે બાળક વેતાલને કલ્પી લે છે, તેવી રીતે કલ્પી લીધેલું છે.[૨૨] હે મહાત્મા રામચંદ્રજી! 'હું કે જે સર્વત્ર રહેલો છું અને ચૈતન્યરૂપ છું, તેણે પોતે જ જગત કલ્પી લીધેલુ છે, અને આ સઘળાં જગતમાં હું જ અનેક વિલાસોથી વ્યાપ્ત છું; માટે મારાથી બીજુ કાંઈ પણ નથી એવી ભાવના રાખીને, ઉપશાંત બુદ્ધિવાળા થઇ સુખથી પોતાના મહિમામાં જ રહો.[૨૩]

વાલ્મીકિમુનિએ ભારદ્વાજને આટલા સુધી કથા કહી ત્યાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરીને, સાયંકાળનાં નિત્ય કર્મો કરવા સારુ ત્યાંથી ઊઠીને નાહવા ગઈ. રાત્રિ વીત્યા પછી સૂર્યનાં કિરણો ઉદય પામ્યાં, ત્યારે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવી.[૨૪]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधये स्तमिनो जमाय। स्नातुं सभा कृतनमस्करणा जगाम शामाक्षये रविकरैश्च सहाजगाम ॥ २४ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'વિભૂતિયોગોપદેશ' એ નામનો સર્ગ ૯૦ મો સમાપ્ત**



## સર્ગ ૬૧ મો*

### જગતની સ્વપ્નતુલ્યતા

॥ राम उवाच ॥

**यथास्माकं मुने स्वप्नपुरपत्तनमंडलम् ।**
**तथैव पद्मजादीनां यदि देहपरिग्रहः ॥ १ ॥**

રામ બોલ્યાઃ-હે મહારાજ ! જેમ આપણને સ્વપ્નમાં શહેરોનું તથા ગામોનું મંડળ પ્રતીત થાય છે, તેવી રીતે જ જો બ્રહ્માદિકને પણ પોતપોતાના દેહનો પરિગ્રહ પ્રતીત થયો હોય તથા તેવી રીતે જ જો આ સઘળું જગત પ્રતીત થયુ હોય, તો તેમાં આપણને અત્યંત દૃઢ સાચાપણું કેમ પ્રતીત થાય છે ? અને બ્રહ્માદિકને કેમ પ્રતીત થતું નથી ? 'આપણને લાંબા કાળના પરિચયને લીધે ખોટામાં સાચાપણું પ્રતીત થાય છે' એમ કહેશો તો બ્રહ્માદિકને આપણાથી પણ અધિક લાંબા કાળના પરિચયને લીધે ખોટામાં સાચાપણું પ્રતીત થવું જોઇએ.[૧-૨]

વસિષ્ઠ બોલ્યાઃ-બ્રહ્મા જ્યારે પૂર્વકલ્પમાં ઉપાસક સ્થિતિમાં હતા, ત્યારે તેમને તત્ત્વજ્ઞાન નહિ હોવાથી તે સમયની સૃષ્ટિ હમણાં આપણા અનુભવમાં આવતાં આ સૃષ્ટિની જેમ સઘળા જીવ આદિ પદાર્થોસહિત સત્ય જ લાગતી હતી, પણ હમણાં બ્રહ્માને તત્ત્વજ્ઞાનથી બાધિત થવાને લીધે મિથ્યા જ લાગે છે. બાધ થયા વગરનો લાંબા કાળનો જગતનો પરિચય જ સત્યતાની ભ્રાંતિના દૃઢપણાનું કારણ થાય છે; પરંતુ બાધિત થયેલા પદાર્થનો લાંબા કાળનો પરિચય, સત્યતાની ભ્રાંતિના દૃઢપણાનું કારણ થતો નથી. જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં સુધી ચૈતન્યના સર્વવ્યાપકપણાને લીધે જીવ-સર્વરૂપ થાય છે અને તે સંસાર સાચો જ લાગે છે, પરંતુ તે સંસાર અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો હોવાને લીધે જ્ઞાનથી નષ્ટ થાય છે.[૩-૪] બ્રહ્માને તત્ત્વજ્ઞાનથી બાધિત થયેલો સ્વપ્ન જેવો આ જ પ્રપંચનો પ્રતિભાસ ઊઠેલો છે, તે પ્રતિભાસ આપણા જેવા અજ્ઞાની લોકોની અહંતાપ્રતીતિની સાથે એકીભૂત થવાથી આપણને અત્યંત દૃઢ થઈ રહ્યો છે. જેમ સૂતેલો પુરુષ પોતાના સ્વપ્નના શીઘ્ર વિનાશીપણાને કર્મોના પ્રતિબંધને લીધે જાણતો નથી, તેમ બ્રહ્માદિક પણ પોતાની દૃષ્ટિથી બાધિત થયેલા આ જગતરૂપી સ્વપ્નને કર્મોના પ્રતિબંધને લીધે શીઘ્રવિનાશી જાણતા નથી.[૫-૬] હે રામચંદ્રજી ! સૂતેલા પુરુષને જેમ સઘળા જીવોના તથા જગતના પ્રતિભાસરૂપ સ્વપ્ન પ્રવાહરૂપ લાગે છે, તેમ બ્રહ્માને પણ આ સમષ્ટિ જગતરૂપ સ્વપ્ન બાધિત હોવા છતાં પણ પ્રવાહરૂપ લાગે છે. જેમ આંબાથી ઉત્પન્ન થયેલી ગોટલી પાછી આંબા વગેરેરૂપે પરિણામ પામતાં પણ આંબારૂપ જ છે, પણ બીજી કોઈ વસ્તુરૂપ નથી, તેમ મનુરૂપ સ્વપ્નપુરુષથી ઉત્પન્ન થયેલુ આ જગત પણ સ્વપ્નપુરુષરૂપ જ છે. મિથ્યા પુરુષથી જે ઉત્પન્ન થયું હોય તે મિથ્યા જ હોય એમ સિદ્ધ થાય છે; એટલા માટે આ સંસાર જન્માંતર તથા સ્વર્ગ-નરકાદિક ક્રિયાઓ કરવામાં સમર્થ છતાં પણ તેમાં સત્યપણાની ગાઢ ભાવના કરવી યોગ્ય નથી.[૭-૯] સ્વપ્ન સંબંધી પુરુષ જેવા મનમાંથી ઊઠેલા મિથ્યાભૂત જગતમાં દૃઢ પ્રતીતિને લીધે જે સત્યપણાની ભાવના થાય છે તે ગમે તેમ કરીને છોડી દેવી જોઈએ.[૧૦] આપણને સ્વપ્નમાં પણ જે સૃષ્ટિ વગેરે દેખાય છે, તેની તે સમયે દૃઢ પ્રતીતિ જ થાય છે, પણ એટલા ઉપરથી તેની સત્યતા સિદ્ધ થતી નથી. વાસ્તવિક વિચાર કરીએ તો આગળ ખડો થઈને ઊભેલો અને નદીના પૂરની પેઠે વૃદ્ધિ પામેલો આ બ્રહ્માની સૃષ્ટિરૂપ સ્વપ્નનો આડંબર પણ નિમેષમાત્ર જ છે.[૧૧] આ નિમેષમાત્ર રહેનારા આડંબરમાં પણ કલ્પપણું

* આ એકસઠમા સર્ગમા યુક્તિથી જગતનું સ્વપ્નવત્પણું અને વિરોધ ન આવે એવી રીતે ભ્રાંતિથી સર્વમાં સર્વનો સંભવ સિદ્ધ કરવામા આવશે.

કલ્પી લેવામાં આવે છે. જેમ પ્રત્યેક પ્રાણીને જોવામાં આવતી સ્વપ્ન સંબંધી સૃષ્ટિ, નિમેષમાત્ર છતાં પણ લાંબી લાગે છે, તેમ બ્રહ્માને જોવામાં આવતી આ સમષ્ટિ સૃષ્ટિ નિમેષમાત્ર છતાં પણ લાંબી લાગે છે.[૧૨] જેમ જળ હોવાથી કલ્લોલો તથા લહરિઓ સ્ફુરે છે, તેમ ચૈતન્ય હોવાથી જ સૃષ્ટિઓના સમૂહોની પરંપરા સ્ફુરે છે. જેની પ્રસિદ્ધિ ચૈતન્યને આધીન હોય છે તે મિથ્યા જ હોય છે. જ્યારે આ સઘળી સૃષ્ટિ વાસ્તવિક નથી પણ સ્વપ્નાત્મક જ છે એમ સિદ્ધ થયું, ત્યારે બ્રહ્માનું પદ પણ અત્યંત અસત્ જ છે એમ સિદ્ધ થઈ ચૂક્યું. 'જગત અત્યંત અસત્ હોવા છતાં પણ વ્યવહારને લાયક કેમ છે?' એમ તો પૂછવું જોઈતું જ નથી; કેમકે જે વસ્તુ જે રીતે જેવી જોવામાં આવે, તે વસ્તુ તે રીતે તેવા સ્વભાવ-વાળી જ છે, એમ માની લેવું યોગ્ય છે. સ્વપ્ન સંબંધી ભ્રમોની રીતિઓ મિથ્યા હોવા છતાં પણ વ્યવહાર કેમ કરાવે છે? એ વિષે કશી પૂછપરછ નહિ કરતાં તેમનો સ્વભાવ જ એવો છે, એમ માનવું એ વધારે સંતોષકારક છે. આ જગતરૂપી ભ્રમમાં સંભવે નહિ એવું તો કાંઈ છે જ નહિ. કેમ-કે ત્રૈલોક્યમાં વિચિત્ર વિચિત્ર પ્રકારના વસ્તુઓના દેખાવો જોવામાં આવે છે. જળની મધ્યમાં પણ અગ્નિ સળગતો જોવામાં આવે છે; જેમકે સમુદ્રમાં વડવાનલ.[૧૩–૧૭] આકાશમાં પણ નગરો જોવામાં આવે છે; જેમકે સ્વર્ગ આદિ લોકો. શિલાઓમાં પણ કમળો ઉત્પન્ન થતાં જોવામાં આવે છે; જેમકે હિમાચળમાં વૃક્ષો.[૧૮] એક સ્થળમાં પણ સઘળી ઇષ્ટ વસ્તુઓ જોવામાં આવે છે; જેમકે કલ્પવૃક્ષમાં. શિલાઓ પણ વૃક્ષોની પેઠે ફળ આપતી જોવામાં આવે છે; જેમકે ચિંતામણિના ગુચ્છો.[૧૯] શિલાઓની અંદર પણ પ્રાણીઓ રહેતાં જોવામાં આવે છે; જેમકે શિલામાં રહેતા દેડકાઓ. પથરામાંથી પણ પાણી નીકળતું જોવામાં આવે છે; જેમકે ચંદ્રકાંતમણિમાંથી.[૨૦] ઘડો પણ નિમેષમાત્રમાં વસ્ત્ર થઈ જતો જોવામાં આવે છે; જેમકે સ્વપ્નમાં. જે કદી પણ ન સંભવે એવું પણ જોવામાં આવે છે; જેમકે સ્વપ્નમાં પોતાનું મરણ પોતાના જોવામાં આવે છે.[૨૧] આકાશમાં પણ અકસ્માત્ જળ જામી જતું જોવામાં આવે છે; જેમકે વરસાદના કરા. આકાશમાં જળનો પ્રવાહ ચાલે છે; જેમકે આકાશગંગા.[૨૨] મોટી મોટી શિલાઓ પણ ઊડતી જોવામાં આવે છે; જેમકે મૈનાક આદિ પાંખોવાળા પર્વતો. શિલામાંથી પણ સઘળી વસ્તુઓ મળતી જોવામાં આવે છે; જેમકે ચિંતામણિમાંથી.[૨૩] જ્યાં જતાં ધારેલાં ફળો તુરત જ પ્રાપ્ત થાય, એવાં સ્થળો પણ જોવામાં આવે છે; જેમકે દેવતાઓના બગીચાઓ. સાચા સંકલ્પવાળા પુરુષોના પણ કેટલાએક ધારેલા સંકલ્પો સિદ્ધ નહિ થતા જોવામાં આવે છે; જેમકે મોક્ષ ઉત્પન્ન થાઓ, બ્રહ્મ નષ્ટ થાઓ, જગત સત્ય થાઓ અને ભોગો અવિનાશી રહો,' ઇત્યાદિક સંકલ્પો કદી પણ સિદ્ધ થતા નથી.[૨૪] ચેતના વિનાનો પુરુષ પણ કામ કરતો જોવામા આવે છે; જેમકે યંત્રમય પુરુષ. આવા જ અને એવા જ પ્રકારના બીજા પણ અસંભવિત વિચિત્ર દેખાવો કે જેઓ શાંબરી માયાઓમાં અને ગાંધર્વી માયાઓમાં પણ દેખાવા ઘટતા નથી, તેઓ પણ જગતમાં દેખાય છે. દેશના યોગથી, કાળના યોગથી; મંત્રપ્રયોગ આદિ ક્રિયાઓના યોગથી, ઔષધ આદિ દ્રવ્યોના યોગથી, મણિઓના યોગથી, પિશાચ આદિના વળગાડના યોગથી અને મદ્ય આદિના યોગથી કેટલાએક ગંધર્વ પુરુષ જેવા વિચિત્ર અનંત દેખાવો સાચાઓની પેઠે વ્યવહાર કરતા પણ જોવામાં આવે છે. હમણાં બ્રહ્માંડનો નાશ થવો અસંભવિત લાગે છે, પણ તે ભવિષ્યકાળમાં થશે, એમ સિદ્ધ થાય છે. સ્વપ્નમાં થયેલો દેવપૂજના-દિકનો મિથ્યા દેખાવ પણ જાગતમાં શુભ ફળ આપનાર થતો જોવામાં આવે છે. હે રામચંદ્રજી!

માટે એમ સિદ્ધ થાય છે, કે બ્રહ્મદૃષ્ટિથી કાંઈ પણ અસત્ય નથી અને જગતરૂપ દૃષ્ટિથી કાંઈ પણ સત્ય નથી.[૨૫-૨૮] આ સૃષ્ટિ નામના સ્વપ્નમાં સર્વત્ર સર્વથી સર્વ સંભવે છે. જેમ સ્વપ્નમાં ડૂબેલી બુદ્ધિવાળો જીવ સ્વપ્નની સ્થિરતાને જુએ છે, તેમ જગતમાં ડૂબેલી બુદ્ધિવાળો જીવ જગતની સ્થિરતાને જુએ છે. જીવ એક ભ્રમમાંથી બીજા ભ્રમમાં જતાં અને એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જતાં, તેઓમાં સ્થિરપણાનો વિશ્વાસ રાખવાથી મોહ પામે છે.[૨૯,૩૦] જેમ મૂઢ મૃગ પોતાના મોહરૂપ દોષથી, એક ખાડામાંથી બીજા ખાડામાં પડે છે, તેમ રાગ આદિ દોષોથી મૂઢ થયેલો જીવ, એક દુઃખમય યોનિમાંથી બીજી દુઃખમય યોનિમાં પડે છે.[૩૧]

श्वभ्रांतरं श्वभ्रनिपातदोषात्संप्राप्नुवन्मुग्धमृगः प्रयाति । मोहं यथापातमयैकरूपं जीवस्तथा संसृतिपातमूढः ॥ ३१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'જગતસ્વપ્નકથન' એ નામનો સર્ગ ૬૧ મો સમાપ્ત**

## सर्ग ६२ मो×

### એક સંન્યાસીને અનેક દેહપ્રાપ્તિનો ભ્રમ

॥ वसिष्ठ उवाच ॥

अत्र राघव वक्ष्येहमितिहासमिमं शृणु ।
यद्वृत्तं कस्यचिद्भिक्षोः किंचिन्मननशालिनः ॥

વસિષ્ઠ બોલ્યાઃ—હે રામચંદ્રજી ! આ વિષયમાં હું એક ઇતિહાસ કે જેમાં કોઈ એક વિચારશીલ સંન્યાસીને જે કાંઈ થયું હતું તેનું વર્ણન છે, તે કહું છું. તે સાંભળો.[૧] કોઈ એક સંન્યાસી પોતાના આશ્રમને યોગ્ય શ્રવણ, મનન અને સમાધિ રચીને આખો દિવસ ગાળતો હતો.[૨] સમાધિના અભ્યાસથી વાસનાઓનો ત્યાગ કરવામાં સમર્થ થયેલું તે સંન્યાસીનું ચિત્ત જેમ જળ તરંગપણાને પામે છે, તેમ જ સ્થિતિનું ચિંતન કરતું તે સ્થિતિને તુરત પામતું હતું.[૩] એકાગ્ર ચિત્તવાળો એ સંન્યાસી, એક દિવસે સમાધિમાંથી વિરામ પામી આસન પર બેઠો હતો; ત્યાં તેને કાંઈક ક્રિયાના ક્રમનો વિચાર થયો.[૪] વિચાર કરતાં કરતાં તેને પોતાની મેળે એવી વૃત્તિ ઉત્પન્ન થઈ કે, 'હું લીલાને માટે શાસ્ત્રના સંસ્કાર વિના કોઈ પામર જનની ચેષ્ટાની તુરત ભાવના કરું.'[૫] એ પ્રમાણે વિચાર કર્યો, એટલે એ સંન્યાસીનું ચિત્ત, જેમ જળ ચકરી પામતાં પ્રવાહપણાનો તથા સમસ્થિતિનો ત્યાગ કરી ચકરીરૂપ થઈ જાય છે, તેમ સંન્યાસની પદ્ધતિનો ત્યાગ કરીને, કોઈ પામર પુરુષરૂપ થઈ ગયું.[૬] એ ચિત્તમય પુરુષે સહસા પોતાની ઇચ્છાથી પોતાનું 'જીવટ' એ નામ કરી લીધું અને તે કાકતાલીયની પેઠે થઈ ગયું. એ 'જીવટ' નામનો સ્વપ્નપુરુષ સ્વપ્નથી રચાયલા કોઈ નગરના રાજમાર્ગો અને ગલીઓની અંદર વિહાર કરવા લાગ્યો.[૭,૮] જેમ ભમરો કમળનો રસ ચૂસે, તેમ તેણે હર્ષથી લીલાપૂર્વક મદિરાપાન કર્યું અને તેનો નશો ચઢવાથી ગાઢ નિદ્રામાં સૂઈ ગયો.[૯] તેમાં 'વેદાનો અભ્યાસ કરતો અને સારાં કર્મો આચરતો હું બ્રાહ્મણ છું' એવું તેને સ્વપ્ન આવ્યું. એ ઉત્તમ બ્રાહ્મણ કોઈ સમયે દિવસનાં કામકાજે કરવાથી થાકી ગયો અને એમ થતાં જેમ ઝાડ બીજપણામાં લીન થઈ જાય છે, તેમ સઘળો વ્યવહાર અંદર લીન થવાથી સૂઈ રહ્યો. એ બ્રાહ્મણે સ્વપ્નમાં પોતાને માંડલિકરાજા થયેલો જોયો. એ માંડલિક રાજા કોઈ દિવસે આહાર કરીને ગાઢી નિદ્રાથી સૂઈ રહ્યો; ત્યાં પોતામાં સઘળી દિશાઓના મંડળને પાળનારું અને જેમ પુષ્પોના ઓઘથી લતા શોભી રહે છે, તેમ ભોગોના સમૂહથી શોભી રહેલું ચક્રવર્તીપણું થયેલું જોવામાં આવ્યું.[૧૦-૧૩]

× આ બાસઠમા સર્ગમાં વિચિત્ર વાસનાઓના યોગથી કોઈ સંન્યાસીને અનેક દેહોની પ્રાપ્તિનો વિભ્રમ થયાનું વર્ણન કરવામાં આવશે.

એ ચક્રવર્તી રાજા કોઈ દિવસે પોતાનાં સઘળાં કામોને બંધ કરીને સ્વસ્થ થઇને જેમ કાર્ય કારણમાં સૂએ છે, તેમ સૂતો. ત્યાં પૂર્વવાસનાથી તેને સ્ત્રી ભોગવવાની ઇચ્છા થઈ; એટલે સ્વપ્નમાં તેણે પોતાને રૂપાળી અપ્સરા થયેલો જોયો. જેમ વૃક્ષની અંદરનો રસ પોતાને મંજરી થયેલો દેખે છે, તેમ તેણે પોતાને અપ્સરા થયેલો જોયો.[૧૪,૧૫] રતિ કરવાથી થાકીને એ અપ્સરા ગાઢ નિદ્રાને પ્રાપ્ત થઈ. ત્યાં 'પોતાનાં નેત્ર મૃગલી જેવાં છે, એ વાસના થતાં પોતે મૃગલી છે' એવું સ્વપ્ન આવ્યું. ચપળ નેત્રોવાળી એ મૃગલી કોઈ એક દિવસે નિદ્રાને વશ થઈ, એટલે તેને સ્વપ્ન આવ્યું કે 'હું પોતે લતા છું' એટલે તે લતા બની.[૧૬,૧૭] પશુપક્ષીઓ વગેરે પણ ચિત્તના સ્વભાવને લીધે સ્વપ્ન જુએ છે; કેમકે દેખેલા અને સાંભળેલા વિષયોના સંસ્કારોનું ગ્રહણ કરી રાખવું, એ ચિત્તનો ધર્મ છે.[૧૮] પુષ્પોથી, ફળોથી તથા પલ્લવોથી શોભી રહેવાને લીધે એ લતા વનદેવીઓના બગીચાની અંદરના લતામંડપની પેઠે જણાવા લાગી.[૧૯] બીજની અંદર રહેલા અંકુરના જેવા આકારવાળી અને સાક્ષીચૈતન્યના પ્રકાશથી તે લતાને એવું સ્વપ્ન આવ્યું કે, મને કોઈ બીજો કાપી નાખે છે; એટલે પોતે 'ભમરો છે' એમ તેના જોવામાં આવ્યું. જેમ પ્યારો પતિ જુવાન સ્ત્રીઓમાં વિહાર કરે, તેમ એ ભમરો વનોની લતાઓમાં અને ખીલેલી કમલિનીઓમાં વિહાર કરવા લાગ્યો; અને અનેક પુષ્પોના સમૂહોથી શોભી રહેલી તે લતાઓમાં તથા મોતીના હાર જેવી શોભતી કમલિનીઓમાં ધોલા જેવા રાતા અને પ્રિયાના અધરરસ જેવા મીઠા પુષ્પોના રસને ચાખવા લાગ્યો. એ ભમરો કમલિનીમાં ખૂબ જ પ્રેમ રાખી કમળના નાળમાં જ રહેવા લાગ્યો; કેમકે જડ બુદ્ધિવાળાનું ચિત્ત પણ ક્યાંય પ્રેમને વશ થાય છે. એક દિવસે એ કમલિનીને ઉખેડવા હાથી આવ્યો; કેમકે મૂઢ પ્રાણીઓનો નિશ્ચય રમણીય વસ્તુઓનો નાશ કરવાને માટે જ હોય છે.[૨૦-૨૫] એ હાથીએ કમલિનીને ઉખેડી નાખી; તે સમયે કમળના નાળની સાથે પેલો ભ્રમર, હાથીના દાંતમાં આવી જતાં ચોખાના દાણાની જેમ ચૂરો થઈ ગયો.[૨૬] મરણ પામેલા એ ભમરાને હાથીના દર્શનથી અને હાથીના આકારની ભાવનાના બળથી પોતે એક મદઝરતો હાથી છે, એમ તેણે જોયું.[૨૭] એ હાથી કોઈ દિવસે પકડવા આવેલા લોકોએ બનાવેલા, સાંકળ વગેરેના બંધ કરતાં પણ વધારે સંકટવાળા અને સુકાયેલા સમુદ્ર જેવા ઊંડા ઉજ્જડ ખાડામાં, જેમ જીવ દુઃખમય સંસારમાં પડે છે, તેમ પડ્યો.[૨૮] પકડાઈને રાજદ્વારમાં ગયેલો એ હાથી, રાજાને પ્યારો થઈ પડ્યો અને યુદ્ધોમાં શત્રુઓનાં મોટાં મોટાં સૈન્યોને તોડવા લાગ્યો. નિશાચર જેવો સર્વદા મદોન્મત્ત રહેતો એ હાથી, કોઈ એક દિવસે રાત્રિના યુદ્ધમાં ઘૂમતાં શત્રુઓની તલવારો વગેરેથી કપાઇને, જેમ દેહાભિમાન વિવેકરૂપી પવનથી જુદું પડી નાશ પામે છે, તેમ તે હાથી મરણ પામ્યો. એ હાથી હાથીઓનાં ગંડસ્થળોમાંથી, ઊડેલા ભ્રમરોને જોવાથી અને પોતાનાં ગંડસ્થળોમાં રહેનારા ભમરોના પરિચયથી ફરીને પાછો ભમરો થયો.[૨૯-૩૧] એ ભમરો વનની લતાઓનું સેવન કરતાં કરતાં પાછો કમલિનીમાં આવ્યો; કેમકે અજ્ઞાની જીવો વાસનાઓ તજી દઈ શકતા નથી.[૩૨] કમલિનીમાં રહેલો એ ભમરો હાથીના પગથી દબાઈને પાછો ચૂર્ણ થઈ ગયો અને પછી કમલિનીની આસપાસ રહેનારા હંસોના પરિચયની વાસનાથી હંસ થયો.[૩૩] હંસના અવતાર પછી બીજી પણ હાથી વગેરેની પંચાશી યોનિઓમાં ભટકી ભટકીને પાછો હંસની યોનિમાં આવ્યો. એ હંસ કોઈ દિવસે બીજા ઘણા હંસોની મંડળીમાં વિહાર કરતો હતો. ત્યાં બ્રહ્માના હંસના ગુણોનું તથા આકાર વગેરેનું

વર્ણન સાભળવામાં આવતાં તેને 'હું પણ એવો બ્રહ્માનો હંસ થાઉં તો ઠીક' એવી વાસના ઈંડાના રસમાં રહેલા મોરની જેમ વૃદ્ધિ પામી. બ્રહ્માના હંસનું વારવાર સ્મરણ કર્યા કરતો એ હંસ, વ્યાધિરૂપી ઘણુથી મરણ પામીને, હંસપણાની વાસનાના બળથી બ્રહ્માનો હંસ થયો. એ જન્મમાં બ્રહ્મલોકની અંદર અત્યંત વિવેકવાળા બ્રહ્માના વૈરાગ્યથી તથા તત્ત્વજ્ઞાનથી ભરેલા ઉપદેશોથી, તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત થઈને ભોગ્ય પદાર્થોના આગ્રહ વિનાનો થઈ તે હંસ જીવન્મુક્ત થઇને રહ્યો. આ રીતે તેને જીવતાં જ નિરતિશય આનંદરૂપ મોક્ષસુખ મળ્યુ, તો પછી બ્રહ્માનાં બે પરાર્ધને અંતે વિદેહમુક્ત થઇને બીજુ શુ કરવાનું રહ્યું ? એ વિચાર કરો.[34-37]

तत्रातिसंततविवेकवतो विलासैः संबोधितो विगतलौकिकवस्तुदृष्टिः । मुक्तः स्थितो ननु युगान्तविधौ विदेहमुक्तेन तेन किमु भावि विमान्यमेतत् ॥ ३७ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ભિક્ષુસંસારોદાહરણ' એ નામનો સર્ગ ૬૨ મો સમાપ્ત**

## સર્ગ ૬૩ મો*

### વિભ્રાન્ત ભિક્ષુને રુદ્રભાવની પ્રાપ્તિ ઇત્યાદિ

॥ वसिष्ठ उवाच ॥

स कदाचिद्ददर्शाथ रुद्रं रुद्रपुरे खगः ।
वैरिंचनलिनीनाललीलालामेन लीलया ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ-હે રામચંદ્રજી ! એ હંસ બ્રહ્માના આસનભૂત કમલિનીના નાલમાં ક્રીડાઓના લાભના બળને લીધે (બ્રહ્માના સામીપ્યરૂપ મુક્તિપદની પ્રાપ્તિના બળને લીધે) કોઈ સમયે બ્રહ્માની સાથે રુદ્રના નગરમાં ગયો. ત્યાં તેને રુદ્રનું દર્શન થયું.[1] ત્યાં રુદ્રનું દર્શન થતાં જેમ અરીસામાં પ્રતિબિંબ પડે છે, તેમ તે હંસની બુદ્ધિમાં 'હું રુદ્ર છું' એવો નિશ્ચય પ્રાપ્ત થયો.[2] આ વાસનાથી તેનો દેહ બદલાયો નહિ, પણ પ્રારબ્ધના શેષે પ્રાપ્ત કરેલી ઇચ્છાને લીધે, યોગની પેઠે માનસિક બીજા દેહની કલ્પનાથી પૂર્વદેહનો માનસિક ત્યાગ માત્ર થયો. જેમ પવનપણાને પામતો ગંધ, પુષ્પના ગુચ્છને તજી દે છે, તેમ મનથી રુદ્રરૂપ થતા તે હંસે મનથી હંસના દેહને તજી દીધો.[3] એ રુદ્ર ગણાધ્યક્ષની પદવીને પામીને રુદ્રના પુરમાં તે પુરને જ અનુસરતી રીતભાતોથી સ્વચ્છંદ રીતે વિહાર કરવા લાગ્યો.[4] સર્વોત્તમ જ્ઞાનોથી તથા ઐશ્વર્યના વિલાસોથી રુદ્રની સાથે સામ્ય મળવાને લીધે, તે રુદ્રને બુદ્ધિથી પોતાનું પૂર્વનુ સઘળું વૃત્તાંત જોવામાં આવ્યું.[5] આવરણ વિનાના જ્ઞાનવાળા રુદ્રરૂપ થયેલો તે રુદ્ર, પોતાનાં પૂર્વનાં અનેક સ્વપ્નોથી વિસ્મય પામીને એકાંતમાં મનમાં નીચે પ્રમાણે બોલ્યો.[6]

રુદ્ર બોલ્યોઃ-અહો ! નિર્જળ દેશોમાં જળની જેમ અસત્ય છતાં સત્ય લાગતી અને જગતને મોહ આપનારી આ વિચિત્ર માયા ફેલાઈ છે.[7] હું પ્રથમ પારમાર્થિક સ્થિતિથી ચૈતન્ય જ હતો, તે પાછળથી માયાને લીધે સૃષ્ટિના સંકલ્પોને પ્રાપ્ત થયો, એ મને યાદ આવ્યું. એ સંકલ્પોને લીધે જ હું દ્વૈતથી જોડાઇ ચૈતન્યનો અંશ હોવાથી સર્વજ્ઞ અને જડનો અંશ હોવાથી આકાશ આદિ વિભાગોવાળો થયો.[8] પછી યદૃચ્છાથી સ્થૂલ-સૂક્ષ્મ દેહોના એકપણાનો અધ્યાસ પ્રાપ્ત થતા વાસનાઓની વિચિત્રતાઓથી રંગાવાને લીધે, હુ જીવ થઇને રહ્યો. એ જીવ અનાદિ કાળથી જન્મોની પરંપરાને અનુભવતો અનુભવતો કોઈ સર્ગમાં વૈરાગ્ય આદિની દૃઢતાને લીધે વિષયોથી ક્ષોભ નહિ પામનારો

* આ ત્રેસઠમા સર્ગમા રુદ્ર થયેના સંન્યાસીએ પોતાના પૂર્વના દેહોને જાગ્રત કર્યા, તે દેહો સો રુદ્રરૂપ થયા, અને તેમ થવા છતા તેઓ એકરૂપ જ છે, એ કથા કહેવામા આવશે.

સંન્યાસી થયો. એ સન્યાસીને હાથ, પગ આદિ અવયવોના તથા પ્રાણ આદિના નિરોધથી જ્યારે બહારના દેવ આદિની વિષયની માનસિક પૂજન આદિ લીલા 'રમણીય છે' એમ જણાતી હતી અને તેમ જણાયાથી તે લીલાનો સંપૂર્ણ આરંભ કરવામાં આવતો હતો, ત્યારે બીજાં સઘળાં મનનોના ઉદયનો ત્યાગ કરીને, તે સંન્યાસી તે લીલાનો જ અનુભવ કરતો હતો. જેમ ઉનાળાના તાપને લીધે સુકાઈ ગયેલી લતા ફરી પાછી ચોમાસામાં પાણી મળવા છતાં લીલી થતી નથી, તેમ પાછળના ચમત્કારથી વ્યાપ્ત થયેલુ ચિત્ત આગળના ચમત્કારને તજી દે છે.[૯–૧૨] શાસ્ત્રની વાસનાઓ શિથિલ થતાં, જેને અનાદિ અનર્થની વાસનાઓ ઉત્પન્ન થઈ એવો એ સંન્યાસી, જીવટ નામનો પામર નર થઈને, જેમ કીડી છિદ્રોમાં ભમે છે, તેમ તે દેહોમાં ભમ્યો.[૧૩] પ્રથમ તેણે પોતે બ્રાહ્મણોનો ભક્ત હોવાને લીધે પોતામાં બ્રાહ્મણપણું દીઠું; કેમકે સારી–નરસી સ્થિતિઓનો ફેરફાર કરવામાં સારી કે નરસી જે વાસના બળવાન હોય તેજ પોતાનું કાર્ય કરી શકે છે.[૧૪] પછી એ બ્રાહ્મણ નિરંતર ચિંતવેલા માંડલિક રાજાપણાને પ્રાપ્ત થયો. એકી સમયે પીધેલો રસ જ ઝાડમાં ફળપણાને પ્રાપ્ત થાય છે. પછી તે માંડલિક રાજા રાજ્યને માટે અધિક અધિક ધર્મ સંબંધી કાર્યોનું ચિંતન કરવાથી ચક્રવર્તી રાજા થયો. એ ચક્રવર્તી રાજા કામીપણાને લીધે અપ્સરાપણાને પ્રાપ્ત થયો.[૧૫,૧૬] શૃંગારરસથી શોભતી એ ચપળ અપ્સરા મૃગીનાં નેત્રોની સુંદરતા મેળવવાના લોભની વાસનાથી મૃગીપણાને પ્રાપ્ત થઈ. અહો ! વાસનારૂપી મોહ પ્રાણીઓને ભારે દુઃખદાયી થઈ પડે છે.[૧૭] એ મૃગી ચિત્તમાં લતાની વાસનાને લીધે વનમાં લતા થઈ. એ લતાએ નિર્માણને લીધે પોતાના છેદનનો અનુભવ કર્યો. પછી અંદર સંજ્ઞાવાળી એ છેદાયેલી લતાએ, છેદાયેલા દેહમાં લાંબા કાળ સુધી વાસનાને લીધે પોતાને ભ્રમરપણું પ્રાપ્ત થયેલું જોયું. એ ભ્રમર હાથીની ખરીથી ચૂર્ણ થઈને તે પછી પણ વારવાર સંસારના મોટા મોટા ભ્રમોમાં ભમ્યો. 'કેવળ પોતાના ભ્રમથી રચાયેલા આ સંસારરૂપી આડંબરમાં હું સો અવતારના અંતે આ રુદ્ર થઈને રહ્યો છું' એવી રીતે અત્યંત વિચિત્રતાવાળાં અને સત્ય જેવાં લાગતાં ઘણાં ઘણાં સંસારરૂપી જંગલોમાં હું ઘણી ઘણીવાર અત્યંત ભમ્યો. કોઈ જન્મમાં હું જીવટ નામનો પામર જન થયો, કોઈ જન્મમાં ઉત્તમ બ્રાહ્મણ થયો, કોઈ જન્મમાં રાજા થયો, કોઈ જન્મમાં કમળવનની અંદર હંસ થયો, કોઈ જન્મમાં વિંધ્યાચળના જળવાળા પ્રદેશની અંદર હાથી થયો અને કોઈ જન્મમાં તેજ પ્રદેશની અંદર હરણ થયો. આ દેહરૂપી તથા મનરૂપી યંત્રમાં હું એવી એવી દશાઓને પ્રાપ્ત થયો.[૧૮–૨૪] મને પહેલી સૃષ્ટિના કાળથી માંડીને પરમ પદમાંથી છૂટા પડવાને હજારો વર્ષો, યુગોની સેંકડો ચોકડીઓ અને અનંત દિવસો તથા અનંત ઋતુઓ વીતી ગયાં. મને સંન્યાસીપણામાં જેનાથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય, એવો શ્રવણ, મનન વગેરેના અભ્યાસનો યોગ્ય ક્રમ દૃઢ થયો હતો, તો પણ હું પ્રમાદને લીધે તે ક્રમને ભૂલીને વારંવાર જન્મોની પરંપરાને પ્રાપ્ત થતાં થતાં બ્રહ્માના હંસપણાને પામ્યો. મારો જે પૂર્વનો અભ્યાસક્રમ હતો તે આજ તત્ત્વજ્ઞાનરૂપી ફળ આપનારા રુદ્રપણાથી સફળ થયો છે.[૨૫–૨૭] જીવને નિર્વિઘ્ન રીતે જ અભ્યાસ દૃઢ થયો હોય, તે અભ્યાસ વચમાં હજારો જન્મ આવે તો પણ પાછો તે જીવને પ્રાપ્ત થાય છે.[૨૮] કોઈ સમયે કાકતાલીય ન્યાયની રીતિ પ્રમાણે સાધુજનનો સમાગમ પ્રાપ્ત થાય તો જીવની અશુભ વાસનાઓ ટળી જાય છે.[૨૯] જે પુરુષ દુષ્ટ વાસનાઓથી છૂટવા ઇચ્છતો હોય તેણે સારી વાસનાઓ મેળવવા ઉદ્યમ કરવો જોઇએ કે

જેથી તે ઉદ્યમ સફળ થાય છે; કારણ કે ઉદ્યમ વિના ફળ મળતું નથી.[૩૦] આ જન્મમાં અને પૂર્વજન્મમાં પણ જેનો નિરંતર અભ્યાસ કરવામાં આવ્યો હોય, તે પદાર્થ મિથ્યા વિષયવાળો હોય, તો પણ ફળ દેવાને સમર્થ થાય છે; ત્યારે શ્રવણાદિક પ્રયત્ન, કે જે સત્ય વિષયવાળો છે, તે ફળ આપવાને સમર્થ થાય તેમાં શું કહેવું ! જેમ અંકુર છોડ બને છે, તેમ વાસના જ પોતાનો 'આ દેહ છે' એમ જુએ છે, કે જે દેહ કેવળ શૂન્ય વિસ્તારવાળો જ છે. જો વાસનાનું અવલોકન કરવા લાગીએ તો અવલોકન કરવા લાગતાં જ વાસના કાંઈ પણ અવશેષ રહેતી નથી. વાસનાનો નાશ કરવો પડે એમ પણ નથી; કેમકે વાસના મુદ્દલ છે જ નહિ. માટે આપણે વાસના હોવાની ભ્રાંતિ જ રાખવી નહિ. આ જગતરૂપ ભ્રમ કે જે આકાશના વર્ણની જેમ મિથ્યા જ ઊઠેલો છે, તેને બિલકુલ ભૂલી જવું એ જ આપણને તે ભ્રમ ટાળી નાખવા માટે બસ છે.[૩૧-૩૫] કદાચ એ ભ્રમ ભૂલી ન જવાય તો, એ ભ્રમ બાધિત થાય તો પણ બસ છે. બાધિત થવાને લીધે, મિથ્યા થયેલી આ જગતની ભાવના કેવળ કૌતુક આપનારી જ થાય છે; માટે પ્રાતિભાસિક સત્તાથી રહે તો પણ વિનોદ જ આપશે, પણ કશો અનર્થ કરી શકશે નહિ. માટે કેવળ કૌતુકને માટે જ અહીંથી જઇને મારા સઘળા સંસારોને જોઉં અને બોધ આપીને તે તે ઉપાધિઓથી આત્માને જુદો પાડીને એક કરું.[૩૬,૩૭]

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી ! એ રુદ્ર એ પ્રમાણે વિચાર કરીને તે સૃષ્ટિમાં ગયો, કે જે સર્ગમાં વિહારની અંદર સૂતેલો પેલો સંન્યાસી શબ જેવો થઈને રહ્યો હતો.[૩૮] એ સંન્યાસીને જગાડીને રુદ્રે તેમાં પોતાના ચિત્તના અંશરૂપ ચિત્તની અને પોતાના અંશભૂત ચિદાભાસરૂપ જીવની પણ યોજના કરી.* આમ થવાથી સંન્યાસીને પણ પોતાના ભ્રમનું સ્મરણ પ્રાપ્ત થયું. પોતાના આત્માને રુદ્રરૂપ જોઈને તથા જીવટ આદિરૂપ પણ જોઈને જો કે તત્ત્વબોધને લીધે એ સંન્યાસી વિસ્મય પામવાને યોગ્ય ન હતો, તો પણ અલ્પકાળમાં લાંબા કાળના અનેક જન્મોના અનુભવરૂપ તથા સ્વપ્ન સંબંધી રુદ્રશરીરાદિકને અનુસરવું આદિ આશ્ચર્ય જોવામાં આવવાથી વિસ્મય પામ્યો.[૩૯,૪૦] પછી રુદ્ર તથા સંન્યાસી એ બન્ને ઊઠીને ક્યાંક ચિદાકાશના એક ખૂણામાં રહેલા જીવટના સંસારમાં (બીજા બ્રહ્માંડમાં) ગયા.[૪૧] એ બ્રહ્માંડમાં પ્રવેશ કરી ભૂલોકમાં જઈને, તેઓએ ત્યાં જીવટના રહેવાના દ્વીપને, પ્રાંતને, દેશને, પુરને તથા ઘરને જોયાં અને તે ઘરમાં રાત્રે હાથમાં તલવાર લઇને સૂઈ ગયેલા અને શબની પેઠે બેભાન થયેલા જીવટને જોયો. ત્યાં પોતાનાં શરીરોને, અભિપ્રાયને અને કાંતિ વગેરેને અંતર્ધાન શક્તિથી ગુપ્ત રાખીને જીવટને જગાડી, તેમાં પોતાના ચિત્તનો અંશરૂપ ચિત્તની અને પોતાના અંશભૂત ચિદાભાસરૂપ જીવની યોજના કરી. આમ થવાથી અંદર એક રૂપવાળા, બહાર ત્રણ રૂપવાળા, બોધવાળા છતાં પણ મૂર્ખ જેવા અને વિસ્મિત છતાં પણ વિસ્મય વિનાના એ રુદ્ર, જીવટ અને સંન્યાસી, તેઓ ચિત્રમાં આલેખેલાઓની જેમ ક્ષણમાત્રમાં ચુપ જ રહ્યા. પછી તે ત્રણે જણ ચિદાકાશના કોઈ પ્રદેશમાં રહેલા અને અનેક પ્રાણીઓના ઘોંઘાટથી ભરેલા જીવટના ચિત્તના પરિણામરૂપ અન્ય બ્રહ્માંડમાં ગયા. એ બ્રહ્માંડમાં પ્રવેશ કરીને ભૂલોકમાં જઇને તેઓએ ત્યાં બ્રાહ્મણને રહેવાના દ્વીપને, પ્રાંતને, દેશને,

* જેમ આપણે જાગીએ છીએ ત્યારે સ્વપ્નનાં શરીરોનો અને સ્વપ્નનાં શરીરોના પ્રપંચોનો બાધ થઈ જાય છે, તેમ સંન્યાસી જાગતાં જીવટથી માંડીને રુદ્ર સુધીનાં શરીરોનો અને તેઓના પ્રપંચોનો બાધ થશે નહિ; કેમકે સર્વજ્ઞ રુદ્રના અંશરૂપ જીવોના પ્રવેશથી અને રુદ્રના સત્યસંકલ્પપણાના બળથી તથા વિવિધ ભોગ આપનારા અવશ્ય રહેલા અદૃષ્ટના બળથી બાધ થયા છતાં પણ સઘળાઓની સ્મૃતિ કલ્પપર્ય

પુરને તથા ઘરને જોયાં અને તે ઘરમાં સ્ત્રીની સાથે સૂતેલા, સ્ત્રીને પોતાના જીવ જેવા પ્યારા અને તે બ્રાહ્મણી સ્ત્રીએ જેના ગળામાં હાથ નાખ્યો હતો, એવા બ્રાહ્મણને જોયો. એ બ્રાહ્મણને તુરત જગાડી તેમાં પોતાના ચિત્તના અંશરૂપ ચિત્તની અને પોતાના અંશભૂત ચિદાભાસરૂપ જીવની યોજના કરી. પછી ત્યાં ઊભેલા, અત્યંત વિસ્મય પામેલા અને અંદર એકરૂપવાળા છતાં, બહાર ભિન્ન ભિન્ન રૂપોવાળા એ ચારે જણ ચિત્તરૂપ આકારે વિવર્ત પામેલા ચૈતન્યના પરિણામરૂપ અને ભ્રમણના વિસ્તારથી સુંદરતાવાળા માંડલિક રાજાના બ્રહ્માંડમાં ગયા.[૪૨–૫૦] એ બ્રહ્માંડમાં પ્રવેશ કરીને ભૂલોકમાં જઈ તેઓએ ત્યાં માંડલિકરાજાને રહેવાના દ્વીપને, પ્રાંતને, દેશને, પુરને અને ઘરને જોયાં; અને તે ઘરમાં પલંગરૂપી કમળમાં સૂતેલા માંડલિકરાજાને દીઠો, કે જે રાજા મદથી ઉન્મત્ત હતો, સોના જેવો સુંદર લાગતો હતો અને સોના જેવાં અંગોવાળી રાણીએ સ્તનોના મધ્યમાં રાખવાથી જાણે કમળના કોશમાં ભ્રમરીની સાથે સૂતેલો ભ્રમર હોય એવો જણાતો હતો.[૫૧] મંજરીઓથી વૃક્ષની પેઠે બીજી સ્ત્રીઓથી પણ તે વીંટાયેલો હતો અને દીવાઓના સમૂહના મધ્યમાં રહેવાથી જાણે રત્નોના સમૂહમાં રહેલું સોનું હોય એવો દીપતો હતો.[૫૨,૫૩] એ માંડલિક રાજાને જગાડીને તેમાં પોતાના ચિત્તના અંશરૂપ ચિત્તની અને પોતાના અંશભૂત ચિદાભાસરૂપ જીવની યોજના કરી. પછી એ ઘરમાં ઊભેલા એ પાંચે જણ કે જેઓ અંદર એક રૂપવાળા, બહાર ભિન્ન ભિન્ન રૂપોવાળા અને અત્યંત વિસ્મય પામ્યા હતા, તેઓ ત્યાંથી ચક્રવર્તી રાજાના બ્રહ્માંડમાં ગયા. ત્યાં જઈને તેને જગાડી પૂર્વની રીતેજ તેમાં ચિત્તની તથા જીવની યોજના કરી તે ચક્રવર્તીને પણ સાથે જ લઈને એવી જ રીતે બીજાં બ્રહ્માંડોમાં પણ ભમ્યા. (બીજાં બ્રહ્માંડોમાં સૂતેલાઓને જગાડ્યા અને મરી ગયેલાઓને જિવાડ્યા.) એ પ્રમાણે ભમી ભમીને બ્રહ્માના હંસરૂપ ચિત્તના પરિણામને તથા રુદ્રપણાને પામીને તે સર્વે ભેગા થઈને શોભવા લાગ્યા.[૫૪–૫૬] હે રામચંદ્રજી ! એ રીતે અંદર એક રૂપવાળા, બહારના ભિન્ન ભિન્ન શરીરોવાળા, વિચિત્ર ચેષ્ટાઓવાળા અને અનેક જેવા લાગતા એ મોટા સમર્થ સો રુદ્રો થયા. આવરણ વિના ચૈતન્યમય અને પ્રાતિભાસિક સઘળા સંસારના આધારરૂપ એ સો રુદ્રો, પોતે સઘળા જગતની અંદર અંતર્યામીપણાથી રહ્યા. હે રામચંદ્રજી! શ્રુતિઓમાં જે સેંકડો અને હજારો મોટા મોટા રુદ્રો કહ્યા છે, તેમની સ્થિતિ પણ એવા જ પ્રકારની છે. ઉપર કહેલા સો રુદ્રોએ કલ્પેલાં સો બ્રહ્માંડોમાં તથા તમારા અનુભવમાં આવતું આ બ્રહ્માંડ, અગિયારમા રુદ્રે કલ્પેલું બ્રહ્માંડ છે, એમ સમજો.[૫૭–૫૯] જીવોને ચારેબાજુ જે જે સંસારો ઉદય પામે છે, તે તે સંસારોમાં બોધ વિના જીવો પરસ્પરને દેખતા નથી; પણ બોધવાળા જીવો સમુદ્રમાં તરંગોની પેઠે પરસ્પરની સાથે મળે છે. બોધ વિના જીવો તો જે સંસારમાં હોય, તે સંસારમાં જ દેડકાંની પેઠે પડ્યા રહે છે.[૬૦,૬૧] જેમ તરંગોરૂપ જળ રસ હોવાને લીધે પરસ્પરની સાથે સારી પેઠે મળે છે, તેમ બોધવાળા જીવો ચૈતન્યપણાને લીધે પરસ્પરની સાથે સારી રીતે મળે છે.[૬૨] પ્રત્યેક જીવને જુદા જુદા સંસારમાં અસત્ય છતાં સત્યની જેમ રહેલા જીવો બ્રહ્મના સર્વવ્યાપકપણાને લીધે જ્યારે બ્રહ્મની સાથે એક થાય, ત્યારે સર્વ જીવોની સાથે મળી ગયા એમ સમજવું.[૬૩] જેમ પૃથ્વીમાંથી રજ તથા પથ્થર વગેરે ખોદી કાઢતાં જે અવશેષ રહે છે, તે કેવળ આકાશ જ રહે છે, તેમ સર્વવ્યાપક ચૈતન્યમાંથી અનાત્મ પદાર્થો દૂર કરવામાં આવતાં જે અવશેષ રહે છે તે કેવળ ચૈતન્ય જ રહે છે.[૬૪] હે રામચંદ્રજી ! તમે જેમ સર્વત્ર પંચભૂતોનો અનુભવ કરો છો, તેમ સર્વત્ર

સર્વ પદાર્થોની આત્મસત્તારૂપ ચૈતન્યનો અનુભવ કરો; કેમકે જે કાંઈ પદાર્થ છે, તે આત્મસત્તારૂપ ચૈતન્ય જ છે.[૬૫] જેમ લાકડું અથવા શિલા કારીગરોના હાથથી ટાંકણાંઓ વડે ખાડાઓરૂપ ઘોડા વગેરે આકારની મર્યાદાઓને પ્રાપ્ત થતાં તે કાષ્ઠ અથવા શિલા, ઘોડા ઇત્યાદિરૂપ જ જોવામાં આવે છે, તેમ એક સત્ય પરમાત્મા કલ્પિત મર્યાદાઓ (માપ)ને પ્રાપ્ત થતાં સર્વાત્મક જોવામાં આવે છે. જેમ લાકડામાં તથા શિલામાં ઘોડા વગેરે આકારો જોવામાં આવે છે, તેમ ચિદ્રૂપ પરમાત્મામાં જગત જોવામાં આવે છે. શુદ્ધ પરબ્રહ્મ કે જે અવિષય છે તેમાં વિષયપણાના અપાદાનરૂપ જે અન્યથા જ્ઞાન છે તે જ જગત નામના એક માપનું નિમિત્ત છે. ચૈતન્ય એકરસ બ્રહ્મમાં જગતરૂપ જે જડતા છે તે નિમિત્ત વગરની જ છે; માટે આકાશની જેમ શૂન્ય છે. 'જગત છે' એમ જે જાણવું તે જ બંધ છે અને એમ જાણવાની જે નિવૃત્તિ, તે જ મોક્ષ છે; તો હવે જે ભાવના તમને ગમતી હોય તે ભાવનાને તુરત દૃઢ કરો. જગતનું જે સ્મરણ છે તે બંધ છે અને જગતનું જે ભુલાઈ જવું તે મોક્ષ છે; અને તે બંધ તથા મોક્ષ સાક્ષીથી જુદા નથી, તો હવે જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો. જે વસ્તુ દેખીએ નહિ તો નથી જ હોતી, તે વસ્તુનો નાશ થાય તો તેમાં શી પીડા છે? કશી નથી. અને જે વસ્તુ (આત્મસુખ) કાંઈ પણ કર્યા વિના તત્કાળ મળે જ છે, તે માટે શ્રમ કરવો નકામો છે.[૬૬–૭૦] જે વસ્તુ કેવળ જોઈ શકાતી હોય, તેને જોવાની બંધ કરીએ એટલે તેનો નાશ થાય છે. દર્શનના અભાવથી જ નાશ પામનારા જગતનું જે સાક્ષી ચૈતન્ય છે, તેને સર્વદા આપ્ત જ સમજો. વેદાંતસિદ્ધાંતનું જે રહસ્ય છે, તે મેં તમને કહ્યું. હવે તમને જે ગમે તે કરો.[૭૧] જેમ તરંગ જળના ચલનમાત્ર જ છે, તેમ જગત બ્રહ્મના વિવર્તમાત્ર જ છે. હે રામચંદ્રજી! તરંગરૂપ દૃષ્ટાંતમાં અને જગતરૂપ દાર્ષ્ટાન્તિકમાં* વિલક્ષણતા એટલી જ છે કે, જળમાં દેશ તથા કાળ વગેરે હોવાથી જ તરંગો થાય છે અને બ્રહ્મમાં દેશ, કાળ આદિ કાંઈ નહિ હોવા છતાં પણ જગત થાય છે. દેશ, કાળ આદિ કાર્યરૂપ હોવાથી જગતમાં જ જોવામાં આવે છે, પણ જગતના વિવર્તના કારણવાળું ભૂત બ્રહ્મમાં જોવામાં આવતું નથી.[૭૨,૭૩] આત્મરૂપ ચૈતન્ય કે જે સ્વયંપ્રકાશ છે, તે જ અવિદ્યાના આવરણથી અલ્પ પ્રકાશવાળા જેવું થઈને ત્રૈલોક્યરૂપે જુદી રીતે દેખાય છે. ચિદ્રૂપ આત્માનું પારમાર્થિક સ્વરૂપ જડ નથી પણ જ્ઞાન છે. ભેદોના ક્લેશવાળા આ ત્રૈલોક્યને ઉપર કહેલા ઉપાયોથી સમેટી લેશો, એટલે ત્રૈલોક્ય કેવળ કહેવા માટે જ હશે. મહામંગળરૂપ પરમાત્મામાં તો વાણીની પણ પ્રવૃત્તિ નથી.[૭૪] આ પ્રમાણે પરમાત્મા અને જગત એ શબ્દથી તથા અર્થથી પણ એક જ છે. એ બન્ને કદી પણ જુદાં નથી. તરંગ અને જળ બે જુદાં છે, એમ બોલવું એ યોગ્ય જ નથી. જ્યાં સુધી આત્મામાં અજ્ઞાન હોય, ત્યાં સુધી જગતને અને પરમાત્માને જુદાં કહેવાં યોગ્ય છે, પણ જ્ઞાન થયા પછી તેમ કહેવું યોગ્ય નથી.[૭૫]

संवेदनं सर्व इतीह शब्दादर्थादभिन्नो न कदाचिदेतौ। वीच्यंभसी द्वे इति नोचितोक्तिर्यस्याज्ञतायां त्विदमेवयुक्तम् ॥ ७५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'સ્વપ્નશતરુદ્રીયકથન' એ નામનો સર્ગ ૬૩ મો સમાપ્ત



* દૃષ્ટાંતને અનુસરીને જે મુખ્ય સિદ્ધાંત ઘટાવવામાં આવે તે દાર્ષ્ટાન્તિક ગણાય; જેમકે જળતરંગો દૃષ્ટાંત અને બ્રહ્મજગત દાર્ષ્ટાન્ત છે.

## સર્ગ ૬૪ મો×

### ભિક્ષુ ઇત્યાદિને રુદ્રના ગણત્વની પ્રાપ્તિ

॥ राम उवाच ॥

जीवटब्राह्मणादीनां हंसादीनां मुनीश्वर।
भिक्षुस्वप्नशरीराणां संपन्नं किमतः परम् ॥ १ ॥

રામ બોલ્યાઃ–હે મહામુનિ! જીવટ બ્રાહ્મણ તથા હંસ, આદિ કે જેઓ પેલા સંન્યાસીનાં સ્વપ્ન સંબંધી શરીરો હતાં, તેઓનું પછી શું થયું ?[१]

વસિષ્ઠ બોલ્યાઃ–કૌતુક જોવાને માટે પહેલા આવેલા રુદ્રનો સમાગમ મળવાથી જ્ઞાની થયેલા અને પરસ્પરના સંસારો જેમના જોવામાં આવ્યા હતા એવા એ રુદ્રના સઘળા અંશો કૃતાર્થ થવાને લીધે સુખી થઈ રહ્યા.[२] પેલા રુદ્રે ઉપર કહ્યા પ્રમાણે માયા જોઈને પછી તે પોતાના અંશોને પોતપોતાના સંસારોમાં પાછા મોકલતાં નીચે પ્રમાણે કહ્યું.[३]

રુદ્ર બોલ્યોઃ–મારા અંશરૂપ તમો તુરત પાછા પોત–પોતાનાં સ્થાને જાઓ. એ સ્થાને કેટલાક કાળ સુધી સ્ત્રીઓની સાથે ભોગો ભોગવીને પાછા મારી પાસે આવશો[४] અને મારા નગરને શોભાવનારા મારા ગણ થશો. બે પરાર્ધને અંતે મહાપ્રલય થશે, ત્યારે જગતના દેખાવોનો પણ નાશ થવાથી આપણે પરમ પદને પામીશું.[५]

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! એ મહાત્મા રુદ્ર એ પ્રમાણે કહીને અંતર્ધાન થઈ જતાં, એ સઘળા રુદ્રોનું છેલ્લા રુદ્રના સંસારને જોનારું જે સાક્ષીચૈતન્ય હતું, તે જેમ સ્વપ્નનો સાક્ષી જાગ્રતમાં આવે છે, તેમ જીવટ આદિના પ્રત્યેક સંસારમાં આવ્યું.[६] રુદ્રની આજ્ઞાથી પોતપોતાના બ્રહ્માંડમાં જઈને પોતપોતાનાં ઘરોમાં રહેલા તે જીવટ અને બ્રાહ્મણ આદિ લોકો હમણાં પોતપોતાની સ્ત્રીઓની સાથે ભોગ ભોગવે છે, તેઓ બે પરાર્ધને અંતે પોતાનાં શરીરોનો ત્યાગ કરીને રુદ્રલોકને પ્રાપ્ત થઈને ઉત્તમ ગણો થશે અને કોઈ સમયે આકાશમાં તારાઓરૂપે પણ દેખાશે.[७,८]

રામ બોલ્યાઃ–હે મહારાજ! એ જીવટ તથા બ્રાહ્મણ આદિ લોકો કે જેઓ પેલા સંન્યાસીના સંકલ્પરૂપ હતા, તેઓ સત્યપણાને કેમ પ્રાપ્ત થયા? સંકલ્પ સંબંધી પદાર્થમાં સત્યતા કેમ સંભવે ?[९]

વસિષ્ઠ બોલ્યાઃ–સઘળા પદાર્થોમાં અધિષ્ઠાનરૂપ અંશ સત્ય છે અને અધ્યસ્ત અંશ મિથ્યા છે, એમ સમજો. સત્‌ના તથા અસત્‌ના મિશ્રણરૂપ સંકલ્પના પદાર્થમાં અસત્ કે જે પૂર્વકાળમાં તથા ઉત્તરકાળમાં નથી તે નથી જ; પણ અસત્‌નો અધિષ્ઠાનરૂપ સત્ છે, તે તો સર્વવ્યાપી હોવાથી સર્વદા છે જ; તેથી તેની સત્તાને લીધે જ ભોગ આપનારા અદૃષ્ટથી જાગેલા સંકલ્પના પદાર્થો કાર્યો કરવામાં સમર્થ થાય છે.[१०] જે કાંઈ સ્વપ્નમાં જોવામાં આવે છે અને જે કાંઈ સંકલ્પથી જોવામાં આવે છે, તે સઘળું તે તે દેશકાળમાં અધિષ્ઠાનરૂપે સત્ય જ છે.[११] જેમ આ નગરીથી અન્ય નગરીઓ પોતપોતાના પ્રદેશોમાં હોવા છતાં પણ ત્યાં ગમન કર્યા વિના અને ઇન્દ્રિય આદિના સામર્થ્ય વિના તે નગરીઓ મળતી નથી, તેમ સ્વપ્ન સંબંધી પદાર્થ પણ જાગ્રતમાં, સુષુપ્તિમાં કે અન્ય સ્વપ્નમાં પ્રાપ્ત થતો નથી. સર્વાત્મા આત્મચૈતન્ય સઘળી વાસનાઓના ભંડારરૂપ અજ્ઞાનમાં ભોગ આપનારા અદૃષ્ટે જાગ્રત કરેલી વાસનાઓથી જેવા જેવા વિષયના રૂપને ધારણ કરે છે, તેવા તેવા સંપૂર્ણરૂપને ખડું થયેલું જુએ છે. સઘળાં સ્વપ્નોને તથા સઘળા સંકલ્પો વગેરેને એકી સમયે દેખવાનો ઉપાય તો અભ્યાસના તથા યોગના પરિપાકની દશા જ છે. અભ્યાસના તથા યોગના પરિપાકની દશા વિના સઘળાં સ્વપ્નો

× આ ચોસઠમા સર્ગમા તે સઘળા રુદ્રોને પોતપોતાના દેહોથી અવશેષ રહેલા પ્રારબ્ધના ભોગનું, તે પછી ગણપણાની પ્રાપ્તિનું અને તે પછી સંકલ્પની સ્થિતિના ક્રમનું, વર્ણન કરવામાં આવશે.

તથા સંકલ્પોનું એકી વખતે દર્શન પ્રાપ્ત થતું નથી. શંકર આદિ ઈશ્વરકોટિના લોકો કે જેમને યોગસિદ્ધિનું ફળ સ્વાભાવિક જ છે, તેઓ તો અભ્યાસ વિના પણ સર્વત્ર સર્વને જુએ છે. અભ્યાસ અને યોગ, સંકલ્પવાળા પદાર્થમાં ચિત્તનું એકાગ્રપણું મેળવી આપે છે, એટલો જ સંકલ્પના પદાર્થના લાભમાં તેમનો ઉપયોગ છે. એકાગ્રતા ન હોય તો ચિત્ત અનેક પદાર્થોમાં ભટકવાથી એક પણ સંકલ્પના પદાર્થને પ્રાપ્ત થતું નથી, પણ બન્નેથી ભ્રષ્ટ થાય છે. જેની એકમાં જ નિષ્ઠા હોય તેનું જ સઘળું ધારેલું કાર્ય સિદ્ધ થાય છે. દક્ષિણ દિશામાં જતાં ઉત્તર દિશા તે કોને મળે? જેઓ સંકલ્પના કરેલા પદાર્થમાં એકાગ્ર હોય, તેમને જ સંકલ્પના કરેલા પદાર્થ પ્રાપ્ત થાય છે. જેઓ આગળ રહેલા પદાર્થમાં તત્પર હોય, તેમને જ આગળ રહેલો પદાર્થ મળે છે. એક પદાર્થ બુદ્ધિમાં હોવા છતાં જે માણસ બીજા કલ્પેલા પદાર્થને પામવા ઇચ્છે છે, તે માણસ એક પદાર્થમાં જ નિષ્ઠાવાળો નહિ હોવાને લીધે બન્ને પદાર્થને ગુમાવે છે. સંન્યાસીનો જીવ એક પદાર્થમાં જ નિષ્ઠાવાળો હતો તેથી તે રુદ્રપણાને પ્રાપ્ત થઈ સર્વજ્ઞ બનીને સર્વને પ્રાપ્ત થયો. પ્રસિદ્ધ રુદ્ર પણ એવી રીતે જ સર્વને પ્રાપ્ત થયેલ છે. સંન્યાસીના જીવટ આદિ સંકલ્પના જીવો જુદા જુદા રહ્યા હતા અને તેમનાં બ્રહ્માંડો પણ જુદાં જુદાં હતાં, તેથી તેઓ અન્યોન્યને દેખતા ન હતા. રુદ્રના જ્ઞાન વિના તેઓ પરસ્પરને દેખી શક્યા જ નહિ. એ અજ્ઞાની જીવો રુદ્રની ઇચ્છાથી જ પરસ્પરના સંસારોને જાણનારા, પોતે પણ રુદ્રરૂપ અને વળી ઘણાં રૂપોવાળા પણ થયા. 'હું આ સ્થળમાં વિદ્યાધર થાઉં અથવા અમુક સ્થળમાં પંડિત થાઉં' એવું એકાગ્રપણાથી જે જે ધ્યાન કરવામાં આવે, તે તે ધ્યાન સફળ જ થાય છે.[૧૨-૨૩] જીવોની આવા વ્યવહારની વ્યવસ્થામાં આ સંન્યાસીના સંકલ્પની દુનિયા જ દૃષ્ટાંતરૂપ છે. આ જીવ ધારણાના તથા ધ્યાનના યત્નને અનુસરી એકપણાને, ઘણાપણાને, મૂર્ખપણાને, પંડિતપણાને, દેવપણાને તથા મનુષ્યપણા વગેરેને દેશના, કાળના તથા ક્રિયાઓના ક્રમથી તથા એકી વખતે પણ કરવાને સમર્થ છે.[૨૪,૨૫] જીવ વાસ્તવિક રીતે મર્યાદાઓથી રહિત છે, એટલા માટે સઘળી શક્તિઓવાળો છે અને એક એક દેહના અભિમાનરૂપ મર્યાદાથી મુક્ત થાય છે, એટલા માટે એક જ કાર્ય કરવાની શક્તિવાળો પણ છે. શક્તિના સ્વભાવને અનુસરી તે તે કાર્ય કરવાના સ્વભાવની વ્યવસ્થા થાય છે.[૨૬] પ્રાણીઓનાં કર્મોને અનુસરીને અનેક વર્ગોરૂપે પ્રગટ થતો અને સર્વ પ્રાણીઓના સંહાર નામના પ્રલયરૂપે સંકોચ પામનારો ઈશ્વર; જીવોના દૃઢ સંકલ્પને અનુસરતું જ ફળ પોતાની ઇચ્છાથી આપે છે, એટલે ઈશ્વરને વિષમપણાનો કે નિર્દયપણાનો કશો દોષ પ્રાપ્ત થતો નથી.[૨૭] યોગ કરનારી સ્ત્રીઓ અને યોગીઓ, પોતે જ ધારણા વગેરેથી મેળવેલા દેશોના, કાળોના તથા ક્રિયાઓના ક્રમોથી પોતાના ઘરમાં અને જ્યાં ઇચ્છા હોય ત્યાં બીજે ઠેકાણે પણ, અનેક દેહોની કલ્પનાથી રહે છે.[૨૮] યોગીઓ આ લોકમાં તથા સ્વર્ગાદિક અન્ય લોકોમાં પણ એકી વખતે રહે છે, એ અમોએ ઘણી ઘણીવાર જોયેલું છે. યોગશક્તિવાળો સહસ્રાર્જુન રાજા એકીવખતે ઘરમાં પણ રહેતો હતો અને બીજા દેહોથી સર્વત્ર રહીને ચોર ઇત્યાદિ લોકોને ત્રાસ પણ આપતો હતો.[૨૯] વિષ્ણુ એક દેહથી ક્ષીરસમુદ્રમાં રહે છે અને બીજા દેહની કલ્પનાથી પૃથ્વીમાં અવતારો પણ ધારણ કરે છે. યોગિની યોગિનીઓના સમૂહમાં રહે છે અને પશુ વગેરે બલિઓને લેવા માટે બીજા દેહોથી ભૂલોકમાં પણ જાય છે.[૩૦] ઇન્દ્ર સ્વર્ગના સિંહાસન ઉપર રહે છે અને યજ્ઞના ભાગ લેવાને માટે બીજા દેહથી પૃથ્વીમાં પણ જાય છે. વિષ્ણુ રાક્ષસ વગેરેને

મારવા માટે હજારો રૂપોવાળા થઈને પાછા એક થઈ જાય છે.[31] વિષ્ણુ ભક્તલોકોની પ્રાર્થનાઓ ઉપરથી સેંકડો ભક્તો પર કૃપા કરવા મનુષ્યમાં અવતાર લે છે અને ત્યાં પણ કોઈ સમયે હજારો રૂપોવાળા અને કોઈ સમયે એક રૂપવાળા થાય છે.[32] જેમ નિમિરાજા એક છતાં પણ સઘળાં પ્રાણીઓનાં નેત્રોમાં રહીને એકીવખતે આંખના પલકારા કરવા આદિ ક્રિયાઓ કરે છે, તેમ વિષ્ણુ એક હોવા છતાં અનેક અંશાવતારોની લીલાઓથી જગતનું પાલન કરે છે અને કૃષ્ણાવતારમાં એકી વખતે હજારો સ્ત્રીઓનો ઉપભોગ કરે છે.[33] સંન્યાસીના સંકલ્પમય જીવટ તથા બ્રાહ્મણ આદિ લોકો પણ એવી જ રીતે પોતાના સંકલ્પને અનુસરતી રુદ્રની સંમતિથી, પાછા પોતપોતાના સંસારોમાં ગયા છે; અને ત્યાં લાંબા કાળ સુધી ભોગો ભોગવીને ત્યાંથી રુદ્રના નગરને પ્રાપ્ત થઈને ગણરૂપે પોતપોતાના પરિવારોસહિત રહેશે.[34,35] મુકુટોમાં ચંદ્રોને ધારણ કરનારા એ સઘળા રુદ્રો પેલા રુદ્રની સાથે સર્વદા ખીલનારી નવીન કલ્પવૃક્ષોની લતાઓનાં રત્નગુચ્છમય સ્થળોમાં, અનેક બ્રહ્માંડોમાં, કૈલાસ આદિ મહામંગલમય લોકોમાં અને વિદ્યાધરોની સ્ત્રીઓમાં પણ વિહાર કરશે.[36]

नित्यं प्रफुल्लनवकल्पलतालयेषु रुद्रेण साकमुरुरत्नगुलुच्छकेषु। नानाजगत्सु च तथा शिवपत्तनेषु विद्याधरीष्वमरमौलिधराश्च रेजुः ॥ ३६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ગણત્વપ્રાપ્તિ' એ નામનો સર્ગ ૬૪ મો સમાપ્ત**



## સર્ગ ૬૫ મો×

## ભિક્ષુની પેઠે જીવોનો સંસાર

॥ वसिष्ठ उवाच ॥

**इत्थं दृष्टो यथा तेन भिक्षुणा चेतसि भ्रमः। भूतं प्रयत्नमेवैष पृथक् कृत्वा सुपश्यति ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! ઉપર કહ્યા પ્રમાણે એ સંન્યાસીએ પોતાના ચિત્તમાં જે ભ્રમનું જરા ચિંતન કર્યું, તે ભ્રમ બીજું કાંઈ નહિ પણ તે સંન્યાસીનો પૂર્વનો શુભાશુભ કર્મોરૂપ પ્રયત્ન જ હતો. એ પ્રયત્ન જ્યારે ફળ દેવાને તૈયાર થયો, ત્યારે સંન્યાસીએ તેને પોતાથી જુદો જેવો કરીને સ્પષ્ટ રીતે જોયો, પણ વાસ્તવિક રીતે જરા પણ જુદો ન હતો.[1] ચિદાભાસરૂપ સઘળા જીવોની જન્મમરણમય સ્થિતિ પણ એ પ્રમાણે જ બ્રહ્મરૂપ આકાશમય હોવા છતાં મિથ્યા આકારને પ્રાપ્ત થયેલી છે.[2] આત્મા, પોતાનાથી જુદો ન હોવા છતાં, આ સંસારરૂપી ખાડને જુદો માની લઈને તેમાં પડે છે. સઘળા જીવોનું મરણ સમયે પ્રગટ થયેલું પોતપોતાના કર્મોનું ફળ સ્વપ્નની જેમ જગતરૂપે પ્રતીત થયા કરે છે.[3] સંન્યાસીના જીવની જેમ સઘળા જીવો પણ ખરું જોતાં મર્યાદાઓથી રહિત છે, તે છતાં પણ દેહોથી મર્યાદાવાળા જેવા થઇને મોક્ષની પ્રાપ્તિ સુધી વ્યાકુળ રહે છે. મેં તમારી પાસે આ સંન્યાસીની કથાથી જીવોના સમૂહનું વર્ણન આપ્યું.[4] હે રામચંદ્રજી! કેવળ એ સંન્યાસી જ પૂર્ણ સ્વરૂપમાંથી છૂટો પડીને ભમ્યો એમ નહિ; પણ સઘળા જીવો એ રીતે જ પૂર્ણ સ્વરૂપમાંથી ચ્યુત થઇને ભમ્યા કરે છે, એમ સમજો.[5] જેમ પર્વતની ટોચ ઉપરથી ભ્રષ્ટ થયેલો પથરો નીચે નીચે જાય છે, તેમ જીવ દિવસે દિવસે એક મોહમાંથી

× આ પાસઠમા સર્ગમાં સઘળા જીવો પેલા સંન્યાસીની પેઠે જ સંસારો પામવાનું, રાત્રે સંન્યાસીની શોધ કરવાનું અને સભાના ભિદવાનું વર્ણન કરવામાં આવશે.

બીજા મોહમાં જાય છે, એ વાત આપણને અનુભવથી પણ સાચી લાગે છે. પરમાત્મામાંથી ભ્રષ્ટ થયેલો જીવ, આ દઢ સ્વપ્નને જુએ છે અને વળી એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જાય છે. માયાએ ખોખરો કરેલો અને એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં પડતો જીવ પોતે પોતામાં જ કોઈ કાળમાં ક્યાંય કોઈ નિમિત્તથી આ સઘળા મિથ્યા સંસારને દઢ માન્યા કરે છે.[૧-૮] દેહમાં જ અહંભાવ છે, તેજ બંધ છે; અને એ અહંભાવ ટળીને જે આત્મલાભ થાય તેજ મોક્ષ છે.

રામ બોલ્યાઃ–અહો! આ જીવને ભારે ખોટો મોહ ઉત્પન્ન થાય છે. જેમ થાકેલો મનુષ્ય સૂઈ ગયા પછી વિચિત્ર સ્વપ્નમાં આવવાથી દુઃખી થાય છે અને તે સાચા જેવું માની લેવામાં આવે છે, તેમ જીવને મિથ્યા જ્ઞાનરૂપી રાત્રિમાં અનેક આકારો તથા અનેક વિકારોવાળી માયાથી ભારે વિષમ સંકટ પડે છે અને તે સાચા જેવું માની લેવામાં આવે છે, એ ભારે આશ્ચર્ય છે. હે મહારાજ! 'આ જગતની સ્થિતિમાં સર્વદા સર્વત્ર સર્વ સંભવે છે' એમ જે આપે કહ્યું, તે પણ મારા અનુભવમાં આવ્યું. હવે મારે પૂછવાનું એ છે કે, એવા ગુણોવાળો અને જીવટ આદિપણાના મોહમાં પડેલો એ સંન્યાસી હાલ ક્યાંય છે કે નથી? આપ અંદર અવલોકન કરીને મને તુરત કહો.

વસિષ્ઠ બોલ્યાઃ–હું–આજ રાત્રે સમાધિ કરીને આ ત્રૈલોક્યરૂપી આશ્રમને સંપૂર્ણ રીતે જોયા પછી 'એ સંન્યાસી હાલ છે કે નહિ' એ તમને પ્રભાતમાં કહીશ.

વાલ્મિકિ બોલ્યાઃ–વસિષ્ઠમુનિ એ પ્રમાણે કહેતા હતા ત્યાં બહાર પ્રલયકાળમાં ક્ષોભ પામેલા મેઘની ગર્જનાના જેવા પુષ્ટ નાદવાળો, મધ્યાહ્નકાળને સૂચવનારો ડિંડિમ નામના વાજાનો ડંકો થયો, એટલે વાયુએ કંપાવેલાં ફૂલવાળાં વૃક્ષોની પેઠે રાજાઓએ અને નગરના લોકોએ વસિષ્ઠમુનિના ચરણમાં અનેક પુષ્પાંજલિઓ નાખી. પછી એ લોકો મોટા મોટા મુનિઓની પૂજા કરીને પોતપોતાનાં આસનો ઉપરથી ઊઠતાં સઘળી સભા પણ ઘણા ઘણા પ્રણામો કરતી કરતી ઊઠી. આકાશચારી તથા પૃથ્વીચારી લોકો ગયા દિવસની પદ્ધતિ પ્રમાણે ત્યાંથી ગયા.[૯-૧૭] સર્વે લોકોએ પોતપોતાના ઉતારાઓ વગેરેમાં જઈ શાસ્ત્રરીતિ પ્રમાણે પ્રેમપૂર્વક અનુક્રમથી પોતાનાં ધર્મરૂપ નિત્ય કાર્યો કર્યાં.[૧૮] વસિષ્ઠમુનિએ કરેલા ઉપદેશનું વારંવાર મનન કર્યા કરતા એ સઘળા લોકોને, તે રાત્રિ તત્ત્વવિચારના સુખથી ક્ષણ જેવડી થઈ ગઈ અને શ્રીરામચંદ્રજીએ પૂછેલા વિષયનું શ્રવણ કરવાની ઉત્કંઠાથી નિદ્રા નહિ આવતાં કલ્પ જેવડી પણ થઈ પડી. પછી પ્રાતઃકાળે સઘળા લોકો પોતપોતાનાં કામકાજે કરવા લાગતાં આકાશચારી તથા પૃથ્વીચારી લોકો વ્યાખ્યાન શ્રવણ કરવાને માટે સભામાં યોગ્ય બેઠકો ગોઠવીને અને અન્યોન્ય ભાષણ આદિથી પૂજ્ય લોકોની પૂજા કરીને આગળ પ્રમાણે જ બેઠા.[૧૯,૨૦]

प्रातः पुनः प्रसृतकार्यपरंपरेऽस्मिन् जाते जने खचर भूचरभूतसंघः। आख्यानलोकरचनेन तथैव तस्थावन्योन्यसंवदनपूजितपूज्यलोकः॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'વિદ્યોત્તરવિસ્મયવર્ણન' એ નામનો સર્ગ ૬૫ મો સમાપ્ત

## સર્ગ ૬૬ મો

### ભિક્ષુનો સંસાર

॥ श्रीवाल्मीकिरुवाच ॥

वसिष्ठमुनिसंयुक्ता विश्वामित्रादिसंयुताः। स्थिताः खेचरसिद्धौघा विश्रांता नृपनायकाः॥

વાલ્મીકિ બોલ્યાઃ–વસિષ્ઠમુનિ સહિત તથા

– આ છાસઠમા સર્ગમાં યત્નથી શોધી કાઢેલા પેલા સંન્યાસીના દર્શનની અને તેવા જ બીજા મુનિઓના પણ દર્શનની કથા કહેવામાં આવશે.

વિશ્વામિત્ર આદિ મુનિઓ સહિત સઘળા દિવ્ય લોકો, સિદ્ધો અને મોટા મોટા રાજાઓ એ સભામાં સારી રીતે બેઠા.[૧] રામ તથા લક્ષ્મણ પણ એ સભામાં બેઠા. અત્યંત ભરપૂર થયેલી એ સૌમ્ય સભા જેમ પવનના વેગ વિનાના સમયમાં કમલિની શોભે, તેમ શોભવા લાગી.[૨] પછી રામચંદ્રજીના પૂછવાની રાહ નહિ જોતાં વસિષ્ઠમુનિ નીચે પ્રમાણે બોલ્યા; કેમકે દયાળુ સજ્જનો જિજ્ઞાસુઓને બળાત્કારથી પણ સમજાવે છે.[૩]

વસિષ્ઠ બોલ્યા:–હે રઘુકુળરૂપી આકાશમાં ચંદ્રરૂપ! હે રાજન્! હે રામચંદ્રજી! ગઈ કાલે મેં જ્ઞાનરૂપી નેત્રથી અવલોકન કરતાં ઘણીવારે એ સંન્યાસી મારા જોવામાં આવ્યા.[૪] જ્યાં સુધી એવો સંન્યાસી ક્યાંય ન મળ્યો, ત્યાં સુધી હું તેવા સંન્યાસીને જોવાની ઇચ્છાને લીધે લાંબી વાર સુધી ધ્યાનથી સાતે દ્વીપોવાળી અને નાનામોટા અનેક પર્વતોવાળી પૃથ્વીમાં ફર્યો. જે મનનું માનેલું રાજ્ય હોય તે મોટા પરિશ્રમ કર્યા વિના બહાર શી રીતે મળે?[૫-૬] પછી રાત્રિનો ત્રીજો ભાગ બાકી રહ્યો ત્યારે હું ફરીવાર જેમ કિનારાનો પવન સમુદ્રમાં જાય, તેમ બુદ્ધિ વડે ઉત્તરદિશામાં ગયો.[૭] એ દિશામાં વાલ્મીક નામના દેશની ઉપર 'જિન' એ નામનો મોટા સમૃદ્ધિવાળો દેશ છે. એ દેશમાં ઘણા લોકોના આશ્રયરૂપ એક વિહાર નામનો પ્રદેશ છે.[૮] એ વિહારમાં પોતાની ઝૂંપડીની અંદર પિંગળા વાળવાળો એક 'દીર્ઘદર્શ' નામનો સંન્યાસી સમાધિમાં લીન થઈને બેઠો છે.[૯] એવી રીતે બેઠેલા એ સંન્યાસીને આજ એકવીસ રાત્રિ થયેલી છે. જેમાં મજબૂત આગળો દીધો છે એવા તેના ઘરમાં 'રખેને તેના ધ્યાનનો ભંગ થાય' એવા ભયને લીધે તેના પ્રિય સેવકો પણ અંદર જતા નથી. આવી રીતે એ સંન્યાસી બેઠો છે, એ ભિક્ષુને આજે દેહથી મુક્તિ થઈ પરમ સાક્ષાત્કાર થવાનો છે. કારણ કે વિધાતાએ તેના આયુષ્યની ગણના પૂરી કરી છે.[૧૦/૧૧] ધ્યાન કરતાં કરતાં એ સંન્યાસીને આજ એકવીસ રાત્રિ વ્યતીત થયેલી છે, પણ તેણે ઉપર કહ્યા પ્રમાણે પોતાના ચિત્તમય સ્વપ્નમાં હજારો વર્ષોનો અનુભવ કર્યો છે.[૧૨] કોઈ પૂર્વના કલ્પમાં એવો એક સંન્યાસી હતો. આ કલ્પમાં આ સૃષ્ટિની અંદર એ બીજો છે. આ જગતરૂપી કમળના મધ્યમાં ભ્રમરની પેઠે ફરીફરીને ચતુરચિત્તથી મેં ઘણી શોધ કરી, પણ તેવો કોઈ ત્રીજો જણ મળ્યો નહિ. પછી આ બ્રહ્માંડને મૂકીને હું બીજા બ્રહ્માંડોને જોવા લાગ્યો. ત્યાં ચિદાકાશના એક ખૂણામાં રહેલા એક બ્રહ્માંડમાં તેવી જ સ્થિતિવાળો એક ત્રીજો સંન્યાસી પણ મારા જોવામાં આવ્યો. એ બ્રહ્માંડમાં પણ ત્યાંના બ્રહ્માએ આ બ્રહ્માંડના જેવો જ ક્રમ ગોઠવ્યો છે. આ પ્રમાણે અનેક બ્રહ્માંડોમાં કેટલાંએક બ્રહ્માંડોની અંદર આ બ્રહ્માંડના જેવી જ રચનાવાળા સર્વે પદાર્થો થયા છે અને હવે પછી પણ થશે.[૧૩-૧૭] આ આપણી સભામાં પણ જે મુનિઓ અને બ્રાહ્મણો છે, તેઓ તથા બીજા પણ લોકો ઘણી ઘણીવાર આવી સ્થિતિઓવાળા જ થવાના છે.[૧૮] આ નારદ ફરીવાર પણ નારદ થશે અને કોઈ બ્રહ્માંડમાં બીજો પણ નારદ થશે. આવી રીતના જ જ્ઞાનવાળા અને આવી રીતના જ ચારિત્ર્યવાળા બીજા નારદો પણ ઘણા ઘણા હોવા જોઈએ. વ્યાસ, શુક, શૌનક, ક્રતુ, પુલહ, અગસ્ત્ય, પુલસ્ત્ય, ભૃગુ અને અંગિરા તેઓ તથા બીજાઓ પણ આવાં ને આવાં રૂપોવાળા તથા આવી ને આવી ક્રિયાઓવાળા લાંબા લાંબા કાળના યોગથી અન્ય બ્રહ્માંડોમાં પણ હોવા જોઈએ. જેમ જળોમાં વારંવાર તરંગો થાય છે અને શાંત થઈને ફરીથી તેના તે તરંગો થાય છે, તેમ સૃષ્ટિઓમાં એના એ લોકો તથા બીજા પણ ઘણા ઘણા લોકો વારંવાર આવ–જા કર્યા કરે છે. તેઓમાં કેટલાએક લોકો તુલ્ય આચરણોવાળા તથા તુલ્ય જન્મોવાળા

થાય છે; કેમકે આ માયા ખૂબ જ ફેલાયેલી છે. કેટલાએક અત્યંત સમાન હાલતવાળા થાય છે, કેટલાએક અર્ધ તુલ્ય સ્થિતિવાળા થાય છે, કેટલાએક કાંઈક તુલ્ય સ્થિતિવાળા થાય છે અને કેટલાએક કાંઈ પણ મળતી ન આવે એવી સ્થિતિવાળા પણ થાય છે. મોટાઓને પણ મોહ ઉપજાવનારી આ માયા આ પ્રમાણે ખૂબજ ફેલાયેલી છે.[૧૯-૨૪] વાસ્તવિક રીતે જોતાં મહામંગલરૂપ પરમાત્મામાં દેહાદિકની ચેષ્ટારૂપ કર્મ નથી અને મનની ચેષ્ટા પણ નથી. જે કાંઈ દેહાદિક, મન તથા તેમની ચેષ્ટાઓ જોવામાં આવે છે, તે કેવળ ભ્રાંતિજ છે. જુઓ કે, એકવીસ રાતદિવસ ક્યાં અને તેઓમાં જીવટ આદિ ઘણી સૃષ્ટિઓનું દર્શન ક્યાં! અહો મનની ગતિ મહાભયંકર છે. અનેક વાંધાઓરૂપી કલ્લોલોથી ભરેલું આ સઘળું બ્રહ્માંડ, કે જે પ્રાતઃકાળે જળમાં ખીલેલા કમળ જેવું દેખાય છે, તે કેવળ દેખાવ માત્ર જ છે. જેમ અગ્નિના અંગારાથી જ્વાળાઓવાળો મોટો અગ્નિ થાય છે, તેમ શુદ્ધ જ્ઞાનરૂપ પરમાત્મામાંથી અશુદ્ધિવાળું આ સઘળું સંસારરૂપી જાળ થયેલું છે.[૨૫-૨૭] સંન્યાસીના મનની જેમ પ્રત્યેક જીવના મનમાં પણ આવી જ રીતનો પ્રત્યેક જગતરૂપ દેખાવ ઉદય પામ્યો છે અને તે તે દેખાવો સંબંધી બીજા જીવોના મનમાં પણ આવીજ રીતના વિચિત્ર દેખાવો ઉદય પામ્યા છે. કારણોના પણ કારણરૂપ અને સર્વના અધિષ્ઠાનભૂત પરમાત્મા સ્ફુર્યા કરે છે, તેમાં એ સઘળા દેખાવો પરસ્પર વ્યવહારની દૃષ્ટિથી સાચા છે, પણ પરમાત્માનું સ્વરૂપ જાણવામાં આવે, ત્યારે મિથ્યા થઈ જાય છે.[૨૮]

प्रत्येकमेवमुदितः प्रतिमासु खंडः खंडान्तरेष्वपि च तस्य विचित्रखंडः । सर्वे स्वयं ननु च तेपि मिथो न मिथ्या सर्वात्मनि स्फुरति कारणकारणेस्मिन् ॥ २८ ॥

સર્ગ ૬૬ મો સમાપ્ત

## સર્ગ ૬૭ મો[×]

### બ્રહ્મની એકતાનું પ્રતિપાદન

॥ दशरथ उवाच ॥

मुनिनायक वं भिक्षुं गत्वा संबोधयंत्वमी।
नरा मत्प्रहिताः शीघ्रं चानयंतु कुटीगवम् ॥१॥

દશરથ બોલ્યાઃ–હે મહામુનિ વસિષ્ઠ! હુ અહીંથી હમણાં કેટલાંએક માણસને મોકલુ છું. તેઓ ત્યાં જઈને તે સંન્યાસીને સમાધિમાંથી જાગ્રત કરે અને તે ઝૂંપડીમાંથી તેને તુરત અહીં લાવે.[૧]

વસિષ્ઠ બોલ્યાઃ–હે રાજા! એ મોટા સંન્યાસીનો દેહ હમણાં જીવતો નથી, પણ પ્રાણ વગરનો થઈ ગયો છે અને બગડીને છિન્નભિન્ન થઈ ગયો છે.[૨] એ સંન્યાસીનો જીવ તો બ્રહ્માનો હંસ થઈને જીવન્મુક્ત થઈ રહ્યો છે; માટે ફરીવાર સંસારમાં આવે એમ નથી.[૩] 'એક મહિના સુધી ઘરનો આગળો ખોલવો નહિ' એવી એ સંન્યાસીની આજ્ઞાના બળથી તેના સેવકો ઘરના બારણાની પાસે જ ચોકી કરવાને માટે ઊભા છે.[૪] મહિનો પૂરો થશે, ત્યારે એ સેવકો બારણું ઉઘાડીને તે સંન્યાસીના શરીરને મરણ પામેલું જોઈને બહાર કાઢી જળમાં ડુબાડી દેશે; અને તેની જગ્યાએ તેની એક પાષાણમય મૂર્તિ બેસાડશે, કે જે મૂર્તિને તેના ભક્તલોકો દેવરૂપ માનશે.[૫] એ સંન્યાસી તો હંસના શરીરથી જીવન્મુક્ત થઈને રહ્યો છે. હવે વિહારમાં પડેલું તેનું જૂનું મનુષ્યશરીર પ્રાણાદિકથી રહિત થઈ ગયું છે, માટે તેને શી રીતે જાગ્રત કરી શકાય![૬] હે રામચંદ્રજી! આ ઘણી જ ફેલાયેલી માયા કે જે વિક્ષેપશક્તિને લીધે કોઈ રીતે ટાળી

× આ સડસઠમા સર્ગમા સમાધિમા મુક્ત થયેલા સંન્યાસીના દેહના નાશનું, ભિક્ષુની પેઠે બીજાઓને પણ ભ્રાંતિને લીધેજ બંધ થવાનુ અને બોધથી મોક્ષ થવાનું વર્ણન કરવામા આવશે.

શકાય નહિ એવી લાગે છે, તે સર્વદા સર્વમાં આત્મસ્વરૂપના અનુસંધાનથી સહેજ ટાળી શકાય છે.[૭] માયા કે જે પોતે નહિ હોવા છતાં જગતનો આરંભ કરી બેઠી છે, સોનાનાં કડાંપણાની પેઠે કેવળ વિપરીત દેખાવને લીધે ઉદય પામેલી છે[૮] અને પરમાત્મામાં કેવળ કથનમાત્ર છે, એમ વિદ્વાનોએ ધારેલી છે; તે જેમ જળમાં તરંગોની પંક્તિ જળનું અવલોકન કરવા માત્રથી નાશ પામે છે, તેમ પરમાત્માના અવલોકન માત્રથી નાશ પામે છે. પરમાત્મા જ અવિવેકને લીધે દશ્યમય લાંબા સ્વપ્નમાંથી તેવાં જ બીજાં સ્વપ્નોમાં જાય છે; અને જીવપણાને પામેલ છે; માટે તેજ પરમાત્મા જો વિવેકથી સર્વને પોતાનું જ સ્વરૂપ દેખે તો ચૈતન્યમાત્ર સ્વરૂપે અવશેષ રહે છે.[૯,૧૦] જેને જે પ્રતિભાસ થાય છે, તે ખરી રીતે જોતાં તેનો આત્મા જ હોય છે; પણ જો ખરી રીતે જોવામાં આવે નહિ તો તે પ્રતિભાસ કાંકચની ઝાડી જેવા સંસારરૂપે ઉદય પામે છે. પ્રત્યેક પ્રાણીને આ સંસારનું મંડળ જુદું જુદું ઉદય પામેલું છે, સંન્યાસીનાં જુદાં જુદાં સ્વપ્નો જેવું છે અને જળના તરંગ આદિ મિથ્યા વિભાગો જેવું છે, એમ સમજો.[૧૧,૧૨] જેમ આ જોવામાં આવતો સંસાર બ્રહ્માના સ્વપ્નરૂપ છે, તેમ વ્યષ્ટિજીવના પણ સ્વપ્નરૂપ જ છે અને ચિત્તની ભ્રાંતિરૂપ જ છે; તો પણ એટલો ભેદ છે કે, બ્રહ્માને તે મિથ્યા જણાય છે અને વ્યષ્ટિજીવોને દૃઢ સત્ય જણાય છે. જો ચિત્તની શુદ્ધિ થાય, તો જેમ તે બ્રહ્માને સ્વપ્નના વિલાસ જેવો લાગે છે, તેમ વ્યષ્ટિજીવને પણ સ્વપ્નના વિલાસ જેવો લાગે. આ બ્રહ્માંડો પ્રત્યેક જીવનાં જુદાં જુદાં હોઈ પ્રગટ થયાં છે; માટે કરોડો બ્રહ્માંડો હોય એમ કહી શકાય છે.[૧૩,૧૪] જીવ પરમાત્મામાં ગમે તે રીતે સ્ફુરે, પણ તે જીવ હૃદયમાં જે આ કાર્યો કરવામાં સમર્થતા ધરાવનારા લાંબા ભ્રમને જુએ છે, તે ભ્રમ સ્વપ્નની જેમ મિથ્યા જ છે.[૧૫] ચૈતન્યની સત્તાથી સત્તા પામેલો જીવ માત્ર સ્વરૂપને ભૂલી જવાથી જરાના, મરણના તથા દુઃખોના પાત્રરૂપ થાય છે.[૧૬] કોઈ જીવ જો પુણ્યવાન હોય, તો ચિત્તરૂપી અંશના ચલનમાત્રથી પાતાળને અથવા બ્રહ્મલોકને બનાવી બનાવીને તેમાં ભોગ ભોગવ્યા કરે છે.[૧૭] જે પરમાત્મચૈતન્ય છે, તે જ પ્રાણની કલ્પનાથી ચલનરૂપ થઈને તે દ્વારા 'જીવ' એ નામને ધારણ કરીને પોતામાં દેહાકાર ભ્રમવાળું અને બહાર જઈ વિષયાકાર ભ્રમવાળું થઈને ભમ્યા કરે છે.[૧૮] જે જીવ છે, તે કેવળ ભ્રાંતિરૂપ અપરાધને લીધે પરમાત્મા ટળી જાય કે? જો ભ્રાંતિ ટળી જાય, તો જીવ જ પરમાત્મા નથી કે? જેમ મૂખનું દર્પણમાં પ્રતિબિંબ પડવાથી અનેક નામોને યોગ્ય થાય છે; તેમ પરમાત્માનું માયાની ઉપાધિમાં પ્રતિબિંબ થવાથી જીવ તથા દેહ આદિ નામોને યોગ્ય ન થાય કે? આ રીતે ઐક્યનું દર્શન થાય, તો વ્યવહારની દૃષ્ટિથી પણ જગત બ્રહ્મરૂપ થઈ જાય છે. જેમ આકાશ આકાશમાં રહેલું છે અને જળ જળમાં જ રહેલું છે, તેમ પરબ્રહ્મ (જેને આપણે જગત ગણીએ છીએ તે) પરબ્રહ્મમાં જ રહેલું છે. દર્પણ કે જે મુખથી અત્યંત જુદું છે, તેમાં પ્રતિબિંબરૂપે મુખ પડતાં દર્પણને બદલે મુખ જ દેખાવાનો સંભવ પણ છે; પરંતુ બ્રહ્મ તો પોતાથી અભિન્ન ઉપાધિઓમાં જ જીવરૂપે સ્થિતિ પામેલ છે, તેથી ભ્રાંતિ થવાનો સંભવ જ નથી, તો પણ જેમ બાળક પ્રતિબિંબથી બીએ છે, તેમ જીવરૂપ બ્રહ્મ પોતામાં કાંઈક બીજું થઈ ગયેલું સમજીને બીએ છે, એ મોટું આશ્ચર્ય છે.[૧૯-૨૧] સમાધિના અભ્યાસથી બુદ્ધિના ચલનને રોકવામાં આવે, તો ભેદરૂપી સંજ્ઞા પોતાની મેળે જ બુદ્ધિમાં લય પામે છે અને બુદ્ધિ પણ બ્રહ્માકાર પરિણામ પામીને, જેમ ઘી અગ્નિમાં લય પામે છે, તેમ ભેદરૂપી સંજ્ઞા બ્રહ્મમાં લય પામે છે.[૨૨] સર્વાત્મક ચૈતન્યરૂપ

પરમાત્મામાં જેને ચલન માનવામાં આવે છે, તે પણ ચૈતન્ય જ છે. બ્રહ્મમાં ચલન, અચલન તથા ઉદય આદિ સઘળું કલ્પિત જ છે, વાસ્તવિક નથી.[23] બ્રહ્મમાં ચલન પણ નથી, અચલન પણ નથી, એકતા પણ નથી અને દ્વિત્વ પણ નથી. જે કાંઈ છે, તે સઘળું શુદ્ધ ચૈતન્યમાત્ર જ છે અને જેમ છે તેમ જ છે.[24] વાસ્તવિક વિચારથી 'સર્વ' એ શબ્દનો તથા તેના અર્થનો એકરસ સ્વભાવ જાણવામાં આવે, તો કેવળ ચૈતન્ય જ રહે છે. પ્રપંચ તો અભાવરૂપે પણ રહેતો નથી, ત્યારે ભાવરૂપે તો ક્યાંથી જ રહે?[25] ભેદની કલ્પનાથી જે સ્વરૂપના લાંછનરૂપ ભેદ ઉદય પામે છે. અભેદના બોધથી સઘળો ભેદ ગળી જાય, ત્યારે પરમપદરૂપ બ્રહ્મ જ બાકી રહે છે.[26] હે રામચંદ્રજી! તમે અજ્ઞાનથી જ દ્વૈતરૂપ છો, પણ જો તે દ્વૈતની ઉપર દૃષ્ટિ જ કરો નહિ તો પૂર્ણ-ચૈતન્યરૂપ જ છો. આ વિષયમાં બીજા કોઇને પણ પૂછી જુઓ કે, હું કહું છું તે જ પરમાર્થ છે? માટે હવે તમારી બધી શંકાઓ દૂર થઈ હશે. નિઃશંકપણું પ્રાપ્ત થયું; એટલે હવે સ્વપ્ન પણ નથી, જાગ્રત પણ નથી, સુષુપ્તિ પણ નથી, તુર્યપણું પણ નથી, બંધ પણ નથી, મોક્ષ પણ નથી અને બીજી કોઈ કલ્પના પણ નથી. જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી જ જગત છે. જે જગત છે, તે એક બ્રહ્મ જ છે. જે બ્રહ્મ છે, તે જ આ જગતરૂપે રહેલું છે. જે અબોધ છે તે મિથ્યા જ છે; એટલા માટે હવે દ્રષ્ટા, દર્શન કે દશ્ય ક્યાં રહ્યાં?[27-29] જો તમને સંકલ્પોનો નાશ થયો તો ચિત્તનું તથા પ્રાણ આદિનું ચલન પણ બંધ થાય છે. તે ચૈતન્ય સંકલ્પોથી રહિત છે. તે ચૈતન્ય ચલનમાં કે અચલનમાં જુદું નથી. ચૈતન્યના અદર્શનથી જ દ્વિત્વ તથા એકત્વ આદિરૂપ સંકલ્પ ઉદય પામ્યો છે. એ સંકલ્પ ચૈતન્યના દર્શનમાત્રથી ગયો, તો પછી બ્રહ્મ જ અવશેષ રહે છે.[30-31] ચૈતન્યરૂપી ચંદ્રબિંબમાં જે સંકલ્પરૂપી કલંક સ્ફુરતું હોય એમ લાગે છે, તે કલંક નથી પણ ઘાટા ચૈતન્યનું ઘાટું સ્વરૂપ જ છે, એમ સમજો. તમે ઘાટા ચૈતન્યના ફેલાયેલા પદમાં જ રહો, તમે પૂર્ણપણાથી રહો.[32] 'સંકલ્પાદિક જે કાંઈ છે, તે મારી સત્તાથી જ છે, પણ ભિન્ન સત્તાથી નથી' એવી રીતના નિર્દોષ મહાબોધના સારનું અવલંબન કરો, કે જેથી સઘળી વસ્તુઓ તમારી સાથે એકરસ થઈ જાય.[33] હે સંકલ્પરૂપ કલંકથી રહિત! હે ચૈતન્યમય ચંદ્રબિંબ રામચંદ્રજી! તમે કે જે ભાવોનો તથા અભાવોનો નાશ કરનારા મહામંગલરૂપ છો, તેમના સ્પર્શથી સઘળા પદાર્થો અમૃતમય થઈ જાય છે. અહો! તમારો મહિમા અપૂર્વ છે.[34] તમે ભાવ તથા અભાવ વગેરેની કલ્પનાને ચૈતન્યમય કરી નાખીને, ચૈતન્યના સમ અને ભરપૂર વિલાસની અંદર પરમ સુખથી આરામ લો.[35] હે રામચંદ્રજી! તમે આનંદના સમુદ્રરૂપ છો. ચલન, અચલન, સંકલ્પ તથા વિકલ્પ આદિ જે કાંઈ ચિત્તની ભ્રાંતિના ભેદરૂપ છે, તે સઘળું સર્વાત્મક અને સુખૈકરસ બ્રહ્મ જ છે; અને પૂર્ણ દશા તથા અપૂર્ણ દશાસ્વરૂપ છે, એમ સમજો.[36]

स्पंदास्पंदौ कल्पनाकल्पना वा चित्ताभ्रायो
विद्धि नामाब्धिनाम्ना । सर्वाकारा निर्वृतिः
शांतिसत्ता पूर्णापूर्णे ह्येकमेवास्थितेति ॥ ३६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'બ્રહ્મૈક્યપ્રતિપાદન' એ નામનો સર્ગ ૬૭ મો સમાપ્ત**



## સર્ગ ૬૮ મો*

### મૌનવિચાર

॥ वसिष्ठ उवाच ॥

सुषुप्तमौनवान्भूत्वात्यक्त्वाचित्तविलासिताम् ।
कलनामलनिर्मुक्तस्तिष्ठानष्टञ्यतत्पदः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! તમે સંકલ્પરૂપી મળોને ધોઈ નાખી, ચિત્તની ચંચળતા દૂર કરીને, ગાઢ નિદ્રામાં હો તેમ વાણીનો વ્યાપાર બંધ કરો અને સુષુપ્ત મૌન સેવો અને બ્રહ્મના આશ્રયે રહો.[૧]

રામ બોલ્યાઃ–હે મહારાજ! વાઙ્મૌન, ઇન્દ્રિયમૌન અને કાષ્ઠમૌન, એ ત્રણ મૌનોને હું જાણું છું; પણ સુષુપ્ત મૌનને જાણતો નથી; માટે આપ સુષુપ્તમૌનનું લક્ષણ કહો.[૨]

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! મુનિવરોએ બે પ્રકારના મુનિ કહેલા છે. એક કાષ્ઠતપસ્વી અને બીજો જીવન્મુક્ત.[૩] આત્મતત્ત્વના જ્ઞાન વગરની અને તેના અનુભવરૂપી રસ વિનાની કૃચ્છ્રચાંદ્રાયણ આદિ શુષ્ક ક્રિયામાં આગ્રહવાળો અને હઠથી ઇન્દ્રિયોના સમૂહને જીતનારો જે મુનિ હોય, તે કાષ્ઠતપસ્વી કહેવાય છે.[૪] આ જગતના તત્ત્વને સમજીને આત્માનું અનુસંધાન કરનારો, આત્મામાં જ રહેનારો અને વ્યવહારમાં બીજા તપસ્વી લોકોની પેઠે વર્તતાં છતાં પણ અંદર નિરતિશય આનંદથી તૃપ્ત રહેનારો જે પુરુષ હોય, તે જીવન્મુક્ત મુનિ કહેવાય છે.[૫] એ શાંત મહામુનિઓનો ચિત્તના નિશ્ચયરૂપ જે ભાવ થાય છે, તે 'મૌન' એ શબ્દથી કહેવાય છે.[૬] મૌનને જાણનારા લોકોએ વાઙ્મૌન, ઇન્દ્રિયમૌન, કાષ્ઠમૌન અને સુષુપ્તમૌન, એ રીતે ચાર પ્રકારનું મૌન કહેલું છે.[૭] વાણીને રોકી રાખવી એ વાઙ્મૌન કહેવાય છે, બળાત્કારથી ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, એ ઇન્દ્રિયમૌન કહેવાય છે,[૮] શરીરની ચેષ્ટાઓનો ત્યાગ કરવો એ કાષ્ઠમૌન કહેવાય છે અને જગતના બાધપૂર્વક આત્માનું જ અનુસંધાન કરવું, એ સુષુપ્તમૌન કહેવાય છે. જો કે મનોમૌન નામનું એક પાંચમું પણ મૌન છે, તો પણ તે કાષ્ઠતપસ્વીમાં, મૂર્છામાં અને મરણમાં જ સંભવે છે; માટે તેને જુદું ગણવામાં આવ્યું નથી.[૯] આત્મતત્ત્વનો અનુભવ થતાં જ સુષુપ્તમૌન નામનું મૌન થાય છે, તેને જીવન્મુક્ત પુરુષ જ ધારણ કરે છે. પહેલાં ત્રણ મૌનોનો અધિકારી કાષ્ઠતપસ્વી છે અને ચોથા મૌનનો અધિકારી જીવન્મુક્ત છે. જીવન્મુક્તોમાં રહેનારી જે સુષુપ્તમૌન નામની અવસ્થા છે, તે જ તુર્યાવસ્થા છે.[૧૦] વાઙ્મૌન, ઇન્દ્રિયમૌન અને કાષ્ઠમૌન, એ ત્રણે પણ જો કે મૌન કહેવાય છે; તો પણ તેઓ મલિન મનના દૃઢ નિશ્ચયરૂપ હોય છે, તેથી જીવને બંધન આપનારાં જ થાય છે. માટે એ ત્રણમાંના કોઈ પણ મૌનવાળાને કાષ્ઠતપસ્વી કહીએ છીએ.[૧૧,૧૨] બળાત્કારથી મનનો નિગ્રહ કરીને અંદર અહંભાવનું અનુસંધાન નહિ કરતાં અને બહાર નામરૂપાત્મક દશ્યપ્રપંચનું અનુસંધાન નહિ કરતાં છતાં પણ, અજ્ઞાનથી આવરણ પામેલા આત્માને નહિ જોતો કાષ્ઠતપસ્વી સમાધિમાં, જેમ બીજો માણસ સુષુપ્તિમાં અજ્ઞાનના સાક્ષીપણાથી રહે છે, તેમ અજ્ઞાનના સાક્ષીપણાથી રહે છે.[૧૩] એ ત્રણે મૌનવાળાઓને સમાધિમાંથી ઊઠ્યા પછી ચિત્તનું ચલન થાય છે અને સુષુપ્તમૌનવાળા જીવન્મુક્તને તો સર્વદા ચિત્તની ગતિ થતી જ નથી; તેથી કોઈ સમયે પણ ચિત્તનો નિરોધ કે ચિત્તનું પ્રકટ થવું આદિ લીલા થતી નથી.[૧૪] સ્વરૂપમાં સ્થિતિરૂપ લીલાથી સર્વદા રહેનારા જીવન્મુક્ત પુરુષો, વાઙ્મૌન આદિ ત્રણ મૌનને બંધરૂપ હોવાથી તજી દેવા યોગ્ય જાણીને, તેના ઉપર અરુચિ રાખે

* આ અડસઠમા સર્ગમા ચાર પ્રકારના મૌનનું વર્ણન કરવામાં આવશે અને તેમાં પણ સુષુપ્ત મૌનનું વિશેષ વર્ણન કરવામા આવશે.

અથવા એ મૌનો પણ એક જાતનો ચિદાનંદનો જ વિલાસ છે, એમ જાણીને અરુચિ રાખે નહિ તો પણ તેઓ એ ત્રણે મૌનોને ગ્રાહ્ય કહી સમજતા નથી. આ સુષુપ્તમૌન કે જે જીવન્મુક્તોના અનુભવમાં રહેલું છે અને જેને પુનર્જન્મ ન થવાનો હોય તેને જ પ્રાપ્ત થાય એવું છે તથા શ્રવણના ભૂષણરૂપ છે તેનું વિશેષ વર્ણન કરું છું, તે સાંભળો.[૧૫] આ મૌનમાં શરીરની અંદર ઊંચે, નીચે તથા મધ્યમાં ફરનારા પ્રાણનો સંયમ કરવો પડતો નથી; પ્રાણની કોઈ જાતની યોજના પણ કરવી પડતી નથી અને સઘળી ઇન્દ્રિયો વિષયના લાભના હર્ષથી ઉલ્લાસ પણ પામતી નથી, તેમ નિરોધના ક્લેશથી ગ્લાનિ પણ પામતી નથી.[૧૬] આ મૌનમાં આ દ્વૈતની કલ્પના ઉદય પણ પામતી નથી, તેમ શાંત પણ થતી નથી. સમાધિ હોય કે સમાધિ ન હોય, તો પણ આ મૌનમાં ચિત્ત ચિત્તરૂપ પણ રહેતું નથી, અચિત્ત પણ થઈ જતું નથી, સત્ પણ રહેતું નથી, અસત્ પણ થઈ જતું નથી અને કોઈ બીજા પ્રકારનું પણ થઈ જતું નથી; પરંતુ વિકલ્પોના ક્ષયને લીધે વિભાગો વિનાનું, અધ્યાસની અપેક્ષાથી પણ રહિત અને સર્વવ્યાપક આત્મરૂપ હોવાને લીધે આદિથી તથા અંતથી રહિત થાય છે. આ સુષુપ્તમૌનનું લક્ષણ છે.[૧૭,૧૮] આત્મતત્ત્વ કે જેમાં જગતરૂપી ભ્રમ દેખાય છે, તેને શંકારહિત યોગ્ય સ્વરૂપમાં જાણીને રહેવું, એ સુષુપ્તમૌન કહેવાય છે. પરબ્રહ્મ કે જે અનેક સવિકલ્પ જ્ઞાનોના આભારૂપ છે; તેથી જ પૂર્ણ થઈને મર્યાદારહિત સ્થિતિમાં રહેવું, એ સુષુપ્તમૌન કહેવાય છે.[૧૯,૨૦] 'આ સઘળું જગત શૂન્ય છતાં પણ અધિષ્ઠાનની સત્તાથી શૂન્ય નથી અને અધિષ્ઠાનની સત્તાથી અસ્તિત્વ ધરાવતું હોય તો પણ પોતાની સત્તાથી હોતું નથી' એવી પાકી સમજણથી ચિત્ત સમ તથા શાંત રહે, એ સુષુપ્તમૌન કહેવાય છે. જે સ્થિતિમાં 'સઘળું જગત સત્ પણ નથી, અસત્ પણ નથી, પોતાની સત્તાથી શૂન્ય છે તથા નિરાધાર છે અને અધિષ્ઠાનરૂપે જોતાં શાંતિમાત્ર છે તથા જ્ઞાનમાત્ર છે' એવી પાકી સમજણ રહે, તે સ્થિતિ સુષુપ્તમૌન કહેવાય છે.[૨૧,૨૨] જે સ્થિતિમાં આત્મતત્ત્વનો ફેલાવો કરીને પ્રકટ થનારા ભાવોરૂપ, અભાવોરૂપ, દશાઓરૂપ કે દેશ આદિ વિશેષોરૂપ વિવર્ત જ થાય નહિ, તે સ્થિતિ સુષુપ્તમૌન કહેવાય છે.[૨૩] વૃત્તિઓ વિનાના ચિત્તથી અત્યંત સમતા જ રહે અને આત્મતત્ત્વનો કોઈ પ્રકારનો વિવર્ત થાય જ નહિ, એ સુષુપ્તમૌન કહેવાય છે.[૨૪] 'હું પણ નથી, બીજો પણ નથી, મન પણ નથી અને કલ્પનાઓ પણ નથી; પણ જે કાંઈ છે, તે વિષયરહિત જ્ઞાનમાત્ર જ છે' એવા પ્રકારની જે એકધારી સમજણ, તે સુષુપ્તમૌન કહેવાય છે.[૨૫] 'જેમાં આ જગતની અંદરના સઘળા શબ્દોનો તથા સઘળા અર્થોનો એકરસ થઈ જાય છે, એવું જે સત્તાસામાન્ય છે, તે હું છું' એવી જ અખંડ સમજણ, તે સુષુપ્તમૌન કહેવાય છે.[૨૬] આવી સ્થિતિમાં ચિત્તની બ્રહ્માકાર છેલ્લી વૃત્તિ પણ શૂન્ય જેવી થઈ જાય છે, ત્યારે પછી પોતાની, બીજાની કે ભેદની કલ્પના ક્યાંથી જ રહે ! આવા પ્રકારની જે અખંડ સ્થિતિ એ જ વ્યાપક સુષુપ્તમૌન, કહેવાય છે.[૨૭] આ બોધવાળું સુષુપ્તમૌન અવિદ્યાના બાધથી તુર્યાવસ્થા કહેવાય છે અને અવિદ્યાનો બાધ કરનારી વૃત્તિઓના બાધથી તુર્યાતીત પણ કહેવાય છે, એમ સ્વચ્છ રીતે સમજો. સુષુપ્તિસમાધિ, તુર્યસમાધિ અને તુર્યાતીતસમાધિ કે જેઓ જ્ઞાનની સાત ભૂમિકાઓમાં પાંચમી, છઠ્ઠી તથા સાતમી ભૂમિકાઓરૂપ છે, તેઓ જીવન્મુક્તને અનુક્રમે જાગ્રતમાં તથા સ્વપ્નમાં પણ થાય છે. હે બ્રહ્મરૂપ રામચંદ્રજી ! જાગ્રતમાં ચારે બાજુ નિપુણ રીતે વ્યવહાર કરતો હોય તથા દેહની પ્રતીતિવાળો હોય અને સમાધિમાં સઘળો વ્યવહાર છોડી દેતો હોય તથા દેહના ભાન વગરનો

રહેતો હોય, તો પણ જીવન્મુક્ત પુરુષ સર્વદા તુર્યામાં જ રહે છે અને વિદેહ જ છે, એમ સમજો, કેમકે જાગૃતમાં પણ તેની સઘળી વૃત્તિઓ નિર્મળ તથા શાંત હોય છે. આ સ્થિતિ બ્રહ્મરૂપ થયેલાની જ હોય છે, બીજાની હોતી નથી.[२८-३०] હે રામચંદ્રજી ! તમે વિરાટ આદિ સર્વને લય કરીને સંસારની વાસનાઓથી રહિત એક તુર્યરૂપે જ રહો. જે કાંઈ આ સઘળું જગત પ્રતીત થાય છે, તે સ્વપ્ન જેવું જ છે. હું કે તમે કે બીજું કાંઈ પણ નથી, એમ સમજીને જીવન્મુક્ત થઈ સર્વદા ચિદાકાશના કોશમાં જ રહો.[३१]

ओमित्युदस्तभववासनमेकमास्स्व न त्वं न चाहमपि नान्यदिहास्ति सत्यम्। सर्वं च विद्यत इतीह किलांतरामं ज्ञप्तिष्ठ चिद्गगनकोशकलैकनिष्ठः ॥ ३१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ–પ્રકરણના પૂર્વાર્ધને ‘ મહામૌનયત્નોપદેશ ’ એ નામનો સર્ગ ૬૮ મો સમાપ્ત**

## सर्ग ६९ मो

### પ્રાણ અને મનનો સંયોગ ઇત્યાદિ

॥ राम उवाच ॥

कुतः शवत्वमापातं रुद्राणां मुनिनायक।
ये गणास्ते तु ये रुद्रा उत नेति वदाशु मे ॥

રામ બોલ્યાઃ–હે મહામુનિ ! આપે સો રુદ્રો કહ્યા, તે ગણોની સાથે લેખીને કહ્યા કે ગણો વિના રુદ્રોને લેખીને કહ્યા ? ‘આપે જે ગણો કહ્યા તે જ રુદ્રો કે તેમનાથી જુદા રુદ્રો ?’ એ મને તુરત જ સમજાવો.[१]

વસિષ્ઠ બોલ્યાઃ–સંન્યાસીએ જીવટ આદિ સો શરીરોવાળાં જે સો સ્વપ્નો દીઠાં, તેઓ જ રુદ્રપણાને પ્રાપ્ત થયાં, એમ તમે પ્રથમના પ્રકરણથી સમજ્યા હશો જ; તેથી મેં સ્પષ્ટ રીતે સો રુદ્રોનાં નામો આપ્યાં નથી.[२] સંન્યાસીને સ્વપ્નમાં જીવટ આદિ જે સો આકારો જોવામાં આવ્યા, તેઓ જ સો ગણો લેખવામાં આવ્યા. એ સઘળા ગણો રુદ્રના અંશરૂપ હોવાથી અને રુદ્રના જેવાં જ ઐશ્વર્યોવાળા હોવાથી, સો રુદ્રો લેખવામાં આવ્યા. જો કે એ રીતે એ સઘળા રુદ્રો જ હતા, તો પણ ઈશ્વરકોટિમાં રહેલા પૂર્વસિદ્ધ રુદ્રની સેવા કરવાના કામમાં તેઓ ગણો જ હતા. મુખ્ય રુદ્રને અધીન થઇને જ તેઓ પોતાના કર્મોનાં ફળો અને ઐશ્વર્ય ભોગવતા હતા.[३]

રામ બોલ્યાઃ–હે મહારાજ ! સંન્યાસીના સ્વપ્ને બનાવેલા પહેલા રુદ્રે (જેમ એક દીવામાંથી સો દીવા બનાવવામાં આવે છે) તેમ પોતાના એક જ ચિત્તમાંથી સો ચિત્તો બનાવ્યાં,-એ વાત કેમ સંભવે ?[४]

વસિષ્ઠ બોલ્યાઃ–જ્ઞાનરૂપ ઐશ્વર્યથી જેમણે માયાનું બંધન તોડી નાખ્યું છે અને યોગૈશ્વર્યથી સત્યસંકલ્પપણાને પામેલા પુરુષો પોતાના સર્વજ્ઞપણાના અને સર્વશક્તિમાનપણાના બળથી જે વસ્તુને જે રીતે કલ્પે, તે વસ્તુને તે રીતે અનુભવે છે.[५] સર્વાત્મકપણાને લીધે અને સર્વવ્યાપકપણાને લીધે, એ લોકો જ્યાં જે વસ્તુની જે રીતની ભાવના કરે, ત્યાં તે વસ્તુનો તે રીતનો તે અનુભવ કરે છે.[६]

રામ બોલ્યાઃ–રુદ્ર જ્યારે એ રીતે સઘળી શક્તિઓથી ભરપૂર છે, ત્યારે પોતાને માટે શુભ સ્થિતિઓની અને શુભ આચરણોની કલ્પના નહિ કરતાં, માણસોની ખોપરીઓની માળાઓનાં ઘરેણાં શા માટે ધારણ કરે છે ? શા માટે શરીરે ભસ્મ લગાવે છે ? નગ્ન શા માટે રહે છે ? સ્મશાનમાં શા માટે વસે છે અને સ્ત્રીનો પ્રસંગ શા માટે રાખે છે ?[७]

વસિષ્ઠ બોલ્યાઃ–મહાસમર્થ અને સિદ્ધ જીવન્મુક્ત લોકોને શાસ્ત્રોમાં કહેલી જ, મંગળ-

---

– આ અગણોતેરમા સર્ગમાં ગણોનું રુદ્રપણું, મુક્ત લોકોની પોતાની ઇચ્છા પ્રમાણે સ્થિતિ અને યોગથી પ્રાણનો લય, એટલા વિષયો કહેવામાં આવશે.

રૂપ જ અને સુખ આપનારી જ ક્રિયાઓ કરવાનો નિયમ નથી; કેમકે તેઓ વિધિનિષેધના દાસ નથી, સઘળી માંગલિક ક્રિયાઓને પણ તત્ત્વદષ્ટિથી અમંગળરૂપ માને છે અને તેમના પ્રારબ્ધમાં અશુભ લખેલું નહિ હોવાથી, દુઃખની સામગ્રીથી પણ દુઃખ નહિ પામતાં સર્વને સુખરૂપ જ ગણે છે. માટે જેમ અજ્ઞાનીઓની ક્રિયાઓનો નિયમ છે, તેમ જીવન્મુક્ત લોકોને નથી.[૮] અજ્ઞાની પુરુષ તો રાગ, દ્વેષ તથા લોભ આદિ હજારો દોષોથી ગભરાયેલા ચિત્તવાળો હોવાને લીધે, જો ક્રિયાઓના નિયમ વિના ચાલે તો જાળમાં પકડાયેલાં માછલાંની પેઠે જન્મ, મરણ તથા નરકપાત આદિ પરમ દુઃખને પામે છે.[૯] જીવન્મુક્ત લોકો તો જિતેંદ્રિયપણાને લીધે, જ્ઞાનીપણાને લીધે તથા વાસનાઓથી રહિતપણાને લીધે સારી વસ્તુઓમાં રાગ ધરતા નથી અને નરસી વસ્તુઓમાં દ્વેષ ધરતા નથી.[૧૦] એ લોકો સર્વદા કાકતાલીય ન્યાયની પેઠે આવી પડેલી ક્રિયાઓને કર્યા કરે છે, તો પણ કશું કરતા નથી; કેમકે એ લોકોને કોઈમાં આસક્તિ હોતી નથી.[૧૧] વિષ્ણુ પણ એમ કાકતાલીયની રીતે અવતાર ધરવા આદિ કર્મો કરે છે, શિવ પણ એ રીતે જ કર્મો કરે છે અને બ્રહ્મા પણ એ રીતે જ કર્મો કરે છે.[૧૨] એ જીવન્મુક્ત લોકોને કોઈ કર્મ નિંદ્ય પણ નથી, કોઈ કર્મ અનિંદ્ય પણ નથી, કોઈ કર્મ ગ્રાહ્ય પણ નથી, કોઈ કર્મ ત્યાજ્ય પણ નથી, કોઈ કર્મ યોગ્ય પણ નથી, કોઈ કર્મ અયોગ્ય પણ નથી અને કોઈ કર્મ બંધન આપનાર પણ નથી. જેમ સૃષ્ટિના આરંભથી જ અગ્નિ વગેરેના ગરમી આદિ ધર્મો સ્વાભાવિક રીતે પ્રગટ થયેલા છે, તેમ શિવ આદિનાં સ્મશાનમાં ભટકવું આદિ કર્મો અને મરીચિ આદિનાં સંધ્યાવંદન આદિ કર્મો, સ્વાભાવિક રીતે જ પ્રગટ થયેલાં છે.[૧૩,૧૪] અજ્ઞાની લોકોની ક્રિયાઓ એમ સ્વાભાવિક રીતે સૃષ્ટિના આરંભમાં પ્રગટ થતી નથી; પણ સૃષ્ટિની જમાવટ થયા પછી, તે તે વર્ણાશ્રમ આદિ વિભાગોની દોરવણીથી જુદી જુદી કલ્પાયેલી છે અને તે ક્રિયાઓ અજ્ઞાની લોકોને આ લોકમાં તથા પરલોકમાં સુખદુઃખરૂપી ફળો પણ આપે છે.[૧૫] હે રામચંદ્રજી! કાષ્ઠતપસ્વી અને જીવન્મુક્ત કે જેઓ દેહવાળા હોય છે, તેમના ભેદો વિષે મેં તમારી પાસે વિસ્તારથી કહ્યું છે, પણ વિદેહમુક્તિ વિષે તમારી પાસે કહ્યું નથી, માટે હવે તે સાંભળો.[૧૬] ચૈતન્યાત્મક આત્માકાશ કે જે આકાશથી પણ અત્યંત સ્વચ્છ છે, તેપણાની પ્રાપ્તિ થવી એ પરમપુરુષાર્થ છે. એ પ્રાપ્ત થવાના ઉપાયો કહું છું તે સાંભળો.[૧૭] પરમ પુરુષાર્થની પ્રાપ્તિના સાંખ્ય અને યોગ, એ બે જુદા જુદા ઉપાય છે. જેઓ વિવેકથી તથા વિચારથી પ્રાપ્ત થયેલા રાજયોગથી બ્રહ્મતત્ત્વને સંપૂર્ણ રીતે જાણીને તેનું જ, અભેદથી નિરંતર અનુસંધાન કરે છે, તેઓ સાંખ્યયોગી કહેવાય છે.[૧૮] જેઓ હઠયોગથી પ્રાણ આદિ પવનોને શાંત કરીને નિર્દોષ અને આદિ તથા અંતથી રહિત પરમ પદને પામ્યા છે, તેઓ યોગયોગી કહેવાય છે.[૧૯] સાંખ્યયોગી અને યોગયોગીઓને તપના ફળથી મળેલા તત્ત્વસાક્ષાત્કારથી પામવાનું પદ તો એક જ છે, કે જે પદ શાંત છે અને અકૃત્રિમ છે. કેટલાએક મહાત્માઓ સાંખ્યથી એ પદને પામીને જીવન્મુક્ત થયા છે અને કેટલાએક મહાત્માઓ યોગથી એ પદને પામીને જીવન્મુક્ત થયેલા છે.[૨૦] જે પુરુષ સાંખ્ય અને યોગ બન્નેથી એક જ પ્રકારનું ફળ મળે છે એમ જાણે, તેને વિચક્ષણ સમજવો. જે પદને સાંખ્યયોગીઓ પામે છે, તે જ પદને યોગીઓ પામે છે.[૨૧] જે સ્થિતિમાં પ્રાણની કે મનની વૃત્તિનો પત્તો જ મળતો નથી અને વાસનારૂપી જાળ નાશ પામે છે, તે સ્થિતિને પરમપદ સમજો.[૨૨] વાસનાઓનો જે સમુદાય છે તે જ ચિત્ત છે, એમ વિદ્વાનો કહે છે અને એ ચિત્ત જ સંસારનું કારણ છે. એ ચિત્ત સાંખ્યથી

અથવા યોગથી લય પામીને ઇન્દ્રિયોના તથા પ્રાણ વગેરેના વ્યાપારરૂપ સંસારનું કારણ રહેતું નથી.[૨૩] જેમ બાળક વેતાલને જુએ છે, તેમ ચિત્ત દેહને દેખે છે. એ ચિત્ત પોતે જ પોતાનો લય કરી નાખે તો પછી દેહને જોતું નથી.[૨૪] દેહમાં અહંતાનું દર્શન થયા પછી જ સઘળો સંસાર થાય છે અને તે અહંતાના દર્શનનું મૂળ મન છે, માટે મનની શાંતિ થાય તો સઘળા સંસારની શાંતિ થઈ જાય છે. આત્મતત્ત્વના અદર્શનને લીધે જ મિથ્યા મન ઉદય પામેલું છે અને જેમ સ્વપ્નમાં પોતાનું મરણ જોવામાં આવતું હોવા છતાં પણ ખોટું જ છે, તેમ મન જોવામાં આવતું છતાં પણ ખોટું જ છે. મન મુદ્દલ છે જ નહિ.[૨૫] જ પોતે મુદ્દલ છે જ નહિ એના મનથી સંસાર ઉત્પન્ન થયો છે, માટે અહંતા ક્યાં છે, મમતા ક્યાં છે, સંસાર ક્યાં છે, શિષ્ય ક્યાં છે, ઉપદેશ ક્યાં છે, ગુરુ ક્યાં છે, બંધ ક્યાં છે અને મોક્ષ પણ ક્યાં છે? કશું નથી.[૨૬] એક આત્મતત્ત્વનું જ શ્રવણમનનાદિકથી અનુસંધાન, પ્રાણોનો લય અને મનનો નિગ્રહ, એ ત્રણ મોક્ષના જુદા જુદા ઉપાયો છે.[૨૭]

રામ બોલ્યા:–હે મહારાજ! જો પ્રાણનો લય પણ મોક્ષનું કારણ હોય, તો હું ધારું છું કે સઘળા જીવો મરણ પામે કે તુરત મુક્ત જ થાય છે.[૨૮]

વસિષ્ઠ બોલ્યા:–એ ત્રણે ઉપાયો મનના નાશદ્વારા જ મોક્ષના કારણરૂપ થાય છે. ત્રણે ઉપાયોમાં મનની શાંતિ જ મુખ્ય સાધ્ય છે, એમ સમજો.[૨૯] મરણમાં મનનો કે પ્રાણનો નાશ થતો નથી, પણ મન અને પ્રાણ એક દેહને છોડીને બીજા દેહમાં જાય છે. જો મનનો નાશ થાય, તો મોક્ષ પ્રાપ્ત થયેલો જ સમજો. મરણમાં શરીર જ્યારે શબ્દાદિકથી રહિત થાય છે, ત્યારે પ્રાણ શરીરને છોડી દઈને ભવિષ્યદેહની વાસનાને લઈ બહારના આકાશમાં ભવિષ્યદેહના આરંભને અનુકૂળ થયેલી પંચભૂતોની તન્માત્રાઓની સાથે સમાગમ પામે છે. તે તે જીવોની વાસનાઓરૂપ એ તન્માત્રાઓ પણ, તેવી જ વાસનાઓથી ભરેલાં મનથી જોડાઈને પ્રાણોની સાથે સંબંધ ધારણ કરે છે, પણ બીજા પ્રાણોની સાથે સંબંધ રાખતી નથી. વાસનાવાળા જ પ્રાણો બીજા દેહમાં ઉત્પન્ન થાય છે અને પૂર્વદેહને તજી દે છે. એ પ્રાણો તે બીજા દેહના હૃદયાકાશની સાથે અને તેની અંદર રહેલા વાયુઓની સાથે જોડાય છે. જેમ ડોલરનાં પુષ્પોનો ગંધ તલમાં પેસતાં તેની અંદર રહેલા તેલની સાથે તેનો સંબંધ થાય છે અને તેની સાથે ઘાણીમાં પિલાય છે; તેમ પ્રાણો બીજા દેહમાં પેસતાં તેની અંદર રહેલા આકાશની અને વાયુઓની સાથે જોડાઈને સંસારનાં દુઃખો ભોગવે છે. જેમ સમુદ્રમાં ડૂબેલો પાણીથી ભરેલો ઘડો બહારના લોકોના જોવામાં નહિ આવતાં છતાં પણ નાશ પામતો નથી, તેમ વાસનાવાળું મન મરણ સમયે નહિ જોવામાં આવતાં છતાં પણ નષ્ટ થતું નથી. જેમ કિરણો સૂર્ય વગરનાં હોતાં નથી, તેમ પ્રાણ મન વગરનો હોતો નથી. જેમ તેતર એક ખડને પકડ્યા વિના બીજા ખડને છોડતો નથી, તેમ મન જ્ઞાનને પકડ્યા વિના કદી પણ પ્રાણને છોડતું નથી.[૩૦–૩૪] જ્યાં મન હોય ત્યાં પ્રાણ હોય જ છે. જ્યારે મન જ્ઞાનના પ્રભાવને લીધે વાસનાઓ વિનાનું થઈને નાશ થાય છે, ત્યારે પ્રાણ ચલન વિનાનો થઈ જાય છે અને ત્યારે શાંતિ જ અવશેષ રહે છે.[૩૫] જ્ઞાનથી વાસનાઓનો નાશ થતાં, મનનો અને પ્રાણનો બન્નેનો નાશ થાય છે. જ્ઞાનથી સર્વ પદાર્થોનું અત્યંત મિથ્યાપણું ઉદય પામે છે અને તે મિથ્યાપણાના ઉદયથી વાસનાઓનો નાશ થતાં પ્રાણ અને મન જુદાં પડે છે.[૩૬] શાંત થયેલું મન પ્રાણથી જુદું પડે, ત્યારે પોતાના નાશથી પરમ પદને પ્રાપ્ત થઈને ફરી વાર દેહપણાને દેખતું નથી. જે વાસના છે, તે જ મન કહેવાય

છે.[૩૭] જે ચિત્ત છે, તે વાસનામાત્રજ છે; માટે વાસનાનો અભાવ થતાં પરમપદરૂપ થઈ જાય છે. વાસનાસહિત સર્વનો બાધ કરીને જ્ઞાન આત્મતત્ત્વ જ થઈ જાય છે અને જે આત્મતત્ત્વ છે તે અવિચળ જ્ઞાનરૂપેજ અવશેષ રહે છે, એમ વિદ્વાનો કહે છે.[૩૮] હે રામચંદ્રજી! આ સંસાર કે જે રજ્જુમાં થયેલા સર્પના ભ્રમ જેવો છે, તેનો એ રીતે વિવેકમાત્રથી પોતાની મેળેજ છેડો આવી જાય છે.[૩૯] એક આત્મતત્ત્વનો જ શ્રવણાદિકથી અભ્યાસ, પ્રાણનો રોધ અને મનનો નાશ, એમાંથી એક સિદ્ધ થતાં બીજાં બે પોતાની મેળે જ સિદ્ધ થઈ જાય છે. જેમ પંખાની ગતિ શાંત થતાં પવન શાંત થઈ જાય છે, તેમ પ્રાણરૂપ વાયુનું ચલન શાંત થતાં, મન શાંત થઈ જાય છે. પ્રાણ શરીરનો લય થતાં બહારના આકાશમાં રહેલા વાયુની સાથે મળીને વાયુપણાને પ્રાપ્ત થાય છે અને ત્યાં પોતામાં જે દેહની વાસના હોય, તે દેહને લગતા વ્યવહારનો જ અનુભવ કરે છે. એક દેહથી છૂટો પડેલો મનસહિત પ્રાણ બહારના આકાશમાં જેવા દેહને જુએ છે, તેવા જ સઘળો વ્યવહારનો અનુભવ કરે છે.[૪૦-૪૩] જેમ વાયુનું ચલન શાંત થતાં ગંધ શાંત થઈ જાય છે, તેમ મનનું ચલન શાંત થતાં પ્રાણવાયુ શાંત થઈ જાય છે.[૪૪] પ્રાણીઓના પ્રાણ અને ચિત્ત સર્વદા પરસ્પર વિના ન જ રહે એવાં છે. જેમ તેલમાં આવેલી પુષ્પોની સુગંધ અને તેલ એ બન્ને મિશ્ર જ છે, તેમ પ્રાણ અને ચિત્ત પણ મિશ્ર જ છે.[૪૫] જેમ રથ સારથિને ગતિ આપે છે અને સારથિ રથને ગતિ આપે છે, તેમ પ્રાણ મનને સર્વદા ચલન આપે છે અને મન પ્રાણને સર્વદા ચલન આપે છે.[૪૬] જેમ અગ્નિનો અભાવ થતાં ઉષ્ણતા નષ્ટ થઈ જાય છે અને ઉષ્ણતાનો અભાવ થતાં અગ્નિ નષ્ટ થઈ જાય છે, તેમ પ્રાણનો અભાવ થતાં મન નષ્ટ થઈ જાય છે અને મનનો અભાવ થતાં પ્રાણ નષ્ટ થઈ જાય છે. મન અને પ્રાણ પોતે નષ્ટ થઈને, મોક્ષ નામનું ઉત્તમ કાર્ય કરી આપે છે.[૪૭] એક આત્મતત્ત્વના જ ઘાટા અભ્યાસથી દ્વૈતવાસનાનો બાધ થતાં, મન અત્યંત શાંત થઈ જાય છે અને મન શાંત થતાં, પ્રાણનો સ્વભાવ મનમાં જ એક થવાનો હોવાને લીધે પ્રાણ પણ શાંત થઈ જાય છે.[૪૮] હે રામચંદ્રજી! તમે સતત (ચાલુ) આત્મતત્ત્વનો વિચાર કરીને, મનને આત્મતત્ત્વમય કરી નાખો. મનનો આત્મતત્ત્વમાં લય થાય ત્યારે આત્મતત્ત્વ જ સ્થિર થાય છે.[૪૯] જ્ઞાન અને અજ્ઞાન તેઓમાં તમને જે અત્યંત સુખદાયી જણાય તેનો આશ્રય કરો અથવા અજ્ઞાન અને તેનો બાધ કરનારી બ્રહ્મકારવૃત્તિ, એ બન્ને નિવૃત્ત થતાં જે ચિન્માત્ર અવશેષ રહે છે, તેમાં પ્રાણની ધારણા કરીને સ્થિર થાઓ.[૫૦] જે એક (બ્રહ્મ) તત્ત્વ છે, તેના આકારનો સદા વિચાર કરવો અને એમ વિચાર કરતાં કરતાં સાક્ષાત્કાર સુધી પહોંચી જવું એટલે ત્યાં જતાં વિચારો આપોઆપ શાંત થઈ જશે.[૫૧] જેમ દેહ ભોજન લેવાનું બંધ કરતાં પોતાની મેળે જ નાશ પામે છે, તેમ પ્રત્યાહાર કરનારાઓનું ચિત્ત પ્રાણની સાથે પોતાની મેળેજ ક્ષય પામે છે અને પરબ્રહ્મરૂપે જ અવશેષ રહે છે.[૫૨] જેમાંથી સઘળા આકારો (વિશેષો) શાંત થઈ ગયા હોય, એવું ચિત્ત જેમાં એકાગ્ર થાય તે તે રૂપજ ક્ષણમાત્રમાં બની જાય છે. લાંબા કાળ સુધી કરવામાં આવેલા અભ્યાસનો સ્વભાવ જ એવો છે.[૫૩] 'અવિદ્યાવાળું દ્વૈત મુદ્દલ છે જ નહિ અને તત્ત્વજ્ઞાનથી જ પરમપદની પ્રાપ્તિ થાય છે' એમ યુક્તિપૂર્વક સમજીને પછી ધ્યાન આદિથી જ્ઞાનનો જ અભ્યાસ કરવો.[૫૪] જેમ મેઘ નાશ પામતાં મેઘથી થયેલુ ઝાકળ નાશ પામે છે, તેમ ચિત્ત શાંત થતાં ચિત્તથી થયેલી આ સંસારરૂપી મૃગતૃષ્ણા શાંત થાય છે.[૫૫] જે ચિત્ત છે, તે જ અવિદ્યા છે; એટલા માટે બ્રહ્માકારે પરિણામ પામેલા ચિત્ત-

થી જ ચિત્તનો નાશ કરો. હે રામચંદ્રજી! ચિત્તના ક્ષયનું રૂપ શૂન્યતા નથી, પણ ચિત્તના અધિષ્ઠાનભૂત આત્મા જ ચિત્તના ક્ષયનું રૂપ છે; કેમકે અભાવને પરમ પુરુષાર્થ કહેવાય જ નહિ. જો ચિત્ત જરાવાર પણ પરમપદમાં આરામ લે તો ચિત્તને તેમાં જ પરમાનંદ પામીને પરમપદરૂપે જ પરિણામ પામેલું સમજો. ચિત્તને જો નિરતિશય સ્વયંપ્રકાશ આનંદનો સ્વાદ મળ્યો તો પછી સંસારમાં પાછા આવવાની ઇચ્છા કરશે જ નહિ. જો ચિત્ત સાંખ્યથી અથવા યોગથી પરમપદમાં આરામ લઈ સત્ત્વપણાને પામે તો ફરીવાર સંસારમાં જન્મ થતો જ નથી. જેમાંથી સઘળી અવિદ્યા નષ્ટ થઈ ગઈ હોય છે, તે ચિત્ત 'સત્ત્વ' એ શબ્દથી કહેવાય છે. જેમાંથી સંસારના બીજરૂપ અવિદ્યા બળી ગઈ હોય છે, તે ચિત્ત ફરીવાર બ્રહ્મભાવની મર્યાદાને પામતું જ નથી. વાસનાઓથી રહિત થયેલો, અવિદ્યાથી રહિત થયેલો અને સત્ત્વમાં રહેલો કોઈ વિરલ પુરુષ જ પરમજ્યોતિને જુએ છે અને તુરત શાંત થાય છે, કે જે પરમજ્યોતિ અજ્ઞાનીઓની દૃષ્ટિથી શૂન્ય જેવી છે.[૫૫-૬૦] હે રામચંદ્રજી! જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિરૂપ ભ્રાંતિનાં બીજોથી રહિત થયેલું અને પોતે પણ અવિદ્યાના ક્ષયને લીધે બાધિત થઈ બળી ગયેલા વસ્ત્રની પેઠે માત્ર પ્રતિભાસરૂપે અવશેષ રહેલું મન, 'સત્ત્વ' કહેવાય છે. (જેમ સ્પર્શ (પારસ) મણિના સંગથી સુવર્ણપણાને પામેલું ત્રાંબુ, પાછું ત્રાંબાપણાને પ્રાપ્ત થતું નથી; તેમ વાસનારૂપી બીજશક્તિના દાહથી પરબ્રહ્મપણાને પામેલું ચિત્ત પાછું રાગ-દ્વેષાદિક કલ્પનાઓથી મલિનતાવાળા સંસારપણાને પ્રાપ્ત થતું નથી)[૬૧]

विगलितात्मपदं विगलन्मनः सुभगसत्त्वमितीह हि कथ्यते । न पुनरेति कलामलिनं पदं कनकतामिव ताम्रमुपागतम् ॥ ६१ ॥

સર્ગ ૬૯ મો સમાપ્ત

## સર્ગ ૭૦ મો*

### એક રાજા પ્રત્યે વેતાલના છ પ્રશ્નો

॥ वसिष्ठ उवाच ॥

जीवोऽजीवो भवत्याशु यातिचित्तमचित्तताम् ।
विचारादित्यविद्यांतो मोक्ष इत्यभिधीयते ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ-હે રામચંદ્રજી! વિચાર કરવાથી જીવ અજીવ થઈ જાય છે અને ચિત્ત અચિત્ત થઈ જાય છે, એટલે એવી રીતે અવિદ્યાનો જે અંત થાય, તે મોક્ષ કહેવાય છે. જેમ ઝાંઝવાનું પાણી દેખાય છે, તેમ મન તથા અહંકાર આદિ દેખાય છે. મન તથા અહંકાર આદિ મિથ્યા જ છે અને માત્ર થોડીવાર જ એવું દેખાય છે; માટે તે વિચારથી લય પામે છે.[૧૨] આ સંસારરૂપ સ્વપ્નની ભ્રાંતિના વિષયમાં એ વેતાલે કરેલા શુભ પ્રશ્નો પ્રસંગને લીધે મારા સ્મરણમાં આવ્યા છે, તે હું તમારી પાસે કહું છું, સાંભળો.[૩] વિંધ્યાચળના મોટા જંગલમાં મોટા દેહવાળો એક વેતાલ રહેતો હતો. એ વેતાલ અજ્ઞાની લોકોને તુચ્છ ગણીને તેને મારી નાખવાની ઇચ્છાથી કોઈ દેશમાં આવ્યો.[૪] એ વેતાલ પ્રથમ કોઈ સારા રાજાના દેશમાં રહેતો હતો અને ત્યાં તે રાજાએ આપેલા દેહાંતશિક્ષાવાળા લોકોના બલિદાનથી સંતોષ પામીને હરકત વિનાની સમાધિ જેવી સ્થિતિનું સુખ ભોગવતો હતો. કોઈ માણસ પોતાના મોઢા આગળ આવેલો હોય, તો પણ તે જો નિરપરાધ હોય તો, એ વેતાલ ભૂખ્યો હોવા છતાં પણ કારણ વગર તેને મારતો નહોતો; કેમકે સત્પુરુષો ન્યાય ઉપર જ ધ્યાન રાખે છે.[૫૬] કાળે કરીને એ દેશમાં દેહાંતશિક્ષાવાળા લોકો નહિ મળતાં ભૂખ્યો થયેલો એ વેતાલ ન્યાયની યુક્તિથી માણસો ખાવા માટે વિંધ્યાટવીમાંથી બીજા રાજાના નગરમાં આવ્યો.[૭] એ

* આ સિત્તેરમા સર્ગમા ચિદાત્માની શુદ્ધિને વેતાલના અને એક રાજાના સંવાદની કથા કહેવામા આવશે.

નગરમાં રાત્રે નગરના લોકોની ગુપ્ત હિલચાલ જોવાને માટે નીકળેલો તે નગરનો રાજા, નજરે પડતાં પેલા ઉગ્ર વેતાલે મેઘની ગર્જના જેવા ઘોર શબ્દથી તે રાજાને નીચે પ્રમાણે કહ્યું.[૮]

વેતાલ બોલ્યોઃ–હે રાજા! હું કે જે ભયંકર વેતાલ છું, તેને તું હમણાં મળ્યો છે. તું કયાં જાય છે? આજ તું મારા ભોજનરૂપ થા. હવે તું મૂઓ જ છે.[૯]

રાજા બોલ્યો:–હે રાક્ષસ! તું અન્યાય કરીને બળાત્કારથી મને ખાઈ જશે તો તારું માથું હજાર ટુકડા થઇને ફાટી પડશે, એમાં કશો સંશય નથી.[૧૦]

વેતાલ બોલ્યોઃ–હું તને અન્યાયથી નહિ ખાઉં. એક ન્યાયની વાત તને કહું છું તે સાંભળ. તું રાજા છે, તેથી તારે યાચક લોકોની સઘળી આશાઓ પૂરવી જ જોઇએ; તો તારાથી બને તેવી એક માગણી હું કરું છું, તે તું પૂરી કર. હું જે જે પ્રશ્નો કરું તેના યથાર્થ ઉત્તરો તારે આપવા.[૧૧,૧૨] કયા સૂર્યનાં કિરણોમાં બ્રહ્માંડો ઝીણા ત્રસરેણુઓરૂપ છે? કયા પવનમાં મોટાં મોટાં આકાશોની રજો સ્ફુરે છે?[૧૩] સેંકડો વાર અને હજારો વાર સ્વપ્નમાંથી બીજા સ્વપ્નોમાં જતો કયો પુરુષ, એક પછી એક સ્વપ્નમાંથી પહેલાં આવેલ સ્વપ્નને જૂઠું સમજીને બીજું સાચું સમજે અને વળી બીજાને જૂઠું સમજીને તે પછીનાને સાચું સમજે, એમ છતાં પણ તેઓને પ્રકાશ આપનારા સ્વચ્છ રૂપને તે છોડતો નથી? (જેમ કેળના થાંભલાની અંદર, તેની અંદર અને તેની અંદર પણ જોતાં વારંવાર એક પછી બીજું પડ મળ્યા કરે છે,) તેમ જગતની અંદર, તેની અંદર અને તેની અંદર પણ જોતાં વારંવાર એનો એ જ મળે એવો અણુ (સૂક્ષ્મ) પદાર્થ કયો છે? પોતાના સૂક્ષ્મપણાને નહિ છોડતા કયા અણુની આગળ બ્રહ્માંડ, આકાશ, પ્રાણીઓનો સમૂહ, સૂર્યમંડળ અને મેરુ એ સર્વ અત્યંત અણુ છે?[૧૪-૧૬] પરમ અણુપણું ધરાવનારા અને અવયવ વિનાના છતાં પણ સર્વત્ર વ્યાપ્ત રહેનારા કયા પદાર્થના શિલાના ગર્ભ જેવા ઘાટા ગર્ભમાં આ ત્રૈલોક્ય ઘાટી મજ્જારૂપ છે?[૧૭] દેહાદિકને આત્મા માનનારા અને તેથી મર્યાદા વિનાના આત્માને વિષે મર્યાદાનું આરોપણ કરીને તેનો ઘાત કરનારા હે રાજા! જો તું આ મારા છ પ્રશ્નોના યથાર્થ ઉત્તરો નહિ આપે, તો તને અહીં જ ફળની પેઠે ગળી જઇને પછી જેમ કાળ બળાત્કારથી આવી પહોંચી જગતને ગળી જાય છે, તેમ હું પણ બળાત્કારથી આવી પહોંચી તારા દેશની પ્રજાને પણ ગળી જઈશ.[૧૮]

इति कथयसि चेन्न मे दुरात्मंस्तदिह निगीर्य भवंतमात्मघातिन्। फलमिव तव मंडलं ग्रसेहं प्रसभमुपेत्य जगद्यथा कृतांतः ॥ १८ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'વેતાલપ્રશ્ન' એ નામનો સર્ગ ૭૦ મો સમાપ્ત

## સર્ગ ૭૧ મો*

### વેતાલના પ્રથમ પ્રશ્નનો ઉત્તર

॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तवंति वेताले वक्तुं प्रश्नान् विहस्य सः।
उवाच वचनं राजा दंतांशुधवलांबरः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! એ પ્રમાણે વેતાલનાં વચન સાંભળીને પ્રશ્નોના ઉત્તરો આપવા માટે હસીને દાંતનાં કિરણોથી પોતાનાં વસ્ત્રોને ધોળાં કરી દેતો, તે રાજા નીચે પ્રમાણે બોલ્યો.[૧]

રાજા બોલ્યોઃ–હે વેતાલ! બ્રહ્માંડ નામનું એક ફળ છે, જે માયા રહેતાં સુધી જૂનું થતું નથી, તેને એક એક કરતાં દશ ગણાં વધારે પાંચ મહાભૂત, મહત્તત્ત્વ અને પ્રકૃતિની છાલો છે.[૨]

* આ એકોતેરમા સર્ગમાં બ્રહ્માંડ વગેરેની ફળપણા તથા વૃક્ષપણા આદિ કલ્પનાઓથી વિસ્તારપૂર્વક વેતાલના પહેલા પ્રશ્નનું સમાધાન કરવામાં આવશે.

જેમાં એવાં એવાં હજારો ફળો રહેલાં છે, એવી અત્યંત ઊંચી અને ચપળ પલ્લવો (ભુવનો)વાળી એક મોટી શાખા (પંચીકૃત મહાભૂત) છે,[3] જેમાં એવી એવી હજારો શાખાઓ છે એવું અને નજરે પડે નહિ એવું વિશાળ આકારવાળું એક મોટું વૃક્ષ (ગંધતન્માત્રા) છે.[4] જેમાં એવાં એવાં હજારો વૃક્ષો છે એવું અને અનંત વૃક્ષોના સમુદાયવાળું એક અત્યંત મોટું વન (રસતન્માત્રા) છે;[5] જેમાં એવા એવાં હજારો વનો છે એવો અને સર્વત્ર ભૂરા આકારવાળો એક મોટો પર્વત (રૂપતન્માત્રા) છે,[6] જેમાં એવા એવા હજારો પર્વતો છે એવો અને મોટી મોટી કોતરોવાળો એક અત્યંત વિશાળ દેશ (સ્પર્શતન્માત્રા) છે;[7] જેમાં એવા એવા હજારો દેશો છે એવો અને મોટા મોટા નદો અને નદીઓવાળો એક મોટો દ્વીપ (શબ્દતન્માત્રા) છે;[8] જેમાં એવા એવા હજારો દ્વીપો છે એવું અને વિચિત્ર રચનાઓવાળું એક મોટું પૃથ્વીનું પીઠ (હિરણ્યગર્ભ) છે;[9] જેમાં એવાં એવાં હજારો પીઠો છે એવું અને મોટા આડંબરવાળું એક અતિ વિશાળ ભુવન (ભૂત તથા ભવિષ્ય એ અનંત હિરણ્યગર્ભોવાળી તન્માત્રાઓનો સમૂહ) છે;[10] જેમાં એવાં એવાં હજારો ભુવનો છે એવું આકાશના પીઠના જેવું પ્રચંડ એક મોટું અંડ (કલ્પોના કાળોનો સમૂહ) છે;[11] જેમાં એવાં એવા અંડોરૂપી હજારો કરંડિયાઓ છે એવો એક ગતિ વિનાનો અને ઘણાં જળવાળો સમુદ્ર (મહાબ્રહ્મા) છે,[12] જેમાં એવા એવા લાખો સમુદ્રો ઝીણા તરંગ જેવા લાગે છે એવો એક પોતાના વિલાસોથી ભરપૂર મહાસાગર (મહાવિષ્ણુ) છે.[13] એવા એવા હજારો મહાસાગરો જેના ગર્ભમાં સમાઈ ગયા છે, એવો એક અત્યંત ઊંચો અને ભરપૂર આકારવાળો કોઈ પુરુષ (મહારુદ્ર) છે.[14] એવા એવા લાખો પુરુષો જેના હૃદયમાં સમાયેલા છે એવો એક સઘળી સત્તાઓમાં પ્રધાન પરમપુરુષ (શબલ બ્રહ્મ) છે.[15] એવા એવા હજારો મહાપુરુષો જેના મંડળમાં રુંવાટાઓના સમૂહોની પેઠે સ્ફુરે છે, એવો એક મોટો સૂર્ય (પરમાત્મા) છે. આત્મદૃષ્ટિવગરની બીજી દૃષ્ટિઓમાં જે કોઈ આ અસંખ્ય કલ્પનાઓ છે, તે સઘળી એ સૂર્યનાં કિરણો છે.[16,17] એ સૂર્યનાં કિરણોમાં બ્રહ્માંડો ત્રસરેણુઓરૂપ છે. એ મેં કહેલો ચૈતન્યરૂપી સૂર્ય આ સઘળા દ્વૈતનો પ્રકાશ કરે છે.[18] જ્ઞાનમાત્ર સ્વરૂપવાળો અને સર્વને સત્તા તથા પ્રેરણા આપનારો એ જ પરમ સૂર્ય છે, તેનાં કિરણોમાં આ સઘળાં બ્રહ્માંડોના દેખાવો ત્રસરેણુઓરૂપ છે.[19] જેમ સૂર્યની પ્રભાથી આ દિવસોની લક્ષ્મીઓ થાય છે તથા પ્રકાશે છે, તેમ એ જ્ઞાનમાત્ર પરમ સૂર્યની સત્તાથી આ જગતની લક્ષ્મીઓ થાય છે તથા પ્રકાશે છે.[20] હે વેતાલ! શબલબ્રહ્મરૂપ ત્રૈલોક્યપ્રકાશક સૂર્યના વાસ્તવિક તત્ત્વરૂપ, મુખ્ય અધિકારીઓમાં શાસ્ત્રજન્ય અખંડાકાર સાક્ષાત્કારથી પ્રકાશતા અને જેને અધિકાર નથી તેમાં તેવા સાક્ષાત્કારથી નહિ પ્રકાશતા એ પ્રત્યગાત્મામાં જીવોની તથા જગતોની સત્તાના અને કર્તૃત્વ તથા ભોક્તૃત્વ આદિ અનેક ભ્રમોના અનેક દેખાવો થયા કરે છે. એ સઘળા દેખાવો પરમાર્થદૃષ્ટિથી જોતાં જરા પણ નથી; માટે તું પ્રશ્નો કરવાની પંચાતી કરવી છોડી દઈને ચુપ બેસી રહે.[21]

विज्ञानमात्रकचितात्मनिजंतुजाते त्रैलोक्यमंडपमणेरविकासभाजि । चिज्जन्मनो भवन संभ्रमतावलेसाः संतीह रे न हि मनागपि शांतमास्स्व ॥ २१ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'વેતાલપ્રથમ-પ્રશ્નોત્તરવર્ણન' એ નામનો સર્ગ ૭૧ મો સંપૂર્ણ



## સર્ગ ૭૨ મો

### બાકીના પાંચ પ્રશ્નનો ઉત્તર

॥ राजोवाच ॥

कालसत्ता नभःसत्ता स्पंदसत्ता च चिन्मयी।
शुद्धचेतनसत्ता च सर्वमित्यादि पावनम् ॥ १ ॥

રાજા બોલ્યોઃ-હે વેતાલ! જેમ પુષ્પમાં સુગંધ સ્ફુરે છે, તેમ પરમાત્મારૂપી મોટા પવનમાં કાલની સત્તા, આકાશની સત્તા, સમષ્ટિ પ્રાણની સત્તા અને જીવની સત્તા આદિ સૂક્ષ્મ અને ચંચલ રજો સ્ફુર્યા કરે છે. કાળ, આકાશ, પ્રાણ તથા જીવ આદિ મોટાં આકાશો પોતાથી સત્તા વગરનાં છે અને પરમાત્માની સત્તાથી સત્તાવાળાં છે.[૧] જગતરૂપી મોટાં સ્વમમાં અમુક યોનિઓરૂપ સ્વપ્નોમાંથી અમુક યોનિઓરૂપી બીજાં સ્વપ્નોમાં જતો જીવરૂપ પુરુષ, પછીનાં આવતાંજતાં સ્વપ્નોમાં પહેલાં પહેલાં સ્વપ્નોની સત્યતાને છોડતાં પણ બોધ માત્રથી શાંતપણાને વધારનારા પોતાના બ્રહ્મપણારૂપ સ્વચ્છ સ્વરૂપને છોડતો નથી.[૩] (જેમ કેળના થાંભલામાં અંદર, તેની અંદર અને તેની અંદર પણ જોતાં વારંવાર છોતરું જ મળ્યા કરે છે,) તેમ બ્રહ્મના વિવર્તરૂપ આ જગતમાં અંદર, તેની અંદર અને તેની અંદર પણ જોતાં વારંવાર મળ્યા કરે, એવો અણુ પદાર્થ બ્રહ્મ છે.[૪] એ જ પદાર્થ વિવર્ત તથા જગતમાં ફેલાવું આદિ નિમિત્તોને લીધે સત્, બ્રહ્મ તથા આત્મા ઇત્યાદિ શબ્દોથી કહેવાય છે; પણ વાસ્તવિક રીતે જોતાં સઘળા ધર્મોથી શૂન્ય છે, અને 'વચનથી કહી શકાય નહિ એવો છે, કે જેથી કિંચિત્ પણ તે છે અને નકિંચિત પણ તે છે.[૫] વસ્ત્રની સત્તા તંતુની સત્તામાં, તંતુની સત્તા કપાસની સત્તામાં, કપાસની સત્તા કપાસના ફળની સત્તામાં, ફળની સત્તા છોડની સત્તામાં, છોડની સત્તા બીજની સત્તામાં અને બીજની સત્તા માટી તથા જળ વગેરેની સત્તામાં ઇત્યાદિ ક્રમથી જે જે સત્તા ધારવામાં આવે છે, તે તે સત્તા તે તે અનુભવોએ બનાવેલા આકારોને તજીને જેમ કેળનો સ્થંભ છોતરામાં પૂરો થાય છે, તેમ ચિન્માત્રમાં પર્યવસાન (સમાપ્તિ) પામે છે, માટે એ નિર્મળ ચિન્માત્ર જ જગતરૂપે ફેલાયેલું છે. સૂક્ષ્મ હોવાથી અને મન-વચન આદિથી અલક્ષ્ય હોવાથી પરમાત્મા પરમ અણુ કહેવાય છે. પોતાના પરમ અણુપણાને (અતિસૂક્ષ્મપણાને) નહિ છોડતા એ પરમાત્માની આગળ બ્રહ્માંડ, આકાશ, પ્રાણીઓનો સમૂહ, સૂર્યમંડળ અને મેરુ, એ પણ અત્યંત અણુ છે; કેમકે અનંતપણાને લીધે એ પરમાત્મા જ પોતે બ્રહ્માંડ તથા આકાશ આદિનું મૂળ કારણ છે. આ જગત આદિ કે જે મર્યાદાવાળું હોવાથી સ્વપ્નના જગતની પેઠે તુચ્છ છે, તે અણુ છતાં પણ અત્યંત અનંતપણું ધરાવનારા પરમાત્માની આગળ પરમાણુની જેમ જણાય છે. જ્ઞાનમાત્ર આત્મા કે જે ચક્ષુ આદિથી અલક્ષ્ય હોવાને લીધે પરમ અણુ છે, સર્વને ભરપૂર કરનાર હોવાને લીધે મોટા પર્વતસમાન છે અને અધ્યારોપની દષ્ટિથી સર્વ જગતરૂપી અવયવોવાળો હોવા છતાં પણ અપવાદની દષ્ટિથી નિરવયવ છે, તેના શિલાના ગર્ભ જેવા ઘાટા ગર્ભમાં, આ ત્રૈલોક્ય ઘાટી મજ્જારૂપ છે. હે વેતાલ! આ સઘળું બ્રહ્માંડ એ જ્ઞાનમાત્ર પરમાત્માની અંદર મજ્જારૂપ છે, એમ સમજ. હે મૂર્ખ વેતાલ! સઘળાં જગતો જ્ઞાનમાત્ર બ્રહ્મમાં કલ્પનાથી જ ઊઠેલાં છે. બ્રહ્મપદ કે જે શાંત છે, સ્વાભાવિક રીતે સુકુમાર છે અને મર્યાદા વગરનું છે, તેમાં તારા જેવાઓની તો ચાંચ પણ ખૂચે એમ નથી, એટલા માટે તું મારા વચનને અનુસરીને તેનો અનુભવ કર, અને અભિ-

× આ બોતેરમા સર્ગમા રાજા વેતાલને અવશેષ રહેલા પાંચે પ્રશ્નોના ઉત્તર આપશે.

માનને તજીને બેસી રહે.

विज्ञानमात्रकलनाकलितं जगंति शांतस्वभावसुकुमारमनंतरूपम्। वेतालबालकपदं तदलंघनीयमेव स्वयं समनुभावय शांतमास्स्व ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'વેતાલ પ્રશ્નોત્તર વર્ણન' એ નામનો સર્ગ ૭૨ મો સમાપ્ત**

## सर्ग ७३ मो*

### વેતાલનું શાંત થવું

॥ वसिष्ठ उवाच ॥

इति राजमुखाच्छ्रुत्वा वेतालः शांतिमाययौ।
भावितात्मतया तत्र विचारोचितया धिया ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી ! વેતાલ એ પ્રમાણે રાજાને મોઢેથી સાંભળીને વિચારના પરિચયવાળી બુદ્ધિ ઉપરથી રાજાને તત્ત્વવેત્તા જાણીને શાંત થયો,[1] અને શાંત મનવાળો થઈને એક બ્રહ્મતત્ત્વનું જ યોગ્ય રીતે મનન કરી ભયંકર ભૂખને પણ ભૂલી ગયો અને સમાધિસ્થ થયો.[2] હે રામચંદ્રજી ! આ તમારી પાસે વેતાલના પ્રશ્નોનું જાળ તથા તેનું રાજાએ કરેલું ભેદન કહી સંભળાવ્યું. રાજાએ કહેલા ક્રમ પ્રમાણે ચૈતન્યરૂપી અણુમાં આ જગત રહ્યું છે.[3] ચૈતન્યરૂપી અણુના ગર્ભમાં રહેલું આ જગત બાળકે ભ્રાંતિથી કલ્પેલા વેતાલના શરીરની જેમ વિચારથી લય પામે છે અને તેનું જે અધિષ્ઠાન છે, તે જ અવશેષ રહે છે.[4] તમે સઘળા વિષયોમાંથી ચિત્તને ખેંચી લઈને તે ચિત્તને પરમાત્મામાં જોડી દો અને સઘળી ઇચ્છાઓને તજી દઈ શાંત બુદ્ધિથી રહો.[5] હે મનન કરનારા રામચંદ્રજી ! મનને મનથી જ આકાશના જેવું નિર્લેપ કરીને એક પરબ્રહ્મમાં જ સઘળી વૃત્તિઓના લયથી ચિત્તને શાંત કરી મોહનો ત્યાગ કરો, સ્થિરબુદ્ધિવાળા થાઓ અને સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ કરતા રહો. જે પુરુષ ભગીરથરાજાની પેઠે મનથી અસંગપણું રાખીને આવી પડેલા વ્યવહારને અનુસરે છે, તેનાં કષ્ટસાધ્ય કાર્યો પણ જેમ ભગીરથરાજાનું કાર્ય સિદ્ધ થયું હતું, તેમ સિદ્ધ થાય છે.[7] સંપૂર્ણ શાંત મનવાળા, અત્યંત તૃપ્ત વૃત્તિવાળા અને સમ તથા સુખમય આત્મસ્વરૂપની અંદર સર્વદા રહેનારા પુરુષના મનોરથો, અત્યંત દુર્લભ હોય તો પણ જેમ સગરરાજાના પુત્રોને તથા તેમણે ખોદેલા સમુદ્રને સુખ આપનારો ભગીરથરાજાનો ગંગાજીને પૃથ્વી પર ઉતારવાનો મનોરથ અનાયાસે સિદ્ધ થયો હતો, તેમ સિદ્ધ થાય છે.[8]

संपूर्णशान्तमनसः परितृप्तवृत्तेर्नित्यं समे सुखमयात्मनि तिष्ठतोंतः। सिद्ध्यंति दुर्लभतरा अपि वांछितार्था गंगावतार इव सागरखातवस्तु ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'ભગીરથાખ્યાન' એ નામનો સર્ગ ૭૩ મો સમાપ્ત**

## सर्ग ७४ मो*

### ભગીરથ અને ત્રિતલ મુનિનો સંવાદ

॥ राम उवाच ॥

यथा चित्तचमत्कृत्या राज्ञो गंगावतारणम्।
भगीरथस्य संपन्नं तन्मे कथय भो प्रभो ॥ १ ॥

રામ બોલ્યાઃ–હે મહારાજ ! ચિત્તના જે પ્રકારના ચમત્કારથી ભગીરથરાજા ગંગાજીને ઉતારી શક્યા હતા, તે ચમત્કાર મારી પાસે કહો.[1]

વસિષ્ઠ બોલ્યાઃ–સમુદ્ર સુધીની પૃથ્વીનો

* આ તોતેરમા સર્ગમાં વેતાલના પ્રશ્નોના નિર્ણયની સ્થિતિનો ઉપદેશ કહીને પછી ભગીરથ રાજાના વૃત્તાંતનો ઉપક્રમ કહેવામાં આવશે.

* આ ચુંવોતેરમા સર્ગમાં ભગીરથરાજાના ગુણોનું તેને વિચારથી થયેલી ચિંતાનું અને ત્રિતલ મુનિની સાથે થયેલા સંવાદનું વર્ણન કરવામાં આવશે.

અધિપતિ, મહાધર્માત્મા અને પોતાના કોસલદેશના તિલક જેવો ભગીરથ નામનો રાજા હતો.[૨] જેમ ચિંતામણિની પાસે સંકલ્પ કરતાં જ ધારેલી વસ્તુઓ મળે છે, તેમ એ રાજાની પાસેથી સંકલ્પ કરતાં માગણ લોકોને ધારેલાં ધનો મળતાં હતાં. દાન આપવાના સમયમાં ધન જતું રહેવાથી કશી ગ્લાનિ નહિ થતાં, એ રાજાનું મુખ ચંદ્ર જેવું પ્રસન્ન જ રહેતું હતું.[૩] એ રાજા મહાત્મા લોકોના સંસારવ્યવહારને ચલાવવાને માટે તેઓને નિરંતર ધન આપ્યા કરતો હતો અને જેમ કામધેનુ ગાય, લોકોને સઘળી વસ્તુઓ આપનારી હોવા છતાં પણ પોતે ખડ ખાવાનું છોડતી નથી, તેમ તે પોતાના રાજકીય હકથી મળેલા ઘાસને પણ તે છોડતો નહોતો. જેમ ગોળ ફરતા પ્રકાશતા લોઢાના યંત્રમાં રહેલો વજ્ર (હીરો) વેધકમણિ પોતાની નીચેના (હીરાને) વજ્રને વીંધીને ગુણવાન (દોરીવાળો) બનાવે છે, તેમ ભગીરથ દુષ્ટો પર આક્રમણ કરીને તેમના દેશ વગેરે જીતી લઈ પોતાના પગ તળે રાખીને તેમનાં દુરાચરણ દૂર કરીને તેમને ગુણવાન બનાવતો. જેમ ધુમાડા વિનાના અગ્નિના જેવી શરીરની શોભાવાળો સૂર્ય આકાશમાં ફરી ફરીને થાકતાં છતાં પણ લોકોનાં ઘરોના અંધકારને હરે છે, તેમ ધુમાડા વિનાના અગ્નિના જેવી શરીરની શોભાવાળો એ રાજા પ્રજાઓના પાલનને માટે પૃથ્વીમાં ફરી ફરીને થાકતાં છતાં પણ મનુષ્યોના મોહને અને ગરીબાઈને હરતો હતો.[૫] જેમ તપવાથી ચયેલા તણખાના કણોની ધારા ચોતરફ ફેંકતો, મધ્યાહ્નકાળમાં ઉત્પન્ન થયેલો સૂર્યકાંતમણિનો (આગિયા કાચનો) અગ્નિ, ખડ વગેરેમાં બળ્યા કરે છે, તેમ પ્રતાપથી થયેલી તેજની ધારાને ચારેબાજુ નાખતો એ ભગીરથરાજા શત્રુઓના મંડળમાં પ્રકાશતો હતો.[૭] જેમ કોમળ તથા શીતળ સ્પર્શવાળો અને લોકોનાં મનને આનંદ આપતો ચંદ્રકાંતમણિ, શીતળ ચંદ્રની સમીપમાં રસ બનીને વહે છે, તેમ કોમળ તથા શીતળ ઢબવાળો અને લોકોનાં મનને આનંદ આપતો એ ભગીરથરાજા સુજ્ઞ લોકોની સમીપમાં એકરસ થતો હતો.[૮] ગંગાજીના પ્રવાહરૂપ જગતનું જનોઈ કે જે સ્વર્ગમાં તથા પાતાળમાં વહેવાથી બે તાંતણાવાળું હતું, તેનો ત્રીજો તાંતણો એ પ્રવાહને પૃથ્વીમાં લાવીને એ રાજાએ પૂર્યો છે.[૯] જેમ તે રાજાએ માગણ લોકોના સમૂહને ઘણા ધનની લાલચ હોવાને લીધે કેમે પૂરી (સંતોષી) શકાય નહિ એવો છતાં પણ ધનથી પૂર્યો હતો, તેમ અગસ્ત્યમુનિએ સુકાવી નાખેલા સમુદ્રને તે સમુદ્ર કેમે પૂરી શકાય નહિ એવો છતાં પણ તે રાજાએ ગંગાજીના પૂરથી પૂર્યો હતો.[૧૦] સર્વ લોકોને મિત્રની જેમ રાખનારા એ ભગીરથરાજાએ પાપથી અને બ્રાહ્મણના શાપથી અધોગતિને પામેલા પૂર્વજોને, ગંગાજીરૂપ નીસરણી મૂકીને બ્રહ્મલોકમાં ચઢાવ્યા હતા.[૧૧] એ રાજા બ્રહ્માનું, શંકરનું અને જહ્નુમુનિનું તપથી આરાધન કરતાં સતત એકરૂપ દૃઢ નિશ્ચયવાળા મનથી વારંવાર ખેદ પામ્યો હતો.[૧૨] જુવાનીમાં હોવા છતાં પણ આ લોકની ગરબડભરેલી આ સ્થિતિનો વિચાર કર્યા કરતા એ રાજાને, જેમ ઉજ્જડ પ્રદેશમાં પણ દૈવગતિથી લતા ઉત્પન્ન થાય, તેમ જુવાનીમાં પણ તમારી પેઠે વૈરાગ્યની ભાવના ઉત્પન્ન થઈ.[૧૩,૧૪] તેથી એ ભગીરથ એકાંતમાં બેસીને સંસારના વ્યવહારનો વિચાર કરવા લાગ્યો કે, આ જગત સાચું પણ નથી, ખોટું પણ નથી; પણ સદા રોગના જેવું વ્યાકુળ રહે છે. વખતોવખત દિવસ અને રાત્રિ આવ્યા કરે છે. એની એ લેવડદેવડ ચાલ્યા કરે છે. એકનાં એક જ રસ વિનાનાં દુઃખોનો વધારો કરતાં કર્મોમાં પ્રાણીઓ રત રહે છે, પણ કોઈ પરબ્રહ્મનો વિચાર કરતાં નથી.[૧૫,૧૬] જે કર્મનું ફળ પ્રાપ્ત થવાથી આ લોકમાં બીજું કાંઈ પામવાનું જ અવશેષ ન રહે, તે જ કર્મને ઉત્તમ કર્તવ્ય માનું છું. બાકીનાં કર્મો તો વિષૂચિકા

( કૉલેરા )ની જેમ દુઃખદાયી ફળોવાળાં જ છે.[૧૭] મૂઢ બુદ્ધિવાળા લોકો વારંવાર એનાં એ કર્મો કરતાં લજ્જા પામતા નથી. સારી બુદ્ધિવાળો કયો પુરુષ બાળકની જેમ એનાં એ કર્મો કરે ? કોઈ ન કરે.[૧૮]

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી ! આ પ્રમાણે વિચાર કરતાં એક દિવસે મનમાં ઉદ્વેગ પામેલા અને સંસારથી અત્યંત ભય પામેલા એ ભગીરથરાજાએ એકાંતમાં ત્રિતલ નામના ગુરુને નીચે પ્રમાણે પૂછ્યું.[૧૯]

ભગીરથ બોલ્યોઃ–હે મહારાજ ! અંદર સાર વિનાની અને લાંબા કાળથી ભમતા જીવોને રાગ–દ્વેષાદિકના ફળરૂપ થતી આ સંસારરૂપ ઝાડીઓમાં અમે બહુ જ ખેદ પામ્યા છીએ. હે ગુરુજી ! સંસાર આપનારાં જરા, મરણ તથા મોહ આદિરૂપ સઘળાં દુઃખોનો અંત શી રીતે આવે ?[૨૦,૨૧]

ત્રિતલ બોલ્યોઃ–હે રાજા ! વૈરાગ્ય તથા શ્રવણ આદિ ઉપાયો વડે લાંબા કાળ સુધી અભ્યાસ કરેલી એકાગ્રતારૂપ સમાધિરૂપે અને અમુક સમયે બન્યું તેવા કાળની મર્યાદા નથી તે (અનાદિસિદ્ધ) બ્રહ્મરૂપે પ્રગટ થયેલા જ્ઞેયવસ્તુ (આત્મતત્ત્વ)ના બોધથી સઘળાં દુઃખો ક્ષય પામે છે, દેહાભિમાન આદિ ગ્રંથિઓ ચારે કોરથી તૂટી જાય છે અને સઘળા સંશયો તથા સઘળાં કર્મો નષ્ટ થઈ જાય છે.[૨૩–૨૩] અત્યંત શુદ્ધ અને જ્ઞાનરૂપ જે આત્મા છે તે જ જ્ઞેય છે, એમ વિદ્વાનો સમજે છે. એ આત્મા સર્વદા સર્વવ્યાપક છે અને તેનો નાશ પણ થતો નથી તથા તે પ્રગટ પણ થતો નથી.[૨૪]

ભગીરથ બોલ્યોઃ–હે મુનીશ્વર ! ચૈતન્યમાત્ર, નિર્ગુણ, શાંત, નિર્મળ અને કદી પણ સ્વરૂપથી ભ્રષ્ટ નહિ થાય એવું આત્મતત્ત્વ છે, એમ હું સમજુ છું અને દેહ વગેરે બીજું કાંઈ પણ આત્મા નથી એમ પણ સમજું છું; પરંતુ તે આત્મતત્ત્વનો બોધ મને હાથમાં રહેલા આમળાની પેઠે સરળતાથી સમજાતો નથી. હે મહારાજ ! હું સઘળા વિક્ષેપોથી શાંતિપૂર્વક કેવળ બ્રહ્મના જ બોધવાળો શા ઉપાયથી થાઉં ?[૨૫,૨૬]

ત્રિતલ બોલ્યોઃ–અભિમાન દૂર કરનારાં સાધનો વડે મનને પ્રથમ આત્મામાં જોડવું, તેથી જીવ પૂર્ણ સ્વભાવવાળો થાય છે અને ત્યાંથી પાછો પડતો નથી. આસક્તિ રાખવી નહિ, પુત્ર સ્ત્રીઓ તથા ઘર વગેરેમાં મોહ દૂર કરવો, પોતાને રુચતો કે અણગમતો પદાર્થ મળે તો પણ મનને સમાન રાખવું, એકાગ્રપણાથી નિરંતર આત્માની ભાવના કરવી તેમજ એકાંતદેશનું સેવન લોકોના સમાગમમાં રહેવાની અરુચિ અને શ્રવણ, મનન તથા નિદિધ્યાસનો અભ્યાસ કરવો. એ સાધનોથી આત્મતત્ત્વનો સ્પષ્ટ બોધ થાય છે આત્મતત્ત્વને સમજવું એ જ જ્ઞાન કહેવાય છે અને એથી જે કાંઈ ઊલટું છે તે સઘળું અજ્ઞાન કહેવાય છે.[૨૭–૩૦] હે રાજા ! એ સઘળાં સાધનોનું મૂળ અહંકારનો અભાવ છે. અહંકારનો અભાવ થાય તો રાગનો તથા દ્વેષનો ક્ષય કરનારું સંસારરૂપી રોગના ઔષધરૂપ જ્ઞાન પ્રાપ્ત થાય છે.[૩૧]

ભગીરથ બોલ્યોઃ–હે મહારાજ ! પર્વતમાં લાંબા કાળથી જામી ગયેલા વૃક્ષની પેઠે આ શરીરમાં લાંબા કાળથી જામી ગયેલો અહંકાર શી રીતે છોડી શકાય ?[૩૨]

ત્રિતલ બોલ્યોઃ–પુરુષપ્રયત્નથી ભોગોના સમૂહની વાસનાને છોડી દઈ જે પુરુષ પોતાના શુદ્ધ આત્માનો સાક્ષાત્કાર કરે છે, તેનો અહંકાર નષ્ટ થાય છે.[૩૩] હું રાજા છું તો મારાથી ભિક્ષા શી રીતે માગી શકાય ? ઇત્યાદિ પ્રકારની લજ્જા વગેરે સઘળું બંધનકારી પાંજરું છે. એ જ્યાં સુધી સર્વના ત્યાગરૂપી સાધનથી ભાંગ્યું નથી, ત્યાં સુધી અહંકાર નષ્ટ થાય નહિ.[૩૪] તમે બુદ્ધિથી એ સઘળાનો ત્યાગ કરીને નિશ્ચલ રહો તો અહંકારનો લય થાય એટલે તમે જ પરમપદ છો એમ સમજાય. છત્રચામરાદિક સઘળાં રાજચિહ્નોને,

ભયને તથા સઘળી તૃષ્ણાઓને છોડી દઈ, એક પાઈ પણ ન હોય તેવા ગરીબ થઈ, સઘળી લક્ષ્મીને શત્રુઓના તંત્રમાં સોંપી દઈ, અહંકારને તથા દેહના અનુસંધાનને પણ છોડી દઈ તમે શત્રુઓને ત્યાં જ ભિક્ષા માગો અને પૂર્ણપણાને લીધે મારી પાસેથી પણ કશું સમજવાની ઇચ્છા વગરના થાઓ, તો એ સઘળા ઉત્કૃષ્ટ ગુણોને લીધે તમે જ પરબ્રહ્મરૂપ થશો. પછી તમને સંસાર પ્રાપ્ત થવાની સંભાવના પણ નહિ રહે.[૩૫,૩૬]

शांताशेषविशेषणो विगतभीः संत्यक्तसर्वैषणो गत्वा नूनमकिंचनत्वमरिपु त्यक्त्वा समग्रां श्रियम् । शांताहंकृतिरस्तदेहकलनस्तेष्वेव भिक्षामटन् मामप्युज्झितवानलं यदि भवस्युचैस्त्वमुचरसि ॥ ३६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના પૂર્વાર્ધનો 'ભગીરથોપદેશ' એ નામનો સર્ગ ૭૪ મો સમાપ્ત**

## સર્ગ ૭૫ મો*

### ભગીરથનો ત્યાગ

॥ वसिष्ठ उवाच ॥

अथ तस्य गुरोर्वक्त्रादित्याकर्ण्य भगीरथः ।
मनस्याहितकर्तव्यः स्वव्यापारपरोऽभवत् ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ—હે રામચંદ્રજી! એ પ્રમાણે ત્રિતલ નામના ગુરુના મોઢેથી સાંભળી, મનમાં કર્તવ્યનો નિશ્ચય કરીને ભગીરથરાજા પોતાનાં કામકાજો કરવા લાગ્યો.[૧] કેટલાએક દિવસો ગયા પછી તે રાજાએ સર્વના ત્યાગની સિદ્ધિને માટે અગ્નિષ્ટોમથી માંડી વિશ્વજિત નામના યજ્ઞ સુધી-ની સઘળી ક્રિયાઓ કરી.[૨] ગુણવાનનો કે મૂર્ખનો કશો વિચાર નહિ કરતાં બ્રાહ્મણોને અને પોતાના બંધુઓને ગાયો, પૃથ્વી, ઘોડા તથા સુવર્ણ આદિ સઘળું ધન આપી દીધું.[૩] ત્રણ દિવસની અંદર જ સઘળાં દ્રવ્યોનો ત્યાગ કરીને એ ભગીરથરાજાએ કેવળ પોતાનું જીવન જ બાકી રાખ્યું.[૪] પછી સઘળાં દ્રવ્યોથી ખાલી થયેલા અને તેથી જેના મંત્રીઓ તથા પ્રજાઓ ખેદ પામતાં હતાં, એવા રાજ્યને ભગીરથરાજાએ તરણાંની પેઠે પોતાના પડોશી રાજાને આપી દીધું. રાજ્ય, ઘર અને બીજાં મંડળો શત્રુએ સ્વાધીન કરી લીધા પછી એ ભગીરથરાજા પોતાની સાથે, કેવળ લંગોટી લઈને પોતાના દેશમાંથી નીકળ્યો. ધીરજવાળો એ ભગીરથરાજા એવાં એવાં ગામો-માં તથા જંગલોમાં રહેવા લાગ્યો, કે જેઓમાં 'એ ભગીરથ છે' એમ પણ ઓળખવામાં ન આવે અને બીજા લોકોના મોઢેથી પોતાનું નામ પણ સાંભળવામાં ન આવે.[૫-૭] એ પ્રમાણે થોડા કાળથી જ જેની સઘળી તૃષ્ણાઓ શાંત થઈ ગઈ હતી એવો એ રાજા પરમશાંતિથી આત્મસ્વરૂપમાં લીન થયો.[૮] ભૂમંડળમાં તે તે દ્વીપોમાં ફરતાં ફરતાં કોઈ દિવસે દૈવને અધીન થઇને એ રાજા શત્રુએ દબાવેલી પોતાની રાજધાનીમાં જ આવ્યો[૯] અને ક્રમથી પ્રાપ્ત થયેલાં મંત્રીઓનાં, પ્રજાઓનાં તથા બીજાં પણ અનેક ઘરોમાં ભિક્ષા માગવા લાગ્યો.[૧૦] 'આ ભગીરથરાજા છે' એમ ઓળખવામાં આવતાં પ્રજાઓએ તથા મંત્રીઓએ ખેદ પામીને તેની ઘણી ઘણી પૂજા કરી. 'હે મહારાજ! આપનું રાજ્ય આપ લો' એમ શત્રુએ પ્રાર્થના કર્યા છતાં પણ જેને સઘળી વસ્તુઓ ઉપર અનાદર જ હતો, એવા એ રાજાએ કેવળ ભોજન સિવાય બીજી તરણા જેવી હલકી વસ્તુનો પણ સ્વીકાર કર્યો નહિ.[૧૧,૧૨] 'હાય! આ ભગીરથ રાજા છે અને તેણે રાજ્ય છોડી દીધું એ બહુ ભૂંડું કર્યું છે!' એમ લોકો જેનો અફસોસ કરતા હતા, એવો એ રાજા કેટલાએક દિવસો ત્યાં જ ગાળીને પછી બીજા દેશમાં ગયો.[૧૩] બીજે સ્થળે

* આ પંચોતેરમા સર્ગમાં ભગીરથરાજાએ યજ્ઞો કરવાના મિષથી સર્વસ્વનો ત્યાગ કર્યાનું, ભિક્ષા માગ્યાનું અને કેટલાએક સ્થળોમાં ત્રિતલની સાથે વાસ કર્યાનું વર્ણન કરવામાં આવશે.

પણ તે શાંત બુદ્ધિથી પોતાના આત્મામાં આરામ લેતો હતો ત્યારે તેને અકસ્માત્ આત્મારામ ત્રિતલ-મુનિનો સમાગમ થયો.[૧૪] ભગીરથરાજા તેમને વંદન આદિ સત્કાર કરીને તેમની સાથે જ કેટલાક કાળ સુધી પર્વતોમાં, ગામોમાં, વનોમાં, પુરોમાં તથા જનસમુદાયોમાં રહ્યો.[૧૫] બ્રહ્મપણાને પામેલા અને સરખી જ સ્થિતિથી રહેલા એ ગુરુ અને શિષ્ય બ્રહ્મનિષ્ઠપણાને લીધે દેહના ધારણને એક જાતના વિનોદરૂપ જ ગણવા લાગ્યા.[૧૬] 'આ દેહને શા માટે રાખવો? આ દેહને છોડી દેવાથી પણ આપણને શો લાભ થાય એમ છે? શાસ્ત્રીય આચારને અને લૌકિક આચારને અનુસરીને આ દેહ જેમ વર્તે છે તેમ ભલે વર્તે.' એ પ્રમાણે નિશ્ચય કરીને રહેતા અને એક વનમાંથી બીજા વનમાં જતા એ બન્ને જણ પરમાનંદને પામ્યા, કે જે પરમાનંદ વિષયાનંદોથી તથા દુઃખોથી રહિત છે અને સુખ–દુઃખ વગરની મધ્યાવસ્થાથી પણ રહિત છે. ધનોને, ઘોડાઓને, વૈભવાદિકને અને પ્રસન્ન થયેલા બ્રહ્માદિકોએ આપેલી આઠ સિદ્ધિઓને પણ તે જૂના ખડસમાન માનવા લાગ્યા.[૧૭–૧૯] 'કોઈ જાતની ઇચ્છા રાખ્યા વિના જ્યાં સુધી આયુષ્ય હોય ત્યાં સુધી આપણે પ્રારબ્ધ ઉપર જ આ દેહને રાખવો' એવો નિશ્ચય કરીને તેઓ પ્રારબ્ધ-કર્મથી જ રહેવા લાગ્યા. સ્પૃહા વિનાના સ્વભાવથી જ પરમ શાંતિવાળા અને બ્રહ્મથી એકરસ થયેલા એ ઉત્તમ મુનિઓ, પ્રારબ્ધકર્મ અનુસાર પ્રાપ્ત થયેલાં સુખો તથા દુઃખોને પણ માન આપવા લાગ્યા.[૨૧]

अभिननंदतुरागतमुत्तमौ निजसमाचरणक्रमजं मुनी। सुखमसौख्यमभीप्सितवर्जितौ समसमेविसमौ शमिनौ स्वतः ॥ २१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ભગીરથનિર્વાણ' એ નામનો સર્ગ ૭૫ મો સમાપ્ત**

## સર્ગ ૭૬ મો*

### ભગીરથને પુનઃ રાજ્યપ્રાપ્તિ તથા ગંગાનું અવતરણ

॥ वसिष्ठ उवाच ॥

अथैकदा पुरे श्रेष्ठे कस्मिंश्चिन्मंडलांतरे।
अनपत्यं नृपं मृत्युरहन्मत्स्य इवामिषम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–પછી એક દિવસે કોઈ દેશના કોઈ ઉત્તમ નગરમાં, જેમ માછલું માંસને ખેંચી જાય, તેમ સંતાન વગરના રાજાને મૃત્યુ ખેંચી જતાં ખેદ પામેલા અને જેમના દેશની રાજપાલનની મર્યાદા નષ્ટ થઈ હતી, એવા તે નગરના મંત્રી વગેરે લોકો પાલનમાં જોઇએ તેવા સદ્‌ગુણોથી શોભતા કોઈ બીજા રાજાને શોધતા હતા. તે સમયમાં સ્થિરતાવાળો અને ભિક્ષા માગતો એ ભગીરથરાજા તેમને મળ્યો. ભગીરથને ઓળખી સૈન્યમાં લાવીને તેમણે તેનો રાજ્યાભિષેક કર્યો.[૧–૩] જેમ વર્ષાઋતુમાં જળથી સરોવર પૂર્ણ થઈ જાય, તેમ ક્ષણમાત્રમાં મોટી સેનાથી પૂર્ણ થયેલો એ ભગીરથરાજા તુરત હાથી ઉપર બેઠો.[૪] 'રાજાધિરાજ ભગીરથ જય પામે છે' એવા શબ્દોથી લોકો બોલવા લાગતાં તે શબ્દોથી પર્વતોની મોટી મોટી ગુફાઓ પણ ગાજવા લાગી.[૫] એ નગરમાં રહીને રાજ્યનું પાલન કરતા એ ભગીરથની પાસે, તેના કોસલદેશની પ્રજાઓ તથા મંત્રીઓ પ્રેમથી આવ્યા. અને આવીને તેમણે ભગીરથરાજાને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.[૬]

પ્રજાઓ તથા મંત્રીઓ બોલ્યાઃ–મહારાજ! આપ અમારા ઉપર જે રાજાને સ્થાપી ગયા હતા, તે રાજાને જેમ માછલું કોમળ માંસને ખાઈ જાય તેમ મૃત્યુ ખાઈ ગયો; એટલા માટે હવે આપ તે રાજ્યનું પાલન કરવાની કૃપા

* આ છોતેરમા સર્ગમાં ભગીરથને ફરીવાર રાજ્ય મળવાનું અને તેણે બ્રહ્માદિકનું આરાધન કરીને ગંગાજીને પૃથ્વી પર ઉતાર્યાનું વર્ણન કહેવામાં આવશે.

કરવી જોઇએ. જે સુખો તથા ભોગો માગ્યા વિના પ્રાપ્ત થાય, તેમનો ત્યાગ કરવો યોગ્ય નથી.[૭-૮]

વસિષ્ઠ બોલ્યાઃ-એ પ્રમાણે લોકોએ પ્રાર્થના કરતાં ભગીરથરાજાએ તેમના વચનનો સ્વીકાર કર્યો જેથી તે સાતે સમુદ્રોવાળી પૃથ્વીનો અધિપતિ થયો.[૯] સમતાવાળો, શાંત મનવાળો, થોડું, હિત તથા સત્ય બોલનારો, રાગ વિનાનો, મત્સર વગરનો, આવી પડેલાં કામોને કર્યા કરતો અને તત્ત્વજ્ઞાનને લીધે મોટા કૌતુકમાં પણ આશ્ચર્ય નહિ પામતો એ ભગીરથરાજા, રાજ્ય કરતો હતો તે સમયમાં, પોતાના પૂર્વજો વિષે તેના સાંભળવામાં આવ્યું કે, 'સમુદ્રને ખોદનારા અને પાતાળમાં કપિલમુનિના ક્રોધથી નષ્ટ થયેલા સગરરાજાના સાઠહજાર પુત્રોની ભસ્મ જો ગંગાજળથી પલળે તો જ તેમનો ઉદ્ધાર થાય.' આ સમયમાં ગંગાજી પૃથ્વી ઉપર ન હતાં; તેથી 'ભગીરથના પૂર્વજોનો ઉદ્ધાર ગંગાજળ વિના નહિ થાય' એમ વાણી થઈ હતી.[૧૦-૧૨] ત્યારથી માંડીને ભગીરથ રાજાએ ગંગાજીને સ્વર્ગમાંથી પૃથ્વી પર ઉતારવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી. પછી એ શાંત સ્વભાવવાળો ભગીરથરાજા, પોતાના રાજ્યને મંત્રીઓના હાથમાં સોંપીને ગંગાજીને ઉતારવાને માટે તપ કરવાનો નિશ્ચય કરીને નિર્જન વનમાં ગયો.[૧૪,૧૫] ત્યાં હજારો વર્ષની તપશ્ચર્યાથી તેણે વારંવાર બ્રહ્માનું, શંકરનું અને જહ્નુમુનિનું આરાધન કરીને, ગંગાજીને સ્વર્ગમાંથી ઉતારીને પૃથ્વી ઉપર વહેતાં કર્યાં.[૧૫] જગતના પતિ સદાશિવના મસ્તક પર વિરાજનારાં અને જાણે મહાત્માઓનાં ઘણાં ઘણાં પુણ્યોનો સમુદાય હોય એવાં ગંગાજી આકાશમાંથી ઊતરીને પૃથ્વી પર વહેવા લાગ્યાં.[૧૬] ત્યારથી માંડીને નિર્મળ ચળકતા તરંગોની શોભાવાળાં, પોતાના ફીણના સમૂહોથી જાણે હાસ્ય કરતાં હોય એવાં, જાણે સ્વચ્છ પુણ્યોરૂપી માંજરોવાળી ધર્મની લતા હોય એવાં અને જાણે ભગીરથરાજાના યશને ફરવાની સડક હોય એવાં ગંગાજી, પૃથ્વીપર પધાર્યાં છે.[૧૭]

स्फुरत्तरंगभंगिनी स्वफेनपुञ्जहासिनी प्रसन्न पुण्यमञ्जरीयुतेव धर्मसंततिः । भगीरथे महीपतौ यशःप्रचारवीथिका तदा हि सा त्रिमार्गगा महीतले बभूव ह ॥ १७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ગંગાવતરણ' એ નામનો સર્ગ ૭૬ મો સમાપ્ત

## સર્ગ ૭૭ મો×

## ચૂડાલાનું આખ્યાન અને શિખિધ્વજનો વિવાહ

॥ वसिष्ठ उवाच ॥

एतामवष्टभ्य दृशं भगीरथधिया धृताम् ।
सम स्वस्थो यथाप्राप्तं कार्यमाहर शांतधीः ॥

વસિષ્ઠ બોલ્યાઃ-હે રામચંદ્રજી! ભગીરથરાજાની બુદ્ધિએ ધરેલા એ વિચારનો આશ્રય કરીને સમ, સ્વસ્થ તથા શાંત બુદ્ધિવાળા રહીને તમે આવી પડેલો વ્યવહાર કર્યા કરો.[૧] તમે પ્રથમ આ સઘળા વૈભવોનો ત્યાગ કરીને, મનરૂપી પક્ષીને હૃદયમાં રોકીને, શિખિધ્વજની પેઠે શાંત રીતે પોતામાં જ નિશ્ચળ રહો.[૨]

રામ બોલ્યાઃ-હે મહારાજ! એ શિખિધ્વજ કોણ હતો અને તેને શી રીતે બ્રહ્મપદ મળ્યું હતું? ફરી પણ બોધની વૃદ્ધિને વાસ્તે એ કથા મને કહો.[૩]

વસિષ્ઠ બોલ્યાઃ-પરસ્પર સ્નેહને પ્રાપ્ત થયેલાં શિખિધ્વજરાજા અને તેની રાણી ચૂડાલા પૂર્વના દ્વાપરયુગમાં હતાં અને હવે પછીના દ્વાપરયુગમાં પણ પાછાં એવાં ને એવાં થશે.[૪]

× આ મિત્તોતેરમા સર્ગમા ઉપરના વિષયને દૃઢ કરવા સારુ ચૂડાલાનું આખ્યાન કહેવામા આવશે અને શિખિધ્વજરાજાના માહાત્મ્યની, વિવાહની તથા ક્રીડાની કથા કહેવામાં આવશે.

રામ બોલ્યાઃ—હે વક્તાઓમાં ઉત્તમ ગુરુમહારાજ ! જે પ્રથમના કાળમાં હતું, તે પાછું ભવિષ્યકાળમાં તેવી ને તેવી સ્થિતિથી શા માટે થશે? એ મને કહો.[૫]

વસિષ્ઠ બોલ્યાઃ—બ્રહ્માદિક લોકોના સત્ય સંકલ્પોરૂપી સંવિદ્ કે જે જગતની રચનામાં નિયમરૂપ છે; તેને કોઇથી અટકાવી શકાય નહિ, એવો જ સ્વભાવ છે, તે જ એમ થવામાં કારણરૂપ છે.[૬] કેટલાએક ફળ વગેરે પદાર્થો ઘણી ઘણી વાર બીજા બીજા થઇને વારંવાર તેવા ને તેવા જ થાય છે. વૃક્ષોનાં થડો વગેરે કેટલાએક પદાર્થો એના એ રહે છે અને વળી તેઓ કપાઈ ગયા પછી મુદ્દલ રહેતા નથી.[૭] કેટલાએક પદાર્થો પૂર્વના જેવીજ ગોઠવણવાળા થાય છે અને તે એકબીજાના જેવા હોવાથી જણાઈ આવે છે. જેમ તળાવમાં સરખા તરંગો પણ દેખાય છે અને પૂર્વથી જુદા તરંગો પણ દેખાય છે, તેમ સંસારમાં સરખી વ્યવસ્થાઓ પણ દેખાય છે અને પહેલાંના કરતા જુદી વ્યવસ્થાઓ પણ દેખાય છે. એજ રીતે જેમ હવે પછી કહેવાની કથાનો નાયક શિખિધ્વજ રાજા પૂર્વે હતો, તેવોજ બીજો મહાતેજસ્વી શિખિધ્વજ રાજા ભવિષ્યના દ્વાપરમાં પણ થશે. એ શિખિધ્વજ રાજાનો વૃત્તાંત કહું છું, તે સાંભળો. આ સૃષ્ટિમાં સાતમા મન્વંતરની અંદર પૂર્વે યુગોની જે ચોથી ચોકડી પસાર થઈ ગઈ, તે ચોકડીના દ્વાપરયુગમાં કૌરવોના વંશનો શિખિધ્વજ નામનો રાજા હતો. એ રાજા જંબૂદ્વિપમાં પ્રસિદ્ધિ પામેલા વિંધ્યાચળની નજીક ઉજ્જન નામના શહેરમાં રાજ્ય કરતો હતો. ધીરજ, ઉદારતા, ક્ષમા, શમ, દમ, શૌર્ય, સદાચાર, મિતભાષણ, કોમળતા, સ્નેહ, માધુર્ય, ચાતુરી, સૌંદર્ય, શાંતિ, સૌભાગ્ય, પ્રતાપ, સત્સંગ, સઘળાં શાસ્ત્રોનું શ્રવણ અને નિરભિમાનપણું ઇત્યાદિ અનેક ગુણોનો જાણે સમુદ્ર હોય એવા એ રાજાએ, સઘળા યજ્ઞો કર્યા હતા, સઘળા વીરલોકોને જીત્યા હતા, સઘળાં કાર્યો કર્યા હતાં અને સ્ત્રીવ્યસન વગેરેને તરણાં જેવાં તુચ્છ ગણીને પોતાથી દૂરજ રાખ્યાં હતાં. અદ્ભુત રીતે પૃથ્વીનું પાલન કરનારા, ધર્મ ઉપર રુચિ રાખનારા, પ્રીતિના સમુદ્રરૂપ, બીજાઓને પણ જેમનાથી સારી કેળવણી મળે એવાં ભાષણો કરનારા, સર્વ સંપત્તિઓને આપનારા સઘળી સંપત્તિઓને ભોગવનારા અને સઘળી કળાઓને જાણનારા એ મહાતેજસ્વી શિખિધ્વજે પોતાનો પિતા સ્વર્ગવાસી થયા પછી બાલ્યાવસ્થામાંજ સોળ વર્ષ સુધી દિગ્વિજયનું કામ કરીને સઘળી પૃથ્વીનું સામ્રાજ્ય હતું. એ બુદ્ધિમાન રાજા ધર્મની રીતિ પ્રમાણે પ્રજાઓનું પાલન કરતો હતો, શત્રુઓથી નિર્ભય થઇને રહ્યો હતો, મંત્રીઓની સાથે વિચાર કરીને સઘળાં કાર્યો કરતો હતો અને યશથી દિશાઓને ઉજ્જ્વલ કરતો હતો. આ પ્રમાણે રાજ્ય કરતાં તે યૌવનને ઉંબરે આવીને ઊભો રહ્યો. તે સમયે વસંત આવ્યો, તેમાં વૃક્ષો પર ફળફૂલ આવ્યાં, ચંદ્રનાં મોહક કિરણો પ્રકાશવા લાગ્યાં, તેમાં ભમરાઓનાં જોડાં ડાળીઓની અંદર બેસીને (કે જે ડાળીઓ કપૂર જેવાં ધોળાં અંતઃપૂર જેવી લાગતી), પાંદડા અને ફૂલની વચમાં રહેતી માંજરોનો સ્વાદ લેતાં હતાં (જેમાં પાંદડાં, કમાડ, ફૂલ, ચંદરવો અને માંજરો હીંચકતાં હતાં.) તે સમયે સુગંધી શીતળ મંદમંદ પવન વાતો હતો. આ સર્વ જોઇને શિખિધ્વજ રાજાને કોઈ સ્ત્રી સાથે પરણવાની ઇચ્છા થઈ.[૮-૨૩] પુષ્પોના સમૂહના સુગંધોરૂપ મધુર આસવોથી મત્ત થયેલું અને તેથી વસંતવાળા વનની જેમ રાગવાળું થયેલું એ રાજાનું મન, સ્ત્રી વિના બીજા કોઈ વિષયમાં ચોટતું ન હતું.[૨૪] એ રાજા વિચારતો હતો કે, 'બગીચાઓના હીંડોળાઓમાં તથા ક્રીડા કરવાનાં સરોવરોમાં બેસી, સોનેરી રંગનાં કમળોની કળીઓ જેવાં સ્તનોવાળી, કેસરનાં લેપનો-

વાળી અને પ્રેમથી ભરેલી મુગ્ધા સ્ત્રીને હું ક્યારે ખોળામાં બેસાડીશ? હું કમળોની વેલોના હીંડોળામાં જેમ ભ્રમર ભમરીને બેસાડે છે, તેમ ચપળ બાળાને હાથ વડે તેડી લઇને ક્યારે બેસાડીશ? કમળનાળ, હાર, ડોલર અને ચંદ્રના સમૂહને ઇચ્છનારી ચંદ્રના જેવી ગોરી સુંદરી મારે માટે ચિંતા કરી ક્યારે કામદેવથી બળશે?' એ પ્રમાણે વિચારતો તે રાજા, ફૂલો વીણવા માટે વનોમાં, ફૂલવાડીઓમાં, ઉપવનોની પંક્તિઓમાં ને લીલા કરવાનાં સરોવરોમાં વિહાર કરવા લાગ્યો.[૨૫-૨૯] લતાઓના મંડપોમાં તથા અનેક ઉદ્યાનોની ભૂમિકાઓમાં, વનોની તથા ઉપવનોની ગોઠવણોનાં વર્ણનોથી ભરેલી અને અંદર શૃંગારરસવાળી કથાઓમાં ઉત્સુકપણાથી વિનોદ કરવા લાગ્યો. છાતી પર પહેરેલા હારોથી શોભતી, ચપળ ચોટલાઓવાળી અને સોનાના કળશો જેવાં સ્તનોવાળી મુગ્ધાઓની તે પ્રશંસા કરવા લાગ્યો. રાજા આવી ચેષ્ટાઓ કરવા લાગ્યો એટલે વિદ્વાન મંત્રીઓ તેના મનના નિશ્ચયને જાણી ગયા; કેમકે ચેષ્ટાઓ અને આકૃતિ ઉપરથી રાજાનો અભિપ્રાયને જાણી લેવો, એ જ મંત્રીઓમાં મંત્રીપણાની યોગ્યતા છે. પછી તેના વિવાહની ગોઠવણ કરવાની તજવીજ કરતા મંત્રીઓએ તે રાજાને માટે સોરઠના રાજાની ચૂડાલા નામની કન્યાનું માગું કરતાં સોરઠના રાજાએ તે માગું મંજૂર કર્યું. ઘણી દાસીઓવાળી, નવીન યૌવનવાળી અને જાણે પ્રતિબિંબ હોય તેમ પોતાના જ જેવી એ ચૂડાલાને એ શિખિધ્વજરાજા પરણ્યો. પૃથ્વીમાં 'ચૂડાલા' એ નામથી પ્રખ્યાતિ પામેલી એ રાજકન્યા શિખિધ્વજને પ્રાપ્ત થઈને, ખીલેલી કમલિનીની પેઠે શોભવા લાગી. જેમ સૂર્યનારાયણ કમલિનીને ઉઘાડે છે, તેમ શિખિધ્વજે સ્નેહથી નીલકમળોના જેવી નેત્રની અણીઓવાળી એ ચૂડાલાને આનંદમગ્ન કરી. જેમનાં ચિત્ત પરસ્પરમાં લાગી ગયાં હતાં એવાં એ દંપતીની પ્રીતિ વધવા લાગી. હાવભાવ આદિ શૃંગારની ચેષ્ટાઓથી ભરેલાં અંગોથી ચૂડાલા નવીન લતાની જેમ શોભવા લાગી. મંત્રીઓ જેને સઘળી સગવડો કરી આપતા હતા, એવો અને સ્વસ્થ પ્રજાવાળો એ સુખી રાજા જેમ રાજહંસ કમલિની સાથે રમે, તેમ તે પ્યારીની સાથે અંતઃપુરોમાં, હીંડોળાઓમાં, લીલા કરવાનાં સરોવરોમાં, બગીચાઓમાં, વિહારની ભૂમિઓમાં, લતાઓનાં તથા પુષ્પોનાં માંડવાઓમાં, કદંબોનાં વનોની ઝાડીઓમાં, ચંદનોની તથા અગરુઓની ઝાડીઓમાં, હારસિંગારનાં પુષ્પોની માળાઓથી શોભી રહેલી કેળોમાં, નગરની સીમાઓમાં, દિશાઓમાં, તળાવોમાં, જંગલોમાં, એકાંતોમાં અને જાંબુનાં, લીંબુનાં તથા જુઈનાં વૃક્ષોમાં રમવા લાગ્યો. જેમ મેઘની સંપત્તિથી શોભી રહેલા આકાશની અને ધાન્યની સંપત્તિથી શોભી રહેલી પૃથ્વીની સઘળી ક્રિયાઓ આનંદ આપનારી થાય છે, તેમ યૌવન આદિથી શોભી રહેલાં એ દંપતીની સઘળી ક્રિયાઓ આનંદ આપનારી થઈ. સર્વદા સાથે રહેવાને લીધે અને પરસ્પરની ચેષ્ટાઓની ઉપરના પ્રેમને લીધે તેઓ પરસ્પરની પાસેથી શીખીને સઘળી કળાઓમાં પ્રવીણ થયાં. પરસ્પરના મિત્રપણાને પ્રાપ્ત થયલાં એ દંપતી અન્યોન્યના હૃદયમાં રહેવાને લીધે જાણે બે શરીરમાં આવેલું અખંડ એક જ જીવનું રૂપ હોય એવાં જણાવા લાગ્યાં. જેમ બ્રહ્મચારી બાર વર્ષ સુધી ગુરુના મુખથી અભ્યાસ કરીને પંડિત થાય છે, તેમ એ ચૂડાલા શિખિધ્વજના મુખથી સઘળા શાસ્ત્રોનો અને ચિત્ર આદિ કળાઓનો પણ અભ્યાસ કરીને, સઘળા વિષયોમાં પંડિતા થઈ. શિખિધ્વજ પણ ચૂડાલાના મુખથી નૃત્ય તથા વાદ્ય આદિનો અભ્યાસ કરીને કળાઓમાં મહાપ્રવીણ થયો. અન્યોન્યની પાસેથી કળાઓને પ્રાપ્ત થયેલાં અને પરસ્પરના હૃદયમાં રહેલાં તેઓ, જેમ અમાવાસ્યામાં સૂર્ય તથા

ચંદ્ર એક જેવા થઈ જાય છે, તેમ એક જેવાં થઈ ગયાં. પરસ્પરને પ્યારાં, જેમ પુષ્પ અને સુગંધ પરસ્પરથી અભિન્ન જેવાં છે, તેમ પરસ્પરથી અભિન્ન જેવાં થઈ રહેલાં, જાણે પૃથ્વી ઉપર આવીને રહેલાં શિવપાર્વતી હોય એવાં જણાતાં, શરીરથી ભિન્ન ભિન્ન છતાં પણ એકરસ થઈને રહેલાં, ચાતુરીથી સુંદર બુદ્ધિઓવાળાં, સઘળા શાસ્ત્રાર્થોમાં પંડિતપણું ધરાવનારાં, જાણે કોઈ કાર્યને માટે લક્ષ્મી તથા નારાયણ પૃથ્વી ઉપર અવતરેલાં હોય એવાં, સ્નેહને લીધે સ્વચ્છ તથા મધુરતાવાળાં, સમાન જ્ઞાનથી વાતો કરનારાં, લોકોનાં વૃત્તાંતો જાણવામાં ચતુરાઇવાળાં, કળાઓના અભ્યાસવાળાં, શૃંગાર આદિ રસોરૂપ રસાયનોનો ઉપયોગ કરનારાં અને જાણે ઉદય પામેલા બે ચંદ્ર હોય, તેમ શીતળ, સ્નિગ્ધ તથા સુશોભિત અંગોનાળાં તે દંપતી પરસ્પરના મનોરથો પૂરતાં હતાં.[૩૦-૫૧] જેમ વિકાસ પામેલા મદથી અને કામદેવથી મંદ મંદ ગતિ કરનારું રાજહંસોનું જોડું સત્યલોકનાં ગંભીર સરોવરોમાં શોભે, તેમ રતિના તથા ભોગના વિલાસથી પરસ્પરના મનને હરનારું અને સર્વોત્તમ કાંતિવાળું એ જોડું અંતઃપુરોમાં શોભવા લાગ્યું.[૫૨]

रेजे लसच्चरितभोगविलासकांतमंतःपुरेषु मिथुनं तनदनुत्तमश्रि । ब्रह्मांडखंडकुहरेष्विव राजहंसयुग्मं विकासि मदमन्मथमंदचारि ॥ ५२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'શિખિધ્વજ-વિલાસકથન' એ નામનો સર્ગ ૭૭ મો સમાપ્ત



## સર્ગ ૭૮ મો×

### ચૂડાલાને વૈરાગ્ય અને શાસ્ત્રબોધ

॥ वसिष्ठ उवाच ॥

एवं बहूनि वर्षाणि मिथुनं निर्भरस्पृहम् ।
रेमे यौवनलीलाभिरमंदाभिर्दिने दिने ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ—હે રામચંદ્રજી! એ પ્રમાણે દૃઢ પ્રેમવાળા એ જોડાએ દિવસે દિવસે વૃદ્ધિ પામતી યૌવનની લીલાઓથી ઘણાં વર્ષો સુધી વિહાર કર્યો. વારંવાર આવ્યા કરતાં ઘણાં ઘણાં વર્ષો પસાર થયાં અને જેમ ફૂટેલા ઘડામાંથી પાણી ટપકી જાય, તેમ ધીરે ધીરે યૌવન પૂરું થતાં એ જોડાંએ નિર્ણય કર્યો કે, 'તરંગોના સમૂહની જેમ વિનાશ પામનારા દેહથી વ્યવહાર કરનારા જીવનું મરણ, પાકેલા ફળના પડવાની જેમ કોઈ ઉપાયથી અટકાવી શકાય એમ નથી.[૧-૩] જેમ હિમ કમળ ઉપર પડવાને તૈયાર રહે છે, તેમ ઘડપણ શરીર ઉપર પડવાને તૈયાર રહે છે. જેમ હથેલીમાંથી પાણી ચાલ્યું જાય છે, તેમ પ્રાણીનું આયુષ્ય વહી જાય છે. જેમ વર્ષાઋતુમાં કડવા તૂંબડાની વેલ વધ્યા કરે છે, તેમ એકલી તૃષ્ણા વધ્યા કરે છે. જેમ પહાડની નદીનું ચોમાસાનું પૂર જતું જ રહે છે, તેમ યૌવન જતું જ રહે છે. જેમ ઇન્દ્રજાળ મિથ્યા છે, તેમ ટૂંકું થવાના સ્વભાવવાળું જીવન મિથ્યા છે. જેમ ધનુષ્યમાંથી છૂટેલાં બાણો દૂર દૂર ચાલ્યાં જાય છે, તેમ સુખસાધનો દૂર દૂર રહ્યા કરે છે.[૬] જેમ માંસ ઉપર ગીધો ઝડપ નાખે છે, તેમ તૃષ્ણા અને દુઃખો ચિત્ત ઉપર ઝડપ નાખ્યા કરે છે. જેમ વર્ષાઋતુમાં પાણીનો પરપોટો નાશ પામે છે તેમ શરીર ઘડીક માટે છે. જેમ કેળનો ગર્ભ સાર વિનાનો છે તેમ સંસાર સંબંધી વ્યવહાર

× આ ઇઠ્યોતેરમા સર્ગમાં અનુક્રમે વૈરાગ્યની ઉત્પત્તિ, વેદાંતશાસ્ત્રના અભ્યાસમાં નિષ્ઠા, ચૂડાલાનો વિવેક અને જ્ઞાનની પ્રાપ્તિ વગેરેનું વર્ણન કરવામાં આવશે.

પણ સાર વિનાનો છે. જેમ અપ્રિય લાગતા પતિની સ્ત્રી તુરત જતી રહે છે, તેમ જુવાની તુરત જતી રહે છે.[૭] જેમ કપાયેલા ઝાડનો રસ ચાલ્યો જાય છે, તેમ શોક મનને તપાવ્યા કરે છે. તો હવે આ સંસારમાં શુભ આકારવાળો, અતિ સુંદર તથા સ્થિરતાવાળો કયો પદાર્થ છે, કે જેને પામીને ચિત્ત ફરીવાર ગમે તેવી દુર્દશાઓમાં પણ ખેદ પામે નહિ? આપણે એ પદાર્થ જ મેળવવો યોગ્ય છે' એ પ્રમાણે નિર્ણય કરીને તે રાજા અને રાણીએ વેદાંતશાસ્ત્રરૂપી ઔષધિ (દવા)નું સેવન કર્યું, કે જેનાથી સંસારરૂપી રોગ દૂર થાય. 'કેવળ આત્મજ્ઞાનથી જ સંસાર નામનો વિષૂચિકા (કોલેરા) શાંત થાય છે' એમ નિશ્ચય કરીને એ દંપતી તે શાસ્ત્રોમાં જ તત્પર, તેમાં જ ચિત્ત રાખનારાં, તેમાં જ ખરું જીવન સમજનારાં, તેમાં જ નિષ્ઠાવાળાં, તે શાસ્ત્રોને જાણનારાઓનો જ આશ્રય કરનારાં, સર્વદા બ્રહ્મવેત્તાઓનું જ પૂજન કરનારાં અને બ્રહ્મવિદ્યાને મેળવવા માટે ઉદ્યોગ કરનારાં થયાં. એ શાસ્ત્રોનો જ ખૂબ અભ્યાસ કરવા લાગ્યાં, પરસ્પરને એ શાસ્ત્ર સંબંધી જ સમજણ આપવા લાગ્યાં, એ શાસ્ત્રોમાં જ રુચિવાળાં થયાં અને એ વિષયને લગતા જ શ્રવણ આદિ આરંભો કરવા લાગ્યા. હે રામચંદ્રજી! પછી એ ચૂડાલાએ અધ્યાત્મવેત્તાઓના મુખથી રમણીય પદો અને અન્વયોવાળા તથા સંસારમાંથી ઉદ્ધાર કરે એવા શાસ્ત્રાર્થોને સાંભળીને, પોતાના આત્મા વિષે રાતદિવસ આ પ્રમાણે વિચાર કર્યો કે, 'હુ શરીર સંબંધી વ્યાપારો કરતાં અથવા નહિ કરતાં પણ, વૃદ્ધિ પામેલી શુદ્ધ બુદ્ધિથી પ્રથમ પોતાના આત્માનું અવલોકન કરું કે, 'હું પોતે કોણ છુ? આ સંસારરૂપી ભ્રમ કોને પ્રાપ્ત થયો છે? શા કારણથી ઊઠયો છે? અને કયાં ઊઠ્યો છે?' દેહ તો જડ તથા મૂઢ છે. માટે દેહ તો હું નથી જ, એ નિશ્ચય છે.[૮-૧૭] બાળક સુધીના બધા લોકો પણ 'મારો દેહ' એમ કહે છે, તેથી એ નિશ્ચય થાય છે અને તે બુદ્ધિના અનુભવમાં પણ આવે છે. કર્મેન્દ્રિયોનો સમૂહ કે જે આ દેહના એક ભાગના હાથપગ આદિ અવયવો જ છે, તે પણ જડ જ છે.[૧૮] કેમકે અવયવોને અને અવયવીને ભેદ સંભવતો નથી. જ્ઞાનેંદ્રિયનો સમૂહ પણ જડ જ છે, એમ જોવામાં આવે છે.[૧૯] કેમકે જેમ લાકડીથી માટીનું ઢેકું હડસેલાય, તેમ એ સમૂહ મનથી હડસેલાય છે. સંકલ્પશક્તિવાળું મન પણ જડ જ છે, એમ હું ધારું છું.[૨૦] કેમકે જેમ ગોફણોથી પથરો પ્રેરાય, તેમ બુદ્ધિના નિશ્ચયોથી મન પ્રેરાય છે. નિશ્ચયરૂપ ધર્મવાળી બુદ્ધિ પણ જડ જ છે.[૨૧] કેમકે જેમ ધરતીના નીચા ભાગથી નદી પ્રેરાય છે, તેમ બુદ્ધિ અહંકારથી પ્રેરાય છે. અહંકાર પણ સાર વિનાનો છે અને શબની પેઠે જડ જ છે.[૨૨] કેમકે બાળકે અધ્યાસથી કલ્પી લીધેલા યક્ષની પેઠે તેને જીવે જ અધ્યાસથી કલ્પી લીધો છે. પ્રાણરૂપ ઉપાધિવાળો અને હૃદયમાં રહેલો જીવ જો કે ચેતન છે, તો પણ તે સુકુમાર હોવાને લીધે પોતાની અંદર રહેલા બીજા કોઈથી (સાક્ષીથી) પરિપૂર્ણ થઈને જીવે છે. અહો! મારા જાણવામાં આવ્યું કે, દશ્યોની ઉપર નજર નાખવાથી પોતાનો સ્વભાવ ભૂલી ગયેલા, અનાદિ અને ચૈતન્યરૂપ એ સાક્ષીરૂપ આત્માથી જીવ જીવે છે. જેમ સુગંધ પવનથી જીવે છે અને નદીનો વેગ મોટા ધરાથી જીવે છે, તેમ જીવ દશ્યોના ઉલ્લેખથી કલંકિત થયેલા સાક્ષીથી જ જીવે છે. દશ્યભાગ કે જે જડ છે અને અસત્ય છે, તેના અભિમાનને લીધે જીવ ચૈતન્યરૂપ હોવા છતાં પણ જડ જેવો થઈ ગયેલો છે. જેમ અગાધ જળમાં પ્રતિબિંબરૂપે પડેલો અગ્નિ પોતાના રૂપને છોડી દે છે, તેમ બુદ્ધિ આદિમાં પ્રતિબિંબના આકારે પડેલા જીવે પોતાનું રૂપ છોડી દીધું છે. જ્યારે ચૈતન્ય (જીવ) દશ્યો સાથે વાસનાવડે જોડાય છે, ત્યારે તે ભાવના પ્રમાણે પોતે સ્થૂળ કે સૂક્ષ્મરૂપ લે છે અને પોતાનું પૂર્ણ સ્વરૂપ ભૂલી જાય

છે. આ પ્રમાણે ચૈતન્ય દશ્યોની સાથે સંબંધ ધરીને પોતે જ જગતરૂપ થયું છે; તેથી જગત પણ જો કે ચૈતન્યરૂપ જ છે, તો પણ આવરણથી જડ, શૂન્ય તથા મિથ્યા જેવું થઈ ગયું છે અને તે બુદ્ધિમાં રહેલા ચૈતન્યથી પ્રકાશિત થાય છે.' આમ વિચાર કરીને વળી ચૂડાલા વિચાર કરવા લાગી કે, 'ત્યારે એ ચૈતન્ય દશ્યોના સંબંધોને કેવી રીતે છોડી દે ?' વિચાર કરતાં કરતાં લાંબા સમયે તે ચૂડાલા આ પ્રમાણે સમજી કે, 'અહો! ઘણા કાળે નિર્દોષ આત્મસત્ત્વ મારા જાણવામાં આવ્યું, કે જેને જાણવાથી કશું છોડી દેવાનું કે કંઈ લેવાનું રહેતું જ નથી.[૨૩–૩૧] અહો ! આ મન, બુદ્ધિ તથા ઇન્દ્રિય આદિ પદાર્થો કે જેઓ ચૈતન્યને મર્યાદામાં મૂકી દેનારા છે; તેઓ સઘળા મિથ્યા જ છે અને અંધકારવાળી દૃષ્ટિથી કલ્પાતા બીજા ચંદ્ર જેવા છે. 'મહાસત્તા' એ શબ્દથી કહેવાતું એક મહાચૈતન્ય છે, કે જે દોષ રહિત છે, સમ છે, શુદ્ધ છે, અહંકાર વિનાનું છે, શુદ્ધ જ્ઞાનરૂપ આકારવાળું છે, મંગલરૂપ છે, સત્તા માત્ર છે, પોતાના સ્વભાવથી કદી પણ ભ્રષ્ટ થતું નથી, જો મૂળ અવિદ્યા એક વખત પણ તેનાથી દૂર થઈ પોતાના સ્વરૂપમાં પ્રકાશે, તો તેને ઢાંકવાની શક્તિ કોઈનામાં નથી, સર્વદા અખંડ ઉદયવાળું છે અને બ્રહ્મ તથા પરમાત્મા આદિ નામોથી ઓળખાય છે.[૩૨–૩૪] દ્રષ્ટા, દર્શન તથા દશ્ય આદિ સઘળી ત્રિપુટીઓ એ ચૈતન્યથી ભિન્ન નથી; કેમકે એ ત્રિપુટી ભિન્ન છે એવી કોઈ સાબિતી નથી; પણ તેની સાબિતી એક અભિન્ન આત્મા જ છે, કે જે સર્વથી પ્રથમ સ્વયં પ્રકાશે છે.[૩૫] દશ્યોથી રહિત જે ચિત્પણું છે, તે એ ચૈતન્યનું અખંડરૂપ છે. મન, બુદ્ધિ તથા ઇન્દ્રિય આદિ પદાર્થોરૂપે એ જ ચૈતન્ય વિવર્ત પામે છે.[૩૬] એ ચિદાત્મા વિવર્તથી પ્રમાતા બને છે અને પછી તેમાં જગતના ભૂતભૌતિક પદાર્થો દેખાય છે, જે સમુદ્રમાં તરંગો જેવા છે.[૩૭] જે આ જગતની સત્તાનું રૂપ છે, તે એ મહાચૈતન્યનું જ બીજું રૂપ જ છે. એ શુદ્ધ ચૈતન્ય સ્ફટિકની પેઠે અસંગ રહીને જગતરૂપ પ્રતિબિંબને ધારણ કરે છે અને સર્વત્ર ભરપૂરરૂપે રહેલ છે. એ મહાચૈતન્ય જગતને પ્રગટ કરનારી અને પોતાથી જેની સત્તા જુદી નથી એવી માયાશક્તિથી જગતરૂપ થઇને રહેલ છે; કેમકે જગતની સત્તા અધિષ્ઠાનની સત્તાથી જુદી સંભવતી નથી; માટે તે માયા માત્ર જ છે.[૩૮–૩૯] જેમ ઘરેણાં ભાંગી નાખતાં ઘરેણાંના આકારો સોનું જ બની જાય છે, તેમ ભૂત–ભૌતિક પદાર્થોની સત્તા તે પદાર્થોનો બાધ થતાં મહાચૈતન્યરૂપે જ રહે છે અને પોતાના સન્માત્રરૂપપણાને અનુભવે છે.[૪૦] જેમ સ્વપ્નમાં તથા ઇન્દ્રજાળમાં રસરૂપે પરિણામ પામેલા પોતાના જ ચિત્તથી સિદ્ધ થયેલાં સમુદ્રાદિક જળોમાં તરંગો વગેરે ઉદય નહિ પામતાં છતાં પણ ઉદય પામેલાં જેવાં થાય છે, તેમ મહાચૈતન્યમાં સમષ્ટિ ચિત્તને લીધે જગત ઉદય નહિ પામતાં છતાં પણ ઉદય પામેલા જેવું જણાય છે.[૪૧] જેમ સ્વપ્નમાં ચિદ્રૂપ આત્મા જ ચિત્તથી કલ્પાયેલા જળરૂપ થઈને તરંગ આદિ ભેદોને પ્રાપ્ત થાય છે, તેથી જળમાં આત્મા વિના બીજું અણુમાત્ર પણ નથી તેમ ચૈતન્યમાત્ર હું ચિત્તથી જગતરૂપ થઈને નામરૂપ ભેદોને પ્રાપ્ત થયેલ છું; માટે જગતમાં મારા વિના બીજું કાંઈ અણુમાત્ર પણ નથી એટલે અહંભાવ પણ અવશેષ નહિ રહેતાં અહંભાવ–વગરનું ચિન્માત્ર જ વ્યાપકપણાથી રહે છે.[૪૨] એ ચિદાત્માને કદી ક્યાંય પણ જન્મ મરણ, સ્વર્ગ, નરક કે નાશ સંભવતાં જ નથી.[૪૩] આ ચૈતન્યરૂપ અતિનિર્મળ સૂર્ય કોઇથી છેદાય એવો નથી અને બાળી શકાય એવો પણ નથી અહો ! હું લાંબે કાળે શાંત થઈ છું, પરમ સુખ પામી છું,[૪૪] ભ્રમથી રહિત થઇને નિર્વાણ પામી છું અને મંદરાચળ વગરના શાંત ક્ષીરસાગરની પેઠે રહું છું. આત્મારૂપી આકાશ કે જેમાં મિથ્યા

ભૂત દશ્યનો આભાસ થયો છે, તે અત્યંત સ્વચ્છ છે, અંતથી રહિત છે, જન્મથી રહિત છે, પોતાના સ્વભાવથી ભ્રષ્ટ થતું નથી, બાધથી રહિત છે, નિર્મળ છે, પરમ છે અને અનાદિસિદ્ધ છે. બ્રહ્માથી માંડીને તૃણપર્યંત પ્રાણીઓનાં કર્મોના સમૂહો, કર્મોનાં ફળોના સમૂહો, કર્મોનાં સાધનોના વ્યાપારો અને વૃથા ચેષ્ટાઓ પણ બ્રહ્મ જ છે, બીજું કાંઈ નથી.[૪૫-૪૬] જેમ બાળકે બનાવેલી માટીની સેના નરનારી આદિ જાતિવાળી અને બાળકે માની લીધેલી જાતિવાળી છે, તો પણ તે સેના માટી માત્ર જ છે, તેમ સુર, અસુર, દ્રષ્ટા તથા દશ્ય આદિ સઘળા વિશેષોવાળું આ જગત, પણ બ્રહ્મ જ છે, માટે તે કૃત્રિમ નથી. આ માત્ર એકત્વ છે, આ દ્વિત્વ છે, આ હું છું અને આ હું નથી ઇત્યાદિ પ્રકારનો મોહ શો છે? શી રીતનો છે? કોનો થયો છે? શાથી થયો છે અને ક્યાં થયો છે? કશુંયે નથી. હું મર્યાદા વગરના અને શ્રમ વગરના પોતાના પારમાર્થિક રૂપને પામીને શાંત થઈ રહી છું.[૪૭-૪૯] અને સંસારરૂપ તાપને દૂર કરીને તથા મોક્ષનું સુખ પામીને સ્વરૂપભૂત જ થઈ છું. જડ, ચેતન તથા તેમના ભોક્તા વગેરે જે કાંઈ પ્રતીત થાય છે, તે સઘળું પ્રકાશમાન બ્રહ્મરૂપ જ છે અને ચિદાકાશ જ છે. આ નથી, હું નથી, બીજું નથી, ભાવ નથી અને અભાવ પણ નથી; પરંતુ જે કાંઈ છે તે સઘળું શાંત છે, બીજા આલંબનથી રહિત છે, કેવળ છે અને દશ્યાદિકથી પર છે.[૧] આમ વિચારમાં તત્પર રહેલી એ ચૂડાલા પરમ બોધથી આ પરમાત્માના યથાર્થ તત્ત્વને જાણી રાગ, ભય તથા મોહથી રહિત થઈ; એટલે ત્રણે અવસ્થાઓથી રહિત થઈને શરદ્દના આકાશની પેઠે શાંત થઈ.[૫૨]

**इत्थं विचारणपरा परमप्रबोधादुद्बुद्धा यथास्थितमिदं परमात्मतत्त्वम्। संशांतरागभयमोहतमोविलासा शांता बभूव शरदंबरलेखिकेव ॥**

**સર્ગ ૭૮ મો સમાપ્ત**

## સર્ગ ૭૯ મો*

## ચૂડાલાને આત્મપ્રાપ્તિ

॥ वसिष्ठ उवाच ॥

**दिनानुदिनमित्येषांस्वात्मारामतया तया। नित्यमंतर्मुखतया बभूव प्रकृतिस्थिता ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–એ પ્રમાણે તે ચૂડાલા પોતાના આત્મામાં જ આરામ લેતાં મનોવૃત્તિ અંતર્મુખ થઈ જવાને લીધે દિવસે દિવસે નિત્ય પોતાના સ્વાભાવિક શુદ્ધ આત્મસ્વરૂપમાં જ સ્થિર થઈ.[૧] રાગ વગરની, સંગરહિત, (સુખદુઃખ આદિ) દ્વંદ્વોની લાગણી વિનાની અને નિષ્કામ થઈ ગયેલી એ ચૂડાલા રાણી જે દૈવયોગથી આવી મળે તેનો ત્યાગ ન કરતાં અને ન મળતી વસ્તુઓમાં અભિલાષા નહિ રાખતાં જેમ હોય તેમ ચલાવી લેવા લાગી.[૨] સંસારસાગરને તરી ગયેલ, શંકારહિત, ઘણા કાળ સુધી સંસારચક્રમાં ફરવાથી થાકી ગયેલ અને છેવટ પરમાત્માનો મોટો લાભ થવાથી પૂર્ણ થઈ ગયેલા અંતરાત્મા વડે, આનંદઘન એવા જ્ઞાનપ્રાપ્ત પરમપદમાં સ્થિર થતાં એ ચૂડાલાને એવું પદ પ્રાપ્ત થયું, જેનું વર્ણન પણ થઈ શકે નહિ, તેમ તેની ઉપમા પણ આપી શકાય નહિ.[૩-૪] શિખિધ્વજરાજાની રાણી ચૂડાલા એવી રીતે થોડા કાળમાં જ વિદિતવેદ્ય (જાણવાનું સર્વ જેણે જાણી લીધું છે, તેવી) થઈ ગઈ.[૫] જેવી રીતે આ અનિર્વચનીય જગત સ્ફુરી આવવાનો ભ્રમ અજ્ઞાનીઓનાં મનમાં અકસ્માત્ ઉત્પન્ન થાય છે, તેમ તત્ત્વવેત્તાના આત્મામાં જ (આત્માથી જુદું બીજું કાંઈ ન હોવાથી) તે લય પામી જાય છે.[૬] દ્વૈત વિનાના શાંત પરમપદમાં એક ભાવે તલ્લીન થયેલી એ ચૂડાલા, શરદઋતુના નિર્મળ વાદળા જેવી શોભવા લાગી.[૭] જ્યાં-પાસ

* આ અગણ્યાએંશીમા સર્ગમા પોતાની રાણીને અપૂર્વ શોભાવાળી જોઈ રાજા તરફથી તેના કારણસંબધી પ્રશ્ન થતાં ચૂડાલાએ પોતાની શોભાનો હેતુ જ્ઞાન છે એમ કહ્યું, એ વાત કહેવામાં આવશે.

અને જળ પુષ્કળ હોય, જ્યાં સૂર્ય અને ચંદ્રનો સરખો પ્રકાશ આવતો હોય અને જ્યાં ખાડા-ટેકરા હોય એવા પર્વતના શિખર પર જઈ ધરડી ગાય પણ આરામ સેવે છે, તેમ ચૂડાલા રાણીએ પણ જાગ્રત આદિ અવસ્થાને સાક્ષીરૂપે રહી પ્રકાશ કરનાર પોતાના અંતરાત્માને સ્વભાવ વડે પ્રાપ્ત થઇને કોઈ પણ રીતે વ્યાકુળ ન રહેતાં તે જ પરમપદમાં આરામ પામીને સ્વરૂપના વિવેકનો ગાઢ અભ્યાસ થવાથી આત્માનો સાક્ષાત્કાર થઈ જવાને લીધે, વસંતઋતુમાં નવી ખીલેલી સુંદર પુષ્પલતાની પેઠે તે શોભતી હતી.[૯] પછી કોઈ એક દિવસે સુંદર અંગવાળી એ રાણીને અપૂર્વ શોભાવાળી જોઈને શિખિધ્વજરાજાએ વિસ્મયથી મંદમંદ હાસ્ય કરતાં તેને નીચે પ્રમાણે પૂછ્યું:[૧૦] 'હે તન્વિ! તું ફરીવાર યૌવન આવ્યાની જેમ અને વારંવાર શણગાર્યાની પેઠે સારા રાજવાળી નગરી શોભે, તેનાથી પણ અધિક શોભે છે. હે પ્રિયે! કેમ જાણે અમૃતના સારનું પાન કર્યું હોય તેવી, કેમ જાણે અલભ્ય પદ મેળવ્યું હોય તેવી અને કેમ જાણે અમૃતના પૂરથી પૂર્ણ હોય તેવી તું દેખાય છે.[૧૧,૧૨] હે સુંદરી! તારું શરીર સુંદર, શાંત અને રમણીય હોવાથી તું ચંદ્રમાને પણ શરમાવીને કોઈ અદ્ભુત શોભાને પામી છે.[૧૩] હે પ્રિયે! તારું ચિત્ત ભોગોને વિષે દીન નહિ થઈ જતું, શમાદિક ગુણવાળું, વિવેકથી ભરેલું, ગંભીર અને સ્થિર જોવામાં આવે છે.[૧૪] હે પ્રિયે! (વૈરાગ્યના પરિપાકથી) ત્રિભુવનને પણ તૃણના જેવું તુચ્છ ગણી, આ આખા જગતના રસરૂપ પરમ તત્ત્વને પ્રાપ્ત થયેલું તારું મન, પૃથ્વીના જેવું અચળ અને શાંત દેખું છું.[૧૫] હે મોટા ભાગ્યવાળી! પર્વતની પેઠે સ્થિર હોવાથી તથા સમુદ્રની પેઠે ગંભીર હોવાથી, અતિ શોભાવાળા તારા ચિત્તને કોઈ પણ વૈભવની કે આનંદકારક વસ્તુની ઉપમા આપી શકાતી નથી.[૧૬] તારા પર્વના તેના તે જ અવયવો છતાં પણ નાની કેળની પેઠે અને કમળના અંકુરની પેઠે અતિ કોમળ થઈ જઈ, દઢ થઈ જવાથી કાંતિ વધી જવાને લીધે, કેમ જાણે હમણાં તું વૃદ્ધિ પામી હોય તેવું જણાય છે.[૧૭] તારી આકૃતિ અને અવયવો તો જ પૂર્વે હતા તે જ હાલ પણ છે; તો પણ વસંતઋતુમાં ખીલેલી લતાની પેઠે તારું રૂપ બદલાઈ ગયેલું લાગે છે.[૧૮] તેં શું અમૃત પીધું છે, કિંવા મંડલેશ્વરપણું મેળવ્યું છે અથવા, રસાયન આદિના પ્રયોગથી, મંત્ર આદિની સિદ્ધિથી કે કોઈ યોગની યુક્તિથી તેં મૃત્યુને જીતેલ છે?[૧૯] હે નીલકમળસમાન સુંદર નેત્રવાળી! પૂર્વે તને કદી નહિ મળેલું, રાજ્યથી, ચિંતામણિથી અથવા ત્રૈલોક્યથી પણ અધિક એવું શું હાલ તને મળ્યું છે? (જેથી તું આવી અપૂર્વ શોભાવાળી થઈ?)[૨૦]

ચૂડાલા બોલી:–હું શરીરમાં આત્મબુદ્ધિનો ત્યાગ કરી, મંત્ર–રસાયન આદિ પ્રયોગોથી મળતી કંઈ કંઈ આકારવાળી અલ્પ અને તુચ્છ સિદ્ધિઓમાંથી પણ મોહ દૂર કરીને જેમાં કોઈ પણ નામરૂપ વગેરેનો આકાર નથી એવા પરબ્રહ્મને જ્ઞાન વડે આત્મારૂપ સમજું છું અને તેને લીધે જ વિશેષ શોભાવાળી છું.[૨૧] આ અસત્ય માપવાળા સર્વ પદાર્થોમાં નહિ બંધાતાં, જેમાં પૃથ્વી, જળ વગેરે દશ્ય અને આકાશાદિક અદશ્ય પદાર્થો (અધ્યસ્ત હોવાથી) ખરું જોતાં છે જ નહિ, એવા સત્ય અમાપ પરબ્રહ્મનો આશ્રય કરવાથી હું શોભાવાળી છું.[૨૨] જે કાંઈ સૃષ્ટિદષ્ટિથી* દેખાય છે અને પ્રલયદષ્ટિથી અદશ્ય થઈ જાય છે, તે સર્વને સાક્ષીરૂપે નિર્લેપ રહી અનુભવ કરનાર આત્માને હું જાણું છું, તેથી જ વિશેષ શોભાયુક્ત છું.[૨૩] ભોગો ભલે ન ભોગવાયા હોય કે દૂર હોય

*જ્યારે એમ કલ્પવામાં આવે કે સંસાર છે ત્યારે સંસાર નજરે પડે તેને સૃષ્ટિદષ્ટિ અને જ્યારે એમ જાણવામાં આવે કે સંસાર તો નથી ત્યારે પ્રલય જોવામાં આવે તે પ્રલયદષ્ટિ કહેવાય છે.

પણ તે ભોગવ્યા હોય તેવી રીતે જ હું પ્રસન્ન રહું છું; અને હર્ષ–શોક વગેરે કશા મનોવિકાર મને બાધ કરતા નથી, તેથી જ હું શોભું છું.[૨૪] રાજલીલાઓમાં મનને નહિ લોભાવતાં હું એકલી જ આકાશ જેવા અનંત અને અપાર પરબ્રહ્મમાં જ રમું છું, તેથી જ હું શોભાવાળી છું.[૨૫] આસન અને ઉપવન આદિમાં દેહ રહ્યો છતાં પણ હું પૂર્ણ આત્મસ્વરૂપમાં જ તલ્લીન રહું છું, પણ ભોગોમાં કે તે નહિ મળવાથી થતી લજ્જાઓમાં રત રહેતી નથી; તેથી જ હું વિશેષ શોભું છું.[૨૬] હું આ જગતની પ્રભુ છું અને સ્થૂલ–સૂક્ષ્મ આદિ દેહથી જુદા શુદ્ધ ચૈતન્યરૂપ છું એમ સમજી આત્મામાં જ સંતુષ્ટ રહું છું, તેથી જ શોભાવાળી છું.[૨૭] આ દેહાદિક અને ભોગવવાની વસ્તુઓ વગેરે અધિષ્ઠાનદૃષ્ટિથી હું જ છું અને આરોપિત દૃષ્ટિથી એ કશુ યે હું નથી. અધિષ્ઠાનરૂપે હું સત્ય છું અને અધ્યસ્તરૂપે અસત્ય છું. અધિષ્ઠાનરૂપે હું જ સર્વરૂપ છું અને અધ્યસ્તરૂપે હું કાંઈ પણ નથી. આવા જ્ઞાનને લીધે હું શોભાવાળી છું.[૨૮] હું સુખની કે ફળની પ્રાર્થના કરતી નથી અને દૈવયોગથી આવી પડતી હાનિથી ડરતી નથી. બીજી કોઈ સ્થિતિથી ઇચ્છા નહિ રાખતાં જ સ્થિતિ અનાયાસે આવી મળે તેમાં જ હું સંતોષ માનું છું, તેથી જ શોભાયુક્ત છું.[૨૯] થોડાક રાગદ્વેષવાળી બુદ્ધિરૂપ અને શાસ્ત્રદૃષ્ટિરૂપ સખીઓ સાથે હું રમું છું, તેથી જ શોભાવાળી છું.[૩૦] હે નાથ! નેત્રોનાં તેજથી, બીજી ઇન્દ્રિયોથી અને ચિત્તથી જે કાંઈ દેખાય છે તે કાંઈ જ નથી, માત્ર મિથ્યા આભાસ જ છે. ચક્ષુ આદિ ઇન્દ્રિયોથી અને મનથી અગોચર એવી જે કાંઈ નિર્વિશેષ વસ્તુ (બ્રહ્મ) છે, તેને હું સારી રીતે અંદર અને બહાર ભરપૂર દેખું છું અને તેથી જ મારો ઉદય થયેલો છે.[૩૧]

पश्यामि यन्नयनरश्मिभिरिंद्रियैर्वा चित्तेन चेह हि तदंग न किंचिदेव। पश्यामि तद्विरहितं तु न किंचिदंतः पश्यामि सम्यगिति नाथ चिरोदयास्मि ॥ ३१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ–પ્રકરણના પૂર્વાર્ધનો 'ચૂડાલાત્મલાભ' એ નામનો સર્ગ ૭૯ મો સમાપ્ત**

## સર્ગ ૮૦ મો×

### ભૂતપંચકવિલાસ

॥ वसिष्ठ उवाच ॥

**एवमात्मनि विश्रांतां वदंतीं तां वराननाम्। अबुद्ध्वा तद्गिरामर्थं विहस्योवाच भूपतिः ॥**

**વસિષ્ઠ બોલ્યાઃ**–ઉપરનાં કારણો બતાવી આ પ્રમાણે આત્મામાં આનંદ લેતી તે શ્રેષ્ઠ રાણીની વાણીનો અર્થ સમજ્યા વિના રાજાએ હસીને આ પ્રમાણે કહ્યું.

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**–હે સુંદરી! તારું બોલવું સંબંધ વગરનું છે. તું હજી કાચી બુદ્ધિની છે. હે રાજપુત્રી! તું રાજવૈભવોમાં આનંદ પામતી હોય તો રાજલીલાઓ વડે રમીને આનંદ પામ.[૧,૨] આ જે કાંઈ પ્રત્યક્ષ દેખાય છે, તેને તજી દઈને નિરાકાર પદમાં આરામ લેવો સંભવે નહિ; કારણ કે તે તો ખાલી શૂન્ય જ છે.[૩] 'ભોગો નહિ ભોગવાયા છતાં પણ હું સંતુષ્ટ જ રહું છું' એમ સમજીને ક્રોધ કર્યાની પેઠે આસન, શયન આદિને જે તજી દે, તે શી રીતે શોભે?[૪] પોતે ભોગ ભોગવવા તથા મિત્ર આદિને ભોગવાવવા એ વગેરે મૂકી દઈને દ્રવ્ય આદિ તેનાં સાધનોને પણ છોડી દઈ, પોતે એકલો જ (પિશાચની પેઠે) શૂન્ય આકાશમાં (ચિદાકાશમાં) જે રમે તે શી રીતે શોભે?[૫] ખાવું, પીવું, પહેરવું, સૂવું વગેરે સર્વ તજી દઇને કેમ જાણે માત્ર ક્રોધ-

× આ એંશીમા સર્ગમા રાજા ચૂડાલાના વાક્યોનો અર્થ નહિ સમજવાથી તેનું અસંબદ્ધપણું બતાવશે તે વાત અને આકાશગમનાદિક સિદ્ધિઓનું બીજ, એ કહેવામાં આવશે.

થી જ હોય તેમ કેવળ ધૈર્યના બળથી જ ટાઢું, ઊનું, ભૂખ, તરસ આદિને સહન કરીને પોતાના આત્મા વડે જ એકલો સ્વરૂપમાં જ મગ્ન રહે છે, તે શી રીતે શોભે ?[૬] 'હું દેહ નથી પણ તેનાથી અનેરો ચૈતન્યરૂપ છું, આરોપિત દૃષ્ટિથી હું કાંઈ પણ નથી અને અધિષ્ઠાનદૃષ્ટિથી હું જ સર્વરૂપ છું' એવું જ અર્થ વિનાનું બોલ્યા કરે, તે શી રીતે શોભે ?[૭] 'મારી દૃષ્ટિમાં જે કાંઈ મન–ઇન્દ્રિયોથી દેખાય છે, તે ખરું જોતાં કાંઈ જ નથી; પણ જે મનવાણી વગેરેથી અગોચર છે, તે સત્ય અધિષ્ઠાન ચૈતન્યને હું અનુભવું છું' એવો તું જ મિથ્યા બકવાદ કરે છે, તે શી રીતે શોભે ?[૮] માટે હે સુંદરી ! હે વિલાસિની ! તું હજી બાળ, મૂઢ અને ચંચળ છે, તેથી અનેક જાતનાં (નર્મ) ભાષણોના વિલાસથી હું ક્રીડા કરું છું અને તું પણ ક્રીડા કર.[૯] એ પ્રમાણે શિખિધ્વજરાજા પોતાની પ્રિયાની હાસ્યપૂર્વક મશ્કરી કરીને મધ્યાહ્ન સમયના સ્નાન માટે ઊભો થયો અને અંતઃપુરમાંથી બહાર નીકળ્યો. 'અહો ! દુઃખની વાત છે કે, રાજાને આત્મજ્ઞાન થયું ન હોવાથી મારાં વચનોનો અર્થ સમજ્યા નહિ' એમ મનમાં આવવાથી ખેદ પામીને ચૂડાલા પોતાના કાર્યમાં પાછી લાગી ગઈ.[૧૦,૧૧] હે રામચંદ્રજી ! એ પ્રમાણે જુદા જુદા મત ધરાવતાં એ બન્ને સ્ત્રી–પુરુષોનો અનેક પ્રકારની રાજલીલાઓથી ઘણો સમય ચાલ્યો ગયો.[૧૨] સદા તૃપ્ત રહેનારી અને નિષ્કામ થઈ ગયેલી એ ચૂડાલાને, કોઈ એક દિવસે દેવોની જેમ આકાશગમન કરવાની ઇચ્છા થઈ.[૧૩] આકાશગમન નામની એ સિદ્ધિ મેળવવા માટે એ રાજપુત્રી સર્વ ભોગોનો ત્યાગ કરીને નિર્જન દેશમાં આવી.[૧૪] એકાંતમાં એકલાં જ પદ્માસન આદિ આસનથી શરીરને દૃઢ રાખીને જેની ગતિ ઊંચે છે, એવા પ્રાણાયામનો લાંબા કાળ સુધી તેણે અભ્યાસ કર્યો.

રામ બોલ્યાઃ–જે કાંઈ આ જડ અને ચેતન જગત છે, તે ક્રિયાથી ઉત્પન્ન થાય છે; તો આ આકાશગમન આદિ સિદ્ધિઓ શી રીતે અને કઈ ક્રિયા વડે મળે ? એ વિષે આપનો અનુભવ કહો. હે મહારાજ ! માત્ર એક યત્નથી જ સાધ્ય થાય એવી કઈ ક્રિયાના ગાઢ અભ્યાસનું આકાશગમનાદિક ફળ છે ?[૧૫–૧૭] હે સમર્થ મહારાજ ! આત્મજ્ઞાની પુરુષ લીલાથી અને અજ્ઞાની પુરુષ સિદ્ધિઓના લોભથી પણ શી રીતે સિદ્ધિઓ મેળવી શકે છે ? તે આપ કહો.[૧૫–૧૭]

વસિષ્ઠ બોલ્યાઃ–હે પ્રિય રામચંદ્રજી ! આ જગતમાં દરેક સાધ્ય (મળી આવનાર) વસ્તુ ×ઉપાદેય, હેય અને ઉપેક્ષ્ય એ રીતે ત્રણ પ્રકારની જોવામાં આવે છે.[૧૮,૧૯] જે કાંઈ પોતાને અનુકૂળ હોય, તે ઉપાદેય ગણાવાથી માણસ યત્ન વડે મેળવે છે, પોતાને પ્રતિકૂળ હોય તે હેય ગણાવાથી છોડી છે અને જે અનુકૂળ પણ ન હોય અને પ્રતિકૂળ પણ ન હોય તે ઉપેક્ષ્ય ગણાય છે. હે સારી બુદ્ધિવાળા રામચંદ્રજી ! જેનાથી સુખ ઉત્પન્ન થાય તે ઉપાદેય, જે સુખનું વિરોધી હોય તે હેય અને વચલી કોટિનું એટલે સુખનું સાધન પણ નહિ અને સુખનું વિરોધી પણ નહિ, એવું જે હોય તે ઉપેક્ષ્ય, એમ વિદ્વાનોએ તેની વ્યવસ્થા માનેલી છે.[૨૦,૨૧] વિવેકી, જ્ઞાનવાન અને બુદ્ધિમાન તત્ત્વજ્ઞ પુરુષની દૃષ્ટિમાં, આ સર્વ જગત આત્મમય હોવાથી ઉપરના ત્રણમાંનો એકેય પક્ષ સંભવતો નથી;[૨૨] પરંતુ કોઈ વખત ફક્ત લીલાથી આત્મજ્ઞ પુરુષ જગતને ઉપેક્ષ્ય તરીકે ગણીને તે તરફ જુએ છે અને કોઈક સમયે તે રજ્જુમાં સર્પની પેઠે અધ્યસ્ત (ભ્રાંતિથી જડેલું) હોવાથી તે તરફ દૃષ્ટિ પણ રાખતા નથી. આ જગત બોધવાન પુરુષની દૃષ્ટિમાં ઉપેક્ષ્ય, મૂઢ પુરુષની

× કોઈ પણ જાતનો લાભ લેવો દરેકને ગમે, માટે તે ઉપાદેય (ગ્રહણ કરવું); હાનિ લેવી કોઈનેય ન ગમે માટે તે હેય (છોડી દેવું); અને જેમાં લાભ પણ ન હોય અને હાનિ પણ ન હોય તે ઉપેક્ષ્ય (બેદરકારી હોવી) કહેવાય છે.

દૃષ્ટિમાં ઉપાદેય અને તીવ્ર વૈરાગ્યવાન પુરુષની દૃષ્ટિમાં હેય ગણાય છે. હવે સિદ્ધિઓ શી રીતે મળે છે, તેનો હું ક્રમ કહું છું, તે સાંભળો.[૨૩,૨૪]

દેશ, કાળ, દ્રવ્ય અને ક્રિયા, એ સાધનોથી સર્વ સિદ્ધિઓ મેળવી શકાય છે. વસંતઋતુ જેમ ભૂતળને લીલુછમ બનાવી દે છે, તેમ એ સર્વ સિદ્ધિઓ માણસના મનને ઉત્સાહવાળું બનાવે છે.[૨૫] હે સુશીલ રામચંદ્રજી ! સિદ્ધિ આદિક મેળવવાનાં દેશ–કાળ આદિ ચાર સાધનોમાં પણ ક્રિયા એ મુખ્ય સાધન છે; કેમકે સઘળા ક્રમો ક્રિયાને આધારે જ હોય છે.[૨૬] આકાશગમનાદિક સિદ્ધિઓને માટે સિદ્ધગુટિકો, સિદ્ધાંજન, સિદ્ધખડ્ગ, સિદ્ધપાદુકા ઇત્યાદિ ક્રિયાનો ક્રમ તંત્રગ્રંથોમાં બતાવ્યો છે, પરંતુ તેનું અહીં વર્ણન કરવું, તે અજ્ઞાની શ્રોતાજનોના મનને લોભમાં નાખી તેમાં જ પ્રવૃત્તિ કરાવી દે એવા હેતુથી દોષરૂપ છે; અને એ વિષયનો વિસ્તાર તમને પણ આ ચાલતા પ્રસંગમાં વિઘ્નરૂપ છે, તેથી અહીં કહેવાને યોગ્ય નથી. વળી એ સિદ્ધિઓ માટે મણિ, મંત્ર, તપ, ઔષધ ઇત્યાદિ ક્રિયાના ક્રમ પણ અનેક જોવામાં આવે છે; પરંતુ તેનો પણ વિસ્તાર કરવો એ ચાલતા પ્રસંગમાં વિઘ્નરૂપ છે. હે કૃતાર્થ રામચંદ્રજી! શૈલ અને મેરુ પર્વત આદિ સિદ્ધ દેશોમાં નિવાસ કરવાથી પણ સિદ્ધિ મળે છે; પણ એ સઘળો વિસ્તાર ચાલતા પ્રસંગમાં વિઘ્નરૂપ જ છે.[૨૭–૨૯] માટે શિખિધ્વજરાજાની કથાના ચાલતા પ્રસંગમાં આવેલ સિદ્ધિ આપનાર પ્રાણાદિ પવન (પ્રાણાયામ)ના અભ્યાસની ક્રિયા હું કહું છું, તે સાંભળો. સાધ્ય સંબંધી અને સાધન સંબંધી સર્વ માનસિક વાસનાઓને તજી દઈને સિદ્ધાસનાદિક આસન વગેરે યોગશાસ્ત્રમાં કહેલા નિયમોથી, ગુદાદિ દ્વારને સંકુચિત કરીને ભોજન, આસન આદિની શુદ્ધિ વડે, શુભ શાસ્ત્રોના ભાવનો ખૂબ જ વિચાર કરી, સદાચારથી, સત્સંગથી, સર્વનો ત્યાગ કરવાથી, સુખાસનથી, પ્રાણાયામથી, દઢ અભ્યાસથી, કોપ, લોભ, ઇત્યાદિ તજી દેવાથી, ભોગોનો ત્યાગ કરવાથી, પૂરક, કુંભક અને રેચક પ્રાણાયામનો અત્યંત અભ્યાસ કરવાથી, યોગીના પ્રાણાદિક સર્વ વાયુઓ તેના તાબામાં આવી જાય છે અને હે સદાચારી રામચંદ્રજી ! રાજાને જેમ સર્વ નોકરો અધીન રહે છે, તેમ એ યોગી પુરુષને સર્વ પ્રાણાદિક પવનો સ્વાધીન થઈ જાય છે. હે રામચંદ્રજી ! રાજ્યથી તે મોક્ષ સુધીની સર્વ સિદ્ધિઓ, દેહમાં રહેલા પ્રાણ વાયુને અધીન છે; તેથી સર્વ યોગ્ય અધિકારીથી મેળવી શકાય છે.[૩૦–૩૫] એ પ્રાણની ગતિ નાડીઓ દ્વારા થાય છે. સર્વ નાડીઓનું મૂળ <u>સુષુમ્ના</u> નાડી છે. તેમાંથી શાખાઓની જેમ સો નાડીઓ નીકળે છે અને સર્વ મર્મસ્થાનોમાં રહેલી છે. તે નાડી જળમાં પડતા ભમરાની જેવી ૐના અડધા ભાગ જેવી ગોળ છે, તેને આંતરડાં વીંટીને રહ્યાં છે, માટે <u>તે આંત્ર નાડી ગણાય છે.</u>[૩૬,૩૭] એ નાડી દેવ, અસુર, મનુષ્ય, મૃગ, મગરમચ્છ તથા પક્ષી આદિમાં અને કીટથી માંડી બ્રહ્માપર્યંત સર્વ પ્રાણીઓમાં રહેલ છે.[૩૮] ટાઢથી પીડાઈ, ગૂંચળું વળી સૂતેલા સર્પના દેહની પેઠે ગૂંચળું વળી રહેલી, ધોળી, પ્રલયકાળના અગ્નિથી જેનો વચલો ભાગ ગળી ગયો હોય, તેવા ઝરતા ચંદ્રના જેવી ગોળ આકારવાળી, મૂલાધારથી માંડી ભ્રુકુટીના મધ્ય ભાગ સુધી તમામ છિદ્રોમાં પરોવાયેલી એવી એ નાડી, અંદર મનોવૃત્તિ વડે અને બહાર પ્રાણાદિક વડે ચંચળ રહે છે.[૩૯,૪૦] એ નાડીના કેળના ગર્ભ જેવા કોમળ અંદરના ભાગમાં વીણાના વેગના જેવી અસ્ફુટ ગતિવાળી જે પરમ ચૈતન્યશક્તિ સ્ફુરે છે, એ કડાના જેવા <u>ગોળ આકારવાળી ચૈતન્યશક્તિ કુંડલી એવા નામથી ઓળખાય છે.</u>[૪૧] સર્વ પ્રાણીમાત્રની એ પરમ શક્તિ છે અને પ્રાણ, ઇન્દ્રિયો ઇત્યાદિ

સર્વ શક્તિઓને સત્તા પ્રેરણા, પ્રવૃત્તિ વગેરેથી એ જ વેગ આપે છે.[૪૨] છંછેડાયેલી સાપણ જેમ ફેણ ઊંચી રાખે, તેમ આ કુંડલી શ્વાસોચ્છ્વાસની ક્રિયા ચાલુ રહેવાથી ઊંચી ડોક રાખી રહે છે.[૪૩] જ્યારે પ્રાણવાયુ હૃદયમાં કુંડલિનીના સ્થાનમાં પહોંચે છે, ત્યારે જે અપંચીકૃત ભૂત અને તન્માત્રાઓનું બનેલું છે, તેમાં પ્રતિબિંબરૂપે રહેલું જીવચૈતન્ય સ્મૃતિ, સંકલ્પ, નિશ્ચય, અભિમાન, રાગ આદિ અનેક વૃત્તિઓરૂપે ઉદય પામે છે.[૪૪] જેમ ભમરી કમળના વનમાં ભટક્યા કરે તેમ આ કુંડળી રૂપાદિ વિષયોનો મધુર સ્પર્શ થવાથી દેહમાં સ્ફુર્યા કરે છે અને તે રીતે તેને વિષયોની પ્રાપ્તિ તેમજ તેનું ફળ મળ્યા કરે છે. કુંડલિની એવી રીતે વેગથી સ્ફુરે છે કે, પ્રથમ ચક્ષુ આદિ ગૂઢ ઇન્દ્રિયો સાથે રૂપાદિક વિષયનો સંબંધ થાય છે અને પછી દેહયંત્રને ચલાવનાર પ્રમાતા, વૃત્તિદ્વારા બહાર નીકળી, વિષય સાથે મળે છે, કે જેથી આવરણનો ભંગ થાય છે અને તેથી ઘટાદિ જ્ઞાન પ્રગટ થાય છે.[૪૫,૪૬] હૃદયકોશ સાથે સંબંધ રાખનાર સર્વ નાડીઓ એ કુંડલિની સાથેજ બંધાયેલી છે અને જેમ નદીઓ છેવટે મહાસમુદ્રમાં મળી જાય છે, તેમ એ સર્વ નાડીઓ છેવટે કુંડલિનીમાં મળી જાય છે. પ્રાણરૂપે નિરંતર ઊંચે જવાથી અને અપાનરૂપે નિત્ય નીચે જવાથી સર્વના સાધારણ કારણરૂપ એ કુંડલિની જ પ્રાણશક્તિ, ઇન્દ્રિયશક્તિ, બુદ્ધિશક્તિ, ઇત્યાદિ સર્વ પ્રકારના જ્ઞાનનું બીજરૂપ છે.[૪૭,૪૮]

રામ બોલ્યાઃ—કલ્પથી માંડીને સૃષ્ટિપર્યંત સર્વ મર્યાદા (માપ) રહિત જ્ઞાનસ્વરૂપ ચૈતન્ય છે, તો પછી કુંડલિની કોશની જુદી રચનાની શી જરૂર છે?[૪૯]

વસિષ્ઠ બોલ્યાઃ—હે નિષ્પાપ રામચંદ્રજી! સર્વત્ર સર્વકાળ બધું જ્ઞાન વડે ચૈતન્ય માત્ર જ છે; પરંતુ સ્થૂલદેહ અને સૂક્ષ્મદેહને આકારે પરિણામ પામેલ પંચતન્માત્રાને લીધે જ તે ચૈતન્ય કોઈક સમયે પ્રગટ થાય છે.[૫૦] જેમ સૂર્યનો તાપ બધે ફેલાય છે, પણ ભીંત વગેરે પદાર્થોરૂપ ઉપાધિમાં તે વિશેષ દેખાય છે, તેમ ચૈતન્યસત્તા સર્વત્ર વ્યાપ્ત છતાં પણ સ્થૂલદેહરૂપ અને સૂક્ષ્મદેહરૂપ ઉપાધિમાં જ વિશેષ દેખાય છે.[૫૧] એ સર્વવ્યાપી ચૈતન્ય કોઈ માટી, પથ્થર આદિ વસ્તુઓમાં અવિદ્યાની ગાઢ જડતાથી ઢંકાઈ જાય છે એટલે તે દેખાતું નથી, કોઈ દેવ મનુષ્ય આદિમાં સ્પષ્ટ દેખાય છે અને કોઈ વૃક્ષાદિકમાં આછું જણાતું હોવા છતાં બહાર નથી દેખાતું; પરંતુ સત્તારૂપથી તે બધે ફેલાયેલું જ છે.[૫૨] હે નિર્મળ રામચંદ્રજી! મનુષ્યદેહમાં તથા પશુ-સ્થાવરાદિક દેહમાં જે રીતે એ ચૈતન્ય પ્રગટ થાય છે, તે હું ફરીથી તમને ક્રમથી કહું છું.[૫૩] આ સઘળું જડ અને ચેતન જગત ચૈતન્ય માત્રની સત્તાથી સત્તા ધરાવે છે, તે સર્વ ધર્મોથી શૂન્ય, આકાશના જેવું અસંગ, સર્વવ્યાપક, પરમ સૂક્ષ્મ અને પરબ્રહ્મરૂપ જ છે.[૫૪] ચૈતન્યમાત્ર, સત્તારૂપ, નિર્વિકાર અને નિર્દોષ એ અધિષ્ઠાન ચૈતન્ય જ, કોઈ ઠેકાણે આકાશાદિ ભૂત સૂક્ષ્મોના અધ્યાસ વડે પંચતન્માત્રારૂપ બને છે અને એ જ પંચતન્માત્રાથી પ્રાણ, મન, બુદ્ધિ, જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય એમ પાંચ પ્રકારે કલ્પાયેલા લિંગશરીરમાં પોતાનું પ્રતિબિંબ પડે છે; અને જેમ એક દીવામાંથી સો દીવા થઈ શકે છે, તેમ માયાથી અધ્યાસ વડે જન્માદિ વિકાર દ્વૈતભાવને પામીને, તે અનેક જીવરૂપ બની જાય છે પણ વસ્તુતઃ તમારા ચૈતન્યસ્વરૂપનો જ એ સઘળો વિવર્ત છે.[૫૫,૫૬] કેટલાંક પંચકો (પ્રાણાદિ પંચકથી બનેલાં લિંગશરીરો), સત્તામાત્રથી જ સ્ફુરેલા દેવ, મનુષ્ય આદિ આકારની વાસનાને અનુસરનારા સંકલ્પ વડે દેવમનુષ્યાદિક દેહભાવને, કેટલાંક પક્ષી આદિ દેહભાવને, કેટલાંક ધંતૂરો આદિ જડ દેહભાવને, કેટલાંક દેશાદિ-

ભાવને અને કેટલાંક દ્રવ્યાદિભાવને પ્રાપ્ત થાય છે.[૫૭,૫૮] હે રામચંદ્રજી ! એ પ્રમાણે પંચકની સ્ફૂર્તિથી જ આ જગતની પ્રતીતિ થાય છે, એમ નિશ્ચય છે; અને એ સર્વ ઠેકાણે ચૈતન્યસત્તા જ વ્યાપી રહેલી છે.[૫૯] મનુષ્ય દેહાદિકમાં ચૈતન્યનું પ્રતિબિંબને લેવાની શક્તિ, પ્રાણ, મન, બુદ્ધિ, જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય એ પંચક વડે બનેલા લિંગશરીરમાં હોવાથી તેને ચેતનસંજ્ઞા કહે છે. કોઈ પક્ષી આદિ શરીરમાં લિંગદેહનું અને સ્થૂલદેહનું સમાનપણું હોવાથી તે જડ-ચેતન કહેવાય છે; અને ધતૂરા આદિ જડમાં લિંગશરીર ઢંકાયેલું રહેવાથી તેમાં ચેતન લાગતું નથી; માટે તે જડ સંજ્ઞાથી ઓળખાય છે.[૬૦] જેમ સમુદ્ર કોઈ સ્થળે સ્થળના જેવો સ્થિર અને કોઈ ઠેકાણે લહેરોથી ચંચળ જેવો દેખાય છે, તેમ ચૈતન્યસત્તા લિંગદેહોમાં કોઈ ઠેકાણે જડરૂપે અને કોઈ ઠેકાણે ચેતનરૂપે પ્રતીત થાય છે.[૬૧] જેમ સમુદ્રનું ક્યાંય સ્થિર રહેવાથી અને ક્યાંય ચંચળ રહેવાથી સમુદ્રપણું જતું રહે છે કે ? નથી જ જતું. તેમ એ ચૈતન્યમાં સુર, નર, પક્ષી આદિ અનેક વિકલ્પો રહ્યા છતાં પણ એ નિર્લેપ ચૈતન્ય સદાસર્વદા નાશરહિત જ છે.[૬૨] જડ, ચેતન આદિ વિભાગ તો આત્મામાં પ્રાણાદિ પંચકથી થયેલ લિંગદેહ વડે જ કલ્પાયેલ છે. હે નિર્દોષ રામચંદ્રજી ! દેહાદિ આકારરૂપે પરિણામ પામેલુ લિંગશરીર, મનુષ્યાદિ દેહમાં સ્ફૂર્તિચૈતન્ય વડે ચેતન સંજ્ઞાવાળું છે. પથ્થર આદિમાં ચેતનસત્તા પ્રતીત નહિ થવાથી તે જડ કહેવાય છે અને જડ શરીરમાં અંદર ચેતન હોવા છતાં બહારના પવનાદિ વડે હલન—ચલન થાય છે. આ સઘળા વિકલ્પો સ્વભાવથી જ જોવામાં આવે છે. હે રામચંદ્રજી ! જડચેતનાદિક સઘળો વાણીનો વ્યવહાર જ છે અને તે પરસ્પર ઊલટા ગુણોવાળું છે. બાકી તેમાં રહેલી નિર્લેપ ચેતનસત્તા એક જ હોવાથી તે સ્વરૂપમાં ઊલટા દેખાતા ગુણો રહી શકે જ નહિ, તેમ ટાઢ—તડકો આદિ અને હિમ—અગ્નિ આદિ વાણીનો વ્યવહાર જો કે ઊલટા ધર્મવાળો છે, તો પણ તેમાં રહેલી વ્યાપક ચેતન સત્તામાં ઊલટા દેખાતા ગુણો રહી શકતા નથી.[૬૩,૬૪] પોતાની વાસનાને લીધે જ પરસ્પર ઊલટા ગુણોનો વ્યવહાર થાય છે, અને તેથી જ બરફ ઠંડો છે, દેવતા ગરમ છે, આદિ ઊલટા ગુણોનો અનુભવ થાય છે.[૬૫] વિવેકી પુરુષ જાણે છે કે, આ વાસનાઓ જ ઊલટા પ્રકારના સંકલ્પવિકલ્પો કરે છે અને તે વિરુદ્ધ ગુણોમાં મન દોરવાઈ જાય છે. માટે વાસનાઓ જ જડ—ચેતન, ટાઢ—તડકો આદિ વ્યવહારમાં કારણભૂત છે. સૂતેલી અશુભ વાસનાવાળું લિંગશરીર પશુ, વૃક્ષ આદિ જડભાવો થવામાં કારણ છે અને જાગેલી શુભ વાસનાવાળું લિંગશરીર, દેવ આદિ યોનિનું કારણ છે; જેથી એમ નિશ્ચય થાય છે કે, સર્વ ધર્મોના વિરુદ્ધપણામાં વાસના જ એક હેતુરૂપ છે.[૬૬,૬૭] વળી જે ઠેકાણે હેતુપણું માનવાથી કાંઈ ફળ દેખાતું હોય ત્યાં તેની કલ્પના ઘટે છે. એટલે વાસનાને હેતુ માનીને તેનો નાશ કરવાનો પ્રયત્ન કરવો. પણ જો વાસનાને બદલે પ્રાણિનો પોતાનો સ્વભાવ ઊલટા ગુણો દેખાવામાં કારણ છે એમ માનવામાં આવે તો, તે આકાશમાં હાથ પછાડવા જેવું ફળ વિનાનું કાર્ય ગણાય. વાસનાનો નાશ થવાથી પરમાત્માનો લાભ થાય છે અને તેથી ડાહ્યા પુરુષની દૃષ્ટિમાં મેરુ આદિ સુવર્ણરાશિઓ પણ તણખલા જેવા તુચ્છ ભાસે છે અને વિવેકવાન દેવ નર આદિના જડચેતન દેહો પણ કીડા જેવા ખૂબ હલકા જણાય છે. જડ પદાર્થોની વાસના સૂતેલી હોય છે અને તે સંસ્કારરૂપે રહેલી હોવાથી ભવિષ્યમાં જાગવાની કાંઈક યોગ્યતા ધરાવે છે; જ્યારે દેવ આદિ ચેતન પદાર્થોની વાસના અત્યારે જ જાગેલી હોય છે.[૬૮-૭૦] પશુ—પક્ષિ આદિ કેટલાંક ડોળાયેલી વાસનાવાળાં

હોય છે; જેમણે સર્વ વાસના છોડી દીધેલ હોય, તેઓજ માત્ર વાસનારહિત ગણાય છે, કે જેઓ મોક્ષ જેવા પરમ પુરુષાર્થને મેળવે છે.[૭૧] વાસનાની વિચિત્રતાથીજ હાથ-પગ આદિ અવયવોવાળા, દેવ-મનુષ્ય આદિરૂપે પરિણામ પામેલા એ અનેક લિંગદેહોએ વ્યવહાર નભાવવા માટે, પોતપોતાના અવયવાદિક સંકેતોમાં મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત, ચક્ષુ, પ્રાણ, ઇત્યાદિ અનુકૂળ પડતી અનેક સંજ્ઞાઓ કલ્પી લીધેલી છે.[૭૨] બીજા પક્ષી વગેરે અને જડ વગેરે પદાર્થોના પણ પોતપોતાની વાસનાને અનુસરનારા વ્યવહારને યોગ્ય એવા અનેક અવયવાદિ સંકેતો કલ્પેલા છે. હે સુશીલ રામચંદ્રજી! એ પ્રમાણે વાસનાની વિચિત્રતાથી, વિચિત્ર દેખાતા અનંત લિંગદેહો આદિમાં, અંતમાં અને મધ્યમાં આરોપ થવાથી જડ તથા વિકારવાળાં અને અધિષ્ઠાનરૂપે નિર્વિકાર તથા ચૈતન્યરૂપ એવાં અનેક રૂપોથી સ્ફુર્યા કરે છે.[૭૩,૭૪] હે પૃથ્વીપતિ રામચંદ્રજી! તેમની સમષ્ટિમાં અહંભાવને પ્રાપ્ત થયેલ, કોઈ એક (બ્રહ્મા) ને એકજ સંકલ્પપરમાણુ આ સૃષ્ટિઓરૂપ આકાશવૃક્ષોનું બીજ છે, કે જેની અંદર અનેક લિંગદેહો ભ્રમ્યા કરે છે. અહો! એ કેવી માયા છે![૭૫] ઇન્દ્રિયો, એ સંસારરૂપ વૃક્ષનાં પુષ્પો, સુગંધી, શબ્દ આદિ વિષયો; ઇચ્છાઓ ભમરા; કર્મેન્દ્રિયોની ક્રિયાઓ માંજરો; સ્વર્ગ વગેરે લોકો શાખાઓ; મેરુ આદિ પર્વતો મૂળ; કાળા મેઘો પાંદડાં; દશ દિશાઓ લતાઓ તેમજ ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળનાં જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ આદિ શરીરો, તેનાં અનંત ફળ છે.[૭૬-૭૮] પંચતન્માત્રારૂપ બીજથી પ્રગટ થયેલ અને પ્રાણ, મન, બુદ્ધિ, જ્ઞાનેંદ્રિય અને કર્મેંદ્રિય, એ પંચકવડે અનુભવમાં આવતાં સંસારવૃક્ષો, અવિવેકને લીધે પોતાના આત્મામાંથીજ ઉત્પન્ન થાય છે અને (જ્ઞાન થયેથી) કાળે કરીને પોતાની મેળે પાછાં તેમાંજ લીન થઈ જાય છે.[૭૯] અજ્ઞાનને લીધે તે પોતાની મેળેજ નાનાપણાને પ્રાપ્ત થઈને ઘણા કાળ સુધી સ્ફુર્યા કરે છે અને જે વિવેકદૃષ્ટિથી જેવામાં આવે તો સમુદ્રમાં તરંગોની જેમ આત્મામાંજ બધું લીન થઈ જાય છે.[૮૦] અજ્ઞાનથી બાહ્યાકારદૃષ્ટિ વડે જેતાં તે ફેલાયેલ જેવામાં આવે છે; પરંતુ વિવેકદૃષ્ટિથી વિચારીને જેતાં જેમ સમુદ્રમાંથી થતા તરંગો સમુદ્રમાંજ પાછા સમાઈ જાય છે, તેમ અધિષ્ઠાન ચૈતન્યમાં અવિદ્યાથી દેખાતો સઘળો પ્રપંચ પાછો એ અધિષ્ઠાન ચૈતન્યમાંજ સમાઈ જાય છે.[૮૧] હે રામચંદ્રજી! જે જીવો વાસનાનો નાશ થયા સુધી વિવેકદૃષ્ટિમાંજ રહ્યા કરે છે, તેઓ પાછા જન્મમરણ, દેહધારણ આદિ સ્થિતિને ફરીવાર ભોગવતાજ નથી અને બીજાઓ આ સંસારચક્રમાં વારંવાર ભમ્યા કરે છે.[૮૨]

ये विवेकवशमालयं गता राम पंचकविलासराशयः। तेन भूय इह यांति संस्थितिं प्रभ्रमंति जगतीतरे मुहुः ॥ ८२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'પંચકવિલાસ' એ નામનો સર્ગ ૮૦ મો સમાપ્ત

## સર્ગ ૮૧ મો*

### આધિ-વ્યાધિની ઉત્પત્તિ તથા તેની શાંતિના ઉપાય ઇત્યાદિ

॥वसिष्ठ उवाच॥

एतत्पंचकबीजं तु कुंडलिन्यां तदंतरे।
प्राणमारुतरूपेण तस्यां स्फुरति सर्वदा ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ-આ સ્થૂલદેહની અંદર મૂલાધારમાં રહેલ કુંડલિની વિષે, લિંગશરીરના

* આ એકાશીમા સર્ગમાં કુંડલિનીના પ્રસંગથી રોગોની ઉત્પત્તિ થવાના તથા શાંતિ થવાના ક્રમો અને સિદ્ધિઓ તથા સિદ્ધદર્શન આદિના ઉપાયો એ વગેરે કહેવામાં આવશે.

ઉપાદાનરૂપ ભૂતસૂક્ષ્મ પ્રથમ પ્રાણપવનરૂપે નિરંતર સ્ફુર્યા કરે છે.[1] અંદર પ્રાણરૂપે સ્ફુરેલી કુંડલિની શક્તિ, સ્પંદ, સ્પર્શ, સંવિત્, કલા એવાં નામો વડે અનેક રીતે કહેવામાં આવે છે. કલ્પના કરવાને લીધે તે કલા કહેવાય છે, ચેતનપણાથી ચિત્ કહેવાય છે,[2] જીવનપણાને લીધે જીવ કહેવાય છે, મનન કરવાથી તે મનરૂપે કહી શકાય છે, સંકલ્પ કરવાથી તે સંકલ્પરૂપે કહેવામાં આવે છે, નિશ્ચય કરવાથી તે બુદ્ધિ નામથી ઓળખાય છે અને અહંભાવ થવાથી તે અહંકાર કહેવાય છે. એ સર્વોત્તમ કુંડલિની નામની જીવશક્તિ સર્વદા દેહમાં રહે છે અને પુર્યષ્ટક એવા નામથી પણ તે ઓળખાય છે.[3,4] એ કુંડલિની નિરંતર અપાનવાયુરૂપે નીચે રહે છે, સમાનવાયુરૂપે નાભિમાં રહે છે અને ઉદાનવાયુરૂપે ઉપરના કંઠાદિ પ્રદેશમાં રહે છે.[5] નીચે અપાનવાયુરૂપે અને ઉપર ઉદાનવાયુરૂપે રહેવાથી, વચમાં એ બન્નેનું પોતાને ખેંચાણ થયા છતાં પણ, પોતે નિરંતર નિશ્ચળ, બળવાન અને સ્વસ્થ જ રહે છે.[6] જો એ જીવસંવિત્ સમાનવાયુ વડે યત્નથી ન ધારણ કરી શકાય અને અપાનવાયુ વડે સર્વ યત્નથી નીચેની તરફ ખેંચાય, તો તે નીચે જાય છે અને અધોમાર્ગદ્વારા બળાત્કારથી બહાર નીકળી જતાં માણસ મરણને શરણ થાય છે;[7] તેમજ જો યુક્તિથી ન ધારણ થઈ શકાતાં પૂરો યત્ન કરી ઉદાનવાયુ વડે ખેંચાઈ ઉપર ચઢી જાય તો પણ તે બળાત્કારથી બહાર નીકળી જતાં પુરુષ મૃત્યુવશ થાય છે.[8] ઊર્ધ્વ ભાગ તરફ તથા અધોભાગ તરફ જવું-આવવું તજી દઈને, સર્વથા એ કુંડલિની દેહને વિષે સમાનવૃત્તિ વડે જ રહે, તો અંદર પવનનું રોકાણ થવાથી, પ્રાણાયામ વડે મનુષ્યનો જે કાંઈ રોગ હોય, તે સર્વ નાશ પામે છે.[9] એક સો નાડીઓ, શરીરમાં મુખ્ય ગણાય છે અને બાકીની બીજી નાડીઓ સામાન્ય ગણાય છે. સામાન્ય નાડીમાં કફપિત્તાદિ દોષ વધી જવાથી તેમાં અન્નરસ પહોંચાડનારી પ્રાણશક્તિનો વ્યાપાર બંધ પડી જાય, તો સામાન્ય રોગ થાય છે અને મુખ્ય નાડીઓમાં જો વ્યાપાર બંધ પડી જાય તો મોટા રોગો થાય છે.[10]

રામ બોલ્યાઃ—હે મુનિઓમાં શ્રેષ્ઠ ગુરુમહારાજ! શરીરમાં આધિઓ અને વ્યાધિઓ શી રીતે ઉત્પન્ન થાય છે અને તેનો નાશ કેવી રીતે થાય? તે આપ મને બરાબર કહો.[11]

વસિષ્ઠ બોલ્યાઃ—આધિ અને વ્યાધિ એ બન્ને દુઃખનું કારણ છે. દવાઓ કરવાથી તે સમય પૂરતું સુખ મળે છે અને જ્ઞાન વડે આત્યંતિક નિવૃત્તિ થાય તો તે મોક્ષ કહેવાય છે.[12] આધિ અને વ્યાધિ એ બન્ને કોઈ વખત એકબીજાના નિમિત્તરૂપ થઈ, શરીરમાં ક્રમે કરીને થાય છે; કોઈ વખત એક કાળે એવાં સાધનો મળી આવવાથી શરીરમાં બન્ને સાથે પેદા થાય છે અને કોઈ વખત ક્રમવાર પણ થાય છે. દેહ સંબંધી જે કાંઈ દુઃખ છે, તે વ્યાધિ કહેવાય છે અને વાસનામય માનસિક વ્યથાને આધિ એવા નામથી કહેવામાં આવે છે. એ બન્નેનું મૂળ તપાસતાં અજ્ઞાન જ જણાય છે અને તત્ત્વજ્ઞાનથી તેનો સંપૂર્ણ નાશ થાય છે.[13,14] અજ્ઞાનને લીધે, પોતાની ઇન્દ્રિયોનો સંયમ નહિ થવાથી, ચિત્તમાં સ્વસ્થતા રાખનારા સૂક્ષ્મભાવને છોડી દઈ, રાતદિવસ રાગદ્વેષમાં રુંધાઈ જઈ આ મળ્યું અને આ ન મળ્યું એવી ચિંતાથી ગાઢ મોહને આપનારી આધિઓ, વર્ષાઋતુમાં ઝાકળની પેઠે કેવળ અજ્ઞાનથી જ આવી પડે છે. અસંત ઇચ્છાઓ સ્ફુરવાથી તથા અજ્ઞાનથી, ચિત્ત ન જિતાવાને લીધે, દુષ્ટ અન્ન જમવામાં આવવાથી, સ્મશાન આદિ નઠારાં સ્થળોમાં ફરવાથી, સાયંકાળ આદિ કવખતે ભોજન, મૈથુન આદિ વ્યવહાર કરવાથી, દુષ્ટ કર્મોનું ચિત્તમાં ચિંતન કરવાથી, દુર્જનોના સંગદોષથી, વિષ, સર્પ, વ્યાઘ્ર આદિની શંકાઓ મનમાં આવવાથી, નાડીઓનાં છિદ્રોમાં અન્નરસ

ન જવાને લીધે તે ક્ષીણ થઈ જઈને કિંવા બમણો રસ ચઢવાથી, બહુ પૂર્ણ થઈ જઈને કફપિત્તાદિ દોષથી, પ્રાણ વ્યાકુળ થઈ જવાને લીધે શરીર વિકલ થઈ જવાથી ઇત્યાદિ દોષોથી અનિયમિતતા થાય એટલે વ્યાધિ શરીરમાં ઉત્પન્ન થાય છે, કે જેથી વર્ષાઋતુથી અને ગ્રીષ્મઋતુથી જેમ નદીનો આકાર બદલાઈ જાય, તેમ શરીરનો આકાર બદલાઈ જાય છે.[૧૫–૨૦] પૂર્વજન્મની હોય કે આ જન્મની હોય, શુભ હોય કે અશુભ હોય, પરંતુ જે બુદ્ધિ બળવાળી હોય તે તેવા આધિ–વ્યાધિના ક્રમ તરફ મનુષ્યને લઈ જાય છે.[૨૧] પંચભૂતથી બનેલા આ સ્થૂલદેહમાં અને લિંગદેહમાં એ રીતે આધિઓ અને વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. હે રઘુકુળને શોભાવનાર રામચંદ્રજી! એ આધિઓ અને વ્યાધિઓ શી રીતે નાશ પામે છે, તે વિષે હું કહું છુ તે સાંભળો.[૨૨] વ્યાધિ બે પ્રકારનો છે, એક સામાન્ય અને બીજો દઢતર. ભૂખતરસ અને સ્ત્રીપુત્રાદિની ઇચ્છા એ વગેરેથી થયેલો વ્યાધિ સામાન્ય ગણાય છે અને જન્માદિ વિકાર આપનાર (વાસનામય) વ્યાધિ દઢતર કહેવાય છે.[૨૩] અન્નપાન અને સ્ત્રીપુત્રાદિક ઇચ્છિત વસ્તુ મળી જવાથી વ્યાવહારિક સામાન્ય વ્યાધિ નાશ પામે છે. આધિઓનો નાશ થઈ જવાથી મનથી થયેલા રોગો પણ નાશ પામે છે;[૨૪] પરંતુ હે રામચંદ્રજી! જેમ રજ્જુમાં અજ્ઞાનથી થયેલી સર્પની ભ્રાંતિ રજ્જુનું ખરું જ્ઞાન થયા વિના મટતી જ નથી, તેમ આત્મજ્ઞાન થયા વિના દઢતર જન્મમરણાદિ આપનારો વાસનામય વ્યાધિ મટતો જ નથી.[૨૫] વર્ષાઋતુની નદી કિનારાનાં સર્વ વૃક્ષોને જેમ ઉખેડી નાખે છે, તેમ જો દઢતર જન્મ–મરણાદિ વ્યાધિનો ક્ષય થાય, તો તે સર્વ આધિવ્યાધિઓને મૂળમાંથી ઉખેડી નાખે છે.[૨૬] જે વ્યાધિઓ આધિ વિના ઉત્પન્ન થાય છે, તે તો વૈદકમાં કહેલા ઔષધ અને મંત્ર આદિના શુભ કર્મોથી અથવા વૃદ્ધપરંપરાના ઉપાયોથી દૂર થાય છે.[૨૭] લેલાર્ક આદિ તીર્થોમાં સ્નાનવિધિ, મંત્ર, ઔષધ આદિ ઉપાયો અને લોકમાં ચાલતા વૃદ્ધપરંપરાના ઉપાયો તથા વૈદ્યકશાસ્ત્રો એ બધું તમે સારી રીતે જાણો છો. એ વિષે તમને બીજું શું કહેવાનું છે? કશું નથી.[૨૮]

રામ બોલ્યાઃ–આધિથી વ્યાધિ શી રીતે ઉત્પન્ન થાય છે અને તે પાછી ઔષધાદિક દ્રવ્યથી કે મંત્ર પુણ્યાદિક બીજી યુક્તિથી શી રીતે નિવૃત્તિ પામે છે? તે કહો.[૨૯]

વસિષ્ઠ બોલ્યાઃ–ચિત્ત–આધિ વડે પીડાયાથી શરીરમાં ક્ષોભ થાય છે. ભૂલો પડેલો મનુષ્ય, જેમ પાસે રહેલા માર્ગને પણ નથી દેખતો અને તે ન દેખાયાથી અવળે માર્ગે ચાલ્યો જાય છે; અને જેમ શસ્ત્રથી વીંધાયેલો હરણ સીધા માર્ગને છોડી દઈ આડેઅવળે માર્ગે નાસવા માંડે છે, તેમ શરીરમાં ક્ષોભ થવાથી પ્રાણાદિ પવનો, પોતાના સમાનભાવને છોડી, આડેઅવળે માર્ગે, ગમે તેમ ગતિ કરવા માંડે છે અને નદીમાં હાથી પડવાથી, જેમ તેનું પાણી ઊછળે છે, રાજાની અવ્યવસ્થાથી વર્ણાશ્રમોના ક્રમો જેમ અસ્તવ્યસ્ત થઈ જાય છે, તેમ પ્રાણની ગતિ આડીઅવળી થવાથી સઘળી નાડીઓ કફ–પિત્તાદિ દોષોથી પુરાઈ જવાને લીધે વિષમતાને પામી જાય છે.[૩૦–૩૩] પ્રાણો વડે દેહ ચોતરફ વિહ્વળ થઈ જવાથી, નદીઓની પેઠે કેટલીક નાડીઓ અન્નરસથી પૂરી ભરાઈ જાય છે અને કેટલીક નાડીઓ તદ્દન ખાલી જ રહી જાય છે. પ્રાણની ગતિ બદલાઈ જવાથી, કાં તો અન્નનો રસ ખરાબ જ થાય છે અથવા તો એ અન્ન નહિ પચવાથી અજીર્ણ થાય છે, કિંવા અન્નરસ બહુ જ જીર્ણ થઈ જાય છે, (સુકાઈ જાય છે) અને તેથી શરીરમાં વિકાર થાય છે.[૩૪–૩૫] જેમ નદીનો વેગ (પોતાનું વહવું પૂર્વસમુદ્ર તરફ હોવાથી) લાકડાંને પૂર્વદિશા તરફ લઈ જાય

છે, તેમ પ્રાણવાયુઓ ખાધેલા અન્નને રસરૂપ બનાવી દઈ, અંદર પોતપોતાના સ્થાનમાં પહોંચાડી દે છે;[૩૬] પરંતુ જો અન્ન પ્રાણવાયુના વિષમપણાથી શરીરના અંદરના ભાગમાં ક્યાંય રુંધાઈ રહે છે, તે સ્વાભાવિક રીતે કફ આદિ ધાતુઓને બગાડી, વ્યાધિ ઉત્પન્ન કરે છે.[૩૭] ઉપર કહ્યા પ્રમાણે આધિ (માનસિક પીડા)માંથી વ્યાધિ (રોગ) ઉત્પન્ન થાય છે અને આધિ મટી જવાથી વ્યાધિ પણ નાશ પામે છે. હવે મંત્રોથી જે રીતે વ્યાધિઓ નાશ પામે છે, તે ક્રમ કહું છું તે સાંભળો.[૩૮] જેમ સ્વભાવથી જ હરડે જુલાબ આપે છે, તેમ ય, ર, લ, વ ઇત્યાદિ મંત્રાત્મક વર્ણો, તેવી તેવી શ્રદ્ધાવાળી ભાવનાઓથી તેવાં તેવાં કાર્ય કરી આપે છે.[૩૯] હે મહાત્મા રામચંદ્રજી! જેમ કસોટી પર ઘસાવાથી સુવર્ણ પોતાનું નિર્મળપણું પ્રકાશિત કરે છે, તેમ શુદ્ધ અને પુણ્યકર્મ કરવાથી તથા સત્પુરુષોની સેવાથી, ચિત્ત નિર્મળ થઈ જાય છે.[૪૦] હે રામચંદ્રજી! પૂર્ણચંદ્રનો ઉદય થવાથી જેમ જગતમાં પ્રકાશ વધે છે, તેમ ચિત્ત શુદ્ધ થવાથી શરીરમાં આનંદ વધવા માંડે છે.[૪૧] ચિત્ત શુદ્ધ રહેવાથી પ્રાણવાયુઓ પોતાના ક્રમ પ્રમાણે જ સંચાર કરે છે અને અન્નોને બરાબર (રસરૂપ કરી) પકાવી દે છે, જેથી વ્યાધિ નાશ પામે છે.[૪૨] એ પ્રમાણે આધિ તથા વ્યાધિના નાશનો તથા ઉત્પત્તિનો ક્રમ મેં તમને કહ્યો. હવે કુંડલિનીનો પ્રસંગ ચાલતો હોવાથી તે વિષે તમને હાલ જ ઉપયોગી છે તે કહું છું.[૪૩] જેમ સુગંધનો આશ્રય માંજર હોય છે, તેમ લિંગશરીર નામથી ઓળખાતા જીવની પ્રાણ એવા નામથી કહેવામાં આવતી કુંડલિની જ મુખ્ય આધારરૂપ છે.[૪૪] એ કુંડલિનીને પૂરક પ્રાણાયામના અભ્યાસથી, કંઠકૂપથી નીચે રહેલી કૂર્મ નાડીમાં લઈ જઈ, તેમાં મનનો સંયમ કરી, બરાબર રાખવામાં આવે તો શરીરનું ભારેપણું અને મેરુના જેવી સ્થિરતા પ્રાપ્ત થાય છે, કે જેને ગરિમા નામની સિદ્ધિ કહે છે.[૪૫] પ્રાણને જ્યારે પૂરક પ્રાણાયામથી પૂર્ણ થયેલા દેહની અંદર, મૂલાધારથી માંડી બ્રહ્મરંધ્ર સુધી ફેલાવી પ્રાણનિરોધથી થતી ગરમીને અને તેથી થતા શારીરિક તથા માનસિક શ્રમને સહન કરવાને, એ કુંડલિનીને ઊર્ધ્વભાગમાં લઈ જવામાં આવે, ત્યારે તે લાકડીની પેઠે લાંબી થઈ અને સર્પિણીની પેઠે ઉતાવળી થઇને, લતાની પેઠે કોમળ અને દેહમાં બંધાયેલ સર્વ નાડીઓને સાથે લઈ ઊર્ધ્વભાગમાં જાય છે. કૂવામાંથી ઊંચે ખેંચવામાં આવતો ચામડાનો કોસ, પોતાની અંદર રહેલ પાણીને જેમ ઊંચે લઈ જાય છે, તેમ નાડીદ્વારા અવકાશવગરના પવનથી પૂર્ણ અને હલકા થઈ ગયેલા આખા દેહને એ કુંડલિની (સંયમના અભ્યાસ વડે) ઊંચે ઉડાડે છે, કે જેને આકાશગમન નામની સિદ્ધિ કહે છે.[૪૬-૪૮] એ પ્રમાણે (યોગશાસ્ત્રમાં કહેલા)× સંયમના અભ્યાસના વિલાસરૂપ અને આકાશગમનમાં ઉપયોગી એવા યોગ વડે, યોગીઓ જેમ દીન પુરુષો (પુરુષાર્થથી) ઇન્દ્રપદને પહોંચે છે, તેમ આકાશગમનાદિક ઊર્ધ્વ ગતિને પહોંચી જાય છે.[૪૯] બીજી નાડીઓમાં નહિ જવા દેતાં, ફક્ત સુષુમ્ણામાં જ રેચક પ્રાણાયામ વડે પ્રાણનો પ્રવાહ ચાલુ રાખી, કુંડલિની શક્તિને, જ્યારે મસ્તકની અને કપાળની સંધિરૂપ કપાટની બહાર બાર આંગળ ઉપરના ભાગમાં રહેલ મૂર્દ્ધજ્યોતિમાં, મુહૂર્તપર્યંત (સંયમપૂર્વક) સ્થિર રાખવામાં આવે તો આકાશચારી સિદ્ધ પુરુષોનું દર્શન થાય છે.[૫૦,૫૧]

---

× कायाकाशयोःसंबंधसंयमाल्लघुतूलसमापत्तेश्चाकाशगमनं। (પાતંજલસૂત્ર) શરીરનો અને આકાશનો જે સંબંધ છે તેમાં સંયમ કરવાથી અને તેને લીધે રૂની પેઠે શરીર હલકું થઈ જવાથી આકાશગમન નામની સિદ્ધિ મળે છે; એવો એ સૂત્રનો આશય છે. त्रयमेकत्रसंयमः। એક જ વિષયમાં ધ્યાન, ધારણા અને સમાધિ, એ ત્રણે કરવામાં આવે તેને સંયમ કહે છે. આવો આ સૂત્રનો આશય જણાય છે.

**રામ બોલ્યાઃ**–અમારા જેવાની ઇન્દ્રિયો દિવ્ય ન હોવાથી ચક્ષુઆદિનો સંયોગ થયા છતાં પણ, સિદ્ધોનું દર્શન થવું દુર્લભ છે, તો પછી ચક્ષુના તેજના સંબંધ વિના ફક્ત મૂર્દ્ધજ્યોતિમાં (મસ્તક તથા કપાળની સંધિમાં રહેલાં છિદ્રની અંદરના જ્યોતિમાં) પ્રાણ ધારણ રાખવાથી સિદ્ધોનું દર્શન શી રીતે થાય ?[૫૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે મહાબાહુ રામચંદ્ર ! વાયુરૂપ ઇચ્છા પ્રમાણે ગતિ કરનારા સિદ્ધ પુરુષો અજ્ઞાનને લીધે મલિન ભૂલોકવાસી પ્રાણીઓની ચક્ષુ આદિક ઇન્દ્રિયો વડે કે દિવ્ય ઉપાય વિના બીજા ઉપાય વડે જોવામાં આવતા નથી.[૫૩] યોગાભ્યાસ વડે સંસ્કાર પામેલ, ચિત્તથી બુદ્ધિરૂપી નેત્ર વડે પોતાનું ધારેલું ફળ આપનારા સિદ્ધપુરુષો સ્વપ્નની પેઠે જોવામાં આવે છે. જેમ સ્વપ્ન જોવામાં આવે છે તેવી જ રીતે સિદ્ધોનું દર્શન પણ થાય છે. માત્ર એ બેમાં એટલો જ તફાવત છે કે, સ્વપ્નમાં જોવામાં આવતો વ્યવહાર લાંબો કાળ રહેતો નથી અને સિદ્ધોના દર્શનમાં થયેલો,વરદાનફળપ્રાપ્તિ આદિ વ્યવહાર ચિરસ્થાયી હોય છે.[૫૪,૫૫] રેચક પ્રાણાયામના અભ્યાસના બળથી, મુખથી બહાર છેટે બાર આંગળ-પરિમાણના પ્રદેશમાં, ચિરકાળ સુધી પ્રાણની સ્થિતિ રાખવામાં આવે તો પરકાયપ્રવેશ થઈ શકે છે.[૫૬]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! (સઘળું જગત માયામય હોવાથી કોઈ પણ પદાર્થ નિયત એક જ સ્થિતિમાં રહેતો નથી તો પછી માત્ર) એક સ્વભાવની જ અચળ સ્થિતિ કેમ રહે છે ? એ આપ કહો. (આપ જેવા) દયાળુ વક્તાઓ કુતર્કભર્યા પ્રશ્નો પૂછવાથી પણ ખેદ પામતા નથી.[૫૭]

**વસિષ્ઠ બોલ્યાઃ**–સૃષ્ટિના આરંભકાળમાં સત્યસંકલ્પ પરમેશ્વરના સંકલ્પને અનુસરી વસ્તુની સ્વભાવ નામની જ શક્તિ સ્ફુરે છે, તે છેવટ સુધી કાંઈ પણ ફેરફાર ન થતાં તેવી ને તેવી જ [સ્થિ]તિમાં રહે છે, આવો નિશ્ચય છે; તો પણ હે પ્રિય રામચંદ્રજી ! તત્ત્વદષ્ટિથી જોતાં અવિદ્યા જેવી કોઈ વસ્તુ જ ન હોવાથી, પદાર્થની સ્વભાવ નામની શક્તિ પણ ક્વચિત્ બદલાઈ જાય છે; જેમકે, ડાંગર શરદઋતુમાં થતી હોય છે, તો પણ દેશકાળના ભેદને લઈ વસંત ઋતુમાં પણ થતી જોવામાં આવે છે.[૫૮,૫૯] જે કાંઈ નાના પ્રકારે આપણે જોઇએ છીએ તે સઘળું વસ્તુતઃ બ્રહ્મરૂપ જ છે. માત્ર વ્યવહાર માટે જ ઉપર જણાવ્યા પ્રમાણે તેમાં સઘળી કલ્પનાઓ કલ્પવામાં આવી છે.[૬૦]

**રામ બોલ્યાઃ**–સૂક્ષ્મ છિદ્રાદિમાં ગતિ કરવા માટે શરીરને અણુ (ઝીણું) કરવું હોય અથવા આકાશને પૂરવા માટે (પોતાના શરીર વડે ઘણા ભાગમાં વ્યાપ્ત કરવા માટે) શરીરને સ્થૂળ બનાવવું હોય તો તે યોગીલોક શી રીતે કરી શકે છે ? તે આપ કહો.[૬૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**–(જેમ લાકડું અને કરવતનો સંયોગ થવાથી લાકડાના બે ભાગ થઈ જાય છે અને તે જ બે ભાગને ઘસવાથી તેમાંથી અગ્નિ પ્રગટ થાય છે,)* તેમ પ્રાણ અને અપાનનો પરસ્પર સંઘર્ષ થવાથી અગ્નિ (જઠરાગ્નિ) ઉત્પન્ન થાય છે.[૬૨] નીચેના ભાગમાં અને ઉપરના ભાગમાં સંબંધ રાખનાર, પરસ્પર મળેલાં મુખવાળો, આમાશય અને પક્વાશય એવા નામથી કહેવામાં આવતો સ્થૂલ માંસપિંડ દેહયંત્રના જઠરના ભાગમાં છે અને જેમ પાણીમાં રહેલું નેતરનું વન, ઉપર પવનથી અને નીચે પાણીથી ડોલ્યા કરે છે, તેમ આ બન્ને માંસના આશયો કંપે છે.[૬૩] એ માંસપિંડના નીચેના ભાગમાં મૂલાધારમાં પોતાના સ્થાનમાં રહેલી અને સર્વની શોભારૂપ એ કુંડલિની, પદ્મરાગમણિના પડમાં જેમ મોતીઓનું ગૂંચળું શોભે તેમ શોભે છે.[૬૪] જપકાળમાં

* આવસથ્ય–અગ્નિહોત્રાદિકમાં કુંડમાં અગ્નિ બુઝાઇ જાય તો અરણીના કાષ્ઠમાંથી જ સંઘર્ષ કરી અગ્નિ પ્રકટ કરવામાં આવે છે. આ વાત સર્વત્ર પ્રચલિત છે.

ફેરવવામાં આવતી રુદ્રાક્ષાદિક ફળની માળાની જેમ તે નિરંતર પ્રાણને ઊંચે લઈ જવાથી અને અપાનને નીચે લઈ જવાથી, કંપિત થઈ અવ્યક્ત શબ્દ કરે છે અને લાકડી વાગવાથી જેમ સાપણ પોતાની ફણા ઊંચી કરે, તેમ એ પણ ઊંચું મુખ કરે છે.[૬૫] જેમ ભૂલોક અને સ્વર્ગલોકના મધ્યમાં (જગતમાં) શુભાશુભ કર્મો જ ઊર્ધ્વ (ઊંચી) ગતિને અને અધો (નીચી) ગતિને આપે છે, તેમ એ કુંડલિની પ્રાણને તથા અપાનને ઊર્ધ્વ (ઊંચી) ગતિ તથા અધો (નીચી) ગતિ આપનારી છે. હૃદયરૂપ કમળપુટમાં ભમરીની પેઠે રમણ કરનારી એ કુંડલિની જ રૂપ વગેરે સર્વ વિષયોના સ્વાદને જગાડે છે.[૬૬] જેમ બહારનો વાયુ વૃક્ષનાં પાંદડાંઓને હલાવે છે (કંપાવે છે), તેમ જ્ઞાનેંદ્રિયશક્તિ, કર્મેંદ્રિયશક્તિ વગેરે શક્તિઓને તથા હૃદયકમળ અને નાડીસમૂહ ઇત્યાદિ સર્વને એ કુંડલિની જ પ્રાણાદિક વાયુઓ વડે ચલાવે છે.[૬૭] હે પ્રિય રામચંદ્રજી ! જેમ વિશાળ આકાશમાં રહેલા વાયુઓ લાકડાં—પથરા આદિ બળવાન વસ્તુઓને અને તૃણ—પાંદડાં આદિ કોમળ વસ્તુઓને, કાળે કરી સૂકવી નાખે છે, તેમજ પ્રથમ જણાવેલ હૃદયકમળ અને નાડીવ્યૂહ આદિ યંત્ર, પ્રાણાદિ વાયુને લીધે જ, ધમણની પેઠે ધમાવાથી ચંચળ રહે છે. જેમ વસંતઋતુમાં વૃક્ષમાં ભૂમિનો રસ જવાથી તેજ પાંદડાં પુષ્પ આદિરૂપે પરિણામ પામે, તેમ તે જ રસ હૃદયમાં પ્રવેશ કરી લોહી, માંસ આદિરૂપે પરિણામ પામે છે. દરરોજ દેહને વિષે રહેલા સર્વ રસોને લોહી, માંસ, મેદ, મજ્જા, હાડકાં આદિરૂપે બનાવવાની ક્રિયા એ પ્રાણાદિ પવન જ કરે છે અને જેમ વનના વાંસ પોતપોતામાં ઘસાઈ દાવાનળ ઉત્પન્ન કરે છે તેમ એ પ્રાણ આદિ પવનો પણ અન્યોન્ય સાથે ઘસાઈ જઠરાગ્નિ ઉત્પન્ન કરે છે. સર્વ અંગમાં એ જઠરાગ્નિની ગરમી ફેલાઈ જવાથી દેહ, શીતવાતપ્રધાન છતાં પણ (શીત સ્વભાવવાળો છતાં પણ) જેમ સૂર્ય વડે જગત ગરમ થાય તેમ તે ગરમ થઈ જાય છે. હૃદયકમળમાં સુવર્ણના ભમરાના જેવું સુશોભિત જઠરાગ્નિરૂપી તેજ આખા આ દેહમાં ચારે બાજુ પોતાની કાન્તિ વડે ફેલાયું છે અને યોગીઓ તેનું તારાના આકારે ધ્યાન કરે છે.[૬૮-૭૨] એ તેજનું પ્રકાશમય જ્ઞાનસ્વરૂપે (સંયમપૂર્વક) ધ્યાન કરવાથી દૂરના નહિ જણાતા પદાર્થો પણ જોવામાં આવે છે.[૭૩] માંસરૂપ કમલખંડથી શોભતા અને હૃદયરૂપ સરોવરમાં વિશ્રામ લેનાર એ જઠરાગ્નિને, જેમ વડવાગ્નિને સમુદ્રનું જળ બળતણ હોય છે, તેમ શરીરમાં ઉત્પન્ન થયેલ અન્નરસરૂપ જળ જ સૂકું બળતણ છે. દેહમાં જે કાંઈ (પ્રાણાદિ પવનરૂપે) સ્વચ્છ શીતળપણું જોવામાં આવે છે, તે ચંદ્રમાનું રૂપ છે; અને ઉપર જણાવ્યા પ્રમાણે તે ચંદ્રમા ઘસાવાથી તેમાંથી અગ્નિ (જઠરાગ્નિ) ઉત્પન્ન થાય છે, જેથી આ દેહ અગ્નિષોમીય* કહેવાય છે.[૭૪,૭૫] જગતમાં પણ સૂર્ય, અગ્નિ વગેરે જે તેજ જોવામાં આવે છે તે અગ્નિરૂપે કહેવામાં આવે છે; અને જે કાંઈ શાંતરૂપ જોવામાં આવે છે તે ચંદ્રરૂપ કહેવાય છે; જેથી આ જગત અગ્નિથી અને સોમથી થયેલું હોવાથી અગ્નિષોમીય કહી શકાય છે.[૭૬] સત્તારૂપ પ્રકાશમય ચૈતન્યરૂપે અને અસદ્રૂપ જડસ્વરૂપે, બ્રહ્મ જ જગદાકારે સત્તા ન હોવારૂપ થયેલું માનીએ, તો પણ આત્મસ્ફુરણ, બાહ્યાર્થજ્ઞાન અને સૂર્યાદિક જે કાંઈ સત્તારૂપ અને પ્રકાશમય છે, તે અગ્નિરૂપે કહેવામાં આવતું હોવાથી અને વિદ્વાનોના વિચાર પ્રમાણે જે કાંઈ જડરૂપ, અસદ્રૂપ અને અંધકારમય અજ્ઞાન આદિ છે તે ચંદ્રરૂપ કહેવામાં આવતું હોવાથી, બુદ્ધિમાન પુરુષની દૃષ્ટિમાં જગતનું અગ્નિષોમીયપણું જ સિદ્ધ થાય છે.[૭૭,૭૮]

રામ બોલ્યા:—હે વક્તાઓમાં શ્રેષ્ઠ મુની-

* જેનો સંબંધ ચંદ્ર અને દેવતા બન્ને સાથે હોય તે અગ્નિષોમીય કહેવાય છે.

શ્વર! આપે વાયુરૂપ ચંદ્રથી અગ્નિની ઉત્પત્તિ કહી તે તો મારા સમજવામાં આવ્યું, પરંતુ હવે એ સોમની ઉત્પત્તિ શી રીતે થાય છે તે કહો.[૭૯]

વસિષ્ઠ બોલ્યા:–અગ્નિ અને સોમ બન્ને અન્યોન્ય કાર્ય–કારણરૂપ છે અને એ બે ય એકબીજાના ખેંચાણથી પ્રગટ થાય છે. હે પ્રિય રામચંદ્રજી! એ બન્નેનો જન્મ બીજ અને છોડની જેમ અને દિવસરાત્રિની જેમ પરસ્પર એકબીજામાંથી થાય છે અને તેની સ્થિતિ છાયા અને તડકાની જેમ પરસ્પર ઊલટી છે.[૮૦,૮૧] કોઈ વખત જેમ સૂર્યનો પ્રકાશ અને છાયા સાથે જોવામાં આવે છે, તેમ કોઈ વખત અગ્નિ તથા સોમ, એ બન્ને પણ સાથે જોવામાં આવે છે અને કોઈ વખત જેમ દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ હોય છે, તેમ એ બે ય એકબીજા પછી જોવામાં આવે છે.[૮૨] એ બન્નેનો કાર્ય–કારણભાવ પણ એક સત્તારૂપ પરિણામથી અને બીજો વિનાશ–પરિણામથી એમ બે પ્રકારથી થયેલો કહી શકાય છે.[૮૩] અંકુરમાંથી જેમ બીજ ઉત્પન્ન થાય, તેમ કાર્યદશામાં કારણની સત્તા કાયમ રહી, એકમાંથી જે બીજાની ઉત્પત્તિ થાય તેને સત્તારૂપ પરિણામથી થયેલો કાર્ય–કારણભાવ કહે છે. દિવસમાંથી જેમ રાત્રિ થાય, તેમ કાર્યદશામાં કારણની સત્તા નહિ રહેતાં, એકનો નાશ થઈ, બીજાની જે ઉત્પત્તિ થાય, તે વિનાશ–પરિણામથી થયેલો કાર્યકારણભાવ કહેવાય છે. માટીમાંથી જે ક્રમે ઘડો ઉત્પન્ન થાય છે, તે સ્થિતિ સત્તારૂપ પરિણામની છે; એ સત્તારૂપ પરિણામમાં પ્રત્યક્ષ પ્રમાણ સિવાય બીજા કશા પ્રમાણની જરૂર રહેતી નથી.[૮૪–૮૬] દિવસમાંથી જે ક્રમે રાત્રિ ઉત્પન્ન થાય છે, તે સ્થિતિ વિનાશપરિણામની છે અને તેમાં એક વસ્તુમાં (રાત્રિમાં) રહેલો (દિવસનો) અભાવ જ મુખ્ય પ્રમાણરૂપ છે. 'માટી જડ છે; એટલે તેને ચેતનધર્મ નહિ હોવાથી, ઘડો બનાવવાની ઇચ્છા થતી નથી, તેમજ રાત્રિને દિવસ બનાવતો નથી કારણ કે પ્રકાશ દૂર થતાં જ જે દિવસ ચાલ્યો જાય છે, તે દિવસ રાત્રિને કેમ જ બનાવી શકે? માટે કાર્યકારણભાવ વિના જ સઘળું આપોઆપ ઉત્પન્ન થાય છે; એટલે પહેલાં કહેલા સત્તાપરિણામ કે વિનાશ પરિણામથી થયેલો કાર્યકારણભાવ સંભવતો નથી' આવી રીતે જે સ્વભાવવાદીઓ કાર્યકારણભાવનું ખંડન કરે છે, તે યોગ્ય નથી, કારણ કે દરેક વસ્તુમાં કાર્યકારણભાવ પ્રત્યક્ષ નજરે આવવાથી પોતાના અનુભવમાં આવતાં છતાં પણ તેઓ પોતાના મુખથી જ માત્ર નિષેધ કરે છે.[૮૭,૮૮] હે રામચંદ્રજી! પ્રત્યક્ષ પ્રમાણની પેઠે અભાવ (અનુપલબ્ધિ) પણ એક પ્રમાણ છે; જેમકે અગ્નિનો અભાવ કહેવાથી ઠંડીનું પ્રમાણ સર્વ જનોના અનુભવમાં આવે છે. 'અમુક પદાર્થ ગરમ નથી' એમ કહેવાથી તેનું ઠંડાપણું આપોઆપ સાબિત થાય છે.[૮૯] અગ્નિ ધુમાડારૂપ અંશથી, વાદળાંરૂપે બંધાઈ મેઘરૂપ થાય છે, એ વિષયમાં અગ્નિ સત્તારૂપ પરિણામથી સોમનું કારણ જણાય છે.[૯૦] શીતળતાના સાધનથી અગ્નિ પોતે નાશ પામી જઈ જે વાયુભાવને પ્રાપ્ત થાય છે, (વાયુમાં લીન થઈ જાય છે) એ વિષયમાં અગ્નિ વિનાશ–પરિણામથી સોમનું કારણ છે.[૯૧] વડવાનળ સાત સમુદ્રને શોષી લઇને, પાછો ધુમાડારૂપે વાદળામાં જઈ મેઘરૂપ બને છે, તેમાં અગ્નિનો અને સોમનો પરસ્પર કાર્યકારણભાવ રહેલો છે.[૯૨] કૃષ્ણપક્ષમાં સૂર્ય અમાવાસ્યાપર્યંત ચંદ્રબિંબનું પાન કરી, (તેનું તેજ ખેંચી લઈને) પાછો શુક્લપક્ષમાં સારસ પક્ષી જેમ ખાધેલા કમળને ઉદરમાંથી બહાર કાઢે, તેમ બહાર પ્રકાશિત કરે છે, તેમાં પણ અગ્નિ સત્તારૂપ પરિણામથી સોમના કારણરૂપ જણાય છે.[૯૩] વસંત, ગ્રીષ્મ આદિ ઋતુઓમાં ઉષ્મા (ગરમી) રહિત વાયુ અમૃત જેવા ભૂમિના રસને ખેંચી પાછો વર્ષાઋતુમાં વાદળાં-

રૂપે ગાઢ બની જઈ, વૃષ્ટિ વડે જગતરૂપ શરીરને પોષણ આપે છે. આ વિષયમાં અગ્નિ જ સત્તારૂપ પરિણામથી સોમનું કારણ ભાસે છે; અથવા સૂર્યનાં કિરણો વડે પૃથ્વીનું જળ ખેંચાયાથી તે કિરણોમાં તેનું રૂપ મળે છે તેમાં જલ (સોમ) સત્તારૂપ પરિણામથી અગ્નિનું કારણ છે;[૯૪,૯૫] અને સૂર્યનાં કિરણોરૂપે પરિણામ પામેલ, તે જળમાં શીતપણાનો નાશ થઈ જઈ ગરમીને લીધે જ અગ્નિત્વ આવે છે, તેટલા અંશમાં જળ વિનાશ–પરિણામથી અગ્નિનું (ઉષ્ણતાનું) કારણ જણાય છે. જે કાંઈ આ દશ્યપ્રપંચ જોવામાં આવે છે, તે સઘળો અગ્નિષોમીય હોવાથી, અગ્નિનો નાશ થવામાં સોમ સત્તારૂપ પરિણામથી કારણરૂપ છે અને સોમના વિનાશમાં અગ્નિ સત્તારૂપ પરિણામથી કારણરૂપ છે. જેમ દિવસ નાશ પામી અભાવપરિણામથી રાત્રિ થાય છે, તેમ અગ્નિ નાશ પામી વિનાશપરિણામથી સોમરૂપ થાય છે.[૯૭,૯૮] અંધકાર અને પ્રકાશ, છાયા અને તડકો દિવસ અને રાત્રિ, એમાં સર્વથી વિલક્ષણ અને સર્વમાં પરોવાયેલું જે કાંઈ સત્તારૂપ વસ્તુ (બ્રહ્મ) છે, તેને પંડિતો પણ (જ્ઞાન વિના) જોઈ શકતા નથી.[૯૯] દિવસના અને રાત્રિના, છાયાના અને તડકાના અંધકારના અને પ્રકાશના સંધિમાં જે જોડાણ છે તે શૂન્યરૂપ તો નથી જ; કેમકે એ બન્નેનો છેલ્લો અને પહેલો અવયવ એ જોડાણમાં જ પરસ્પર લાગેલો છે. જેમ એક પદાર્થમાં (પોતાનો) ભાવ અને (વિરોધીનો) અભાવ એ બન્ને રહે છે, તેમ એ એકજ જોડાણમાં બન્નેની ભાવ અને અભાવરૂપે સ્થિતિ છે. (પ્રકાશ પોતે પોતાના સ્વરૂપથી ભાવરૂપ છે અને અંધકારના અભાવરૂપે વિચારીએ તો તે અભાવરૂપ પણ ભાસે છે ઇત્યાદિ.)[૧૦૦] ભૂમંડળમાં જેમ અંધકાર અને પ્રકાશ વડે દિવસરાત્રિ જોડાયેલાં જ હોય છે, તેમ સર્વ પ્રાણીઓ ચૈતન્ય અને જડતા એ બન્ને વડે જોડાયેલાં જ છે.[૧૦૧] જેમ જળ અને અમૃતના ભેગા થવાથી ચંદ્રબિંબની સ્થિતિ હોય છે, તેમ ચૈતન્ય રૂપથી અને જડરૂપથી આ જગતની સ્થિતિનો આરંભ જોવામાં આવે છે.[૧૦૨] હે રામચંદ્રજી! જગતમાં જે પ્રકાશરૂપ અને ચૈતન્યરૂપ સૂર્ય પ્રકાશે છે, તે અગ્નિરૂપ છે અને જે કાંઈ જડરૂપ તથા તમરૂપ (અંધકારરૂપ) છે તે સોમનું શરીર છે, એમ સમજો.[૧૦૩] જેમ બહારના આકાશમાં સૂર્યનો ઉદય થવાથી રાત્રિનું અંધારું જતું રહે છે, તેમ ચૈતન્યરૂપ સૂર્યનો અનુભવરૂપે ઉદય થવાથી જન્મ–મરણ આદિ સંસારને ઉત્પન્ન કરનાર અજ્ઞાન પણ નાશ પામે છે.[૧૦૪] જેમ અર્ધરાત્રે પ્રકાશ વડે શોભતા ચંદ્રમામાં પ્રતિબિંબરૂપે સૂર્યની પ્રભા હોવા છતાં પણ ચંદ્રની સત્તા વડે તે ઢંકાઈ જઇને અસત્ય જેવી લાગે છે, તેમ પોતાનું પ્રકાશરૂપ ચેતનસ્વરૂપ, સોમરૂપ જડદેહમાં સત્તારૂપે સત્ય હોવા છતાં, દેહસત્તા વડે ઢંકાઈ જવાથી અસત્યવત્ ભાસે છે.[૧૦૫] જેમ ચંદ્રમંડળમાં સૂર્યપ્રભારૂપે ગયેલો અગ્નિ ચંદ્રબિંબને પ્રકાશિત કરે છે, તેમ જીવરૂપે દેહમાં પ્રવિષ્ટ થયેલું ચૈતન્ય પણ દેહમાં, જીવતાં સુધી અહંભાવ આદિનો પ્રકાશ કરે છે.[૧૦૬] અન્યોન્ય સંબંધ થવાથી ચંદ્રમાં પ્રતિબિંબિત થયેલી સૂર્યપ્રભા, જેમ ચંદ્રમંડળમાં ચંદ્રમારૂપ બની જાય છે, તેમ એ જીવરૂપ ચૈતન્ય પણ, જડદેહમાં અધ્યાસથી તે રૂપે બની જાય છે. ચૈતન્ય આત્મા, પોતે નિષ્ક્રિય અને ઉપાધિશૂન્ય હોવાથી, તેની સ્થિતિ ચક્ષુ આદિક વડે જોવામાં આવતી નથી; પરંતુ જેમ દીપદ્વારા પ્રકાશ જોવામાં આવે છે, તેમ એ ચિતસત્તા પણ દેહરૂપ ઉપાધિદ્વારા સ્પષ્ટ દેખાય છે.[૧૦૭] ચૈતન્યરૂપ આત્માનું, અજ્ઞાન વડે જે બાહ્ય દેહ આદિ વિષયમાં અહંમમત્વાદિકથી બંધાવાપણું તે જ (સંસારનું કારણ હોવાથી) સંસાર કહેવાય છે; અને અધ્યસ્ત સર્વ દેહાદિ વિષયો, સ્વપ્નની પેઠે મિથ્યા સમજાઈ જઈ સર્વના

સંગથી રહિત જે શુદ્ધ અધિષ્ઠાન ચૈતન્યનો લાભ થવો તે નિર્વાણ છે.[૧૦૮] જેમ ભીંત અને તેના પર પડતો સૂર્યનો પ્રકાશ, એ બન્ને અન્યોન્ય મળેલાં જ જણાય છે, તેમ ઉપર જણાવ્યા પ્રમાણે જીવચૈતન્ય અને દેહ, એ બેય પરસ્પર મળીને જ સત્તારૂપે જોવામાં આવે છે; એવો વાણીનો વ્યવહાર હોવાથી તે મળેલાં છે અને એ જીવ તથા દેહ પણ અગ્નિસોમરૂપ જ છે.[૧૦૯] હે પ્રિય રામચંદ્રજી! અગ્નિની (ચિત્સત્તાની) જ કેવળ સ્થિતિ જોવી હોય તો ફક્ત ઉપાધિની નિવૃત્તિ કરી, નિરતિશય આનંદ આપનાર પરમ નિર્વાણમાં જ તે દેખાય છે; અને સોમની (જડતાની) જ કેવળ સ્થિતિ જોવી હોય તો, તે અતિશય જડ પાણી, પથ્થર વગેરેમાં જ જોવામાં આવે છે.[૧૧૦] પ્રાણ ગરમ પ્રકૃતિવાળો હોવાથી અગ્નિરૂપ છે અને અપાન શીતળ પ્રકૃતિવાળો હોવાથી ચંદ્રરૂપ છે. એ બન્ને સુખમાર્ગમાં ગતિ કરવાવાળા છે અને છાયા–પ્રકાશની પેઠે તેમની સ્થિતિ પરસ્પર વિરોધવાળી છે.[૧૧૧] જ્યારે બહારનો શીતળ અપાનવાયુ અંદર દાખલ થાય છે, ત્યારે તે ઉષ્ણ પ્રાણાગ્નિમાં મળી જઈ તે રૂપે થાય છે અને જ્યારે ઉષ્ણ પ્રાણાગ્નિ હૃદયસ્થાનમાંથી બહાર નીકળી, સુખથી બાર આંગળ દૂર, બહારના પ્રદેશમાં જાય છે, ત્યારે તે શીતળ અપાનમાં મળી જઈ તે રૂપે બની જાય છે.[૧૧૨] અરીસામાં પડતા પ્રતિબિંબની પેઠે એ બન્નેનું અન્યોન્યમાં પ્રતિબિંબ પડે છે. જેમ બહારનો સૂર્ય ભીંતમાં પ્રકાશ ઉત્પન્ન કરે છે, તેમ ચૈતન્યરૂપ અગ્નિ, આધાર આદિ ચક્રોમાં રહેલ ચતુર્દલ આદિ કમળોની પાંખડીઓમાં સ્ફુરેલ વાણીરૂપી સોમને અનુભવદ્વારા પ્રગટ કરે છે.[૧૧૩] સૃષ્ટિના આદિકાળમાં શીતરૂપે અને ઉષ્ણરૂપે સ્ફુરેલી ચેતનસત્તા બ્રહ્માંડના આકારથી જેમ અગ્નિષ્ટોમ કહેવાય છે, તેમ મનુષ્યોની (વ્યષ્ટિદેહોની) સૃષ્ટિમાં પણ શીતરૂપે અને ઉષ્ણરૂપે સ્ફુરેલી ચેતનસત્તા જ, અગ્નિષ્ટોમ એવા નામથી કહેવામાં આવે છે.[૧૧૪] જે દેશમાં અંદર રહેલા પ્રાણરૂપ સૂર્યે બહાર રહેલા અપાનરૂપ સોમની સોળમી (છેલ્લી) કળા ગળી નથી, તે પ્રાણાપાનની સંધિના સુખથી બાર આંગળ છેટેના પ્રદેશમાં બાહ્ય કુંભક વડે મનની ધારણા રાખી, તેમાં તમે સ્થિર થાઓ.[૧૧૫] જે હૃદયાકાશમાં બહારનો અપાનરૂપ સોમ અંદરના પ્રાણપવનરૂપ સૂર્યભાવને પ્રાપ્ત થાય છે, તેમાં કેવળ ચૈતન્યની સ્થિતિ વડે તમે સ્થિર થઈ રહો.[૧૧૬] પ્રાણચૈતન્યરૂપી સૂર્યની જે કાંઈ ગરમી છે તે અગ્નિરૂપ છે અને અપાનનું જે શીતળપણું છે, તે સોમરૂપ છે. એ બન્નેનો જે સ્થળમાં પરસ્પરનો મિલાપ થઈ, પ્રતિબિંબની પેઠે તુલ્યરૂપતા થઈ જાય છે, તે સૂક્ષ્મ ચૈતન્યાકાશમાં તમે મનને સ્થિર કરો.[૧૧૭] હે નિષ્પાપ રામચંદ્રજી! બહાર જેમ સૂર્યાદિકનું ગ્રહણ જોવામાં આવે છે, તેમ શરીરમાં પણ સોમ, સૂર્ય અને અગ્નિનાં ગ્રહણ કલ્પવામાં આવે છે. જે અપાનની શીતળતા જઠરાગ્નિથી ગળાય તે સોમનું અગ્નિ ગ્રહણ થાય છે. બહારના અપાનવાયુની શીતળતાથી જે પ્રાણની ઉષ્ણતા ગળાય તે અગ્નિનું સોમથી ગ્રહણ કહેવાય છે અને સૂર્યના ગ્રહણનો ક્રમ તો ઉપર જણાવવામાં આવી ગયો છે. એ સર્વે ગ્રહણ થવાનો જે સૂક્ષ્મ કાળ છે, તેને એકાગ્ર મન વડે તમે જાણનારા થાઓ; કેમકે પુણ્યાદિકમાં બહારના ગ્રહણના સમયો, ઉપર જણાવેલ ગ્રહણ પાસે તૃણના જેવા અતિ તુચ્છ છે.[૧૧૮] હે પ્રિય રામચંદ્રજી! સંક્રાંતિ, ઉત્તરાયણ, દક્ષિણાયન અને સંવત્સર આદિ કાળને, જેમ બહાર જાણી શકીએ છીએ, તેમ પ્રાણ–અપાન આદિ દેહવાયુઓ વડે જ, એ સઘળું અંદર પણ અનુભવમાં આવવાથી તમે જેમ ઘડાને જાણો છો તેમ પ્રત્યક્ષ જાણી શકો, તો જ આ યોગી–પુરુષોની પુણ્યકથામાં તમે શોભાવાળા રહો, નહિતર બીજા પ્રસંગમાં તમે

શેકાઓ, તો તેવી શોભાવાળા ગણાઓ નહિ. ૧૧૯

संक्रान्तिमुत्तरमथायनमंग सम्यक्कालं तथा विषुवतो यदि देहवातैः। अंतर्बहिस्थमिव वेत्सि यथानुभूतं तच्छोभसेत्र न पुनः परमभ्युपेतः॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'અગ્નિષ્ટોમવિચારણ' એ નામનો સર્ગ ૮૧ મો સમાપ્ત

## સર્ગ ૮૨ મો×

### અણિમાદિ સિદ્ધિઓના ઉપાય

॥ वसिष्ठ उवाच ॥

अणुतां स्थूलतां वापि यथा गच्छति योगिनाम्। देहो नाम तथा सम्यग्वक्ष्यमाणमिदं शृणु॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ—યોગીઓનો દેહ, જે ક્રિયાથી અણુતાને અને સ્થૂલતાને પ્રાપ્ત થાય છે તે હું સારી રીતે કહું છું, તમે સાંભળો.[1] હૃદયકમળના ચક્રની ઊર્ધ્વ (ઉપલી) પાંખડી ઉપર, સુવર્ણના ભમરા જેવો અને વર્ષાઋતુમાં સંધ્યાકાળે ચમકતી વીજળીના જેવો કાંતિમાન અને પીળો અગ્નિકણ રહે છે.[2] જેમ વાયુ વડે બહારનો અગ્નિ વૃદ્ધિ પામે છે, તેમ વૃદ્ધિના ઉપાયના જ્ઞાનથી એ અંદર રહેલો અગ્નિકણ પણ વધી શકે છે. એ જઠરાગ્નિ ચેતનરૂપ હોવાથી, વૃદ્ધિ પામ્યા છતાં પણ બહારના અગ્નિની જેમ દેહને નહિ બાળતાં, સૂર્યની જેમ અત્યંત પ્રકાશને પ્રાપ્ત થાય છે.[3] પ્રાતઃકાળની સંધ્યામાં પ્રથમ જ ઉદય પામતા બાલસૂર્યના જેવી કાંતિવાળો એ અગ્નિકણ, સુવર્ણને જેમ અગ્નિ ગાળી નાખે, તેમ ક્ષણમાત્રમાં આખા દેહને અવયવોસહિત ગાળી નાખે છે; અર્થાત્ દેહના પાર્થિવ ભાગને તેના ઉપાદાનરૂપ જળભાગમાં લીન કરી દે છે.[4] ઉપર જણાવ્યા પ્રમાણે માથાથી આરંભી પગ સુધી દેહ ગળી જાય છે. પછી તે અગ્નિકણ, પોતાનો ઉષ્ણ સ્વભાવ હોવાથી, જળભાગની શીતલતાને નહિ સહન કરતાં, ગરમી વડે એ જળભાગનું પણ શોષણ કરી, પોતે જુદો જ ચિત્તરૂપ સૂક્ષ્મ શરીરમાં રહે છે.[5] પાર્થિવ અને જલશરીરને પોતપોતાના ઉપાદાનકારણમાં લીન કરી, અવશેષ રહેલો એ અગ્નિકણ જેમ પવનના ઝપાટાથી ઝાકળ ક્યાંય જતું રહે છે, તેમ પ્રાણમાં ક્ષોભ થવાથી પોતે પણ ક્યાંય (પોતાના ઉપાદાનરૂપ પ્રાણ આદિ પવનમાં) લીન થઈ જાય છે.[6] તે વખતમાં કેવળ અગ્નિમાંથી નીકળતા ધુમાડાની જેમ સુષુમ્ણા નાડીની જુદી પડેલી, યોગીની કુંડલિનીશક્તિ (જીવશક્તિ) સંસ્કારરૂપે રહેલા સૂક્ષ્મ દેહાકાશમાં અવશેષ રહે છે.[7] મન, બુદ્ધિ, જીવ આદિથી જોડાયેલી, લિંગશરીરમાં જ અહંકારને સંકેલી (સૂક્ષ્મરૂપ રાખનારી), નગરથી ઊર્ધ્વપ્રદેશમાં બહાર નીકળેલી ધૂમલેખાની પેઠે ચમત્કારથી યથેષ્ટ ગતિ કરવાની શક્તિવાળી એ યોગીની કુંડલિનીશક્તિ કમળ, શિલા, તૃણ, ભીંત, પથ્થર, સ્વર્ગલોક અને ભૂલોક આદિમાં, જ્યાં જ્યાં પ્રવેશ કરી પાછી નીકળી જવા માટે યોજના કરે ત્યાં ત્યાં તે (સૂક્ષ્મભાવથી) પ્રવેશ કરી બહાર નીકળી જાય છે.[8-9]

હે પ્રિય રામચંદ્રજી! એ જ યોગીની કુંડલિનીશક્તિ, અગ્નિમાં પ્રથમ લીન કરી દીધેલા જળભાગને, જ્યારે પાછો ક્રમ પ્રમાણે તેમાંથી પ્રકટ કરે છે, ત્યારે જેમ કૂવામાં નાખેલી બોખ (ચામડાની ડોલ) જળથી ભરાઈ જાય, તેમ તે રસથી ભરાઈ જાય છે. હે રામચંદ્રજી! જેમ ચિત્રકારની બુદ્ધિમાં સ્ફુરેલી રેખા તેવા તેવા આકારે બહાર પ્રગટ થાય છે, તેમ રસથી પૂર્ણ થયેલી એ કુંડલિની શક્તિ પણ, પ્રથમ ખેંચી લીધેલા પાર્થિવ ભાગને પાછો પ્રગટ કરી, જેવા જેવા આકારની

× આ બ્યાશીમા સર્ગમાં યોગીપુરુષને દેહનું અણુપણું તથા સ્થૂલપણું થવાના ઉપાયો. જ્ઞાનથી થતી સિદ્ધિ, પરકાયમાં પ્રવેશ તથા તેની ભોગપ્રાપ્તિ એ કયા યુક્તિથી કહેવામાં આવશે.

ભાવના કરે તેવો તેવો આકાર (યોગસામર્થ્ય-થી) થઈ જાય છે.[૧૦/૧૧] માતાના ઉદરમાં રહેલ કલલમાં (માંસપિંડમાં) અતિસૂક્ષ્મરૂપે રહેલી બીજશક્તિ જ જેમ હાડકાં, હાથ પગ આદિ સ્થૂલભાવને પ્રાપ્ત થાય છે, તેમ એ કુંડલિની જ અંદર હાડકાં આદિ ભાવને પ્રાપ્ત થાય છે.[૧૨] હે રામચંદ્રજી! યોગીપુરુષની જીવશક્તિ, પોતાની ઇચ્છા અનુસાર, મેરુ આદિ મોટા પ્રમાણના આકારની કે તૃણ આદિ નાના પ્રમાણના આકારની જેવી દઢ ભાવના કરે તેવા આકારને તે પ્રાપ્ત થાય છે.[૧૩] અણિમાદિ સિદ્ધિઓ જે રીતે યોગથી સિદ્ધ થાય છે તે તમે સાંભળી ચૂકયા. હવે એ સિદ્ધિઓ જ્ઞાનથી શી રીતે મળી શકે, તે કહું છું તમે સાંભળો, કે જે આ કથા સાંભળ્યાનું મુખ્ય ભૂષણ છે.[૧૪] શુદ્ધ, નિર્વિકાર, અલક્ષ્ય, સૂક્ષ્મતર અને શાંત એક ચેતનસત્તા જ સર્વત્ર છે. જગત કે જગતની ક્રિયા કશું તેમાં છે જ નહિ.[૧૫] એ ચેતનસત્તા જ જ્યારે સંકલ્પરૂપે સ્ફુરેલા પોતાના આત્માને અધ્યાસથી વધારે છે, ત્યારે સંકલ્પરૂપ મેલથી મલિન થાય છે અને તે જીવ એવા નામથી ઓળખાય છે.[૧૬] જેમ મૂઢ બુદ્ધિવાળા અજ્ઞાની બાળકના મનમાં યક્ષ અસત્ય છતાં ભયથી સત્ય ભાસે છે, તેમ આ દેહ અસત્ય છતાં, જીવની દૃષ્ટિમાં માત્ર સંકલ્પની ભ્રાંતિથી જ સત્ય જેવો લાગે છે.[૧૭] જ્યારે જ્ઞાનરૂપ દીપકથી પ્રકાશનો પૂર્ણ રીતે ઉદય થાય છે, ત્યારે સંકલ્પથી થયેલું જીવનું સઘળું અજ્ઞાન શરદઋતુનાં વાદળાંની પેઠે નાશ પામે છે.[૧૮] હે રામચંદ્રજી! જેમ તેલ ખૂટી જવાથી દીવો બુઝાઈ જાય છે, તેમ સર્વ સંકલ્પોનો નાશ થઈ જવાથી, દેહ પણ બાધિત (નહિ જેવો) થઈ જાય છે.[૧૯] જેમ નિદ્રાનો નાશ થવાથી સ્વપ્ન જોવામાં આવતું નથી, તેમ સત્ય પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી, દેહ પણ (મિથ્યા હોવાથી) જોવામાં આવતો નથી.[૨૦] જે તત્ત્વ ન હોય તેમાં તત્ત્વની ભ્રાંતિ થાય એટલે જીવ દેહમાં બંધાઈ રહે છે, પરંતુ એક પરમાત્માની ભાવના કરવાથી તે જીવ દેહના બંધન વગરનો થઈ સુખી અને પરમ શોભાયમાન થાય છે.[૨૧] હે પ્રિય રામચંદ્રજી! દેહાદિ અનાત્મપદાર્થમાં, આત્મબુદ્ધિ થવી એ હૃદયનો અંધકાર છે અને તે એવો તો દારુણ છે, કે બહારનો સૂર્યાદિ પ્રકાશ તેને ભેદી શકતો નથી.[૨૨] પોતાના આત્મામાં જ, એક આત્મબુદ્ધિ થવાથી સર્વમાં ફેલાઇને રહેલું નિર્મળ, નિરંજન, શુદ્ધ અધિષ્ઠાનચૈતન્ય જ હું છું, એવો જ્ઞાનરૂપ સૂર્ય જ્યારે ઉદય પામે ત્યારે જ તે હૃદયનો અંધકાર (અજ્ઞાન) નાશ પામે છે.[૨૩] બીજા કેટલાક આત્મજ્ઞાની પુરુષો, જેમાં જેવી ભાવના કરે તેમાં દઢ ભાવનાને લીધે તેમને તેવું જ દેખવામાં આવે છે.[૨૪] હે રામચંદ્રજી! મૂઢ ઝેરના કીડા વગેરે પણ દઢ ભાવનાના આગ્રહને લીધે, ઝેરનું અમૃતની પેઠે ભક્ષણ કરે છે અને દૂધ, અન્ન આદિ અમૃતને, ઝેરની દઢ ભ્રાંતિથી ઝેરની પેઠે માની અભક્ષ્ય ગણે છે.[૨૫] એવી જ રીતે દઢ સંકલ્પથી, જે જે ભાવના કરવામાં આવે તે તત્કાળ તેવી જ રીતે સિદ્ધ થાય છે, એવાં અનેક દૃષ્ટાંતો લોકમાં વારંવાર જોવામાં આવે છે.[૨૬] આ દેહ સત્યપણાથી જો જોવામાં આવે તો દેહરૂપે (સત્ય) દેખાય છે; પરંતુ જો અસત્ય ભાવનાથી દેહને જોઇએ તો, સઘળું અધિષ્ઠાન ચૈતન્યમય જ હોવાથી, બ્રહ્માકાશરૂપે જ ભાસે છે.[૨૭] હે સુશીલ રામચંદ્રજી! અણિમાદિ સિદ્ધિ મેળવવા માટે ઉપર જણાવેલી યુક્તિ તમારા સાંભળવામાં આવી. હવે એ વિષે બીજી યુક્તિ કહું છું તે સાંભળો.[૨૮] જેમ બહારના વાયુમાં રહેલી ફૂલની સુગંધી નાક પાસે જાય, તેમ રેચક પ્રાણાયામના અભ્યાસના યોગથી, જીવને જ્યારે કુંડલિની શક્તિરૂપ ઘરમાંથી જુદો પાડી, બીજાના દેહમાં, જીવમાં કે બુદ્ધિમાં વૈભવ ભોગવવા માટે દાખલ કરવામાં આવે, ત્યારે ચેષ્ટા વગરનો એ દેહ

લાકડાના જેવો જડ થઈ જાય છે. જેમ ઝાડને પાણી પાનારો માળી, પોતાના હાથમાં રહેલા ઘડાના પાણીથી, જે જે ઝાડ કે લતાને પાણી પાવાને ઇચ્છે છે તેને તેને પાય છે, તેમ એ જીવને પણ સ્થાવરમાં કે જંગમમાં જે પદાર્થમાં પોતાને ઇચ્છા થાય તેની અંદર સારી રીતે વૈભવો ભોગવવાને યોજી શકાય છે.[૨૯-૩૧] હે પ્રિય રામચંદ્રજી ! એ પ્રમાણે પરકાયમાં પ્રવેશ કરી, સિદ્ધિના વૈભવો ભોગવી રહ્યા પછી, એ જીવને પોતાનું પૂર્વનું શરીર રહેલું હોય તો તેમાં; અથવા બીજું જે કાંઈ પોતાને રુચે તેમાં જેટલા કાળ સુધી ઇચ્છા હોય તેટલા કાળ સુધી પ્રવેશ કરે છે અથવા એ યોગીપુરુષ પરકાય પ્રવેશ કરી, વૈભવો ભોગવ્યા પછી સર્વમાં વ્યાપ્ત થઈ રહેલા પોતાના ચૈતન્યચમત્કારથી સર્વ સ્થાવર-જંગમ દેહોમાં, તેના જીવોમાં અને સત્ત્વાદિ ગુણોમાં સંપૂર્ણ રીતે વ્યાપ્ત થઈ રહે છે.[૩૨,૩૩] યોગથી મળેલા ઐશ્વર્યથી ભરપૂર થયેલો એ જીવ નિત્ય, સ્વપ્રકાશ અને નિર્દોષ પોતાના આત્મસ્વરૂપને ઓળખી, જે જે ઇચ્છા કરે તે તે તત્કાળ મેળવે છે; પરંતુ અજ્ઞાનનું પડળ ખસી જવું એ જ પરમપદ છે, એમ વિવેકી પુરુષોનું માનવું છે.[૩૪]

ज्ञात्वा सदाम्युदितमुज्झितदोषमीशोयद्यथा समभिवांछति चित्प्रकाशः । प्राप्नोति तत्तदचिरेण तथैव राम सम्यक्पदं विदुरनावरणत्वमेव

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'અણિઆદિલાભયોગોપદેશ' એ નામનો સર્ગ ૮૨ મો સમાપ્ત



## સર્ગ ૮૩ મો×

### કિરાટની કથા

॥ वसिष्ठ उवाच ॥

अणिमादिगुणैश्वर्ययुक्ता सा नृपभामिनी ।
एवं बभूव चूडाला घनाभ्यासवती सती ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–શિખિધ્વજરાજાની રાણી ચૂડાલાએ, ઉપર જણાવ્યા પ્રમાણે પ્રાણાયામ આદિ યોગનો દૃઢ અભ્યાસ કરી, અણિમાદિ સિદ્ધિઓનું ઐશ્વર્ય મેળવ્યું.[૧] મોહની નિવૃત્તિ થઈ જવાને લીધે અને તાપોનો નાશ થઈ જવાથી, ગંગાના જેવી નિર્મળ અને શીતળ એ ચૂડાલાએ, આકાશમાર્ગ વડે ગમન કરવા માંડ્યું, સમુદ્રરૂપ ગુફામાં પ્રવેશ કરવા માંડ્યો અને ઈચ્છા પ્રમાણે પૃથ્વીમાં પણ ફરવા માંડ્યુ.[૨] જે રાણી પોતાના પતિના વક્ષઃસ્થળમાંથી અને ચિત્તમાંથી એક ક્ષણમાત્ર પણ દૂર ગયેલ ન હતી, એ જ ચૂડાલા પોતાના યોગસામર્થ્યથી લક્ષ્મીની જેમ રાજ્યોમાં અને જગતમાં ફરતી હતી.[૩] વીજળીના ઝબકારા જેવાં ચળકતાં ઘરેણાંથી શણગારેલી એ રાણીએ મેઘમાળાની જેમ અનેક પર્વતોમાં અને પૃથ્વીમાં ફરવા માંડ્યુ.[૪] જેમ સૂત્રનો તાંતણો વીંધેલાં મોતીમાં સુખથી પ્રવેશ કરી શકે, તેમ તૃણ, લાકડું, પાષાણ, પ્રાણી, આકાશ, વાયુ, અગ્નિ અને જળ, એ સર્વમાં તે નિર્વિઘ્ને પ્રવેશ કરતી હતી.[૫] મેરુ પર્વતના ઉપરનાં શિખરોમાં, લોકપાલનાં નગરોમાં તથા દિશાઓમાં અને આકાશમાં રહેલાં સર્વ સ્થાનોમાં તે વિહાર કરતી હતી.[૬] પક્ષી, ભૂત, પિશાચ, નાગ, દેવ, દાનવ, વિદ્યાધર, અપ્સરા અને સિદ્ધ એ વગેરે સાથે તે વાર્તાલાપ આદિ વ્યવહાર

× આ ત્યાસીમા સર્ગમાં ચૂડાલાની સિદ્ધિના વૈભવો, શિખિધ્વજરાજાનું અજ્ઞાન અને ગુરુપદેશની સફળતાના સંબંધમા કિરાટના આખ્યાનનું વર્ણન કરવામાં આવશે.

કરતી હતી.[૭] એ ચૂડાલાએ પોતાના પતિને આત્મજ્ઞાનરૂપ અમૃતનો લાભ થવા માટે, ઘણી વાર વખતોવખત બોધ કર્યો; પરંતુ રાજાને તેથી કશું જ્ઞાન થયું નહિ.[૮] જેમ બાળક વિદ્યાના ખરા સ્વરૂપને ન સમજી શકે, તેમ ઉપર જણાવ્યા પ્રમાણે યોગ–ઐશ્વર્ય આદિ ગુણોવાળી એ ચૂડાલાનું ખરું સ્વરૂપ આટલા કાળ સુધી શિખિધ્વજ રાજાના સમજવામાં આવ્યું નહિ. માત્ર તે એટલું જ સમજતો હતો કે, મારી રાણી અનેક કળાઓમાં કુશળ અને રમણીય છે.[૯,૧૦] શૂદ્રને જેમ યજ્ઞક્રિયા દેખાડવામાં નથી આવતી, તેમ એ ચૂડાલા રાણીએ પણ આત્માને નહિ ઓળખનાર એ શિખિધ્વજ રાજાને પોતાની સિદ્ધિઓની શોભા દેખાડી નહિ.[૧૧]

**રામ બોલ્યાઃ**–હે સમર્થ ગુરુ મહારાજ! ચૂડાલા રાણી મહાસિદ્ધ અને પૂર્ણ યોગાભ્યાસવાળી હતી, છતાં તેના યત્નથી પણ રાજાને બોધ થયો નહિ, તો પછી બીજાને તો શી રીતે થાય?

**વસિષ્ઠ બોલ્યાઃ**–રઘુકુળને દીપાવનાર હે રામચંદ્રજી! ઉપદેશનો જ ક્રમ બાંધવામાં આવ્યો છે તે તો માત્ર × **तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्** । ઇત્યાદિ શાસ્ત્રમાં કહેલી મર્યાદાને પાળવા માટે છે. બાકી શિષ્યની શુદ્ધ બુદ્ધિ જ જ્ઞાન મેળવવામાં મુખ્ય કારણરૂપ છે. કેવળ શાસ્ત્રથી જ કે કેવળ પુણ્યથી જ પોતાનું ખરું તત્ત્વ જણાતું નથી; પરંતુ જેમ સર્પના પગ ગૂઢ હોવાથી સર્પ પોતે જ તેને દેખે છે, તેમ નિદિધ્યાસન વડે સાક્ષાત્કાર થવાથી પોતે જ પોતાના સ્વરૂપને ઓળખી લે છે.[૧૨–૧૪]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! જેમ આપ કહો છો તેમજ જો હોય તો, આ જગતની મર્યાદામાં ગુરુપદેશને પણ આત્મજ્ઞાનમાં કારણરૂપે બતાવ્યો છે, તે કેમ અને કયે દ્વારે ઉપકારક છે?

**વસિષ્ઠ બોલ્યાઃ**–વિંધ્યાટવીના તૃણ અને લતાદિવાળા એક જંગલમાં કુટુંબી બ્રાહ્મણની જેમ ખૂબ જ ધનદોલત હોવા છતાં કંજૂસ કોઈ એક કિરાટ* રહે છે.[૧૫,૧૬] હે રામચંદ્રજી! એક દિવસ તે ક્યાંક જતો હતો, તેવામાં વિંધ્યાટવીના ઘાસના ઘેરાથી ઢંકાયેલા, કોઈએક પ્રદેશમાં તે કિરાટની એક કોડી પડી ગઈ.[૧૭] એ એક કોડી મળે તો તેમાંથી સમય જતાં (વેપાર વડે) ચાર કોડી થાય, તેમાંથી પછી આઠ પેદા થાય અને પછી ક્રમે કરીને એ એક જ કોડીમાંથી સો, હજાર, બેહજાર કોડીઓ મળે એવો વિચાર ચિત્તમાં આવવાથી, એ કંજૂસે કોડીને માટે યત્ન વડે ઘાસ, કોતરાં આદિ સર્વ જગોએ, ત્રણ દિવસ સુધી શોધ કરી.[૧૮,૧૯] દીનપણાથી રાતદિવસ આળસ ત્યાગીને, એ કિરાટ શોધમાં એવો તો તત્પર રહ્યો, કે બીજા માણસોની હજારો મશ્કરીઓ ઉપર પણ તેનું લક્ષ્ય ખેંચાયું નહિ.[૨૦] એમ ત્રણ દિવસ સુધી શોધ કરતાં છેવટે તે જંગલના પ્રદેશમાંથી, તેને પૂર્ણચંદ્રના જેવો ચળકતો એક મોટો ચિંતામણિ મળ્યો.[૨૧] તે મળવાથી મનમાં પ્રસન્ન થઈ, ઘેર આવીને તે જગતના સઘળા વૈભવોને ભોગવનારો, દરિદ્રતા આદિ દુઃખોથી રહિત અને મહાસુખી થઈ રહ્યો.[૨૨] એ પ્રમાણે જેમ કિરાટે રાતદિવસ મનમાં ગ્લાનિ ન લાવતાં, કોડીની શોધ કરી તો આખા ભૂમંડળના જેવો મહામૂલ્યવાન ચિંતામણિ તેને મળ્યો; તે જ પ્રમાણે શાસ્ત્રના ઉપદેશથી પોતાના આત્માનું સ્વરૂપ ઓળખાય છે. જેમ કોડી શોધવા જતાં કિરાટને ચિંતામણિનો લાભ થયો, તેમ ગુરુપદેશના ક્રમથી શાસ્ત્રનાં શ્રવણ વગેરે મારફત જે જ્ઞાન ઇન્દ્રિયથી મળે નહિ તેની શોધ કરતાં મનન–નિદિધ્યાસનદ્વારા અપરોક્ષજ્ઞાનનો લાભ થઈ જાય છે.[૨૩,૨૪] હે નિષ્પાપ

× તે બ્રહ્મને જાણવા માટે હાથમાં સમિધા લઈ (વિનય અને જિજ્ઞાસા બતાવવા) શિષ્યે સંસ્કારી, વિદ્વાન અને બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે જવું.

* ગામડામા ફેરી કરનાર વાણિયો.

રામચંદ્રજી ! શાસ્ત્રાદિકનું શ્રવણ કર્ણ આદિ ઇન્દ્રિયરૂપે પરિણામ પામેલા મનનો વ્યાપાર છે અને બ્રહ્મ એ પોતે ઇન્દ્રિયોનો વિષય નથી, જેથી ગુરુના ઉપદેશમાત્રથી આત્મતત્ત્વની પ્રાપ્તિ થતી નથી. જો કે ગુરુપદેશદ્વારા તત્ત્વ સમજાય છે, પરંતુ તેનો સાક્ષાત્કાર તો મનન–નિદિધ્યાસન આદિથી અત્યંત સ્વચ્છ થયેલી શિષ્યની બુદ્ધિ વડે જ સાધ્ય છે. જેમ કોડીને શોધ્યા વિના કિરાટને ચિંતામણિનો લાભ થાત નહિ, તેમજ ગુરુપદેશ વિના આત્મતત્ત્વનું જ્ઞાન પણ થાય નહિ.[૨૫,૨૬] જેમ ચિંતામણિ મળવામાં કોડી સાક્ષાત્ કારણરૂપ ન છતાં પણ તેની શોધ મારફત કારણરૂપ ગણી શકાય છે, તેમ ગુરુનો ઉપદેશ પણ મોક્ષરૂપ મહાપ્રયોજનવાળા આત્મતત્ત્વને ઓળખવામાં, સાક્ષાત્ કારણરૂપ નહિ છતાં પણ શ્રવણ–મનનાદિદ્વારા કારણરૂપ થાય છે.[૨૭] હે રામચંદ્રજી ! મોટાઓને પણ મોહમાં નાખનારી આ માયાશક્તિ તમે જુઓ કે, કાંઇક શોધવા જતાં વળી તેનું ફળ કાંઇક બીજું જ મળી આવે છે.[૨૮] પુરુષ કાંઇક કર્મ કરે છે અને પાછો કાંઈ જુદી જ જાતનો તેને (કિરાટની જેમ) ફળનો લાભ થાય છે. એવું આ ત્રણેય લોકમાં જોવામાં આવે છે, માટે આત્મજ્ઞાન થયા પછી માત્ર બાકી રહેલાં કર્મો કરીને સંગનો ત્યાગ કરી કાળ વીતાવવો એ જ કલ્યાણકારક છે.[૨૯]

अन्यत्करोति पुरुषः फलमन्यदेव प्राप्नोति यत् त्रिषु जगत्स्ववलोक्यते च। तस्मादनन्तरभवस्य जगद्भ्रमस्य श्रेयोतिवाहनमसंगमनिच्छयैव ॥ २९ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'કિરાટોપાખ્યાન' એ નામનો સર્ગ ૮૩ મો સમાપ્ત**



## સર્ગ ૮૪ મો×

## શિખિધ્વજનો વૈરાગ્ય અને વનગમન

॥ वसिष्ठ उवाच ॥

**ततः शिखिध्वजो राजा तत्त्वज्ञानपदं विना। आजगाम परं मोहं तमोंधत्वमिवा प्रजाः ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યા:**–હે રામ ! ત્યાર પછી જેમ સંતાન નાશ પામવાથી પુરુષ શોકથી અંધ બની જાય, તેમ શિખિધ્વજરાજા તત્ત્વજ્ઞાનરૂપ શાંતિ વિના ખૂબ દુઃખી થતો હતો.[૧] ચિત્તમાં દુઃખરૂપ અગ્નિ સળગવા લાગતાં, પોતાના સામંત આદિ સ્નેહીમંડળે પ્રાપ્ત કરાયેલી વિભૂતિઓ પણ દેવતાના ભડકા જેવી લાગતાં, તેનું મન કાંઈ પણ આનંદ પામતું ન હતું.[૨] પારધિના બાણથી બચી ગયેલા (ભયાતુર) હરણની જેમ એ રાજાનું ચિત્ત પણ એકાંત દેશોમાં, દિશાઓમાં, પાણીનાં ઝરણાંવાળાં સ્થાનોમાં અને ગુફાઓમાં જઇને રહેવાની ઇચ્છા કરતું હતું.[૩] હે રામચંદ્રજી! તમારી જેમ, એ રાજાને પણ તેના અનુચરો જ ધારણા અને વિનયનાં વચનો વડે બોધ કરી દિવસનાં કર્મો કરાવતા હતા.[૪] ત્યાગી પરમહંસની પેઠે નિરંતર અત્યંત વૈરાગ્યવાળો અને શાંત બુદ્ધિનો એ શિખિધ્વજ રાજા પોતાની રાજ્યલક્ષ્મી ભોગવવામાં પણ ખેદ પામતો હતો.[૫] હે વિવેકી રામચંદ્રજી ! દેવતાઓ, બ્રાહ્મણો અને પોતાનાં માણસો, એ સર્વને તે રાજા ગાય, પૃથ્વી અને સુવર્ણ આદિનું દાન આપતો હતો.[૬] તેણે તપ કરવા માટે કૃચ્છ્રચાંદ્રાયણાદિ* વ્રતો કરવા માંડ્યાં અને

× આ ચોરાશીમા સર્ગમા શિખિધ્વજરાજાનો વૈરાગ્ય, ચૂડાલાનું સમજાવવુ તથા વનમા રાત્રિએ રાજાનું નીકળવુ અને છેવટે મંદરાચળમા સ્થિતિ થવી; એ કથા કહેવામા આવશે

* ચંદ્ર બીજથી આરંભી પોતાની એક એક કળા વધારી પૂર્ણિમાએ પૂરી કળાવાળો થાય છે અને પછી એક એક કળા ઘટાડી અમાસે કળા વિનાનો થાય છે, તેમ બીજથી એક એક કોળિયાનો વધારો કરી પૂર્ણિ-

વનોમાં, તીર્થોમાં તથા બીજા કેટલાંક પુણ્યસ્થાનોમાં ફરવા માંડ્યું;[૭] તો પણ જેમ દ્રવ્ય વિનાની પૃથ્વીને દ્રવ્યની આશાથી ખોદનાર પુરુષ દ્રવ્ય ન નીકળ્યાથી સંતોષ ન પામે, તેમ રાજાનું મન પણ એથી કાંઈ સંતોષ પામ્યું નહિ.[૮] તેનું શરીર રાત્રિ–દિવસ ચિંતારૂપ અગ્નિથી શોષાવા લાગ્યું અને સંસારરૂપ એક મહાવ્યાધિના ઔષધના વિચારમાં તે લાગ્યો.[૯] ચિંતાથી પરવશ થઈ જવાને લીધે દીન બની ગયેલો એ રાજા, વૈરાગ્ય વડે ખેદ પામેલી બુદ્ધિથી મોટા વૈભવોથી ભરેલા પોતાના રાજ્યને પણ ઝેર જેવું સમજી પાસે રહ્યા છતાં પણ તે પર લક્ષ્ય આપતો ન હતો.[૧૦] રાજાએ એક દિવસ એકાંતમાં પોતાની પાસે બેઠેલી એ ચૂડાલા રાણીને મધુર વાણીથી નીચે પ્રમાણે કહ્યું.[૧૧]

શિખિધ્વજરાજા બોલ્યોઃ—ઘણા લાંબા કાળ સુધી મેં રાજ્યનો ઉપભોગ કર્યો અને વૈભવો પણ ભોગવ્યા. હવે તો મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, જેથી હું વનમાં જવાને ધારું છું.[૧૨] હે કોમળ અંગવાળી! વનમાં રહેનારા મુનિને સુખો કે દુઃખો, વિપત્તિઓ કે સંપત્તિઓ એ કશું આવતું નથી.[૧૩] વનમાં રહેનાર પુરુષને દેશના નાશની કે રણસંગ્રામમાં થતા માણસોના ક્ષયની પીડા ખમવી પડતી નથી, તેથી રાજ્યના કરતાં પણ વનવાસમાં વધારે સુખ છે, એમ હું માનું છું.[૧૪] હે સુંદર મુખવાળી! હે સુંદરી! વનની ઘટાઓ તમારા જેવી સુંદર સ્ત્રીને સુખ આપે છે; કારણ કે તે વનની ઘટાઓને કળીઓરૂપે સ્તનો છે, નવા અંકુરોરૂપે હાથ છે, માંજરોરૂપે બાળ છે, ધોળા મેઘોરૂપે સુંદર વસ્ત્ર છે, રસરૂપે અંગનો રાગ છે, પુષ્પોના અલંકાર છે, સોનાની શિલાઓરૂપી નિતંબ છે, તરંગવાળી નદીઓ મોતીના હાર છે, લતારૂપી સખીઓ છે, મૃગલાંરૂપી બાળબચ્ચાં છે, ભમરાઓરૂપી નેત્ર છે, પુષ્પવાળી લતાઓ અંગના અવયવો છે; એ લતાઓ કુદરતી રીતે સુગંધી અને સ્વાદિષ્ટ ફળો જમાડી આનંદ આપે છે; તે શીતળ અને નિર્મળ અવયવોથી આલિંગન આપે છે અને તરંગોના ઝરવાથી અધરામૃતનું પાન કરાવે છે.[૧૫–૧૯] એકાંતમાં રહેવાથી મન જેવું શુદ્ધ અને પ્રસન્ન રહે છે, તેવું ચંદ્રલોકમાં કે બ્રહ્મલોકમાં અથવા ઇન્દ્રલોકમાં રહેવાથી પણ પ્રસન્ન રહેતું નથી. હે પ્રિયે! આ મારા ઉત્તમ વિચારમાં તારે વિઘ્ન નાખવું ન જોઇએ; કેમકે કુલીન સ્ત્રીઓ સ્વપ્નમાં પણ પોતાના પતિની ઇચ્છાનો ભંગ કરતી નથી.[૨૦૨૧]

ચૂડાલા બોલીઃ—હે પ્રિય પતિ! જેમ કાળક્રમના નિયમ પ્રમાણે વસંતઋતુમાં પુષ્પ અને શરદ્ઋતુમાં ફળ શોભે છે, તેમ જે સમયમાં જે કામ કરવું યોગ્ય હોય, તે સમયમાંજ તે કરવામાં આવે તો શોભે છે; પણ જો તેથી ઊલટું જ બને તો તે શોભતું નથી.[૨૨] વૃદ્ધાવસ્થાને લીધે, જેનો દેહ ઘરડો થઈ ગયો હોય તેવાઓને વનવાસ કરવો ઘટે છે, પરંતુ તમારા જેવા યુવાનોને એ વાત ઘટતી નથી; માટે મને તે ઠીક લાગતું નથી.[૨૩] હે મહારાજ! જ્યાં સુધી આપણે યૌવનથી રહિત થયાં નથી ત્યાં સુધી પુષ્પોના સમૂહથી રહિત નહિ થયેલાં વૃક્ષોની પેઠે ઘરમાં શોભીએ છીએ.[૨૪] જ્યારે પુષ્પોને ધારણ કરનારી લતાઓનાં પુષ્પો જેવા ધોળા વાળવાળી વૃદ્ધાવસ્થા આવશે, ત્યારે આ હંસો જેમ સરોવરમાંથી જતા રહે, તેમ ઘરમાંથી બહાર નીકળી વનમાં જઈશું.[૨૫] હે રાજા! યોગ્ય વખત થયા વિના પ્રજારક્ષણના કામને છોડી દેનાર રાજાને, રાજ્યનાં કેટલાંક છિદ્રો ઉઘાડાં થઈ જવાને લીધે મોટું પાપ લાગે છે.[૨૬] નહિ કરવાનાં કાર્યોથી રાજાને તેના નોકરો પરસ્પર સલાહ કરી રોકી રાખે છે અને પ્રજા પણ તેને તેવાં કામ કરતાં અટકાવે છે.[૨૭]

મા સુધી પંદર કોળિયા વધારવા અને પછી એકએક ઘટાડવા તે વ્રતને ચાંદ્રાયણ વ્રત કહે છે.

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**–હે કમળ જેવાં નેત્રવાળી રાણી! મેં ધારી રાખેલા વિચારમાં વિઘ્ન નાખવાનું બંધ કર, કેમકે હું અહીંથી દૂર એકાંત વનમાં ગયેલોજ છું એમ તું સમજજે.[૨૮] હે કોમલાંગી! તું બાળક અને મૃદુ અવયવોવાળી છે, માટે તારે વનમાં આવવું નહિ; કેમકે પુરુષોથી પણ વનના પ્રદેશમાં મુશ્કેલીથી જઈ શકાય છે.[૨૯] જેમ વનમાં થયેલી ફૂલની માંજરો (ઉપવનમાં થયેલી માંજરો કરતાં કઠિન હોય તો પણ) તલવારની ધાર સહન કરી શકે નહિ, તેમ સ્ત્રીઓ ગમે તેવી કઠિન અંગવાળી કે મજબૂત મનની હોય તો પણ તે વનમાં રહેવાને અશક્ત જ છે.[૩૦] હે ઉત્તમાંગી! તારે તો રાજ્યમાં જ રહી તેનું રક્ષણ કરવું; કારણ કે પતિ ક્યાંય બહાર જાય ત્યારે કુટુંબનો ભાર ઉઠાવવો એ સ્ત્રીઓનો ધર્મ જ છે.[૩૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામ! ચંદ્રના જેવા સુંદર મુખવાળી પોતાની પત્નીને ઉપર પ્રમાણે કહી રાજા સ્નાન કરવા માટે ઊઠ્યો અને સઘળો દિવસનું કામકાજ તેણે કર્યું.[૩૨] જેમ હવે પછી શિખિધ્વજરાજા સઘળું પ્રજાનું કામકાજ બંધ કરી સઘળા મનુષ્યોથી ન જઈ શકાય તેવા વનમાં જશે, તેમ સૂર્યનારાયણ પણ પ્રજાનું સઘળું કામકાજ બંધ કરી સર્વ મનુષ્યોથી દુઃખ વડે ન જઈ શકાય તેવા અસ્તાચળ પર્વતમાં ચાલ્યા ગયા. (આથમી ગયા.)[૩૩] જેમ પોતાના ઘરમાંથી નીકળેલા રાજાની પછવાડે અનુરાગવાળી (પ્રેમથી બંધાયેલી) ચૂડાલા હવે પછી જશે, તેમ સૂર્યનારાયણની પછવાડે પણ અનુરાગવાળી (લાલ થઈ ગયેલી) તેની પ્રભા પોતાના ફેલાયેલા રૂપને સંકોચી લઈ અનુસરતી હતી.[૩૪] જેમ જાણે પોતાની સખી ગંગાજીને ધારણ કરનારા અને ભસ્મ વડે ભૂખરા થઇ ગયેલા મહાદેવજીને યમુના પોતે આલિંગન આપતી હોય તેમ રાત્રિએ જગતનો આશ્રય કર્યો. જ્યારે સંધ્યાકાળનાં વાદળાંઓરૂપી દંતપંક્તિ ધારણ કરનારી અને તમાલરૂપ બાળકોને ખોળામાં ધારણ કરનારી દિશાઓએ પોતાનો આછો પ્રકાશ ફેલાવ્યો; જ્યારે દિવસની શોભા અને સૂર્યનારાયણ એ બન્ને સ્ત્રીપુરુષે દેવતાઓના બગીચાઓથી શોભાયમાન એવા મેરુપર્વતના ઉત્તરભાગમાં રમણ કરવાને માટે ગમન કર્યું; જ્યાંથી સૂર્યનાં પ્રચંડ કિરણો પાપની માફક દૂર થયાં હતાં, તે મેરુપર્વતના પૂર્વભાગમાં જ્યારે રાત્રિ અને ચંદ્રમારૂપી બન્ને સ્ત્રીપુરુષે ફરીવાર રમણની ઇચ્છાથી આગમન કર્યું, ત્યારે આકાશરૂપ દીવાલમાં વીખરાયેલા તારાગણ દેખાવા લાગ્યા. જાણે કે દિશાઓરૂપી રમણીયોએ ધાણી ફેંકી ન હોય તેવો તે શોભતો હતો.[૩૫–૩૯] ચંદ્રરૂપી મુખથી સુશોભિત, અંધકારથી શ્યામ, (પોતાના પતિને શોધવાથી) થાકી ગયેલી, પુષ્પરૂપ સુંદર હાસ્યવાળી અને કુમુદ પુષ્પરૂપ સ્તનવાળી રાત્રિ યૌવનને પ્રાપ્ત થઈ,[૪૦] ત્યારે સાયંસંધ્યા આદિ નિત્યકર્મ કરી, મૈનાક પર્વત જેમ સમુદ્રમાં જાય તેમ પોતાની પત્ની ચૂડાલા સાથે રાજા શયનગૃહમાં ગયો.[૪૧] પછી જ્યારે અર્ધરાત્રિનો સમય થયો, કે જે વખતે એ પ્રદેશમાં કોઈ પણ જાતનો શબ્દ સંભળાતો ન હતો અને ગાઢ નિદ્રારૂપ શિલાની અંદર, સર્વ મનુષ્યો લીન થઈ ગયાં હતાં તથા કોમળ ઓછાડવાળા પોતાના શયનમાં સૂતેલી ચૂડાલા રાણી પણ કમળ બીડાઈ જવાથી બેભાન બની ગયેલી ભમરીની પેઠે, નિદ્રામાં લીન થઈ ગઈ હતી; તેવે વખતે જેમ ગ્રહણના મોક્ષકાળમાં રાહુનું મુખ ધીરે ધીરે ચંદ્રમાની પ્રભાને પૂર્વ આદિ દિશા તરફથી મૂકવા માંડે છે, તેમજ અતિ નજીક સૂતેલી, પોતાની રાણીને રાજાએ પણ ધીરે ધીરે છોડવા માંડી.[૪૨–૪૪] સૂતેલી રાણીએ અર્ધભાગમાં દબાવેલ ઓછાડવાળા એ શયનમાંથી, જેમ વિષ્ણુ ભગવાન લક્ષ્મીની કાંતિવાળા અને ચંચળ તરંગોથી શોભતા ક્ષીરસાગરમાંથી ઊઠે, તેમ

શિખિધ્વજરાજા પણ ઊઠ્યો.[૪૫] 'હું રાત્રિચર્યા માટે જાઉં છું તમે સર્વ અહીં જ રહો' એ પ્રમાણે પોતાના સેવકોને કહી, તેઓની ત્યાં જ યોજના કરી, રાજા પોતે શહેરથી બહાર નીકળ્યો. નિસ્પૃહ થઈ ગયેલા એ રાજાએ 'હે રાજલક્ષ્મી! તને હવે નમસ્કાર છે' એમ કહી, પોતાના દેશથી બહાર નીકળી, જેમ કોઈ નંદ સમુદ્રમાં પ્રવેશ કરે× તેમ માત્ર પોતે એકલાએ જ, અતિ ભયાનક મોટા જંગલમાં પ્રવેશ કર્યો.[૪૬,૪૭] ઘાટા અંધકારવાળી લતાઓથી ભરેલું, ક્ષુદ્ર પ્રાણીઓના સમૂહથી મહાભયાનક એવું એ મોટું જંગલ અને ઘાટા અંધકારથી ભરેલી, તથા ક્ષુદ્ર પ્રાણીઓના સમૂહથી ભયંકર લાગતી એ રાત્રિ, એ બન્નેનું રાજાએ સાથે જ ઉલ્લંઘન કર્યું. (અર્થાત્ રાત્રિ પણ જતી રહી અને એ મોટા અરણ્યનો પણ છેડો આવી ગયો.)[૪૮] સવાર સુધીમાં મહાભયાનક જંગલને ઓળંગી, આખા દિવસને પણ માર્ગમાં જ વીતાવી, કોઈ એક વનભૂમિમાં સૂર્યનારાયણની સાથે (સાયંકાળે) તે રાજાએ પણ વિશ્રામ લીધો.[૪૯] સૂર્યાસ્ત થવાથી, તે રાજાએ સ્નાનાદિ કર્મ કરી, કાંઈક ફળાદિકનો આહાર કરી, તે રાત્રિ ત્યાં જ ગાળી. વળી પ્રાતઃકાળમાં ઊઠી, કેટલાંક નગરો, દેશો, પર્વતો અને નદીઓ તેણે પસાર કર્યાં. એ પ્રમાણે બાર રાત્રિ વીત્યા પછી મંદરાચળની નજીક રહેલું, અન્ય મનુષ્યોથી દુઃખ વડે જઈ શકાય તેવું, જનસમુદાયથી અને નગરોથી અતિ દૂર, વાંસના ધોરિયા કે પરનાળાં વાટે ખળખળ વહેતાં વાવનાં પાણી વડે પોષણ પામી અતિ બળવાન થયેલાં વૃક્ષોવાળું, શિથિલ થઈ ગયેલાં (જૂનાં) વેદીનાં (એક જાતની યજ્ઞભૂમિનાં) સ્થાનોથી, પૂર્વકાળમાં થઈ ગયેલા બ્રાહ્મણોના આશ્રમોની સૂચના આપનારું, ક્ષુદ્ર પ્રાણીઓથી રહિત, સિદ્ધ પુરુષોને સેવવા લાયક, લતાઓના સ્થાનરૂપ, પ્રાણને પોષણ આપનારાં ફળોથી ભરપૂર થઈ ગયેલ, વૃક્ષોથી અને લતાઓથી ખીચોખીચ કોઈ એક વન હતું ત્યાં તે જઈ પહોંચ્યો.[૫૦–૫૪] તે વનની અંદર લીલા ઘાસવાળા પ્રદેશથી શ્યામ, ફળવાળાં વૃક્ષોથી શોભતા, સ્નિગ્ધ, શીતળ, શુદ્ધ, સરખા અને જળવાળા કોઈ એક પ્રદેશમાં, જેમ વર્ષાકાળ વીજળીવાળાં શ્યામ વાદળાંઓ વડે પાંજરા જેવો ગોળ આકાર બનાવી દે છે, તેમ એ રાજાએ મંજરીવાળી વેલોથી પોતાને રહેવાને માટે એક પર્ણકુટી બનાવી. કોમળ વેણુદંડ, ફળપાત્ર, ભોજનપાત્ર, અર્ઘ્યપાત્ર, પુષ્પપાત્ર, અક્ષમાળા, કમંડલુ, ટાઢ મટાડવાને માટે કંથા (ઓઢવાની ગોદડી) દર્ભાસન અને મૃગચર્મ એટલા પદાર્થો રાજાએ પર્ણકુટીમાં લાવી રાખ્યા.[૫૫–૫૮] જગતમાં જેમ બ્રહ્માએ પ્રથમથી જ સર્વ પદાર્થને માટે ક્રમ બાંધી રાખ્યો છે, તેમ એ રાજાએ બીજું પણ જે કાંઈ તપસ્વીના કાર્ય માટે યોગ્ય લાગ્યું, તેની પણ એ પર્ણકુટીમાં ગોઠવણ કરી રાખી. એ રાજાએ પ્રાતઃકાળના પહેલા પહોરમાં સંધ્યા કરીને પછી જપ કરવા માંડ્યો. બીજા પહોરમાં ફૂલ, દર્ભ, લાકડાં આદિ વીણવાનું કામ તેમજ સ્નાન અને દેવપૂજન કરવા માંડ્યું.[૫૯,૬૦] પછી કાંઈક વનનાં ફળ, કંદ તથા કમળ આદિનું ભક્ષણ કરી, પાછો જપપરાયણ રહી, જિતેંદ્રિય શિખિધ્વજરાજા એકલો જ રાત્રિ પસાર કરતો હતો.[૬૧] એ પ્રમાણે મંદરાચળની પાસેના પ્રદેશમાં, પર્ણકુટી બાંધી, તેની અંદર ખેદ પામ્યા વિના પ્રસન્નતાથી જ એ રાજાએ દિવસો ગાળવા માંડ્યા. પ્રથમ અનુભવમાં આવેલો નવો રાજવિલાસ તેના સ્મરણમાં પણ આવ્યો નહિ; કેમકે હૃદયમાં વિવેક ઉત્પન્ન થયા પછી રાજ્યલક્ષ્મીઓ કોના મનનું હરણ કરી શકે છે? અર્થાત્ કોઈ પણ વિવેકી પુરુષના મનનું હરણ કરી શકતી નથી.

इति दिवसमखेदं मंदरोपांतकच्छे विरचित

× નંદરાજાએ સમુદ્રમાં નાણું સંતાડ્યું હતું તે લેવા માટે જતા નવ નંદ થયા હતા.

उदजेंतर्मालवेशो निनाय । नवनृपतिविलासं तं न सस्मार कं वा स्फुरति हृदि विवेके राज्यलक्ष्म्यो हरन्ति ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'શિખિધ્વજપ્રવ્રજ્યા' એ નામનો સર્ગ ૮૪ મો સમાપ્ત**

## સર્ગ ૮૫ મો*

### ચૂડાલા પતિ પાસે વનમાં ગઈ

॥ वसिष्ठ उवाच ॥

**एवं शिखिध्वजः पूर्णमठिकायां वने स्थितः । इदानीं शृणु चूडाला सा किं कृतवती गृहे ॥१॥**

વસિષ્ઠ બોલ્યાઃ–ઉપર પ્રમાણે શિખિધ્વજ રાજા જેમાં જોઇતી વસ્તુઓ રાખવામાં આવી છે, તેવી પોતાની પર્ણકુટિમાં વનમાં રહ્યો. હવે પછી ચૂડાલારાણીએ શું કર્યું તે તમે સાંભળો.[૧] અર્ધરાત્રિના સમયમાં ઊઠી, શિખિધ્વજરાજા દૂર પહોંચી ગયા પછી, ચૂડાલારાણી ગામમાં સૂતેલી હરિણીની પેઠે ભયથી જાગી ગઈ.[૨] પતિએ છોડી દીધેલી એ રાણીને સૂર્ય ન હોવાને લીધે અને પૂર્ણચંદ્ર પણ ન હોવાને લીધે, શોભા વગરના આકાશના જેવું પોતાનું શયન શૂન્ય જેવું લાગ્યું.[૩] ક્ષારકર્દમ÷ આદિથી ખરાબ રીતે સિંચાયેલી, મોટી વેલની પેઠે કરમાઈ ગયેલાં પોતાનાં અવયવોરૂપી પાંદડાંને ધારણ-કરનારી અને ખેદથી ભરેલી, એ રાણી કાંઈક પડી ગયેલે મોઢે શયનમાંથી ઊઠી.[૪] ઝાકળ પડવાથી ભૂખરા વર્ણની થઈ ગયેલી દિવસની શોભાની જેમ એ ચૂડાલા પણ અપ્રસન્ન, અસ્વચ્છ અને આકુળ બની ગઈ.[૫] ક્ષણમાત્ર શય્યા પર બેસી તેણે વિચાર કર્યો કે, 'અહો! મોટું કષ્ટ આવી પડ્યું છે, કે રાજા રાજ્ય છોડી ઘરમાંથી વનમાં જતા રહ્યા.[૬] હવે મારે આ વખતે અહીં શું કરવું? માટે હું પણ તેની પાસે જ જાઉં; કારણ કે શાસ્ત્રોમાં પતિ એ જ સ્ત્રીઓની મુખ્ય ગતિ બતાવી છે.[૭] આવો વિચાર કરી, પોતાના પતિની પાછળ જવાને ઊભી થયેલી, ચૂડાલારાણી ગોખમાંથી (સૂક્ષ્મરૂપે) બહાર નીકળી આકાશમાં આવી.[૮] સિદ્ધલોકોના સમુદાયને મુખ વડે બીજા ચંદ્રની ભ્રાંતિ ઉત્પન્ન કરનાર, એ રાણીએ વાયુના સમૂહની સાથે આકાશમાર્ગે ફરવા માંડ્યું. પછી ખડ્ગને ધારણ કરીને વેતાલોને (ભૂતાવિષ્ટ શબોને) ફરવાના સમયમાં (રાત્રિમાં) એકલો જ ફરતો પોતાનો પતિ જેવી રીતે રાત્રિએ એકલો જતો હતો, તેવી જ રીતે તેના જોવામાં આવ્યો.[૯-૧૦] એવી તરેહના પોતાના પતિને જોઈ, આકાશમાર્ગમાં જ રહી પોતાના પતિનું જે કાંઈ ભવિષ્યમાં નિશ્ચયપૂર્વક થવાનું હતું તેનો એ રાણીએ વિચાર કર્યો. હે રામચંદ્રજી! જે રીતે, જે કાળે, જે નિમિત્તે, જે સ્થાનમાં અને જે ક્રિયાથી જેટલો તે રાજાનો અભ્યુદય થવાનો હતો અને જે તેને પરમપદની ઉત્તમ પ્રાપ્તિ થવાની હતી, એ વગેરે જે સઘળું અવશ્ય ભાવિ હતું તે કેમ જાણે તેની આગળ મૂર્તિમાન આવીને ઊભું હોય તેમ યોગના બળથી તેના જોવામાં આવ્યું અને તે ભાવિને અનુકૂળ જ વર્તવાને માટે તે રાણી રાજા પાસે ગઈ નહિ.[૧૧-૧૩] 'મારે હમણાં તે રાજા પાસે જવું નહિ, પણ ઘણો લાંબો કાળ ગયા પછી જ તેની પાસે જવું એવો જ દૈવનો નિશ્ચય છે' એવો વિચાર કરી, ચૂડાલા પાછી પોતાના અંતઃપુરમાં આવી અને શંકરના મસ્તક ઉપર રહેલી ચંદ્રમાની કળાની પેઠે પોતાની શય્યા પર આવી સૂઈ રહી. પછી કોઈ પણ કારણને લીધે રાજા હમણાં બહાર ગયેલ છે, એમ શહેરમાં માણસોને મ[illegible]

* આ પંચાશીમા સર્ગમાં રાણી જાગી જઈ રાજાને શોધશે, રાજાનું તેને દર્શન થશે અને પછી ચૂડાલા એ રાજાના ભાવિ અર્થનો વિચાર કરી ઘેર આવશે તથા પાછી યોગ્ય વખતે જઈ તેને બોધ આપશે, એ કથા કહેવામાં આવશે.

÷ ખાર.અને ગારાવાળાં પાણી.

પોતે ત્યાં જ રહી.[૧૪-૧૬] જેમ કોઈ ડાંગરના ક્યારાની રક્ષા કરનારી સ્ત્રી તેના ક્યારાની રક્ષા કરે, તેમ સર્વમાં સમદૃષ્ટિ રાખી તે ક્રમે કરીને એ રાણી પતિના રાજ્યની રક્ષા કરવા લાગી.[૧૭] રાજ્યમાં રહેવાથી રાજ્યની રક્ષા કરવાને લીધે અને વનમાં રહેવાથી વનની રક્ષા કરવાને લીધે એકબીજાના મુખને નહિ દેખનારાં એ બન્ને સ્ત્રી–પુરુષનો એ પ્રમાણે કાળ જવા લાગ્યો.[૧૮] તેથી શિખિધ્વજરાજાનાં વનની અંદર તથા ચૂડાલાનાં પોતાના દરબારગઢની અંદર દિવસ, પક્ષ, માસ, ઋતુ અને વર્ષો જવા લાગ્યાં. આ સંબંધમાં વિશેષ તો શું કહેવું, પરંતુ અઢાર વર્ષ સુધી ચૂડાલા પોતાના ઘરમાં (અંતઃપુરમાં) રહી અને રાજા વનની ઝાડીમાં નિવાસ કરી રહ્યા.[૧૯,૨૦] મંદરાચળની તળેટીની ગુફા પાસે પર્ણકુટી બાંધી રહેનારા એ શિખિધ્વજ રાજાને ઘણાં વર્ષો વીતી જવાને લીધે વૃદ્ધાવસ્થા આવી ગઈ, ત્યાં સુધીમાં તેની વાસનાઓના પરિપાક પણ આવી જશે, એમ ધારી ચૂડાલાએ તેની વાટ જોઈ. ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે ઘણાં વર્ષો વનમાં જ ગયાથી રાજાને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ, ત્યારે પોતાનાથી (ચૂડાલાથી) જે કાંઈ કાર્ય થવાનું દૈવના તરફથી ભાવિ તરીકે નિર્માણ થઈ ગયેલ છે, તેનો વખત આવી ગયાથી 'પતિની (શિખિધ્વજરાજાની) પાસે જવાનો આ મારે સમય છે' એમ વિચાર કરી, ચૂડાલાએ મંદરાચળની પાસે (જ્યાં રાજા છે ત્યાં) જવાનો નિશ્ચય કર્યો અને પોતાના દરબારગઢમાંથી તે રાત્રિને વખતે આકાશમાર્ગે ઊતરી.[૨૧-૨૪] વાયુના વેગની સાથે તેણે ગમન કરવા માંડ્યું. માર્ગમાં જતાં જતાં, આકાશમાં તેણે કલ્પવૃક્ષનાં (કલ્પવૃક્ષની પાસેથી મનમાનતી રીતે મળેલાં) વસ્ત્રો વડે ઢંકાયેલા રત્નના હારોથી શણગારેલી, નંદનવનના બગીચાઓમાં રહેનારી અને પતિ વિષે આસક્તિવાળી સિદ્ધાભિસારિકાઓ, (રમણની ઇચ્છાથી સિદ્ધલોકો પાસે આવનારી સ્ત્રીઓ) તે ચૂડાલાના જોવામાં આવી.[૨૫,૨૬] ચંદ્રમાની કળાઓને સ્પર્શ કરનારા, હિમના કણોને વરસાવનારા અને ઉત્તમ સિદ્ધપુરુષો પાસેથી પુષ્પમાળા, કસ્તૂરી આદિના સુગંધને ગ્રહણ કરી તેનો ફેલાવ કરનારા પવનોનો તે રાણીને સ્પર્શ થયો. આકાશમાં આવતાં તેણે ચંદ્રબિંબરૂપી અમૃતસમુદ્રના મોટા તરંગરૂપ નિર્મળ ચાંદની દીઠી. વાદળાંઓની વચમાં થઈ ગમન કરનાર એ ચૂડાલા રાણીએ, મેઘની સાથે જ રહેનારી અને મેઘથી જુદી નહિ પડનારી વીજળીઓ તરફ વારંવાર દૃષ્ટિ કરી.[૨૭,૨૮] તેણે મનમાં કહ્યું કે, 'પ્રાણીઓનો સ્વભાવ જીવતાં સુધી બદલાતો જ નથી; કેમકે મારું મન વિવેકથી રોક્યા છતાં ઉત્કંઠા થાય છે કે, 'સિંહના જેવી દૃઢ કાંધવાળા અને વિવેકી એવા મારા પતિને હું ક્યારે જોઈશ? મંજરીઓના ઝૂમખાથી વીંટાયેલી વેલો વૃક્ષોરૂપી પોતાના પતિને ક્ષણમાત્ર પણ છોડતી નથી, એ જોઈને મારા મનમાં પતિને મળવા માટે ઉત્કંઠા થાય છે. જેમ ઉત્તમ દેવયોનિમાં થયેલ આ સિદ્ધાભિસારિકા પોતાના પતિ પાસે જાય છે, તેમ હું પણ મારા સ્વામીને ક્યારે મળીશ?' એમ મનમાં વિચાર થાય છે. અહો! આ મંદમંદ પવનો, આ (શીતળ) ચંદ્રકિરણો અને આ (રમણીય) વનની હારો મને ઉત્કંઠા ઉત્પન્ન કરે છે; અથવા હે મૂઢ ચિત્ત! તું અંદર નકામું શા માટે નાચે છે? હે સુશીલ મન! તારું આકાશના જેવું નિર્મળ વિવેકીપણું ક્યાં જતું રહ્યું? અથવા હે પ્રિય ચિત્ત! પોતાના પતિ પ્રત્યે તારી ઉત્કંઠા છે તો ભલે (તે યોગ્ય હોવાથી) ઉત્કંઠિત રહે, પણ વૃથા ઉત્કંઠાથી શું ફળ છે! હે શરીર! તું જેના આલિંગનાદિક માટે ઇચ્છા રાખે છે, તે પતિ (રાજા) તો વૃદ્ધ થઈ ગયેલો, તપસ્વી, દુર્બળ શરીરવાળો અને વાસના વગરનો થઈ ગયેલો હશે, તથા તેનું મન રાજ્યાદિક ભોગો નહિ ભોગવવાને માટે નિર્મૂળ જેવું થઈ ગયું હશે,

એમ ધારી શકાય છે.[૨૯–૩૭] જેમ વર્ષાકાળની નાની નદી, કોઈ મહાનદમાં એકરસ થઈ જઈ, જુદી જોવામાં આવતી નથી, તેમ એ પતિની વાસનાલતા પણ અદૃશ્ય થઈ ગયેલી હશે એમ લાગે છે; કેમકે તે એકાંતમાં જ રહેનારા, એકાકી, ઇચ્છારહિત, વાસના વગરનો અને ઝાડના ઠૂંઠાની પેઠે સુકાઈ ગયેલો છે, એમ હું અનુમાન કરું છું; તો પણ હે ચિત્ત! તારી શી ઉત્કંઠા છે! હું યોગબળથી એ પતિને બોધ આપી, બાકી રહેલા પ્રારબ્ધને ભોગવવામાં ઉત્કંઠાવાળો કરી, તારી સાથે તેનો મેળાપ કરાવીશ. વનમાં રહેનારા એ પતિનું વાસનારહિત થઈ ગયેલું ચિત્ત હું સર્વત્ર સમાનવૃત્તિવાળું કરી, તેની રાજ્યમાં જ યોજના કરીશ અને પછી ઘણા લાંબા કાળ સુધી બન્ને સુખેથી રાજ્યમાં રહીશું. અહો! આજ ઘણે લાંબે કાળે હું મારા આ ઉત્તમ મનોરથને સિદ્ધ કરી શકીશ, કે જેથી મારો પતિ પણ જ્ઞાન થવાને લીધે મારા જેવો અંદર અને બહાર સરખા વિચારનો થઈ જશે.[૩૮–૪૨] જેના વિચારો એકબીજાને મળતા છે, તેવાં સ્ત્રી–પુરુષોના મેળાપથી જે અત્યંત આનંદ થાય છે, તે આનંદ પહેલા દરજ્જાનો કહી શકાય છે.[૪૩] એવો (મનમાં) વિચાર કરી ચૂડાલા રાણીએ આકાશમાર્ગે પર્વતોને, દેશોને, મેઘોને અને દિશાઓના અંતોને ઓળંગી, મંદરાચળની ગુફા પાસે આવી, આકાશમાં જ અદૃશ્ય રહી વનના મધ્યભાગમાં પ્રવેશ કર્યો.[૪૪] વૃક્ષો અને લતાઓ ડોલવાથી જેમ પવનની ગતિની ખબર પડે છે, તેમ વૃક્ષો અને લતાઓ ડોલવાથી જ તે ચૂડાલાની ગતિ સમજાતી હતી. આવી તે ચૂડાલા રાણીએ, વનના કોઈ એક ભાગમાં, પર્ણકુટીની અંદર યોગથી એકાગ્ર થઈ ગયેલા ચિત્ત વડે પોતાના પતિને જોયો. કેમ જાણે તે રાજાનો પૂર્વનો દેહ બદલાઈ ગયો ન હોય એવું રાણીને જણાયું. પહેલાં હાર, બાજુબંધ, કડાં અને કુંડળ આદિથી શણગારેલો હોવાથી જે રાજાને ચૂડાલાએ મેરુના જેવો મહાકાન્તિમાન જોયો હતો, તે જ રાજા આજ દુર્બળ થઈ ગયેલો, શ્યામ વર્ણનો, જૂનાં પાંદડાંની પેઠે શિથિલ થઈ ગયેલો, કાજળના જેવા પરસેવાના જળથી નાહી રહેલો અને નંદિગણ (મહાદેવના ગણ)ના જેવો નિઃસ્પૃહ બની ગયેલો રાણીના જોવામાં આવ્યો. એણે ફાટેલાં લૂગડાં પહેર્યાં હતાં અને માથે જટા રાખી હતી તથા શાંતપણે પોતે એકલો જ રહી, એ અકૃત્રિમ સ્થળમાં બેસી, દેવતાઓનાં અને અતિથિઓનાં પૂજન માટે, માળા ગૂંથતો હતો. આવી સ્થિતિમાં પોતાના પતિને જોઈ, સુંદર અંગવાળી અને ઘાટાં સ્તનવાળી એ ચૂડાલારાણીએ મનમાં કાંઈક ખેદ લાવી પોતાના મનથી જ વિચાર કર્યો કે, 'અહો! અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું મૂર્ખપણું ઘણું જ વિચિત્ર લાગે છે.[૪૫–૫૦] મૂર્ખતાની મહેરબાનીથી જ આવી (રાજા જેવી) દશાઓ આવી પડે છે. જે રાજા અતિ લક્ષ્મીવાન અને મારો પ્રિય પતિ છે, તે હમણાં હૃદયમાં અજ્ઞાનરૂપ વાદળાંથી જ્ઞાન હણાઈ જવાને લીધે આવી દશાને પામ્યો છે; માટે અવશ્ય આજે જ મારા પતિને વિદિતવેદ્ય (જાણવાનું સર્વ જાણી લીધું છે એવો તત્ત્વજ્ઞ) બનાવી, ભોગ અને મોક્ષ એ બન્નેની શોભા તેને મળે એવો ઉપાય કરીશ; પરંતુ જે આ (રાણીનું) રૂપ હમણાં છે તે છોડી દઈ કોઈ બીજે જ રૂપે હું અતિ ઉત્તમ બોધ આપવાને તેની પાસે જઉં; કારણ કે જો આ રૂપે જ હું જઈશ, તો રાજા 'આ મારી રાણી છે અને તે મૂરખ છે' એમ સમજી મારા બોલવા ઉપર ધ્યાન આપશે નહિ.[૫૧–૫૫] માટે હું ક્ષણ વારમાં તપસ્વીનું રૂપ લઈ તેને બોધ આપું. મારો પતિ વાસનાઓનો પાક આવી જવાથી પાકટ બુદ્ધિવાળો થઈ ગયેલ છે, માટે હમણાં તેના નિર્મળ ચિત્તમાં પોતાના આત્મતત્ત્વનું બરાબર પ્રતિબિંબ પડશે.' આવો વિચાર કરી ચૂડાલાએ બ્રાહ્મણપુત્રનું રૂપ ધારણ

કર્યું.[૫૬] પછી જળ જેમ ક્ષણમાત્રમાં તરંગરૂપ થઈ જાય છે, તેમ ક્ષણમાત્રમાં કાંઈક ધ્યાન વડે તે રાણી બીજું રૂપ ગ્રહણ કરી, બ્રાહ્મણના પુત્રરૂપે વનમાં આવી અને મંદ હાસ્ય વડે મુખ સુશોભિત રાખી પોતાના પતિ પાસે પહોંચી. જેમ જાણે તપની મૂર્તિ જ હોય તેવો દેખાવ આપતો, એ બ્રાહ્મણપુત્ર બીજા વનમાંથી પોતાની પાસેના પ્રદેશમાં આવતો રાજાએ જોયો.[૫૭,૫૮] રસરૂપ સુવર્ણના જેવા પીળા, સ્વચ્છ અને કાન્તિમાન અવયવવાળો, મોતીઓના હારોથી શોભાયમાન, અંગમાં શ્વેત યજ્ઞોપવિતને (જનોઇને) ધારણ કરનાર, બે ધોળાં વસ્ત્રને પહેરનાર, પોંચાથી બમણા પ્રદેશ સુધી નીચે લટકતી, લંબાઈમાં એક હાથના પ્રમાણની અને પૃથ્વીને નહિ અડકતી, રુદ્રાક્ષમાળાને ફેરવતો, ભમરાઓની હારથી વીંટાયેલ કમળની જેમ કેશથી ઘેરાયેલા શિરોભાગને ધારણ કરનાર, પોતાના શરીરમાંથી નીકળતા તેજના સમૂહથી આખા ય પ્રદેશને પ્રકાશવાળો કરનાર, ઉદય પામેલા સવારના સૂર્યની જેમ કુંડળ વડે સુશોભિત મુખવાળો, શિખરના ભાગમાં ચંદ્રને ધારણ કરનાર, ઉદયાચળની પેઠે શિખામાં પરોવેલાં મંદારવૃક્ષનાં પુષ્પોથી શોભતો, રમણીય અને શાંત શરીરવાળો, બળવાન, જિતેંદ્રિય, બરફના જેવાં ધોળાં ભસ્મનાં તિલકથી શોભતો, દેખાવમાં રમણીય અને મેરુપર્વતના સુવર્ણના તટમાં ચાલતા ગંગાના પ્રવાહમાં જેનું પ્રતિબિંબ પડ્યું છે તેવા પૂર્ણચંદ્રની જેમ ચંચળ દેખાતો એવો એ બ્રાહ્મણપુત્ર રાજાની દૃષ્ટિએ પડ્યો. તે બ્રાહ્મણપુત્રને જોઈ શિખિધ્વજ રાજા 'આ કોઈ દેવપુત્ર આવે છે' એવી બુદ્ધિથી ઊભો થયો અને તેને પોતાની પાદુકા (ચાખડીઓ) કાઢી નાખી 'હે દેવપુત્ર ! નમસ્કાર છે, આપ આ આસન પર બેસો' એમ કહી પોતાના હાથ વડે તેને પાંદડાંનું આસન બતાવ્યું અને જેમ ચંદ્રમા કમળખંડના પાંદડા ઉપર હિમના કટકા નાખે, તેમ એ બ્રાહ્મણબાળકના હાથમાં ફૂલની અંજલિ અર્પી. 'હે રાજર્ષિ ! તમને નમસ્કાર છે' એમ કહી તેમણે આપેલાં પુષ્પો ગ્રહણ કરીને તે બ્રાહ્મણપુત્ર પાંદડાંના આસન ઉપર બેઠો.[૫૯–૬૮]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે મહાભાગ્યવાન દેવપુત્ર ! આપનું અહીં ક્યાંથી પધારવું થયું છે ? આજ મને આપનાં દર્શન થયાં તેથી મારો દિવસ સફળ થયો, એમ હું માનું છું.[૬૯] (અહીં પધારી મને) માન આપનાર હે દેવપુત્ર ! આ અર્ધ્ય, આ પાદ્ય અને આ પુષ્પો તથા આ ગૂંથેલી માળા છે, તે સર્વ આપ ગ્રહણ કરો. આપનું કલ્યાણ થાઓ.[૭૦]

વસિષ્ઠ બોલ્યાઃ–હે નિષ્પાપ રામચંદ્રજી ! શિખિધ્વજરાજાએ એ પ્રમાણે કહી (બ્રાહ્મણના પુત્રરૂપે આવેલ) પોતાની પ્રિય પત્ની ચૂડાલાને શાસ્ત્રમર્યાદા પ્રમાણે પાદ્ય, અર્ધ્ય, માળા અને પુષ્પો આપ્યાં.[૭૧]

ચૂડાલા બોલીઃ–પૃથ્વીમાં હું ઘણાં સ્થાનોમાં ફર્યો છું, પરંતુ તમારા તરફથી મારી જેવી પૂજા થઈ, તેવી પૂજા બીજા કોઈ તરફથી થયેલ નથી.[૭૨] હે નિષ્પાપ રાજર્ષિ ! સુંદર અને ઘટે તેવા વિનયથી તમે અસંત ચિરંજીવી થશો, એમ હું માનું છું. હે નિર્મળ રાજર્ષિ ! ફળના સંકલ્પ વગરના આ મહાતપનો સંગ્રહ શું તમે મોક્ષ માટે જ કર્યો છે ? હે શાંત રાજર્ષિ ! ક્રોધ વગરના સંન્યાસીઓ અને વાનપ્રસ્થાશ્રમીઓના વ્રતરૂપ, આ મોટા જંગલનું સેવન આપને માટે તલવારની ધાર જેવું અતિ કઠિન છે; કેમકે સર્વ સંપત્તિવાળા રાજ્યનો ત્યાગ કરી, તમે તેનો (વનવાસનો) અંગીકાર કર્યો છે.[૭૩–૭૫]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે મહારાજ ! આપ દેવ છો, એટલે સર્વ જાણી શકો તેમાં શું વિસ્મય છે ! ચિહ્નરૂપ અલૌકિક શોભા વડે જ આપનું દેવપણું જણાઈ રહે છે.[૭૬] આપના આ

અવયવો ચંદ્રમામાંથી બનેલા હોય એમ મને લાગે છે અથવા વધારે શું કહેવું ? ફક્ત આપના જોવાથી જ કેમ જાણે આપ અમૃતથી મારું સિંચન કરતા હો, તેવો આનંદ થાય છે.[૭૭] હે સુંદર દેવપુત્ર ! મારી એક મનોહર પ્રિય પત્ની છે, કે જે હાલમાં મારા રાજ્યની રક્ષા કરે છે, તેના અવયવો પણ આપના જેવા જ મારા જોવામાં આવેલ છે.[૭૮] જેમ મેરુપર્વત ધોળાં વાદળાંથી પોતાના શિખરને ઢાંકી દે, તેમ આપ શાંત અને મનોહર શરીરને પગથી માથા સુધી આ પુષ્પમાળાથી ઢાંકી લો.[૭૯] નિર્મળ ચંદ્રમાના જેવું તેજસ્વી અને પુષ્પની પાંખડી જેવું આપનું કોમળ અંગ, સૂર્યના તેજથી કરમાઈ ગયેલું છે, એમ હું માનું છું.[૮૦] દેવપૂજન માટે ભેગાં કરેલાં આ પુષ્પોની મેં માળા ગૂંથેલી છે, તે હે પ્રિય દેવપુત્ર ! આપ પહેરીને તેને સફળ બનાવો. પૂજન કરવાથી અતિથિજીવન સફળ થાય છે; કેમકે સત્પુરુષોને દેવના કરતાં પણ અતિથિ વધારે પૂજવાયોગ્ય છે. નિર્મળ ચંદ્ર જેવા મનોહર મુખવાળા હે દેવપુત્ર ! આપ કોણ છો, કોના પુત્ર છો અને શા માટે આપ અહીં પધાર્યા છો ? એ મારા સંદેહને આપ કૃપા કરીને દૂર કરો.[૮૧-૮૩]

ચૂડાલા બોલીઃ–હે રાજા ! મને આપે પૂછ્યું, તે પ્રમાણે હું પૂરેપૂરું આપને કહું છું, તે સાંભળો. જે નમ્રતા રાખીને પૂછે, તેને કયો પુરુષ છેતરે ? કોઈ પણ ન છેતરે.[૮૪] આ જગતમાં નારદ નામના મુનિ છે, તેના શરીરનો વર્ણ પવિત્ર અને પુણ્યશાળી લક્ષ્મીના મનોહર મુખના કપૂરના તિલક જેવો સ્વચ્છ છે.[૮૫] તે મહાત્મા નારદમુનિ, કોઈ એક સમયે મેરુપર્વતની ગુફામાં ધ્યાન લગાવી બેઠા હતા કે જ્યાં મેરુપર્વતના સુવર્ણમય તટમાં મોટા તરંગોવાળી ગંગા પણ વહે છે.[૮૬] એ ગંગા મેરુલક્ષ્મીમાં પોતાના રૂપ વડે પ્રકાશ પામતી હારલતાના જેવી અતિ રમણીય ભાસે છે. એક દિવસ એ નારદમુનિએ ગંગા નદીને કિનારે કંકણોના શબ્દોવાળો જળક્રીડાના કોલાહલનો શબ્દ સાંભળ્યો. આ શું છે ? એમ અતિ આશ્ચર્ય પામી, તેમણે ગંગા નદી તરફ કાંઇક દૃષ્ટિ ફેરવી, તો શૃંગારચેષ્ટાથી જળક્રીડા વડે રમણ કરી જળમાંથી બહાર નીકળતો રંભા, તિલોત્તમા આદિ અપ્સરાઓનો સમૂહ તેમના જોવામાં આવ્યો, કે જે પુરુષરહિત એ પ્રદેશમાં વસ્ત્રોનો ત્યાગ કરી ક્રીડા કરતો હતો. સુવર્ણના કમળની કળીના જેવા મનોહર સ્તનમંડળ વડે ફળોથી વીંટાયેલા વૃક્ષની પેઠે તેઓ પરસ્પર વીંટાયાં હતાં. તેમની શોભતી સાથળો પ્રવાહરૂપે રહેલ સુવર્ણરસના મોટા પૂરના જેવી પીળી અને તેજોમય કાન્તિની પૂર્ણતાને લીધે કામમંદિરના સ્તંભના જેવો ભાવ બતાવતી હતી. તેમના શરીરની સુંદરતાનો રસપ્રવાહ ગંગાના પૂરનો તિરસ્કાર કરતો હતો કે જે આકાશગંગા પોતાના જળની નિર્મળતાને લીધે સ્વચ્છ દેખાતા ચંદ્રપ્રતિબિંબથી શોભતી હતી. કામદેવના કિલ્લારૂપ એવી તે અપ્સરાઓ નંદનવનમાં ક્રીડા કરવા માટે કામરથના ચક્રરૂપ બની ગયેલ પોતાના નિતંબભાગરૂપ તટોથી ગંગાજળને રોકી રાખી બીજે માર્ગે લઈ જતી હતી. તે અપ્સરાઓનાં શરીરો અત્યંત સ્વચ્છ હોવાથી, તેમાં એકબીજાનાં પ્રતિબિંબ પડતાં હતાં અને તેથી જાણે કે સાક્ષાત્ વિશ્વરૂપ હોય તેવાં તે લાગતાં હતાં અને તેથી તે વિશ્વરૂપ અપ્સરાઓનું વૃંદ જાણે કે સાક્ષાત્ કલ્પતરુ હોય તેવું જણાતું હતું. જે કાળરૂપ કલ્પવૃક્ષને વર્ષોરૂપી અનેક થડ હતાં, અયન, માસ અને ઋતુઓરૂપી અનેક ડાળીઓ હતી, દિવસોરૂપી કળીઓ હતી, પખવાડિયાંરૂપી પાંદડાં હતાં, તાપરૂપી પુષ્પની પરાગ હતી, ગગનરૂપી નંદનવનમાં તે શોભતું હતું, દેવોરૂપી પક્ષીઓનો તેની ઉપર તેનો વસવાટ હતો અને સાત સમુદ્રરૂપી તેને મોટા ક્યારો હતો, એવો તે અપ્સરાઓનો સમુદાય

કાળાત્મક ભગવદ્રૂપી કલ્પવૃક્ષમાંથી પ્રકટ થયેલ (ગીતાપ્રતિપાદિત) વિશ્વરૂપના જેવો ચોતરફ સર્વ અંગોનો દેખાવ આપતો, સ્તનરૂપ ગુચ્છના સમુદાયો સાથે કમળોનું સરખાપણું હોવાથી ઈર્ષ્યાના કારણને લીધે તેને નાળમાંથી સંપૂર્ણ ઉખેડી લઈ કરમાવી નાખનાર, ચપળ કેશ, શ્રીઓ અને નાના વાળરૂપી ભમરાઓથી શોભતો હતો. વળી, તે સુવર્ણનાં વિકાસેલાં કમળોથી સુશોભિત, કમલિનીનાં પલ્લવોથી ઢંકાયેલી અને શીતળ ગંગાતીરમાં જળસ્પર્શથી નિર્મળ થઈ ગયેલી, જાણે કે રાહુ અને ગરુડ વગેરે કે જે અમૃત હરવાવાળા છે, તેઓના ભયથી દેવોએ ગંગાજીના તટ પર, મેરુની ગુફામાં ગુપ્ત રાખવા માટે ચંદ્રમંડળોરૂપી અમૃતની કળાઓ એકઠી કરી હોય તેમ, રમણીય અને કાન્તિમાન હોવાથી મનને હરણ કરનાર, એ અપ્સરાઓના સમુદાયને જોઈ, નારદઋષિનું મન કામાતુર થવાથી તત્કાળ વિવેકાંશને ભૂલી ગયું. ચિત્તમાં હર્ષ થવાથી, પ્રાણવાયુમાં પણ ક્ષોભ થયો; તેથી જેમ રસથી પૂર્ણ પાકી ગયેલું ફળ નીચે પડે અને જેમ વર્ષાઋતુમાં મેઘ વૃષ્ટિરૂપે પડે, તેમ આનંદિત થયેલ એ નારદમુનિનું વીર્ય પણ (કામાકુળપણાને લીધે) સ્ખલિત થયું. હે રાજશ્રેષ્ઠ ! શાખા તથા મૂળનું છેદન થતાં, વૃક્ષ જેમ નિઃસાર થાય, તેમ અને હિમકણને સ્રવતા ચંદ્રની જેમ તથા ખંડિત થયેલા મૃણાલની જેમ એ મુનિ નિઃસાર થયા.[૯૭–૧૦૪]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે મહારાજ ! નારદમુનિ તો મહાજ્ઞાની, જીવન્મુક્ત, નિષ્કામ, રાગરહિત, બહાર અને અંદર આકાશની જેમ નિર્મળ અને અસંગ તથા જેને કોઈની ઉપમા ન આપી શકાય તેવા છે; તેમ છતાં તેમની એવી સ્થિતિ કેમ થઈ ?[૧૦૫,૧૦૬]

ચૂડાલા બોલીઃ–હે રાજર્ષિ ! આ ત્રણે લોકમાં પ્રાણીઓની જેટલી જાત છે, તે સર્વનો અને દેવાદિકનો પણ જે દેહ છે તે દ્વંદ્વધર્મવાળો છે. હે પ્રિય રાજર્ષિ ! જ્ઞાનવાન હોય કે અજ્ઞાની હોય, પરંતુ જ્યાં સુધી મનુષ્ય જીવતું રહે ત્યાં સુધી સૌનું શરીર સુખદુઃખમય જ હોય છે. જેમ દીવાથી પ્રકાશ વધે અને ચંદ્રના ઉદયથી મહાસાગર વધે, તેમ કોઈક પદાર્થથી તૃપ્તિ આદિ થવાને લીધે સુખ જ વધે છે.[૧૦૭–૧૦૯] જેમ વાદળાંઓરૂપ પડદો આડો આવી જવાથી રાત્રિમાં અંધારું વધે, તેમ કોઈ ભૂખ આદિ પદાર્થોથી દુઃખ જ વધે છે. આ વિષયમાં સ્વજ્ઞાન જ મુખ્ય કારણરૂપ છે. એક ઘડીભર પણ જો પોતાનું નિર્મળ સત્ય આત્મસ્વરૂપ ભૂલી જવાય, તો જેમ વર્ષાઋતુમાં વાદળાંઓ ચડી આવે છે, તેમ આ દેખાતો સંસાર પ્રગટ થાય છે. હંમેશાં એ આત્મસ્વરૂપનું જ મન સાથે જોડાણ રાખવાથી બે પળ સુધી પણ જો તે ભૂલી જવામાં ન આવે, તો દશ્યરૂપી આ પિશાચ, ચિત્તના જોવામાં આવતો જ નથી. જેમ પ્રકાશ અને અંધારા વડે દિવસ અને રાત્રિની સ્થિતિ છે, તેમ સુખ–દુઃખવડે જ આ શરીરની પણ સ્થિતિ છે; પરંતુ એ સુખ–દુઃખ, અજ્ઞાની પુરુષને જન્મના કારણરૂપ એવો દેહાદિકમાં આત્મબુદ્ધિનો અધ્યાસ હોવાને લીધે, જેમ કપડામાં કેસરનો રંગ બરાબર દૃઢ લાગી જાય, તેમ બરાબર સંસ્કારરૂપે દૃઢ બેસી જાય છે. હે રાજા ! જ્ઞાનીને તત્ત્વજ્ઞાનને લીધે એ સુખ–દુઃખનો જરા પણ રંગ લાગતો નથી. જેમ કેસર ગળી આદિનો સારો કે નરસો રંગ અતિ નજીક છતાં, સ્ફટિકમણિને અંદર રંગી શકતો નથી, તેમ બહાર સુખ કે દુઃખ દેખાતાં છતાં પણ, જ્ઞાનવાનને તે અંદર લેપ કરી શકતું નથી. સ્ફટિકમણિમાં હજી પાસે રહેલાં જાસૂદ આદિ પુષ્પોના પ્રતિબિંબથી તે વખતે જાસૂદ ફળના રંગ જેવો પોતાનો રંગ લાગે છે, પરંતુ જીવન્મુક્ત તત્ત્વજ્ઞ પુરુષને તો સુખ–દુઃખનો તે તે સમયે થતો હર્ષશોકનો રંગ પણ લાગતો નથી. અજ્ઞાની પુરુષની બુદ્ધિમાં સુખ–દુઃખનો

સંબંધ માત્ર થવાથી તેનો ધાટો રંગ બેસી જાય છે. કેમકે તે વસ્તુ જતી રહેવાથી પણ પાછું મનમાં દુઃખ થાય છે. જેમ બહારનો કેસર આદિનો રંગ વસ્ત્રથી દૂર કરી દેવામાં આવે, તો પણ વસ્ત્રની અંદર દૃઢ બેસી ગયેલો રંગ તો જતો જ નથી, તેમ સુખ-દુઃખ આપનાર વસ્તુ દૂર થઈ જાય, તો પણ અજ્ઞાનીઓનાં હૃદયની અંદર દૃઢ ખૂંચી ગયેલા સંસ્કારો તો જતા જ નથી. આ ક્રમથી જ બંધમોક્ષની વ્યવસ્થા સમજી લેવી.[૧૧૦-૧૧૯] વિષયાસક્તિને લીધે વાસનાઓનો જ વધારો એ જ બંધ છે અને વિષયોનો સંગ છૂટી જતાં જ વાસનાઓ ચાલી જવી તેનું નામ મોક્ષ કહેવાય છે.

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**-દૂર રહેલા અને પાસે રહેલા પદાર્થોના લાભ સુખનું કારણ છે અને વિનાશ દુઃખનું કારણ છે; તે કારણોથી શા માટે જીવને સુખદુઃખ થાય છે ? આપ તે કહો. મોર જેમ મેઘગર્જના સાંભળતાં તૃપ્ત થતો નથી, તેમ આપનાં ઉદાર, ઘણા અર્થવાળાં અને અતિ નિર્મળ વચનો સાંભળતાં મારું મન તૃપ્ત થતું નથી.

**ચૂડાલા બોલીઃ**-શરીર, મન વગેરેથી પોતાને અનુકૂળ સુખ મેળવી, કોઈની ય મર્યાદામાં નહિ આવેલા આત્મતત્ત્વના સ્વરૂપને ભૂલી જઈ દુઃખી થાય છે અને તેથી જીવની સાથે વિષયનો [illegible][૧૨૦-૧૨૩] સ[illegible] જી[illegible] દેહમાં જું[illegible]લી છે. જ[illegible]યારે તે પ્રાણવાયુથી પુરાઈ ગયેલી નાડીઓમાં આવી, તે તે ઇન્દ્રિય દ્વારા તે તે વિષયનો અનુભવ કરે છે. જેમ મૂળમાં સિંચેલું પાણી, તેને વહેવાને માર્ગે ઝાડની અથવા આસપાસની સર્વ લતાઓમાં પહોંચી જાય છે, તેમ કુંડલિનીમાં ગયેલો જીવ પણ, નાડી દ્વારા સર્વ દેહમાં પ્રવેશ કરી શકે છે અને વિષયનો સંબંધ થવાથી, તેમાં એકાગ્ર થયેલ વૃત્તિની ધારા વડે તેને અનુભવે છે.[૧૨૪,૧૨૫] જીવને સુખનો અને દુઃખનો અનુભવ કરાવવા માટે દેહમાં અનેક તરેહની જુદી જુદી નાડીઓ રહેલી છે. જીવ જ્યારે સુખનો અનુભવ કરે છે, ત્યારે પ્રસન્ન જોવામાં આવે છે; પરંતુ જ્યારે દુઃખનો અનુભવ કરતો હોય ત્યારે તેમ હોતું નથી.[૧૨૬] રાજા વગેરે સુખી લોકોને જવાના માર્ગો, જેમ કપૂર, ચંદન આદિના સુગંધી જળથી છંટાયેલા અને પુષ્પ, ધૂપ, કસ્તૂરી આદિથી સુગંધીદાર હોય છે, પણ ગરીબ લોકોના માર્ગ તેવા હોતા નથી; તે પ્રમાણે જ્ઞાની અને અજ્ઞાનીઓના માર્ગમાં ભેદ રહેલો છે. જીવ જેટલે અંશે, ચંચળ નાડીમાર્ગમાં પ્રવેશ કરી, ચંચળતા વગરનો અને સંકલ્પરહિત થઈ શાંત રહે, તેટલે અંશે તમે તેને મુક્ત જ સમજો અને જેટલે અંશે પ્રાણવાયુની ચપળતાને લીધે, જીવ પણ ચંચળ થઈ જઈ વિશેષ સંકલ્પો કરે, તેટલે અંશે તમે તેને બંધાયેલો જાણો. સુખ-દુઃખનો અનુભવ થવાથી અનુકૂળ પદાર્થોને મેળવવા માટે અને પ્રતિકૂળ પદાર્થને દૂર કરવા માટે, અનેક જાતના અનર્થોમાં ચિત્તનું સંકલ્પરૂપે જે બહાર પ્રગટ થવું, તેનું જ નામ જન્મમરણથી થતા સંસારનું કારણ હોવાથી બંધ છે અને તે સર્વમાં ન બંધાતાં, કેવળ આત્મસ્વરૂપમાં જ સ્થિતિ રાખવી, તે જન્મ-મરણાદિ સંસારબંધનથી છૂટવાનું કારણ હોવાથી મોક્ષ છે. આ પ્રમાણે બે પ્રકારે બંધમોક્ષની વ્યવસ્થા માનેલી છે.[૧૨૭-૧૩૦] જ્યાં સુધી ચંચળ ઇન્દ્રિયદ્વારા સુખ-દુઃખની દશા પ્રાપ્ત થયેલી નથી, ત્યાં સુધી જીવ સુખ વડે સમાનવૃત્તિવાળો, સ્થિર અને શાંત જેવો થઈ રહે છે. જેમ ચંદ્રમાને જોઇને સમુદ્ર ઊછળે છે, તેમ ઇન્દ્રિયો વડે જાણી શકાય તેમ ન હોવાથી, સ્વયંપ્રકાશ જીવચૈતન્ય પણ સુખનું કિંવા દુઃખનું અવલોકન કરી, અંદર વૃત્તિઓરૂપે ચંચળ થાય છે.[૧૩૨] હે પ્રિય રાજર્ષિ ! જેમ બિલાડો માંસને જોઈ ચંચળ થાય, તેમ એ જીવ પણ અનુભવમાં

આવેલાં સુખાદિકથી અને તેના ઉપાયરૂપ ધનાદિકમાં અનુકૂળ બુદ્ધિ થવાથી ચંચળ થાય છે, એનું કારણ તો માત્ર અજ્ઞાન જ છે.[૧૩૩] આત્મ જ્ઞાનરૂપના સ્વરૂપનો શુદ્ધ બોધ થવાથી સુખ-દુઃખાદિ જેવું કશું છે જ નહિ, એવો નિશ્ચય થવાને લીધે જીવને શાંતિ મળે છે. 'મિથ્યા માની લીધેલ હોવાથી સુખ–દુઃખ જેવું કશુંયે નથી. મારે અને તેને કશો સંબંધ પણ છે નહિ. હું કેવળ તેમાં નકામો જ બંધાઈ રહ્યો છું,' એવું જ્ઞાન થવાથી જીવને શાંતિ મળી મોક્ષ પ્રાપ્ત થાય છે.[૧૩૪] જે વિષય સંબંધી બહારનાં સુખો અનુભવમાં આવે છે, તે ખરું જોતાં મિથ્યા હોવાથી છે જ નહિ અને તે જે રૂપે પ્રતીત થાય છે, તે રૂપ પણ અવાસ્તવિક હોવાથી વાસ્તવ નથી, એવું અંદર જ્ઞાન થવાથી જીવ બાહ્ય વિષયો તરફ ખેંચાતો નથી; પરંતુ કેવળ શાંત થાય છે.[૧૩૫] જે કાંઈ છે તે સર્વ ચિદાકાશરૂપ પરબ્રહ્મ જ છે, એવો ગાઢ નિશ્ચય દૃઢ બેસી ગયો હોય, તો તેલ વગરના દીવાની જેમ જીવ શાંત થઈ જાય છે. સર્વ જગત ચૈતન્યરૂપ છે, એવું જ્ઞાન થવાથી દ્વૈતની ભ્રાંતિ ટળી જવાને લીધે સુખાદિકમાં સ્નેહનો (અનુકૂળ બુદ્ધિનો) નાશ થઈ જવાથી, તેલ વિનાના દીવાની જેમ તે શાંત બની જાય છે. આ સર્વ દ્વૈતભ્રમ આકાશના જેવો શૂન્ય છે એમ બોધ થવાથી, જીવનું ચંચળપણું જતું રહે છે અને બંધનરહિત થયેલા જીવને પછી ક્ષોભ થવો એ તો કેમ જ સંભવે? આ પ્રમાણે જ આદિજીવ હિરણ્યગર્ભે પ્રથમ સૃષ્ટિના આરંભકાળથી બંધમોક્ષનો માર્ગ કલ્પેલો છે અને તે જ હજુ સુધી ચાલે છે.[૧૩૬–૧૩૯]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે દેવપુત્ર! જ્યારે જીવ સુખનો અનુભવ કરાવવાને માટે નાડીઓમાં ફરે છે, ત્યારે વીર્યનું સ્ખલન શી રીતે થાય છે? તે આપ કહો.

ચૂડાલા બોલીઃ–સ્ત્રીના શરીરને જોવાથી, વાસના જગતાંની સાથે જીવચૈતન્ય આકુળવ્યાકુળ થાય છે. જેમ રાજા પોતાની આજ્ઞામાત્રથી સેનાને ચલાવે છે તેમ પ્રાણાદિ પવનોને વાસનાઓવાળી રાગ આદિ વૃત્તિઓ અનુકૂળ પડે તેમ ચલાવે છે. સર્વ શરીરમાં વ્યાપી રહેલા વ્યાનવાયુની પ્રેરણાથી, મેદની અંદર અને મજ્જાની અંદર રહેલો સાર, પુષ્કળ તીવ્ર ગંધની પેઠે પોતામાં રહેલા સૂક્ષ્મ વીર્યભાગને, જેમ પત્રફલાદિક પોતાના મૂળભાગમાં છેદ થવાથી તેમાં રહેલા રસને સ્રવે, તેમ સ્રવે છે. જેમ મેઘગર્જનામાં સહાય કરનાર અનુકૂળ વાયુથી આકાશમાં વાદળાંઓ ભેગાં થઈ જઈ તેનું જળ વૃષ્ટિદ્વારા નીચે પડે છે, તેમ સર્વ ધાતુઓના સારરૂપ એ વીર્ય પણ સર્વ અંગમાંથી ચંચળ થઈ વીર્યવાહિની નાડીદ્વારા સ્વભાવે જ નીચે ઊતરી આવે છે.[૧૪૦–૧૪૩]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે દેવપુત્ર! આપ મહાતત્ત્વજ્ઞ છો. પૂર્વકાળની વ્યાવહારિક સ્થિતિને પણ આપ સારી રીતે જાણો છો એમ આપનાં વચનોથી જ જણાય છે; તો સ્વભાવ શું છે? તે આપ કહો.[૧૪૪]

ચૂડાલા બોલીઃ–કાકતાલીય ન્યાયની જેમ અથવા જેમ જળમાં પરપોટા ઉત્પન્ન થઈ પાછા નાશ પામી જાય છે તે રીતે કિંવા ઘુણાક્ષર ન્યાયથી,+ પ્રથમ સૃષ્ટિના આરંભકાળમાં, સૃષ્ટિની રચના થતી વખતે, શબલ બ્રહ્મને ઘટપટ, અવટ (ભૂવિવર) આદિરૂપે, જે જે પદાર્થો જેવા ધર્મવાળા પોતાના આત્મામાં તત્કાળ સ્ફુરી આવ્યા, તેઓનો આજદિવસ સુધી નહિ બદલાયેલો અને સૃષ્ટિપર્યંત કાયમ રહેનાર આદિ નિયમ જ વિદ્વાનોએ 'સ્વભાવ' એવા નામથી કહેલો છે.[૧૪૫,૧૪૬] એ સ્વભાવ વડે જ સ્થિતિ પામેલા

+ એક ઘુણ નામનો જીવડો લાકડાને કોતરી ખાય છે. તેના ઘર્ષણથી કોઈ વખત અક્ષર જેવો આકાર બની આવે છે તેની પેઠે.

આ જગતની અંદર વિવિધ પ્રકારના વિકારોવાળા જરાયુજ, અંડજ આદિ દેહો ભમ્યા કરે છે. કેટલાક જ્ઞાનવાન જીવો વાસના નાશ પામતાં પાછા જન્મતાજ નથી અને કેટલાક અજ્ઞાની જીવો ભોગો વિષેજ દૃઢ આસ્થાને લીધે બધાયેલા હોવાથી વારંવાર જન્મમરણ પામ્યા કરે છે.

अस्मिन्स्वभाववशतो जगति प्ररूढे देहा भ्रमंति परितो विविधा विकाराः । प्रक्षीणवासनतया न भवंति केचिद्भूयो भवंति च पुनस्त्वितरे घनास्थाः ॥ १४७ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો ચૂડાલાના આખ્યાન સંબંધી 'સુખવિચારયોગોપદેશ' એ નામનો સર્ગ ૮૫ મો સમાપ્ત**

## सर्ग ८६ मो*

### કુંભની ઉત્પત્તિ ઇત્યાદિ

॥ चूडालोवाच ॥

आत्मस्वभाववशतो जातं जगदिदं महत् ।
स्थितिं वासनयाभ्येत्य धर्माधर्मवशे स्थितम् ॥

ચૂડાલા બોલી:–ઉપર જણાવી ગયા પ્રમાણે, શબલ બ્રહ્મના (ઈશ્વરના) સ્વભાવને લીધેજ, આવડું મોટું આ જગત ઉત્પન્ન થયું છે અને વાસના વડે ધર્મ તથા અધર્મને આધીન થઈ જઈ સ્થિતિને પામેલ છે.[1] હે રાજર્ષિ! જ્ઞાન વડે વાસનાઓનો ક્ષય થઈ જવાથી ધર્મ–અધર્મ સાથેનો સંબંધ દૂર થાય છે અને મનુષ્ય ફરીવાર જન્મ લેતો નથી, એવું અમારા અનુભવમાં આવે છે.[2]

સિખિધ્વજરાજા બોલ્યો:–હે વક્તાઓમાં ઉત્તમ દેવપુત્ર! આપ જે વચનો કહો છો તે અતિ ઉદાર, ઘણા અર્થવાળાં, બરાબર અનુભવમાં આવે તેવાં, પરમાર્થયુક્ત અને ગૂઢ છે.[3] હે સુંદર દેવપુત્ર! આપનાં વચનોની સુંદર શૈલી સાંભળી, આજ અમૃતપાન કર્યું હોય તેમ હું અંદર શીતળ થઈ ગયો છું;[4] માટે પ્રથમ આપની ઉત્પત્તિ શી રીતે થઈ, તે સંક્ષેપથી તુરત આપ મને કહો. પછી વળી આપની જ્ઞાનગર્ભિત વાણીનું પણ હું શ્રવણ કરીશ.[5] બ્રહ્માના પુત્ર મહાત્મા નારદમુનિએ પછી પોતાનું એ વીર્ય કયે ઠેકાણે રાખ્યું તે બધું આપ વિસ્તારથી કહો.

ચૂડાલા બોલી:–પછી પોતાના મનરૂપી મદોન્મત્ત હાથીને, શુદ્ધ બુદ્ધિરૂપી ચામડાની દોરીથી વિવેકરૂપી મોટા થંભલા સાથે બાંધનાર એ નારદમુનિએ, પ્રલયકાળના અગ્નિ વડે ગળી જતા ચંદ્રમાના રસ જેવું, રસરૂપ આકારવાળું, દિવ્ય પારો આદિ રસોનું અનુકરણ કરનારું, પોતાનું વીર્ય પાસે રહેલા કાંતિમાન અદ્ભુત સ્ફટિકના કુંભમાં, જળમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબની પેઠે મૂક્યું.[6–9] બ્રહ્માએ જેમ પોતાના સંકલ્પમાત્રથી અમૃતના પૂરનું જુદુંજ રૂપ ધારણ કરી બ્રહ્મલોકમાં અમૃતસાગર પૂરી દીધો, તેમ એ નારદમુનિએ પણ મોટા અને અતિ રમણીય મેરુપર્વતની અંદર પથ્થરમાં પણ ન ફૂટે તેવો, અતિ દૃઢ મોટા પેટવાળો, પડખાંઓમાં અને ચારે તરફ સ્થૂળ એ ઘડાને પોતાના સંકલ્પમાત્રથી સરજેલા દૂધથી છલોછલ ભરી દીધો. અમૃતસાગરમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબની પેઠે ક્ષીરકુંભમાં રહેલો અને સ્રીરૂપ અગ્નિમાં હોમાવાને તૈયાર થયેલી નારદમુનિની મંદ વીર્યરૂપ આહુતિને પ્રવર્તાવનાર, એ ગર્ભ મહિને મહિને વધવા માંડ્યો.[10–12] જેમ પ્રત્યેક પૂર્ણિમા પૂર્ણચંદ્રને પ્રકટ કરે છે અને વસંતઋતુ જેમ પુષ્પોને ખીલવે છે, તેમ એ કુંભે પણ કાળે કરીને, કમળપત્ર જેવાં સુંદર નેત્રવાળો, એ ગર્ભ ઉત્પન્ન કર્યો.[13] કેમ જાણે કુંભરૂપ નાના ક્ષીરસા

* આ છયાશીમા સર્ગમા એ દેવપુત્રનો કુંભમા વૃદ્ધિ પામી જન્મ થવો, પછીથી તેનું બ્રહ્મા પાસે જવુ અને તેને લીધે સર્વજ્ઞતા આદિની પ્રાપ્તિ થવી એ વગેરેની કથા આવશે.

ક્ષય વિનાનો બીજો ચંદ્રમા ઉત્પન્ન થતો હોય, તેમ એ ગર્ભ સમસ્ત અંગો પૂર્ણ થઈ ગયેથી કુંભમાંથી બહાર નીકળ્યો.[૧૪] અતીવ સૌંદર્યવાળો એ બાળક શુક્લપક્ષમાં જેમ ચંદ્રમા વધે, તેમ કેટલેક દિવસે વૃદ્ધિને પ્રાપ્ત થયો. ( મોટો થયો )[૧૫] નારદમુનિએ, તેના જાતકર્મ આદિ સંસ્કારો કરી, જેમ એક પાત્રમાં રહેલું દ્રવ્ય બીજા પાત્રમાં નાખવામાં આવે, તેમ પોતાની પાસે રહેલું સઘળું વિદ્યાધન એ પુત્રને આપ્યું.[૧૬] નારદમુનિએ થોડા દિવસમાંજ તેને સઘળાં શાસ્ત્રો ભણાવી, કેમ જાણે પોતાનું પ્રતિબિંબ જ હોય તેવો (પોતાના જેવો) બનાવી દીધો.[૧૭] સંધ્યાકાળમાં ઉદય પામેલો પૂર્ણચંદ્ર જેમ સ્ફટિક પર્વતમાં પડેલાં પોતાનાં પ્રતિબિંબ વડે શોભે, તેમ મહામુનિ નારદજી પણ પોતાના જેવા યોગ્ય પુત્રથી શોભવા લાગ્યા.[૧૮] પછી એક વખત એ પુત્રને સાથે લઈ નારદમુનિ બ્રહ્મલોકમાં ગયા. પોતાના પિતાજી બ્રહ્માની પાસે તેની બુદ્ધિની પરીક્ષા માટે કેટલુંક તેમણે પુછાવ્યું.[૧૯] બ્રહ્માએ પોતાને નમસ્કાર કરનાર, પોતાના એ પૌત્રની વેદાદિ શસ્ત્રોમાં પરીક્ષા લઈ, પ્રસન્ન થઈ, તેને પોતાના ખોળામાં બેસાડ્યો અને કેવળ પોતાના આશીર્વાદમાત્રથી જ તેને સર્વજ્ઞ તથા સર્વ જ્ઞાનના અવધિરૂપ તત્ત્વજ્ઞાનમાં જ તલ્લીન બનાવી દીધો અને તેનું ( કુંભથી ઉત્પન્ન થયેલો હોવાથી ) કુંભ એવું નામ પાડ્યું.[૨૦/૨૧] હે મહાત્મા રાજર્ષિ ! તે કુંભ હું પોતે જ* છું. હું બ્રહ્માનો પૌત્ર થાઉં છું, નારદમુનિનો પુત્ર છુ અને કુંભમાંથી ઉત્પન્ન થયેલો હોવાથી કુંભ એવા નામથી કહેવાઉં છું.[૨૨] હું મારા પિતાજી નારદમુનિથી સાથે બ્રહ્મલોકમાં જ્યાં ખુશી પડે ત્યાં રહું છું. મારી સાથે લીલા કરનાર ચાર વેદો એ જ મારા મિત્રો છે અને ગાયત્રી મારી માતૃભગિની (માસી) છે, એમ હું સમજું છું. સરસ્વતીને હું મારી માતા ગણુ છું, બ્રહ્મલોકમાં મારું રહેવાનું ઘર છે અને ત્યાં બ્રહ્માના પૌત્ર તરીકે સુખેથી હું રહું છું.[૨૪] હું સર્વ વાતે પરિપૂર્ણ છું; તેથી મારે કાંઈ પણ કરવાનું બાકી રહ્યું નથી, તો પણ માત્ર લીલાથીજ આખા જગતમાં સર્વ ઠેકાણે જ્યાં મરજી પડે ત્યાં હું જઈ શકું છું.[૨૫] હું જ્યારે ભૂલોકમાં ફરુ છું, ત્યારે મારા પગ પૃથ્વી ઉપર અડકતા નથી, મારા અવયવોને ધૂળ અડકી શકતી નથી તથા મારું શરીર પણ ખેદ પામતું નથી. હે પ્રિય રાજર્ષિ ! આ હું આકાશમાર્ગેથી જતો હતો તેવામાં મેં તમને જોયા, જેથી હું તમારી પાસે આવેલ છું. એ પ્રમાણે જે જે તમે મને પૂછ્યું તે તે મેં કહ્યું.[૨૭] વનવાસના ગુણોને, તથા ફળને જાણનાર હે રાજર્ષિ ! તમને જે જાણવાની ઇચ્છા હતી તે મારા જન્મ વિષેની સઘળી હકીકત મારા અનુભવ પ્રમાણે તમને મેં આ રીતે જણાવી છે. કોઈ ઉત્તમ કુલીન પુરુષો પ્રશ્ન કરે, તો સત્પુરુષો અવશ્ય તેનો ઉત્તર આપે છે; કેમકે તેઓ પ્રશ્ન પૂછવામાં અને તેનો ઉત્તર આપવામાં બહુ કુશળ હોય છે.[૨૮]

વાલ્મીકિ બોલ્યા:—આટલી કથા કહી ત્યાં સુધીમાં દિવસ જતો રહ્યો, સૂર્યનારાયણ અસ્ત પામી ગયા, સાયંકાળ સંબંધી નિત્યકર્મ કરવા માટે, સર્વ સભા, સ્નાન કરવા ઊઠી ગઈ અને હંમેશના નિયમ પ્રમાણે રાત્રિ પસાર થતાં બીજે દિવસે સૂર્યોદયની સાથે એ સભા મંડપમાં પાછી ભેગી થઈને બેઠી.[૨૯]

**इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायं-**

* આ પ્રસંગમા મીથ્યા ભાષણરૂપ દોષ આવે છે, એવી શંકા લાવવી ઉચિત નથી; કેમકે પોતાના પતિને વિશ્વાસ બેસાડી તેને જ્ઞાનવાન બનાવી, આ દુઃખમય સંસારપાશમાંથી તેને છોડાવવામાં જ મુખ્ય તાત્પર્ય હોવાથી, તેનુ દોષપણું સંભવતું નથી. વળી જ્ઞાનવાનને સાર્વાત્મ્યભાવ પ્રાપ્ત થઈ જવાથી **अहं मनुरभवंसूर्यश्च।** ઇત્યાદિ વામદેવના વચનની પેઠે ચૂડાલાનું તત્ત્વજ્ઞપણું હોવાથી આ સર્વ વચનોપન્યાસ ઘટી શકે છે.

तनाय विधयेस्तमिनो जगाम। स्नातुं सभाकृतनमस्करणां जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम॥ २९॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'કુંભજનનકથન' એ નામનો સર્ગ ૮૬ મો સમાપ્ત**

વાલ્મીકિનો અઢારમો દિવસ સમાપ્ત

## સર્ગ ૮૭ મો×

### શિખિધ્વજનું ગુરુશરણ

॥ शिखिध्वज उवाच ॥

सर्गे स्फुरद्भिर्मत्पुण्यैर्मन्ये संप्रेषितो भवान्।
अलक्ष्यैः संभृतैरद्रौ बृहद्वातैरिवांबुदः॥ १॥

શિખિધ્વજરાજા બોલ્યોઃ–પૂર્વ દિશામાં જેમ વાદળો એકઠા થયાં હોવા છતાં દેખાતાં નથી, પણ જ્યારે અનુકૂળ પવનો વાય છે, ત્યારે તે મેઘો ખેંચાઈ વરસાદ આપે છે; તેમ આ સંસારમાં મારાં સંચિત થયેલાં પ્રાચીન પુણ્યો વડે જ ખેંચાઇને આ મંદરાચલમાં આપનું પધારવું થયું છે એમ હું સમજું છું.[૧] હે મહાત્મા દેવપુત્ર! અમૃતને સ્રવનાર શુભ વચનવાળા, આપની સાથે મારો સમાગમ થયો, તેથી હું આજે ધર્મ વડે ધન્ય ગણાતા પુરુષોમાં એક અગ્રેસર તરીકે ગણવા યોગ્ય થયો છું. સત્પુરુષોનો સમાગમ મારા ચિત્તને જેવું શીતળ કરે છે, તેવી શીતળતા મને રાજ્યલાભ આદિ પદાર્થો પણ આપી શકતા નથી; કેમકે સત્સમાગમમાં, સર્વ અધિકારીને સમાન રીતે રાગાદિ વાસનાઓનો નાશ થઈ જઈ, પ્રમાણમાં નહિ આવતો અનંત બ્રહ્મનો અલૌકિક આનંદરસ પ્રાપ્ત થાય છે અને રાજ્યલાભાદિક તો કલ્પનામાત્રથી જ તુચ્છ સુખ આપે છે.[૨–૪]

વસિષ્ઠ બોલ્યાઃ–ઉપર પ્રમાણે રાજા કહેતો હતો, તેટલામાં તેનાં વચનોને બંધ પાડી બ્રાહ્મણપુત્રરૂપે આવેલી એ ચૂડાલા રાણીએ વળી બીજીવાર રાજાને કહ્યું.[૫]

ચૂડાલા બોલીઃ–હવે આ પ્રશંસા આદિનો પ્રસંગ અટલેથી જ બંધ કરો. પ્રથમ તમે જે મને પૂછ્યું હતું, તે મેં તમને કહી બતાવ્યું છે; પરંતુ તમે કોણ છો? આ પર્વતમાં શું કરો છો? તમારે ક્યાં સુધી વનવાસમાં રહેવાનું છે અને આ પ્રમાણે કરવાનું શું પ્રયોજન છે? તે સાચેસાચું કહો; કેમકે તમારા જેવા તપસ્વી પુરુષો જૂઠું બોલતા જ નથી.[૬,૭]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–આપ દેવપુત્ર છો, એટલે બધું બરાબર રીતે જાણો છો. લોકોની હકીકત તથા તે (મારા) સર્વ પ્રસંગને આપ જાણનાર છો, એટલે હું આપને બીજું શું કહું?[૮] આપ જાણો છો, તે છતાં આપના પૂછવાથી એ વિષે હું ટૂંકાણમાં કહું છું. હે મહાત્મા દેવપુત્ર! હું સંસારથી ભયભીત બની આ વનના મધ્યમાં પર્ણકુટિ બાંધીને રહ્યો છું.[૯] હું શિખિધ્વજ નામનો રાજા છું અને રાજ્યને છોડી દઈ તપ કરવા માટે અહીં આવેલો છું. હે તત્ત્વજ્ઞ દેવપુત્ર! સંસારમાં ફરીથી જન્મ લેવો પડે એથી હું ભયભીત થયેલ છું. હે સત્ય સમજનારા દેવપુત્ર! આ સંસારમાં વારંવાર સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ, જન્મ પછી મરણ અને મરણ પછી જન્મ એમ વારાફરતી થયા જ કરે છે, જેથી હું તાપને પામેલ છું અને તેથી આ વનની ઘટામાં આવીને તપ કરું છું.[૧૦,૧૧] જેમ ભાગ્યહીન નિર્ધન પુરુષને ભંડારનો (ખજાનાનો) લાભ મળતો નથી, તેમ હું અનેક ઠેકાણે રખડ્યો છું અને આ સ્થાને વાસ કરી મેં અતિકઠોર તપ આદર્યું છે, તો પણ મને ખરી

× આ સિત્યાશીમા સર્ગમા કુંભની પ્રશંસા, રાજાનું તેની પાસે પોતાના દુઃખનું નિવેદન કરવું, ઉપદેશ આપવા માટે તેના તરફ પોતાનો શિષ્યભાવ બતાવવો અને તેના ઉપર પોતાનો પાકો વિશ્વાસ એટલી કથા કહેવામા આવશે.

શાંતિ મળી નથી.[૧૨] હે મહાત્મા દેવપુત્ર! જેનો પ્રયત્ન બુઠ્ઠો થયો છે અને જેને કોઈ જાતનું ફળ મળ્યું નથી તેવો હું, એકલો સોબત વિનાનો અહીં રહું છું અને ઘુણ નામના જીવડાએ અંદર કોતરી ખાધેલા લાકડાની પેઠે સુકાયા કરું છું.[૧૩] ઉપવાસ, દેવપૂજન, અતિથિપૂજન આદિ આ સઘળી તપની જુદી જુદી ક્રિયાઓ સતત અને બરાબર નિયમપૂર્વક હું કર્યે જાઉં છું; પરંતુ આમ કરવાથી મને એક દુ:ખમાંથી છૂટી બીજા દુઃખના સમૂહમાં પડ્યા જેવું લાગે છે અને શાંતિ માટે સ્વીકારેલો કર્મમાર્ગ અમૃતરૂપ છતાં મને શાંતિ ન મળવાને લીધે વિષ જેવો લાગે છે, એ શું હશે?[૧૪]

ચૂડાલા બોલી:–પૂર્વકાળમાં કોઈ એક દિવસે બ્રહ્માને મેં એ વાત પૂછી હતી કે, હે મહારાજ! કર્મ અને જ્ઞાન એ બન્નેમાં જે એક મોક્ષ થવાનું કારણ હોય તે આપ કહો.[૧૫]

બ્રહ્મા બોલ્યાઃ–જ્ઞાન એ જ મોક્ષ થવાનું ખરું કારણ છે અને જ્ઞાન વડેજ દુઃખનો સર્વ રીતે સંપૂર્ણ નાશ થાય તેવો અનુભવ છે. કર્મો તો સ્વર્ગાદિ ભોગોની પ્રાપ્તિના વિનોદ માટે, મનુષ્યને શુભ પ્રવૃત્તિ કરાવી, કોઈ જાતના નરકમાં લઈ જનાર અનર્થોમાં ન રોકાતાં, શુભ કલ્યાણમાં જ તેનું આયુષ્ય પસાર થાય તેને માટે છે. હે પુત્ર! જેઓ જ્ઞાનદષ્ટિને પહોંચી શકતા નથી, તેઓને માટે કર્મ એ આનંદનું મુખ્ય સાધન છે; કેમકે બીજું કોઈ યોગ્ય વસ્ત્ર (પીતાંબર) ન મળે, ત્યાં સુધી કંબલનો (ધાબળાનો) પણ કોણ ત્યાગ કરે? કોઈ ત્યાગ ન કરે. તે જ પ્રમાણે જ્યાં સુધી જ્ઞાન પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી કર્મ પણ ઠીક છે.[૧૬,૧૭] અજ્ઞાનીઓનું કર્મ, સર્વ વાસના હોવાને લીધે ફળ આપે છે અને જ્ઞાનીઓનું કર્મ સર્વ વાસનાઓનો નાશ થવાથી ફળ આપતું નથી.[૧૮] જેમ પાણી નહિ રેડવાથી લતાઓ ફળ આપી શકતી નથી, તેમ જ્ઞાનીનાં શુભ કર્મો પણ વાસનાનો નાશ થઈ ગયાથી, પછી ફળ આપી શકતાં નથી. અશુભ કર્મોનું પણ તેમજ સમજવાનું છે. પ્રારબ્ધરૂપે ફળ આપવાને તૈયાર થયેલાં કર્મો પણ વાસનાનો નાશ થતાં તેમનો નાશ થાય એટલે દેખાવ પૂરતાં રહે છે[૧૮,૧૯] પૂર્વઋતુનાં ચિહ્નો, જેમ પાછળની ઋતુ આવવાથી નાશ પામી જાય છે, તેમ વાસનાઓનો નાશ થયાથી કર્મનું ફળ પણ નાશ પામી જાય છે.[૨૦] હે પુત્ર! કાસડાની લતા જેમ સ્વભાવે જ ફળ આપતી નથી, તેમ વાસના વગરની ક્રિયા પણ સ્વભાવે જ (પછીથી) ફળ આપતી નથી.[૨૧] જે બાળકના મનમાં ભયને લીધે હાઉની ભાવના રહી હોય તે જ હાઉને દેખે છે, બીજો દેખતો નથી; તેમ દુઃખની ભાવનાવાળો મૂઢ પુરુષ જ દુઃખને દેખે છે, બાકી તત્ત્વજ્ઞની દષ્ટિમાં એ કશું આવતું જ નથી.[૨૨] વિકાસ પામેલી કાસડાની લતાની પેઠે જ્ઞાનીની ક્રિયા આકાર વડે જોવામાં આવતાં છતાં પણ, ફળ (ધર્માધર્મરૂપ અને તેથી થતી જન્મપરંપરાને) આપી શકતી નથી.[૨૩] અજ્ઞાનદશામાં પણ અહંકાર આદિરૂપે સ્ફુરેલી વાસના, તાત્ત્વિક દષ્ટિએ જોતાં છે જ નહિ, માત્ર અજ્ઞાનને લીધે જ ઝાંઝવાના જળમાં સમુદ્રના જળની ભ્રાંતિની પેઠે તે વાસના દેખાય છે.[૨૪] તે અજ્ઞાન, આ સર્વ બ્રહ્મરૂપ છે, એવી ભાવનાથી નાશ પામી જવાને લીધે, જેમ અનુભવીને ઝાંઝવામાં જળની ભ્રાંતિ ન થાય, તેમ જ્ઞાનીના ચિત્તમાં વાસના જ ઉત્પન્ન થતી નથી.[૨૫] સર્વ વાસનાઓનો ત્યાગ થઈ જવાથી, જીવ પાછો ફરીવાર જન્મ લેતો નથી અને તે જરામરણરહિત, બ્રહ્મસ્વરૂપ થઈ જાય છે.[૨૬] જ્યાં સુધી ચિત્તમાં વાસના રહે ત્યાં-સુધી તે મન કહેવાય છે અને મન વાસના વગરનું થઈ જાય તો, તે પોતે જ જ્ઞાનરૂપ છે. જ્ઞાન વડે આત્મસ્વરૂપ ઓળખવામાં આવે તો જીવને પુનર્જન્મ થતો નથી.[૨૭] હે રાજર્ષિ! જ્ઞાન એ જ

પરમ કલ્યાણરૂપ (મોક્ષસાધન) છે, એમ ઉપર જણાવ્યા પ્રમાણે–બ્રહ્માદિક મોટા પુરુષો પણ કહે છે; તો પછી તમે કેમ અજ્ઞાનીની પેઠે આ તપને મોક્ષનું સાધન માની બેઠા છો?[૨૮] હે રાજર્ષિ! આ બાજુ કમંડલુ પડેલ છે, આ બાજુ દંડ અને કાષ્ઠો છે અને અહીં દર્ભાસન પડયું છે, આ (મમત્વથી બંધન આપનાર) અનર્થોના વિલાસમાં તમે શી રીતે આનંદ માનો છો?[૨૯] હે રાજર્ષિ! હું કોણ છું, આ સઘળું શી રીતે ઉત્પન્ન થયું અને પાછું કોનામાં લઈ પામી જાય છે? એ વિષે કેમ કાંઈ વિચાર કરતા નથી અને અજ્ઞાનીની પેઠે કેમ વિચાર વિનાના થઈ રહ્યા છો?[૩૦] હે રાજર્ષિ! 'શી રીતે બંધ થાય અને શી રીતે મોક્ષ થાય?' એવા પ્રશ્નો પૂછી, તેના ઉત્તરની અભિલાષાથી, તમે પરમાનંદના સમુદ્રરૂપ પરબ્રહ્મનો અપરોક્ષ અનુભવ કરનારા, મહાત્માઓના ચરણોનું સેવન શા માટે કરતા નથી?[૩૧] વ્રત, ઉપવાસ, ટાઢું, ઊનું આદિ સહન કરી, આત્માને દુઃખ આપનાર આ ક્રિયા વડે આયુષ્યનો ક્ષય કરી, આ પર્વતની ગુફાને વિષે અંદર, શિલાની અંદર (તેની બખોલમાં) રહેલા કીડાની પેઠે તમે કેમ પડ્યા રહો છો?[૩૨] સમદૃષ્ટિવાળા સત્પુરુષોને પ્રશ્ન કરવાથી, તેમની સેવા કરવાથી અને તેઓના સમાગમથી એવી યુક્તિ મળી આવે છે કે જે વડે આ સંસાર-બંધનમાંથી મુક્ત થવાય છે. તમે શરીરને કષ્ટ પડે એવી ચેષ્ટાઓને છોડી દઈ કોઈ મહાત્મા ગુરુની સાથે રહી જે મળે તે જમી લઈ, પૃથ્વીની કોઈ ગુફામાં રહેલા કીડાની જેમ ગુરુએ બતાવેલા માર્ગમાં દૃઢ રહી આ વનની ગુફામાં રહો.

વસિષ્ઠ બોલ્યાઃ–એ પ્રમાણે દેવપુત્રરૂપે જોવામાં આવતી, પોતાની રાણી ચૂડાલાએ બોધ આપવાથી, આંસુથી જેનું મોઢું ભીંજાઈ ગયું હતું એવો શિખિધ્વજ રાજા નીચે પ્રમાણે બોલ્યો.[૩૫]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે દેવપુત્ર! અહો, આજ ઘણે કાળે આપે મને બોધ આપ્યો છે. હું માત્ર અજ્ઞાનને લીધે જ સજ્જનોના સંગ તરફ લક્ષ્ય ન આપતાં, આ વનમાં આવી રહ્યો છું.[૩૬] મારાં સર્વ પાપો ક્ષીણ થઈ ગયાં છે, એમ હું માનું છું; કેમકે આપ જ અહીં પધારી મને બોધ આપો છો.[૩૭] હે સુંદર મુખવાળા દેવપુત્ર! આપ જ મારા ગુરુ, પિતા અને મિત્ર છો, હું આપનો શિષ્ય થઈ, આપના ચરણમાં નમસ્કાર કરું છું, મારા પર આપ કૃપા કરો.[૩૮] જે આપ સારામાં સારું જાણો છો, જે જાણવાથી ફરી આ સંસારચક્રમાં આવી શોક કરવો પડતો નથી અને જેથી પરમ સુખમાં શાંતિ મળે છે, તે બ્રહ્મનો (બ્રહ્મજ્ઞાનનો) હવે તરત મને આપ ઉપદેશ કરો.[૩૯] ઘડાના આકારે, અને વસ્ત્રના આકારે જે જુદાં જુદાં જ્ઞાન છે તે બધામાં કયું જ્ઞાન સર્વથી શ્રેષ્ઠ છે કે જેથી આ સંસારસાગર તરી જવાય?[૪૦]

ચૂડાલા બોલીઃ–હે રાજર્ષિ! શ્રદ્ધારહિત પુરુષોને કરેલો ઉપદેશ સુકાયેલ ઠૂંઠા પાસે કરેલા કાગડાના અવાજની જેમ નકામો છે, માટે જો તેમ થાય એવું હશે તો હું કશું કહીશ નહિ; પરંતુ જો તમે શ્રદ્ધાથી મારાં વાક્યોને ગ્રહણ કરો–અર્થાત્ તે ઉપર દૃઢ આરૂઢ રહો તો, તમે જે પૂછો છો તે જેવું જ્ઞાન છે અને જેવી રીતે પ્રાપ્ત થાય છે, તે સર્વ હું કહું. જે માણસ શ્રદ્ધા છોડી ફક્ત વિનોદ કરવા પૂછે, પણ પાછો વક્તાની પાસેથી જવાબ ગ્રહણ ન કરે, તેવાં મનુષ્યોની પાસે કહેલાં વચનો અંધારામાં આંખનું જોવું નકામું થાય તેમ નિષ્ફળ થાય છે.[૪૧,૪૨]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–આપ જે કાંઈ મને કહેશો તે, હું શ્રુતિના વિધિવાક્યની પેઠે કોઈ જાતનો તર્ક આદિ વિચાર ન લાવતાં તત્કાલ શ્રદ્ધા વડે ગ્રહણ કરીશ–આ મારું કહેવું ખરાબર સત્ય છે.[૪૩]

ચૂડાલા બોલીઃ–જેમ પિતાનું કહેલું વાક્ય

સાચું કે ખોટું એમ કુતર્ક કર્યા વિના જ પરિણામે હિતરૂપ સમજી, માત્ર આજ્ઞા તરીકે માનવામાં આવે છે, તેમ આ મારાં વચનોને પણ હેતુ વિષેનું પ્રયોજન ન શોધતાં, હિતબુદ્ધિથી એક આજ્ઞા તરીકે સમજી કાનને સુખ આપનારાં ગાયનની પેઠે શ્રવણ કરો અને સાંભળ્યા પછી પણ તેમાં મારું કલ્યાણ જ કર્યું છે એવી દૃઢ ભાવના રાખો.[૪૪,૪૫] જેની બુદ્ધિ મંદ છે, તેને લાંબે કાળે બોધ થાય અને જેની બુદ્ધિ તીવ્ર છે, તેને જલદી બોધ થાય તેવી એક તમારા જેવી મંદ બુદ્ધિવાળા પુરુષની કથા હું કહું છું, જેથી સંસાર તરવો સુગમ થાય.[૪૬]

स्वचरितसदृशं तथोदयंत्याश्चिरसमयेन विबोधनं च बुद्धेः। भवभयसुतरं महामतीनां शृणु कथयामि कथाक्रमं मनोज्ञम् ॥ ४६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'શિખિધ્વજાવબોધ' એ નામનો સર્ગ ૮૭ મો સમાપ્ત**

## सर्ग ८८ मो*

### મૂર્ખનું આખ્યાન

॥ चूडालोवाच ॥

अस्ति कश्चित् पुमान् श्रीमान् स्थानं नित्य विरुद्धयोः। गुणलक्ष्म्योरशेषेण यथाब्धिर्वाडवांबुनोः ॥ १ ॥

ચૂડાલા બોલીઃ-જેમ પરસ્પર ઊલટા ધર્મવાળાં જળ અને વાડવાગ્નિ, એ બન્નેનો સમુદ્ર એ એક આશ્રયરૂપ છે, તેમ કોઈ એક શ્રીમાન પુરુષ અન્યોન્ય વિરુદ્ધ ધર્મવાળા ગુણો અને લક્ષ્મી એ બન્નેના આશ્રયરૂપ છે.[૧] તે સર્વ કળાઓમાં નિપુણ છે, અસ્ત્રવિદ્યામાં કુશળ છે, વ્યવહારમાં વિચક્ષણ છે અને સર્વ સંકલ્પોના સીમાડારૂપ છે; પરંતુ માત્ર તે એક પરમાત્માના પદને ઓળખતો નથી.[૨] જેમ વાડવાગ્નિ સમુદ્રના જળને શોષી લે છે, તેમ એ પુરુષે જપ, તપ આદિ અનંત યત્નો વડે મળી શકે એવા ચિંતામણિને મેળવવા પ્રવૃત્તિ કરી.[૩] દૃઢ નિશ્ચયથી તે કામમાં લાગેલા એ પુરુષના તીવ્ર પ્રયાસવાળા યત્નથી, થોડા કાળમાં ચિંતામણિ સિદ્ધ થઈ તેની પાસે આવ્યો; કેમકે જે બરાબર મન રાખી કાર્ય કરે તેનું શું સિદ્ધ થતું નથી? બધું જ સિદ્ધ થાય છે.[૪] બુદ્ધિનો આશ્રય કરી, મનમાં કોઈ જાતનો ખેદ લાવ્યા વિના, જો પ્રવૃત્તિ અને ઉદ્યોગ કરવામાં આવે, તો અકિંચન પુરુષ (ભિખારી) પણ વિઘ્ન નહિ નડતાં શક્તિમાન બની જાય છે.[૫] જેમ ઉદયાચળના શિખર ઉપર રહેલ કોઈ મુનિ ચંદ્રનો ઉદય પોતાની અતિ નજીક થયા છતાં ભ્રાંતિ વડે મેરુપર્વતમાં અતિ દૂર થયેલો સમજે, તેમ એ પુરુષ પણ ચિંતામણિ પોતાની પાસે આવેલ છે અને હાથમાં આવી પડ્યો હોવા છતાં ભ્રાંતિ વડે તેને દુર્લભ સમજતો હતો.[૬] જેમ અતિદરિદ્ર કોઈ પામર પ્રાણી અનાયાસે પોતાને રાજ્ય પ્રાપ્ત થાય તો તેને સત્ય ન માને, તેમ એ પુરુષનો પણ સર્વ મહામણિઓમાં ઉત્તમ ચિંતામણિ પોતાને મળી ગયા છતાં, તેના પર નિશ્ચય બંધાયો નહિ.[૭] વિસ્મયવાળા પોતાના મન વડે ઉપેક્ષા કરવાથી, પ્રાપ્ત થયેલા ચિંતારૂપી દીર્ઘ દુઃખથી ભ્રાંતિ પામી જઈ તેણે વિચાર કર્યો કે, 'આ શું ચિંતામણિ હશે? આ ચિંતામણિ તો જણાતો નથી. જો ચિંતામણિ હોય તો મને પ્રત્યક્ષ દેખાય નહિ? ત્યારે શું હું તેનો પરીક્ષા માટે સ્પર્શ કરું કે ન કરું? વખતે જો કદાચિત્ ચિંતામણિ હોય તો મારા (ભાગ્યહીનપણાને લીધે) સ્પર્શ કરવાથી જતો રહે.[૮,૯] માત્ર આટલા થોડા કાળમાં ચિંતામણિ સિદ્ધ થાય નહિ; કારણ કે તે મરતાં સુધી યત્ન

* આ અઠ્યાસીમા સર્ગમાં થોડાક કાળમાં પોતાના તપ વડે ચિંતામણિ મળ્યા છતા મૂર્ખપણાથી તેની ઉપેક્ષા કરી, કોઈ એક પુરુષ પછીથી કાચને મણિની ભ્રાંતિથી ગ્રહણ કરશે એ કથા કહેવામાં આવશે.

થાય ત્યારે જ મળે છે, એવો શાસ્ત્રોનો ક્રમ છે.[૧૦] હું પોતે કૃપણ હોવાથી, ભ્રાંતિથી સંકોચાઈ ગયેલાં નેત્ર વડે, પોતાના મનથી કલ્પેલી ઊંબાડિયાંની લતાના જેવા આ ચિંતામણિના પ્રકાશને, જેમ ભ્રાંતિથી બે ચંદ્રમા કોઈકના જોવામાં આવે, તેમ ભ્રાંતિથી જ દેખું છું.[૧૧] મને હમણાં થોડાક કાળમાં જ સર્વ સિદ્ધિઓને આપનાર ચિંતામણિ મળી જાય, એવી મારી ભારે પુણ્યસંપત્તિ ક્યાંથી હોય?[૧૨] કોઈક જ મહાત્મા પુરુષો એવા મહાભાગ્યશાળી હોય છે, કે જેઓને થોડાક કાળમાં જ સંપત્તિઓ અનુકૂળ થાય છે.[૧૩] હું એક તુચ્છ મનુષ્ય છું, મારું તપ પણ હજી થોડુંક થયું છે, તેટલામાં હું કે જે ભાગ્યહીન છું તેને સિદ્ધિઓ શી રીતે મળે?[૧૪] એ પ્રમાણે વિવિધ સંકલ્પવિકલ્પોથી એ અજ્ઞાની પુરુષે, ઘણા કાળ સુધી લાંબો વિચાર કર્યો; પરંતુ પોતાની મૂર્ખતાને લીધે, ભ્રાંતિ વડે ભૂલ ખાઈ જઈ એ ચિંતામણિ લેવા માટે કશો યત્ન કર્યો નહિ.[૧૫] જે કાળે જે પદાર્થ જેને મળવાનું વિધાતા તરફથી નિર્માણ જ થયું નથી, તે પદાર્થ તે કાળે તેને મળતો જ નથી; જેમકે એ મૂર્ખ પુરુષે પોતાને ચિંતામણિ મળ્યા છતાં, માત્ર રમતમાં જ તે ગુમાવી દીધો.[૧૬] એ પુરુષ જ્યારે ચિંતામણિને ગ્રહણ કર્યા વિના એમનો એમ ઊભો રહ્યો, ત્યારે પછી ચિંતામણિ પણ ઊડીને જતો રહ્યો; કેમકે જેમ ધનુષ્યની દોરીથી છોડેલું બાણ દોરી છોડી દે છે, તેમ પોતાનો અનાદર કરનાર પુરુષને સિદ્ધિઓ પણ છોડી દે. છે[૧૭] જ્યારે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, ત્યારે તે પુરુષમાં વિચક્ષણપણું પણ ઉત્પન્ન કરે છે; પરંતુ જો પુરુષ એ સિદ્ધિઓનો અનાદર કરે, તો તેઓ જતી રહે છે. માત્ર એટલું જ નહિ પણ તેમાં જે કાંઈ પ્રથમ વિચક્ષણપણું રહ્યું હોય તે પણ લેતી જાય છે.[૧૮] એ પુરુષે પાછો વળી ચિંતામણિના સાધન માટે ક્રિયા વડે યત્ન કરવા માંડ્યો; કેમકે દૃઢ નિશ્ચયવાળા પુરુષો પોતાના કાર્યમાં કદી પણ હતાશ થતા નથી.[૧૯] પછી કોઈ સિદ્ધ પુરુષોએ તેની હાંસી કરવાની ઇચ્છાથી છેતરવાને માટે, તૃષ્ણા વિનાનો એક કાચનો ગોળ કકડો તેની આગળ નાખ્યો જ તેના જોવામાં આવ્યો.[૧૯,૨૦] જેમ અજ્ઞાની માણસ ભ્રાંતિ વડે માટીને પણ સોનું સમજે છે, તેમ એ મૂઢ પુરુષ તે કાચના કટકાને આ ચિંતામણિ છે, એમ ભ્રમથી સમજી લઈ, તેને લેવાને તૈયાર થયો.[૨૧] ચિત્તમાં રહેલી ભ્રાંતિ, કોઈ વખત સંખ્યામાં ભુલાવો ખવરાવી આઠના છ કરી દે છે; ભ્રાંતિ વડે જ શત્રુમાં મિત્રબુદ્ધિ, રજ્જુમાં સર્પબુદ્ધિ; સ્થળમાં જળબુદ્ધિ અને અમૃતમાં વિષબુદ્ધિ થાય છે. જેમ એક જ ચંદ્ર છતાં ભ્રાંતિ વડે બે જોવામાં આવે છે;[૨૨] તે જ પ્રમાણે એ પુરુષે પોતાની ભ્રાંતિ વડે, તે કાચના કટકાને ચિંતામણિ સમજી તેનું ગ્રહણ કર્યું. 'ચિંતામણિથી જે જોઇશે તે મળી શકશે,' માટે આ બધા ધનની શી જરૂર છે? એમ જાણી પોતાની પ્રથમની ધન-ધાન્ય આદિ સમૃદ્ધિ તેણે છોડી દીધી.[૨૩] આ દેશ સુખ વગરનો, લૂખો અને પાપી માણસોથી ભરેલો છે. આ ઘર પણ જૂના જેવું છે અને હવે મને બંધુઓ પણ શું ઉપકારક છે? માટે હું અહીંથી છેટે જઈ, મારી ઇચ્છા પ્રમાણે, આ ચિંતામણિરૂપ સમૃદ્ધિ વડે સુખેથી રહું.' એમ વિચાર કરી, એ મૂર્ખ પુરુષ એ મણિને (કાચના કટકાને) સાથે લઈ નિર્જન વનમાં ચાલ્યો ગયો.[૨૪,૨૫] હે પ્રિય રાજર્ષિ! તે વનમાં એ મૂઢ માણસ, કાચના કટકાથી (કશું ન મળવાને લીધે) એવો તો વિપત્તિને પ્રાપ્ત થયો કે જે કાજળના પર્વતના જેવી કાળી અને મહાભયંકર હતી તથા પોતાની મૂર્ખતાને યોગ્ય જ હતી. મૂર્ખતાના (અજ્ઞાનના) સામર્થ્યથી જેવાં દુઃખો પ્રાપ્ત થાય છે, તેવાં દુઃખો બીજી વિપત્તિઓથી, જરાથી કે મરણથી થતાં નથી. જેમ મનુષ્યના બધા અવયવોમાં કેશસમૂહ સર્વના

ઉપરના ભાગમાં (મસ્તકમાં) રહે છે, તેમ બધી વિપત્તિઓને આપનાર અજ્ઞાન જ સર્વથી મુખ્ય છે.[૨૬,૨૭]

दुःखानि मौर्ख्यविभवेन भवंति यानि नैवापदो न च जरामरणेन तानि । सर्वापदांशिरसि तिष्ठति मौर्ख्यमेकं कृष्णं जनस्य वपुषामिव केशजालम् ॥ २७ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો ચૂડાલાખ્યાનનો 'મણિકાચોપાખ્યાન' એ નામનો સર્ગ ૮૮ મો સમાપ્ત**

## સર્ગ ૮૯ મો×

### હસ્તિકોપાખ્યાન

॥ चूडालोवाच ॥

**अथेममपरं रम्यं वृत्तांतं शृणु भूमिप ।**
**परं प्रबोधनं बुद्धेः साधो सदृशमात्मनः ॥ १ ॥**

ચૂડાલા બોલી:–હે સુશીલ રાજા! હવે પછી બુદ્ધિને પરમ બોધ આપનારું, એક બીજું મનોહર વૃત્તાંત કહું છું તે સાંભળો, કે જે તમને પોતાને મળતું જ છે.[૧] વિંધ્યાચળના વનમાં મોટા હાથીઓનાં ટોળાંના રાજાઓનો પણ રાજા, એવો એક હાથી છે, કે જે અગસ્ત્ય ઋષિએ પોતાની આજ્ઞા પાળવાથી, પ્રસન્ન થયેલી શુદ્ધ બુદ્ધિ વડે કેમ જાણે પ્રથમના ઉચ્ચ સ્વરૂપવાળો, બીજો વિંધ્યાચળ પાછો ઉત્પન્ન કર્યો હોય તેવો લાગે છે.[૨] એ હાથીના પ્રલયકાળના અગ્નિની જ્વાલા જેવા દારુણ અને વજ્રની જ્વાળાના જેવા તીક્ષ્ણ ધોળા બે દાંત છે, કે જે મેરુને પણ ઉખેડી નાખવાને સમર્થ છે જેમ અગસ્ત્ય ઋષિએ (પોતાની આજ્ઞા વડે) વિંધ્યાચળને બાંધી લીધો અને વામનજીએ (યાચનાથી) બળિરાજાને બાંધી લીધા, તેમ એ હાથીને પણ, કોઇએક મહાવતે ચારે બાજુ લોઢાની સાંકળોરૂપી જાળ પાથરી, તે વડે બાંધી લીધો. કુંભસ્થળમાં શસ્ત્રો વાગવાથી પીડાયેલો એ હાથી બંધાઈ જઈ, સાંકળના ફાંસામાં ફસી ગયો અને તેથી તેને એની તો પીડા થઈ, કે જે મહાદેવના અપૂર્વ બાણરૂપ અગ્નિમાં બળનારા ત્રિપુરાસુરની પીડાના જેવી અતિ અસહ્ય હતી.[૩–૬] હાથીને બંધનમાં નાખી પોતે તેનો શત્રુ બનનાર એ મહાવત દૂરથી નહિ દેખાવાથી, તે હાથીએ સાંકળોરૂપી જાળના પાંજરામાં ત્રણ દિવસ કાઢ્યા. પછી પોતાના ચિત્તમાં દુઃખી થઈ, સાંકળોરૂપી બેડીને તોડી નાખવાનો યત્ન કર્યો અને પોતાની સૂંઢ વડે જોરથી સાંકળોને પકડી ઘૂઘરાઓના જેવો શબ્દ કર્યો.[૬,૭] જેમ બળિરાજાએ (દેવદાનવોના યુદ્ધમાં જય મેળવી) અમરાવતીના– કમાડની સાંકળો તોડી નાખી હતી, તેમ એ હાથીએ પણ માત્ર બે જ ઘડીની અંદર પોતાના દાંતો વડે પ્રયત્નથી એ સાંકળરૂપી જાળને તોડી નાખી.[૮] જેમ ભગવાને પોતે મેરુ પર્વતમાં (પોતાના લોકમાં દૂર) રહ્યા છતાં પણ બળિરાજાએ જે ઇન્દ્રની અમરાવતી નગરીને તોડી નાખી હતી (યુદ્ધમાં જીતી લીધી હતી) તે (ઐશ્વર્યબળથી) જોયું હતું, તેમ એ મહાવત દૂર હતો, તો પણ હાથીએ જે સાંકળરૂપી બેડી તોડી નાખી તે તેના જોવામાં આવ્યું.[૯] જેમ બળિરાજાના યજ્ઞમાં વામનજી ત્રણ પગલાં પૃથ્વી માગી લઈ, બે પગલાંથી ભૂલોકને તથા સ્વર્ગલોકને દબાવી દઈ, મેરુ પર્વતમાંથી ત્રીજું પગલું બળિરાજાના મસ્તક ઉપર રાખ્યું હતું, તેમ એ મહાવત પણ તાડના ઝાડ ઉપર ચડી જઈ, ત્યાંથી હાથીને માથે પડ્યો, પરંતુ પડતાં પડતાં પોતાના કમળના જેવા કોમળ ચરણ વડે હાથીના

× આ નેવાશીમા સર્ગમા સાકળ વડે બંધાઈ ગયેલા હાથીએ બંધન તોડી નાખ્યા છતા પણ પોતાને બાધનાર અને પોતાની નજીક આવી ગયેલા પોતાના શત્રુ મહાવતને નહિ મારી નાખવાથી પાછો તે ખાડામા ગબડી પડશે, એ વાત કહેવામા આવશે.

– ઇન્દ્રની નગરી.

મસ્તક ઉપર નહિ પડી શકાયાથી, પાકી ગયેલ અને પવનના ઝપાટાથી પૃથ્વી પર પડી ગયેલ ફળની પેઠે વ્યાકુળ થઈ પૃથ્વી ઉપર પડ્યો.[૧૦] એ મોટા હાથીને પોતાની પાસે પડેલા મહાવતને જોઈ દયા આવી; કેમકે સત્પુરુષો (દૈવયોગથી) પશુ-પક્ષી આદિ અધમ યોનિમાં હોય, તો પણ તેઓ દયા આદિ અનેક ઉત્તમ ગુણોથી ચળકતા જ રહે છે. 'આ મહાવત (મારી પાસે) પડી ગયો છે તો તેને મારી નાખવામાં શી બહાદુરી છે!' એમ વિચાર કરી, તે હાથીએ મહાવત પોતાનો શત્રુ હોવા છતાં તેને મારી નાખ્યો નહિ; પરંતુ જેમ જળનો જબરો પ્રવાહ બાંધેલી પાળને તોડી નાખી બહાર નીકળી જાય છે, તેમ એ હાથી પણ માત્ર બેડીના જેવી સાંકળને—જાળને તોડી નાખી બહાર જતો રહ્યો.[૧૧-૧૪] એ હાથીએ (મહાવતને મારવાના સંબંધમાં) દયા લાવી, જેમ આકાશમાં વાદળાંઓના સમુદાયને દૂર કરી સૂર્યનારાયણ ઉદય પામે છે, તેમ સાંકળની જાળને તોડી નાખી પલાયન કર્યું.[૧૫] હાથી જતો રહ્યા પછી, શરીર અને બુદ્ધિ એ બન્નેને સ્વસ્થ કરી, મહાવત ઊભો થયો અને તેની પીડા પણ હાથીની સાથે ઘણે છેટે જતી રહી.[૧૬] એ મહાવત તાડના ઝાડની ઊંચી ટોચ ઉપરથી ઉપર જણાવ્યા પ્રમાણે પડી ગયો તો પણ તેનું માથું કે હાથપગ આદિ કશું ભાગી ગયું નહિ; કેમકે દુષ્ટ પુરુષોનાં શરીરો કેમેય ન ભાગે તેવાં મજબૂત હોય છે, એમ હું માનું છું.[૧૭] જેમ વર્ષાઋતુમાં વાદળાંઓ વૃદ્ધિ પામે છે, તેમ દુષ્ટ પુરુષોનું બળ પણ અધમ કાર્યમાં વૃદ્ધિ પામે છે; તેથી (એક વખત પોતે મહાસંકટમાં આવી પડ્યા છતાં પણ) ફરી વળી પાછો, એ મહાવત ફરવામાં વધારે ઉત્સાહ રાખવા લાગ્યો. જેમ દ્રવ્યની વૃદ્ધિ ઇચ્છનાર કોઈ (નિર્ધન) પુરુષ, પોતાની પાસે એક વખત ખજાનો આવ્યા પછી પાછો જતો રહે તેથી દુઃખી થાય, તેમ એ મહાવતને પણ પોતાના ઉપાયો નિષ્ફળ જવાથી તથા હાથી એક વખત બંધાઈ ગયા છતાં પાછો નીકળી જવાથી ઘણું દુઃખ થયું.[૧૮,૧૯] જેમ વાદળાંઓમાં ઢંકાઈ રહેલા ચંદ્રમાને રાહુ પીડવા માટે શોધે, તેમ એ મહાવતે પણ ઝાડીમાં છુપાઈ રહેલા એ હાથીને શોધવા માંડ્યો.[૨૦] ઘણેક કાળે કોઈ એક જંગલમાં રહેલો એ મોટો હાથી, મહાવતના જોવામાં આવ્યો કે જે રણસંગ્રામમાં જય મેળવી આવેલા શૂર પુરુષની પેઠે ઝાડની છાયા નીચે થાક લેતો હતો.[૨૧] પછી એ મહાવતે જેમ વિધાતાએ આ પૃથ્વીને સર્વ દિશાઓમાં સમુદ્રરૂપ કૂંડાળાથી વીંટી લીધેલી છે, તેમ જે પ્રદેશમાં એ હાથી જોવામાં આવ્યો, તે પ્રદેશની નજીક ચોતરફ એ હાથીને પકડવા અનેક મનુષ્યોની સહાયતાવાળી (પોતાના) રાજાએ આપેલી પ્રબળ સાધનસંપત્તિ વડે એક ખાઈ ખોદાવી કૂંડાળું કરી લીધું, કે જેથી એ હાથી બંધનમાં આવી જાય.[૨૨,૨૩] હાથીને છેતરવાને ઇચ્છનારા એ મહાવતે, જેમ શરદઋતુ પોલાણને ઢાંકી દેવામાં વસ્ત્રનું કામ સારનારાં ધોળાં વાદળાંઓ વડે આકાશને ઢાંકી દે છે, તેમ એ ખાઈને ઉપર ઉપરના ભાગમાં કોમળ લતાઓના સમૂહ વડે ઢાંકી દીધી.[૨૪] થોડાક દિવસમાં, એ હાથી વનમાં ક્રીડા કરતાં કરતાં સુકાયેલા સમુદ્રમાં જેમ પર્વત પડે, તેમ એ ખાઈમાં જઈ પડ્યો.[૨૫] જંગલમાં ફરનાર એ હાથી, ઉપર જણાવ્યા પ્રમાણે મહાવતની છળભરેલી યુક્તિથી, કૂંડાળાના જેવા ગોળ આકારવાળા, પાતાળતલના જેવા ભયાનક, હાથીરૂપી રત્નને તાબે કરવામાં પાંજરાનું કામ સારનાર અને કૂવાના જેવા ઊંડા, એ ખાઈરૂપી સૂકા સમુદ્રના નીચેના ભાગમાં પડી જઈ, ફરી વારે પાછો બહુ મજબૂતીથી બંધનમાં આવી ગયો, કે જે હજુ સુધી એ ખાઈમાં પાતાળમાં રહેલા બળિરાજાની પેઠે દુઃખ વડે પોતાના દહાડા કાઢે છે.[૨૬,૨૭] જો એ હાથીએ પ્રથમ પોતાની પાસે પડેલા, એ પોતાના શત્રુને

(મહાવતને) તે વખતે જ મારી નાખ્યો હોત, તો પોતાને જે ફરીવાર ખાઈમાં પડી જઈ બંધાઈ જવાથી દુઃખ ખમવું પડ્યું તે ખમવું પડત નહિ.[૨૮] જે પુરુષ અજ્ઞાનને લીધે વર્તમાનકાળના પુરુષપ્રયત્નના ક્રમ વડે, ભવિષ્યકાળને સુધારતો નથી–અર્થાત્ ઉત્તરકાળમાં પોતાને પાછું દુઃખ આવી ન પડે, એવો વિચાર જે આગળથી જ નથી રાખતો, તે આ વિંધ્યાચળના હાથીની પેઠે દુઃખી થાય છે.[૨૯] 'હું સાંકળોરૂપી બેડીમાંથી છૂટો થયો છું' એમ સમજી હાથી પ્રસન્ન થયો અને છેટે જતો રહ્યો, તો પણ પાછો તે મહાવતના બંધનમાં સપડાઈ ગયો; કેમકે અજ્ઞાન કયે ઠેકાણે બંધન નથી આપતું? (સર્વત્ર તે બંધનકારક જ છે.) હે મહાત્મા શિખિધ્વજ! આત્મા પોતે સદા બંધ વગરનો અને મુક્ત જ છે, છતાં 'હું બંધાયેલો છું' એવું જે મનમાં આવવું એ એક અજ્ઞાન છે અને એજ બધનકારક છે; માટે એ પાશમાંથી જ છૂટવા સારુ આ ત્રણે ય લોક આત્મામાંથી જ ઉત્પન્ન થયેલ છે તથા તે સઘળું આત્મામય જ છે, એમ સમજો. બાકી અજ્ઞાની પુરુષને તો આત્મા જ (પોતે જ) બધાં દુઃખરૂપી બીજો ઊગવાનું ક્ષેત્ર થાય છે.[૩૦,૩૧]

मौर्ख्ये हि बंधनमवेहि परं महात्मन् बद्धो न बद्ध इति चेतसि तद्विमुक्त्यै। आत्मोदयं त्रिजगदात्ममयं समस्तं मौर्ख्ये स्थितस्य सहसा ननु सर्वभूमिः ॥ ३१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'હસ્તિકોપાખ્યાન' એ નામનો સર્ગ ૮૯ મો સમાપ્ત**



## सर्ग ९० मो×

### મૂર્ખના આખ્યાનનું તાત્પર્ય

॥ शिखिध्वज उवाच ॥

मणिसाधकविंध्येभबंधनाद्यमरात्मज।
सूचितं यत् कथाजालं पुनर्मे प्रकटीकुरु ॥ १ ॥

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**–હે દેવપુત્ર! ચિંતામણિ સાધનારની અને વિંધ્યાચળના હાથીના બંધન આદિની કથાના સમૂહથી આપે મને જે સૂચના આપી, તે ફરીને પાછી મને સ્પષ્ટ રીતે આપ સમજાવો.[૧]

**ચૂડાલા બોલીઃ**–તમારા હૃદયરૂપી ઘરને વિષે, ચિત્તરૂપી ભીંતમાં સામાન્યરૂપે દોરાયેલ આ વિચિત્ર કથારૂપી ચિત્રને, હું પાછું વિશેષરૂપે તમારી પાસે આબેહૂબ ખડું કરી બતાવું છું; તમે તે વાક્યના અર્થમાં બરાબર ધ્યાન રાખીને સાંભળો.[૨] હે રાજા! શાસ્ત્રોના અર્થમાં કુશળ છતાં તત્ત્વજ્ઞાનને ન જાણનાર એવો મેં જે ચિંતામણિ સાધનાર કહ્યો છે, તે તમે પોતે જ છો.[૩] જેમ સૂર્યનારાયણ મેરુપર્વતનાં શિખરો પર ફરે છે, તેમ તમે પણ શાસ્ત્રોનો પરિચય કરેલ છે; પરંતુ જેમ જળમાં રહેલા પથ્થરને અંદરના ભાગમાં જળની કાંઈ પણ અસર લાગતી નથી, તેમ તમે પણ તત્ત્વજ્ઞાનમાં વિશ્રામ પામ્યા નથી.[૪] હે સુશીલ શિખિધ્વજરાજા! મેં જે ચિંતામણિ કહ્યો છે, તે સર્વત્યાગ (સર્વને છોડી દેવું તે) છે, એમ તમે સમજો, તે વડે સર્વ દુઃખોની નિવૃત્તિ થાય છે અને શુદ્ધબુદ્ધિથી તમે તેને સાધવાનો પ્રયત્ન કર્યો.[૫] હે નિષ્પાપ રાજા! શુદ્ધ સર્વત્યાગ વડે બધું સિદ્ધ કરી શકાય છે. સર્વનો ત્યાગ કરવો એ જ ખરું (આત્યંતિક) પૂર્ણકામપણું છે. બાકી તેથી વધારે ચિંતામણિથી શું થઈ શકે

× આ નેવુમા સર્ગમા કુંભને રૂપે આવેલી ચૂડાલા, રાજા પાસે ચિંતામણિના અને હાથીના ઉત્તમ આખ્યાનનું તાત્પર્ય વિસ્તારથી કહી બતાવશે.

તેવું છે? કશું નહિ. હે સુશીલ શિખિધ્વજ રાજા! બ્રહ્મલોક સુધીનાં તમામ જગતમાં પ્રખ્યાત થયેલાં ઐશ્વર્યોને તુચ્છ કરનારો અને જ્ઞાનરૂપી નિરતિશય આત્માનંદને આપનારો એ સર્વત્યાગ, તમે તેના સાધનમાં મંડ્યા રહ્યા એટલે તમને સિદ્ધ થયો; જેથી બ્રહ્મા જેમ પોતાની રાત્રિ થતાં જગત રચવાનું કામ છોડી દે છે, તેમ તમે સ્ત્રી, ધન અને બાંધવો સહિત રાજ્યનો ત્યાગ કર્યો અને ગરુડજી÷ જેમ કાચબાને અને હાથીને (ભક્ષણ માટે) સાથે લઈ પૃથ્વીના અંતપ્રદેશમાં (સમુદ્રની નજીક) રહેલા વડની ડાળી નીચે થાક લેવા જઈ બેઠા હતા, તેમ તમે પણ પોતાના દેશથી અતિ દૂર રહેલા આ આશ્રમમાં શાંતિ માટે આવી રહ્યા છો.[૧-૯] જેમ વાદળાં તથા ઝાકળ આદિ કલંકને દૂર કરી નાખનારો શરદઋતુનો વાયુ આકાશમાં માત્ર પોતાની સત્તા (અસ્તિત્વ) ને જ બાકી રાખે છે, તેમ તમે પણ બધું ત્યાગ કર્યા છતાં માત્ર એક અહંકારને જ બાકી રાખ્યો છે.[૧૦] હૃદયમાંથી જો મનની કલ્પનાવાળો અહંકાર છોડી દેવામાં આવે, તો આ જગત પરમ આનંદ વડે પરિપૂર્ણ લાગે છે; પરંતુ તમે તો બીજું બધું છોડી દેવાથી અને 'હું ત્યાગ કરનાર છું' એવો અહંકાર બાકી રાખવાથી ત્યાગ તથા ત્યાગ ન કરવો, એ બન્નેના વિકલ્પો વડે, આકાશ જેમ વાદળાંઓ વડે વીંટાય તેમ વીંટાયા; અને તેને લીધે 'આ પરમ આનંદ આપનાર તથા મોટો ઉદય કરનાર સર્વત્યાગ નથી; પરંતુ એ ઉત્તમ સર્વત્યાગ કાંઈક જુદી જ તરેહનો છે અને તે ઘણા કષ્ટથી મળતો હોવાથી ઘણે લાંબે કાળે સિદ્ધ થાય એવો છે' એમ તમારા મનમાં આવ્યું.[૧૧-૧૨] જેમ વાયુના સમૂહથી (ઝપાટાથી) વનનાં વૃક્ષોનું હલનચલન વધવા માંડે છે, તેમ તમારા ચિત્તમાં ઉપર પ્રમાણે ચિંતા વડે ધીરે ધીરે સંકલ્પોનો વધારો થવાથી ઉપર જણાવેલો તમારો સર્વ-(રાજ્યાદિનો) ત્યાગ, ઊડીને ક્યાંય જતો રહ્યો. પવનથી ડોલતા વૃક્ષનું નિશ્ચળપણું ક્યાંથી હોય? ન જ હોય; તેમ જ પુરુષે કાંઈક પણ ચિંતાનો સ્વીકાર કર્યો, તેનું ત્યાગીપણું ક્યાંથી હોય? ન જ હોય.[૧૩,૧૪] જે ચિંતા છે તે જ સંકલ્પ એવા બીજા નામને ધારણ કરનાર ચિત્તનું ખરું રૂપ છે, એમ તત્ત્વજ્ઞ પંડિતો કહે છે. એ ચિંતા જ્યાં સુધી કાયમ રહે, ત્યાં સુધી ચિત્તનો ત્યાગ શી રીતે થયો ગણાય? ન જ ગણાય.[૧૫] હે સુશીલ રાજા! ચિત્ત જો ચિંતા વડે ઘેરાયેલું હોત તો (સંકલ્પ દ્વારા) આ ત્રણેય લોકોનો સમુદાય (દશ્યરૂપે) નજરમાં આવવાથી નિર્દોષ સર્વત્યાગ શી રીતે સાધી શકાય? ન જ સાધી શકાય. હે પ્રિય રાજા! જેમ હોલા આદિ પક્ષી, કાંઈ અવાજ કાને પડતાં તરત ઊડી જાય છે, તેમ તમારા ચિત્તે પોતાની અંદર ઉપર કહ્યા પ્રમાણે સંકલ્પો કરવાથી તમારો ત્યાગ પણ ઊડી ગયો. જેમ પ્રથમ નિમંત્રણ આપી પછી સત્કાર નહિ કરાયેલો પુરુષ (પોતાનું અપમાન થવાથી) શું સામા માણસને દુઃખ નથી ઉત્પન્ન કરતો? કરે છે જ; તેમ એ તમારો સર્વત્યાગ પણ તમે તેનો અનાદર કરવાથી ઊલટો તમારું પ્રથમનું જે પરમ-નિશ્ચિતપણું હતું, તે પણ સાથે લઈ જતો રહ્યો. હે કમળ જેવાં સુંદર નેત્રવાળા રાજા! એ પ્રમાણે સર્વત્યાગરૂપી ચિંતામણિ ચાલ્યો ગયા પછી, તમે સંકલ્પરૂપી ચક્ષુ વડે આ તપરૂપી કાચમણિને દીઠો. જેમ કોઈ પુરુષ જળમાં પડેલા ચંદ્રપ્રતિબિંબમાં ભ્રાંતિ વડે સત્ય ચંદ્ર છે એમ કલ્પી લે; તેમ તમે પણ પોતાની દૃષ્ટિમાં આવેલા ભ્રાંતિદોષ વડે સ્ફુરેલા, આ દુઃખકારક તપમાં 'આપણે આ ગ્રહણ કરવા યોગ્ય છે' એવો દૃઢ નિશ્ચય કરી લીધો. પ્રથમ સર્વત્યાગ કરતી વખતે અનાસક્તિથી (વૈરાગ્યથી) વાસના વગરનું અને પાછળથી અનંત તથા (કાંઈ ગૂઢ) વાસનાવાળું તમે

÷ ગરુડજીનો આ પ્રસંગ રામાયણ, મહાભારત આદિમાં પ્રસિદ્ધ છે.

જે તપ કર્યું, તે આરંભમાં (રાજ્યાદિકનો ત્યાગ કરવાથી), અંતમાં (તપના ફળની અભિલાષા ન રાખવાથી) અને વચમાં (વનમાં રહેવું, ટાઢ-તડકા સહેવાં એ વગેરેને લીધે) બહુ વિષમ (દોહ્યલું) હોવાથી સદા દુઃખકારક બન્યું છે.[૧૯-૨૧] જે મનુષ્ય માપમાં પણ ન આવી શકે એવા અનંત આત્માનંદને તથા સુખ વડે સાધી શકાય તેવા (હવે કહેવામાં આવનારા) સર્વત્યાગને છોડી દઈ, માપમાં આવે તેવા અને મહાદુઃખ વડે સાધી શકાય એવા તપ આદિ પદાર્થને વળગી રહે, તેને આત્મઘાતી અને મહામૂર્ખ સમજવો. તમે સર્વત્યાગ સાધવાનો આરંભ તો કર્યો, પરંતુ ઝૂંપડીમાં તપની અંદર અનુભવાતાં કષ્ટો વડે તથા તમને ફક્ત એક તપમાં જ પ્રવૃત્તિ કરાવનારા તમારા અજ્ઞાન વડે તમે બંધાઈ ગયાથી ખરો સર્વત્યાગ તમારાથી સાધી શકાયો નહિ. હે સુશીલ શિખિધ્વજરાજા! વિસ્તારવાળાં અનેક દુઃખોથી ભરેલા રાજ્યરૂપી બંધનમાંથી છૂટી જઈ, તમે પાછા વનવાસ નામના સખત બંધન વડે બંધાઈ ગયા છો. હમણાં અહીં તમારે ટાઢ, તડકો, પવન એ વગેરેની પહેલાંના કરતાં બમણી ચિંતા સહેવી પડે છે. અગાઉ કોઈ વખત વનવાસનો અનુભવ નહિ કરનારા સુકુમાર પુરુષોને, એ દુઃખ બંધનથી પણ વધારે છે, એમ હું સમજું છું.[૨૨-૨૫] હે સુશીલ શિખિધ્વજરાજા! 'મને આ ચિંતામણિ મળ્યો છે' એમ તમે સારી રીતે સમજ્યા છો; પરંતુ તમને સ્ફટિકનો કટકો પણ મળ્યો નથી.[૨૬] હે કમળ જેવાં સુંદર નેત્રવાળા પ્રિય રાજા! આ ઉપર પ્રમાણે ચિંતામણિના પ્રયત્ન જેવું તમારું વૃત્તાંત મેં તમને સારી રીતે સ્પષ્ટ કરી બતાવ્યું, તેમાંથી જે સમજવાનું છે, તે પોતાની મેળે તમે બરાબર સમજી લઈ, જે તમને નિર્દોષ જણાય, તેને જ પોતાના ચિત્તરૂપી ખજાનામાં દૃઢ રીતે ધારણ કરો.[૨૭]

इत्येतदङ्ग मणियत्नकथासमानं सम्यङ् मयाप्रकथितं तव पद्मनेत्र। तद्बोध्यमेवममलं स्वयमेव बुद्ध्या यद्वेत्सि तत्परिणतिं नय चित्तकोशे

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ચિંતામણિ-સાધકવૃત્તાંતવિવરણ' એ નામ-નો સર્ગ ૯૦ મો સમાપ્ત**

## સર્ગ ૯૧ મો*

### હસ્તિકોપાખ્યાનનું તાત્પર્ય

॥ चूडालोवाच ॥

इदानीं राजशार्दूल वस्तुसंप्रतिपत्तये ।
शृणु विंध्येभवृत्तांतविवृतिं स्मयकारिणीं ॥१॥

ચૂડાલા બોલીઃ–રાજાઓમાં સિંહના જેવા પરાક્રમી હે શિખિધ્વજ! તત્ત્વનું સારી રીતે જ્ઞાન થાય, એટલા માટે હવે વિંધ્યાચળના હાથીનાં વિસ્મયકારક વૃત્તાંતનું સ્પષ્ટ વિવેચન તમે સાંભળો. પ્રથમ જે વિંધ્યાચળના વનમાં રહેલો હાથી કહેવામાં આવ્યો છે, તે આ ભૂતળમાં રહેલા તમે પોતે જ છો; અને જે તેના ધોળા બે દાંત કહ્યા છે, તે અહીં વૈરાગ્ય અને વિવેક સમજવાના છે.[૧-૨] જે હાથીને બંધનમાં નાખવાને તૈયાર થયેલો મહાવત કહેવામાં આવ્યો છે, તે તમને બંધનમાં નાખનારું અને દુઃખ દેનારું અજ્ઞાન જ આ પ્રસંગમાં સમજવું.[૩] હે રાજા! તમે બહુ શક્તિમાન છો અને અજ્ઞાન તેવું શક્તિવાળું નથી; છતાં તાકાત વિનાના મહાવતે પીડેલા મહાશક્તિમાન હાથીની પેઠે, એ તમને એક દુઃખમાંથી બીજા દુઃખમાં અને એક ભયમાંથી બીજા ભયમાં લઈ જાય છે.[૪] વજ્રના જેવી દૃઢ લોઢાની સાંકળ વડે એ હાથીને મહાવતે બાંધી લીધો એમ જે જણાવ્યું છે, તેનું તાત્પર્ય

* આ એકાણુમા સર્ગમાં પરિણામે જ્ઞાન ઉત્પન્ન કરે એવો ત્યાગ સિદ્ધ કરવા માટે વિંધ્યાચળના હાથીના દૃષ્ટાંતના સિદ્ધાંતરૂપે શિખિધ્વજરાજાનું ચરિત્ર જ કુંભમુનિ કહી બતાવશે.

અજ્ઞાને તમને પણ આશાઓરૂપી પાશની જાળ વડે (રાજ્યના રક્ષણસમયમાં) પગથી માથા સુધી પૂરેપૂરા બાંધી લીધા હતા એવું છે.[૫] આશા લોઢાની સાંકળના કરતાં પણ દુર્ભેદ્ય, વિશાળ અને દૃઢ છે, કેમકે લોઢું તો કાળે કરી (ઘસાઈ જવાથી) ક્ષીણ થાય છે; પરંતુ આશા તો જેમ વખત જતો જાય તેમ વધતી જાય છે.[૬] હાથીને એકાંતમાં છેટે રહી, તેનો વૈરી મહાવત જોતો હતો એમ જે સૂચવ્યું છે, તે અજ્ઞાન તમને એકલીને બંધનમાં નાખી દૂરથી જોયા કરે છે એમ કહ્યું છે, એવું સમજો.[૭] હાથીએ જે પોતાના શત્રુનું રચેલું સાંકળોની જાળરૂપી બંધન તોડી નાખ્યું એમ જણાવ્યું છે, તેનો અભિપ્રાય કોઈ પણ જાતના કષ્ટ વિના તમે ભોગવી શકો તેવું રાજ્યરૂપ અજ્ઞાનકૃત બંધનનો ત્યાગ કર્યો, એવો નીકળે છે.[૮] હે સુશીલ રાજા! જો કે લોઢાની શસ્ત્રના જેવી તીક્ષ્ણ સાંકળોનું બંધન તોડી નાખવું એ સહેલું છે, પરંતુ મનને ભોગોની આશાથી મોકળું કરવું, એ વાત સહેલી નથી.[૯] હાથીએ સાંકળ તોડી નાખ્યાથી મહાવત ભયથી નીચે ભોંય ઉપર પડ્યો, એમ જે કહેલું છે તેનો આશય તમે રાજ્યનો ત્યાગ કર્યાથી અજ્ઞાન પણ પડી ગયો જેવું શિથિલ થઈ ગયું એવો છે.[૧૦] જ્યારે પુરુષ વૈરાગ્યવાન થઈ ભોગો, ભોગવવાની આશાને તજી દેવાને ઇચ્છે છે, ત્યારે કાપવાને મુકરર કરેલ વૃક્ષમાં રહેલા પિશાચની જેમ અજ્ઞાન (થરથર) કંપવા લાગે છે.[૧૧] અને જ્યારે વિવેકવાન પુરુષ ભોગોને તજી દઈ (વાસના વગરનો થઈ) રહે છે, ત્યારે જેમ કપાયેલા વૃક્ષમાંથી પિશાચ જતો રહે, તેમ એ અજ્ઞાન પણ (તે પુરુષને છોડી દઈ) દૂર નાસી જાય છે.[૧૨] કરવત વડે વૃક્ષને કાપી નાખવાથી, તેમાં રહેલો માળો જેમ નીચે આવી પડે છે, તેમ ભોગોના સમૂહનો ત્યાગ કર્યાથી, અજ્ઞાનની સ્થિતિ પણ પડી ગયો જેવી શિથિલ થઈ જાય છે.[૧૩] તેથી જ્યારે તમે રાજ્યાદિકનો ત્યાગ કરી, વન તરફ પ્રયાણ કર્યું, ત્યારે એ અજ્ઞાન પડી ગયા જેવું મહાશિથિલ થઈ ગયું; પરંતુ તેની તેવી દશામાં તમે તેને ચિત્તત્યાગરૂપી મહાખડ્ગ વડે મારી નાખ્યું નહિ, તેથી તેણે પાછું ફરી વાર ઊભા થઈ, પોતાના થયેલા પરાભવને સંભારી રાખી, અતિ ઊંડી એવી આ તપના પ્રપંચરૂપી ખાઇમાં તમને નાખી દીધા.[૧૪,૧૫] રાજ્યત્યાગ કરતી વખતે તમારી પાસે આવી પડેલા (શિથિલ થઈ ગયા જેવા) એ અજ્ઞાનને જો તમે તે વખતે જ મારી નાખ્યું (નિર્મૂળ કરી નાખ્યું) હોત, તો તેનો નાશ થવાથી તે ફરી વાર પાછું તમને આ તપરૂપી ખાઇમાં પાડી હેરાન કરત નહિ.[૧૬] હાથીના શત્રુ મહાવતે, ખાઇનું કૂંડાળું કરી લીધું એમ જે કહેવામાં આવ્યું છે, તે અહીં અજ્ઞાને તપનાં અસંખ્ય દુઃખો વડે ચોતરફ તમને જ વીંટી લીધા છે તે છે.[૧૭] હે રાજાઓમાં ઉત્તમ શિખિધ્વજ! એ મહાવતને, રાજાના તરફથી ખાઈ કરવાનાં સાધનોની જે મદદ મળી હતી, તે અહીં આ તમારા પ્રસંગમાં અવિવેકરૂપી રાજાના તરફથી મદદરૂપે આપવામાં આવતી અને અવિવેકનું અંદરનું ઐશ્વર્ય બતાવનારી ચિંતા જ સમજવાની છે.[૧૮] હે સુશીલ રાજા! એ પ્રમાણે તમે વસ્તુત હાથી નહિ હોવા છતાં, ઉપર જણાવ્યા મુજબ લક્ષણ વડે બરાબર મળતાપણું આવવાને લીધે, આ સંસારરૂપી જંગલમાં હાથીરૂપ જ છો; અને તમારા અજ્ઞાનરૂપી શત્રુએ ચારે તરફ આ તપરૂપી ખાઈ કરી, તેમાં તમને પોતાના (છળના) બળથી બાંધી લીધેલ છે. એ ખાઈનું કૂંડાળું, જે ઉપરઉપરથી કોમળ લતાઓ વડે ઢાંકી દીધાનું કહેવામાં આવ્યું છે, તે અહીં ક્ષમા, શાંતિ, સત્સમાગમ આદિ ગુણો વડે ઉપરઉપરથી ઢંકાયેલું તપનું દુઃખ જ સમજવાનું છે.[૧૯,૨૦] હે રાજા! એ રીતે દુઃખકારક અને દારુણ, આ તપરૂપી ખાઇમાં, તમે પાતાળ-

તળમાં બંધાઈ રહેલા બળિરાજાની પેઠે જ આજ દિવસ સુધી બંધાઈ રહ્યા છો. આ હાથીના આખ્યાનમાં તમે પોતે જ હાથીરૂપે કહેવામાં આવ્યા છો. આશાઓ શૃંખલાઓને રૂપે કહેવાઈ છે, અજ્ઞાન મહાવતરૂપે કહ્યું છે, પાછું આ ઉગ્ર તપમાં બંધાઈ જવું, એ ખાઈરૂપે કહી બતાવ્યું છે અને આ પૃથ્વીતળ વિંધ્યાચળરૂપે કહે છે. એ પ્રમાણે આ આખ્યાનથી મેં તમારું જ બધું વૃત્તાંત નિવેદન કર્યું છે, માટે જે કરવાનું હોય તે કરો.[૨૧,૨૨]

गजस्त्वमाशानिगडानि वैरी मोहो निखातः पुनरुग्रबंधः। महीतलं विंध्य उदंत इत्थं त्वदीय उक्तः कुरु यत्क्रोपि ॥ २२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'હસ્તિકાખ્યાનતાત્પર્યવિકરણ' એ નામનો સર્ગ ૯૧ મો સમાપ્ત**

## सर्ग ९२ मो*

### શિખિધ્વજનો સર્વત્યાગ

॥ चूडालोवाच ॥

यदुक्तं नयशालिन्या तया विदितवेद्यया।
तदा चूडालया ज्ञानं तत् कस्मान्नोररीकृतम् ॥

**ચૂડાલા બોલીઃ**—તમે જ્યારે રાજ્યમાં રહ્યા હતા, ત્યારે નીતિવાળી અને જાણવાનું સર્વ જેણે જાણી લીધું છે એવી ચૂડાલાએ તમને જે જ્ઞાન આપ્યું હતું, તેનો તમે શા માટે અંગીકાર કર્યો નહિ?[૧] હે રાજા! એ ચૂડાલા તત્ત્વવેત્તાઓમાં મુખ્ય છે. તે જે કહે છે તે પોતે કરે છે; તે સર્વ સત્ય અને આદરથી આચરણ કરવા યોગ્ય છે. હે રાજા! જો તમે એ ચૂડાલાના વચનનો અંગીકાર ન કર્યો તો પછી સર્વત્યાગને શા માટે સ્થિર ન કર્યો?[૨,૩]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**—હે પ્રિય દેવપુત્ર! મેં રાજ્યનો ત્યાગ કર્યો, ઘર છોડી દીધું, તેવો (અતિ રમણીય) દેશ પણ છોડી દીધો અને સ્ત્રીનો પણ ત્યાગ કર્યો છે; તેમ છતાં મેં સર્વત્યાગ કેમ નથી કર્યો?[૪]

**ચૂડાલા બોલીઃ**—ધન, સ્ત્રી, ઘર, રાજ્ય, ભૂમિ અને બંધુઓ એ સર્વ (તત્ત્વદૃષ્ટિથી જોતાં) તમારું છે જ નહિ, તો પછી તમે શો સર્વત્યાગ કર્યો? વળી તમે ત્યાગ નહિ કરેલો એવો એક સર્વથી મુખ્ય ભાગ બાકી રહી ગયો છે કે જેનો નિર્મૂલપણે ત્યાગ કર્યાથી તમે શોકરહિત થઈ જશો.[૫,૬]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**—જો એ સર્વ રાજ્ય મારું ન હોય, તો પર્વત અને વૃક્ષ આદિ ઝાડીવાળું આ વન મારું છે, તેનો પણ હું ત્યાગ કરી દઉં છું.[૭]

**વસિષ્ઠ બોલ્યાઃ**—હે રામચંદ્રજી! એવાં કુંભ (દેવપુત્ર)નાં વાક્ય સાંભળી જિતેન્દ્રિય રાજા શિખિધ્વજે બહુ જ દૃઢ નિશ્ચય રાખી, જેમ વર્ષાઋતુનો (નદીનો) પ્રવાહ કાંઠે રહેલા ધૂળના સમૂહને ઘસડી જાય, તેમ પોતાના મન વડે એક પળ વારમાં એ વનવિષેનું મમત્વ છોડી દીધું.[૮,૯]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**—વૃક્ષ, પર્વત ને ગુફા સહિત આ વનમાંથી મેં મારું મમત્વ મૂકી દીધું, તેથી હવે મારો સર્વત્યાગ સિદ્ધ થયો.[૧૦]

**કુંભમુનિ બોલ્યાઃ**—આ પર્વત પ્રદેશ, વન, ગુફાઓ, જળ અને વૃક્ષનાં સ્થાન એ બધું (તત્ત્વદૃષ્ટિથી) તમારું છે જ નહિ, તો પછી તમારો સર્વત્યાગ ક્યાંથી થયો ગણાય? હજી તમે ત્યાગ નહિ કરેલ સર્વથી મુખ્ય એક ભાગ બાકી રહી જાય છે, તેનો નિર્મૂળપણે ત્યાગ કર્યાથી તમે શોક વગરના પરમ આનંદરૂપ થઈ જશો.[૧૧,૧૨]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**—પર્વત વગેરે

* આ બાણુમા સર્ગમાં કુંભના વચન સાંભળી સર્વત્યાગ કરવાને તૈયાર થયેલો રાજા સર્વ વનાદિમાથી મમત્વ છોડી દઈ, વાસણ વગેરે સામાનને અગ્નિમાં બાળી નાખશે, એ કથા કહેવામાં આવશે.

મારાં નથી તો આ આશ્રમ, લાવ અને ઝૂંપડી તો મારાં છે, તેનો પણ હું તરત ત્યાગ કરું છું.[૧૩]

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી ! કુંભના વાક્ય વડે સૂચના મળવાથી, ઉપર પ્રમાણે બોલતા જિતેન્દ્રિય અને શૂરવીર એ શિખિધ્વજ રાજાએ, પવન જેમ પોતાની સત્તાથી ઊડેલ ધૂળના સમૂહને પાછો પોતાની સત્તા વડે જ શાંત કરી દે, તેમ પોતાના ચિત્તમાં આવતું એ આશ્રમનું મમત્વ પણ પોતાની શુદ્ધબુદ્ધિ વડે તજી દીધું.[૧૪,૧૫]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–વૃક્ષ, ઝૂંપડી અને લતાઓવાળા આ પોતાના આશ્રમમાંથી પણ મેં મારું મમત્વ મૂકી દીધું. હવે તો મારો સર્વત્યાગ સિદ્ધ થયો ને ?[૧૬]

કુંભમુનિ બોલ્યાઃ–વૃક્ષો, વાવનું સ્થળ, ઝાડી, ઝૂંપડી અને લતાઓનો સમૂહ એ બધાંમાં (તત્ત્વદૃષ્ટિથી) કશું તમારું નથી, તો પછી તમારો સર્વત્યાગ ક્યાંથી સિદ્ધ થયો કહેવાય ? વળી આથી જુદો, તમે ત્યાગ નહિ કરેલો સર્વથી મુખ્ય એક ભાગ બાકી રહ્યો છે, કે જેનો નિર્મૂળ ત્યાગ કર્યાથી તમે શોકરહિત પરમ આનંદમૂર્તિ થશો.[૧૭,૧૮]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–જો એ બધું મારું ન હોય, તો આ પાત્રાદિક મૃગચર્મ, ભીંતો અને આ નાની (ઝૂંપડી) વગેરે જ મારું છે, તેનો પણ હું ત્યાગ કરું છું.[૧૯]

વસિષ્ઠ બોલ્યાઃ–એ પ્રમાણે કહી, શાંત અને શુદ્ધ મનનો એ રાજા, બુદ્ધિમાં કાંઈ ક્ષોભ ન પામતાં, જેમ શરદઋતુનું વાદળું પર્વતના શિખર ઉપરથી (આકાશમાર્ગે જવા માટે) ઊભું થાય, તેમ પોતાના આસન ઉપરથી ઊભો થયો. સૂર્યનારાયણ જેમ પોતાના રથમાં બેઠા રહી ત્યાંથી જ લોકોનાં કાર્યો જોયા કરે છે, તેમ એ કુંભમુનિ પણ પોતાના આસન ઉપર બેઠા રહી, ત્યાંથી જ પોતે મંદમંદ હસતા, એ રાજાની ક્રિયાઓ જોતા હતા.[૨૦,૨૧] 'એ રાજા જે કરે છે તે ભલે કરો. એ કર્મ તેને બહુ પવિત્ર કરનાર છે.' એમ સમજી કુંભમુનિએ મૌન ધારણ કરી શિખિધ્વજ રાજા તરફ જોયા કર્યું.[૨૨] જેમ સમુદ્રની નીચી જમીન ઊંચી જમીનમાં પડેલું વરસાદ, નદી આદિનું જળ, પોતાનામાં એકઠું કરી રાખે છે, તેમ એ રાજાએ પોતાનો સર્વ પાત્ર વગેરે સામાન એક ઠેકાણે એકઠો કર્યો અને તેને એકઠો કરી, જેમ સૂર્યનારાયણ સૂર્યકાંતમણિમાં (આગિયાકાચમાં) પોતાનાં કિરણોરૂપે પ્રવેશ કરી તેમાં રહેલા દેવતાને સળગાવે, તેમ એ શિખિધ્વજ રાજાએ એ સૂકાં લાકડાંઓ વડે દેવતા સળગાવ્યો. જેમ સૂર્યનારાયણ પ્રલયસમયે સર્વ પદાર્થોને બાળી, અગ્નિમય કરી, પોતે મેરુ પર્વત પર ચાલ્યા જાય, તેમ એ રાજા પણ પાત્ર વગેરે પોતાનો બધો સામાન પોતે પ્રજ્વલિત કરેલા અગ્નિમાં નાખી દઈ, પોતાના આસન ઉપર જઈ બેઠો. 'હે પતિભક્તિપરાયણ રુદ્રાક્ષની માળા ! બીજાને ક્લેશ આપી પોતાનો સ્વાર્થ સાધી લેવાની મારી બુદ્ધિ ગયેલી નથી, તેથી મેં તને આટલા કાળ સુધી જ શ્રમ આપ્યો છે, તે વડે તેં કરેલી મારી સેવા હવે પૂરી થાઓ.[૨૩–૨૬] હમણાં ભ્રાંતિ મટી જવાથી, તું મને કંઈ ઉપકારક જણાતી નથી. હે પ્રિય રુદ્રાક્ષની માળા ! હું તારી સાથે ઘણા લાંબા કાળ સુધી અનેક મંત્રોરૂપી અરણ્યોમાં ભટક્યો, કર્મમાર્ગોમાં ફર્યો અને તપોવનાદિક ધર્મસ્થાનો પણ જોયાં. હવે હું આરામ લઉં છું.' એમ પોતાની રુદ્રાક્ષની માળાને કહી, જેમ આકાશમાં રહેલા નિર્મળ તારાસમૂહને પવન પ્રલયકાળના અગ્નિમાં ફેંકી દે, તેમ શિખિધ્વજ રાજાએ એ સ્ફટિકમાળાને અગ્નિમાં ફેંકી દીધી. 'હે મૃગચર્મ ! તું વનના મૃગથી જુદું પડવાથી હું કે જે મનુષ્યોમાં મૃગના જેવો અતિ અજ્ઞાની છું, તેણે માત્ર અજ્ઞાનને લીધે, આજ દિવસપર્યંત આ દર્ભાસન ઉપર તને બિછાવેલ છે, એ તારો મારા પર મોટો ઉપકાર થયો છે

પોતાના મૂળકારણમાં લય થઈ જવા માટે વિદાય થા અને તારો માર્ગ સુખેથી નિર્વિઘ્ન જતો રહો. આ તારાઓવાળું આકાશ બરાબર તારા જેવું છે, માટે તું પણ આ અગ્નિ વડે આકાશરૂપ થઈ જા. ( શૂન્યમાં મળી જા )' એમ કહી જેમ પ્રલયકાળનો પવન પર્વતોને સમુદ્રમાંથી ખેંચી લાવી દાવાનળમાં બાળી નાખે, તેમ પોતાના બન્ને હાથ વડે દર્ભાસન ઉપરથી, તે મૃગચર્મને ઉપાડી લઈ અગ્નિમાં બાળી નાખ્યું. 'હે સુંદર કમંડલુ! તારા ઉત્તમ ગોળ આકારથી અને સારા વર્તનથી તેં જળ ધારણ કરી મારી જે સેવા કરી છે, તેનો મારાથી કાંઈ બદલો વાળી શકાયો નથી. સુંદર સ્નેહ, સ્થિર સૌજન્ય અને સુશીલતા એ સર્વેનું તું જ પરમ પાત્ર છે. હે મિત્ર કમંડલુ! જે અગ્નિ વડે જ તું પોતાના દેહને શુદ્ધ કરી મારી પાસે આવેલ છે, તે અગ્નિ વડે જ પાછું શુદ્ધ થઈ તું વિદાય થા. તારો માર્ગ નિર્વિઘ્ન સુખેથી જતો રહો.' એમ કહી તે કમંડલુ કોઈ શ્રોત્રિય (વૈદિક) બ્રાહ્મણને આપી દીધું. 'હે દર્ભાસન! જે સારો પદાર્થ હોય, તે અગ્નિને કે કોઈ યોગ્ય મહાત્માને આપી દેવો જોઈએ, તેને લીધે તથા જેમ મૂર્ખ માણસની મતિ છૂપાં પાપમાં જઈ પડે છે, તેમ તું પણ હમેશાં પૃથ્વી પર નીચે જ પડે છે, માટે તને બાળીને ભસ્મ કરી નાખવું એ જ યોગ્ય છે, તો તું ભસ્મ થઈ જા.' એમ કહી એ અતિ કોમળ દર્ભાસનને ઉપાડી બ્રહ્મચૈતન્યમાં પોતે શાંતિ લેવા માટે તથા તેની શુદ્ધિને માટે બળતા અગ્નિમાં ફેંકી દીધું. જે કાંઈ ત્યાગ કરવાનું હોય તે તરત જ તજી દેવું યોગ્ય છે, કેમકે જો એ પાત્રાદિક હશે, તો વળી બીજા પણ તેને અનુકૂળ પદાર્થો ભેગા થશે. કારણ કે લોકમાં પણ તેવી જ (એક ઉપાધિ હોય તો બીજી ઉપાધિ વધી જવાની) રીતિ દેખાય છે; માટે આ સર્વ પાત્રસમુદાયને તરત અગ્નિમાં બાળી દઉં છું.[૨૭–૩૯] જો એ બધું બાળી નાખવાનું અગ્નિ એક વખતે જ બાળી નાખે, તો મને સંતોષ થાય. હું નિષ્ક્રિયપણું પામવા માટે આ સઘળો કર્મ કરવાનો સામાન તજી દઉં છું. હે સુશીલ દેવપુત્ર! આ વિષયમાં તમારે કાંઈપણ ખેદ કરવો નહિ, કેમકે અયોગ્ય પદાર્થને કોણ સંઘરી રાખે? કોઈ ન સંઘરી રાખે. એમ કહી તરત જ શિખિધ્વજ રાજાએ જેમ કાળ સર્વ જગતને પ્રલયસમયના તેજમાં બાળી નાખે, તેમ એ સઘળો ભોજનપાત્ર આદિ વનવાસને ઉપયોગી પાત્રસમુદાય એક જ વખતે અગ્નિમાં બાળી નાખ્યો.[૪૦,૪૧]

**इत्युक्तवान् झटिति भोजनभाजनाद्यं सर्वं जुहाव वनवासविलासयोग्यम् । तद्भांडजालमनले सममेव राजा कल्पांततेजसि जगज्ज्वलतीव कालः**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'સર્વત્યાગકરણ' એ નામનો સર્ગ ૯૨ મો સમાપ્ત**

## सर्ग ९३ मो*

### શિખિધ્વજને ત્યાગનો બોધ

॥ वसिष्ठ उवाच ॥

अथोत्थाय ददाहासौ शुष्कं तत् तृणमंदिरं ।
अज्ञेन स्वेन मनसा वृथा संकल्पकल्पितम् ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–પછી શિખિધ્વજે જેમાં મૂર્ખ મને નકામી મમતા બાંધી હતી, તેવી પોતાની ઝૂપડી પણ બાળી મૂકી.[૧] અને જે કાંઈ પાત્રસમૂહ, વલ્કલ આદિ વસ્ત્ર તથા અન્નાદિક અને લાકડાં, સમિધા વગેરે જે કંઈ બાકી રહ્યું હતું, તે સર્વ પ્રસન્ન થયાની પેઠે સમાનબુદ્ધિ રાખી, મનમાં હર્ષશોકાદિનો આવેશ ન લાવતાં મૌન ધારણ કરી, ક્રમે કરી કેટલુંક બાળી નાખ્યું,

* આ ત્રાણુમા સર્ગમા બધો સામાન બાળી નાખી પછીથી પોતાનો દેહત્યાગ કરવાને તૈયાર થયેલા એ રાજાને રોકી રાખી, કુંભમુનિ ચિત્તત્યાગને માટે બોધ કરશે; એ કથા કહેવામાં આવશે.

કેટલુંક ફેંકી દીધું, કેટલાકનો ત્યાગ કર્યો અને કેટલુંક ભાંગી નાખ્યું.[૨-૩] પ્રથમ માણસો હોવાને લીધે અને પછીથી સર્વ જતાં રહેવાને લીધે, તે રાજાનો આશ્રમ વીરભદ્રના બળથી ચૂંથાઈ ગયેલી દક્ષપ્રજાપતિની યજ્ઞશાળાના જેવો મહાભયંકર થઈ ગયો.[૪] જેમ અગ્નિ વડે બળતા શહેરમાંથી, બહુ જ ભયભીત થઈ માણસો નાસી જાય, તેમ એ આશ્રમમાંથી મૃગોનાં ટોળાંઓ પોતાનું વાગોળવું બંધ કરી નાસી ગયાં.[૫] સૂકાં લાકડાઓની સાથે પોતાનો પાત્રસમૂહ આદિ સમાન બળી જવાથી ફક્ત જેનો દેહ બાકી રહ્યો છે એવો અને બીજા પદાર્થોમાં આસક્તિ વગરનો એ રાજા બહુ પ્રસન્ન થયો અને આ પ્રમાણે બોલ્યો.[૬]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–સર્વ સાધનોમાં મમતા મૂકી દઈ હું હવે સર્વત્યાગી થયો છું. અહો દેવપુત્ર! તમે આજ મને ઘણે કાળે આ બોધ આપ્યો છે.[૭] કોઈ જાતના પરિગ્રહ વગરનો અને (સર્વત્યાગને લીધે) શુદ્ધ થઈ ગયેલો હું સુખેથી (આપની કૃપાથી) બોધવાળો થઈ ગયો. મમતાના સંકલ્પ વડે સંગ્રહ કરવામાં આવતા આ સવળા સામાનમાં શો સાર રહ્યો છે?[૮] જેમ જેમ જુદાં જુદાં બંધનમાં નાખનાર વિષયોનો ત્યાગ થતો જાય છે, તેમ તેમ ચિત્ત પરમ આનંદને પામતું જાય છે. હવે હું શાંત થયો છું, સુખી થયો છું, મેં અજ્ઞાનને જીતી લીધું છે, બધાં બંધનોનો નાશ કરી દીધો છે અને મેં સર્વનો ત્યાગ કર્યો છે. હું દિશાઓરૂપી વસ્ત્રને ધારણ કરનારો (વસ્ત્ર વગરનો), દિશાઓને જ આશ્રમ તરીકે ગણનારો (આશ્રમ વગરનો) અને દિશાઓના જેવો અસંગ થઈ રહ્યો છું. હે મહારાજ! હવે મહાત્યાગથી (સર્વત્યાગથી) શું બાકી રહ્યું છે?[૯-૧૧]

કુંભમુનિ બોલ્યાઃ–હે શિખિધ્વજરાજા! તમે હજી સર્વત્યાગ કર્યો નથી, છતાં તમે સર્વત્યાગથી થતા પરમ આનંદનો ખોટો ડોળ કરો નહિ; હજી તમે ત્યાગ નહિ કરેલો સર્વનાથી મુખ્ય એક ભાગ બાકી રાખ્યો છે કે જેનો ત્યાગ કરવાથી તમને પરમ આનંદ પ્રાપ્ત થશે.[૧૨,૧૩]

વસિષ્ઠ બોલ્યાઃ–કમળ જેવાં સુંદર નેત્રોવાળા હે મહાબાહુ રામચંદ્રજી! શિખિધ્વજરાજાએ ઉપર પ્રમાણે કુંભમુનિનાં વચન સાંભળી કાંઈક વિચાર કરી નીચે પ્રમાણે કહ્યું.[૧૪]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે દેવપુત્ર! મેં સર્વનો ત્યાગ કર્યો છે. બાકી હવે તો ઇન્દ્રિયરૂપી, સર્પસમૂહે આશ્રય કરેલ અને રુધિરમાંસ આદિ વડે આકારવાળો આ મારો દેહ બાકી રહ્યો છે, તો હવે હું અહીંથી ઊઠી કોઈ જાતની અડચણ ન નડે તેમ ભૃગુપાત* કરી આ દેહનો વિનાશ કરી સર્વત્યાગી થાઉં છું.[૧૫,૧૬]

વસિષ્ઠ બોલ્યાઃ–તે રાજા એમ કહી પોતાની નજીક રહેલા એ ભૃગુપાત કરવાના સ્થાનમાં પોતાના દેહનો ત્યાગ કરવા માટે વેગથી જ્યાં ઊડવા જાય છે, ત્યાં કુંભમુનિએ તેને એમ ન કરવાનું કહેતાં નીચે પ્રમાણે કહ્યું.[૧૭]

કુંભમુનિ બોલ્યાઃ–હે રાજા! જેમ કોપેલો સાંઢ પોતાના અપરાધ વિનાના વાછરડાને જ મારે, તેમ તમે અજ્ઞાનથી આ નિરપરાધી દેહનો ભૃગુપાત કરવાને શા માટે તૈયાર થયા છો?[૧૮] એ તુચ્છ દેહ તો જડ અને ક્રિયા વગરનો છે અને તમને તપ કરવામાં ખૂબ ઉપયોગી થયેલ છે. એણે કોઈ જાતનો તમારો અપરાધ કર્યો નથી; માટે તે શરીરનો નકામો ત્યાગ કરો નહિ.[૧૯] એ દેહ તો ધ્યાનીની પેઠે એક ફક્ત પોતાને વિષે જ જડ થઈ રહ્યો છે, અને જેમ જડ લાકડાને તરંગ હલાવે છે, તેમ એ જડ દેહને કોઈ બીજો જ પ્રવૃત્તિ કરાવે છે.[૨૦] જેમ એકાંતમાં રહેલા કોઈ તપસ્વી પુરુષને મદોન્મત્ત કોઈ ચોર વિઘ્ન નાખી

* પર્વતના કોઈ ઊંચા શિખર ઉપરથી પડીને મરવું તે ભૃગુપાત કહેવાય છે.

હેરાન કરે, તેમ એ દેહને પણ કોઈ બીજો જ પ્રેરણા કરી હેરાન કરે છે; માટે વારંવાર બળાત્કારથી એ જ દંડને પાત્ર છે.[૨૧] જેમ કોઈ ફળવાળું ઝાડ વાયુના ઝપાટાથી પોતાનું કાંઈ ફળ આદિ ખરી પડે તો ઈશ્વરના ઘરથી અપરાધી ગણી શકાતું નથી, તેમ આ જડ શરીરમાં સુખ-દુઃખાદિ ઉત્પન્ન થાય છે, તો પણ એ શરીર અપરાધી ઠરતું નથી.[૨૨] જેમ વૃક્ષના ઉપરનાં પાંદડાં, ફળો અને પુષ્પોને પવન હલાવી પાડી નાખે તો શું સુંદર વૃક્ષે અપરાધ કર્યો ઠરે? ન જ ઠરે. તેમ દેહને કોઈ બીજો જ પ્રેરી સુખ–દુઃખાદિક ઉત્પન્ન કરે, તેમાં એ દેહે શું તમારા સુજ્ઞ આત્માનો અપરાધ કર્યો ઠરે? ન જ ઠરે.[૨૩] હે કમળસમાન સુંદર નેત્રવાળા રાજા! શરીરનો ત્યાગ કર્યાથી પણ તમારો સર્વત્યાગ સિદ્ધ થશે નહિ; કેમકે તેનો ત્યાગ કરવો ખૂબ કઠણ છે. તમે આ નિરપરાધી શરીરનો વૃથા નાશ કરો છો; કારણ કે શરીરનો ત્યાગ કરવાથી તમે સઘળું તજ્યું તેમ ગણાશે નહિ.-માટે જેમ કોઈ મદોન્મત્ત હાથી વૃક્ષને પકડી થોભાવી રાખે, તેમ આ દેહને જે ટકાવી રાખે છે, તે મહાપાપી (ચિત્ત)નો જો તમે ત્યાગ કરો તો તમારો સર્વત્યાગ સિદ્ધ થાય.[૨૪-૨૬] હે રાજા! તે (ચિત્ત)નો ત્યાગ કર્યાથી સર્વ દેહાદિકનો ત્યાગ થઈ જાય છે અને જો એ (ચિત્ત)નો ત્યાગ ન થયો હોય, તો જન્મમરણાદિક વડે દેહનો નાશ કર્યાથી પણ (પુનર્જન્મ આદિના બીજરૂપ ચિત્ત કાયમ હોવાને લીધે) ફરી બીજો દેહ પ્રાપ્ત થાય છે.[૨૭]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે સુંદર દેવપુત્ર! આ દેહને કોણ ચલાવે છે? પુનર્જન્મનું અને કર્મોનું બીજ શું છે? અને કોનો ત્યાગ કર્યાથી સર્વનો ત્યાગ સિદ્ધ થયો ગણાય? (તે આપ કહો.)[૨૮]

કુંભમુનિ બોલ્યાઃ–હે સુશીલરાજા! દેહત્યાગ કર્યાથી કે રાજ્યત્યાગ કર્યાથી કિંવા ઝૂંપડી આદિ બાળી નાખવાથી સર્વત્યાગ સિદ્ધ થતો નથી;[૨૯] પરંતુ જે સંકલ્પ વડે સર્વને ઉત્પન્ન કરવાથી સર્વના કારણરૂપ છે, તે સર્વનો (ચિત્તનો) ત્યાગ કરવાથી સર્વત્યાગ સિદ્ધ થયો ગણાય.[૩૦]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે સર્વ બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ દેવપુત્ર! સર્વરૂપે રહેલું, સર્વમાં વ્યાપ્ત, સર્વ ઠેકાણે અને સર્વ કાળમાં ત્યાગ કરવા લાયક એવું જે સર્વ તમે કહ્યું, તે શું છે? એ મને કહો.[૩૧]

કુંભમુનિ બોલ્યાઃ–હે સુશીલ રાજા! સર્વમાં રહી મનગમતું વર્તન કરનાર, ભ્રાંતિવાળું, શુદ્ધ ચૈતન્યસત્તાથી જુદું અને જડ શરીરાદિકથી પણ જુદું જીવ–પ્રાણ આદિ નામને ધારણ કરનારું ચિત્ત જ (સર્વરૂપ હોવાથી) સર્વ પદથી કહેવામાં આવ્યું છે.[૩૨] હે રાજા! સઘળી ભ્રાંતિઓનું મૂળ ચિત્ત જ સમજવાનું છે, પુરુષરૂપે વ્યવહાર કરનાર પણ ચિત્ત જ છે અને આ જગતના સમૂહરૂપે પણ ચિત્ત જ રહ્યું છે, એમ સમજો; અને તેને લીધે એ ચિત્ત જ સર્વ પદથી કહેલ છે.[૩૩] હે શિખિધ્વજ રાજા! જેમ વૃક્ષનું મૂળકારણ વૃક્ષબીજ જ હોય છે, તેમ રાજ્યાદિક અને દેહાદિક તથા આશ્રમાદિ સર્વનું બીજ ચિત્ત છે.[૩૪] એ સર્વનાં બીજનો (ચિત્તનો) ત્યાગ કર્યાથી સંપૂર્ણ રીતે સર્વત્યાગ સિદ્ધ થાય છે. હે રાજા! ચિત્તત્યાગથી સર્વત્યાગનો સંભવ હોવાને લીધે અને ચિત્તનો ત્યાગ નહિ કર્યાથી બીજાં બધાંનો ત્યાગ કરવા છતાં પણ ચિત્તરૂપ બીજ વડે તે બીજા જન્મમાં ફરી આવતું હોવાથી સર્વત્યાગ સિદ્ધ ન હોવાને લીધે, ચિત્તત્યાગથી જ સર્વત્યાગ થાય એ વાત સિદ્ધ છે.[૩૫] સર્વ ધર્માદિક કે અધર્મ, રાજ્યાદિ કે વનાદિ એ બધું ચિત્તવાળાને પરમ દુઃખ આપનાર અને ચિત્ત વગરનાને પરમ સુખ આપનાર છે.[૩૬] જેમ બીજ વૃક્ષરૂપે પરિણામ પામે, તેમ ચિત્ત જ સર્વ જગતરૂપે દેહાદિ અનેક આકારો વડે પરિણામ

પામેલ છે.[૩૭] વૃક્ષને જેમ પવન ચલાવે (કપાવે) પર્વતને જેમ ધરતીકંપ ડોલાવે અને ધમણને જેમ લુહાર ચલાવે (ધમે), તેમ દેહને ચિત્ત જ ચલાવે છે (પ્રવૃત્તિ કરાવે છે).[૩૮] સર્વ પ્રાણીઓમાં પ્રસિદ્ધ ઉપભોગોનો, જરા-મરણ-જન્મ આદિ દેહધર્મોનો તથા મહાત્માઓમાં રહેનાર શમદમાદિક શુભ ગુણોનો (તેવી તેવી ઘાટી વાસનાવાળું) ચિત્ત જ અતિ દૃઢ આશ્રય છે.[૩૯] શાંતિને નહિ પામેલું એ ચિત્ત જ (અંદર) મનન કરવાથી મનરૂપે અને પ્રાણોને ચલાવવાની ચેષ્ટાથી જીવરૂપે થઈ જઈ (બહાર) અનેક દેહાદિક આકારો વડે જગતરૂપે સ્ફુરે છે.[૪૦] હે મહાત્મા શિખિધ્વજ! એ ચિત્ત જ પોતાના સંકલ્પવિકલ્પ આદિ વ્યાપારમાંથી વિરામ પામવાને લીધે બુદ્ધિ, મહત્તત્ત્વ, અહંકાર, પ્રાણ અને જીવ ઇત્યાદિ તેવાં તેવાં ક્રિયાને અનુકૂળ પડતાં નામો વડે કહેવામાં આવે છે.[૪૧] એ રીતે ચિત્ત જ સર્વરૂપ હોવાથી 'સર્વ' શબ્દથી કહેવામાં આવ્યું છે. વળી તેનો ત્યાગ કર્યાથી સર્વ આધિઓ તથા વ્યાધિઓનો અંત આવે છે અને પછી સર્વત્યાગ સિદ્ધ થાય છે.[૪૨] હે ત્યાગને જાણનારાઓમાં શ્રેષ્ઠ મહાબાહુ શિખિધ્વજ! ચિત્તત્યાગ એ જ સર્વત્યાગ છે, એમ તત્ત્વવેત્તાઓનું સમજવું છે અને તે સિદ્ધ થવાથી શું સત્ય આત્માનંદનો અનુભવ નથી થતો? થાય છે જ.[૪૩] ચિત્તનો ત્યાગ કર્યાથી દ્વૈતબુદ્ધિ× અને ઐક્યબુદ્ધિ÷ એ બધું (મનોમય હોવાથી) સર્વ પ્રકારે નાશ પામે છે અને પરમ શાંત, સ્વચ્છ, નિર્વિકાર એક બ્રહ્મતત્ત્વ જ બાકી રહે છે.[૪૪] આ સંસારરૂપી ધાન્ય ઊગવાનું ચિત્ત એ જ ક્ષેત્ર છે, તો ક્ષેત્ર જ જો ધાન્ય ઊગે નહિ તેવું થઈ ગયું હોય, તો પછી શાળ વગેરે ધાન્યનો ક્યાંથી સંભવ હોય? ન જ હોય.[૪૫] જેમ જળ તરંગરૂપે પરિણામ પામે છે, તેમ વિચિત્ર વાસનાવાળું ચિત્ત જ ભાવ અને અભાવવાળા પદાર્થોના આકારરૂપે પરિણામ પામે છે.[૪૬] હે રાજા! જેમ સામ્રાજ્યથી સર્વ અર્થ સારી રીતે સિદ્ધ થાય, તેમ ચિત્તને ઉખેડી નાખવારૂપી સર્વત્યાગથી સદાકાળ બધું સારી રીતે પ્રાપ્ત કરી શકાય છે.[૪૭] હે ત્યાગી રાજા શિખિધ્વજ! જેમ તમને બીજો પદાર્થ (રાજ્યાદિક) સર્વત્યાગના વિષયરૂપ છે, (કે જેનો તમે ત્યાગ કર્યો) તેમ (અહંકારરૂપે કિંવા ચિત્તરૂપે અવશેષ રહેલા) તમે પોતે પણ બીજા કોઈને (શુદ્ધ આત્માને) ત્યાગ કરવા લાયક છો. અને તે ત્યાગ કરવા યોગ્ય અહંકારને કિંવા ચિત્તને તમે ગ્રહણ કરી રાખેલ છે, તેથી તમારો સર્વત્યાગ સિદ્ધ થતો નથી.[૪૮] સંસારના સઘળા પદાર્થોનો ત્યાગ કરવો એટલે કે સઘળું કાંઈ આત્માનું જ સ્વરૂપ છે એવું જાણે જાણ્યું છે, તેને સૂતરનો તાંતણો જેમ મોતીની અંદર પરોવાઈ રહ્યો હોય તેમ આ સર્વ પરમાત્મામાં જ પરોવાયેલું લાગે છે.[૪૯] જેણે સર્વત્યાગ કર્યો તેના (આકાશના જેવા) શૂન્ય સ્વરૂપમાં પણ આ સર્વ જગત જેમ તાંતણામાં મોતીઓ પરોવાઈ રહે, તેમ ત્રણેય કાળમાં પરોવાઈ રહેલું લાગે છે.[૫૦] જે તેલ વગરના દીવાની પેઠે સર્વનો ત્યાગ કરે છે, તે પોતે ચૈતન્યઘન થવાથી તેલવાળા દીવાની પેઠે સર્વત્ર પ્રકાશે છે.[૫૧] જે આ દેખાતા સર્વ જગતનો ત્યાગ કરી તેલ વગરના દીવાની જેમ શાંત થઈ રહે, તે સર્વત્ર સમાનપણે વર્તી, તેલવાળા દીવાની જેમ પ્રકાશરૂપે શોભી રહે છે.[૫૨] જેમ રાજ્ય, વન, મૃગચર્મ, કમંડલુ, માળા, ઝૂંપડી વગેરે સર્વ વસ્તુઓનો ત્યાગ કર્યાથી કેવળ તમે પોતે એક જ માત્ર બાકી રહો છો, તેમ આ સર્વ (અંદરના અને બહારના) પદાર્થોનો ત્યાગ કર્યાથી એક માત્ર જ્ઞાનરૂપ શુદ્ધ

× કાર્યનો કારણમાંથી આવિર્ભાવ થાય છે એમ માની તેમાં બેપણાની બુદ્ધિ તે દ્વૈતબુદ્ધિ

÷ ક્રમથી કાર્યનો કારણમાં લય માની તેમાં એકપણાની બુદ્ધિ તે ઐક્યબુદ્ધિ.

પરમાત્મા જ બાકી રહે છે.[૫૩] હે પ્રિય રાજા! જેમ સર્વ વસ્તુઓને બાળી મૂકી બાકી રહેલા તમે તમારા પોતાના સ્વરૂપથી જુદા નથી, તેમ સર્વનો ત્યાગ કરતાં અવશેષ રહેલ પરમાત્મા પોતે કાંઈ મોક્ષથી જુદા કહી શકાતા નથી (પણ તે રૂપ જ છે). જેમ આકાશ પોતે શૂન્ય હોવા છતાં અનેક મોટા સૂર્યચંદ્ર નક્ષત્ર આદિનો આશ્રય છે, તેમ સર્વત્યાગ (સર્વનો અભાવ હોવાને લીધે) શૂન્ય જેવો છે, છતાં પણ તે સર્વ સત્તાઓના આશ્રયરૂપ છે.[૫૪,૫૫] જેમ આકાશમાં ઘટી ટાંકવાની ટાંકણી કાંઈ બાધ કરી શકતી નથી, તેમ સર્વત્યાગરૂપી રસનું કાંઈક પણ પાન કર્યાથી (અસંગ થઈ ગયેલ પુરુષને) જરા–મરણ ઇત્યાદિ ભય કાંઈ પણ બાધ કરી શકતાં નથી.[૫૬] નિર્મળ સ્વસ્વરૂપનો બોધ કરનારી મોટાઈનું કારણ સર્વત્યાગ જ છે, કેમકે સર્વત્યાગ કર્યાથી બુદ્ધિ એકદમ સ્થિર થઈ જાય છે.[૫૭] સર્વત્યાગ એ જ પરમ આનંદરૂપ છે; તે સિવાય બધું મહાભય કર દુઃખ આપનાર છે, એ વાત હૃદયમાં રાખી પછી તમને જે ઇચ્છા થતી હોય તે કરો.[૫૮] જેમ સમુદ્રનું જળ વડવાગ્નિમાં જાય છે, તેમ પાછું બીજું જળ નદી દ્વારા આવે છે, તે જ પ્રમાણે જે પુરુષ સર્વનો ત્યાગ કરે તેને પાછું તે બધું આવી મળે છે.[૫૯] જેમ પાત્રના પોલાણ ભાગમાં જ રત્ન આદિ રહી શકે છે, તેમ એ સર્વત્યાગની અંદર જ આત્માને પ્રસન્ન કરનારું જ્ઞાન રહ્યું છે. શાક્યમુનિ કે જે વેદથી વિમુખ હતા અને અતિ નીચ હતા તેમજ કળિકાળમાં જન્મ્યા હતા, તે પણ સર્વનો ત્યાગ કરી મેરુની પેઠે સ્થિર રહ્યા હતા.[૬૦,૬૧] હે મહારાજ! સર્વત્યાગ એ સર્વ સંપત્તિઓનું રહેવાનું સ્થાન છે, કેમકે જે પુરુષ કાંઈ લેતો નથી તેને સર્વ આપી જાય છે.[૬૨] હે રાજા! તમે સર્વનો ત્યાગ કરી આકાશની જેમ અસંગ, સ્વસ્થ અને શાંત રહી, તમારું જે ખરું રૂપ છે તે રૂપે (બ્રહ્મરૂપે) થઈને રહો.[૬૩] હે ઉદાર સ્વભાવવાળા રાજા શિખિધ્વજ! પ્રથમ આ સર્વનો ત્યાગ કરી દઈ, પછી એ ત્યાગ કરવામાં સાધનરૂપ થયેલા ચિત્તનો પણ ત્યાગ કરી (હું ત્યાગ કરનાર છું એવું) ત્યાગનું અભિમાન કરાવનાર અહંકારરૂપી મેલને પણ મૂકી દઈને તમે જીવન્મુક્ત થાઓ.[૬૪]

सर्वं परित्यज्य महात्मभाव त्यजस्यथो येन च तद्विहाय। त्यागाभिमानं च मलं विमुच्य विमुक्तरूपो भव भूमिपाल॥ ६४॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'શિખિધ્વજાવબોધન' એ નામનો સર્ગ ૯૩ મો સમાપ્ત**

## सर्ग ९४ मो×

### ચિદ્રૂપ જ અવશેષ રહે એવો બોધ

॥ वसिष्ठ उवाच ॥

एवं वदति वै कुंभे चित्तत्यागं मुहुर्मुहुः।
अंतर्विचारयन् सौम्यो राजा वचनमब्रवीत्॥१॥

**વસિષ્ઠ બોલ્યાઃ**–એ પ્રમાણે કુંભનાં વચનો સાંભળી તે રાજા, અંતરમાં ચિત્તના ત્યાગનો વારંવાર વિચાર કરી, પોતે શાંત થઈ બોલ્યો.[૧]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**–હૃદયરૂપી આકાશમાં, પક્ષીની જેમ રહેલ અને હૃદયરૂપી વૃક્ષમાં વાંદરાની જેમ રહેનાર એ ચિત્ત (મારું નથી એમ) મેં ત્યાગ કર્યા છતાં વારંવાર પાછું આવી ઊભું રહે છે.[૨] હે ઉત્તમ દેવપુત્ર! માછલું જેમ આતુરતાથી જળમાં ફસી પડી, તેનો સ્વીકાર કરી લે, તેમ હું એ ચિત્તનો મમત્વબુદ્ધિથી સ્વીકાર કરવાનું તો જાણું છું, પરંતુ જેમ દ્રવ્યનો ત્યાગ કરી શકાય છે, તેમ એ ચિત્તનો ત્યાગ કર-

× આ ચોરાણુમા સર્ગમા ચિત્તનો ત્યાગ કરવા માટે તેનું મૂળ શોધતા દેહ આદિ સર્વ વિષયોનો બાધ થઈ જઈ છેવટ-એક ચિદ્રૂપ-પરમાત્મા જ શેષ રહે છે, એ વાત કહેવામા આવશે.

વાનો ઉપાય હું જાણતો નથી.[૩] માટે હે સમર્થ મહાઐશ્વર્યવાન્ દેવપુત્ર ! પ્રથમ આપ બરાબર એ ચિત્તનું સ્વરૂપ કહો અને પછી તે ચિત્તના ત્યાગનો ઉપાય બરાબર રીતે કહો.[૪]

કુંભમુનિ બોલ્યા:–હે રાજા શિખિધ્વજ ! વાસના જ ચિત્તનું સ્વરૂપ છે એમ તમે સમજો; અને જગતમાં પણ ચિત્ત એટલે વાસના એમ કહેવામાં આવે છે.[૫] તે ચિત્તનો ત્યાગ અતિ સહેલો છે અને નિમેષના કરતાં પણ ઓછા સમયમાં સુખે સાધી શકાય તેવો છે, રાજ્યના કરતાં પણ અધિક આનંદ આપનાર છે અને ફૂલથી પણ વધારે મનોહર છે.[૬] જેમ કોઈ પામર પ્રાણીને સામ્રાજ્ય દુઃખ વડે સાધી શકાય તેવું મુશ્કેલ લાગે અને જેમ તૃણનું મેરુપણું થવું મહામુશ્કેલ ભાસે, તેમ મનનો ત્યાગ પણ મૂર્ખ માણસને મહાકષ્ટ વડે સાધી શકાય તેવો મુશ્કેલ લાગે છે.[૭]

શિખિધ્વજરાજા બોલ્યો:–મેં ચિત્તનું વાસનામય સ્વરૂપ તો જાણ્યું; પરંતુ એ ચિત્તનો ત્યાગ વજ્રને ગળી જવા કરતાં પણ વધારે મુશ્કેલ છે, એમ હું માનું છું.[૮] જે ચિત્ત આ સંસારરૂપી સુગંધની ઉત્પત્તિને માટે પુષ્પના જેવું છે, જે દુઃખરૂપી બળતરા પેદા કરવામાં અગ્નિ જેવું છે, જે જગતરૂપી કમળની સ્થિતિને માટે કમળદંડના જેવું છે, જે મોહરૂપી પવન ઉત્પન્ન કરવામાં આકાશના જેવું છે, જે આ શરીરરૂપી યંત્રને ચલાવનાર છે તથા હૃદયરૂપી કમળમાં જે ભમરાની પેઠે રહેલ છે, તે ચિત્તનો સહેલી રીતે ત્યાગ થઈ શકે તે આપ કહો.[૯,૧૦]

કુંભમુનિ બોલ્યા:–હે સુશીલ રાજા ! મૂળ, છોડ, ડાળી, પાંદડાં, વગેરે સહિત સર્વ અંશે ચિત્તનો જે નાશ થવો તે જ આ સંસારનો નાશ સમજવો અને ચિત્તત્યાગ પણ તે જ છે, એમ દીર્ઘદર્શી (આત્મવેત્તા) ઓનું કહેવું છે.[૧૧]

શિખિધ્વજરાજા બોલ્યો:–ચિત્તના ત્યાગ કરતાં તેનો નાશ કરવો એ વધારે સિદ્ધિ આપનાર છે, એમ મને લાગે છે; કેમકે કોઈ વ્યાધિનો મમતા મૂકી દેવારૂપી ત્યાગ ભલે સો ફેરે કરાય; પરંતુ તેનો નાશ થયા વિના એ વ્યાધિનો અભાવ શું અનુભવમાં આવે છે ? ન જ આવે.[૧૨]

કુંભમુનિ બોલ્યા:–અહંકારરૂપી બીજથી ઉત્પન્ન થનારા ચિત્તરૂપી વૃક્ષને શાખા, ફળ અને પાંદડાં સાથે મૂળમાંથી ઉખેડી નાખો અને આકાશની પેઠે આવરણ તથા વિક્ષેપ વગરના અસંગ અને વિશાળ હૃદયવાળા થાઓ.[૧૩]

શિખિધ્વજરાજા બોલ્યો:–હે દેવપુત્ર ! ચિત્તનું મૂળ શું છે, અંકુર શો છે, તેનું ઉત્પત્તિસ્થાન ક્ષેત્ર કયું છે, કઈ ડાળીઓ છે, થડ શું છે અને શી રીતે તેને ઉખેડી શકાય છે ?[૧૪]

કુંભમુનિ બોલ્યા:–હે મહાબુદ્ધિમાન શિખિધ્વજ ! અહંભાવને ઉત્પન્ન કરનાર અહંકાર જ ચિત્તનો અભિમાની પ્રસિદ્ધ છે અને એ અહંકારને જ ચિત્તરૂપી વૃક્ષનું બીજ તમે સમજો.[૧૫] પરમાત્માને પ્રતિબિંબરૂપે આશ્રય આપનારી માયા જ એ ચિત્તરૂપી વૃક્ષનું ક્ષેત્ર છે, કે જે માયા આ સઘળા માયામય પ્રપંચનું પણ ક્ષેત્ર છે.[૧૬] એ બીજમાંથી પ્રથમ પ્રગટ થઈ ચિદાભાસને લીધે અનુભવને આકારે સ્ફુરતી અને નિરાકાર છતાં નિશ્ચયાત્મક સ્વરૂપવાળી બુદ્ધિ જ એ ચિત્તરૂપી વૃક્ષનો અંકુર છે. એ બુદ્ધિરૂપી અંકુરની સ્થૂલતા થતાં સંકલ્પરૂપે જે સ્ફુરણ થવું તે જ ચિત્ત અને (મનન કરવાથી) મન કહેવાય છે. (પરમાર્થદૃષ્ટિથી જોતાં નિર્વિકારપણાને લીધે) જીવ આકાશના જેવો શૂન્યરૂપ અને અસંગ છે તથા પાષાણની પેઠે અચ્છેદ્ય× અને અદાહ્ય* છે. માત્ર તે સાક્ષીરૂપ હોવાથી જે જે ચિત્તના ધર્મોનો સંબંધ તેમાં દેખાય છે, તે (ભ્રાંતિ વડે) મિથ્યા જ કલ્પાયેલો છે.[૧૭,૧૮] એ ચિત્તરૂપ વૃક્ષનું થડ તો સ્નાયુ, હાડકાં અને રસ આદિ ધાતુઓથી ભરેલો આ દેહ જ છે. વસંતઋતુની પેઠે પે

× ન કપાય એવો. * ન બળે એવો.

પોતાના યોગ્ય કાળમાં, શાખા આદિ બીજા પ્રદેશમાં અંકુર ફૂટવા સારુ, અનેકરૂપે ઉદય પામતી વાસના જ એ ચિત્તરૂપી વૃક્ષનો રસ છે. એ ચિત્તરૂપી વૃક્ષની ઘણી લાંબી, બહુ દૂર ફેલાયેલી અને અતિ વિસ્તારવાળી શાખાઓ તે ઇન્દ્રિયો જ છે. જન્મ–મરણ આદિ અનેક અનર્થો ઉત્પન્ન કરનારા અને શુભાશુભ પુણ્ય–પાપરૂપ ફળથી ખીચોખીચ ભરેલા તુચ્છ ભોગો જ એ ચિત્તરૂપ વૃક્ષની નાની નાની શાખાઓના જબરા સમૂહરૂપ છે. એવા આ ચિત્તરૂપી નઠારા વૃક્ષની શાખાઓને છેદી નાખતાં નાખતાં તમે તેના મૂળને પણ ઉખેડી નાખવા અત્યંત યત્ન કરો.[૧૯–૨૧]

**શિખિધ્વજરાજા બોલ્યો:**—હે દેવપુત્ર ! એ ચિત્તરૂપી વૃક્ષની ડાળીઓને છેદતાં છેદતાં કયો ઉપાય કરું કે જેથી તેના મૂળનો પણ સંપૂર્ણ નાશ થાય? તે કહો.[૨૨]

**કુંભમુનિ બોલ્યા:**—આ ચિત્તરૂપી વૃક્ષની પુણ્ય–પાપરૂપી ફળોને ડોલાવતી ડાળીઓ તો વાસનાઓ જ છે.[૨૩] તે વાસનાઓને (વિષયોમાંથી આસક્તિનો ત્યાગ કરી) ઉત્પન્ન જ ન થવા દેવામાં આવે, તો અંદર જ તેઓ જ્ઞાનના બળથી છેદાઈ જાય છે. જે પુરુષ પોતાના મનને સર્વત્ર આસક્તિ વગરનું કરી વાદ અને વિચારોને પણ શમાવી દઈ મૌન ધારણ કરી પ્રાપ્ત થયેલું કાર્ય કર્યે જાય, તે પુરુષની ચિત્તરૂપી લતા છેદાઈ ગયેલી જ હોય છે. જે પુરુષ પ્રથમ ચિત્તરૂપી વૃક્ષની લતાઓના સમૂહને પોતાના પુરુષપ્રયત્નથી છેદી નાખી (છેદવાના કામમાં) દૃઢ થઈ ગયો હોય, તે જ મૂળને છેદી નાખવાને યોગ્ય થાય છે. શાખાઓને છેદી નાખવી એ ગૌણ કાર્ય છે અને મૂળને છેદી નાખવું એ મુખ્ય કાર્ય છે,[૨૪–૨૬] માટે તમે એ ચિત્તરૂપી વૃક્ષના મૂળને જ ઉખેડી નાખવા તૈયાર થાઓ. હે મહાબુદ્ધિમાન રાજા! મૂળને ઉખેડી નાખવું એ જ વાત મુખ્ય છે, માટે તમારે એ ચિત્તરૂપી બાવળને સારી રીતે મૂળમાંથી જ બાળી નાખવો અને તેમ કરવાથી તમારો ચિત્તનાશ પણ સિદ્ધ થઈ જશે.[૨૭]

**શિખિધ્વજરાજા બોલ્યો:**—હે ઋષિ મહારાજ ! એ ચિત્તવૃક્ષના અહંકારરૂપી બીજને કયો અગ્નિ બાળવાને શક્તિવાળો થાય?[૨૮]

**કુંભમુનિ બોલ્યા:**—હે રાજા! 'હું કોણ છું' એ રીતે પોતાના આત્માનો વિચાર કરવો એ જ આ ચિત્તરૂપી વૃક્ષના અહંકારરૂપી બીજને બાળી નાખવામાં અગ્નિરૂપ છે.[૨૯]

**શિખિધ્વજરાજા બોલ્યો:**—હે મહારાજ! હે દેવપુત્ર ! મેં મારી બુદ્ધિ વડે એ સંબંધમાં પૂર્ણ રીતે ઘણી વાર વિચાર કર્યો છે કે, પૃથ્વી અને વનસમૂહથી સુશોભિત આ જગત (જડ હોવાથી) હું નથી, તેમ પર્વતની તળેટી, જંગલ કે પાંદડાંઓનું હલનચલન વગેરે પણ હું નથી. દેહાદિક કે લોહી, માંસ, હાડકાં આદિક પણ જડ હોવાને લીધે હું નથી.[૩૦,૩૧] તેમ જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય, મન, બુદ્ધિ અને અહંકાર, એ સર્વ પણ જડ હોવાથી હું તેમાંનું કશુંયે નથી.[૩૨] હે મહારાજ! જેમ સુવર્ણમાં કડાંપણું કલ્પી લેવામાં આવે છે, તેમ આ અનંત ચૈતન્યરૂપ આત્મામાં 'હું, તમે' ઇત્યાદિક અનેક વિકલ્પો કલ્પાયેલા છે. સર્વ જડ પદાર્થોનું રૂપ તપાસવા જતાં સાવ મિથ્યા હોવાથી વાસ્તવમાં તે છે જ નહિ.[૩૩] જેમ કોઈ મોટું વૃક્ષ (સર્વનું આકાશ અધિષ્ઠાન હોવાથી) આકાશમાં રહ્યું હોય, તેમ આ ચૌદ લોક આદિની સ્થિતિના આધારરૂપ અને સર્વ શબ્દ આદિ વિષયોના કારણરૂપ બ્રહ્માંડ આદિ જડ વર્ગ પણ એ પરમાત્મામાં જ (આરોપિત દૃષ્ટિથી) રહેલ છે; પરંતુ તે સર્વની સત્તા કાંઈ પણ પરમાત્મામાંથી જુદી પડી શકતી નથી.[૩૪] આ પ્રમાણે હું અહંકારરૂપી મળને દૂર કરવાનો ઉપાય જાણું છું, છતાં હે દેવપુત્ર ! અંદર જે સાક્ષીચૈતન્ય છે તેને હું ઓળખી શકતો નથી, તેથી મારા મનને

બહુ જ દુઃખ થાય છે.[૩૫]

કુંભમુનિ બોલ્યાઃ–હે મહાબુદ્ધિમાન નિષ્પાપ રાજા! જડ પદાર્થથી લઈ અહંકાર સુધીના દેખતા પદાર્થો તમે નથી, તો પછી તમે કોણ છો?[૩૬]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે વિદ્વાનોમાં ઉત્તમ દેવપુત્ર! જેના વિષે આ સર્વ (શબ્દાદિક વિષયો) અનુભવાય છે અને જે વડે (બુદ્ધિદ્વારા) શુભ–અશુભ તથા ઇષ્ટ–અનિષ્ટનો નિર્ણય કરાય છે, તે નિર્મળ ચૈતન્ય માત્ર જ્ઞાનસ્વરૂપ હું છું.[૩૭] એવા મારા શુદ્ધ જ્ઞાનસ્વરૂપમાં જે મેલ લાગવો તે કાંઈ કારણપૂર્વક છે કે વગરકારણે વળગેલ છે, તે હું જાણતો નથી અને હજી ખરું પરમપદ સમજ્યો નથી.[૩૮] વળી હે મહારાજ! પોતાના સ્વરૂપમાં જણાતો એ મેલ મિથ્યા છે, તો પણ હું તેનો ત્યાગ કરવાને સમર્થ થતો નથી, તેથી મને ખૂબ જ દુઃખ થાય છે.[૩૯]

કુંભમુનિ બોલ્યાઃ–હે મહાપરાક્રમી રાજા શિખિધ્વજ! તમને એવો મોટો કયો મેલ વળગ્યો છે, કે જેથી તે ભલે સત્ય હોય કિંવા મિથ્યા હોય પરંતુ તમે અજ્ઞાની થઈ રહ્યા છો?[૪૦]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–ચિત્તરૂપી વૃક્ષના બીજરૂપ અહંકાર જ મને મેલરૂપે વળગ્યો છે. તેનો ત્યાગ કરવાનું (બરાબર) હું જાણતો નથી; કેમકે વારંવાર ત્યાગ કર્યો છતાં તે પાછો ફરીથી દેખાય છે.[૪૧]

કુંભમુનિ બોલ્યાઃ–દરેક પ્રકારનાં કાર્ય કારણમાંથી પેદા થાય છે એ વાત જગજાહેર છે, તે સિવાય કારણ વિનાનું જો કાંઈ કાર્ય જોવામાં આવે, તો તે બે ચંદ્રમાની પેઠે ભ્રાંતિમાત્ર જ છે, વાસ્તવિક રીતે તે છે જ નહિ.[૪૨] કારણથી કાર્ય ઉત્પન્ન થાય છે. જેમકે, અહંકારથી આસંસારરૂપી અંકુર ઉત્પન્ન થાય છે. આ નિયમ પ્રમાણે તમે હમણાં એ અહંકારનું કારણ શોધી કાઢી મને કહો.[૪૩]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે તત્ત્વવેત્તાઓમાં શ્રેષ્ઠ દેવપુત્ર! દેહાદિક પદાર્થોનું જે જાણવું છે તે જ 'આ હું છું' એવા અહંકારરૂપી દોષનું કારણ છે; માટે જે રીતે એ શાંત થાય, તે આપ કહો.[૪૪] ચેતનસ્વરૂપ દ્રષ્ટા દેહ આદિ દૃશ્ય પદાર્થોમાં પ્રગટ થાય એટલે 'તે દૃશ્ય દેહાદિક હું છું' એવો અહંકાર સ્થિર થઈ રહ્યો છે, માટે હે મહારાજ! એ અહંકારની શાંતિને માટે દૃશ્યની શાંતિનો ઉપાય પણ આપ કહો.[૪૫]

કુંભમુનિ બોલ્યાઃ–દેહાદિક પદાર્થોનું, (તેઓ છે એમ) જે જાણવું, તેનું પણ શું કારણ છે? તે એક વખત તમે મને કહો. એ કારણ તમારા જાણવામાં છે. તે વિષે તમે કહ્યા પછી તમારું બતાવેલું એ કારણ જ ક્રમથી કારણ જ ન રહે એ ક્રમમાં હું તમને બોધ કરીશ.[૪૬] દૃશ્ય દર્શનરૂપે રહેલ જ્ઞેય–જ્ઞાનનું* મિથ્યાપણું હોવાથી ખરું જોતાં તેનું કાંઈ પણ કારણ નથી; છતાં તમારી નજરમાં જે કારણરૂપે આવ્યું હોય તે તમે કહો.[૪૭]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે દેવપુત્ર! જ્ઞેય–જ્ઞાનને આકારે સ્ફુરેલાં એ દૃશ્ય–દર્શનનું કારણ શોધવા જતાં દેહાદિક સર્વ પદાર્થોની સત્તા જ તેના કારણરૂપ જણાય છે. (કેમકે જો એ દેહાદિક પદાર્થો હોય તો જ તેનું જાણવું બની શકે અને જ્ઞેય અને જ્ઞાન કે દૃશ્ય–દર્શન આદિ વિભાગ પડી શકે.) જેમ પવનનું સ્ફુરવું જ પવનના સમૂહરૂપે દેખાય છે, તેમ જ્ઞાન§ જડ પદાર્થોની સત્તાને લીધે (તે રૂપે બની જઈ) અસત્યના જેવા દેહાદિક આકારોને રૂપે ભાસે છે. એ સર્વ દેહાદિક પદાર્થોની સત્તાનો અભાવ× મારા અનુભવમાં ઊતરતો નથી, કે જે વડે ચિત્તના બીજરૂપ અહંકારનું જ્ઞાન– નિવૃત્ત થઈ જાય.

* જાણવા યોગ્ય દેહાદિક પદાર્થોનું જાણવું તે.
§ જાણવું જ.
× દેહાદિક પદાર્થો છે જ નહિ એવું બા
– હું દેહાદિક પદાર્થરૂપ છું એવી

(માટે એ પદાર્થસત્તાનો અભાવ આપ મને સમજાવો.)[૪૮–૫૦]

**કુંભમુનિ બોલ્યાઃ**–જો કદાચિત્ દેહાદિક પદાર્થોની સત્તા (વિદ્યમાનપણું) હોય, તો (તે જાણવાનો વિષય હોવાથી) હજી તમારું જાણવું પણ ઘટી શકે; પરંતુ દેહ આદિ પદાર્થોની સત્તા વગરનો જ અભાવ હોવાથી (વસ્તુત એ કશું પણ ન હોવાને લીધે) તમારું એ જાણવું વિષયરૂપે કોને ગ્રહણ કરે?[૫૧]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**–જેમ પ્રકાશ અંધારારૂપ ન કહી શકાય, તેમ જે પદાર્થનું સ્વરૂપ પ્રત્યક્ષ આદિ પ્રમાણથી અનુભવમાં આવતું હોય તેને મિથ્યા કેમ કહી શકાય? હે દેવપુત્ર! આ દેહ અવયવવાળો છે, ક્રિયા કરે છે અને સુખદુઃખનાં ફળ ભોગવે છે. તે સદાકાળ આપણા જોવામાં અને અનુભવવામાં પણ આવે છે, તો પછી તે નથી એવું ઊલટું કેમ કરી શકાય?[૫૨,૫૩]

**કુંભમુનિ બોલ્યાઃ**–હે રાજા! કાર્યનું કાંઈ પણ કારણ જ ન હોય તો કાર્ય ખરું જોતાં છે જ નહિ અને તે જે દેખાય છે, તે વહેમ છે.[૫૪] જેમ કાંઈ વૃક્ષ આદિ પદાર્થ, બીજ વિના ઉત્પન્ન ન થાય, તેમ કારણ વિના (સ્વપ્નદેહની પેઠે) કાર્યરૂપે જણાતું આ શરીર પણ (વસ્તુત) કોઈ દિવસ છે જ નહિ.[૫૫] જે કાર્ય કારણ વિના પોતાની દૃષ્ટિ આગળ સત્યની પેઠે અનુભવમાં આવતું હોય, તે ઝાંઝવાના જળની પેઠે માત્ર દ્રષ્ટાની (જોનારની) ભ્રાંતિથી જ દેખાય છે, એમ તમે સમજો.[૫૬] આ દેહ આદિ નહિ હોવા છતાં મિથ્યા ભ્રાંતિથી જ (ઝાંઝવાના જળની પેઠે) દેખાય છે. જેમ અતિ પ્રયત્નવાળો મનુષ્ય હોય તો પણ તેને ઝાંઝવાનું જળ મળતું નથી; કેમકે તે મિથ્યા છે, તેમ દેહાદિકનું પણ મિથ્યાપણું જ તમારે સમજવું.[૫૭]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**–વાંઝણી સ્ત્રીને બાળક જ ન હોય એટલે તે બાળકનાં ઘરેણાં શોભે છે કે નહિ એ શંકા થતી નથી; તે જ પ્રમાણે જેમ બે ચંદ્ર કદી હોઈ શકતા નથી તેમ આ દેહ આદિ બધાં મિથ્યા છે?[૫૮]

**કુંભમુનિ બોલ્યાઃ**–હે શિખિધ્વજરાજા! કારણ વિના (સ્વપ્નદેહની પેઠે) કાર્યરૂપે દેખાતું આ દેહાદિ હાડકાંઓનું પાંજરું ઉત્પન્ન જ નહિ થયેલું હોવાથી વસ્તુતઃ છે જ નહિ એમ તમે જાણો.[૫૯]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**–હે મહામુનિ દેવપુત્ર! હાથપગ આદિ અવયવોવાળા અને નિત્ય અનુભવમાં આવતા આ શરીરનું કારણ તેના પિતા શા માટે નથી?[૬૦]

**કુંભમુનિ બોલ્યાઃ**–જે પદાર્થની સત્તા જ નથી તેનું કારણ તેના પિતા આદિ પણ ક્યાંથી હોઈ શકે? જે પિતાને તમે કારણ ગણો છો, તેનું કોઈ કારણ નથી એટલે તે મિથ્યા છે, અને મિથ્યા પદાર્થથી જે થાય તે સત્ય હોય કે?[૬૧] સર્વ પદાર્થોનું અને કાર્યોનું જે કારણ છે, તે બીજ કહેવાય છે. હે પ્રિય રાજા! એ બીજ વિના જગતમાં અંકુર જ ઉત્પન્ન થતો નથી; માટે જે કાર્યનું અહીં કાંઈ પણ કારણ ન દેખાતું હોય તે પદાર્થ બીજ ન હોવાને લીધે પોતે છે જ નહિ; એટલે તે દેખાય છે તે એક ભ્રમ જ છે. જે પદાર્થ પોતાનું બીજ જ ન હોવાને લીધે છે જ નહિ, તેનું ભાન થવું એ વાત તો બે ચંદ્રમાની પ્રતીતિ થવી, ઝાંઝવામાં જળની ભ્રાંતિ થવી અને વંધ્યાપુત્ર, એ સર્વની પેઠે બુદ્ધિની ભ્રાંતિથી જ થયેલ છે.[૬૨–૬૪]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**–આ ત્રણેય લોકમાં પુત્ર, પિતા, પિતામહ–એ સર્વની પ્રથમ ઉત્પત્તિ થવામાં (આદિકર્તા) ઈશ્વર શા માટે કારણરૂપ નહિ?[૬૫]

**કુંભમુનિ બોલ્યાઃ**–હે રાજા! જો (પરબ્રહ્મ સિવાય) બીજા કોઈ પણ પદાર્થની સત્તા જ નથી, તો પછી પોતાનું કાંઈ કારણ ન હોવાથી એ ઈશ્વર

પણ બ્રહ્મસત્તાથી જુદા નથી.તે આપણને ભ્રાંતિ વડે જુદા ભાસતા હોવા છતાં, પોતાના બીજરૂપ બીજું કાંઈ નિત્ય (વાસ્તવ) કારણ ન હોવાને લીધે, (સર્વ આત્મરૂપ જ હોવાથી) આત્માથી કાંઈ પણ જુદા નથી, ફક્ત ઝાંઝવાનાં જળની પેઠે ભ્રાંતિરૂપે જ જુદા જણાય છે. આ સૃષ્ટિરચનારૂપી ક્રિયા કરવાપણું, તેમાં ભ્રાંતિ વડે જ કલ્પાયેલું છે અને સૃષ્ટિકર્તા પરમેશ્વરના અનંત સ્વરૂપની અંદર તે સઘળુ રહેલ છે, એમ ફક્ત ભ્રાંતિ વડે જ ભાસે છે. આ પ્રમાણે હિરણ્યગર્ભથી માંડી, પોતાના દેહ સુધીની સર્વ કાર્યપરંપરા (સ્વપ્નસૃષ્ટિની પેઠે) મિથ્યા જ છે, એ યુક્તિથી તમને સમજાવી તમારા ચિત્તમાં દઢ બેસી ગયેલી, દશ્યવર્ગના સત્યપણાની ભ્રાંતિ મે દૂર કરાવી દીધી અને હવે જે કાંઈ આભાસરૂપે શેષ રહે છે, તે પણ હું મટાડી દઈશ [૬૬–૬૯] હે રાજા! ઉપર જણાવ્યાં પ્રમાણે જુદું કાંઈ પણ ન હોવાને લીધે સર્વ પરબ્રહ્મ જ હોવાથી, સૃષ્ટિકર્તા (ઈશ્વર) પણ તે પરમાત્મારૂપ જ છે અને જે અનેક સૃષ્ટિરૂપે પ્રકાશે છે, તે પણ ચેતનરૂપ આત્મા જ આત્મામાં પ્રકાશે છે, તથા તે આત્માએ પોતે જ પોતાના આત્મા વડે બ્રહ્મા ઇત્યાદિ પોતાનાં નામો કલ્પેલાં છે, એમ વિચાર કરવાથી આ સઘળુ શાંત પરબ્રહ્મરૂપ જ ભાસે છે.[૭૦]

तस्माच्चिदात्मकतयात्मनि चित्ततोयं नित्यं स्वयं कचति भूमिप देव देवः। तेनैव पंकज इति स्वयमात्मनात्मा प्रोक्तः स्वरूप इति शांत मिदं समस्तम् ॥ ७० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'શિખિધ્વજાવબોધન' એ નામનો સર્ગ ૯૪ મો સમાપ્ત**



## સર્ગ ૯૫ મો×

### શિખિધ્વજની વિશ્રાંતિ

॥ शिखिध्वज उवाच ॥

आब्रह्मस्तंबपर्यंतं यद्यदं भासते भ्रमः।
अर्थक्रियासमर्थश्च तत् कथं दुःखकारणम् ॥१॥

શિખિધ્વજરાજા બોલ્યોઃ–બ્રહ્માથી માંડી તણખલા સુધી જે કાંઈ દેખાય છે, તે સર્વ જો મિથ્યા જ હોય તો તેનાથી આપણો વ્યવહાર કેવી રીતે નભે? અને તે મિથ્યા પદાર્થોથી દુઃખ પણ શા માટે થાય? અને તે (જન્મ–મરણ આદિ) દુઃખોનું કારણ કેમ થઈ પડે છે?[૧]

કુંભમુનિ બોલ્યાઃ–જેમ બહુ ઠંડી પડવાથી જળ બરફ બની પથ્થર જેવું થાય છે, તેમ આ જગતરૂપી ભ્રમ મિથ્યા છતાં સૃષ્ટિકર્તા હિરણ્યગર્ભનું સત્યસંકલ્પપણું હોવાથી તેમના સંકલ્પમાત્રથી જ દઢ થઈ જઈ તમારા કહેવા પ્રમાણે ક્રિયા કરી આપે છે અને (જન્મમરણ આદિ) દુઃખ પણ ઉત્પન્ન કરે છે, માટે (જ્ઞાન ઉત્પન્ન થવાના ક્રમ વડે) અજ્ઞાન શિથિલ થઈ જવાથી આ દેખાતો સંસાર પણ શિથિલ થઈ જઈ અજ્ઞાનની સાથે જ નાશ પામી જાય છે, એમ જ્ઞાનવાન પુરુષોનું સમજવું છે. અજ્ઞાનનો નાશ થયા વિના પ્રથમ અજ્ઞાનથી દેખાતા આ જગતના આકારનો કદી પણ નાશ થતો જ નથી.[૨-૩] અજ્ઞાનનું શિથિલપણું થવામાં સર્વ બાહ્ય પદાર્થોના જ્ઞાનને આકારે સ્ફુરેલી વૃત્તિઓનું (ચિત્તનિરોધ વડે) જે ઓછું થવું તે જ કારણરૂપ છે અને તે જ જ્ઞાનની ઉત્પત્તિ થવાના ક્રમથી પરમાત્મારૂપ પરમપદનો સાક્ષાત્કાર થયેથી આ સર્વ સૃષ્ટિનો અભાવ અનુભવવામાં કારણરૂપ થાય છે. જગત-

× આ પંચાણુમા સર્ગમા શિખિધ્વજરાજાને કુંભમુનિ ધાટાપણું કમી થવાથી ક્રમે કરી અજ્ઞાનની શાંતિનો માર્ગ બતાવશે, અને રાજાની પરમપદમા વિશ્રાંતિ થશે, એ કથા કહેવામા આવશે

માં પણ પ્રથમ જ પદાર્થનું ઓછાપણું થવા માંડે, તે પદાર્થ ક્રમે કરી પોતાનો પૂર્વનો આકાર નાશ પામી જવાથી પોતાની મેળે જ નાશ પામી જાય છે. (માટે પ્રથમ જ્ઞાન ઉત્પન્ન થાય તેવા ક્રમથી બહારના પદાર્થોના આકારવાળી વૃત્તિ ઓનો નાશ થવો જોઈએ. પછી ક્રમે કરી અજ્ઞાન પણ નાશ પામી જઈ આત્મસાક્ષાત્કાર થતાં આ જગત પણ આત્માથી જુદું ન જણાયાથી નાશ પામી જાય છે.)[૪,૫] આ ક્રમ વડે તમે પોતે જ આદિ પુરુષ છો અને ભ્રાંતિથી અનેક આકારે દેખાતું આ જગત ઝાંઝવાના જળના જેવું મિથ્યા છે.[૬] આ પ્રમાણે સૃષ્ટિકર્તા બ્રહ્માની પણ પરબ્રહ્મની સત્તાથી જુદી સત્તા નહિ હોવાથી આ દેખાતી સૃષ્ટિ પણ કોઈ દિવસ છે જ નહિ; કેમકે જે પોતે જ ન હોય તે બીજાને શું બનાવી શકે?[૭] આ જે સર્વ સૃષ્ટિ (દશ્ય–અદશ્ય પદાર્થો) નજરે આવે છે, તે સર્વ ઝાંઝવાનાં જળના જેવા મિથ્યા જ છે અને તે ઘણો કાળ વિચાર કરવાથી છીપમાં થયેલી રૂપાની ભ્રાંતિની પેઠે નાશ પામી જાય છે.[૮] કારણ જ ન હોવાથી આ જગતરૂપી કાર્ય થયું જ નથી, છતાં તે છે એમ જે જણાય છે, તેનું કારણ તપાસવા જતાં મિથ્યા જ્ઞાન વિના બીજું કશું દેખાતું નથી.[૯] જે ભ્રાંતિથી દેખાય છે, તે કોઈ દિવસ છે જ નહિ. ઝાંઝવાના જળથી કોઇએ ઘડા ભર્યા છે કે? નથી જ ભર્યા.[૧૦]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–અનંત, જન્મરહિત, અદશ્ય, શાંત, પોતાના સ્વરૂપમાંથી કદી પણ ભ્રષ્ટ ન થનાર, આકાશના જેવું વ્યાપક તથા અસંગ પરબ્રહ્મ જ સર્વના આદિસૃષ્ટિકર્તાનું શા માટે કારણ નહિ?[૧૧]

કુંભમુનિ બોલ્યાઃ–હેતુપણાનો કે કાર્યપણાનો એ બન્નેનો અભાવ જ હોવાથી પરબ્રહ્મ કારણરૂપ કિંવા કાર્યરૂપ નથી જ. એ પોતે એક અદ્વિતીય હોવાથી સર્વ દશ્ય જડવર્ગને ઓળંગી પોતાના શુદ્ધ રૂપમાં જ રહે છે.[૧૨] જે પરબ્રહ્મ કર્તા નથી, કર્મ નથી, કરણ (સાધન) નથી, નિમિત્તકારણરૂપ નથી અને ઉપાદાનકારણરૂપ પણ નથી, જે તર્કમાં ન આવી શકે તેવું છે અને જે જાણવામાં પણ ન આવી શકે તેવું છે, તે પરબ્રહ્મમાં કર્તાપણું શી રીતે ઘટી શકે? ન જ ઘટે.[૧૩] બ્રહ્મમાં કોઈ ધર્મો રહી શકતા નથી, એટલે તે કારણ પણ નથી અને કાર્ય પણ નથી. એ ધર્મો પણ તેમાં રહી શકતા નથી એટલે કાર્ય–કારણ એ બન્નેરૂપે તે આ જગતને આકારે દેખાય છે, એમ કદાચિત્ તમે તર્ક કરતા હો તો તે જગત જ (બ્રહ્મરૂપ હોવાથી બ્રહ્મની પેઠે) એક, અદ્વિતીય, માપ તેમજ આદિ–અંતથી રહિત થઈ (નામ અને રૂપ ટળી જતાં) ચૈતન્યસ્વરૂપ પરબ્રહ્મમાં એકરસપણે જ રહેલ છે, એમ સમજવું. (અર્થાત્ જગતની સત્તા તેથી જુદી છે જ નહિ.) બ્રહ્મ જો તર્કમાં પણ ન આવી શકે તેવું, પૂરી રીતે જાણી પણ ન શકાય તેવું, નિર્વિકાર, શાંત અને સુખરૂપ છે; તો પછી કોને શી રીતે, કયા કાળમાં અને શાથી કર્તાપણું તથા ભોક્તાપણું તેમાં ઘટી શકે? આ જગત આદિ સર્વ કોઇનું બનાવેલ નથી, તેથી તે છે જ નહિ અને તમે પોતે પણ કર્તા કે ભોક્તા નથી; પરંતુ બધું જન્માદિ વિકાર વગરનું, સુખરૂપ, શાંત પરબ્રહ્મસ્વરૂપ જ છે.[૧૪–૧૬] કારણ ન હોવાથી કોઇના કાર્યરૂપે આ આ જગત થયું જ નથી અને કારણ વિના જે કાર્ય દેખાય તે ભ્રાંતિમાત્ર હોવાથી પ્રતીતિમાં આવતું આ જગત પણ ભ્રાંતિમાત્ર જ છે.[૧૭] આ સૃષ્ટિ કોઇનું કાર્ય જ ન હોવાથી ઉપર જણાવ્યા પ્રમાણે તે છે જ નહિ. જ્યારે કોઈ પણ કારણનું જગત કાર્ય જ નથી, ત્યારે (જગતનું મિથ્યાપણું સિદ્ધ થવાથી) સર્વ પદાર્થોનો અભાવ જ સિદ્ધ થાય છે અને જ્યારે કોઈ પણ પદાર્થ જ નથી એમ સિદ્ધ થાય, ત્યારે (જાણવાનો કાંઈ વિષય જ ન હોવાથી) કોનું જાણવાપણું રહે? જાણવાનો અભાવ થતાં હું જાણનાર છું એવું

અભિમાન ધરાવનાર અહંકારનું કાંઈ કારણ જ રહેતું નથી; (જેથી એ અહંકાર નિર્મૂળ જ થઈ જાય છે) માટે તમે (આત્મસ્વરૂપ હોવાથી) શુદ્ધ અને મુક્ત જ છો. તમારા સ્વરૂપમાં બંધ, મોક્ષ આદિની કલ્પના જ ઘટતી નથી.[૧૮-૧૯]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે મહારાજ! હવે હું (આપની કૃપાથી) સમજ્યો છું. આપે જે આ વાત કહી તે યુક્તિથી ઘટે તેવી છે.[૨૦] બ્રહ્મ પોતે કોઈનું કારણ ન હોવાથી તે કર્તા નથી એમ હું સમજું છું. કોઈ કર્તા ન હોવાથી જગત પણ નથી. જગત ન હોવાથી આ નામરૂપવાળા જગતના પદાર્થો પણ નથી. એ નામરૂપવાળા પદાર્થો ન હોવાથી ચિત્ત આદિ અને તેના બીજરૂપ અહંકાર આદિ પણ નથી. આ રીતે અહંકાર સુધી સર્વ જડવર્ગનો અભાવ હોવાથી હું શુદ્ધ છું, જ્ઞાનસ્વરૂપ છું અને સુખરૂપ જ છું.[૨૧,૨૨] મારા શુદ્ધ ચૈતન્યસ્વરૂપ વિના કોઈ પણ બીજો જડ પદાર્થ વર્ગ જુદો છેજ નહિ, એવો બોધ થવાથી હું મને પોતાનેજ નમસ્કાર કરું છું. આપે કહેલી યુક્તિ પ્રમાણે વિચાર કરવાથી અધ્યારોપની દૃષ્ટિએ અહંકારથી આરંભી સર્વ જડ પદાર્થો હોય એમ લાગે છે અને વિવેક વડે પાછો સર્વ અહંકારપર્યંત જડવર્ગનો અપવાદ થઈ જતાં તે સઘળું મિથ્યારૂપ જ ભાસે છે. આ પ્રમાણે જ્ઞાન થવાથી બ્રહ્માંડના અધિષ્ઠાન આકાશની પેઠે હું વિક્ષેપરહિત થઈ રહ્યો છું.[૨૩] દેશ, કાળ, દિશા, રચનાઓ અને આ સર્વ કાર્યસમૂહોસહિત જગતના પદાર્થોના વિભાગો જે મને ભાસતા હતા, તે બધું આજ ઘણે કાળે નિવૃત્ત થયું; અને અહો! શાંત નિર્વિકાર પરબ્રહ્મજ અવશેષ રહ્યું.[૨૪] હવે હું શાંતિ પામ્યો છું, મુક્ત થયો છું, ચારે બાજુ પૂર્ણપણે રહ્યો છું, હું જતો નથી, જન્મતો નથી અને મરતો પણ નથી. હું આ પ્રમાણે બ્રહ્મરૂપ થઈ રહ્યો છું અને તમે પણ જેમ છો તેમ જ એ અભયપદમાં સદાકાળ રહો; અને હવે હું પરમ પુરુષાર્થરૂપ શુદ્ધ મન–વાણીથી અગમ્ય સુખરૂપ આત્મા જ છું.[૨૫]

शाम्यामि निर्वामि परिस्थितोस्मि न यामि नोदेमि न चास्तमेमि। तिष्ठामि तिष्ठस्व यथा स्थितात्मा शिवं शुभं पावन मौनमस्मि ॥२५॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'શિખિધ્વજવિશ્રાંતિ' એ નામનો સર્ગ ૯૫ મો સમાપ્ત**

## સર્ગ ૯૬ મો

### શિખિધ્વજનો બોધ

॥ वसिष्ठ उवाच ॥

इति ब्रह्मणि विश्रांतिमवाप्य स शिखिध्वजः। मुहूर्तमासीत् संशांतमना निर्वातदीपवत् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–એ પ્રમાણે શિખિધ્વજરાજા બ્રહ્મમાં શાંતિ પામી જઈ વાયુ વગરના પ્રદેશમાં સ્થિર થઈ રહેલા દીવાની પેઠે એક મુહૂર્ત સુધી નિશ્ચળ અને શાંત મનવાળો થઈને રહ્યો. જ્યારે એ શિખિધ્વજરાજા નિર્વિકલ્પ સમાધિ વડે બ્રહ્મમાં એકરસ થઈ જવા માટે એ નિર્વિકલ્પ સમાધિમાં પ્રવેશ કરવા તૈયાર થયો, ત્યારે કુંભમુનિએ તત્કાળ તેની એવી દશા જોઈ (કેટલોક બોધ કરવો હજી બાકી રહી ગયાથી) તરત પોતાની લીલાથી તેને જગાડી દીધો.[૧,૨]

કુંભમુનિ બોલ્યાઃ–હે રાજા! અજ્ઞાનરૂપી નિદ્રામાંથી હવે તમે જાગ્યા છો અને પરમપુરુષાર્થરૂપ પરબ્રહ્મમાંજ શાંત થયા છો. હવે તમારે દૃશ્ય પદાર્થો ન દેખાય અથવા આભાસમાત્ર દેખાય એ બન્નેનું કશુ પ્રયોજન નથી.[૩] એક વખતમાં જ તમને આત્માનો અનુભવ થયાથી દ્વૈતની ભ્રાંતિ મટી ગઈ છે, કે જે ભ્રાંતિ અનેક અનિષ્ટ ઉત્પન્ન કરનારી છે. હે પ્રિય રાજા! હમ-

— આ ઝનુમા સર્ગમા જ્ઞાનવાન થયેલા એ રાજાના ચિત્તમાથી નિર્મૂળ રીતે દૃશ્યની સત્તા જતી રહે તેવો બોધ કુંભમુનિ આપશે, એ કથા કહેવાશે

ણાં તમને સર્વ દશ્ય પદાર્થનું ચિત્તમાં જે સ્ફુરણ થયું, તે વગરના થઈ જઈ તમે જીવન્મુક્ત થયેલા છો.[૪]

**વસિષ્ઠ બોલ્યાઃ**—એ પ્રમાણે કુંભમુનિએ બોધ આપવાથી એ રાજાને જ્ઞાન થયું અને મહામોહરૂપી બંધનમાંથી છૂટો થવાથી તે વધારે શોભવા લાગ્યો.[૫] પરબ્રહ્મમાં બુદ્ધિ શાંત થવાથી ક્ષણમાત્રમાં જ આ સર્વ દશ્ય પદાર્થોના મિથ્યાપણાનો અનુભવ કરનાર અને જીવન્મુક્ત થઈ ગયેલો એ શિખિધ્વજ રાજા નીચે પ્રમાણે બોલ્યો.[૬]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**—મને હર્ષ અને માન આપનાર હે દેવપુત્ર! ઘણુંખરું એ બધું તો હું (આપના કહેવા પરથી) જાણી ચૂક્યો છું, તો પણ પાછો તે બોધ દૃઢ થવાને જ આપને પૂછું છું તે વિષે ખુલાસો કરો.[૭] પરમપુરુષાર્થરૂપ, નિર્વિકાર, આભાસ વગરના અને અદશ્ય પરબ્રહ્મમાં દ્રષ્ટા, દર્શન અને દશ્ય (જોનાર, જોવું અને જોવાનો વિષય) એ ત્રણેય આકારે દેખાતી આ જગતરૂપી પ્રતીતિ ક્યાંથી થઈ?[૮]

**કુંભમુનિ બોલ્યાઃ**—હે મહારાજ! મને અજ્ઞાનનું ઢાંકણ ખસી જવાથી, તમે બહુ તેજસ્વી લાગો છો. તમે આ ઘણું ઠીક પૂછ્યું; કેમકે હવે તમારે એ જાણવું જ બાકી રહ્યું છે; માટે તમે સાંભળો.[૯] અનેક પ્રકારના જડ તથા ચેતનના આકારવાળા સઘળા પદાર્થો દેખાય છે, તે બધું છેવટ મહાપ્રલયમાં નાશ પામી જાય છે. મહાપ્રલયને અંતે સર્વનો નાશ થયા પછી, સર્વત્ર ફેલાઈ ગયેલ નિશ્ચળ ગંભીર તેજથી અને અંધારાથી પણ વિલક્ષણ સર્વના સારરૂપ સત્ય વસ્તુ જ (અધિષ્ઠાનચૈતન્ય જ) અવશેષ રહે છે;[૧૦,૧૧] કે જે ચૈતન્યરૂપ છે, નિર્વિકાર છે, નિર્મળ છે, આકાશના જેવું પરમ અસંગ છે, સઘળી કલ્પનાઓ વિનાનું છે અને સત્ય તત્ત્વનો અનુભવ કરનારી બુદ્ધિને એકાગ્રપણાથી તેમાં જોડી દેતાં જે અતિ નિર્મળ અને એકરૂપ જ લાગે છે.[૧૨] જે શાંત, સર્વવ્યાપી અને પ્રકાશસ્વરૂપ છે, જે પરમાત્મારૂપ છે, જે સ્વયંપ્રકાશ અને જ્ઞાનમાત્ર જ છે, જે સારી રીતે તર્કમાં પણ આવી શકતું નથી, તેમ જે પૂર્ણ રીતે જાણી પણ શકાતું નથી; જે સર્વત્ર સમાનરૂપે રહેલ છે, જે ઉત્તમ સુખરૂપ છે, જે બ્રહ્મરૂપ છે, જે મોક્ષરૂપ છે, જે ચોતરફ ફેલાયેલા પોતાના જ્ઞાનસ્વરૂપથી ભરપૂર છે, જે અતિ ઝીણા પદાર્થોથી પણ અતિ ઝીણું છે, જે બહુ મોટા પદાર્થોથી પણ બહુ મોટું છે, જે બહુ ભારે પદાર્થોથી પણ બહુ ભારે છે, જે અતિશ્રેષ્ઠ પદાર્થોથી પણ અતિશ્રેષ્ઠ છે. એ પરમતત્ત્વ એવું તો સૂક્ષ્મ છે, કે જેની પાસે અતિસૂક્ષ્મ આ આકાશ પણ જેમ રાઈ વગેરે અણુ પદાર્થની પાસે મેરુપર્વત સ્થૂલ લાગે તેમ સ્થૂલ જ ભાસે છે.[૧૩-૧૬] અને એ પરમતત્ત્વ એવું તો સ્થૂલ છે કે જેની પાસે આ જગત એક પરમાણુ જેવું લાગે છે તથા તે તત્ત્વના કોઈ (શુદ્ધ) ભાગમાં જણાતું પણ નથી.[૧૭] (અધ્યારોપદૃષ્ટિએ જોતાં) એ (માયામાં પ્રતિબિંબરૂપે પડનાર) અધિષ્ઠાનચૈતન્યમાં ઈશ્વરથી થયેલા હિરણ્યગર્ભનું (સર્વરૂપ હું જ છું એવું) સર્વમાં પોતાના આત્મારૂપે જે અભિમાન થવું, તે જ સર્વ જીવસમૂહોની સ્થિતિનો આધાર છે અને આ સ્થૂલ જગતના આકારથી વિરાટરૂપે પણ તે જ રહેલ છે.[૧૮] જેમ પવનનો અને તેમાં રહેલી ગતિનો વાસ્તવ ભેદ નથી.અને આકાશનો તથા તેમાં રહેલા શૂન્યપણાનો ભેદ નથી, તેમ એ ચૈતન્યરૂપ પરમાત્માનો અને તેમાં અધ્યાસ વડે રહેલા અહંકારનો પણ ખરું જોતાં કાંઈ પણ ભેદ જ નથી. જેમ દેશ અને કાળની અમુક હદમાં આવી જવાથી અંતવાળા જળની અંદર કાંઈક કારણને લીધે તરંગ આદિ ઉત્પન્ન થાય છે, તેમ દેશકાળની હદ બહાર હોવાથી અનંત એવા એ પરમતત્ત્વમાં (મિથ્યા હોવાથી) કારણ વિના જ આ જગત

ભાસે છે.[૧૯,૨૦] જેમ દેશકાળથી અંતવાળા સોનામાં કડાં આદિ દાગીનાઓ કારણનો સંબંધ થતાં ઉત્પન્ન થાય છે, તેમ દેશકાળ વડે અનંત એવા પરબ્રહ્મમાં આ જગત કારણ વિના જ ભાસે છે.[૨૧] જગતરૂપી રાજ્યનું (અધિષ્ઠાનરૂપે માલિક હોવાથી) મહારાજા બનેલું એ બ્રહ્મ સર્વના કરતાં શ્રેષ્ઠ છે અને (અપવાદરૂપે તત્ત્વદૃષ્ટિથી જોતાં) ચૈતન્યઆકાશમાં મિથ્યારૂપે આરોપિત કરેલું હોવાથી એ જગત તૃણના જેવું અતિતુચ્છ અને નિર્માલ્ય બની જાય છે તથા તેનો દ્વૈતભાવ (જુદાપણું) મટી જઈ નિર્વિકાર શાંત પરબ્રહ્મ સાથે એકરૂપ જ થઈ જાય છે.[૨૨] અતિશ્રેષ્ઠ એ પરમતત્ત્વ એવું તો સત્તાવાળું છે કે, ઈશ્વરરૂપ એ અધિષ્ઠાનચૈતન્યની સત્તાથી જ આ જગતના સર્વ પદાર્થસમુદાયની સત્તા સુશોભિત રીતે રહેલ છે, એમ અનુભવથી સિદ્ધ થાય છે.[૨૩] હે રાજા શિખિધ્વજ ! સર્વવ્યાપી એ પરમતત્ત્વ જ એક સારરૂપ છે, એ તત્ત્વ કેવળ ચૈતન્યમાત્ર છે, અત્યંત આનંદરૂપ છે અને બીજું કાંઈ પણ ન જ હોવાથી એક સંખ્યા પણ તેમાં ઘટતી નથી; માટે એ અક્ષય આત્મતત્ત્વ જ પૂર્ણ રીતે ચારેબાજુ ભરપૂર થઈ સર્વત્ર શોભી રહ્યું છે. બીજી કોઈ પણ કલ્પના તેમાં છે જ નહિ.[૨૪,૨૫] સદાકાળ એ આત્મતત્ત્વ જ સર્વરૂપ હોવાથી કેમ જાણે સર્વને આકારે થઈ રહ્યું હોય તેમ ભાસે છે. ચક્ષુ વગેરેથી ન દેખાવાથી અને હાથ વગેરેથી ન લેવાય તેવું હોવાથી તે કાર્યરૂપ કે કારણરૂપ નથી.[૨૬] એ આત્મતત્ત્વ પ્રત્યક્ષ આદિ પ્રમાણો વડે નહિ જાણી શકાયાથી કાંઇક વિલક્ષણ તરેહનું અને એકમાત્ર પોતાના નિર્મળ અનુભવ વડે જ જાણી શકાય તેવું છે, પરમ આનંદરૂપ છે, અતિસૂક્ષ્મ છે અને પોતે જ સર્વરૂપે થઈ રહેલ છે તથા સર્વ પદાર્થોનું તે આત્મારૂપ છે અને (જુદા ન હોવાથી) સર્વ પદાર્થો તેના આત્મારૂપ છે. વ્યવહારદૃષ્ટિથી જોતાં પોતે આત્મતત્ત્વ જ નામરૂપવાળા સર્વ જગતરૂપે છે, તો પોતે પોતાનું કારણ કેમ ઘટી શકે ? અને પરમાર્થદૃષ્ટિથી જોતાં દૃશ્યની સત્તાના આભાસ વગરના જ્ઞાનસ્વરૂપ એવા એ પરમતત્ત્વનું (અન્ય વસ્તુ જ ન હોવાથી) કારણપણું શી રીતે ઘટી શકે ? પરમાર્થદૃષ્ટિથી અદ્વૈતરૂપે તેને સત્ય માનીએ અને વ્યવહારદૃષ્ટિથી દ્વૈતરૂપે મિથ્યા માનીએ, તો પણ સત્ય અને મિથ્યા એ બન્નેનો (પરસ્પર વિરુદ્ધતાને લીધે) કાર્યકારણભાવ ઘટે તેમ ન હોવાથી તેનું કારણપણું કેમ ઘટે ? ન જ ઘટે. જે કોઈનું બીજ જ નથી અને જે નામરૂપ વગરનું હોવાથી કોઈનું નિમિત્તકારણ પણ નથી, તે સર્વત્ર ભરપૂર રહેલ પરમાત્માથી આ પ્રમાણપ્રમેય આદિરૂપે રહેલું જગત થયું જ નથી.[૨૭–૨૯] એ પરમ આત્મતત્ત્વ કર્તા* નથી, કર્મ+ નથી અને કરણ‡ પણ નથી; સત્ય કેવળ ચૈતન્યરૂપ અને નિર્વિકાર છે, આત્મરૂપ છે, જગત આદિ આભાસ વગરનું છે તથા પોતે અક્ષય જ્ઞાનસ્વરૂપ છે.[૩૦] હે તત્ત્વજ્ઞ રાજા ! તે પરબ્રહ્મમાંથી જો કાંઈ ઉત્પન્ન જ થયું નથી, તો પછી કયો પુરુષ તેને શી રીતે મેળવી શકે અથવા (કાંઈ પણ ન હોવાથી) શું મેળવી શકે ? કાંઈ પણ નહિ. જેમ જળમાં તરંગ આદિ કોઈ કારણને યોગે ઉત્પન્ન થાય છે, પરંતુ વિચાર કરતાં તે જળથી જરા પણ જુદા પડી શકતા નથી, તેમ આ જગત પણ દેશકાળ વડે અંત વગરના પરબ્રહ્મમાં (મિથ્યા હોવાથી) વિનાકારણે દેખાય છે, પરંતુ વિચાર કરતાં તે ચેતનસ્વરૂપ પરબ્રહ્મથી જરા પણ જુદું પડી શકતું નથી.[૩૧,૩૨]

**શિખિધ્વજરાજા બોલ્યો:**—જો જળ વગેરેમાં તરંગ વગેરે કારણના યોગથી જ ઉત્પન્ન થાય છે અને પરબ્રહ્મમાં જગત તથા અહંકાર

---

* કર્તા એટલે કરનાર. + કર્મ એટલે ક્રિયા વડે પ્રાપ્ય

‡ કરણ એટલે ક્રિયામાં મદદગાર સાધન.

આદિ વિનાકારણે ભાસે છે, તો (કારણ વિનાનું કાંઈ કાર્ય જ ન હોવાથી) એ સર્વ છે જ નહિ, એમ હું સમજું છુ.[૩૩]

કુંભમુનિ બોલ્યાઃ–હે રાજા ! હવે તમે તત્ત્વદષ્ટિથી બરાબર સત્ય સમજ્યા છો.[૩૧-૩૩] જગત–અહંકાર વગેરે કશું પણ, એ શુદ્ધ અધિષ્ઠાનચૈતન્યમાં છે જ નહિ. પોતાનાં નામરૂપ વગરનું એ જગત પરબ્રહ્મરૂપ જ છે.[૩૪] જેમ આકાશની અંદર આકાશથી પણ અતિ સૂક્ષ્મ માયારૂપી આકાશ વડે રચાયેલું ગંધર્વનગર (મિથ્યા હોવાથી) શાંતપણાથી આકાશની સત્તાવડે જ રહેલ છે તથા જેમ બ્રહ્મરૂપ હોવાથી શૂન્યતા વગરના આકાશમાં, આકાશની સત્તાથી જ શૂન્યતા રહેલ છે, તેમ આ જગત પણ ઈશ્વરની સત્તાથી ઈશ્વરમાં (સગુણબ્રહ્મમાં) રહ્યું છે. એ રીતે બ્રહ્મસત્તાથી જ સત્તાવાળું આ જગત, અધિષ્ઠાનચૈતન્યરૂપે જાણવામાં આવે અથવા કોઈ પણ રીતે તે જડરૂપે નથી એમ સારી રીતે સમજાઈ જાય, તો તે (બ્રહ્મરૂપ જ જણાયાથી) સુખરૂપ થઈ જાય છે.[૩૫,૩૬] જ્ઞાનના ઉત્તમ પ્રભાવથી વિષ પણ અમૃતના જેવું સુખ કારક થાય છે. આ જગત (બ્રહ્મરૂપ છતાં) સારી રીતે (બ્રહ્મરૂપે) ન જણાયાથી પરમ દુઃખકારક અને અમંગળરૂપ લાગે છે.[૩૭] કેમકે 'આ ઝેર છે' એમ જાણી અમૃત પણ પીવામાં આવે, તો તે ઝેરના જેવું જ કાર્ય કરે છે. એ પ્રમાણે અજ્ઞાનવડે કે જ્ઞાનવડે, જેવી જેવી દઢ ભાવના કરવામાં આવે, તેવી તેવી રીતે અને તે તે રૂપે ચૈતન્યરૂપ ઈશ્વર જ (માયાવિશિષ્ટ બ્રહ્મ જ) સર્વરૂપ હોવાથી થઈ જાય છે. જેમ અગ્નિનું ફરતું ઉબાડિયું ભ્રાંતિથી વિચિત્ર આકારવાળું ભાસે છે, પરંતુ તે પોતે એકરૂપે જ હોય છે; તેમ બ્રહ્મસત્તા ભ્રાંતિથી જગત આદિ વિચિત્ર આકારે દેખાતાં છતાં પણ પોતાના એક શુદ્ધ સ્વરૂપે જ રહેલ છે. જે પરબ્રહ્મ સર્વત્ર અધિષ્ઠાનચૈતન્યરૂપે રહેલ છે, તે પોતાના આત્મારૂપ અધિષ્ઠાનચૈતન્ય જ તેનું પૂરું જ્ઞાન ન થતાં અજ્ઞાન વડે દેહ–જીવ આદિને આકારે અને જગત આદિને આકારે થઈ રહ્યું હોય તેમ ભાસે છે; પરમ સુખરૂપ પરબ્રહ્મ જ કેવળ આ પ્રમાણે અજ્ઞાનને લીધે ભ્રાંતિથી જ અનેક રૂપે ભાસી રહ્યું છે.[૩૮-૪૧] માટે જગત–અહંકાર આદિ કાંઈ નહિ હોવાથી, એ સંબંધી પ્રશ્ન જ યોગ્ય નથી. જે વસ્તુ હોય તેમાં પ્રશ્ન કરવો ઘટે છે, પણ શોધવા બેસતાં, જે છે જ નહિ તેની શોધથી કે પ્રશ્ન કરવાથી શું ફળ છે? કાંઈ નથી. જેમ એક અમુક આકાર વિના સુવર્ણની સ્થિતિ જ નથી, તેમ જગત અને અહંકારવિના ઈશ્વરની પણ સ્થિતિ (બ્રહ્મસત્તાથી જુદી) ઘટતી નથી, તેથી તે સંબંધી પ્રશ્ન પણ ઘટતો નથી. કાંઈ કારણ જ ન હોવાથી કશું થયું જ નથી; પરંતુ આ પ્રમાણે બ્રહ્મ જ સર્વરૂપે ભાસે છે. એ બ્રહ્મ કાંઈ પણ પ્રકારે વિકાર નહિ પામ્યા છતાં કેમ જાણે જગતને આકારે થઈ રહ્યું હોય તેમ રહેલ છે. જેમ સ્ત્રી–પુરુષો યુવાવસ્થામાં કામથી અંધ બની કામમય જ બને છે અને કામે જ પ્રેરણા કરવાથી પરસ્પર સંગમાદિક વડે પુત્રાદિક ઉત્પન્ન કરી અનેક ચમત્કારો કરે છે, તેમ પદાર્થમાત્ર (માયાવિશિષ્ટ) પરબ્રહ્મમય જ (ઈશ્વરમય જ) છે અને એ (માયાવિશિષ્ટ) પરબ્રહ્મે પોતાની માયા વડે પ્રેરણા કરવાથી (તેઓ પરસ્પર સાધનરૂપ થઈ) પોતાના પંચમહાભૂતરૂપી શરીરમાં માયાથી અનેક ચમત્કારો કર્યા કરે છે. ચૈતન્યરૂપ આત્મામાં પોતાના આત્માને માયા વડે નાના પ્રકારનો કરી લઈ કેમ જાણે પોતે નાના પ્રકારનો થઈ રહ્યો હોય તેમ કાર્યરૂપે માપવાળો જણાય છે અને પોતાના આત્માનું ખરું જ્ઞાન થયેથી જોતાં જતાં સર્વ પોતાના આત્મા વડે જ વ્યાપ્ત હોય એમ લાગે છે. પૂર્ણ (સગુણ) બ્રહ્મરૂપ કારણમાંથી (પ્રથમ સૃષ્ટિના આરંભકાળમાં પોતાના અદષ્ટને અનુસારે) સર્વ

જીવો પૂર્ણબ્રહ્મરૂપ સર્વ કાર્યોને માયા વડે કલ્પી લે છે અને વચમાં સ્થિતિકાળમાં પણ એ જીવો પૂર્ણબ્રહ્મમાંથી પૂર્ણબ્રહ્મરૂપ સર્વ ભોગ-મોક્ષ સાધનોને માયા વડે પૃથક્ કલ્પી લે છે તથા છેવટ (જ્ઞાન થતાં માયાનું આવરણ દૂર થઈ ગયાથી) એ સર્વ પૂર્ણબ્રહ્મથી જ પૂર્ણ થઈ રહે છે અને (ભેદની ભ્રાંતિ તથા માયા ટળી જતાં) માત્ર એક પૂર્ણબ્રહ્મ જ અવશેષ રહે છે. કેવળ ચૈતન્યરૂપ આત્મામાં જે સૃષ્ટિની પ્રતીતિ થાય છે, તે ચૈતન્યરૂપ જ છે અને ઉત્પન્ન જ નહિ થયા છતાં (માયા વડે) ઉત્પન્ન થયા જેવી ભાસે છે. હું અધિષ્ઠાનચૈતન્યરૂપ જ છુ અને એ અધિષ્ઠાનચૈતન્ય જ સૃષ્ટિના આદિકાળમાં પોતે નિર્વિકાર, પ્રકાશરૂપ, અનાદિ અને અનંત પોતાના સ્વરૂપનો ત્યાગ ન કરતાં અને અનેકરૂપે ઉત્પન્ન નહિ થયા છતાં કેમ જાણે પોતાના ચૈતન્યસ્વરૂપ વડે (માયાને લીધે) પોતે અનંત (સમષ્ટિ) ચિત્તરૂપે થઈ ગયેલ હોય તેમ દેખાય છે. પછી તે સ્થૂલતાની કલ્પનાનો આભાસ પડતાં હિરણ્યગર્ભથી કેમ જાણે સ્થૂલવિરાટને આકારે પ્રસરી રહ્યું હોય એમ લાગે છે અને ત્યાર પછી (અવિદ્યા વડે પ્રત્યેક જીવરૂપે અમુક નામરૂપને આકારે થઈ જઈ) આ જગતને ભ્રાંતિથી સત્ય માની લે છે; અથવા જગતમાં (અધિષ્ઠાનચૈતન્ય જ તેનું વાસ્તવ સ્વરૂપ હોવાથી) તે ચૈતન્યને જ સત્યરૂપ માને છે અને ભાવનાને અનુસારે જરાયુજ, અંડજ આદિ પ્રાણીઓરૂપે બની જાય છે અને ક્ષણમાત્રમાં તેવી તેવી ભાવના વડે તેવાં તેવાં દશ્યને આકારે દેખાય છે.[૪૨-૫૧] એ પ્રમાણે નિર્વિકાર, સ્વભાવથી જ નામરૂપરહિત, અનિર્દેશ્ય (કાંઈ પણ રીતે નિર્દેશ કરી ન શકાય તેવુ), જગતની સત્તા વિનાનું સત્ય વસ્તુરૂપે રહેલું, અનુભવરૂપ, એક આત્મતત્ત્વ જ, પોતામાં અનેક ચમત્કારો કરનારી માયામાં પ્રતિબિંબવાળુ થઈ જગતને આકારે પ્રસરી જઈ જગતની જેમ થઈ રહેલ છે.[૫૨]

शांतं जगत्प्रसररूपतया स्वभावशब्दार्थमुक्तमिदमव्यपदेश्यमेकम् । वस्तु स्थितं निज चमत्करणावलोकरूपं जगत्स्वरहितानुभवात्मतत्त्वम् ॥ ५२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'શિખિધ્વજાવબોધન' એ નામનો સર્ગ ૯૬ મો સમાપ્ત**

## सर्ग ९७ मो*

## દશ્ય-દર્શન મિથ્યા છે

॥ कुंभ उवाच ॥

**हेम्न्यस्ति देशकालांते इत्थं जन्यजनिक्रमः ।
न किंचिज्जायते शांतान्न किंचित्प्रविलीयते ॥१॥**

કુંભમુનિ બોલ્યાઃ–દેશકાળ વડે અંતવાળા સુવર્ણમાં પ્રથમ કહ્યા પ્રમાણે કડાં આદિ તેથી થનારા પદાર્થોથી ઉત્પત્તિનો ક્રમ જણાય છે, પરંતુ નિર્વિકાર પરબ્રહ્મથી તો કશું ઉત્પન્ન પણ થયું નથી અને કાંઈ લય પણ પામતું નથી.[૧] પોતાના સત્યસ્વરૂપમાં રહેલું પરબ્રહ્મ કોઈનું ઉપાદાનકારણ કે નિમિત્તકારણ નથી. તે પોતે શુદ્ધ અનુભવસ્વરૂપ છે અને તેથી જુદું બીજું કશું છે નહિ.[૨] જગત, અહંકાર આદિની જે કાંઈ પ્રતીતિ થાય છે, તે પણ એ અનંત બ્રહ્મસત્તારૂપ જ છે.

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે મહારાજ દેવપુત્ર! પરબ્રહ્મમાં જગત, અહંકાર આદિ કશું નથી એ હું જાણું છું.[૩] પરંતુ જો એમ છે, તો પછી તેમાં સૃષ્ટિની પ્રતીતિ કેમ થાય છે? તે આપ તરત મને કહો.

કુંભમુનિ બોલ્યાઃ–ચોતરફ ભરપૂર રહેલું અનાદિ અને અનંત એ અધિષ્ઠાનચૈતન્ય જ

---

* પ્રથમ સર્ગ દશ્યપદાર્થ કારણ વગરનો હોવાથી વસ્તુત તે છે જ નહિ એમ, બતાવ્યુ છે, અને આ સત્તાણુમા સર્ગમા ચૈતન્યસત્તાથી દશ્યનુ દેખાવુ પણ મિથ્યા જ છે, એ વાત યત્ન વડે સિદ્ધ કરાશે.

જગતને રૂપે કેમ જાણે પ્રતીત થતુ હોય તેમ લાગે છે અને તે અધિષ્ઠાનચૈતન્ય પોતે નિર્વિકાર–કેવળ ચેતનસ્વરૂપ જ હોવા છતાં જગતરૂપ શરીરવાળું પ્રતીતિમાં આવે છે. જગત આદિ સર્વ પદાર્થ બુદ્ધિનું જ× પરિણામ છે એમ નથી; તેમજ બાહ્ય પૃથ્વી આદિ પંચમહાભૂત સંબંધી સર્વ પદાર્થ* સત્ય છે એમ પણ નથી અને સાવ શૂન્ય જ+ છે એમ પણ નથી,– પરંતુ જેમ જળનો દ્રવ (રસ) એ જ સાર છે, તેમ સર્વ વસ્તુઓનો અધિષ્ઠાનચૈતન્ય એ જ સાર છે, એમ કહી શકાય છે. એ સર્વના સારરૂપ અધિષ્ઠાનચૈતન્યનું જડપણું કોઈ પણ કારણોથી બતાવી શકાય તેમ નથી. એ અધિષ્ઠાનચૈતન્ય જ ચૈતન્યરૂપે રહેવામાં તથા માયા વડે જગતને આકારે દેખાવામાં એ બન્ને પ્રકારે સમર્થ હોવાથી પોતાના સ્વરૂપ વિષે જેમ છે તેમ જ રહેલ છે. ચેતન અને જડ એ બન્નેમાં જડ (ચેતન વડે જ સત્તાવાળું હોવાથી) તે (જગત આદિ) પોતે જ ખરુ જોતાં છે નહિ, જેથી એ પરમપદમાં સ્વચ્છ ચેતનપણું જે રહ્યું છે. જો એ નિર્વિકાર પરમપદમાં કારણપણું ઘટી શકતું હોય, તો તેનું કૂટસ્થપણું (ગતિ, ભેદ અને જાતિરહિતપણું) અદ્વિતીયપણું અને અતર્ક્યપણું શી રીતે કહેવાય? માટે બ્રહ્મ કોઈ પણ રીતે કોઈ કાર્યનું ઉપાદાનકારણ કે નિમિત્તકારણ નથી અને તેને લીધે સૃષ્ટિ પણ થયેલી જ નથી. અધિષ્ઠાનચૈતન્ય વિના નિરાધારસૃષ્ટિ જ ઘટતી નથી, માટે એ જડ સૃષ્ટિ છે જ નહિ. અહંકાર, જગત અને નામરૂપ, એઓમાં પ્રીતિને લીધે ચિત્તને રંજન કરનારું જે કાંઈ આ દેખાય છે, તે સર્વ એ ચૈતન્યમાં એકરૂપે જ રહેલ છતાં (માયા વડે) કેમ જાણે ઉત્પન્ન થયું હોય તેમ લાગે છે. કોઈ પણ પદાર્થમાં કારણ વિના કાર્ય ઘટતું જ નથી,[૪-૧૨] માટે (ચિત્ત અને જડ એ આદિ વિભાગ કલ્પી લેતાં) દ્વિત્વ–એકત્વ આદિ સંખ્યાવાળું આ જડ જગત પોતાના અનુભવથી વિચારનાં આકાશમાં ફૂલના હોવાની પેઠે મિથ્યા જ છે. એ જગત (નામરૂપસહિત) અવશ્ય નાશવાળું હોવાથી ચૈતન્યરૂપ પણ ઘટી શકતું નથી. અથવા જો એ જગત ચૈતન્યરૂપ હોય તો પુનર્જન્મને સાબિત કરનારો તેનો નાશ ક્યાંથી હોય? કદાચિત્ એ (જગત સંબંધી સર્વ પદાર્થ-સમૂહને તમે (સ્વભાવથી જ) સદા ઉત્પન્ન તથા નાશ થનારો માની લેતા હો, તો પછી (અનુભવ શ્રુતિ આદિથી સિદ્ધ) અખંડ નિર્વિકાર એક ચૈતન્યરૂપ જ માની લેવામાં તમને શી પીડા છે?[૧૩,૧૪] એ નિર્વિકાર ચૈતન્યરૂપ (આત્મા)માં જે કાંઈ જડ–ચેતન આદિ વિભાગ દેખાય છે, તે તો માત્ર ચિત્તનો ચમત્કાર છે બાકી ખરી સત્તા તો એકમાત્ર ચૈતન્યતત્ત્વની જ છે, કે જેમાં દ્વિત્વ–એકત્વ આદિ કશી સંખ્યા જ નથી. હે રાજા શિખિધ્વજ! એ રીતે પદાર્થોની સત્તા જ ન હોવાથી બહારના દેખાવો પણ આપોઆપ દેખાતા બંધ થતાં તમને પછી અહંકારની ભાવના ક્યાંથી થવાની? અને જો અહંકાર જ હોય નહિ તો બીજું ચિત્ત શું જુદું કહી શકાય તેમ છે?[૧૫-૧૭] એ અહંકારરૂપ ચિત્ત જ નથી, તો પછી જીવ–બ્રહ્મનો, જડ–ચેતનનો કે દૃશ્ય–દર્શન આદિનો ભેદ રહેતો જ નથી, તેથી તમે વાસના-રહિત, શાંત ચિત્તવાળા, સંકલ્પ વગરના, પરબ્રહ્મરૂપ અને (સ્થૂલ દેહ વડે) દૃશ્ય જગતમાં

× બુદ્ધિ જ અનાદિ વાસનાને લીધે અનેક આકારરૂપે ભાસે છે, એમ બૌદ્ધમતનો વિજ્ઞાનવાદીઓનો ભાગ માને છે અહીં તે મતનો નિરાસ કર્યો છે

* પૃથ્વી, જળ, અને તેજ-વાયુના પરમાણુઓ તથા આકાશ, કાળ, દિશા, આત્મા અને મન એ નિત્ય દ્રવ્ય છે, એમ નૈયાયિક વગેરે માને છે અને સાંખ્ય આદિ જગતનું સત્યપણું માને છે

+ બૌદ્ધમતમાં શૂન્યવાદીઓનો એક ભાગ છે, કે જે શૂન્યને જ સત્ય માને છે આ સર્વ મતોનો અધિષ્ઠાનચૈતન્ય જ આધાર અને સાર હોવાથી- બીજાઓનો નિરાસ કરી અહીં તે જ સિદ્ધ કરે છે.

– જો અધિષ્ઠાનચૈતન્ય ન હોય તો વિજ્ઞાનવાદી, બાહ્યાર્થવાદી કે શૂન્યવાદીના વિકલ્પો નિરાધાર થઈ પડે

રહ્યા છતાં (જ્ઞાન વડે) પર્વતના જેવા દૃઢ થઈ રહી દેહસહિત જીવન્મુક્ત થઈને રહો અથવા વિદેહમુક્ત થાઓ. શુદ્ધ અધિષ્ઠાનચૈતન્યનું જ્ઞાન થતાં સર્વ જડ પદાર્થોનો અભાવ સિદ્ધ થવાથી તે પદાર્થોની ભાવના પણ નહિ રહેતાં ચિત્તમાં 'હું' એવું (અહંકારને રૂપે સ્ફુરી આવતું) જીવનું સ્વરૂપ પણ નથી જ કે જેથી શુદ્ધ કેવળ એક આત્મા જ અવશેષ રહે છે અને વેદાર્થનો (શ્રવણ–મનનાદિપૂર્વક) વિચાર કરતાં અનુભવ થઈ જઈ સર્વ બ્રહ્મરૂપ જ જણાય છે. બ્રહ્મચિંતન વડે સિદ્ધ થયેલો એક બ્રહ્મરૂપ અર્થ જ સત્ય હોવાથી (છેવટે જ્ઞાન વડે સર્વનો બાધ થઈ બ્રહ્મનો બોધ થઈ જતાં) એ વિચાર કરવાની વૃત્તિ પણ ક્યાં જુદી રહે છે? નથી રહેતી. તેથી (સર્વ દ્વૈતનો બાધ થઈ જતાં, તમે શુદ્ધ બ્રહ્મરૂપ જ છો, કે જે બ્રહ્મ પ્રથમથી જ મુક્ત, કારણરહિત અને નિત્ય છે. પોતે એક જ હોવાં છતાં આ (માયા વડે) સર્વ અનેકરૂપે થઈને રહેલું છે. આદિ, અંત અને મધ્ય વગરનું છે, તેમાં મિથ્યારૂપે રહેલું આ જગત શૂન્ય જ છે; અને એ ચૈતન્ય જગતને આકારે ભાસતું હોવા છતાં પણ પોતાના શુદ્ધ સ્વરૂપમાં જ બરોબર રીતે રહેલ છે, એ નિર્વિકાર બ્રહ્મ જ છેવટે અવશેષ રહે છે.[૧૮–૨૧]

तेनासि निर्मलमकारणमादिमुक्तं तद्ब्रह्म शाश्वतमशेषमनेकमेकम् । शून्यं निरामयमसत्सदनादि मध्यं सर्वं जगच्चिदपि ब्रह्म यथास्थितं तत्॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'શિખિધ્વજપ્રબોધન' એ નામનો સર્ગ ૯૭ મો સમાપ્ત



## સર્ગ ९८ मो*

### ચિત્તસત્તાનો નિરાસ

॥ शिखिध्वज उवाच ॥

चित्तं नास्तीति मे बोधो यथा युक्त्या स्फुटंभवेत् । तामन्यामथवा ब्रूहि बुद्धं न निपुणं मया ॥ १ ॥

શિખિધ્વજરાજા બોલ્યોઃ–ચિત્ત જ છે નહિ એવો બોધ જેમ યુક્તિ વડે ખુલ્લી રીતે થઈ જાય તેવી બીજી કોઈ યુક્તિ આપ કહો અથવા પ્રથમ કહેલી યુક્તિને સ્પષ્ટ રીતે કહી બતાવો; કેમકે હજી હું સારી રીતે સમજ્યો નથી.[૧]

કુંભમુનિ બોલ્યાઃ–હે રાજા શિખિધ્વજ! કોઈ કાળમાં, કોઈ દેશમાં કે કોઈ વસ્તુને રૂપે ચિત્ત છે જ નહિ. જે કાંઈ ચિત્તના જેવું ભાસે છે, તે એક સત્ય બ્રહ્મસ્વરૂપ જ છે. જો આ (ચિત્ત આદિ) જગત અજ્ઞાનરૂપ હોવાથી (જ્ઞાન વડે તેનો બાધ થઈ જતાં) તે છે જ નહિ, તો પછી હું, તમે અથવા તે ઇત્યાદિ ચિત્તે કલ્પી લીધેલી કલ્પના ક્યાંથી જ હોય? ન જ હોય. જે કાંઈ આ જગત (ભ્રમ વડે) દેખાય છે, તે બધું એક બ્રહ્મરૂપ જ છે; માટે (દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન વગેરે એક બ્રહ્મરૂપ જ હોવાથી) તે કોનાથી જણાય અને શી રીતે જણાય?[૨–૪] મહાપ્રલય થયા પછી સૃષ્ટિના આરંભકાળમાં જ આ જગત થયું નથી; પરંતુ તમને બોધ થવા માટે–(અધ્યારોપદૃષ્ટિએ) મેં તેનો નિર્દેશ કરી બતાવ્યો છે.[૫] ઉપાદાનકારણ આદિ કારણોનો અભાવ હોવાને લીધે અને કારણ વિના સર્વ (કાર્યરૂપ) પદાર્થોનો અસંભવ જ હોવાથી તે કશું છે જ નહિ.[૬] એ રીતે આ જગત અજ્ઞાનબુદ્ધિ વડે જ જણાતું હોવાથી, તે વિદ્યમાન જ નથી; અને જે કાંઈ (જગતના) આભાસરૂપે ભાસે છે તે બ્રહ્મ જ છે, તે વિના બીજું કાંઈ નથી.[૭]

---

* આ અઠ્ઠાણુમા સર્ગમાં ચિત્ત જ છે નહિ એવો બોધ દૃઢ થવા માટે ચિત્તનું અવલંબન કોઈ પણ ન હોવાથી ચિત્તનો પણ અસંભવ થઈ જતાં કેવળ સત્ય બ્રહ્મરૂપ જ સર્વ છે, એ વાત કહેવાશે.

નામરૂપ વગરના જ પરમેશ્વરને વિષે 'તે આ નામરૂપવાળા જગતને સરજે છે' એવું મિથ્યા બોલવું ઘટતું નથી, સત્ય પણ નથી અને અનુભવમાં પણ આવતું નથી.[૮] નામરૂપરહિત પોતાના સ્વરૂપમાં જ રહેલા ( સર્વશક્તિમાન ) ઈશ્વર કે જે દુ ખશૂન્ય અને સદા કૃતકૃત્ય જ છે, તે આ જગતને (વૃથા) રચે છે એવુ તાત્પર્ય વગરના અર્થવાદોનું+ કહેવું હાસ્યજનક છે.[૯] હે સુશીલ રાજા શિખિધ્વજ! આ યુક્તિ વડે ચિત્ત પણ અસિદ્ધ ઠરે છે; કેમકે જો જગત જ સત્ય નથી, તો પછી તેમાં રહેલું ચિત્ત આદિ ક્યાંથી-જ સત્ય હોય? ( ન જ હોય. )[૧૦] ચિત્તનું સ્વરૂપ (વિચારવા જતાં ) વાસનામાત્ર જ છે. વાસના થવાનો કાંઈ વિષય હોય તો જ વાસના થાય છે; પરંતુ વાસનાનો વિષય જે જગત છે તે જ અસત્ય છે, તો પછી ચિત્તનું અસ્તિત્વ ( સત્યપણું ) ક્યાંથી જ હોય?[૧૧] બ્રહ્મ પોતે પોતાના આત્મા વડે પોતાનામાં જ પ્રકાશી રહેલ છે, તેણે જ ( માયા વડે) પોતામાં ચિત્ત ઇત્યાદિ નામો કલ્પી લીધેલ છે.[૧૨] આ દશ્ય જગત જો હોય, તો હજી તેમાં વાસના થવાનો અવકાશ આવે; પરંતુ પ્રથમ કારણ જ ન હોવાને લીધે એ જગત જ ઉત્પન્ન નથી થયુ, તો પછી ચિત્ત તો ક્યાંથી જ હોય? માટે પરમ આકાશ એવા નામને ધારણ કરનારા ચિદાકાશરૂપી અનંત એ જ્ઞાન જ (સર્વત્ર) પ્રકાશી રહ્યુ છે, તેમાં વળી જગતની સત્તા ક્યાંથી હોય? એ પરમ આકાશરૂપ ચૈતન્યરૂપી અરીસામાં (બિંબપ્રતિબિંબભાવથી) જે કાંઈ અનિર્વચનીય માયા જણાય છે, તે પણ ચિત્ત કે જગતની ક્રિયા ઉત્પન્ન જ નહિ થયેલી હોવાથી નથી.[૧૩–૧૫] અનેક અનર્થોને ઉત્પન્ન કરનારું હું, તમે અને આ જગત ઇત્યાદિ ભેદજ્ઞાન પણ, હું કે જે સાક્ષીરૂપ છું તેને સ્વપ્નમાં અનુભવાતા પદાર્થોની પેઠે મિથ્યા જ ભાસે છે.[૧૬] જગત કે જે વાસનાનો વિષય છે, તેનો અભાવ હોવાથી જ્યારે વાસના નથી, ત્યારે પછી એ વાસનાવાળું ચિત્ત ક્યાંથી હોય, કેમ રહી શકે, ક્યાં રહે અને કયે રૂપે રહે?[૧૭] અજ્ઞાની પુરુષોએ પોતાના ચિત્તને જ આ દશ્ય જગતને આકારે કલ્પી લીધેલ છે. એ નિરાકાર ચિત્ત પ્રથમ ઉત્પન્ન જ ન થયાથી અસત્ય છે અને સૃષ્ટિના આરંભકાળમાં કાંઈ કારણ જ ન હોવાથી સર્વદા એ ઉત્પન્ન જ થયેલ નથી. લોક, શાસ્ત્ર અને અનુભવથી (વિચાર કરતાં) દશ્ય વસ્તુનું અનાદિપણું, જન્મ આદિ વિકારરહિતપણું કે નિત્યપણું ઘટતું જ નથી. જગત સાકાર, સ્થૂલ અને વિનાશી છે. તેની ઉત્પત્તિ, નાશ અને મહાપ્રલય આદિ વિકારો લોકથી, શાસ્ત્રથી અને અનુભવથી સિદ્ધ થાય છે અને તેને વિકારી આદિ નહિ માનવામાં કોઈ પ્રમાણ નથી.[૧૮–૨૧] શાસ્ત્ર, અનુભવ અને વેદતાત્પર્ય, એ સર્વના સિદ્ધાંતો વડે સિદ્ધ થતા ત્રણ* પ્રકારના (મહાપ્રલય અને નિત્યપ્રલય એવા નામના) પ્રલયો છે જ નહિ, એમ ઉન્મત્ત જ (ઘેલો માણસ જ) કહે.[૨૨] જેની બુદ્ધિને લોકો, શાસ્ત્રો અને વેદો પ્રમાણરૂપ લાગતાં નથી, તે પુરુષ ચાર્વાક મતને માનનારા દુર્જનો કરતાં પણ અતિ મૂઢ છે, માટે સજ્જન પુરુષે તેનો આશ્રય કરવો નહિ.[૨૩] નાશવંત અને ( સાકાર હોવાથી) દેખવામાં આવતા આ જગતનું કારણ નાશરહિત

+ પ્રશંસા કે નિંદાને બતાવનારાં વાક્યો અર્થવાદ કહેવાય છે. सादित्यो यूपः यजमानः प्रस्तरः । ઇત્યાદિ તેનાં દષ્ટાંતો મીમાંસાશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.

* બીજે કેટલેક ઠેકાણે નિત્ય, નૈમિત્તિક, પ્રાકૃતિક અને આત્યંતિક એવા પ્રલયના ચાર ભેદ બતાવ્યા છે; પરંતુ અહીં પ્રાકૃતિક અને નૈમિત્તિકનો એક જ પ્રલયમાં સમાવેશ કરી ત્રણ બતાવ્યા હોય એમ લાગે છે. અથવા મહાપ્રલય પ્રથમ બતાવી ગયા છે, એટલે તેની સાથેના બીજા ત્રણ પ્રલયોની ગણના અહીં બતાવી છે એમ સમજી લેવું. કિંવા त्रे अन्वयः એમ પદચ્છેદ કરવાથી સંખ્યારૂપ અર્થ જ ન કરીએ તો પણ કશો વાંધો આવતો નથી.

અને નિરાકાર બ્રહ્મ ઘટી શકતું નથી.[૨૪] હે તત્ત્વજ્ઞ રાજા! એ પ્રમાણે જગતને માત્ર બ્રહ્મદૃષ્ટિએ જોતાં પણ તેનું (સ્વપ્નદૃષ્ટ પદાર્થોની પેઠે કાર્ય કરવાપણું કાયમ જ રહે છે; પરંતુ તે (વસ્તુદૃષ્ટિએ) આવું સ્થૂલ આકારવાળું નથી, પણ બ્રહ્મરૂપ જ છે.[૨૫] નિરાકાર, અનંત, સર્વથી અનાદિ, નિરંશ (જેના વિભાગ ન કલ્પી શકાય તેવું), સર્વરૂપ, પૂર્ણ અને શાંત એ પરબ્રહ્મ પોતે પોતાની મેળે જ પોતાના નિર્વિકાર સ્વરૂપનું માયામાં પ્રતિબિંબ પડતાં પોતાના સ્વરૂપને જ સૃષ્ટિ, પ્રલય આદિનાં રૂપને ધારણ કરવાવાળા જગતને આકારે કેમ જાણે સમજતું હોય, તેમ (અજ્ઞાનકાળમાં) ભાસે છે; અને પાછું ક્ષણમાત્રમાં જ્ઞાન થઈ જતાં તે જ પોતાનું સ્વરૂપ અદ્વિતીય બ્રહ્મમાં બ્રહ્મરૂપ જ જણાય છે; માટે એ સર્વ બ્રહ્મ જ છે.[૨૬–૨૮] કોઈ ઠેકાણે જગત આદિની બુદ્ધિ જ નથી, તો પછી ચિત્ત આદિ અને ચિત્તનો અભાવ આદિ કલ્પના ક્યાંથી હોય? તથા દ્વિત્વ—એકત્વ આદિ સંખ્યાની કલ્પના પણ ક્યાંથી હોય? (ન જ હોય.)[૨૯] એ રીતે ખરું જાણ્યાથી આ જગત આદિ સર્વ જેમ છે તેમ રહ્યા છતાં પણ શાંત, કોઈના આધાર વિનાનું, જન્મરહિત અને અનાદિ બ્રહ્મરૂપ જ છે તથા (અજ્ઞાનદૃષ્ટિએ જોવામાં આવતું) આ નામરૂપાત્મક સર્વ દૃશ્ય (સાવ મિથ્યા જ હોવાથી) અનેક પ્રકારે કે એક પ્રકારે કહી શકાતું નથી; માટે તમે જેમ હાલ ચાલે છે તેમ જ વ્યવહાર કરતાં છતાં (તત્ત્વજ્ઞાન વડે ખરું સમજી લઈ) વાણી આદિ વ્યાપારથી રહિત થઈને રહો.[૩૦]

सर्वं निरालम्बमजं प्रशांतमनादिरीत्यात्मयथास्थितं सत्। इदं तु नानेव न चाप्यनाना यथास्थितं तिष्ठ सुजाप्तमौनम् ॥ ३० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'શિખિધ્વજાવબોધન' એ નામનો સર્ગ ૯૮ મો સમાપ્ત**

---

## સર્ગ ૯૯ મો*

### બ્રહ્મ અને જગત

॥ शिखिध्वज उवाच ॥

**नष्टो मोहः स्मृतिर्लब्धात्वत्प्रसादान्महामुने स्थितोस्मि गतसंदेहो विश्रांतमतिरात्मवान् ॥**

શિખિધ્વજરાજા બોલ્યોઃ—હે મહામુનિ દેવપુત્ર! આપની કૃપાથી મારું અજ્ઞાન જતું રહ્યું અને ભુલાઈ ગયેલા આત્મસ્વરૂપની પાછી સ્મૃતિ થઈ. હવે હું નિઃસંદેહ, વિશ્રાંત બુદ્ધિવાળો અને જ્ઞાનવાન થયો છું.[૧] જે કાંઈ જાણવાનું હતું તે સઘળું જાણી ચૂક્યો છું. મનમાં પણ કોઈ જાતના વિચાર ન કરવા તે જાતનું મહામૌન મેં ગ્રહણ કર્યું છે. માયારૂપી મહાસમુદ્રને હું તરી ગયો છું અને હું શાંત, અહંકારરહિત, બોધવાળો અને દુઃખરહિત થઈને રહ્યો છું. અહો! હું ઘણા કાળ સુધી આ સંસારસાગરમાં ભટક્યો છું. હમણાં આપની કૃપાથી નિશ્ચળ પરબ્રહ્મરૂપી અક્ષય સ્થાનને પ્રાપ્ત થયો.[૨–૩] હે તત્ત્વજ્ઞ દેવપુત્ર! એ રીતે આપનો કહેલો સિદ્ધાંત સિદ્ધ થતાં મૂર્ખ લોકોની દૃષ્ટિમાં આવતા આ ત્રણે ય લોકો અહંકાર આદિ સહિત છે જ નહિ અને જે કાંઈ ભાસે છે તે સર્વ બ્રહ્મ જ છે, એમ હું જાણું છું.[૪]

કુંભમુનિ બોલ્યાઃ—જ્યાં જગત જ નથી ત્યાં વળી હું, તમે ઇત્યાદિ ગંધર્વનગરના જેવો મિથ્યા વ્યવહાર ક્યાં રહે, ક્યા નિમિત્તથી રહે, શી રીતે રહી શકે અને કોની પેઠે રહે?[૫] હે રાજા શિખિધ્વજ! માટે તમે શાંત સમુદ્રમાં પડતી ધૂનરીઓના ચક્કરની પેઠે આવી પડેલા વ્યવહારો કરવા છતાં સંકલ્પવિકલ્પ છોડી શાંત મન રાખીને રહો.[૬] એ પ્રમાણે આ સઘળું જે કંઈ છે તે શાંત બ્રહ્મરૂપ છે અને અહંકાર, જગત

---

* આ નવ્વાણુમા સર્ગમાં રાજાને જ્ઞાન થવા પાછો તે બોધ દૃઢ થવા માટે [illegible] . . કુંભમુનિ ફરી વાર તેને બોધ આપશે.

આદિ નામરૂપનું સ્વરૂપ તો આકાશના જેવું શૂન્ય છે[૭] જ સર્વ સંસારને નામે દેખાય છે, તે આદિ–અંતરહિત આ ચૈતન્યઆકાશ જ (માયાના સબંધ વડે) ચમત્કારવાળું થઈ જઈ પોતાના ચકચકાટથી દીપી રહેલું છે[૮] જેમ સોનાના દાગીનાઓમાં, તેના આકારની દૃષ્ટિ મટી જતાં, તે સુવર્ણરૂપ જ દેખાય છે, તેમ જગત આદિ પદાર્થોમાં નામરૂપ આદિની દૃષ્ટિ મટી જતાં આ સઘળું બ્રહ્મરૂપ જ દેખાય છે.[૯] જેમ સ્વયંભૂ (સમષ્ટિદેહનો અભિમાની) ઈશ્વરના માત્ર સંકલ્પરૂપ જ છે, તેમ પોતે (હું એવો વ્યષ્ટિદેહનો અભિમાની) પણ જીવના માત્ર સંકલ્પરૂપ જ છે; અને એ બન્નેના બંધમોક્ષનો આધાર તેવાં તેવાં અભિમાનનો સ્વીકાર કરવાની તથા તેવાં અભિમાનનો ત્યાગ કરવાની સમજણ ઉપર જ માત્ર રહેલ છે.[૧૦] હું છું એવો સંકલ્પ જ માત્ર અનેક અનર્થો ઉત્પન્ન કરનારા બંધનમાં નાખે છે અને હું નથી એવો સંકલ્પ નિર્મળ સુખરૂપ મોક્ષ આપનાર છે.[૧૧] નિરંતર અનુક્રમે ઉત્પન્ન થનારા બંધમોક્ષના સંકલ્પોનો અને નામ–રૂપનો જે સાક્ષી છે તે જ સત્ય છે અને બ્રહ્મરૂપ જ છે. તેને પોતાના આત્મારૂપ સમજવો એ જ મોક્ષ કહેવાય છે.[૧૨] 'હું નથી' એવો અહંકારનો ત્યાગ થવો એ જ મોક્ષરૂપ સિદ્ધિ આપનાર છે અને 'હું છું' એવો અહંકાર થવો એ જ અનેક આપત્તિ આપનારા બંધને ઉત્પન્ન કરે છે, માટે તમે હું (અહંકારને રૂપે સ્ફુરી આવતો જ) નથી એવો અહંકારનો ત્યાગ કરી, શુદ્ધ જ્ઞાનવાળા અને એક સ્વસ્વરૂપમાં જ સ્થિતિવાળા થાઓ. સારી રીતે જ્ઞાન થવાથી ઉત્પન્ન થનારા સંકલ્પક્ષય વડે જ માત્ર મિથ્યારૂપે સ્ફુરેલ સંકલ્પ પોતાની મેળે જ નાશ પામી જાય છે, કે જે મોક્ષરૂપી સિદ્ધિને આપનાર છે.[૧૩,૧૪] સુખરૂપ અને તર્કમાં પણ ન આવી શકે તેવા પોતાના આત્મસ્વરૂપ પરબ્રહ્મમાં કારણપણું ઘટતું નથી; કારણનો અભાવ થઈ જતાં કાર્યરૂપ કોઈ પણ પદાર્થ જ નથી.[૧૫] પદાર્થનો અભાવ સિદ્ધ થતાં સંકલ્પ જ (સંકલ્પનો કાંઈ વિષય ન હોવાથી) ઘટતો નથી અને સંકલ્પરૂપી કારણનો અભાવ થતાં અહંકાર થવો પણ ઘટતો નથી.[૧૬] આમ અહંકાર ન થતાં સંસાર કોને તથા કેવી રીતે ઘટી શકે? તેથી સંસારનો પણ અભાવ સિદ્ધ થતાં સર્વ બ્રહ્મરૂપે જ બાકી રહે છે.[૧૭] જે કાંઈ આ જગતને આકારે ભાસે છે, તે (પ્રથમ અજ્ઞાનદશામાં પણ) સત્ય પરબ્રહ્મ જ પોતાના આત્મામાં તેવી રીતે થઈ રહેલું દેખાય છે, અને પોતાના શુદ્ધ સ્વભાવમાં રહેલ પોતાના સ્વરૂપ વડે ભરપૂર તે પરબ્રહ્મ જ (જ્ઞાન થતાં) પોતાના નિર્વિકાર આત્મરૂપે દેખાય છે.[૧૮] જેમ વજ્રના પથ્થરમાં વજ્ર વિના બીજું કંઈ હોતું જ નથી, કારણ કે તે વજ્ર ખૂબ દૃઢ અને એકઘન હોય છે; તેમ પરબ્રહ્મ સદાકાળ એકરૂપ હોવાથી તેમાં બીજું કાંઈ હોઈ શકે નહિ. પરંતુ જેમ વજ્રના મણિમાં પ્રતિબિંબથી અનેક આકારો પડે છે, તેમ આ જગત બ્રહ્મમાં દેખાય છે.[૧૯] સંકલ્પ વડે રચાયેલા નગરના સંકલ્પનો નાશ થયા પછી જેવું રૂપ રહે તેવું (શૂન્ય) જ તમે આ જગતનું રૂપ સમજો કે જે બ્રહ્મદૃષ્ટિએ નિર્વિકાર અને સત્ય છે તથા નામરૂપદૃષ્ટિએ જોતાં મિથ્યા છે.[૨૦] પુરુષના પડછાયાની પેઠે મિથ્યા ક્રિયાવાળું જણાતું આ જગત શાંત, મન આદિથી રહિત અને નામરૂપ વિનાનું (બ્રહ્મ જ) છે એમ જે દેખે છે, તે જ ખરું દેખે છે.[૨૧] સારી રીતે જ્ઞાનનો ઉદય થયાથી રૂપ વગેરે બાહ્ય વિષયો અને સંકલ્પાદિ અંદરના વિષયો નિ:સાર જ છે, એવો શાસ્ત્રપ્રમાણથી સિદ્ધ થયેલો નિશ્ચય દૃઢ થઈ જાય છે, તેને જ ડાહ્યા માણસો મોક્ષનો હેતુ કહે છે.[૨૨] જેમ ગતિ વિનાનો વાયુ પોતાના સ્વરૂપમાં સ્થિર રહે છે, જેમ આકાશમાં દીવા વગેરેના આકાર વિના પણ પ્રકાશ રહે છે અને જેમ કડાં આદિ દાગીનાના આકાર વિના પણ સોનું પોતાના સ્વાભા-

વિક રૂપમાં રહે છે, તેમ આ જગત પોતાના નામરૂપ વિના બ્રહ્મમાં (એકરૂપ થઈને) રહે છે. (જ્ઞાન થતાં) બ્રહ્મરૂપ થઈ ગયેલ આ જગતના જગતની પ્રતીતિ ઉત્પન્ન કરનારા રૂપાદિ બાહ્યવિષયો અને સંકલ્પાદિક અંદરના વિષયો નિઃસાર છે અને અસત્ય છતાં મિથ્યારૂપે જ ભાસી રહ્યા છે.[૨૩,૨૪] જેમ સમુદ્રમાં ઘણાક તરંગ આદિ વિકારો તત્ત્વદૃષ્ટિએ જોતાં તરંગ વગેરે નામ અને રૂપ છોડી દેતાં જળરૂપ જ છે, તેમ આ જગતમાં અનેક રૂપે દેખાતા પદાર્થો પણ જ્ઞાન થતાં પોતાના ખરા સ્વરૂપમાં રહેલ એક પરબ્રહ્મ જ છે.[૨૫] સૃષ્ટિનાં નામ તથા રૂપ, એ બન્ને બાદ કરતાં સર્વ સૃષ્ટિ પરબ્રહ્મરૂપ જ છે અને પરબ્રહ્મ સર્વ સૃષ્ટિરૂપ છે, એ જ (सर्वं खल्विदं ब्रह्म ઇત્યાદિ) ઉપનિષદનાં વચનનો ખરો અર્થ છે.[૨૬] વળી બ્રહ્મ એ શબ્દના અર્થનો વિચાર કરતાં તે 'અતિશય વિસ્તારવાળું' એવો અર્થ થાય છે. જેવી રીતે અનંત અને અતિ વિસ્તીર્ણ તત્ત્વનું નામરૂપરહિતપણું જ ઘટે છે, તેવી જ રીતે જગત શબ્દના અર્થને બતાવનાર સર્ગનો અર્થ એ છે કે, નામ અને રૂપનું ન હોવું; એટલે બ્રહ્મ અને સર્ગ બન્ને શબ્દોમાં ભેદ હોવા છતાં અર્થમાં જરા પણ ભેદ નથી.[૨૭] સર્વ નામરૂપની ભાવનાને નહિ થવા દેતાં અનુભવમાં આવતું શુદ્ધ ચિદાકાશ જ બ્રહ્મ શબ્દથી કહેવામાં આવે છે. સારી રીતે જ્ઞાન સિદ્ધ થયાથી, જગત અને બ્રહ્મ, એ બન્નેના સંબંધમાં કાંઈ સંકલ્પ જ ન સ્ફુરતાં જે કાંઈ બાકી રહે છે, તે તત્ત્વ જરામરણાદિક વિકારથી રહિત અને શાંત છે, કે જ્યાં વાણી પહોંચી શકતી નથી. આ જગતનું જે કાંઈ સ્વરૂપ ખરી રીતે રહેલ છે, તે પાષાણના જેવું અતિ દૃઢ બ્રહ્મરૂપ જ છે અને જ્ઞાન થતાં જગત્‌દૃષ્ટિનો બાધ થયાથી પણ સર્વ સંકલ્પસમૂહોથી રહિત થઈ જઈ તે પરમ જ્ઞાનરૂપ એક સ્વરૂપે જ રહેલું જણાય છે.[૨૮–૩૦]

संशांतसर्वात्मकवेदनौघमस्तीदमेकात्मकस्वस्वरूपम् । यथास्थितं सर्वजगत्स्वरूपं पाषाणरूपं च परं ह्यरूपम् ॥ ३० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'શિખિધ્વજતત્ત્વબોધન' એ નામનો સર્ગ ૯૯ મો સમાપ્ત**

## સર્ગ ૧૦૦ મો

### બ્રહ્મની સત્યતા

॥ शिखिध्वज उवाच ॥

एवं चेत्तन्महाबुद्धे यादृशं कारणं परम् ।
कार्यं तादृशमेवेदं जगदित्येव वेद्म्यहम् ॥ १ ॥

શિખિધ્વજરાજા બોલ્યો:–હે મહાબુદ્ધિમાન દેવપુત્ર! જેવું કારણરૂપ બ્રહ્મ (સત્ય) છે, તેવું જ આ કાર્યરૂપ જગત (સત્ય) છે એમ હું જાણું છું.[૧]

કુંભમુનિ બોલ્યા:–જ્યાં કારણપણું સંભવતું હોય, ત્યાં હજી તેનાથી કાર્ય થવાની વાત ઘટી શકે; પરંતુ પ્રથમ જો કારણ જ ન હોય, તો તેનાથી કાર્ય ક્યાંથી થાય? (ન થાય.) આ પરબ્રહ્મમાં કાંઈ કારણ કે કાર્ય છે નહિ. જે કાંઈ આ સર્વ જગતરૂપે વિદ્યમાન જણાય છે, તે બધું જન્મ આદિ વિકાર વગરનું શાંત બ્રહ્મરૂપ છે.[૩] જો કારણમાંથી કાર્ય ઉત્પન્ન થાય, તો તે કારણના જેવું જ થાય; પણ જ્યાં કાર્ય ઉત્પન્ન જ ન થયું હોય ત્યાં કાર્ય–કારણના સરખાપણાની વાત ક્યાંથી હોય?[૪] જેનું બીજ જ ન હોય તે ક્યાંથી થાય? એ તમે જ કહો; અને જે તર્કમાં ન આવે તેવું અને જેને નામ, રૂપ આદિ પણ છે નહિ તે (બ્રહ્મ)નું બીજપણું શી રીતે ઘટી શકે?[૫] દેશ અને કાળનો સંયોગ થતાં દરેક

× આ સોમા સર્ગમાં બ્રહ્મની સત્તા વડે બ્રહ્મની પેઠે જગતની સત્તાની સંભાવના થતાં તેનો નિષેધ કર્યો છે; અને જન્માદિ વિકાર વગરનું બ્રહ્મ જ સત્ય છે, એમ સિદ્ધ કર્યું છે.

પદાર્થો કારણમાંથી ઉત્પન્ન થાય છે, તે વાત પ્રમાણથી સાબિત થાય છે; પરંતુ બ્રહ્મ કે જે (નિર્ગુણ હોવાથી) કર્તા નથી, તે પ્રમાણનો અને કારણનો વિષય કેમ થાય?[૬] કર્તા, કર્મ અને કરણ વગરના એ પરબ્રહ્મમાં કારણપણું છે નહિ, તેથી તેના કાર્યરૂપે જણાતું આ નામરૂપવાળું જગત પણ થયું જ નથી. માટે શુદ્ધ આકાશના જેવું બ્રહ્મ જ તમારું પોતાનું સ્વરૂપ છે, કે જે સત્તારૂપે સર્વત્ર રહેલ છે. આથી તમે તેવી જ ભાવના રાખો. એ બ્રહ્મ જ અજ્ઞાની પુરુષોની દૃષ્ટિમાં જગતને આકારે ફેલાઈ રહેલું દેખાય છે અને તે જ નિર્વિકાર સત્યબ્રહ્મ (દૃશ્યને આકારે બની ગયેલા ચિત્તની ભ્રાંતિથી) જગતને આકારે ભાસે છે.[૭-૯] હે રાજા શિખિધ્વજ! ચિત્તની વૃત્તિ બ્રહ્માકાર નહિ રહેતાં તેનું બીજી રીતે થઈ જવું એ જ તેના બ્રહ્મસ્વરૂપની હાનિ થવાનું કારણ છે. આ વાત તત્ત્વજ્ઞ પંડિતોએ પોતે જાતે અનુભવેલ છે.[૧૦] હે રાજા શિખિધ્વજ! ચિત્ત પોતે (ચંચલ હોવાથી) સ્વભાવે જ આત્મસ્વરૂપને ભૂલી જાય છે અને તેથી તેની પડતી થાય છે. બહારની વૃત્તિઓને વશ થઈ બ્રહ્મના સ્વરૂપને ભુલાવી દેવું એ જ તેનું કામ છે; જેથી ક્ષણમાત્ર પણ જો તે આત્મસ્વરૂપ ભુલાવી દે, તો તે ચિત્ત શબ્દથી કહેવાય છે, કે જે ચિત્ત પ્રલયકાળપર્યંત આત્મસ્વરૂપને ભુલાવી દે છે. સારી રીતે જ્ઞાન થવાથી સંકલ્પ પોતે મિથ્યારૂપ હોવાથી પોતાની મેળે જ નાશ પામી જાય છે, કે જે (સંકલ્પનાશ) વડે મોક્ષસિદ્ધિ મળે છે.[૧૧,૧૨] હે કમળ જેવાં સુંદર નેત્રવાળા રાજા! (**विशति परमात्मन्येकीभवति न वस्त्वंतरतयाऽवतिष्ठते इति विश्वं।** (જે પરમાત્મામાં પ્રવેશ કરે—અર્થાત્ એકરૂપ થઈ જાય પણ જુદી વસ્તુરૂપે ન રહે, તે વિશ્વ) આ વ્યુત્પત્તિ પ્રમાણે વિશ્વ (જગત) પોતે જ પોતાના નામ વડે પોતાનો અભાવ અંગીકાર કરે છે, તો પછી તે વિદ્યમાન (પરમાત્માથી જુદી સત્તાવાળું) કેમ કહેવાય?[૧૩] જે પુરુષ ઊંચા હાથ કરી, અતિ ઊંચા સ્વરથી કહે કે, 'હું શૂદ્ર છું,' તે બ્રાહ્મણ શી રીતે હોય અને તેનું બ્રાહ્મણપણું કેવું હોય?[૧૪] જે પુરુષ પોતાના રસ, લોહી આદિ ધાતુઓ કાપી જવાથી જ 'હું મરી જાઉં છું' એમ ઉચ્ચ સ્વરથી કહેતો હોય, તેને તમે મૃત્યુની દાઢમાં આવેલો જ સમજો; કેમકે તેનું જીવવું ભ્રમમાત્ર છે.[૧૫] ચક્રને આકારે ફરતાં દેખાતાં ઉંબાડિયાંની પેઠે, ઝાંઝવાના જળની પેઠે, બે ચંદ્રમાની પ્રતીતિની પેઠે અને બાળકને (ભયથી) જોવામાં આવતા વેતાલની પેઠે જે ભ્રાંતિ વડે જ આકારવાળું દેખાય, તે કાંઈ સત્ય હોય? (ન હોય.) કેમકે તે બધા પદાર્થોનું સ્વરૂપ જ એવું છે કે, તે બીજાને ભ્રમ કરાવે. માટે પોતાની અંદર અજ્ઞાનરૂપી ભ્રાંતિ જ ચિત્ત શબ્દથી કહેવામાં આવે છે.[૧૬,૧૭] અજ્ઞાન જ ચિત્ત કહેવાય છે, કે જે મિથ્યા છતાં સત્ય જેવું ભાસે છે. પદાર્થનું જે ખરેખરું સ્વરૂપ ન ઓળખાય તે અજ્ઞાન અને તેનું બરાબર સ્વરૂપ ઓળખાય તે જ્ઞાન કહેવાય.[૧૮] અજ્ઞાનનું જે હોવાપણું પ્રતીતિમાં આવે છે, તે તો (પદાર્થનું) ખરું સ્વરૂપ જાણવારૂપી જ્ઞાન વડે નાશ પામી જાય છે. હે સુશીલ રાજા! ઝાંઝવામાં જે જળનું જ્ઞાન થવું તે સાવ ખોટી ભ્રાંતિ જ છે અને તે ભ્રાંતિ આ (ઝાંઝવાં) જળ નથી એવું ખરું જ્ઞાન થતાં નાશ પામી જાય છે; તે જ પ્રમાણે હૃદયની અંદર આ ચિત્ત છે એવો અજ્ઞાનરૂપી ગાઢ મેલ ચોંટી બેઠો છે, તે ચિત્ત જ નથી એવું ખરું જ્ઞાન થયાથી મૂળસહિત નાશ પામી જાય છે. જેમ 'રજ્જુના અજ્ઞાનની ભ્રાંતિ વડે ઉત્પન્ન થયેલ સર્પપણું 'આ (રજ્જુ) સર્પ નથી' એવા હૃદયમાં દૃઢ થઈ ગયેલા જ્ઞાનથી નાશ પામી જાય છે, તેમ પોતાના આત્મસ્વરૂપમાં અજ્ઞાનરૂપી ભ્રમ વડે થયેલું ચિત્ત, 'ચિત્ત છે જ નહિ' એવા હૃદયમાં રૂઢ થઈ ગયેલા જ્ઞાનથી નાશ પામી જાય છે. ચિત્ત, મન, અહંકાર

ઇત્યાદિ જે કાંઈ છે, તે સઘળું પોતાના આત્માની અંદર અજ્ઞાન વડે જ ઉત્પન્ન થયેલ છે; બાકી ચિત્ત પણ નથી અને અહંકાર આદિ સહિત જે કાંઈ આ દેહ વગેરે છે તે પણ નથી; પરંતુ એક માત્ર અત્યંત નિર્મળ આત્મા જ છે, કે જેણે અજ્ઞાનવડે મૂઢ બની જઈ સંકલ્પ વડે ચિત્ત આદિ સર્વ કલ્પી લીધું હતું. હવે આજે સંકલ્પનો નાશ થઈ જતાં જ્ઞાન થવાથી એ મારા આત્માએ એ સર્વ ચિત્ત આદિનો (મિથ્યા સમજી) ત્યાગ કરી દીધેલ છે. હે મહાબાહુ રાજા શિખિધ્વજ! જેમ અગ્નિમાં જ્વાળાઓનો સમૂહ પવન વડે ઉત્પન્ન થાય છે, તેમ ચિત્ત આદિ જે સર્વ સંકલ્પ વડે ઉત્પન્ન થાય છે, તે બધું પાછું સંકલ્પનો ક્ષય થતાં નાશ પામી જાય છે.[૧૯-૨૬] એ રીતે એક આત્મતત્ત્વથી જ ભરપૂર અને સર્વત્ર પ્રસરી ગયેલી બ્રહ્મસત્તા વડે સમુદ્ર જેમ જળથી ભરપૂર થાય છે, તેમ આ સર્વ જગત ભરચક છે.[૨૭] હું નથી, તમે નથી, બીજો કોઈ પણ નથી, આ સર્વ દશ્ય પદાર્થો પણ નથી, ચિત્ત પણ નથી, ઇન્દ્રિયો પણ નથી અને આકાશ પણ નથી. એક ફક્ત નિર્મળ આત્મા જ છે.[૨૮] એ જ આત્મા (જીવન્મુક્ત પુરુષોની દષ્ટિમાં) જુદા જુદા પદાર્થોના આકારને રૂપે દેખાય છે; તો તેમાં 'આ ચિત્ત છે, આ પદાર્થ છે અને આ હું છું' એવી (દ્રષ્ટા, દશ્ય અને દર્શનરૂપી ત્રિપુટીની) ખોટી કલ્પના ક્યાંથી જ હોય?[૨૯] આ ત્રણે ય લોકમાં કોઈ ઉત્પન્ન પણ થતું નથી અને કોઈ મરતું પણ નથી; પરંતુ કેવળ અનિર્વચનીય માયા વડે ચેતનસ્વરૂપ પરબ્રહ્મનો જ આ સઘળો ચમત્કાર છે.[૩૦] એક વાર ભેદભાવે સ્પષ્ટ જોવામાં આવતું આ સઘળું આત્મ સ્વરૂપથી વ્યાપી રહેલ પરબ્રહ્મરૂપ જ છે, દ્વિત્વ કે એકત્વ એ કશું છે જ નહિ, તેમ ભ્રાંતિ કે મરણ વગેરેથી થતા ભય એ પણ કાંઈ (બ્રહ્મ વ્યતિરિક્ત કાંઈ વસ્તુ જ) ન હોવાથી નથી.[૩૧] હે મહાબુદ્ધિમાન પ્રિય રાજા શિખિધ્વજ! સર્વ ઇન્દ્રિયસમૂહમાં અને તે વડે ગ્રહણ કરાતા સર્વ આકારોમાં સત્તારૂપથી તમે જ રહેલ છો અને તેને લીધે જ તમારો દાહ થતો નથી અને ગુણદોષ વડે તમે લેપાતા પણ નથી.[૩૨] હે પ્રિય રાજા! તમે નિર્મળ આકાશરૂપ છો, મોક્ષરૂપ છો અને અનંત છો. તમારું કાંઈ નાશ પણ નથી પામતું અને કાંઈ વૃદ્ધિ પણ નથી પામતું. જેમ કળાઓ વિના ચંદ્ર દેખાતો નથી, (તેથી કળાઓ પણ ચંદ્રરૂપ જ છે) તેમ ઇચ્છા, અનિચ્છા અને ક્રિયા એ સઘળી તમારી શક્તિ હોવાથી તે પણ તમે જ છો. સ્વાભાવે જ જન્મ, જરા અને વધારાઘટાડાથી રહિત, અનાદિ, ફક્ત એક જ વખતે (દઢ પુરુષાર્થ વડે) અનુભવમાં આવતું, નિર્વિકાર હોવાથી સદા એકરૂપ, કલ્પના વગરનું, નિર્મળ, કળા (જગતની કારીગીરી)રૂપી લીલાને ધારણ કરનાર, સત્તારૂપે અનુભવમાં આવતું અને સર્વના કરતાં પ્રથમ સિદ્ધ થતું એવું જે કાંઈ (વસ્તુ) છે, તે જ આત્મતત્ત્વ છે.[૩૩-૩૫]

अजमजरमनाद्यजस्त्रभावं सकृदमलं विलसत्सदैकरूपम्। विगलितकलनं कलाख्यलीलं सदुदितमाद्यमजं तदात्मतत्त्वम् ॥ ३५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો '.શિખિધ્વજ-પરમાવબોધન' એ નામનો સર્ગ ૧૦૦ મો સમાપ્ત

## सर्ग १०१ मो

વચનોનું મનન કરતાં, પોતે રાજા શિખિધ્વજ, એ આત્મારૂપ પરમપદમાં ક્ષણમાત્ર (સમાધિ વડે) આત્મસ્વરૂપમાં લીન બન્યો.[१] તત્ત્વને જાણી ગયેલો એ રાજા મનના વ્યાપારને (સંકલ્પને) તથા નેત્રોને બંધ કરી અને વાણીના મૌનને ધારણ કરી, પથ્થરની મૂર્તિની પેઠે નિશ્ચળ અવયવોવાળો અને ચેષ્ટા વગરનો થઈ ગયો.[२] હે મહાબાહુ રામચંદ્રજી! એ પ્રમાણે ઘડીભર સમાધિમાં રહી, જાગ્રત થયેલ અને ખુલ્લાં નેત્રવાળા એ રાજાને કુંભમુનિને રૂપે આવેલી ચૂડાલાએ (નીચે પ્રમાણે) કહ્યું.[३]

**કુંભમુનિ બોલ્યાઃ**—આ બ્રહ્મપદ કે જે નિર્મળ, ખૂબ જ ફેલાયેલું, પરમ આનંદનું ધામ અને વિકલ્પરહિત થયેલા યોગીઓને સુંદર પથારીની પેઠે શાંતિ આપનારું છે, તેમાં તમે શાંતિ મેળવી?[४] શું તમને આંતર (આત્માનું) જ્ઞાન થયું? શું તમે ભ્રાંતિનો ત્યાગ કર્યો અને શું તમે જાણવાનું સર્વ જાણી લીધું અને જોવાનું સર્વ જોઈ લીધું?[५]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**—હે મહારાજ! મહાવૈભવોના જેવા નિરતિશય આનંદના સ્થાન રૂપ (પરમાત્મારૂપી), પરમપદ મેં જોયું, કે જે આનંદ આપવામાં સર્વની ઉપર રહેલ છે.[६] અહો, જાણવાનું (પરમતત્ત્વ) જેણે જાણી લીધું છે, એવા જ્ઞાની મહાત્માઓનો સમાગમ, વિશેષે કરી અમૃત જેવા, એક અપૂર્વ આનંદને ઉત્પન્ન કરનાર છે અને સર્વના સારરૂપ (ઉત્તમ) ફળને આપનાર છે. જન્મથી માંડી આજ દિવસ સુધી જે (આત્મારૂપ) ઉત્તમ અમૃત (અનાદિ-અજ્ઞાનને લીધે) મને મળ્યું ન હતું, તે આજે આપનો સમાગમ થતાં પોતાની મેળે જ મને મળ્યું, કે જે આત્મારૂપ અમૃત મારું પોતાનું સ્વરૂપ જ છે.[७,८] કમળના જેવાં સુંદર નેત્રવાળા હે દેવપુત્ર! અનંત, અનાદિ એ આત્મપદરૂપ અમૃત પ્રથમ આજ દિવસ સુધી મને કેમ નહિ મળ્યું હોય?[९]

**કુંભમુનિ બોલ્યાઃ**—જેમ મેલ વગરના શુદ્ધ ધોળા વસ્ત્રમાં કંકુવાળા જળનાં બિંદુઓનો રંગ બરાબર લાગી જાય, તેમ જ્યારે ચિત્ત ભોગવાસનાઓને છોડી દઈ, શાંત થઈ રહે અને સર્વ ઇન્દ્રિયોના સમૂહનો તથા મનનો મેલ (કર્મ વડે) બરાબર પાકી જાય, ત્યારે જ ચિત્તમાં ગુરુનો નિર્મળ ઉપદેશ બરાબર લાગે છે.[१०,११] (અનંત યોનિઓમાં ભટકવાથી) અનેક શરીરો વડે મેલો થયેલો, તમારા પોતાની અનંત વાસનારૂપી મેલ આજે બરોબર પાકી ગયો છે.[१२] કમળ જેવાં સુંદર નેત્રવાળા હે સુશીલ રાજા! જેમ વૃક્ષમાંથી પાકી જતાં ફળો ગળી જઈ નીચે પડે, તેમ લિંગદેહમાંથી પણ કાળે કરી પાકી જતાં રાગાદિક મેલ અને પાપો ગળી જઈ, પડી જાય છે.[१३] હે પ્રિય રાજા! સર્વ વાસનાઓરૂપી મેલ નાશ પામી ગયાથી, જેમ કમળરૂપી કોમળ નિશાનમાં તાકેલું બાણ બરાબર ખૂંચી જાય, તેમ નિર્મળ ચિત્તમાં, ગુરુ જે કહે તે બરાબર બેસી જાય છે. હે મહાબુદ્ધિમાન રાજા! તમારા વાસનારૂપી મેલનો ખરેખર પાક આવી ગયાથી, આજે મેં તમને બોધ કર્યો છે અને તેને લીધે જ આજે તમારા અજ્ઞાનનો ક્ષય થઈ ગયો છે.[१४,१५] તમારો વાસનારૂપ મેલ આજે પાકી ગયો અને આજે જ જ્ઞાનને માટે મેં તમને જે ઉપદેશ આપ્યો તેનું તાત્પર્ય તમે બરાબર સમજી ગયા, તથા એ ઉપદેશ તમારા હૃદયમાં દૃઢ બેસી ગયાથી, તમે આજે જ જ્ઞાની થઈ ગયા છો. સત્સંગ થવાથી આજે તમારાં બધાં સારાંનરસાં કર્મોનો ક્ષય સિદ્ધ થયો.[१६,१७] હે રાજા શિખિધ્વજ! જ્યાં સુધી આજના દિવસનો સવારનો વખત હતો, ત્યાં સુધી તમારામાં હું અને મારું એવું ચિત્તરૂપી અજ્ઞાન રહ્યું હતું.[१८] હે રાજા! હમણાં (આજના દિવસના પાછલા ભાગમાં) મારાં વચનો તમારા સમજવામાં આવતાં હૃદયમાંથી

ચિત્તને છોડી દેવાથી, એ ચિત્તનો ક્ષય થઈ જઈ, તમે જ્ઞાની થયા છો. જ્યાં સુધી હૃદયમાં ચિત્તની સત્તા હોય, ત્યાં સુધી અજ્ઞાન પણ રહે છે અને એ ચિત્ત (તેનું કાંઈ ખરું સ્વરૂપ જ ન હોવાથી) મિથ્યા છે, એમ સમજી તેનો ત્યાગ કરવામાં આવે, ત્યારે જ્ઞાનનો ઉદય થાય છે. ભેદ-અભેદની દૃષ્ટિ કરવી એ જ ચિત્ત છે અને અજ્ઞાન પણ તે જ કહેવાય છે. પરમાત્માનો અપરોક્ષ અનુભવ થયાથી, એ સર્વ ભેદ-અભેદ વગેરે વિકલ્પોનો લય થઈ જવો, એ જ જ્ઞાન છે અને તે જ પરમગતિરૂપ છે.[૧૯-૨૧] હે રાજા! તમે જ્ઞાની થયા છો, મુક્ત થયા છો, તમે ચિત્તનો ત્યાગ કર્યો છે, કે જે (આત્મસ્વરૂપથી) સત્ય અને (ચિત્તરૂપે) મિથ્યા છે અને આ મિથ્યા જગતની કલ્પના થવાનું સ્થાન છે.[૨૨] તમે શોક વગરના, ચેષ્ટારહિત, સંગરહિત, જ્ઞાનવાન, નિઃસહાય, મૌનવાળા અને આત્મજ્ઞાનને પ્રાપ્ત કરી પૂર્ણ થઈ જઈ પોતાના નિર્મળ આત્મસ્વરૂપમાં સ્થિતિવાળા થાઓ.[૨૩]

શિખિધ્વજરાજા બોલ્યો:-હે મહાઐશ્વર્યવાન સમર્થ દેવપુત્ર! આપ કહો છો તે પ્રમાણે મૂર્ખ માણસને જ ચિત્ત હોય છે; બાકી ચિત્તના સ્વરૂપને (મિથ્યા) સમજનાર જ્ઞાની પુરુષને, ચિત્ત જ હોતું નથી, તો પછી ચિત્તવગરના આપ આદિ જીવન્મુક્ત પુરુષો શી રીતે વ્યવહાર કરે છે, તે આપ કહો. બીજાથી આપી ન શકાય તેવો આ વિષયનો ખુલાસો આપ જ કરો અને એવી તરેહનો સંદેહ દૂર કરનાર વચનોરૂપી કિરણો વડે આપ મારા હૃદયમાં રહેલ અંધારું (અજ્ઞાન) ચતુરાઇથી મટાડો.[૨૪-૨૬]

કુંભમુનિ બોલ્યા:-હે તત્ત્વને જાણનાર રાજપુત્ર! એ વાત જેમ તમે કહો છો, તેમ જ છે. જેમ પથ્થરને અંકુર હોતો નથી, તેમ જીવન્મુક્ત પુરુષોને ચિત્ત હોતું જ નથી.[૨૭] જે વાસના પુનર્જન્મને ઉત્પન્ન કરે છે, તે જ ધાટી વાસના ચિત્ત શબ્દથી કહેવામાં આવે છે અને જ્ઞાની પુરુષોને તે હોતી નથી. જે વાસના વડે જ્ઞાની પુરુષો કર્મમાં પ્રવૃત્ત થાય છે, તે પુનર્જન્મને નહિ આપનારી શુદ્ધ વાસના 'સત્ત્વ' શબ્દથી કહેવાય છે, એમ તમે સમજજો. જીવન્મુક્ત મહાત્મા પુરુષો ઇન્દ્રિયોને નિયમમાં રાખી, સત્ત્વ (કે જે પુનર્જન્મરહિત શુદ્ધ વાસના છે તે)માં રહી નિઃસંગપણાથી વ્યવહાર કરે છે; પણ ચિત્ત (કે જે પુનર્જન્મને આપનારી ધાટી વાસના છે તે)માં રહી કદી પણ વ્યવહાર કરતા નથી.[૨૮-૩૦] જે ચિત્ત મૂઢ (અજ્ઞાનવાળું) હોય, તે ચિત્ત કહેવાય છે અને જે ચિત્ત જ્ઞાનવાળું હોય તે 'સત્ત્વ' કહેવાય છે. અજ્ઞાની પુરુષો ચિત્તમાં રહે છે અને જીવન્મુક્ત મહાત્માઓ સત્ત્વમાં રહે છે.[૩૧] ચિત્ત વારંવાર ઉત્પન્ન થાય છે (પુનર્જન્મ આપે છે) અને સત્ત્વ વારંવાર ઉત્પન્ન થતું નથી (પુનર્જન્મ આપતું નથી). હે રાજા! અજ્ઞાની પુરુષોને જ (અહંકારને લીધે) બંધન છે, જ્ઞાનીને (નિરહંકારતાથી) કશું બંધન છે જ નહિ.[૩૨] તમે સત્ત્વવાન છો અને મહાત્યાગી થઈ રહ્યા છો. આજ તમે સંપૂર્ણ રીતે ચિત્તનો ત્યાગ કર્યો એમ હું સમજું છું.[૩૩] હે તત્ત્વજ્ઞ રાજા! સર્વ વાસનાઓ છૂટી જવાથી, આજ તમે બહુ સુશોભિત દેખાઓ છો; તમારું ચિત્ત આકાશના જેવું અસંગ, નિર્વિકાર અને વિશાળ છે, એમ હું જાણું છું.[૩૪] તમને હવે પરમ શાંતિ મળી છે. તમને જ્ઞાન સિદ્ધ થયું છે અને તમે પરબ્રહ્મમાં એકસરખી રીતે રહેનારા થયા છો. હે સુશીલ

ત્યાગરૂપી સમાનતા વડે જ મોક્ષસુખ મળે છે, તે ક્ષય વગરનું છે, નિરતિશય (સર્વથી અધિક) છે, સત્ય છે અને નિરંતર રહેનાર છે. સ્વર્ગાદિક જે કાંઈ છે, તે ક્ષણભંગુર હોવાથી તેવું (મોક્ષના સુખ જેવું) નથી તથા ઉત્પત્તિ અને લય એ બન્ને વડે તે ઘેરાયેલું છે તથા (સ્વપ્નાદિકની પેઠે) જેટલો વખત સ્વર્ગમાં સ્થિતિ હોય તેટલો વખત જ વચમાં તે દેખાય છે; બાકી આદિમાં કે અંતમાં તે જોવામાં આવતું નથી.[૩૬–૩૮] સ્વર્ગ છે તે પણ એક જાતનું તુચ્છ સુખ છે. વળી તે (થોડા અપરાધ વડે પણ નાશ પામી જવાથી) સંદેહકોટિમાં રહેલ છે. જેમ જેને સોનું ન મળતું હોય તે શું પિત્તળને પણ છોડી દે કે? ન છોડી દે. તેમ જેને આત્મજ્ઞાન સિદ્ધ ન થતું હોય, તેને માટે (સ્વર્ગાદિ સુખને સાધી આપનાર) કર્મકાંડ ઉત્તમ છે; પરંતુ તમને તો ચૂડાલા આદિનો સારી રીતે સંસર્ગ હોવાને લીધે, સુખે કરીને જ્ઞાન થઈ શકત, તો પછી તમે તપ વડે ઘણો ક્લેશ આપનારા અને આશ્રમ આદિ અનેક વિકલ્પો વડે સિદ્ધ થનારા આ કર્મમાર્ગ સંબંધી અનર્થમાં શા માટે ખૂંચી ગયા?[૩૯–૪૧] હે સદ્બુદ્ધિમાન રાજા! એ તપનો આદિભાગ (પ્રથમ કરવાનો સમય) અને અંતભાગ (તપનું ફળ ભોગવાઈ રહ્યાનો સમય) એ બન્ને દુઃખરૂપ જ છે; માત્ર વચમાં (તપના ફળરૂપ સ્વર્ગસુખ ભોગવવાના વખતમાં)જ તે સુખરૂપ દેખાય છે; માટે હમણાં (તપ વડે ચિત્તનો મેલ પાકી જવાથી) તમને તત્ત્વજ્ઞાન થવાનો આ બરાબર સમય છે; તેથી તપરૂપ અને વિકલ્પો જે (નિર્વિકલ્પ તત્ત્વજ્ઞાન)માં પરિણામ પામે છે, તે જ્ઞાનમાં જ તમે સ્થિર થઈને રહો. આકાશથી પણ અતિનિર્મળ, એવા ચિદાકાશમાંથી જ જગતના સર્વ પદાર્થો ઉત્પન્ન થાય છે અને પાછા તેમાં જ લય થતા દેખાય છે. આ (ઇચ્છિત હોવાથી) કાર્ય છે અને આ (અનિષ્ટ હોવાથી) અકાર્ય છે, એ બધા વિકલ્પો પણ બ્રહ્મરૂપી સમુદ્રનાં બિંદુઓ છે, તો પણ તે તુચ્છ હોવાથી નિષ્ફળ છે;[૪૨–૪૪] માટે તે સર્વનો ત્યાગ કરી, તમે સમુદ્રના જેવા પૂર્ણ પરબ્રહ્મનો જ આશ્રય કરો. હે પ્રિય રાજા! કોઈ સ્ત્રી પોતાના પ્રિય પતિ પ્રત્યે કાંઈ બીજી મનગમતી વસ્તુ માગે, તેને બદલે (પોતાના સર્વસ્વરૂપ) એ પતિ જ પોતાને અધીન થઈ રહે, એમ પોતે શા માટે યાચે નહિ? તે પ્રમાણે બીજા ક્ષુદ્ર આનંદો મળવાની ઇચ્છાને બદલે, પરમ આનંદરૂપ પોતાના સ્વરૂપનો લાભ થાય, તેવી ઇચ્છા જ યોગ્ય છે; કેમકે બધા આનંદોનો તેમાં સમાવેશ થઈ જાય છે.[૪૫,૪૬] જેમ ડાહ્યા પુરુષો જળમાં પડેલા સૂર્યના પ્રતિબિંબને પકડી લેવાને નથી ઇચ્છતા, તેમ મહાત્મા પુરુષો સંકલ્પ વડે જ માત્ર રચાયેલા અને (પરિણામે દુઃખકારક હોવાથી) વિપત્તિના જેવા અપ્રિય લાગતા સર્વ વિષયોને ગ્રહણ કરવાને ઇચ્છતા નથી. જે કાંઈ સ્વર્ગ, મોક્ષ આદિ ફળને આપનાર છે, તે સર્વને તજી દઈ, તમે એકસરખી રીતે પરબ્રહ્મમાં માત્ર આભાસરૂપે રહી, જેવા (શુદ્ધ આત્મરૂપ) છો તેવા જ રહો. સર્વ પદાર્થોમાં ચૈતન્યના અંશને સત્ય અને જડ અંશને અસત્ય સમજી, નિઃસ્પૃહપણાથી આ સર્વ પદાર્થસમૂહને ગ્રહણ કરવા છતાં તમે સંકલ્પ વિનાના થઈને રહો. હે સુશીલ રાજા! જેમ સ્વાભાવિક પ્રવૃત્તિ વડે થયેલી વિપત્તિ, વિવેકજ્ઞાનનો ઉદય થતાં પાછી ચિત્તમાં આવી શકતી નથી, તેમ સંકલ્પરહિત ચિત્તવાળા પુરુષની પાસે પણ જન્મ–મરણ આદિ સંસારદુઃખ આવી શકતાં નથી. હે રાજા! આ ત્રણે લોકમાં જે દુઃખ દેખાય છે, તે બધાં ચિત્તની ચપળતાથી જ ઉત્પન્ન થયેલાં છે. જેનું ચિત્ત શાંત, સ્થિર, ચપળતા વગરનું અને સંકલ્પરહિત છે, તે પુરુષ જ સદાકાળ મહાઆનંદી હોવાથી મોક્ષરૂપી સામ્રાજ્યને મેળવે છે.[૪૭–૫૧] હે તત્ત્વજ્ઞ રાજા! ચિત્તમાં સંકલ્પનું પ્રગટ થવું તથા નાશ થવો એ બન્નેનું

સાક્ષીચૈતન્યમાં એકરૂપપણું (લય) કરી દઈ, એ સાક્ષીચૈતન્યની પણ પરબ્રહ્મ સાથે એકતા કરી દઈ તમે પૂર્ણકામ થઈને રહો.[૫૨]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે સર્વ સંશયને છેદનાર મુનિ! ચેષ્ટા અને તેનો અભાવ, એ બન્ને એકરૂપ કેમ થાય તે આપ સત્વર કહો.[૫૩]

કુંભમુનિ બોલ્યાઃ–જેમ સમુદ્ર જળરૂપ છે, તેમ આ સર્વ જગત એક અધિષ્ઠાનચૈતન્યરૂપ જ છે અને તે અધિષ્ઠાનચૈતન્યનો બુદ્ધિમાં આભાસ પડતાં જેમ શુદ્ધ જળ તરંગો વડે ગતિ કરે, તેમ બુદ્ધિની વૃત્તિઓ વડે તે પણ અનેક સંકલ્પોરૂપે સ્ફુરે છે.[૫૪] હે પ્રિય રાજા! જે નિર્મળ તત્ત્વ, બ્રહ્મ, સત્ય અને જ્ઞાનસ્વરૂપ ઇત્યાદિ નામો વડે કહેવામાં આવે છે, તે તત્ત્વને જ મૂઢ (અજ્ઞાની) પુરુષો જગતને આકારે જુએ છે.[૫૫] આત્માનું બુદ્ધિની વૃત્તિઓને આકારે સંકલ્પરૂપે સ્ફુરવું એજ આ સૃષ્ટિનું ખરું સર્વસ્વ છે અને તે વડેજ આ સંસાર ખડો થયેલો છે. એ સંકલ્પ જ વિંધ્યપર્વત આદિ આકારરૂપે તથા વિંધ્ય શબ્દ આદિ નામરૂપે મિથ્યા છતાં સ્ફુરે છે.[૫૬] આત્મા જ સંકલ્પનું સ્ફુરણ થવું અથવા નાશ થવો, એ બન્ને આકારે પ્રતીતિમાં આવતો હોવાથી, એ બન્ને આત્મારૂપ જ છે. એ રીતે બેયની એકરૂપપણાથી ભાવના કરવામાં આવે, તો એક નિર્મળ આનંદરૂપ આત્મા જ બાકી રહે છે.[૫૭] આત્મામાં સંકલ્પનું સ્ફુરણ થવું એજ સૃષ્ટિનું સ્વરૂપ છે અને તે બરાબર જ્ઞાન થવાથી લય પામી જાય છે. જેમ બરાબર નહિ દેખનારા પુરુષને રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય, તેમ અજ્ઞાની પુરુષોને જ આ સૃષ્ટિ ભ્રાંતિ વડે દેખાય છે.[૫૮] આત્મામાં સંકલ્પને પ્રગટ થતાં તે 'સૃષ્ટિ' એવા નામથી કહેવામાં આવે છે અને જ્યારે સંકલ્પરહિતપણું થઈ જાય, ત્યારે ચારેબાજુ (આકાશની પેઠે) એ જ ભરપૂર દેખાય છે. એ આત્મા તુરીય અવસ્થાને પણ ઉલ્લંઘન કરી રહેલી વિકલ્પ વિનાની દશાના અનુભવમાં આવતાં વાણી વડે વર્ણન કરી શકાય તેવો નથી.[૫૯] જેમ ચક્ષુ નિર્મળ થઈ જવાથી ચંદ્રમા એક જ છે એવું જ્ઞાન થાય; તેમ કાળે કરી શાસ્ત્રોનો અને સજ્જનોનો સંગ થવાથી અને અભ્યાસયોગ વડે ચિત્ત નિર્મળ થઈ જતાં (દ્વૈતની ભ્રાંતિ મટી જઈ) એ આત્મા (જ્ઞાનરૂપે) ઉદય પામે છે.[૬૦] પોતાના સ્વરૂપનો અપરોક્ષ રીતે અનુભવ કરનારા જીવન્મુક્ત પુરુષો તેવી જ તરેહના આત્મતત્ત્વના અનુભવી પુરુષો પ્રત્યે સર્વત્ર ફેલાઈ રહેલા એ આત્મતત્ત્વનો પોતે પોતાની મેળે જ પોતાના આત્મારૂપે દાખલો ટાંકી બતાવે છે.[૬૧] હે સુશીલ રાજા! (દેશકાળ વડે અનંત હોવાથી) આદિમધ્ય ઇત્યાદિ કાળપરિમાણથી રહિત અને સર્વના સારરૂપ એવા પોતાના આત્મસ્વરૂપને તમે પ્રાપ્ત થયા છો. હવે એ જ આત્મતત્ત્વરૂપી પરમપદમાં તમે દૃઢ થઈ રહો. ભેદ કરનાર દેહ આદિરૂપ ઉપાધિ ન હોવાથી હમણાં તમે ભેદ વગરના સર્વવ્યાપી ચેતનસ્વરૂપ થઈ ગયા છો અને શોકરહિત થયા છો.[૬૨]

प्राप्तोऽसि सारं स्वमनादिमध्यमत्रैव तिष्ठस्व पदे निविष्टः। नो रूपनिर्भेदमहाचिदात्मा जातोसि साधो खलु वीतशोकः ॥ ६२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'શિખિધ્વજબોધન' એ નામનો સર્ગ ૧૦૧ મો સમાપ્ત**

## सर्ग १०२ मो×

## કુંભનું જવું અને શિખિધ્વજની વિશ્રાંતિ

॥ कुंभ उवाच ॥

इति ते कथितं सर्वं शिखिध्वज महीपते। यथेदमुत्थितं सर्वं यथा च प्रविलीयते ॥ १ ॥

કુંભમુનિ બોલ્યાઃ–હે શિખિધ્વજરાજા!

× આ એકસોબેમા સર્ગમાં કુંભમુનિ આજ્ઞા લઈ અદૃશ્ય થઇ ગયા પછી, રાજા વિસ્મય પામી જઈ ઘણો વખત વિચાર કરી પછી સમાધિમાં વિશ્રાંતિ કરશે, એ કહેવામાં આવશે.

આ સર્વ બ્રહ્મમાં જે રીતે (ભ્રાંતિ વડે) ઉત્પન્ન થયું અને પાછું જે રીતે (જ્ઞાન થતાં) લયને પ્રાપ્ત થાય છે, તે બધું મેં તમને કહ્યું.[1] એ પરમ તત્ત્વનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરી, અપરોક્ષ અનુભવમાં આવેલા અને આવરણ ખસી જવાથી સ્પષ્ટ જોવામાં આવતા એ પરમપદમાં, જેમ તમારી ઇચ્છા હોય તેમ (સમાધિમાં કે વ્યવહારમાં) તમે રહો.[2] હું હવે સ્વર્ગમાં (દેવસભામાં) જાઉં છું; કેમકે આ વખતે ઉત્સવ હોવાથી, બ્રહ્મલોકમાંથી નારદમુનિ દેવસભામાં પધારેલા હોય છે. તેઓ જો ત્યાં મને ન દેખે તો તેમને ક્રોધ થાય. કલ્યાણની ઇચ્છા રાખનાર પુરુષે કોઈ વખત પોતાના ગુરુજનોને (મોટેરાઓને) ઉદ્વેગ ઉત્પન્ન નહિ કરાવવો જોઇએ. (તેથી હું જઈશ.)[3,4] સર્વ સંકલ્પોનો ત્યાગ કરી કાંઈ પણ ઇચ્છા રાખ્યા વિના તમારે હંમેશાં સ્વરૂપમાં જ રહેવું; કેમકે એ (મેં બતાવેલો) માર્ગ જ ઉત્તમ છે.[5]

વસિષ્ઠ બોલ્યા:–જ્યાં શિખિધ્વજરાજા પ્રણામ કરવા માટે હાથમાં પુષ્પો લઈ ઉત્તર આપવા તૈયાર થાય છે, તેટલામાં તો એ કુંભમુનિ* અદશ્ય થઈ ગયા.[6] જેમ સ્વપ્નમાં મળેલ દ્રવ્ય આદિ વસ્તુ, અંતે જાગી જતાં જોવામાં નથી આવતી, તેમ પછી કુંભમુનિને શિખિધ્વજ રાજાએ પોતાની પાસે દીઠા નહિ.[7] કુંભમુનિ જતા રહ્યા પછી, રાજા પરમ વિસ્મયને પ્રાપ્ત થયો અને તે આશ્ચર્યકારક પ્રસંગનો વિચાર કરતાં ચિત્રમાં આલેખેલી મૂર્તિની પેઠે સ્તબ્ધ બની ગયો.[8] 'દૈવે જ કુંભમુનિના બહાને મને સદાકાળ પ્રકાશરૂપે રહેલા પરબ્રહ્મને બોધ કરાવ્યો' એમ દૈવના વિચિત્ર બનાવનો તેણે વિચાર કર્યો.[9] 'નારદમુનિના પુત્ર કુંભમુનિ ક્યાં અને હું કે જે શિખિધ્વજરાજા છું તે ક્યાં? પરંતુ કેવળ કાંઈક ભાગ્યોદયના સમયનો યોગ આવી જવાથી, (ભેગા થઈ જતાં) એમણે મને બોધ કર્યો.[10] અહો! એ દેવપુત્રે યુક્તિપૂર્વક મને ઘણો સારો બોધ કર્યો. અહો! હું મોહરૂપી નિદ્રા વડે વ્યાકુળ હતો, તે હમણાં (કુંભમુનિના બોધ વડે) જાગ્રત (જ્ઞાનવાન) થયો.[11] આ કરવાનું છે અને આ કરવાનું નથી, એવી મિથ્યા ભ્રાંતિઓરૂપી ઘૂમરીઓવાળા કર્મસમૂહરૂપી ખરાબ કાદવમાં, હું ક્યાં ખૂંચી ગયો હતો![12] અહો! આ શીતળ, શુદ્ધ અને શાંત પોતાના આત્મારૂપ પરમપદ, કેમ જાણે કોઈ રસાયનપ્રયોગ વડે રસમય આકારવાળું બની ગયું હોય, તેમ મારા વાસના વગરના ચિત્તને શીતળ કરી દે છે.[13] હું હવે શાંત થઈ ગયો છું, મુક્ત થયો છું અને કેવળ સુખરૂપ થઈ રહ્યો છું. હવે હું એક ખડના તણખલાને પણ ઇચ્છતો નથી અને બરાબર આત્મસ્વરૂપમાં જ સ્થિર છું.[14] એ પ્રમાણે વિચાર કરતાં કરતાં, વાસનારહિત ચિત્તવાળો એ રાજા પથ્થરની બનાવેલ મૂર્તિની પેઠે, વાણી વગેરે ચેષ્ટા વગરનો સમાધિસ્થ જ થઈ રહ્યો; અને સંકલ્પ વગરની નિર્વિકલ્પ સમાધિમાં જ તે દઢ સ્થિતિને પ્રાપ્ત થઈ પથ્થરની પેઠે નિશ્ચળ થઈ ગયો.[15,16] એ રાજાએ સમાધિમાં પોતાના નિર્મળ આત્માનો લાભ (અનુભવ) થવાથી, ઘણે લાંબે કાળે પોતાની (ભયભીત) બુદ્ધિને શાંત કરી, પરબ્રહ્મ સાથે એકરૂપ થઈ જઈ, તત્કાળ નિર્ભયપણું મેળવી લઈ અને ઘણા લાંબા કાળથી અભ્યાસ કરેલા યોગ વડે પોતાના સ્વરૂપમાં રહી સુષુપ્તિ (નીદ્રા)ની પેઠે (નિર્વિકલ્પ સમાધિમાં) વિશ્રામ લીધો.[17]

स तत्र संशांतभयोऽचिरेण चिरेण विश्रांतमविःसमात्मा। चिरेण संप्राप्तनिजामलात्मा योगेन सुप्वाप ततोदितात्मा ॥ १७ ॥

**સર્ગ ૧૦૨ મો સમાપ્ત**

* પ્રણામ કરતાં પહેલાં અંતર્ધાન થઈ જવામાં તાત્પર્ય એ જ છે, કે સતી સ્ત્રી પતિના નમસ્કાર ગ્રહણ કરતી નથી.

## सर्ग १०३ मो*

### કુંભનું પુનરાગમન

॥ वसिष्ठ उवाच ॥

निर्विकल्पसमाधानात् काष्ठकुड्योपमास्थितिः ।
एवं शिखिध्वजो राजा चूडालामधुना शृणु ॥१॥

વસિષ્ઠ બોલ્યા:–એ રીતે શિખિધ્વજરાજા નિર્વિકલ્પ સમાધિને લીધે લાકડું તથા ભીંતના જેવો ચેષ્ટારહિત થઈ ગયો. હવે ચૂડાલાનું વૃત્તાંત (હું કહું, તે) સાંભળો.[1] ચૂડાલા કુંભમુનિના વેશથી, પોતાના પતિ શિખિધ્વજરાજાને બોધ આપી, ત્યાંથી અદૃશ્ય થઈ જઈ વેગથી આકાશમાં ઊડી.[2] આકાશમાં તેણે માયા વડે રચી લીધેલો દેવપુત્રનો આકાર તજી દીધો અને ચતુર પુરુષના ચિત્તને પણ હરી લે એવો સુંદર સ્ત્રીનો (પોતાનો પ્રથમનો) આકાર ગ્રહણ કરી લીધો.[3] એ રાણી આકાશમાર્ગે પોતાના શહેરમાં આવી પહોંચી. ક્ષણમાત્રમાં તેણે પોતાના દરબારગઢમાં પ્રવેશ કર્યો, લોકોના જોવામાં પણ આવી અને રાજાનું સઘળું કામકાજ તેણે કરી લીધું.[4] વળી પાછું એ ચૂડાલાએ ત્રીજે દિવસે આકાશમાં (ઊડી) જઈ યોગશક્તિ વડે, કુંભમુનિનું રૂપ ધારણ કરી લીધું અને શિખિધ્વજરાજા જે વનમાં હતો ત્યાં તે જઈ પહોંચી.[5] વનભૂમિમાં જઈ એ ચૂડાલાએ રાજાને નિર્વિકલ્પ સમાધિમાં રહેલો અને ચિત્રમાં આલેખેલા વૃક્ષના જેવો નિશ્ચળ જોયો.[6] 'અહો ! આ રાજા પોતાના આત્મામાં શાંતિ પામી સ્વસ્થ, શાંત અને સમાન ચિત્તવાળો થઈ ગયો છે' એમ વારંવાર રાણીએ કહ્યું.[7] 'એ રાજાને હું પરમપદમાંથી જાગ્રત કરું. હમણાં (પ્રારબ્ધ શેષ છે ત્યાં સુધી) પોતાના દેહનો એ શા માટે ત્યાગ કરે? (ન કરે તો ઠીક.) કાંઈક થોડો વખત રાજ્યમાં કે વનમાં વાસ કરી (પોતાનું શેષ પ્રારબ્ધ ભોગવવા માટે) એ જીવતો રહો. પછી અમે બન્ને જીવન્મુક્તિનો સરખી રીતે અનુભવ કરી, એકસાથે જ દેહનો ત્યાગ કરી વિદેહમુક્તિને પ્રાપ્ત થઈશું. હમણાં જ એ રાજા, જો દેહનો ત્યાગ કરશે, તો મેં આપેલો બોધ વિષમ હોવાથી માત્ર આટલા અભ્યાસના યોગથી (સપ્તમ ભૂમિકાપર્યંત) પરિપાકને તે પ્રાપ્ત થશે નહિ; માટે જરૂર હું એ રાજાને (સમાધિમાંથી) જાગ્રત કરું.[8–10] એમ વિચાર કરી ચૂડાલાએ પોતાના પતિ (રાજા)ની પાસે વનમાં વસનારાં પ્રાણીઓને ત્રાસ ઉપજાવનારો ભયંકર સિંહનાદ વારંવાર કર્યો.[11] વારંવાર કરેલા સિંહનાદ વડે પણ જ્યારે રાજા પર્વતમાં રહેલી શિલાની પેઠે ચલાયમાન ન થયો, ત્યારે રાણીએ તેને (હાથ ઝાલી) હલાવ્યો.[12] હલાવ્યાથી પડી ગયા છતાં પણ રાજા જ્યારે (સમાધિમાંથી) જાગ્રત થયો નહિ, ત્યારે કુંભમુનિના વેષે આવેલી ચૂડાલાએ વળી વિચાર કર્યો કે, 'અહો ! મહાસમર્થ આ સુશીલ રાજા તો (ઠેઠ સાતમી ભૂમિકા સુધી) પરિપાકદશાને પહોંચી ગયેલ છે; માટે હમણાં હું તેને શી યુક્તિ વડે જાગ્રત કરું ? અથવા તો એ મહાત્માને હું શા માટે જાગ્રત કરું ? એ જ્ઞાનને પ્રાપ્ત થઈ પોતાને જેમ સુખ રહે, તે પ્રમાણે ભલે વિદેહમોક્ષને પ્રાપ્ત થાઓ.[13–15] અને હું પણ આ સ્ત્રીશરીરને તજી દઈ, પાછો પુનર્જન્મ ન થાય તે માટે પરમપદને (વિદેહમુક્તિ વડે) પ્રાપ્ત થઈ જાઉં; કેમકે અહીં જીવવામાં શું વિશેષ સુખ છે ?'[16] એમ વિચાર કરી સતી ચૂડાલા, પોતાનો દેહત્યાગ કરવા માટે તૈયાર થઈ ગઈ; પરંતુ મહાબુદ્ધિવાળી એ રાણીએ પાછો વિચાર કર્યો કે, 'એ રાજાના દેહને હું તપાસી જોઉં કે જો તેના હૃદયાકાશની અંદર જાગ્રત થવાના બીજરૂપ કાંઈ સત્ત્વ શેષ હશે, તો

* આ એકસોત્રણમા સર્ગમાં ચૂડાલા પોતાના રાજ્યમાં જઈ ત્રણ દિવસે પાછી આવશે અને યત્નથી રાજાને સમાધિમાંથી ઉઠાડી તેની સાથે તત્ત્વજ્ઞાન સંબંધી ભાષણ કરશે.

એ મહાઐશ્વર્યવાન રાજા જેમ વૃક્ષમાં પોતાના મૂળભાગમાં રહેલા રસની અંદર સૂક્ષ્મરૂપે રહેલો ફૂલનો સમૂહ વસંતકાળ વડે પ્રગટ થાય, તેમ કાળે કરી જાગ્રત થઈ જશે અને તે મારી પેઠે વ્યવહાર કરવા છતાં પૂર્ણ રીતે જીવન્મુક્ત થઈ જશે. કદાચિત્ (સત્ત્વશેષ ન હોવાથી) તે વિદેહમુક્ત થયો હશે, તો હું પણ તેની સાથે દેહ તજી વિદેહમુક્ત થઈશ.[૧૭–૨૦] આમ વિચાર કરી ચૂડાલાએ પોતાના પતિ (રાજા)ને સ્પર્શ વડે (ગરમી જણાયાંથી) અને બીજાં (હવે પછી કહેવામાં આવનારાં) ચિહ્ન વડે (તે જીવે છે એમ) શંકાપૂર્વક અવલોકન કરી તેણે વિચાર્યું કે, 'રાજાને જગાડવા માટે હજુ પણ તેનામાં સત્ત્વભાગ બાકી રહ્યો છે.'[૨૨]

**રામ બોલ્યા:**–હે મહારાજ ! અત્યંત શાંત ચિત્તવાળા અને કાષ્ઠ તથા લોષ્ઠના જેવી નિશ્ચળ સ્થિતિને પ્રાપ્ત થયેલા ધ્યાનનિષ્ઠ (સમાધિસ્થ) પુરુષનું સત્ત્વશેષપણું શી રીતે જણાય ?[૨૩]

**વસિષ્ઠ બોલ્યા:**–જે પુરુષનું ચિત્ત સર્વ પ્રકારની ગતિનો ત્યાગ કરી એક સ્થિર થયું હોય અને તે ચિત્તમાં રહેલા સર્વ વિકારો શાંત થયા હોય, તો પણ જેમ બીજમાંથી જ ફળફૂલ થવાનો સંભવ રહે છે, તેમ સમાધિમાંથી જાગ્રત કરવા કોઈ સૂક્ષ્મ વસ્તુ રહી ગઈ હોય તેને સત્ત્વશેષ કહે છે અને તે સત્ત્વશેષ જેને બાકી રહ્યું છે, તેવા પુરુષનું શરીર પ્રથમ જેવું હોય તેવું જ સરખી રીતે પૂર્ણતાવાળું રહે છે. તે નાશ પામતું નથી, વધતું નથી, કરમાઈ જતું નથી કે ખીલતું નથી; માત્ર પ્રથમ જેવું હોય તેવું જ રહે છે.[૨૪–૨૬] દ્વિત્વ, એકત્વ આદિ વિકલ્પો વડે જોડાયેલ હોવાથી, જે પુરુષનું ચિત્ત સંકલ્પરૂપે સ્ફુરે છે, તેનો જ દેહ (વિકારો વડે) બીજી તરેહનો થઈ જાય છે; પરંતુ જેના ચિત્તમાં સંકલ્પ જ સ્ફુરતો નથી, તેનો દેહ કોઈ દિવસ (વિકારો વડે) બીજી તરેહનો થતો જ નથી. (જેવો હોય તેવો જ રહે છે.)[૨૭] હે રામચંદ્રજી ! જેમ પુષ્પોનું કારણ વસંતઋતુ છે, તેમ જગતના વ્યવહારના કારણરૂપ સર્વ ભાવવિકારોનું (ઘટવું, વધવું, ઉત્પન્ન થવું, નાશ થવો એ આદિનું) કારણ ચિત્તનું સંકલ્પરૂપે સ્ફુરણ થવું એ જ છે.[૨૮] હે રઘુકુળભૂષણ રામચંદ્રજી ! એ પુનર્જન્મના બીજરૂપ સંકલ્પને લીધે જ, એક દેહમાંથી બીજા દેહમાં જવાને તૈયાર થયેલા ચિત્તનો હર્ષ, ક્રોધ કે મોહ વારંવાર રોક્યા છતાં તાબામાં રહી શકતો નથી.[૨૯] જેનો દેહ, ચિત્ત શાંત થઈ જવાથી સત્ત્વ વડે અહંમમત્વના અધ્યાસથી રહિત થઈ ગયો હોય, તે દેહને આકાશની પેઠે વૃદ્ધિ, ક્ષય આદિ ભાવવિકારો બાધ કરી શકતા નથી.[૩૦] જેમ સરખા (ચંચળતા વગરના) જળસમૂહમાં તરંગ વગેરે ઉત્પન્ન થતું નથી, તેમ સમાનપણાથી રહેલ (સંકલ્પરહિત)× સત્ત્વસમૂહમાં પણ રાગ–દ્વેષ આદિ ચિત્તદોષ તથા યુવાની, ઘડપણ આદિ દેહદોષ ઉત્પન્ન જ થતા નથી.[૩૧] પ્રારબ્ધનો નાશ થયા વિના એ સત્ત્વનો અભાવ થતો જ નથી; પરંતુ પ્રારબ્ધ રહે ત્યાં સુધી આ સર્વ નિર્વિકાર એક તત્ત્વરૂપ જ ભાસે છે. પછી ફક્ત કાળે કરી બાકી રહેલ પ્રારબ્ધનો ક્ષય થઈ જતાં, એ સત્ત્વનો પણ ક્ષય થઈ જાય છે.[૩૨] હે રામચંદ્રજી ! જે દેહમાં ચિત્ત (મલિન વાસનાવાળું મન) નથી હોતું અને સત્ત્વ (વાસના વગરનું શુદ્ધ ચિત્ત) પણ હોતું નથી, તે દેહ સૂર્યના તાપથી જેમ ઝાકળ લય પામી જાય, તેમ મરણ પામી જતાં લયને પ્રાપ્ત થાય છે; (ગળી જવું, સડી જવું ઇત્યાદિ વિકારો તેમાં થાય છે.)[૩૩] પરંતુ શિખિધ્વજ રાજાનો, એ દેહ તો જો કે ચિત્ત વગરનો હતો, તથાપિ તેમાં ગરમી રહી હતી. વળી તે સત્ત્વના અંશવાળો હતો, તેથી તે ગ્લાનિ ઇત્યાદિ વિકારને

× વાસનારહિત ચિત્તને 'સત્ત્વ' એવા નામથી કહેવામા આવે છે, તેથી અહીં સત્ત્વસમૂહ એટલે મહાત્માઓનાં ચિત્તો એવો અર્થ સમજવો.

પ્રાપ્ત થયો નહિ.[૩૪] એ પ્રમાણે પોતાના પતિના દેહને જોઈ, રાણી ચૂડાલાએ પોતાના દેહનો ત્યાગ ન કરતાં સત્વર વિચાર કર્યો કે, 'જે શુદ્ધ ચૈતન્યતત્ત્વ સર્વમાં રહેલું છે તેમાં (યોગશક્તિ વડે) પ્રવેશ કરી તે રાજાના દેહમાં પ્રાપ્ત થઈ-ઘણા લાંબા કાળ પછી જાગનારા એ રાજાને હમણાં જ હું જાગ્રત કરું ?[૩૫,૩૬] જો હું હમણાં તેને જાગ્રત નહિ કરું, તો પણ તે ઘણે કાળે (સત્ત્વ-શેષ હોવાથી) પોતાની મેળે જ જાગ્રત થશે; તો પછી હમણાં હું એકલી શા માટે રહું ? તેથી તેને જાગ્રત કરી દઉં !'[૩૭] એવો વિચાર કરી, એ ચૂડાલા રાણીએ ઇન્દ્રિયોના પાંજરારૂપ દેહનો ત્યાગ કરી, (રાજાના હૃદયમાં રહેનારા) અનાદિ અને અનંત ચૈતન્યતત્ત્વમાં પ્રવેશ કર્યો.[૩૮] એ રાજાના દેહમાં સત્ત્વશેષ હોવાથી, (ચિદા-ભાસવાળી) તેની બુદ્ધિને જાગ્રત થવાની સ્ફુરણા આપી, પાછી તેણે પક્ષિણી જેમ પોતાના માળા-માં પ્રવેશ કરે, તેમ પોતાના દેહમાં પ્રવેશ કર્યો.[૩૯] પછી કુંભમુનિનો આકાર ધારણ કરી ત્યાંથી ઊઠી, પાસેના પુષ્પવાળા સ્થળમાં તે બેઠી અને ભ્રમ-રીઓના સમૂહના જેવા મધુર શબ્દ વડે તેણે સામગાન કરવા માંડ્યું.[૪૦] જેમ વસંતઋતુમાં કમલિની ખીલી નીકળે, તેમ રાજાના દેહમાં તે સામગાનના શબ્દ સાંભળી રાજાની સત્ત્વગુણ-વાળી બુદ્ધિ જાગ્રત થઈ ગઈ.[૪૧] પોતાનું સત્ત્વ, જે સૂક્ષ્મરૂપે હતું, તે હવે પાછું ચારે બાજુ દેહમાં પ્રકટ રીતે ફેલાઈ જવાથી, એ શિખિધ્વજરાજા-એ, સૂર્ય જેમ કમલિનીને ખીલવે તેમ (સમાધિ વડે મીંચાઈ ગયેલાં) પોતાનાં નેત્રો પાછાં ઉઘા-ડ્યાં અને જેમ જાણે દિવ્ય શરીરવાળો બીજો (મૂર્તિમાન) સામવેદ આવી ઊભો હોય, તેમ સામનું ગાયન કરનાર કુંભમુનિને પોતાની પાસે રહેલા તેણે જોયા.[૪૨,૪૩] અહો ! અમે ધન્ય છીએ કે કુંભમુનિ પોતાની મેળે જ ફરી પાછા અહીં પ્રાપ્ત થયા' એમ કહેતાં કહેતાં કુંભમુનિને તેણે પુષ્પો અર્પ્યાં.[૪૪] 'હે મહારાજ ! અમે (અમારા ભાગ્યોદયથી) આપના પવિત્ર ચિત્ત-માં સાંભરી આવ્યા (જેથી આપ અહીં પધાર્યા એ બહુ સારું થયું; અથવા હે પ્રિય દેવપુત્ર ! કયા મહાત્મા પુરુષો પ્રસન્ન નથી રહેતા ? અમને પવિત્ર કરવા એ જ આપનું અહીં આવવાનું કારણ છે અને જો તેમ ન-હોય તો, આપનું અહીં પધારવું થવામાં બીજું શું કારણ છે ? આપ તે કહો.[૪૫,૪૬]

કુંભમુનિ બોલ્યાઃ–જ્યારથી તમને છોડીને હું સ્વર્ગમાં ગયો, ત્યારથી જ મારું ચિત્ત તમારી પાસે આવવા ખેંચાતું હતું; તેથી હું સ્વર્ગ રમણીય છે, છતાં પણ તેમાં નહિ રહેતાં, હમણાં તમારી પાસે જ રહીશ. હે પ્રિય રાજા ! અનેક મનોહર પદાર્થોમાં પણ જે ચીજ વધારે પ્રિય હોય, તે ઉદ્યોગ વડે જ પોતાની પાસે પ્રાપ્ત થાય છે. તમારા જેવો બીજો કોઈ મારો બંધુ, ભરો-સાદાર, સુહૃદ* મિત્ર, સખા, વિશ્વાસપાત્ર કે શિષ્ય આ જગતમાં છે નહિ, એમ હું માનું છું.

શિખિધ્વજરાજા બોલ્યોઃ–અહો ! આ મંદરાચળમાં અમારાં પુણ્યરૂપી વૃક્ષો ફલિત થયાં; કેમકે આપ અસંગ છતાં અમારા સમા-ગમને ઇચ્છો છો.[૪૭-૫૦] આ વન છે, આ વૃક્ષો છે અને આ હું આપનો ભાવિક સેવક છું. જો આપને સ્વર્ગ રુચતું ન હોય, તો અહીં મારી પાસે રહો.[૫૧] હે સુશીલ દેવપુત્ર ! આપે (ઉપ-દેશ દ્વારા) આપેલી યોગની યુક્તિ વડે, મને જેવી શાંતિ મળી છે, તેવી શાંતિ હું ધારું છું કે સ્વર્ગ-માં પણ ક્યાંથી મળે ? (ન મળે) એ નિર્મ-ળ પ્રકાશવાળી સ્થિતિમાં રહી આપ અહીં પૃથ્વીતળમાં કે સ્વર્ગમાં આપની મરજી પ્રમાણે વિહાર કરો.[૫૨,૫૩]

* સ્વભાવથી જ હિત ઇચ્છનાર સુહૃદ્ અને સ્નેહ થયા પછી ઉપકાર કરનાર મિત્ર તથા સમાનપણાને લીધે જેની મૈત્રી બંધાય તે સખા કહેવાય છે. એ આ શબ્દોમાં સૂક્ષ્મ ભેદ છે.

કુંભમુનિ બોલ્યાઃ—તમે મહા આનંદરૂપ પરમપદમાં શું શાંતિ લીધી? આ ભેદમય દુઃખનો (ભેદદષ્ટિનો) શું તમે ત્યાગ કર્યો?[૫૪] હે રાજા! ઉપરથી માત્ર મનોહર દેખાતા સંકલ્પો તરફની તમારી પ્રીતિ શું અત્યંત નિર્મૂળ થઈ ગઈ છે? ભોગો નીરસ લાગ્યા ને?[૫૫] હેય—ઉપાદેય (આ ત્યાગ કરવા લાયક છે અને આ ગ્રહણ કરવા લાયક છે એવી ભેદવાળી) દશાને ઓળંગી શાંત થઈ રહેલું અને શમ વડે સમાન સ્થિતિવાળું થયેલું તમારું ચિત્ત, જે દૈવવશથી આવી પડે તે દશામાં ઉદ્વેગ વગરનું થઈ રહ્યું છે શું?[૫૬]

શિખિધ્વજરાજા બોલ્યોઃ—હે મહરાજ! આપની કૃપાથી, સર્વ દશ્ય (જડવર્ગ)ને ઉલ્લંઘન કરી રહેલ ગતિ મેં જોઈ. હવે સંસારના સીમાડાનો અંત આવ્યો અને જે નિશ્ચય મેળવવાનો હતો, તે મને મળી ગયો.[૫૭] આજે આયુષ્યનો ઘણો લાંબો કાળ ચાલ્યો ગયા પછી, મેં ઘણા વખત સુધી (ત્રણ દિવસપર્યંત નિર્વિકારપણાથી (સમાધિ વડે) શાંતિ મેળવી. જે મેળવવાનું હતું તે બધું મને મળી ચૂક્યું છે અને તૃપ્ત થઈ હું ઘણા વખતથી સ્વરૂપમાં સ્થિતિ રાખી બેઠો છું.[૫૮] હવે બીજો કાંઈ ઉપદેશ અમને આપે આપવો પડે તેમ નથી. હું સર્વત્ર અતિ તૃપ્ત છું અને કાંઈ તાપ ન લાગતાં, અતિ શીતળ થઈ રહ્યો છું. જે અજ્ઞાત (જાણ્યા વિનાનું) હતું તે મેં જાણી લીધું, જે અપ્રાપ્ત હતું તે મને પ્રાપ્ત થયું અને જે ત્યાગ કરવાનું હતું તેનો મેં ત્યાગ કર્યો. સત્ત્વ (વાસનારહિત શુદ્ધ ચિત્ત) પણ મારા પોતાના આત્માથી (બાકી રહેલ પ્રારબ્ધ સુધી) આભાસરૂપે જુદું જણાય છે, પણ એ કાંઈ જુદું તત્ત્વ નથી.[૫૯,૬૦] હવે હું જન્મ—મરણ આદિ સંસારના દુઃખ વગરનો, અજ્ઞાન અને ભયથી રહિત, વૈરાગ્યવાન, પરમાનંદરૂપી શાશ્વત ઉદયને પ્રાપ્ત થયેલો, પરબ્રહ્મની પેઠે સર્વત્ર સમાન ચિત્તવાળો અને સર્વ પ્રકારે શાંત થઈને રહ્યો છું. હું જ સર્વરૂપ છું તથા સર્વ સંકલ્પોની કલ્પનાથી રહિત થઈ, આકાશના કોશની પેઠે નિર્મળ અને સમાનરૂપે રહેલ છું.[૬૧]

**निःसंसृतिर्विगतमोहभयो विरागो नित्योदितः समसमाश्रय सर्वसौम्यः। सर्वात्मकः सकलसंकलना वियुक्त आकाशकोशविपदः सममास्थितोऽस्मि ॥ ६१ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'કુંભપુનરાગમન' એ નામનો સર્ગ ૧૦૩ મો સમાપ્ત**

## સર્ગ ૧૦૪ મો×

### ચૂડાલાને ભોગની ઇચ્છા

॥ वसिष्ठ उवाच ॥

**इत्यध्यात्मविचित्राभिः कथाभिस्तौ परस्परं। आसाते वेद्यवेत्तारौ मुहूर्तत्रितयं वने ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ—જાણવા લાયક પદાર્થ જેણે જાણી લીધો છે એવા રાજા અને કુંભમુનિ પરસ્પર જ્ઞાન વડે વિચિત્ર પ્રકારની (આત્મા સંબંધી) કથાઓ કરતા ત્રણ મુહૂર્તપર્યંત વનમાં રહ્યા.[૧] પછી ત્યાંથી ઊઠી, કોઈ શિખરમાં સરસ કમળવાળા તળાવમાં અને નંદનવનની પેઠે આનંદ ઉપજાવનાર, તથા ફળફૂલ વગેરેથી રક્ષણ કરનાર (મનોહર) વનમાં તે બન્ને ફરતા હતા. એ પ્રમાણે તે બન્નેએ, જીવન્મુક્ત પુરુષને ઘટે તેવાં યોગ્ય આચરણો અને તેવી જ કથાઓ વડે, તે મોટા જંગલની અંદર આઠ દિવસ સુધી અનેક વનનો માર્ગો પર અને વનની ઝાડીઓમાં રખડતા હતા.[૨,૩] પછી કુંભમુનિએ કહ્યું કે, 'આપણે આ પર્વતની અંદર કોઈ બીજા વનની અંદર જઇએ.' આ વાતનો શિખિધ્વજરાજાએ સ્વી-

× આ એકસોચારમા સર્ગમાં રાજા સાથે ક્રીડા કરતાં કુંભને સંભોગની ઇચ્છા થશે અને સ્વર્ગના મિષથી તે પોતાની પુરીમાં જશે તથા ઉદાસ થઈ ફરીને આવશે, એ વર્ણન કરવામાં આવશે.

કાર કર્યો અને બન્ને જણા ચાલ્યા.[૬] અનેક પ્રકારનાં વનો, મોટાં જંગલો, પર્વતો, તળાવો, ઝાડીઓ, પર્વતનાં શિખરો, દુર્ગમ સ્થાનો, નદીઓ, દેશો, ગામડાંઓ, નગરો, ઝરણાંઓ, મનોહર શબ્દવાળા પર્વતો, બગીચાઓ અને તીર્થસ્થાનો, એ સર્વમાં તેઓ વિચર્યા. એ બન્ને સાથે રહી, ચિત્તવૃત્તિ પણ બરાબર સમાન રાખી, સરખા સ્નેહથી અને એકસરખા ઉત્સાહથી રહી પરસ્પર અનુભવની વાતો કરતા સદાકાળ રહેતા હતા.[૫–૭] હે રામચંદ્રજી! તે બન્ને સાથે જ પિતૃઓની અને દેવતાઓની પૂજા કરી, ભોજન કરતા હતા અને તપેલા દેશમાં તથા જળ વડે આર્દ્ર (શીતળ) દેશમાં તે બન્નેની બુદ્ધિ સમાન જ રહેતી.[૮] પરસ્પર મિત્ર બની ગયેલા, સ્નેહાળ હૃદયવાળા એ બન્ને, તમાલવનના પ્રદેશોમાં અને મંદારવૃક્ષોનાં વનોમાં બહુ સારી રીતે શોભતા હતા.[૯] હે રામચંદ્રજી! જેમ પવનનો સમૂહ મેરુપર્વતને ઉખેડી નથી શકતો, તેમ 'આ ઘર છે અને આ ઘર નથી' એવી વિકલ્પોની (મિથ્યા) કલ્પના એ બન્નેના મનને હરણ કરી શકતી ન હતી.[૧૦] કોઈ વખત ધૂળ વડે મલિન દેહવાળાં, કોઈ વખત ચંદન વડે લેપાયેલા અંગવાળાં, કોઈ વખત ભસ્મ વડે શોભાયમાન, કોઈ વખતે દિવ્ય વસ્ત્ર ધારણ કરનારાં, કોઈ વખતે વિચિત્ર (ભાતભાતનાં) વસ્ત્રો પહેરનારાં, કોઈ વખત પાંદડાંથી ઢંકાયેલાં અને કોઈ વખત પુષ્પોથી શણગારેલાં એ બન્ને દંપતીએ પરસ્પર મિત્રરૂપ થઈ જઈ ફરવા માંડ્યું.[૧૧,૧૨] એ રીતે એ બન્નેના સમાનચિત્તવાળાં અને વાસના વગરનાં થઈ રહેલાં ચિત્તની ઉદારતા વડે કેટલાક દિવસો પસાર થતાં રાજા પણ કુંભમુનિના જેવો જ શોભવા લાગ્યો.[૧૩] પછી શિખિધ્વજરાજાને દેવપુત્રના જેવો મનોહર શોભાવાળો જોઈ, માનવતી ચૂડાલાએ (મનમાં) વિચાર કર્યો કે, 'આ પતિ સુશોભિત અંગવાળો અને ઉદાર દિલનો છે. આ વનભૂમિઓ બહુ રમણીય છે. આવી સ્થિતિ અનાયાસે પ્રાપ્ત થઈ છે, તો એવી કોણ સ્ત્રી હોય, કે જે (આવા પ્રસંગમાં) કામ વડે છેતરાય નહિ? જીવન્મુક્ત બુદ્ધિવાળા છતાં જેઓ યથાપ્રાપ્ત (દૈવયોગથી જ આવી મળે તે) ભોગને નથી ભોગવતા, તેઓની ફક્ત એક (ભોગોની નિવૃત્તિના) આગ્રહવાળી તુચ્છ મૂઢતા જ દેખાઈ રહે છે.[૧૪–૧૬] સુશોભિત અંગવાળો અને ઉદાર દિલનો પોતાનો પતિ હોય, કાંઈ આધિ (માનસિક પીડા) હોય નહિ તથા નવું (યૌવનવાળું) વય હોય, પુષ્પોના સમૂહોવાળાં (લતા આદિ) સ્થાનો ગૃહરૂપ હોય, તેમ છતાં જે સ્ત્રી પોતાના પતિમાં કામાતુર ન થાય, તે (ભર્તા વડે) ઉપભોગ નહિ પામવાથી તથા બીજા લોકનિંદા આદિ દોષોથી (જીવતાં છતાં) હણાયેલી છે. (મરી ગયા જેવી છે.)[૧૭] પોતાનો પતિ સ્વાધીન હોવાં છતાં, પુષ્પોવાળી વનની લતાઓરૂપી ઘરમાં, જે દુઃખરહિત થઈ રમે નહિ, તે દુર્ભાગ્યવતી સ્ત્રી હણાયેલી (જીવતાં છતાં મરી ગયા જેવી) છે.[૧૮] પોતાના રમણીય અને પ્રિય વિવાહિત પતિને, નિર્જન (એકાંત) સ્થાનમાં મળ્યા છતાં, જે સતી સ્ત્રી રમણ કરતી નથી, તે દુર્ભાગ્યવાળી સ્ત્રીને ધિક્કાર છે.[૧૯] જાણવાનું જેણે જાણી લીધું છે એવો પુરુષ પોતે યથાપ્રાપ્ત, અનિંદ્ય અને ઉદાર અર્થને આપનારા પોતાના ભોગનો ત્યાગ કરે, તો તેથી તેણે શું વિશેષ કર્યું કહેવાય? (કાંઈ નહિ.)' માટે હું પોતાની બુદ્ધિ વડે, આ વનમાં કાંઈક એવો પ્રપંચ રચું કે, મને માન આપનારો મારો પતિ એ રાજા મારે વિષે રમે.' આમ વિચાર કરી, કુંભના વેષને ધારણ કરનારી એ ચૂડાલા રાણીએ જેમ વનની ઝાડીમાં રહેલી કોકિલા (કોયલ) કોકિલને (પુંકોકિલને) કહે, તેમ રાજાને (આ પ્રમાણે) કહ્યું.[૨૦–૨૨]

કુંભમુનિ બોલ્યાઃ—ચૈત્રમાસના શુક્લપક્ષની પ્રતિપદાનો (પડવાનો) આ મોટો દિવસ

છે. આજે સ્વર્ગમાં મોટા સમારંભથી ઇન્દ્રની સભા ભરાય છે.[23] ત્યાં મારે મારા પિતાજી (નારદઋષિ)ની પાસે હાજર રહેવું જોઇએ; કેમકે જેવો નિયમ આપણે માટે ઠરાવવામાં આવ્યો હોય, તેનો કોઈ દિવસ ત્યાગ કરવો યોગ્ય નથી.[24] તમારે અહીં (વસંત હોવાથી) નવીન પુષ્પોવાળી આ વનભૂમિમાં ક્રીડા કરતાં અને મનમાં કાંઈ પણ ઉદ્વેગ ન લાવતાં મારા આવવાની (સાયંકાળપર્યંત) વાટ જોવી.[25] હું અવશ્ય સાયંકાળે (સ્વર્ગમાંથી) આકાશમાર્ગે અહીં આવી પહોંચીશ; કેમકે સ્વર્ગના કરતાં પણ મને તમારો સંગ વધારે આનંદ આપનાર છે. એમ કહી પોતાના મિત્ર (શિખિધ્વજરાજા)ને સ્નેહથી જાણે પોતાની મૂર્તિમાન પ્રીતિને આપી જતો હોય, તેમ મનોહર કલ્પવૃક્ષમાં થયેલી પુષ્પની માંજર તેણે આપી;[26,27] અને 'આપે પાછું તરત પધારવું' એમ રાજા કહેતો હતો તેટલામાં શરદઋતુના આરંભકાળનાં (જળ વગરનાં) વાદળાંની પેઠે તે વનમાંથી આકાશ તરફ ઊડ્યા. આકાશમાં જતાં, જેમ ગ્રાકળના વખતમાં થયેલો વરસાદ ગ્રાકળને દૂર કરી દે, તેમ વનના પવન વડે વેરાયેલી ફૂલની માળાનો તેમણે ત્યાગ કર્યો. જેમ મયૂર (આતુરતાથી) સાવધાન રહી મેઘને જોયા કરે, તેમ શિખિધ્વજ પોતાની જ્યાં સુધી દૃષ્ટિ પહોંચી, ત્યાં સુધી (આતુરતાથી) સ્વર્ગમાં જનારા એ કુંભમુનિને જોયા કર્યા; કેમકે સારા પુરુષોની પ્રીતિ દુ:ખ વડે છૂટી શકે તેવી હોય છે.[28-30] શિખિધ્વજરાજાની દૃષ્ટિમર્યાદાનો અંત આવી જતાં, આકાશમાં તે રાણીએ કુંભમુનિનો વેશ છોડી દીધો અને જેમ ભમરીઓ શાંત થઈ જતાં, જળની શોભા પોતાના સ્વાભાવિક રૂપમાં આવી રહે, તેમ એ સુંદર રાણીએ પાછું પોતાનું મૂળ (ચૂડાલાનું) રૂપ ધારણ કર્યું.[31] ધ્વજાઓ ફરકતી હોવાથી ખીલેલી માંજરોવાળા, મનોહર આકારના, કલ્પવૃક્ષના જેવા દેખાતા અને સ્વર્ગના જેવા રમણીય, પોતાના શહેરમાં તે આકાશમાર્ગથી આવી.[32] જેમ ચૈત્રમાસની (વસંતઋતુની) મહાશોભા સુશોભિત લતાવાળાં વૃક્ષોમાં પ્રવેશ કરે, તેમ એ રાણીએ અદૃશ્ય રહી સ્ત્રીઓ વડે ઘેરાયેલ પોતાના અંત:પુરમાં પ્રવેશ કર્યો અને ત્યાં સત્વર રાજકાર્યોને તપાસી લઈ, પાછી તે શિખિધ્વજ રાજાની પાસે ફળ અને પુષ્પની પેઠે (આગળ પ્રમાણે આકાશમાર્ગે) આવી પહોંચી.[33,34] યૌવનવતી એ રાણીએ પોતાના ચિત્તમાં કાંઈ ખેદ નહિ લાવતાં (માત્ર ઉપરથી જ) ગ્રાકળ વડે નિસ્તેજ લાગતા ચંદ્રમાની પેઠે અને કરમાઈ ગયેલા કમળની પેઠે, પોતાનું મુખ શ્યામ કાન્તિવાળું (ખેદ વડે ઝાંખું પડી ગયેલું) કરી દીધું.[35] એ દેવપુત્રને આવતા જોઈ શિખિધ્વજ રાજા ઊભો થયો અને તેનો એવો ઉદાસીન આકાર જોઈ રાજા પોતે પણ ઉદાસીન ચિત્તવાળો થઈ ગયો; અને તેણે વિનયપૂર્વક કહ્યું કે, 'હે દેવપુત્ર! તમને નમસ્કાર છે, તમે ઉદાસ જેવા જણાઓ છો. તમે કુંભમુનિ (મહા જ્ઞાનવાન નારદમુનિના પુત્ર) છો, માટે મનના તાપને છોડી દો અને આ આસન ઉપર બેસો. જાણવાનું સર્વ જેણે જાણી લીધું છે એવા જ મહાત્માઓ છે, તેઓ સદા સ્વસ્થ રહી કમળો જેમ-જળ વડે ભીનાં થતાં નથી, તેમ હર્ષ-શોક વડે થયેલી જુદી જુદી જાતની સ્થિતિને વશ થતા નથી.[36-38]

વસિષ્ઠ બોલ્યા:-રાજાનું આ વચન સાંભળી આસન ઉપર બેસતાં બેસતાં કુંભમુનિએ ખેદવાળી અને (અશ્રુઓ વડે કંઠ રૂંધાઈ જવાથી) ઢીલી પડી ગયેલ (જૂના) વાંસના શબ્દના જેવી ગદ્ગદ (ગળગળી) વાણીથી કહ્યું કે,[39] 'જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી સમાન ચિત્ત રાખી (હર્ષ-શોકાદિ વડે કાંઈ પણ વિકાર ન પામતાં) જેઓ કર્મેન્દ્રિયોથી યોગ્ય વ્યવહાર કરતા રહેતા નથી તેઓ તત્ત્વજ્ઞ નથી, પણ (દંભી હોવાથી)

શઠ જ છે.[40] હે રાજા! જેઓ તત્ત્વને નહિ જાણવાથી અજ્ઞાનમાં જ ડૂબેલા રહે છે, તેઓ પોતાની બાળબુદ્ધિને લીધે જ, સ્વભાવથી જ (દેહને યોગે) ગ્રહણ કરાયેલી અવસ્થાઓથી (ભયભીત થઈ) નાસવા માંડે છે.[41] જ્યાં સુધી તલ હોય ત્યાં સુધી તેમાં જેમ તેલ રહેલું જ હોય છે, તેમ જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી (પ્રારબ્ધને યોગ્ય) દશાઓ× પણ હોય જ છે. જે મનુષ્ય દેહ સંબંધી દશાને નથી પ્રાપ્ત થતો, તે તલવાર વડે આકાશને છેદી નાખે છે. (મતલબ કે દેહ રહે ત્યાં સુધી તે તે દશા નહિ ભોગવવાની વાત અકાશ કાપવા જેવી અસંભવિત જ છે.)[42] પરંતુ દેહસંબંધી દશાઓનો એ જ સર્વોત્તમ ત્યાગ છે કે, યોગને લીધે (દેહદશાને મિથ્યા સમજી તે તરફ ન જોતાં) ચિત્તની સમાનતા જ (નિર્વિકારતા જ) રાખવી; બાકી કર્મેન્દ્રિયો તરફ ચિત્તની સ્થિતિ રાખી તેને હઠથી રોકી રાખવી એ દેહદશા સંબંધી દુઃખોના ત્યાગનો ઉપાય નથી.[43] હે પ્રિય રાજા! જ્ઞાની પુરુષે, જ્યાં સુધી પોતાનો દેહ રહે ત્યાં સુધી (એ દેહ સંબંધી) દશાઓમાં પોતાની કર્મેન્દ્રિયો વડે સદાચારને અનુસારે, વ્યવહાર કરતા રહેવું; બાકી મન આદિ જ્ઞાનેન્દ્રિયોથી કદી પણ હર્ષ—શોક આદિ વિકારવાળા થઈ રહેવું નહિ.[44] બ્રહ્માથી માંડી સર્વ ઉત્તમ ચિત્તવાળા જીવન્મુક્ત પુરુષો (પ્રારબ્ધપ્રાપ્ત) દેહ સંબંધી અવસ્થાઓમાં જ રહે છે; કેમકે દૈવનો એવો જ (પ્રારબ્ધભોગ અવશ્ય ભોગવવાનો જ) નિશ્ચય છે.[45] અજ્ઞાની જીવો અને જ્ઞાની મહાત્માઓ તથા જે કાંઈ આ દૃશ્યવર્ગરૂપે રહેલ છે તે સર્વ, જેમ (નદીનું) જળ સમુદ્ર તરફ જ વળે, તેમ દૈવ તરફ જ વળે છે. (પ્રારબ્ધાનુકૂળ જ તેની પ્રવૃત્તિ થાય છે.) જ્ઞાની પુરુષો બુદ્ધિ આદિને સમાન (નિર્વિકાર) રાખી, પોતાનો દેહ હોય ત્યાં સુધી ચાલુ રહેનાર પ્રારબ્ધને ભોગવવા માટે જ કર્મેન્દ્રિયોનો વ્યવહાર ચાલુ રાખે છે અને તે રીતે બાકીનો સમય ગાળે છે. હે પ્રિય રાજા! અજ્ઞાની પુરુષો પ્રારબ્ધ પ્રમાણે દશા આવી પડતાં હૃદયમાં ખેદ પામે છે, તેથી તેમને જે સુખદુઃખ આવી પડે, તેમાં અકુળવ્યાકુળ થઈ, હજારો દેહો ધારણ કરવામાં કારણ બને છે; તેથી તેમનાં નસીબ પણ તરેહતરેહનાં બદલાયા કરે છે. હે પ્રિય નરપતિ! અમુક પ્રાણીએ અમુક જન્મમાં અમુક પ્રકારે સુખમાં રહેવું અને અમુક પ્રકારે દુઃખોની દશામાં રહેવું; એવું જે કાંઈ જીવોએ પોતાનાં કર્મો અનુસાર, પોતપોતાના લલાટમાં લખાવેલું છે, તે નસીબના નિર્માણને અનુસરીને જ વ્યવહાર કરવો પડે છે. એટલે અજ્ઞાની હોય કે જ્ઞાની હોય, પરંતુ તે બન્નેમાંથી કોઈ પણ નસીબને ઓળંગી શકતું નથી.[46–49]

इत्थं सुखेषु ननु दुःखदशासु चेत्थं स्थातव्यमित्यधिगतं यदिहांग जीवैः । अज्ञज्ञभूतनिवहस्फुरितस्तदेवं दुर्लंघ्य एव नियतो नियतेर्विलासः ॥ ४९ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ચૂડાલાને ભોગની ઇચ્છા' એ નામનો સર્ગ ૧૦૪ મો સમાપ્ત



× અહીં કહેલી દશા ગીતામાં કહેલ કર્મને બતાવે છે. દેહની સાથે કર્મ જોડાયેલું જ છે, એટલે તેનો ત્યાગ સંભવતો નથી; પરંતુ કર્મ અને દશામાં ફરક એટલો જ છે કે, કર્મ સાથે પુરુષાર્થ રહેલો છે અને દશા સાથે પ્રારબ્ધ રહેલું છે. એટલે ગીતા કર્મને પુરુષાર્થ બતાવે છે જ્યારે આ ગ્રંથ નસીબ પ્રમાણે આવેલ દશાને ભોગવી લેવાનું સૂચવે છે.

## સર્ગ ૧૦૫ મો*

### કુંભને સ્ત્રીભાવની પ્રાપ્તિ

॥ शिखिध्वज उवाच ॥

एवं स्थिते महाभाग कथमुद्वेगमीदृशम् ।
लब्धवानसि देवोऽपि वद वेद्यविदांवर ॥ १ ॥

શિખિધ્વજરાજા બોલ્યાઃ-હે જાણવાનું જેણે જાણી લીધું છે એવા મહાત્માઓમાં શ્રેષ્ઠ ! હે મહાભાગ્યવાન ! જો એમ છે, તો પછી તમે દેવ થઈ શા માટે આવો ખેદ રાખો છો ?[1]

કુંભમુનિ બોલ્યાઃ-હે રાજા ! આજે આ સૃષ્ટિરચનામાં મારે માટે જે વૃત્તાંત બનેલ છે અને મારાથી જે કાર્ય થઈ ગયું છે તથા જેને લીધે મારું ચિત્ત આવું (ઉદાસ) છે, તે હું તમને કહું છું, તમે તે સાંભળો.[2] જેમ મેઘનાં વાદળાં ઘન (ઘાટાં) હોય, જડ÷ (જલરૂપ) હોય અને (કાળાં) હોય, તો પણ વૃષ્ટિ થયાથી, તે અત્યંત હલકાં થઈ જાય છે; તેમ દુઃખ પણ ભલે ઘન (ઘાડું) હોય, જડ (તરત ખસેડી શકાય તેવું ન હોય) અને કૃષ્ણ× (મુખકાન્તિને શ્યામ કરી દેવાથી શ્યામતાવાળું) હોય, પરંતુ સુજ્ઞ મિત્રને કહેવાથી તે અત્યંત હલકું થઈ જાય છે.[3] જેમ સ્વચ્છતા આપનારાં ‡નિર્મળીનાં ફળ વડે જળ પ્રસન્ન (સ્વચ્છ) થઈ જાય છે, તેમ સ્વચ્છતા આપનારા સારા મિત્રને પૂછવાથી સુશીલ ચિત્ત પ્રસન્ન થાય છે. હું તમને પુષ્પની મંજરી આપી અહીંથી ગયો અને આકાશને ઓળંગી જઈ સ્વર્ગમાં પહોંચ્યો.[4,5] પછી એ મહાન ઇન્દ્રના સભાસ્થાનમાં મારા પિતાજી (નારદમુનિ)ની સાથે ક્રમ પ્રમાણે હું બેઠો. ત્યાંથી ઊઠતી વખતે પિતાજીએ મને રજા આપી.[6] હું અહીં આવવા માટે સ્વર્ગનો ત્યાગ કરી, આકાશ પ્રત્યે ગયો અને સૂર્યનારાયણના અશ્વોની સાથે, મેં પવનના માર્ગમાં (પવનના પ્રવાહ ભેગું) ચાલવા માંડ્યું. એક માર્ગ વડે સૂર્યનારાયણ એક બાજુ (અસ્તાચળમાં) ચાલ્યા ગયા અને બીજે માર્ગેથી હું કેમ જાણે સમુદ્રમાં શરીર પડી જતાં, તેમાં તરતો આવતો હોઉં તેમ આકાશમાં ગતિ કરતો આવતો હતો. ત્યાં દુર્વાસામુનિને, જળ વડે ભરેલાં વરસાદનાં વાદળાંઓના મધ્યમાર્ગમાં થઈને મારી આગળ વેગથી આવતા મેં જોયા. તેઓ વરસાદનાં વાદળાંઓરૂપી વસ્ત્રો વડે ઢંકાયેલા હતા, વીજળીઓરૂપી કંકણ વડે સુશોભિત અભિસારિકાના જેવા દેખાતા હતા અને જળબિંદુઓની ધારાઓ વડે, તેમના અંગનું ચંદન ધોવાઈ ગયું હતું. તેઓ પૃથ્વીમાં રહેલાં સુંદર વૃક્ષોની સરસ છાયાવાળાં અને કેમ જાણે પોતાને પ્રિય મૂર્તિમાન તપની લક્ષ્મી જ હોય તેમ અતિ પ્રિય થઈ રહેલાં ગંગાજી પ્રત્યે (સંધ્યાવંદન કરવાનો કાળ વીતી ન જાય તે સારુ) ત્વરાથી આવતા હતા.[7-11] આકાશમાં ચાલતાં મેં તેમને નમસ્કાર કરી કહ્યું કે, 'હે મુનિ ! આપ શ્યામ વાદળાંઓરૂપી વસ્ત્રોને ધારણ કરવાથી, અભિસારિકાના† જેવા લાગો છો.[12] હે મને માન

---

* આ એકસોપાંચમા સર્ગમાં કુંભમુનિ પોતાને દુર્વાસામુનિના શાપથી રાત્રિએ સ્ત્રીપણાને પ્રાપ્તિની વાત કહેશે અને પછી પરસ્પર સમાધાન કરી બન્નેની પ્રસન્નતાપૂર્વક સ્થિતિ કહેવામાં આવશે.

÷ ડની અને લની સવર્ણતાને લીધે અહીં જડનો જલરૂપ અર્થ બતાવ્યો છે. આવા પ્રયોગો કાવ્યોમાં વિશેષ આવે છે. **रलयोर्डलयोश्चैव** એ પ્રમાણથી તે બન્નેનું સવર્ણપણું સિદ્ધ થાય છે.

× રૂપરહિત પદાર્થોની પણ અલંકારિકોએ રૂપકલ્પના કરી છે; જેમકે યશનું ધવલરૂપે વર્ણન આવે છે. લોકમાં પણ કેટલાંક દુષ્ટ કર્મોને કાળાં કામ કહે છે. આ પ્રમાણે દુઃખમા કૃષ્ણપદ યોજેલું જણાય છે.

‡ નિર્મળીનાં ફળ પાણીમાં નાખવાથી પાણી બહુ નિર્મળ થાય છે, તેથી તે નિર્મળી જ કહેવાય છે.

† **कान्तार्थिनी तु या याति संकेतं साभिसारिका ।** 'જે પોતાના પ્રિય પુરુષને મળવાના ઇરાદાથી સંકેતસ્થાનમા જાય, તે અભિસારિકા કહેવાય છે.' તેના શુક્લાભિસારિકા અને કૃષ્ણાભિસારિકા એવા

આપનાર રાજા ! એ મારાં વચન સાંભળી દુર્વાસામુનિએ મને શાપ આપ્યો કે, 'હે દુષ્ટ, તું મને આવાં અયોગ્ય વચનો કહે છે, માટે તું રાત્રિને વખતે સ્તન અને કેશવાળી, હાવભાવ વડે વિલાસ કરનારી સ્ત્રી બની જઈશ.' એ વૃદ્ધ બ્રાહ્મણ( દુર્વાસામુનિ )નું અશુભ વચન સાંભળી જ્યાં હું કાંઈક ( એ પ્રસંગને યોગ્ય ) વિચાર કરું, ત્યાં એ મુનિ અદૃશ્ય થઈ ગયા. હે સુશીલ રાજા ! આ કારણથી હું આકાશની અંદરથી ચિત્તમાં ખેદ ધરી અહીં આવ્યો છું.[૧૩-૧૫] આ મારું સર્વ વૃત્તાંત મેં તમને કહ્યું. રાત્રિએ મારે સ્ત્રીનું રૂપ ધારણ કરવું પડશે, તો દિવસોનો અંતભાગ આવતાં રાત્રિઓને વિષે મારે સ્ત્રીપણાથી શી રીતે કાળ પસાર કરવો ?[૧૬] હું રાત્રિએ સ્તનવાળી સ્ત્રી બની જઈશ, ત્યારે મારે પિતાજી ( નારદમુનિ )ની પાસે શું કહેવું ? અહો ! સંસારમાં જે કાંઈ ભાવિ હોય છે તે થયા વિના રહેતું જ નથી.[૧૭] જેમ માંસનો એક પિંડ, ગીધ પક્ષીઓની પરસ્પરની લડાઈના કારણરૂપ થાય, તેમ હું પણ જુવાન પુરુષોની અન્યોન્યની લડાઈના કારણરૂપ થયેલ છું. અહો ! મહાકષ્ટ છે કે, હમણાં જ મારા અપહરણ માટે કામી પુરુષોમાં પરસ્પર કલહ થશે.[૧૮] કષ્ટની વાત છે કે, સ્વર્ગના દેવકુમારો હવે મારા સ્ત્રીદેહને જોઈ, પરસ્પર કજિયો કરશે અને મારા સ્ત્રીભાવથી લજવાઈ દેવો, બ્રાહ્મણો અને ગુરુઓ પાસે હું કેવી રીતે ઊભો રહીશ ?[૧૯]

વસિષ્ઠ બોલ્યાઃ—એમ કહી કુંભમુનિ ક્ષણમાત્ર મહાત્માઓની નિર્વિકલ્પ સ્થિતિના જેવું મૌન ધારણ કરી, ધૈર્યનો આશ્રય કરી, (ધીરેથી) પાછું બોલ્યા કે, 'અજ્ઞાનીની પેઠે હું શોક શા માટે ધારણ કરું ? હું કે જે નિર્લેપ આત્મારૂપ છું તેની એથી શી ક્ષતિ થઈ ? ( કાંઈ નહિ )[૨૦,૨૧] મારાથી પૃથક્ (જુદો) રહેલો આ દેહ જ પ્રારબ્ધ પ્રમાણે જે પ્રાપ્ત થયું છે, તે(સ્ત્રીપણા)નો અનુભવ કરશે.'

શિખિધ્વજરાજા બોલ્યોઃ—હે દેવપુત્ર ! જેમ આપ કહો છો તેમ જ છે. વળી આ વિલાપ કરવાથી શું ફળ છે ?[૨૨] જે કાંઈ (સુખ—દુઃખાદિક) આવવાનું હોય, તે ભલે દેહ ઉપર આવો; પણ આત્મા તો (સુખ—દુઃખાદિકથી) લેપાતો નથી. જે કેટલાંક સુખો અને દુઃખો કહેલાં છે, તે બધાં દેહને છે; પરંતુ ( સાક્ષીરૂપે તેથી જુદા રહેનારા ) આત્માને તો કશું નથી. દેહના સંબંધથી, જે પ્રારબ્ધનાં ફળોને ભોગવ્યા વિના છૂટકો જ નથી, તેના સંબંધમાં તમે કે જે ખેદ કરવાને યોગ્ય જ નથી તે પણ જો ખેદ કરશો, તો પછી અજ્ઞાની જીવોના અવિવેક વડે થનારા ખેદને મટાડવામાં, તમારા જેવો શાસ્ત્રનો અનુભવ કરવામાં કુશળ, એવો બીજો કયો પુરુષ મળી આવશે ? ખેદ કરાવનારા પ્રસંગમાં ખેદને યોગ્ય જ ભાષણ કરવું જોઈએ તેથી તમે તેમ કહ્યું. હવે સમાનપણાને ( શોક—હર્ષાદિરહિતપણાને ) પ્રાપ્ત થઈ, મનમાં કાંઈ ખેદ ન લાવતાં પોતાના સ્વરૂપમાં રહો.[૨૩-૨૧]

વસિષ્ઠ બોલ્યાઃ—પરસ્પર (ઉપરથી) ખેદ બતાવનારાં, અન્યોન્ય મિત્ર બની ગયેલાં અને વનમાં સ્નેહથી હળીમળીને રહેનારાં એ બન્ને જણાં, ઉપર કહ્યા પ્રમાણે શાંતિનાં વાક્યો વડે એકબીજાનું આશ્વાસન કરી રહ્યાં હતાં. પછી જેમ સ્નેહ ( તેલ, ઘી કે દિવેલ જે હોય તે ) ખૂટી જતાં દીવો હોલવાય, તેમ જગતના દીવારૂપ સૂર્યનારાયણ પણ કેમ જાણે કુંભમુનિનું સ્ત્રીપણું પ્રગટ કરતા હોય તેમ અસ્ત પામ્યા. દિવસે થતા લોકોના અનેક વ્યવહારો સાથે કમળો સંકોચાવા લાગ્યાં, માર્ગો અંધારા વડે અસ્પષ્ટ ( ઝાંખા ) દેખાવા લાગ્યા અને મુસાફરો તથા તેમની

---

એ ભેદ છે. તેનું વિશેષ સ્પષ્ટીકરણ અલંકારશાસ્ત્રમાં છે. બાકી અહીં કૃષ્ણાભિસારિકાની ઉપેક્ષા કરી હોય એમ લાગે છે.

## સર્ગ ૧૦૫ મો*

### કુંભને સ્ત્રીભાવની પ્રાપ્તિ

॥ શિખિધ્વજ ઉવાચ ॥

**एवं स्थिते महाभाग कथमुद्वेगमीदृशम् ।**
**लब्धवानसि देवोऽपि वद वेद्यविदांवर ॥ १ ॥**

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**–હે જાણવાનું જેણે જાણી લીધું છે એવા મહાત્માઓમાં શ્રેષ્ઠ ! હે મહાભાગ્યવાન ! જો એમ છે, તો પછી તમે દેવ થઈ શા માટે આવો ખેદ રાખો છો ?[1]

**કુંભમુનિ બોલ્યાઃ**–હે રાજા ! આજ આ સૃષ્ટિરચનામાં મારે માટે જે વૃત્તાંત બનેલ છે અને મારાથી જે કાર્ય થઈ ગયું છે તથા જેને લીધે મારું ચિત્ત આવું ( ઉદાસ ) છે, તે હું તમને કહું છું, તમે તે સાંભળો.[2] જેમ મેઘનાં વાદળાં ઘન (ઘાટાં) હોય, જડ÷ ( જલરૂપ ) હોય અને (કાળાં) હોય, તો પણ વૃષ્ટિ થયાથી, તે અત્યંત હલકાં થઈ જાય છે; તેમ દુઃખ પણ ભલે ઘન (ઘાટું) હોય, જડ (તરત ખસેડી શકાય તેવું ન હોય) અને કૃષ્ણ× (મુખકાન્તિને શ્યામ કરી દેવાથી શ્યામતાવાળું ) હોય, પરંતુ સુજ્ઞ મિત્રને કહેવાથી તે અત્યંત હલકું થઈ જાય છે.[3] જેમ સ્વચ્છતા આપનારાં ‡નિર્મળીનાં ફળ વડે જળ પ્રસન્ન (સ્વચ્છ) થઈ જાય છે, તેમ સ્વચ્છતા આપનારા સારા મિત્રને પૂછવાથી સુશીલ ચિત્ત પ્રસન્ન થાય છે. હું તમને પુષ્પની મંજરી આપી અહીંથી ગયો અને આકાશને ઓળંગી જઈ સ્વર્ગમાં પહોંચ્યો.[4-5] પછી એ મહાન ઇન્દ્રના સભાસ્થાનમાં મારા પિતાજી (નારદમુનિ)ની સાથે ક્રમ પ્રમાણે હું બેઠો. ત્યાંથી ઊઠતી વખતે પિતાજીએ મને રજા આપી.[6] હું અહીં આવવા માટે સ્વર્ગનો ત્યાગ કરી, આકાશ પ્રત્યે ગયો અને સૂર્યનારાયણના અશ્વોની સાથે, મેં પવનના માર્ગમાં ( પવનના પ્રવાહ ભેગું ) ચાલવા માંડ્યું. એક માર્ગ વડે સૂર્યનારાયણ એક બાજુ ( અસ્તાચળમાં ) ચાલ્યા ગયા અને બીજા માર્ગેથી હું કેમ જાણે સમુદ્રમાં શરીર પડી જતાં, તેમાં તરતો આવતો હોઉં તેમ આકાશમાં ગતિ કરતો આવતો હતો. ત્યાં દુર્વાસામુનિને, જળ વડે ભરેલાં વરસાદનાં વાદળાંઓના મધ્યમાર્ગમાં થઈને મારી આગળ વેગથી આવતા મેં જોયા. તેઓ વરસાદનાં વાદળાંઓરૂપી વસ્ત્રો વડે ઢંકાયેલા હતા, વીજળીઓરૂપી કંકણ વડે સુશોભિત અભિસારિકાના જેવા દેખાતા હતા અને જળબિંદુઓની ધારાઓ વડે, તેમના અંગનું ચંદન ધોવાઈ ગયું હતું. તેઓ પૃથ્વીમાં રહેલાં સુંદર વૃક્ષોની સરસ છાયાવાળાં અને કેમ જાણે પોતાને પ્રિય મૂર્તિમાન તપની લક્ષ્મી જ હોય તેમ અતિ પ્રિય થઈ રહેલાં ગંગાજી પ્રત્યે ( સંધ્યાવંદન કરવાનો કાળ વીતી ન જાય તે સારુ) ત્વરાથી આવતા હતા.[7-11] આકાશમાં ચાલતાં મેં તેમને નમસ્કાર કરી કહ્યું કે, 'હે મુનિ ! આપ શ્યામ વાદળાંઓરૂપી વસ્ત્રોને ધારણ કરવાથી, અભિસારિકાના† જેવા લાગો છો.[12] હે માન

* આ એકસોપાંચમા સર્ગમાં કુંભમુનિ પોતાને દુર્વાસામુનિના શાપથી રાત્રિએ સ્ત્રીપણાને પ્રાપ્તિની વાત કહેશે અને પછી પરસ્પર સમાધાન કરી બન્નેની પ્રસન્નતાપૂર્વક સ્થિતિ કહેવામાં આવશે.

÷ ડનો અને લનો સવર્ણતાને લીધે અહીં જડનો જલરૂપ અર્થ બતાવ્યો છે. આવા પ્રયોગો કાવ્યોમાં વિશેષ આવે છે. **रलयोर्डलयोश्चैव** એ પ્રમાણથી તે બન્નેનું સવર્ણપણું સિદ્ધ થાય છે.

× રૂપરહિત પદાર્થોની પણ અલંકારિકોએ રૂપકલ્પના કરી છે; જેમકે યશનું ધવલરૂપે વર્ણન આવે છે. લોકમાં પણ કેટલાંક દુષ્ટ કર્મોને કાળાં કામ કહે છે. આ પ્રમાણે દુઃખમા કૃષ્ણપદ યોજેલું જણાય છે.

‡ નિર્મળીનાં ફળ પાણીમા નાખવાથી પાણી અતુ નિર્મળ થાય છે, તેથી તે નિર્મળી જ કહેવાય છે.

† **कान्तार्थिनी तु या याति संकेतं साभिसारिका।** 'જે પોતાના પ્રિય પુરુષને મળવાના ઇરાદાથી સંકેતસ્થાનમા જાય, તે અભિસારિકા કહેવાય છે.' તેના શુક્લાભિસારિકા અને કૃષ્ણાભિસારિકા એવા

આપનાર રાજા ! એ મારાં વચન સાંભળી દુર્વાસામુનિએ મને શાપ આપ્યો કે, 'હે દુષ્ટ, તું મને આવાં અયોગ્ય વચનો કહે છે, માટે તું રાત્રિને વખતે સ્તન અને કેશવાળી, હાવભાવ વડે વિલાસ કરનારી સ્ત્રી બની જઈશ.' એ વૃદ્ધ બ્રાહ્મણ( દુર્વાસામુનિ )નું અશુભ વચન સાંભળી જ્યાં હું કાંઈક (એ પ્રસંગને યોગ્ય) વિચાર કરું, ત્યાં એ મુનિ અદશ્ય થઈ ગયા. હે સુશીલ રાજા ! આ કારણથી હું આકાશની અંદરથી ચિત્તમાં ખેદ ધરી અહીં આવ્યો છું.[૧૩-૧૫] આ મારું સર્વ વૃત્તાંત મેં તમને કહ્યું. રાત્રિએ મારે સ્ત્રીનું રૂપ ધારણ કરવું પડશે, તો દિવસોનો અંતભાગ આવતાં રાત્રિઓને વિષે મારે સ્ત્રીપણાથી શી રીતે કાળ પસાર કરવો ?[૧૬] હું રાત્રિએ સ્તનવાળી સ્ત્રી બની જઈશ, ત્યારે મારે પિતાજી (નારદમુનિ )ની પાસે શું કહેવું ? અહો ! સંસારમાં જે કાંઈ ભાવિ હોય છે તે થયા વિના રહેતું જ નથી.[૧૭] જેમ માંસનો એક પિંડ, ગીધ પક્ષીઓની પરસ્પરની લડાઈના કારણરૂપ થાય, તેમ હું પણ જુવાન પુરુષોની અન્યોન્યની લડાઈના કારણરૂપ થયેલ છું. અહો ! મહાકષ્ટ છે કે, હમણાં જ મારા અપહરણ માટે કામી પુરુષોમાં પરસ્પર કલહ થશે.[૧૮] કષ્ટની વાત છે કે, સ્વર્ગના દેવકુમારો હવે મારા સ્ત્રીદેહને જોઈ, પરસ્પર કજિયો કરશે અને મારા સ્ત્રીભાવથી લજવાઈ દેવો, બ્રાહ્મણો અને ગુરુઓ પાસે હું કેવી રીતે ઊભો રહીશ ?[૧૯]

વસિષ્ઠ બોલ્યાઃ—એમ કહી કુંભમુનિ ક્ષણમાત્ર મહાત્માઓની નિર્વિકલ્પ સ્થિતિના જેવું મૌન ધારણ કરી, ધૈર્યનો આશ્રય કરી, (ધીરેથી) પાછું બોલ્યા કે, 'અજ્ઞાનીની પેઠે હું શોક શા માટે ધારણ કરું ? હું કે જે નિર્લેપ આત્મારૂપ છું તેની એથી શી ક્ષતિ થઈ ? (કાંઈ નહિ )[૨૦,૨૧] મારાથી પૃથક્ (જુદો) રહેલો આ દેહ જ પ્રારબ્ધ પ્રમાણે જે પ્રાપ્ત થયું છે, તે(સ્ત્રીપણા)નો અનુભવ કરશે.'

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે દેવપુત્ર ! જેમ આપ કહો છો તેમ જ છે. વળી આ વિલાપ કરવાથી શું ફળ છે ?[૨૨] જે કાંઈ (સુખ–દુઃખાદિક) આવવાનું હોય, તે ભલે દેહ ઉપર આવો; પણ આત્મા તો (સુખ–દુઃખાદિકથી ) લેપાતો નથી. જે કેટલાંક સુખો અને દુઃખો કહેલાં છે, તે બધાં દેહને છે; પરંતુ ( સાક્ષીરૂપે તેથી જુદા રહેનારા ) આત્માને તો કશું નથી. દેહના સંબંધથી, જે પ્રારબ્ધનાં ફળોને ભોગવ્યા વિના છૂટકો જ નથી, તેના સંબંધમાં તમે કે જે ખેદ કરવાને યોગ્ય જ નથી તે પણ જો ખેદ કરશો, તો પછી અજ્ઞાની જીવોના અવિવેક વડે થનારા ખેદને મટાડવામાં, તમારા જેવો શાસ્ત્રનો અનુભવ કરવામાં કુશળ, એવો બીજો કયો પુરુષ મળી આવશે ? ખેદ કરાવનારા પ્રસંગમાં ખેદને યોગ્ય જ ભાષણ કરવું જોઇએ તેથી તમે તેમ કહ્યું. હવે સમાનપણાને (શોક–હર્ષાદિરહિતપણાને) પ્રાપ્ત થઈ, મનમાં કાંઈ ખેદ ન લાવતાં પોતાના સ્વરૂપમાં રહો.[૨૩-૨૫]

વસિષ્ઠ બોલ્યાઃ—પરસ્પર (ઉપરથી) ખેદ બતાવનારાં, અન્યોન્ય મિત્ર બની ગયેલાં અને વનમાં સ્નેહથી હળીમળીને રહેનારાં એ બન્ને જણાં, ઉપર કહ્યા પ્રમાણે શાંતિનાં વાક્યો વડે એકબીજાનું આશ્વાસન કરી રહ્યાં હતાં. પછી જેમ સ્નેહ (તેલ, ઘી કે દિવેલ જે હોય તે) ખૂટી જતાં દીવો હોલવાય, તેમ જગતના દીવારૂપ સૂર્યનારાયણ પણ કેમ જાણે કુંભમુનિનું સ્ત્રીપણું પ્રગટ કરતા હોય તેમ અસ્ત પામ્યા. દિવસે થતા લોકોના અનેક વ્યવહારો સાથે કમળો સંકોચાવા લાગ્યાં, માર્ગો અંધારા વડે અસ્પષ્ટ (ઝાંખા) દેખાવા લાગ્યા અને મુસાફરો તથા તેમની

એ ભેદ છે. તેનું વિશેષ સ્પષ્ટીકરણ અલંકારશાસ્ત્રમાં છે. બાકી અહીં કૃષ્ણાભિસારિકાની ઉપેક્ષા કરી હોય એમ લાગે છે.

(વિયોગવાળી) સ્ત્રીઓનાં હૃદય એ બન્ને સાથે જ વિયોગથી થયેલા શોક વડે સંકુચિત (ઉદાસીન) થઈ ગયાં. સમુદ્રના દ્વીપમાં રહેનાર કોઈ મચ્છીમાર (પારધિ) જેમ સર્વ પક્ષીઓને (પોતાની જાળમાં) ભેગાં કરે અને (સમુદ્રમાંથી દૈવયોગે શોધ વડે મળી આવતાં) રત્નોનો પણ સંગ્રહ કરે, તેમ સર્વ પક્ષીઓને એક ઠેકાણે ભેગાં કરનાર એવો ભૂલોક અને તારાઓરૂપી રત્નોના સમૂહથી સુશોભિત એવો ઊર્ધ્વલોક, એ બન્ને જણાતા હતા. ઊંચે સ્વરે શબ્દ કરનારો ચક્રવાક પક્ષીઓનો, અને ફરનારા ભમરાઓનો સમૂહ પોતે તારાઓ વડે પ્રકાશવાળો હોવાથી કેમ જાણે ખીલેલાં કમળસમૂહને હસી કાઢતો હોય, તેમ થઈ આકાશમાં ઊડ્યો. પછી મિત્રરૂપ બની ગયેલાં એ બન્ને દંપતી ત્યાંથી ઊઠી ચંદ્રોદય વખતે સંધ્યાવંદન કરી જપ કરી લઈ ઝાડીઓની અંદર (રમણીય સ્થાનમાં) બેઠાં. ત્યારબાદ કુંભમુનિએ સ્ત્રીનું શરીર ધારણ કરતાં પોતાની પાસે રહેલા શિખિધ્વજ રાજાને ધીરેથી તૂટતે અક્ષરે (ગળગળા થઈ જઈ) કહ્યું કે,[૨૯–૩૨] 'હે રાજા! તમારી પાસે લજ્જા વડે કેમ જાણે હું શરીરરૂપી દંડથી પડી જતો હોઉં, કે કેમ જાણે ધડકતો હોઉં, કે કેમ જાણે ગળી જતો હોઉં તેમ થઈ જાઉં છું. હું જાણું છું કે, હું સ્ત્રીપણાને પ્રાપ્ત થતો જાઉં છું. હે રાજા! જેમ તારાઓની માળાઓ વડે ચળકાટ મારતો, સાયંકાળનો અંધકાર (રાત્રિ થતાં) વધવા માંડે, તેમ મોતીઓ વગેરેની માળાથી ચળકાટ મારતા આ મારા કેશો વધવા માંડ્યા છે, એ તમે જુઓ. વળી વસંતઋતુમાં આકાશ તરફ ઊંચું મુખ કરી રહેલ કમલિનીની કળીના જેવાં રમણીય અને ઊંચું મુખ કરી રહેલાં સ્તનો મારા વક્ષઃસ્થળમાં થવા માંડ્યાં છે, એ પણ તમે જુઓ. હે પ્રિય મિત્ર! મારા શરીરમાંથી સ્ત્રીના જેવાં જ ઘૂંટી સુધી લાંબાં વસ્ત્રો ઉત્પન્ન થવા માંડ્યાં છે, એ તમે જુઓ.[૩૨–૩૬] હે પ્રિય રાજા! જેમ વૃક્ષમાંથી પુષ્પો ઉત્પન્ન થાય, તેમ મારા અવયવોમાંથી જ અનેક પ્રકારનાં આ આભૂષણો, રત્નો અને પુષ્પો ઉત્પન્ન થતાં જાય છે. હે અંગ! પર્વતના ઉપર જેમ ઝાકળ ઉત્પન્ન થાય છે, તેમ મારા મસ્તક ઉપર, પોતાની મેળે જ ચંદ્રમાનાં કિરણોના જેવાં કાંતિવાળાં કિરણો વડે શોભાયમાન, પટ્ટવસ્ત્ર (રેશમી વસ્ત્ર) તૈયાર થઈ ગયું છે. હે મને માન આપનાર! સ્ત્રીનાં સર્વ ચિહ્નો મારામાં થઈ રહ્યાં છે.[૩૭–૩૯] અહો! મને ધિક્કાર છે, કષ્ટ છે અને અફસોસ છે કે, હું સ્ત્રી બની ગયો છું! હું શું કરું? હે સુશીલ રાજા! અહો, મને ધિક્કાર છે અને મહાકષ્ટ છે કે, હું સ્ત્રી જ થઈ રહ્યો![૪૦] હું સાક્ષીચૈતન્ય વડે આ નિતંબભાગને× અને જઘનને અનુભવું છું.' આ પ્રમાણે કુંભમુનિ વનની અંદર રાજાને કહીને દિલગીર થઈ મૌન થઈ રહ્યો.[૪૧] રાજા તેને એવી તરેહનો જોઈ, પોતે પણ તેના જેવો જ દિલગીર થયો અને એક મુહૂર્ત માત્ર પછી શિખિધ્વજ રાજાએ તેને આવાં વાક્યો કહ્યાં[૪૨] કે, 'મહાકષ્ટ છે કે, આપ જે મહાત્મા છો તે સ્ત્રી બની ગયા; પરંતુ હે સુશીલ દેવપુત્ર! તમે જાણવાનું સર્વ જેણે જાણી લીધું છે તેવા છો. વળી પ્રારબ્ધની ગતિને તમે જાણો છો;[૪૩] માટે આ વિષય કે જે અવશ્ય ભાવિ જ છે, તેમાં ઉદાસ ચિત્તવાળા ન થાઓ. તે તે (સારીમાઠી) દશાઓ જ્ઞાની પુરુષોના ફક્ત દેહ ઉપર જ આવી પડે છે, પણ તેના ચિત્તમાં પેસી શકતી નથી; અને અજ્ઞાની પુરુષોના માત્ર દેહ ઉપર જ એ આવે છે એમ નથી, પરંતુ તેના ચિત્તમાં પણ તે તે દશા દૃઢ બેસી જાય છે.'[૪૪]

કુંભમુનિ બોલ્યાઃ–રાત્રિમાં તે સ્ત્રીપણાની પ્રાપ્તિ પણ ભલે હો. હું તેવી રીતે પણ ચલાવી

× સ્ત્રીના કટિપશ્ચાદ્ભાગને નિતંબ કહે છે અને સ્ત્રીના કેડના આગળના ભાગને જઘન કહે છે. पश्चान्नितंबः स्त्रीकट्याः क्लीबे तु जघनं पुरः।

લઈશ.[૪૫] એ બાબતમાં હું કાંઈ ખેદ રાખતો નથી; કેમકે પ્રારબ્ધનું કોણ ઉલ્લંઘન કરી શકે છે? કોઈ નહિ. એ રીતે બન્ને જણાએ નિર્ણય કરી, કેમ જાણે તે ખેદને હલકો કરી નાખ્યો હોય, તેમ (શોકરહિત થઈ જઈ) એક જ શય્યામાં મૌનપણાથી તેઓએ (રાજાને કુંભમુનિની વિપત્તિની ચિંતાથી અને રાણીને રાજાના સમાગમની ઉત્કંઠાથી નિદ્રા નહિ આવતાં) ઘણી લાંબી થઈ પડેલી આખી રાત્રિ કાઢી નાખી. પછી પ્રાતઃકાળે તે યૌવનવાળું સ્ત્રીનું શરીર છોડી દઈ, પ્રથમના કુંભમુનિના જેવો જ સ્તન વગરના પુરુષના શરીરવાળો કુંભજ બની ગઈ. એ રીતે તે ઉત્તમ રાજપત્ની ચૂડાલા, પોતાના પતિ પાસે પ્રથમ કુંભરૂપે થઈ અને પછી સ્ત્રીરૂપ બની, વનના અંતભાગોમાં રાત્રિએ કુમારીના ધર્મમાં રહી ક્રીડા કરતી હતી અને દિવસે મિત્રરૂપ પોતાના ભર્તા સાથે કુંભમુનિનું રૂપ ધારણ કરીને રહેતી હતી.[૪૬–૪૯] કૈલાસ પર્વત, મંદરાચળ, મહેંદ્રાચળ, મેરુપર્વત અને સહ્યાદ્રિ વગેરેનાં શિખરોમાં, યોગના બળથી પોતાના પતિ સાથે અટકાયત વિના જવું—આવવું કરનારી તથા પુષ્પની માળા, નાના હાર અને (સુવર્ણાદિકના) હારો વડે રમણીય લાગતી એ ચૂડાલા, પોતાની ઇચ્છા પ્રમાણે ગતિ કરનારા પોતાના પતિની સાથે ઇચ્છાને અનુસારે ગમે ત્યાં ક્રીડા કરતી હતી.[૫૦]

**कैलासमंदरमहेन्द्रसुमेरुसह्यसानुष्वविस्खलितयोगगमागमा सा। सार्कं प्रियेण सुहृदा भवता यथेच्छं स्रग्दामहारवलिताविजहारनारी॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'કુંભસ્ય સ્ત્રીત્વલાભ' એ નામનો સર્ગ ૧૦૫ મો સમાપ્ત**



## સર્ગ ૧૦૬ મો*

### કુંભરૂપ ચૂડાલાનો વિવાહ

॥ वसिष्ठ उवाच ॥

**ततः कतिपयेष्वेव दिवसेषु गतेषु सा। इदं प्रोवाच भर्तारं कुंभरूपधरा सती॥ १॥**

વસિષ્ઠ બોલ્યાઃ—ત્યાર પછી કેટલાએક દિવસો ગયા બાદ, કુંભમુનિના રૂપને ધારણ કરનારી સતી ચૂડાલાએ પોતાના પતિને આ પ્રમાણે કહ્યુંઃ 'હે રાજા! હે કમળના જેવાં સુંદર નેત્રવાળા! મારાં આ વચન તમે સાંભળો. હું રાત્રિએ સુંદર અંગવાળી સ્ત્રી બની જાઉં છું, માટે તેને યોગ્ય એવા સ્ત્રીધર્મને હું સફળ કરવાને ઇચ્છું છું, તેથી કોઈ ભર્તાને શોધી વિવાહ વડે થોડા કાળમાં જ હું મારા આત્માને (દેહને) આપી દઈશ.[૨–૩] આ ત્રણે લોકમાં તમે જ મને ભર્તારૂપે બહુ રુચો છો, માટે મારી સાથે વિવાહ કરી સર્વદા મને રાત્રિએ ભાર્યાના ભાવમાં અંગીકાર કરો.[૪] હે સુશીલ રાજા! પોતાના પ્રિય મિત્રની (તમારી) સાથે યત્નવગર અનાયાસે મળનારા સ્ત્રીસુખને ભોગવવાને હું ઇચ્છું છું; માટે તેમાં તમે (ના પાડી) વિઘ્નકારક ન થશો.[૫] સૃષ્ટિના આરંભકાળથી માંડી ક્રમ પ્રમાણે ચાલ્યું આવતું, અનાયાસથી જ સાધી શકાતું, સુખરૂપ અને મનોહર પ્રકૃત (પ્રસંગપ્રાપ્ત) કાર્ય. સર્વ વસ્તુઓમાં ચારેબાજુથી ઇચ્છા અને અનિચ્છાનો તથા તેનાં શુભાશુભ ફળોનો ત્યાગ કરી, જે કરે તેને તેથી શું દોષ લાગે? કાંઈ નહિ. તેમ સૃષ્ટિના આરંભકાળથી જ માંડી ક્રમ પ્રમાણે ચાલ્યું આવતું, અનાયાસથી જ સાધી શકાતુ, સુખરૂપ અને મનોહર આ પ્રકૃત (પ્રસંગપ્રાપ્ત

* આ એકસો ૭મા સર્ગમાં શિખિધ્વજ અને ચૂડાલાનો મહેંદ્રાચળમાં અગ્નિની સાક્ષીએ થયેલો વિવાહ અને સુવર્ણમય ગુફામાં પુષ્પશય્યામાં સમાગમ, એ વર્ણન આવશે.

વિવાહરૂપ) કાર્ય, સર્વ વસ્તુઓમાંથી ઇચ્છા અને અનિચ્છાનો તથા તેનાં શુભાશુભ ફળોનો ત્યાગ કરી જો તમે કરો તો તેથી તમને શો દોષ લાગે? કાંઈ નહિ. આપણે બન્ને (થાય તો જ ઠીક એવી) ઇચ્છાવાળાં પણ નથી અને (ન થાય તો જ ઠીક એવી) અનિચ્છાવાળાં પણ નથી; માટે આ ધારેલો મનોરથ પૂર્ણ કરીએ.[૬–૮]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે પ્રિય સખા! આ (વિવાહરૂપ) કાર્ય કરવાથી હું શુભ કે અશુભ કાંઈ દેખતો નથી; માટે હે મોટી બુદ્ધિવાળા! જેમ તમારી ઇચ્છા હોય તેમ તમે ભલે કરો.[૯] સર્વ બ્રહ્મરૂપ જણાયાથી, સમાનપણાને પ્રાપ્ત થયેલા ચિત્ત વડે, આ ત્રણે લોકને હું પોતાના આત્મારૂપ જ લેખું છું, માટે જેમ તમારી મરજી હોય તેમ ભલે કરો.[૧૦]

કુંભમુનિ બોલ્યાઃ–હે રાજા! જો એમ જ હોય, તો મેં ગઈ કાલે ગણતરી કરી હતી, તો આજે શ્રાવણ માસની પૂર્ણિમા છે, તેથી આજે જ લગ્ન કરી લેવું એ વધારે સારું છે.[૧૧] હે મહાબાહુ! આજ રાત્રિએ જ્યારે ચંદ્રમા સંપૂર્ણ કળાઓ સાથે ઉદય પામશે, મહેંદ્રાચળના ઉપરના ભાગમાં રહેલાં શિખર પરનાં મંદિરો જ્યારે મણિઓથી પ્રકાશશે, જ્યારે પુષ્પના ભારથી નમેલી વૃક્ષરાજિરૂપી (વૃક્ષનાં વન) સ્ત્રી પોતાની લતાઓ ડોલાવી નૃત્ય કરશે અને જ્યારે તારામંડળ પોતાના પતિ ચંદ્રને વીંટીને ઊભું રહેશે ત્યારે આપણો વિવાહ થાય તો તે એક સુંદર ઉત્સવ શોભશે અને તારાઓ સહિત ચંદ્ર પણ ભલે તે વિવાહનાં દર્શન કરે.[૧૨–૧૪] હે રાજા! ચાલો આપણા પોતાના વિવાહ માટે, વનના ભાગમાંથી, આપણે ચંદનપુષ્પ આદિ સામાન રત્નોની સાથે ભેગો કરીએ.[૧૫] આમ કહી કુંભમુનિ, રાજાની સાથે ઊભા થયા અને પુષ્પો વીણી લાવ્યા તથા તેમણે રત્નાદિકનો પણ સંચય કર્યો.[૧૬] ત્યાર પછી, તેઓએ, એ રત્નવાળા શિખરમાં સરખા અને ઉત્તમ આંગણાની અંદર દેવતા તથા અગ્નિ આદિના પૂજન માટે થોડી વારમાં પુષ્પોના ઢગલા કરી મૂક્યા;[૧૭] અને બીજા આંગણાની અંદર, કેમ જાણે મૂર્તિમાન સૌભાગ્યના જ ઢગલાઓ કરી રાખ્યા હોય, તેમ હારો, લૂગડાંઓ અને ઉત્તમ મણિઓ ઇત્યાદિના ઢગલાઓ કર્યા.[૧૮] એ રીતે ઘરની જેવી સોનાની ગુફાની અંદર, ઉપર પ્રમાણે વિવહાનો સર્વ સામાન એકઠો કરી, મહામિત્ર બની ગયેલાં એ બન્ને જણાંઓ મંદાકિની (ગંગા) નદી ઉપર સ્નાન કરવા માટે ગયાં.[૧૯] હાથીના જેવી દઢ કાંધવાળા મહારાજા શિખિધ્વજને કુંભમુનિએ પરમ આદરથી દહીં, દૂર્વા, ચોખા, સરસવ આદિ વડે મંગલપૂર્વક સ્નાન કરાવ્યું; અને પછી, પોતાની પત્નીરૂપે થવાની, તથા કુંભમુનિના રૂપને ધારણ કરનારી, પ્રિયા ચૂડાલાને, રાજા કે જે હવે પછી (વિવાહ વડે) તેના પતિરૂપ બનવાનો છે તેણે સ્નાન કરાવ્યું. પછી નાહેલાં તે બન્ને જણાંએ દેવતાઓ, પિતૃઓ અને ઋષિઓની પૂજા કરી. જેમ એ બન્ને ક્રિયાના ફળની ઇચ્છા વગરનાં હતાં, તેમજ ક્રિયાનો ત્યાગ કરવામાં પણ ઇચ્છારહિત હતાં.[૨૦–૨૨] નિત્ય જ્ઞાનરૂપી રસ વડે તૃપ્ત રહેનારાં અને જગતની સ્થિતિની મર્યાદામાં રહેલાં તે બેઉ જણાંએ, પોતાને પરસ્પર મનગમતું એવું ઉત્તમ ભોજન કર્યું.[૨૩] પછી કલ્પવૃક્ષથી આવેલાં ધોળાં વસ્ત્રોને ધારણ કરી, (કલ્પવૃક્ષનાં) ફળોના ઉપયોગ કરી, તે બન્ને શાસ્ત્રમાં કહેલા ક્રમથી વિવાહસ્થાનમાં આવ્યાં.[૨૪] તેટલા વખતમાં, વિવાહ વિષે ઉત્કંઠાવાળાં એ બન્ને (રાજા–રાણી)નું કેમ જાણે પ્રિય કરવાને માટે અસ્ત થતા હોય, તેમ ભગવાન સૂર્યનારાયણ તત્કાળ અસ્તાચળ ભણી ચાલ્યા ગયા.[૨૫] ત્યાર બાદ તેમણે સંધ્યાવંદનવિધિ કરી લીધો અને અઘમર્ષણ તથા જપ પણ કર્યો. ત્યાં (હિતકર હોવાથી) દંપતીના એક મિત્રરૂપ બનેલી, કમળોના સમૂહરૂપી હાસ્યવાળા

અને ગ્રાકળરૂપી કળીઓના સમૂહને વિખેરી નાખતી રાત્રિ ઉદય પામી.[૨૬,૨૭] અને તેનીજ સાથે વિવાહને જોવા માટે તારાઓ પણ આકાશમાં આવ્યા. કુંભમુનિએ એ રત્નવાળા શિખરની અંદર, જેમ બ્રહ્મા આકાશમાં સૂર્ય અને ચંદ્રમાસહિત અનેક તારાઓને પ્રકટ (ઉત્પન્ન) કરે છે, તેમ સારી રીતે અનેક રત્નના દીવાઓ પ્રકટાવી દીધા;[૨૮] અને પોતે રાત્રિ થતાં સ્ત્રીરૂપે થવાના હોવાથી, ચંદન, અગરુ અને કપૂરોના સમૂહોથી, કસ્તૂરી તથા કેસરથી, હાર, બાજુબંધ તથા કડાંઓથી, કલ્પલતાથી થયેલાં વસ્ત્રોથી, માળા વડે અધિક શોભાવાળાં રત્નોના ગુચ્છા આદિ આભૂષણોથી, વિવિધ પ્રકારના ભૂષણને યોગ્ય પુષ્પોથી, કલ્પલતાઓના ગુચ્છાથી, મંદાર, પારિજાત અને સંતાન વૃક્ષનાં પુષ્પોથી, અનેક રત્નોથી અને ચંદ્રમાના જેવા કાન્તિમાન મુકુટથી (ચૂડામણિથી) કુંભમુનિએ શિખિધ્વજને શણગાર્યો અને તેટલા વખતમાં જ એ કુંભમુનિ સ્ત્રીપણાને પ્રાપ્ત થઈ ગયા અને હાવભાવ વગેરે સ્ત્રીના વિલાસવાળા તથા રતનના ભારથી દબાયેલા બની ગયા.[૨૯-૩૨] તેમણે પોતાના મનમાં એમ વિચાર કર્યો કે, 'હું આ સ્ત્રી થઈ ગયો છું તેથી મારે મારો આત્મા (દેહ) કામદેવરૂપી વરને આપી દેવો યોગ્ય છે અને એજ કાર્ય આ સમયને ઉચતિ છે;[૩૩] માટે હે કામ! હું આ તારી સુંદર સ્ત્રી છું અને તું ભર્તારૂપે મારી પાસે જ રહેલ છે, તો ભલે મને ગ્રહણ કર અને મારા પ્રત્યે (ઉપભોગ માટે) આવ. હે હૃદયમાં રહેનાર કામ! આ તારો યોગ્ય કાળ છે.' આમ મનમાં વિચાર કરી પોતાની આગળ જ વનભૂમિમાં રહેલા અને કેમ જાણે ઉદય પામેલા સૂર્ય હોય તેવા, દેદીપ્યમાન પોતાના પતિ પ્રત્યે જેમ રતિ (કામપત્ની) કામદેવ પ્રત્યે જાય તેમ ચૂડાલા ગઈ. 'હે મને માન આપનાર! હું મદનિકા નામની તમારી ભાર્યા (થવાની) છું અને સ્નેહસહિત આપના ચરણમાં હું પ્રણામ કરું છું.'[૩૪-૩૬] એમ કહી સુંદર અંગવાળી, લજ્જાવડે નમી ગયેલી અને સ્વભાવે પણ નમ્ર એ રાણી, ચપળ કેશવાળા પોતાના મસ્તક વડે એ સુશોભિત પતિને નમી;[૩૭] તથા તેણે કહ્યું કે, 'મને આપ ભૂષણો વડે શણગારો અને શાસ્ત્રના ક્રમ પ્રમાણે અગ્નિને પ્રગટ કરી મારું પાણિગ્રહણ કરો. હે રાજા! આપ બહુ શોભાયમાન લાગો છો અને મને કામદેવ વડે વ્યાકુળ કરી મૂકો છો. રતિના વિવાહમાં પ્રસિદ્ધ એવા કામદેવનો પણ તમે તમારી શોભા વડે તિરસ્કાર કરી રહ્યા છો.[૩૮,૩૯] હે રાજા! તમારાં આ પુષ્પો કેમ જાણે ચંદ્રમાનાં મૂર્તિમાન કિરણોનો સમૂહ જ હોય, તેવી શોભાવાળાં છે અને તમારા વક્ષઃસ્થળમાં રહેલો હાર, મેરુપર્વતમાં રહેલા ગંગાપ્રવાહના જેવી કાન્તિને ધારણ કરે છે.[૪૦] હે રાજા! જેમ કેસરાઓ વડે લપેટાઈ રહેલા ચંચળ ભમરાઓથી સુવર્ણકમળ શોભે, તેમ મંદારનાં પુષ્પોથી ગુંથાયેલા કેશો વડે તમે શોભો છો.[૪૧] હે મહાસમર્થ! રત્નોનાં કિરણોના સમૂહોથી, પુષ્પોથી, લક્ષ્મીથી, સ્થિરતાથી અને તેજથી તમે રત્નના સ્થાનરૂપ મેરુપર્વતનો પણ તિરસ્કાર કરી રહ્યા છો.'[૪૨] ઇત્યાદિ વાતો કરતાં, તેઓ બન્ને પરસ્પર પ્રસન્ન થતાં હતાં, કે જેઓનો પ્રથમનો પતિપત્ની ભાવ ગૂઢપણે ઢંકાઈ રહ્યો હતો અને હવે પછી પાછાં જેઓ નવીન દંપતીરૂપે થવાનાં છે.[૪૩] સુવર્ણમય શિલારૂપી પલંગમાં બેઠેલા મહારાજા શિખિધ્વજે, મહારાણી મદનિકાને પોતાની મેળે જ કુંડળ આદિ કાનનાં તેમજ મસ્તકનાં ઘરેણાંથી, માળાઓથી, મણિમય અને રત્નમય બીજા અલંકારોથી, વસ્ત્રોથી, ચંદનાદિક લેપોથી અને તે તે યોગ્ય સ્થાનોમાં રાખેલાં પુષ્પોથી શણગારી દીધી.[૪૪,૪૫] શણગારેલી હોવાથી (કામ) મદને ઉત્પન્ન કરનારી એ સુંદર કામાતુર મદનિકા (શિવજી સાથે) વિવાહ

કરવા તૈયાર થયેલાં પાર્વતીજીની પેઠે અને (કામ સાથે) વિવાહ કરવા તૈયાર થયેલી કામાતુર કામપત્ની (રતિ)ની પેઠે શોભતી હતી.[૪૬] મહારાજા શિખિધ્વજે મહારાણી (મદનિકા)ને શણગારી લઈ, એમ કહ્યું કે, 'હે મૃગબાળકના જેવાં વિશાળ નેત્રવાળી! તું નવી ઉત્પન્ન થયેલી કેમ જાણે બીજી લક્ષ્મી હોય તેવી શોભે છે.[૪૭] ઇન્દ્રની સાથે ઇન્દ્રાણીનું જે સૌભાગ્ય રહ્યું છે, વિષ્ણુની સાથે લક્ષ્મીજીનું જે સૌભાગ્ય રહ્યું છે અને મહાદેવજીની સાથે પાર્વતીજીનું જે સૌભાગ્ય રહ્યું છે, તે જ સૌભાગ્ય તારું પણ મારી સાથે રહો.[૪૮] સ્તનરૂપી કમળની કળીઓવાળી, અનુરાગરૂપી અંકુર, જેના હૃદયમાં ફૂટી નીકળ્યો છે તેવી, ચંચળ નેત્રરૂપી શ્યામ કમળને ધારણ કરનારી અને (પુષ્પાદિકના) સુગંધને લીધે ભમરાઓનો ઉત્તમ શબ્દ જેમાં થઈ રહ્યો છે એવી, તું કેમ જાણે કમલિની જ હોય તેવી દેખાય છે.[૪૯] સુંદર હાથરૂપી રાતાં પાંદડાંથી શોભતી, સ્તનરૂપી ગુચ્છાઓને ધારણ કરનારી અને અનેક ફળવાળી તું કામદેવરૂપી કલ્પવૃક્ષની લતા છે, એમ હું માનું છું.[૫૦] તું હિમ જેવા ઠંડા અને નિર્મળ અવયવોવાળી હોવાથી તથા ચાંદનીના પ્રકાશ જેવું સુંદર તારું હાસ્ય હોવાથી, તું કેમ જાણે ઉદય પામેલી પૂર્ણ (પૂનમના) ચંદ્રમાની બીજી લક્ષ્મી જ હોય, તેમ દર્શનમાત્રથી જ સંપૂર્ણ રીતે આનંદ ઉપજાવે છે.[૫૧] માટે હે ઉત્તમ નિતંબવાળી! અહીંથી તું ચાલ અને પોતાની મેળે જ વિવાહ સંબંધી વેદીને શોભાવ.'[૫૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**—દરેક થાંભલે ફળોના અને ગુચ્છાઓના જેવા આકારવાળી, રત્નોની શિલાઓ વડે ચિહ્નવાળા પુષ્પલતાઓના સમૂહોથી તથા ગુચ્છાઓના જેવો દેખાવ આપનારા મોતીઓવાળા પુષ્પની કળીઓના સમૂહોથી, ચારે દિશામાં રાખેલાં ચાર મોટાં શ્રીફળોથી અને ગંગાજળ વડે ભરી રાખેલા ઘડાઓથી બહુ શોભાવાળી એ વિવાહવેદીમાં તેઓ ગયાં અને એ વેદીના મધ્યભાગમાં ચંદનનાં લાકડાં વડે, તેમણે અગ્નિને સળગાવ્યો.[૫૩,૫૪] અગ્નિની જ્વાળાને તેજ કરી દક્ષિણદિશા તરફ જ્વાળા જવાથી, દક્ષિણ તરફ નમી રહેલા તે અગ્નિની (વિધિપૂર્વક) સ્થાપના કરી, પછી તેની પ્રદક્ષિણા કરી. એ અગ્નિની પાસે જ પૂર્વદિશા તરફ મુખ રાખી, પરસ્પર પ્રેમવાળાં એ બન્ને દંપતી પોતાની મેળે જ પાંદડાંના આસન ઉપર બેઠાં. શિખિધ્વજરાજાએ તલ અને શાળનો અગ્નિમાં હોમ કરી, વારંવાર ઊભા થઈ પોતાની પ્રિયાનું પાણિગ્રહણ કર્યું અને શિવપાર્વતીની પેઠે મંગળરૂપ તથા વનમાં પરસ્પર શોભી રહેલાં, એ દંપતીએ અગ્નિની પાછી પ્રદક્ષિણા કરી અને તેમણે અન્યોન્ય મંદહાસ્ય વડે મુખ સુશોભિત રાખી, જ્ઞાનરૂપી સર્વસ્વવાળું તથા પ્રેમ વડે ચપળ એવું પોતાનું હૃદય જ દાન તરીકે આપ્યું અને અગ્નિની ત્રણ પ્રદક્ષિણા કરી, શાળનો હોમ કરી હસતાં મુખવાળાં અને નવીન ઉદય પામેલાં ચંદ્રમાના જેવાં રમણીય એ બન્ને પતિ-પત્નીએ પ્રસન્ન થઈ, ક્રમ પ્રમાણે પોતપોતાના હાથ મૂકી દીધા અને પ્રથમ રચી રાખેલી નવીન ફૂલોની પથારીમાં તેઓ જઈ બેઠાં.[૫૫-૬૦] તેટલામાં કેમ જાણે આકાશની અંદરથી, તે બન્નેની શોભાને જાણે જોવા ન ઇચ્છતો હોય તેમ ચંદ્રમાએ, રાત્રિનો ચોથો ભાગ (એક પહોર) ગાળી નાખ્યો. જેમ વિષયી પુરુષની દૃષ્ટિ સ્ત્રીનાં છિદ્ર જોવામાં ચારેબાજુ પોતાનાં કિરણોને પસારે, તેમ તે લતારૂપી ઘરમાં ચપળ ચંદ્રમાએ પોતાનાં કિરણો ફેલાવ્યાં. ચંદ્રમા એક પ્રહરપર્યંત ચઢ્યા પછી, તે બન્ને પ્રિય દંપતી, સારા મુહૂર્તની વાટ જોતાં બેઠાં. પછી ત્યાંથી ઊઠી અને પ્રથમ જ પોતે રચી રાખેલી ગુપ્ત-રત્નમય દીવાઓના પ્રકાશવાળી, સુવર્ણમય ગુફામાં તેઓ પેઠાં અને ત્યાં એ પ્રિય પતિ-પત્નીએ, પુષ્પોથી

પ્રથમ જ રચી રાખેલી, ક્ષીરસાગરની જળધારાના જેવી ધવલ અને કેમ જાણે ચંદ્રમાની ચાંદની જ પિંડરૂપ બની ગઈ હોય તેવી, સૌંદર્યવાળી નવીન શય્યા દીઠી, કે જે ગોઠવી રાખેલા સુવર્ણમય કમળોના ઢગલાઓથી અને નહિ કરમાનારાં બીજાં મંદારવૃક્ષ આદિનાં પુષ્પોથી તથા સુંદર શય્યાની જેટલી ઊંચાઇએ રાખેલી હતી અને લાંબી શય્યાને આકારે ગોઠવ્યાથી લાંબા થતા ચંદ્રબિંબના જેવા દેખાવ આપનારા તથા ઝાકળવાળા દેશમાં રહેવાથી શીતળ થયેલાં સમાન એવાં પુષ્પો તેની ચારેબાજુ પાથરવામાં આવ્યાં હતાં.[૧૧-૧૬] ભીંતોમાં પ્રતિબિંબ પડવાથી, કેમ જાણે મૂર્તિમાન કામદેવનું જ પ્રતિબિંબ હોય તેવાં દેખાતાં, સુગંધવાળાં, ઉદાર મનનાં, મનોહર અને રાજ્યસાગથી માંડી ઘણા કાળ સુધી ભ્રાંતિ વડે જુદાં જણાતાં એ બન્ને દંપતી, જેમ ક્ષીરસાગરમાં મંદરાચળ બેસે (પડે), તેમ સરખી રીતે રચના વડે પરિપૂર્ણતાવાળી, નિર્મળ, પુષ્પોના ઢગલાઓથી ઢંકાઈ ગયેલી એ શય્યામાં બેઠાં.[૧૭-૧૯] વિનય વડે મનોહર તે તે (લોકોત્તર) વાણીના વિલાસોથી તથા તે સમયમાં ઉચિત અને આલિંગન આદિ કાર્યમાં સુંદર દેખાતા, ગંધ, પુષ્પ, તાંબૂલ આદિ વિવેકવાળા ઉપચારોથી અને નવાં નવાં લાગતાં સંભોગનાં સુખને લીધે સુંદર અને મનોહર એ બન્ને દંપતીની તે રાત્રિ ઘણી લાંબી છતાં, એક મુહૂર્તની પેઠે સત્વર જતી રહી.[૨૦]

तैस्तैर्मिथःप्रणयपेशलवाग्विलासैस्तत्काल-कार्यसुभगैः प्रणयोपचारैः । सत्कांतयोर्नवनवेन तयोः सुखेन दीर्घा मुहूर्त इव सा रजनी जगाम॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'મદનિકાવિવાહ' એ નામનો સર્ગ ૧૦૬ મો સમાપ્ત**



## સર્ગ ૧૦૭ મો×

## શિખિધ્વજની અનાસક્તિની પરીક્ષા

॥ वसिष्ठ उवाच ॥

अथ सूर्यारुणरंगेण रंजिते भुवनोदरे।
शिखिध्वजांगना प्रातर्मदनी कुंभतां ययौ ॥ १ ।

વસિષ્ઠ બોલ્યા:–પછી સૂર્યરૂપી રંગ વડે આ જગતની અંદરનો સર્વ ભાગ રંગાઈ જતાં, પ્રાતઃકાળે શિખિધ્વજ રાજાની પત્ની મદનિકા કુંભરૂપે બની ગઈ. એ પ્રમાણે મહેંદ્રાચળની ગુફામાં રાજા શિખિધ્વજ અને કુંભમુનિ બન્ને વિવાહ કરીને, દેવતાઓના જેવા ભોગો ભોગવનારાં પ્રિય દંપતીરૂપ થયાં. તે બન્ને દરરોજ પાકી ગયેલાં ફળોના ભારવાળી તથા પુષ્પોથી અને પાંદડાંથી શોભતી રંગબેરંગી વનની હારોમાં વિલાસ કરતાં હતાં.[૧-૩] દિવસે તેઓ મિત્રરૂપે અતિ પ્રસન્ન રહેતાં હતાં અને રાત્રિએ પ્રિય દંપતીરૂપે બની જતાં હતાં. દીપક અને તેની પ્રભા (કાન્તિ)ની પેઠે, તેઓ નિરંતર ભેગાં જ રહેતાં અને કદી પણ જુદાં પડતાં નહિ.[૪] વનના બગીચાઓમાં, પર્વતોની ગુફાઓમાં, તમાલવૃક્ષોના સમુદાયવાળા દેશોમાં, મંદારવૃક્ષોનાં વનોમાં, સહ્યાદ્રિ, દર્દુર, કૈલાસ, મહેન્દ્રાચળ, મલયાચળ, વિંધ્યાચળ અને લોકાલોક પર્વત, એ સર્વની તળેટીમાં અને ગંધમાદનપર્વતમાં તેઓ ક્રીડા કરતાં હતાં.[૫-૬] ત્રણ ત્રણ દિવસે, જ્યારે પોતાનો પ્રિય પતિ નિદ્રાને પ્રાપ્ત થાય ત્યારે ચૂડાલા (પોતાના શહેરમાં જઈ) રાજકાર્યોને કરી લઈ, પાછી ત્યાં ચાલી આવતી હતી. સ્વચ્છ સ્નેહયુક્ત હૃદયવાળા કુંભમુનિ અને રાજા એ બન્ને દિવસે મિત્રરૂપે રહી, રાત્રિએ દંપતીરૂપ બની જઈ

× આ એકસો સાતમા સર્ગમાં નાના પ્રકારના પર્વતોમાં વિહાર આદિ તથા માયામય ઇન્દ્રનું દર્શન અને અનાસક્તિ (વૈરાગ્ય)ની પરીક્ષા માટે ઇન્દ્ર તરફથી સ્વર્ગ પ્રત્યે આમંત્રણ થવું ઇત્યાદિ વર્ણન આવશે.

નાના પ્રકારનાં પુષ્પોમાં ગરકાવ રહી પરસ્પર બહુ પ્રસન્ન રહેતાં હતાં. (મનોહર અને દેવદારુનાં વૃક્ષો વડે ઘેરાયેલાં, મહેન્દ્રાચળમાં રત્નની ભીતોવાળા ગુફારૂપી ઘરમાં દેવતાઓએ અને કિન્નરોએ પ્રશંસા કરાયેલાં એ દંપતી એક માસ સુધી રહ્યાં અને તેવી જ રીતે એક માસ સુધી (નીચાં હોવાથી) હાથ વડે લઈ શકાય તેવી રીતે ઉત્પન્ન થયેલાં ભૂખ–તરસ–રોગ–ઘડપણ વગેરે હરી લેવાથી સાર્થક એવાં ફળ–ફૂલ–પાંદડાં આદિને ધારણ કરનારાં મંદારવૃક્ષોનાં વનોની માળા (પંક્તિ)વાળા, શક્તિમાન પર્વતના પાછળના ભાગમાં તેમણે નિવાસ કર્યો. એક પખવાડિયા સુધી કલ્પલતાના બનાવેલા ગૃહમાં તે રહ્યાં.[૭–૧૦] બે માસ સુધી મૈનાક પર્વતની દક્ષિણ દિશા તરફની તળેટીમાં, પારિજાતક વૃક્ષોનાં વનની અંદર, દેવતાઓના ઉપયોગમાં આવનારાં પુષ્પોના ગુચ્છાઓ વડે બનાવેલા મંડપમાં તે બન્ને રહ્યાં. મેરુપર્વતના જમણા ભાગ તરફ જંબૂતદીને કાંઠે જંબૂવનના સુવર્ણમય ભાગની નીચે જાંબુનાં ફળોના રસના આસવ પીવાથી પરસેવો, દુર્ગંધ, જરા, રોગ આદિથી રહિત અને સ્થિર યૌવનવાળાં થઈ, તેમણે એક મહિના સુધી ત્યાં સ્થિતિ કરી.[૧૧,૧૨] દશ દિવસ સુધી ઉત્તરકુરુ તરફના દેશોમાં તે રહ્યાં અને સત્તાવીસ દિવસ સુધી ઉત્તરકોસલ દેશમાં તેમણે વાસ કર્યો.[૧૩] એવી જ રીતે, બીજા અનેક પર્વતોના અને રાજાઓના દેશોમાં, મહાભાગ્યવાન એ બન્ને દંપતી દિવસે મિત્રરૂપે રહેતાં હતાં અને રાત્રિએ દંપતીરૂપ બની જઈ રહેતાં હતાં.[૧૪] ત્યાર પછી ધીરે ધીરે કેટલાક માસ પસાર થતાં એ દેવપુત્ર (કુંભમુનિ)ને રૂપે આવેલી ચૂડાલાએ વિચાર કર્યો કે, 'હું સુંદર રૂપવાળા ( મનોહર ) ભોગોના ભાર વડે, એ શિખિધ્વજ રાજાની પરીક્ષા કરીશ, કે જેથી ( અનાસક્તિ દૃઢ થઈ જતાં ) તેનું ચિત્ત પાછું ભોગોને વિષે કોઈ દિવસ આસક્તિવાળું થશે જ નહિ.'[૧૫,૧૬] એમ વિચાર કરી, ચૂડાલાએ માયા વડે, એ વનભૂમિમાં દેવતાઓ અને અપ્સરાઓ સહિત ઇન્દ્રને ત્યાં આવેલા દેખાડ્યા.[૧૭] સર્વ પરિવારો સહિત ઇન્દ્રને પોતાની પાસે આવેલા જોઈ વનમાં રહેલા શિખિધ્વજરાજાએ તેની યથાવિધિ પૂજા કરી.[૧૮]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે દેવતાઓના રાજા! આપે દૂરથી (સ્વર્ગમાંથી) અહીં પધારવાનો શ્રમ શા માટે લીધો? જેમ હોય તેમ આપ કૃપા કરી મને કહેવાને યોગ્ય છો.[૧૯]

ઇન્દ્ર બોલ્યોઃ–જેમ હૃદયપ્રદેશમાં લાગી રહેલા સૂત્ર વડે ( દોર વડે ) વનમાં રહેનારાં, આકાશચારી પક્ષીઓ ખેંચાઈ આવે, તેમ તમારા સારા ગુણો સાંભળી અમે સ્વર્ગમાંથી અહીં ખેંચાઈ આવ્યા છીએ. તમે ઊઠો અને સ્વર્ગમાં આવો. ત્યાં (સ્વર્ગમાં) તમારા ગુણોનું શ્રવણ થવાથી, આશ્ચર્ય પામી ગયેલા સર્વ દેવતાઓ અને તેમની સુંદર પત્નીઓ તમને જોવાને આતુર છે.[૨૦,૨૧] સિદ્ધપાદુકા, સિદ્ધગુટિકા, સિદ્ધખડ્ગ, સિદ્ધરસ, વિમાન અને દિવ્ય અશ્વ ઇત્યાદિ સિદ્ધિઓને ગ્રહણ કરી લઈ, સિદ્ધમાર્ગથી તમે સ્વર્ગપ્રદેશમાં ચાલો.[૨૨] એ સ્વર્ગમાં આવી તમે જીવન્મુક્ત દશામાં રહી વિવિધ પ્રકારના ભોગો ભોગવો, તેથી તમને ત્યાં બોલાવી જવા માટે જ હું અહીં આવેલ છું.[૨૩] તમારા જેવા ઉત્તમ મહાત્માઓ પ્રાપ્ત થયેલી લક્ષ્મીનો તિરસ્કાર કરતા નથી અને જે ન મળે તેને ચાહતા નથી. જેમ ભગવાનથી આ ત્રણે લોક પવિત્ર થાય છે, તેમ નિર્વિઘ્ને સ્વર્ગમાં આવેલા અને સુખેથી તેમાં વિહાર કરનારા તમારા (શિખિધ્વજ) વડે, આજે સ્વર્ગ પવિત્ર થાઓ.[૨૪,૨૫]

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે દેવતાઓના અધિપતિ! સર્વ સ્થળે સ્વર્ગના જેવું જ સુખપૂર્વક વિહાર કરવાનું સ્થાન છે એમ હું સમજું છું. મારું સ્વર્ગ (પરમાત્મા) સર્વત્ર છે. તે માત્ર

અમુક સ્થાનમાં જ છે, એવી તેને મર્યાદા નથી. હે મહાસમર્થ ! હું સર્વત્ર પ્રસન્ન જ રહું છું, સર્વે ઠેકાણે રમું છું અને મન નિષ્કામ હોવાથી, હું સર્વત્ર આનંદવાળો જ છું. કોઈ એક સ્થાનમાં માપવાળાં થઈ રહેલાં, અલ્પ અને તુચ્છ સ્વર્ગ પ્રત્યે જવાનું મારા ચિત્તમાં આવતુ જ નથી, જેથી હું આપની આજ્ઞાનો અમલ કરી શકતો નથી.[૨૮]

ઇન્દ્ર બોલ્યોઃ–જાણવાનું સર્વ જેણે જાણી લીધેલ છે, એવા પરિપૂર્ણ બુદ્ધિવાળા પુરુષોને (પોતાની સમાન બુદ્ધિ હોવાથી) ભોગો ભોગવવાનું અને ન ભોગવવાનું એ બન્ને સમાન જ હોય છે, તો સજ્જન પુરુષોએ બાકી રહેલા નસીબને ભોગવી લેવાને સ્વીકારેલું ભોગોનું સેવન જ યોગ્ય છે, એમ હું માનું છું.[૨૯] એ રીતે દેવતાઓનો અધિપતિ ઇન્દ્ર કહેતો હતો, પણ રાજા (સ્વર્ગમાં જવાની ઇચ્છા ન હોવાથી) કાંઈ નહિ બોલતાં મૌન જ રાખી રહ્યો; ત્યારે ઇન્દ્રે કહ્યુંઃ 'તમે જો આ પ્રમાણે નિરપેક્ષ છો, તો પછી હું અહીંથી શું ન ચાલ્યો જાઉં ? (ચાલ્યો જાઉં છું)'[૩૦] અને 'હું આજે જ સ્વર્ગમાં નહિ આવું, પરંતુ કાળે કરી (પ્રયોજન પડશે ત્યારે) આવીશ.' એમ શિખિધ્વજ રાજા કહેતો હતો, તેટલામાં 'હે કુંભમુનિ ! તમારું (રાજાનું ફરી વાર રાજ્યમાં આવવારૂપી ઇચ્છેલું) કલ્યાણ થાઓ.' એમ કહેતાં ઇન્દ્ર અદૃશ્ય થઈ ગયો.[૩૧] જેમ સમુદ્રમાં પવન શાંત થઈ જતાં, વ્યાકુળ થઈ ગયેલા મગરમચ્છોથી, ફીણના ગોટાઓથી અને સર્પોના સમૂહોથી ઊછળતા તરંગોનો સમુદાય અદૃશ્ય થઈ જાય, તેમ એ દેવતાઓના રાજા ઇન્દ્રની સાથે બીજા સર્વ દેવતાઓનો સમૂહ પણ ક્ષણમાત્રમાં પૂર્ણ રીતે અદૃશ્ય થઈ ગયો.[૩૨]

तद्देववृंदमखिलं त्रिदशेशयुक्तं तत्र क्षणादल-
मदृश्यमभूद्वितीयम् । कल्लोलराशिरिव वारिनिधौ
प्रशांते वाते स्फुरन्मकरफेनफणीन्द्रवृंदम् ॥३२॥

**સર્ગ ૧૦૭ મો સમાપ્ત**

## સર્ગ ૧૦૮ મો*

## શિખિધ્વજના ક્રોધની પરીક્ષા અને ચૂડાલાનું પ્રાકટ્ય

॥वसिष्ठ उवाच॥

*तां मायां शममानीय चूडाला समचिंतयत् ।*
*दिष्टया भोगेच्छया नायं ह्रियते वसुधाधिप ॥*

વસિષ્ઠ બોલ્યાઃ–હે મહારાજા રામચંદ્રજી ! ચૂડાલા રાણીએ તે (ઇન્દ્રના આવવારૂપ) માયાને શમાવી દઈ વિચાર કર્યો કે, 'આ રાજાને ભોગોની ઇચ્છા વશ કરી શકતી નથી, એ ઘણી ખુશી થવાની વાત છે.[૧] ઇન્દ્રનો સમાગમ થવા છતાં પણ રાજા શિખિધ્વજ શાંત અને વિકારરહિત હોવાથી, સદા એકરૂપે રહેનાર આકાશની પેઠે મુખાદિક અવયવોની નિર્વિકાર સ્થિતિવાળો રહ્યો જ અને ઉતાવળ નહિ કરતાં તથા (બહુ ધીરજથી) પોતાની હાંસી થાય તેમ પણ નહિ કરતાં (સમાન રીતે રહી) તેણે વ્યવહારને યોગ્ય ઇન્દ્રનો પૂજનસત્કાર કર્યો.[૨] હવે વળી આદરપૂર્વક ફરી વાર પણ રાગદ્વેષવાળા અને બુદ્ધિને ક્ષોભ ઉપજાવનારા કોઈ પ્રપંચથી હું તેની પરીક્ષા કરી જોઉં.'[૩] એવો વિચાર કરી, મદવાળી એ રાણીએ રાત્રિએ ચંદ્રમાનો ઉદય થતાં, ઘાટાં પુષ્પોના ગુચ્છાઓથી સુશોભિત અને વનદેવીઓના અંતઃપુરરૂપ સંતાન વૃક્ષોની લતાઓનાં કૃત્રિમ ગૃહમાં પ્રવેશ કર્યો, કે જે વખતે મધુર સુગંધથી ભરેલો, પુષ્પોવાળાં વૃક્ષોમાંથી તથા લતાઓમાંથી ચાલ્યો આવતો શીતળ પવન (મલયાનિલ) વાતો હતો અને શિખિધ્વજ રાજા, નદીના તીર ઉપર જઈ સંધ્યાવંદનમાં તથા જપમાં પરાયણ થઈ ગયો હતો. એ લતાગૃહમાં મનોહર મદનિકાએ પોતાના

* આ એકસોઆઠમા સર્ગમાં રાણી રાજાના ક્રોધની પરીક્ષા માટે માયા વડે જારપુરુષ સાથે સંગ કરશે અને બરાબર રાજાના મનનો પાકકાળ જોઈ પોતાનું (ચૂડાલાનું) રૂપ તેને બતાવશે.

શરીરને પુષ્પો વડે સુશોભિત બનાવી, પોતાની માયા વડે કલ્પી લીધેલ, સુંદર અંગવાળી સ્ત્રીની પેઠે દાઢીમૂછ વગેરે નહિ હોવાથી રમણીય તરુણ વયવાળો દેખાવ આપનાર અને (તરુણ હોવાથી શિખિધ્વજ રાજાના કરતાં) મનને આકર્ષણ કરે તેવા કોઈ જારપુરુષને સાથે લઈ પોતે કલ્પી લીધેલી પુષ્પશય્યામાં આવી સૂઈ ગઈ.[૪–૭] શિખિધ્વજ રાજાએ (સંધ્યાવંદન તથા જપાદિક કરી રહ્યા પછી) એ (નદીકાંઠે રહેલા) નિકુંજમાંથી (પોતાના આશ્રમ તરફ આવી) શોધ કરી. ત્યારે લતાગૃહમાં મદનિકાને તથા તેના ગળામાં આલિંગન કરી રહેલ, મનોહર મદનિકાના તથા પોતાના કેશ વડે વીંટાયેલ કાંધવાળા, ચંદન વડે વ્યાપ્ત થઈ રહેલા અને શયનમાં આળોટવાથી તથા દબાવાથી શિથિલ થઈ ગયેલા મુકુટને ધારણ કરનારા જારપુરુષને તેણે દીઠો, કે જેના કાન, કપોલ, કેશપાશ અને નેત્રના ખૂણા સુવર્ણના જેવા મહાકાન્તિમાન, કોણીથી બેવડ વાળેલા સુવર્ણ સરખા સુંદર, મદનિકાના હાથરૂપી ઓશીકા ઉપર રહેલા હતા.[૮–૧૦] પરસ્પર હસતા ચહેરાવાળું, આસક્તિને લીધે એકબીજાના મુખ તરફ જોઈ રહેલું, કલ્પલતાઓનાં વસ્ત્રોથી શોભાવાળું, પુષ્પશય્યાને (પોતાની કામચેષ્ટાથી) ચપળ કરનાર, કામાતુર, વ્યાકુળ થઈ ગયેલું, એકબીજાના અવયવોનો સ્પર્શ થવાના બહાનાથી પોતાના પ્રેમને પરસ્પર અર્પણ કરવાનો ડોળ બતાવતું, એકબીજાની સામે જોતું, સમાન આનંદને ધારણ કરનાર, પ્રબળ મદને લીધે મંદતાવાળું, પરસ્પર એકબીજાને પુષ્પો વડે પ્રહાર કરતું, વક્ષસ્થળથી દબાયેલ સ્તનભાગવાળું, એ (સ્ત્રીપુરુષનું) યુગલ રાજાના જોવામાં આવ્યું.[૧૧–૧૩] એ જોઈ રાજા શિખિધ્વજ, નિર્વિકાર ચિત્તથી (ક્રોધ નહિ પામતાં) પરિપૂર્ણ રીતે સંતુષ્ટ થયો અને તેણે (પોતાના ...માં કહ્યું કે, ('અહો, આ બન્ને જાર) આશક-માશૂક કેવાં સુખપૂર્વક રહેલાં છે!'[૧૪] પોતાનું (રાજાનું) દર્શન થવાથી ભયભીત બની ગયેલા, એ યુગલને 'પ્રિય આશક–માશૂક! તમે તમારી જેમ ઇચ્છા હોય તેમ સુખેથી વિહાર કરો, હું તમને વિઘ્ન નહિ કરું' એમ કહી રાજા ત્યાંથી જતો રહ્યો.[૧૫] આ પ્રમાણે એક મુહૂર્તમાત્ર રહી, પોતે માયા વડે રચેલા એ પ્રપંચને સમેટી લઈ, પોતાના શરીરને સંભોગ વડે ખીલેલું અને આકુળ થયેલું જણાવતી, તે રાણી લતાગૃહમાંથી બહાર આવી, અને એકાંતમાં સુવર્ણશિલા પર બેઠેલા કાંઈક ખુલ્લાં નેત્રવાળા સમાધિસ્થ રાજાને તેણે જોયો.[૧૬,૧૭] ખેદયુક્ત, મ્લાન થઈ ગયેલી અને સુંદર અંગવાળી મદનિકા એ રાજા પાસે આવી, લજ્જા વડે પોતાના મુખને નીચું નમાવી, ક્ષણમાત્ર મૌનપણે ઊભી રહી.[૧૮] શિખિધ્વજ રાજા ક્ષણવારમાં ધ્યાનમાંથી વિરામ પામી ક્ષોભ વગરની (નિર્વિકાર) બુદ્ધિ વડે રાણી પ્રતિ (નીચે પ્રમાણે) અત્યંત મધુર વાક્ય બોલ્યો:[૧૯] 'હે કોમલાંગી! તું આનંદમાં રમતી હતી, તે કેમ જલદી વિઘ્નને પ્રાપ્ત થઈ? (અહીં આવતી રહી?) સર્વ પ્રાણીમાત્ર આનંદને માટે જ યત્ન કરે છે;[૨૦] માટે તું પાછી ફરીથી જા અને વિવેકવાળા હાવભાવથી તારા મનોહર પ્રિય જારને પ્રસન્ન કર; કેમકે પરસ્પર ઇચ્છા કરાયેલો (સ્વાભાવિક) સ્નેહ આ ત્રણે લોકમાં દુર્લભ છે.[૨૧] હે માનવતી! એ વાતથી મને ઉદ્વેગ પ્રાપ્ત થતો નથી. વિવેકી પુરુષે જે જે વસ્તુ પોતાને અતિપ્રિય હોય તે તારી પેઠે બીજાને ઉપભોગમાં આવવાની છે, એમ સમજી રાખવું જોઇએ.[૨૨] હે સુંદર અંગવાળી! હું અને કુંભમુનિ એ બે આ સાંસારિક વિષયો તરફ વૈરાગ્યવાન છીએ. તું તો દુર્વાસાઋષિના શાપથી ઉત્પન્ન થયેલી કુંભમુનિના કરતાં જુદી જ એક બાળતરુણી છે, માટે તારી જેવી ઇચ્છા હોય તે પ્રમાણે તું ભલે કર.[૨૩]

**મદનિકા બોલી:**–હે મહાભાગ્યવાન! આ-

પના કહેવા પ્રમાણે જ સ્ત્રીઓનો સ્વભાવ ચંચળ હોય છે. પુરુષના કરતાં સ્ત્રીઓમાં આઠગણો કામ વિશેષ રહે છે, માટે આપ (મારા પર) કોપ કરવાને યોગ્ય નથી.[૨૪] આપ સંધ્યાવંદન અને જપમાં તત્પર હતા, તે વખતે આ જારપુરુષે (આવી) મને પ્રાર્થના કરી. હું કે જે તુચ્છ અબળા જાત છું તે આ ગહન વનમાં રાત્રિને વખતે (એકલી) શું કરી શકું?[૨૫] પતિને પરાધીન હોવાથી, સ્વતંત્રતા વગરની (વિવાહિત) સ્ત્રી કે (યોગ્ય વયવાળી) કુમારી, એકાંતમાં જારપુરુષને પ્રાપ્ત થઈ સંભોગ રોકી શકતી નથી; અને કદાચિત્ દૈવયોગથી આ વેળા જારપુરુષ સાથે રતિમાં વિઘ્ન પડી જાય, તો પોતાના અંગમાં પ્રાણ અને ચિત્ત આદિને (સંતાપ થવાને લીધે) સ્થિર રાખી શકતી નથી. જો પુરુષને વશ કરી શકે એવી સુંદરતાવાળી સ્ત્રીઓ એકાંતમાં પુરુષ પાસે જાય, તો તેનો સમાગમ નહિ થવામાં, બીજો કશો પ્રતિબંધ હોતો નથી. પતિ આદિનો ક્રોધ, શાસ્ત્રમાં જણાવેલો પરપુરુષસંગનો નિષેધ, લોકોના તરફની અપવાદરૂપી નિંદા અને પતિવ્રતાપણું, એ (પ્રબળ કામવેગ વડે દબાઈ જવાથી) શું કરી શકે છે? કાંઈ નહિ. વળી હું બળરહિત, બાળક અને મૂઢ સ્ત્રીજાત છું, આપના અપરાધનું પાત્ર થયેલ છું. હે પ્રિય પતિ! આપ તે ક્ષમા કરવાને યોગ્ય છો, કેમકે (આપ જેવા) મહાત્માઓ ક્ષમાશીલ હોય છે.

શિખિધ્વજરાજા બોલ્યોઃ–હે તારુણ્યવતી! જેમ આકાશમાં (અધ્ધર) વૃક્ષ હોતું નથી, તેમ મારા ચિત્તમાં ક્રોધ તો છે જ નહિ; પરંતુ માત્ર પરપુરુષનો સંગ સત્પુરુષોએ નિંદેલો હોવાથી, હવે ભાર્યારૂપે તને (ઉપભોગ કરવાને) હું ઇચ્છતો નથી. હે સુંદર અંગવાળી! વૈરાગ્યથી આપણે બન્ને વનના અંતર્ભાગોમાં પ્રથમની પેઠે મિત્રભાવથી નિત્ય ભેગાં જ રહી સુખેથી ક્રીડા કરીએ.[૨૬–૩૦]

વસિષ્ઠ બોલ્યાઃ–એ પ્રમાણે શિખિધ્વજ રાજા આ (ક્રોધકારક) પ્રસંગમાં સમાનપણાથી (નિર્વિકાર) રહ્યો, ત્યારે (પોતે પરીક્ષા કરેલા) રાગદ્વેષ વગરના એ રાજાના ચિત્તથી પ્રસન્ન થઈ ચૂડાલાએ પોતાના મનમાં વિચાર કર્યો કે, 'અહો! ઘણા હર્ષની વાત છે કે, આ ઐશ્વર્યવાન મહાસમર્થ રાજા, પરમ સમાનતાને (નિર્વિકાર સ્થિતિને) પ્રાપ્ત થઈ ગયા છે અને વૈરાગ્ય થવાથી, તેઓ ક્રોધ વગરના જીવન્મુક્ત થઈ રહ્યા છે. આ રાજાને તે ભોગો તથા મોટી સિદ્ધિઓ પણ પોતાના તરફ ખેંચી શકતી નથી. સુખો, દુઃખો, આપત્તિઓ અને સંપત્તિઓ, આ રાજાને વિકારવાન કરી શકતી નથી.[૩૧–૩૩] મારા વિચારમાં આવતી સર્વ (જીવન્મુક્તના લક્ષણરૂપ શાંતિ, ક્ષમા, ધૈર્ય, તૃપ્તિ આદિ) ઉત્તમ સમૃદ્ધિઓ, કેમ જાણે કોઈ બીજા નારાયણનો આશ્રય કરી રહેલ હોય, તેમ એક આ રાજાનો આશ્રય કરી રહી છે.[૩૪] હવે હું મારું બધું વૃત્તાંત એ જીવન્મુક્ત રાજાને યાદ કરાવું તથા આ કુંભમુનિના રૂપનો ત્યાગ કરી ચૂડાલા જ બની જાઉં.[૩૫] એમ વિચાર કરી જેણે યોગના બળે સર્વ પ્રકારની સંપૂર્ણ શક્તિઓ મેળવી છે તેવી, એ ચૂડાલાએ, તે વખતે તત્કાળ મદનિકાના શરીરનો ત્યાગ કરી, પોતાનું ચૂડાલાનું શરીર રાજાને દેખાડ્યું. યોગની ધારણાવાળી એ ચૂડાલા કોઈ સંપુટમાંથી બહાર નીકળ્યાની પેઠે, કેમ જાણે મદનિકાના શરીરમાંથી જ પ્રકટ થઈ બહાર નીકળતી હોય, તેમ રાજાની પાસે શોભવા લાગી.[૩૬,૩૭] સુંદર અંગવાળી, પતિનું મનરંજન કરવામાં મહાચતુર, એ મનોહર મદનિકાને ખરી ખાતરીથી પોતાની પૂર્વપત્ની ચૂડાલારૂપે થઈ ગયેલી રાજાએ જોઈ.[૩૮] કેમ જાણે વસંતઋતુમાં ખીલેલી કમલિની જ હોય, તેમ ખીલેલી અને પ્રથમ સીતાજીરૂપે પૃથ્વીમાં રહી, પછી પૃથ્વીમાંથી બહાર પ્રકટ થયેલી સાક્ષાત્ લક્ષ્મી જ

તેવી દેખાતી તથા કેમ જાણે રત્નના સંપુટમાંથી બહાર નીકળેલ હોય, તેવી સુઘડ પોતાની પ્રિયપત્ની ચૂડાલા તે રાજાના જોવામાં આવી.[૩૯]

सम्नुदितामिव माधवपद्मिनीमुपगतामिव भूमिवलान्च्छ्रियम् । प्रकटितामिव रत्नसमुद्गका त्परिददर्श निजां दयितां नृपः ॥ ३९ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ચૂડાલાસ્વરૂપ-દર્શન' એ નામનો સર્ગ ૧૦૮ મો સમાપ્ત**

## સર્ગ ૧૦૯ મો×

## ચૂડાલા અને શિખિધ્વજનો પુનઃ સંયોગ

॥ वसिष्ठ उवाच ॥

अथ तां दयितां दृष्ट्वा विस्मयोत्फुल्ललोचनः । शिखिध्वज उवाचेदमाश्चर्याकुलया गिरा ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–પછી પોતાની એ પ્રિય પત્ની ચૂડાલાને જોઈ જેનાં નેત્રો વિસ્મયથી ખીલ્યાં છે તેવો રાજા શિખિધ્વજ આશ્ચર્ય વડે આકુળ થઈ ગયેલી વાણી વડે આ પ્રમાણે બોલ્યો. 'હે કમળના જેવાં મનોહર નેત્રવાળી સુંદરી! તું કોણ છે? ક્યાંથી અહીં આવી છે? શું તું અહીં જ રહે છે અને જો અહીં જ રહે છે તો કેટલા વખતથી અને શા માટે અહીં રહેલ છે?[૧-૨] અવયવ વડે, તેની ચેષ્ટા વડે તથા સ્નેહભરેલી વચનરચનાની પદ્ધતિ વડે, મારી પ્રિયા ચૂડાલાના જેવા પ્રસિદ્ધ વિલાસથી કેમ જાણે તું સાક્ષાત્ તેની જ મૂર્તિ હોય તેવી દેખાય છે.[૩]

ચૂડાલા બોલીઃ–હે પ્રિય પતિ! જેમ આપ કહો છો તેમ જ છે. હું ચૂડાલા જ છું, એમાં કાંઈ સંશય નથી. આજ (ઘણે દિવસે) મારા સ્વાભાવિક (ચૂડાલાના) દેહ વડે આપનું મને મળવું થયું છે.[૪] આ વનની અંદર આપને બોધ કરવા માટે જ, કુંભ આદિ દેહોને નિર્માણ કરી આ બધી જાતનો પ્રપંચ મેં જ રચ્યો હતો.[૫] જ્યારથી આપ મોહ વડે રાજ્યનો ત્યાગ કરી, વનમાં પધાર્યા ત્યારથી માંડીને હું જ આપને બોધ આપવા માટે પ્રયત્ન કરતી હતી.[૬] આ કુંભમુનિના શરીરથી મેં જ આપને બોધ આપેલ છે. મેં કુંભ આદિ જે દેહ ધારણ કરેલ છે, તે આપને બોધ આપવા માટે જ છે.[૭] હે તત્ત્વને જાણનાર મહારાજ! એ કુંભમુનિ આદિ સઘળું મેં માયા વડે જ કલ્પી લીધેલું છે. તેમાંનું કંઈ પણ સાચું નથી. હવે આપ વિદિતવેદ્ય (જાણવાનું સર્વ જેણે જાણી લીધું છે તેવા) થયા છો, માટે ધ્યાન વડે એ સર્વ અખંડિત રીતે જોઈ શકશો; તેથી તરત ધ્યાન વડે આપ એ વાતનું અવલોકન કરો. આ પ્રમાણે ચૂડાલાના કહેવાથી રાજાએ સિદ્ધ આસન રચી, (યોગશાસ્ત્રને અનુસારે ધારણાને અનુકૂળ પડે તેવો આસનાદિ વિધિ કલ્પી લઈ) રાજ્યના ત્યાગથી માંડી ચૂડાલાનું દર્શન થયુ ત્યાં સુધીનું પોતાનું સર્વ વૃત્તાંત વિશેષપણાથી કરેલા ધ્યાન વડે બરાબર ચોખ્ખી રીતે જોયું.[૮-૧૦] રાજ્યત્યાગથી આરંભી, વર્તમાન ક્ષણના ક્રમ સુધી પોતાનું સર્વ વૃત્તાંત રાજાએ મુહૂર્તમાત્ર ધ્યાન કરી જોઈ લીધું.[૧૧] એ સર્વ જોઈ રાજા સમાધિમાંથી જાગ્રત થયો. સમાધિમાંથી ઊઠેલા અને હર્ષથી ખીલેલાં નેત્રકમળવાળા એ રાજાએ જેને હર્ષનાં રોમાંચ થયેલાં છે તેના પોતાના બન્ને હાથને વેગથી પહોળા કરી, કેમ જાણે પોતાના અવયવો (લજ્જાથી તથા હર્ષથી) ગળી જતા હોય, તેમ ઇચ્છાપૂર્વક ઘાટા સ્નેહથી નેત્રમાંથી હર્ષાશ્રુ પાડતાં, ઘણા વખત સુધી પોતાની પ્રિયા ચૂડાલાનું નોળિયો જેમ પોતાની પ્રિયાનું

× આ એકસોનવમા સર્ગમાં રાજા ચૂડાલાને જોઈ કેટલુંક પૂછી જોશે અને તે બધું ધ્યાન વડે અનુભવી, વિસ્મય પામી પ્રસન્ન થશે. સાર પછી તે ચૂડાલાની પ્રશંસા કરી તેને આલિંગન આપી, ત્યાં જ રાત્રિ ગાળશે, એ કથા કહેવામાં આવશે.

આલિંગન કરે, તેમ આલિંગન કર્યું.[૧૨-૧૪] એ બન્નેના આલિંગનમાં જે કાંઈ (અવર્ણનીય) શૃંગારરસનો ભાવ ઉત્પન્ન થયો, તે વાસુકિની જીભથી પણ વર્ણવી શકાય તેવો ન હતો. સ્વર્ગમાં અમાવાસ્યાને દિવસે પરસ્પર મળી જઈ, એકરૂપે થઈ રહેલા સૂર્યચંદ્રની પેઠે, અને મેલાં શરીરવાળાં બનાવેલાં માટીનાં બે પૂતળાંની પેઠે, તથા એક શિલામાં સાથે જ આલેખેલી બે મૂર્તિની પેઠે, એ બન્ને પ્રિય પતિપત્ની ઘણા કાળ સુધી આલિંગન વડે મળેલાં જ રહ્યાં.[૧૫-૧૭] એ બન્ને પ્રિય પતિપત્નીએ એક મુહૂર્ત માત્ર પછી, જેમાંથી પરસેવાનું જળ ટપક્યા કરે છે તેવા અને રોમાંચો ખડાં થઈ જવાથી સ્થૂલ જણાતા પોતાના હાથ ધીરે ધીરે કાંઈક શિથિલ કર્યા.[૧૮] અમૃત વડે પૂર્ણ હૃદયવાળાં (આનંદના વેગથી મન જડ થઈ જવાને લીધે માનસિક વિકારો નહિ જણાયાથી), શૂન્ય હૃદયના જેવાં જણાતાં એ બન્ને જણાં, હાથને મૂકી દઈ લક્ષ્ય—અર્થાત્ જોવાના વિષય તરફ લોચન સ્થિર ન રહી શકે તેમ ઊભાં રહ્યાં. ઘાટા આનંદથી વ્યાપ્ત થઈ ગયેલા એ રાજાએ ક્ષણમાત્ર મૌનપણે ઊભા રહી, દાઢી ઉપર હાથ રાખી વિવેક વડે ચતુરાઈ ભરેલી રીતે પોતાની પ્રિયાને કહ્યું કે, 'પોતાની કુલીન કાન્તાનો મનોહર, અત્યંત મધુર અને સ્નેહવાળો પવિત્ર પ્રેમરસ અમૃતના કરતાં પણ (અધિક) સ્વાદિષ્ટ છે. તું કે જે અતિ કોમળ અંગવાળી અને બાલચંદ્રમાના જેવી અતિ રમણીય છે, તેણે પોતાના પતિને (મને) પરમ પુરુષાર્થની (મોક્ષની) સિદ્ધિ થાય તેવા હેતુથી કેટલો બધો મહાદારુણ ક્લેશ સહન કર્યો! તેમજ દુઃખ વડે માંડ તરી શકાય એવા આ સંસારરૂપી ખાડામાંથી મને જે (સ્નેહાર્દ્ર) બુદ્ધિથી પાર ઉતાર્યો તેને પણ કોની ઉપમા આપી શકાય? કશાની નહિ. અરુંધતી, ઇન્દ્રાણી, પાર્વતી, સાવિત્રી, લક્ષ્મી અને સરસ્વતી, એ બધાં તારા ગુણો પાસે પોતાના ગુણોની શોભાથી હલકાં જેવાં દેખાય છે. હે સુંદર અંગવાળી! હ્રી, શ્રી, કાન્તિ, ક્ષમા, મૈત્રી, કરુણા આદિ દક્ષકન્યાઓ કે જેઓ આકાર વડે મનને હરણ કરનારી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ ગણાય છે, તેઓમાં તું કેમ જાણે (સર્વથી) શ્રેષ્ઠ હોય તેવી જણાય છે. પરમ દૃઢનિશ્ચયથી તેં મને બોધ આપ્યો છે (જ્ઞાન ઉત્પન્ન કર્યું છે;)[૧૯-૨૪] તો કયો બદલો વાળું કે જેથી તારું ચિત્ત પ્રસન્ન થાય? (એવો પ્રત્યુપકાર જ દુર્લભ છે.) મોહમાં ડૂબી ગયેલા પોતાના પતિને અંતવગરના જંગલના કરતાં પણ અનાદિ કાળથી ખૂબ જ ભયંકર મોહમાંથી તારી, ઉદ્યોગવાળી કુલીન કાન્તાઓ પાર ઉતારે છે. જેવી રીતે સ્નેહવાળી કુળવાન સ્ત્રીઓ પતિને મોહમાંથી પાર ઉતારે છે, તેવી રીતે (શ્રવણ કરેલો) શાસ્ત્રોનો અર્થ કે ગુરુમંત્ર આદિ પાર ઉતારી શકતાં નથી. એક કુલીન પત્ની જ પતિને સખા, ભાઈ, સંબંધી, નોકર, ગુરુ, મિત્ર, ધન, સુખ, શાસ્ત્ર, ગૃહ અને દાસ, એ સર્વરૂપ છે. સદાકાળ સર્વ યત્ન વડે કુલીન કાન્તાઓ પૂજવા લાયક છે.[૨૫-૨૮] તેઓમાં બન્ને લોકનું (આ લોકનું તથા પરલોકનું) સર્વ સુખ સારી રીતે રહેલું છે. તું કે જે આ સંસારસાગરના પારને પામી ગયેલી છે અને નિષ્કામ છે, તેના આ ઉપકારનો બદલો હું શી રીતે વાળી શકીશ! લોકમાં હું તને એક કુલીન કાન્તા ગણું છું અને જગતમાં પ્રસિદ્ધિ પામેલી સર્વ (કુલીન) સ્ત્રીઓને તેં હમણાં (આ તારાં ઉત્તમ કૃત્યથી) જીતી લીધેલ છે. (કુળવાન) સ્ત્રીઓની સુજનતા આદિ ગુણોની ચર્ચામાં તું પ્રથમ પંક્તિમાં ગણાઇશ. તું કે જે (અરુંધતી આદિના કરતાં પણ) ગુણસમૂહ વડે સર્વથી શ્રેષ્ઠ છે, તેને સર્જનારા વિધાતા ઉપર અરુંધતી આદિક (કુલીન) સ્ત્રીઓ જરૂર કોપને પ્રાપ્ત થયેલ હશે, એમ હું માનું છું.[૩૫] અને સૌજન્ય આદિ ગુણોરૂપી રત્નોને રહેવાના સંપુટરૂપ તું ખરેખર સતી છે. અહીં

આવ અને હું કે જે તારા ગુણોમાં ( મોહી ગયાથી તારી તરફ ) ખેંચાઈ ગયો છું તેને ફરીથી આલિંગન કર.[૨૯-૩૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**–એમ કહી, બાલમૃગના જેવાં વિશાળ નેત્રવાળી ચૂડાલાનું શિખિધ્વજ નોળિયો જેમ પોતાની પ્રિયાને આલિંગન કરે, તેમ ફરી વાર દઢ રીતે આલિંગન કર્યું.[૩૩]

**ચૂડાલા બોલીઃ**–હે મહારાજ! આપ વ્યાકુળ ચિત્તવાળા થઈ, નીરસ ક્રિયાજાળમાં જ્યારે તત્પર હતા, ત્યારે હું વારંવાર આપને માટે બહુ દુઃખી થતી હતી અને તેને લીધે જ, તમને બોધ આપવારૂપી મારો સ્વાર્થ જ મેં સાધેલો છે; તેમાં હે મહારાજ! આપ મારી મોટાઈ શું કરો છો?[૩૪,૩૫]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**–હે શ્રેષ્ઠ ( સિંહના જેવી પાતળી ) કેડવાળી! તેં જેમ આ પવિત્ર સ્વાર્થને સાધી લીધો છે, તેવી રીતે હમણાં બીજી કુલાંગનાઓ પણ તેવો પવિત્ર સ્વાર્થ સાધી લે.[૩૬]

**ચૂડાલા બોલીઃ**–હે મહાસમર્થ પ્રિય પતિ! તમે જગતરૂપી જાળના પરમ અવધિરૂપ પરમાત્મામાં શાંતિ પામી, શું બોધવાન થયા? આજ પ્રથમના મોહને તમે ( સાક્ષીરૂપે રહી ) શું કાંઈ તુચ્છરૂપે જુઓ છો કે? આ કરું, આ ન કરું, આ મેળવું એવી ( તૃષ્ણાવાળી ) સ્થિતિને મનમાં શું હવે હસો છો કે?[૩૭,૩૮] તેમ બુદ્ધિની અપક્વ દશાને લીધે રહેલી કોમળતાને પણ શું હસો છો કે? હે મહારાજ! તે પ્રથમની તુચ્છ તૃષ્ણાઓનું સ્ફુરવું તથા તે સંકલ્પોની કલ્પનાઓ જેમ આકાશની અંદર ( નિરાધાર ) પર્વત ન જોવામાં આવે, તેમ આજે તમારામાં જોવામાં આવતી નથી હે પ્રિય મહા સમર્થ રાજા! શું તમે હવે સર્વ વાત સમજી ગયા કે? હમણાં તમે કોનામાં નિષ્ઠા રાખી રહ્યા છો તથા શી ઇચ્છા રાખો છો?[૩૯,૪૦] પહેલાં થયેલા દેહના વ્યવહારોને તમે ( સત્ય કે તુચ્છ ) લેખો છો?

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**–પુષ્પો વડે પૂર્ણ એવી, નીલકમળની માળાને સાદૃશ્ય વડે અનુસરનારાં સુંદર નેત્રવાળી હે પ્રિયા! તું પોતે જ મારા આત્મારૂપ છે; અને જેમ તું ( મોહ, વિવેક કે તત્ત્વજ્ઞાન વગેરે ) જેની જેની અંદર પ્રકાશકપણાથી રહેલ છે, તેની તેની અંદર હું પણ તેવી જ રીતે પ્રકાશક ( આત્મા )રૂપે રહેલ છું. હું ચેષ્ટારહિત છું, નિરવયવ છું, આકાશના જેવો સ્વચ્છ છું, નિઃસ્પૃહ છું,[૪૧,૪૨] શાંત છું અને પરમાર્થદૃષ્ટિથી પરબ્રહ્મરૂપ જ, છુ. હું આજ ( ઘણે કાળે ) દેહ આદિમાંથી અહંભાવ છોડી દઈ વસ્તુતાથી જે ચિદાત્મરૂપ રહેલો છું તેજરૂપે થઈ રહ્યો છું. ફક્ત આત્મપરાયણ થઈ ગયેલા ચિત્તના એક જ માર્ગ પર રહેલો હું, એવી તો સર્વથી ઉત્તમ આનંદની દશાને પ્રાપ્ત થયો છું, કે જે દશાને ( મહાસામર્થ્યવાળા ) વિષ્ણુ, મહાદેવ આદિ દેવો પણ દૂર કરવાને શક્તિમાન નથી. જે ( મનવાણીથી અગોચર હોવાથી ) કંઈ પણ નથી તે શુદ્ધ ચિદાત્મામાં જ નિષ્ઠા રાખી હું પોતાના સ્વરૂપમાં રહેલો છું.[૪૩,૪૪] ભ્રમર જેવાં સુંદર નેત્રવાળી હે પ્રિયા! હું હવે સંસારરૂપી ભ્રમથી છૂટી ગયો છું. હું પ્રસન્ન નથી તેમ ખેદવાળો પણ નથી. આ દૃશ્ય કાર્યવર્ગ હું નથી તેમજ બીજું તેનું કારણ પણ હું નથી.[૪૫] હું સ્થૂલ નથી તેમ સૂક્ષ્મ પણ નથી; પરંતુ હે સુંદરી! હું સત્ય આત્મતત્ત્વરૂપ છું. સૂર્ય આદિ તેજોમંડળથી બહાર નીકળેલા અને ભીંત ઉપર નહિ પડેલા ( માત્ર આકાશમાં જ ફેલાયેલા ) જેનો વધારો પણ નથી તેમ જેનો નાશ પણ નથી તેવા પ્રકાશના જેવો હું છું. હું શાંત છું. જગતની સર્વ વિષમતાને દૂર કરનારી એવી સર્વત્ર સમાનતાને હું ધારણ કરનારો છું અને મન કે લિંગદેહ વિનાનો થઈ ગયો છું.[૪૬] હું નિર્વાણને પ્રાપ્ત થયો છું. હે પતિવ્રતા! હું સદાકાળ સમાન ( એક જ સ્થિતિમાં રહેનારો )

છું. હું જ છું તે જ છું. બીજું કાંઈ કહેવાને હું શક્તિમાન નથી.[૪૭,૪૮] હે તરગના જેના ચપળ કટાક્ષનાળી રાણી! તું જ મારો ગુરુ છે, માટે હું તને નમન કરું છું. વિશાળ નેત્રવાળી પ્રિયાની મહેરબાનીથી, હું આ સંસારસાગરને તરી પાર ઊતર્યો છું.[૪૯] સો વાર (ધમણથી) અગ્નિમાં ધમેલા સુવર્ણની પેઠે, હવે હું ફરી વાર મેલવાળો થઈશ નહિ. હું શાંત, સ્વસ્થ, કોમળ, પોતાના સ્વરૂપની નિષ્ઠામાં જ અત્યંત ઉદ્યોગી, વૈરાગ્યવાન, વાસનારહિત બુદ્ધિવાળો, સર્વને પાર કરી ગયેલો અને આકાશની પેઠે સર્વમાં રહેલો છું.[૫૦]

ચૂડાલા બોલી:–હે મહાધૈર્યવાન, સમર્થ, મહાબુદ્ધિમાન, હૃદયપ્રિય પ્રાણપતિ! જો એમ જ હોય, તો હમણાં તમને શી વાતમાં રુચિ થાય છે તે કહો.[૫૧]

શિખિધ્વજરાજા બોલ્યો:–અમુક વસ્તુ મારે જોઈએ કે નહિ તે હું જાણતો નથી, તેમ મને કાંઈ રુચિ છે તેમ પણ નથી.[૫૨] હે કમલાંગી! તું જે જે પ્રમાણે આચરણ કરે છે, તે તે પ્રમાણે હું (તારા વિચાર પ્રમાણે જ) કોઈ વખત (વ્યુત્થાનકાળમાં) જાણું છું. હે પ્રિયા! જે જે તારા મનમાં આવતું હોય તે સર્વ કોઈ જાતના વિઘ્ન વિના ભલે થાઓ.[૫૩] હું આકાશના જેવો નિર્લેપ હોવાથી કોઈ જાતનો યોગ્ય સંયોગ કરવાનું જાણતો નથી. માટે હે પ્રિયા! તું જ કાંઈ કર્તવ્ય જાણતી હોય તે જ ભલે કર. મણિ જે પ્રમાણે પોતાનામાં પ્રતિબિંબને ધારણ કરે, તે પ્રમાણે હું પણ એ તારા કર્તવ્યને જ સારા–નરસા આદિભાવથી રહિત, શુદ્ધચિત્ત વડે જે મળ્યું તેમાં આનંદ પામી ધારણ કરી લઈશ.[૫૪,૫૫] હું એ વિષે કાંઈ સ્તુતિ કે નિંદા નથી કરતો, તેથી તારી ઇચ્છા હોય તેમ તું ભલે કર.

ચૂડાલા બોલી:–હે મહાબાહુ! જો એમ જ હોય તો પછી તમે મારો મત સાંભળો.[૫૬] એ મત સાંભળી લઈ, હે જીવન્મુક્ત બુદ્ધિવાળા રાજા! એ જ પ્રમાણે, તમે આચરણ કરવાને યોગ્ય છો. અજ્ઞાનનો નાશ થવાથી આપણ બન્નેમાં સર્વ ઠેકાણે એક જ તત્ત્વ રહેલું છે એવું જાણીએ છીએ અને આપણે નિષ્કામ હોવાથી, આકાશની પેઠે નિર્વિકાર તથા નિર્લેપ છીએ. જેવી આપણને રાજ્યાદિકની અપેક્ષા (ઇચ્છા) છે, તેવી જ તેની ઉપેક્ષા પણ છે. (યથાપ્રાપ્ત વર્તવું એ જ આપણે માટે ઉચિત છે.)[૫૭,૫૮] ચક્ષુ આદિ ઇન્દ્રિયો તથા પ્રાણને પોતપોતાના વિષયો તરફથી ખેંચી લેવાથી, આત્મામાં શું વિશેષ થાય છે? કાંઈ નહિ. (સાધનકાળમાં) જો કે તેની જરૂર છે, તો પણ આત્મા કે જે વૃદ્ધિ અને નાશથી રહિત છે, તેમાં તેથી કાંઈ સુધારોવધારો થતો નથી અને સિદ્ધાવસ્થાવાળાને તો સર્વ સમાન જ છે. નિષ્ક્રિય અને અસંગ ચૈતન્યરૂપ થયેલો કયો પુરુષ દેહ–ઇન્દ્રિયોમાં અધ્યાસ વડે તે સ્વરૂપને માની લઈ, નસીબ પ્રમાણે આવી પડતા ભોગોનો અનાદર કરે? કોઈ ન કરે. માટે હે પુરુષશ્રેષ્ઠ! પ્રારબ્ધના ભોગમાત્રથી એ ભોગના આદિમાં, અંતમાં કે મધ્યમાં આપણે જે સ્વભાવવાળાં હતાં, તે જ સ્વભાવવાળાં, માત્ર મોહને તજી દઈને, કે માત્ર બાકી રહેલા નસીબને ભોગ વડે ઓછું કરવા માગીએ છીએ; આપણે કાંઈ બદલાઈ ગયાં નથી તેમ હવે બદલાઈ જઈશું પણ નહિ; તો હવે બાકી રહેલા આયુષ્યને રાજ્યભોગ વડે ગાળી, ક્રમે કરી કોઈ કાળે પ્રારબ્ધક્ષય થયેથી આપણે વિદેહમોક્ષને પ્રાપ્ત થઈ જઈશું.[૫૯-૬૧]

શિખિધ્વજરાજા બોલ્યો:–હે ચંચળ પ્રિયા! આપણે આદિ, અંત અને મધ્યમાં કેવાં છીએ? અને માત્ર અવશેષ રહેલા એક પદાર્થને તજી દઈ કેમ રહીએ? તે તું કહે.[૬૨]

ચૂડાલા બોલી:–હે નૃપશ્રેષ્ઠ! આપણે ભોગના આદિકાળમાં, અંતકાળમાં અને મધ્યકાળમાં (સ્થૂલ દૃષ્ટિથી) રાજા જ છીએ. માત્ર (શેષ રહેલા) એક મોહને મૂકી દઈ, પાછાં તે

રાજા જ થઈએ. તમે પોતાના નગરના જ રાજા થાઓ અને પોતાના સિંહાસન ઉપર બિરાજજો.[૬૩] હું સર્વ પટરાણીઓમાં ભૂષણરૂપ એવી તમારી (મુખ્ય) પટરાણી થઈશ. રાજાને પતિ તરીકે પામી આનંદ પામેલાં નગરવાસી મનુષ્યથી ભરાયેલી, નવી નવી અંગનાઓનાં નૃત્યોથી સુશોભિત, પતાકાઓથી શણગારેલી, મૃદંગવાદિત્ર આદિના શબ્દો વડે મનોહર અને પુષ્પોથી વ્યાપ્ત થઈ રહેલી, આપણી નગરી આજ (ઘણે લાંબે કાળે) વેલો વડે શોભતી મંજરીઓથી ભરપૂર અને પુષ્પોમાં ગુંજાર કરતા ભમરાઓની હારોથી મનોહર, ચૈત્રમાસ (વસંતઋતુ)માં ખીલેલી વેલની શોભાની જેમ ચિત્તને હરનારી બનો.[૬૪,૬૫]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જેને ચૂડાલાએ એ પ્રમાણે કહ્યું હતું એવો રાજા શિખિધ્વજ હસીને શાંતપણાથી શીતળ રહી, નીચે પ્રમાણે ક્ષોભ વગરનાં મધુર વાક્યો બોલ્યો.[૬૬]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**–હે વિશાળ નેત્રવાળી પ્રિયા! જો એમ હોય (તારે મારી સાથે રહી ભોગ ભોગવવાની ઇચ્છા હોય), તો આપણને સ્વર્ગમાં સિદ્ધ લોકોના ભોગોની લક્ષ્મી આધીન જ છે, તો પછી આપણે સ્વર્ગમાં જ શા સારુ ન રહીએ?[૬૭]

**ચૂડાલા બોલીઃ**–હે રાજા! મારી ભોગોને વિષે ઇચ્છા નથી, તેમ વિભૂતિઓને (અણિમાદિક ઐશ્વર્યને) પણ હું ઇચ્છતી નથી; પરંતુ સ્વાભાવિક રીતે જે આવી મળે તેથી કામ ચલાવી લેવું એવી સ્થિતિનો મેં આધાર રાખ્યો છે.[૬૮] મને સ્વર્ગ, રાજ્ય કે કર્મ એ કાંઈ સુખ આપનારાં નથી, પણ હું સ્વરૂપમાં રહી, જેમ ક્ષોભરહિત થવાય તેમ સ્વસ્થ ચેષ્ટાવાળી થઈ રહી છું.[૬૯] આ સુખ છે અને આ સુખ નથી (દુઃખ છે) ઇત્યાદિ દ્વંદ્વનો ક્ષય થઈ જવાથી, હું એકસરખી રીતે જ શાંત પરમપદમાં સુખ આવે તેમ સ્થિર થઈ રહી છું.[૭૦]

**શિખિધ્વજરાજા બોલ્યોઃ**–હે વિશાળ નેત્રવાળી! હર્ષશોક અને રાગદ્વેષ આદિથી રહિત અને સમાનતાવાળી બુદ્ધિ વડે તેં આ યોગ્ય જ વાત કહી છે. આપણને રાજ્ય મળે કે ન મળે તેની સાથે કંઈ લેવાદેવા નથી.[૭૧] સુખદુઃખની (ભાવિ) દશાથી થતી ચિંતાને છોડી દઈ, મત્સરરહિત થઈ અને સ્વસ્થતાનું અવલંબન કરી આપણે સ્વસ્વરૂપમાં જ રહીએ.[૭૨]

એ પ્રમાણે મહામનોહર એ બન્ને પૂર્વદંપતીનો કથાઓનો આલાપ થતો હતો, તેટલામાં (ઘણોખરો દિવસ જતો રહેવાથી) થોડો જ દિવસ બાકી રહ્યો.[૭૩] પછી કાર્યોમાં મહાકુશળ અને (રતિસુખ માટે) ઉત્કંઠાવાળાં હોવા છતાં પણ અંદર વાસના નહિ હોવાને લીધે ઉત્કંઠા વિનાનાં એ ઉત્તમ દંપતીએ, ત્યાંથી ઊઠી યથાપ્રાપ્ત દિવસકૃત્ય (સાયંસંધ્યા આદિ) કર્યું.[૭૪] સ્વર્ગની સિદ્ધિઓનો અનાદર કરી પૂર્ણ ચિત્તવાળાં એ બન્ને જણાં ત્યાં રહ્યાં અને એક જ શયનમાં, એ બન્ને જીવન્મુક્ત દંપતીની એ રાત્રિ આતુરતાવાળી તે તે (મનોહર) ચેષ્ટાઓથી જતી રહી.[૭૫] પોતાની મેળે જ પરસ્પર અનુભવ થવાથી સિદ્ધ થયેલ ભોગ અને મોક્ષ, એ બન્નેના સુખનું પ્રણયનાં વાક્યો અને વિલાસો સહિત વર્ણન કરનારાં, ઉત્તમ અને વિવેકી એ બન્ને દંપતીની બુદ્ધિને વધારતી એ રાત્રિ ઘણી લાંબી હોવા છતાં એક મુહૂર્તની પેઠે, જરા વારમાં જ જતી જ રહી.[૭૬]

**તદ્ભોગમોક્ષસુખમુત્તમયોઃ સ્વયં સમાશંસતોઃ પ્રણયવાક્યવિલાસગર્ભમ્। ઉત્કંઠતાં પ્રણયિનોર્ધિયમાનયંતી દીર્ઘા મુહૂર્તવદસૌ રજની જગામ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ચૂડાલાપ્રકટીકરણ' એ નામનો સર્ગ ૧૦૯ મો સમાપ્ત**

## સર્ગ ૧૧૦ મો*

### શિખિધ્વજનું રાજ્ય અને ચૂડાલાની વિદેહમુક્તિ

॥ शिखिध्वज उवाच ॥

ततः समुदिते सूर्ये वितमस्यंबरे स्थिते ।
समुद्गकादिव जगन्मणौ तस्मिन् विनिर्गते ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–ત્યાર પછી કેમ જાણે સંપુટમાંથી કોઈ જગતને પ્રકાશ આપનારો મણિ જ બહાર નીકળ્યો હોય, તેમ ભગવાન સૂર્યનારાયણ અંધકારરહિત આકાશમાં જ્યારે ઉદય પામી પ્રકાશી રહ્યા હતા અને આજુબાજુમાં રાતાં થઈ ગયેલાં (મનુષ્યોનાં) નેત્રોની પેઠે કમળસમૂહ ખીલતો હતો; તથા લોકો જેમ પોતપોતાના વ્યવહારોમાં લાગી ગયા, તેમ સૂર્યનારાયણનાં કિરણો પણ જ્યારે ચોતરફ ફેલાયાં, ત્યારે એ બન્ને સુંદર દંપતી ઊઠી સંધ્યા આદિ સઘળો નિત્યક્રમ કરી લઈ, સુવર્ણની ગુફાની અંદર કોમળ અને લીસાં પત્રનાં બનાવેલાં આસન ઉપર બેઠાં.[૨-૩] પછી મનોહર ચૂડાલા ત્યાંથી ઊભી થઈ, પોતાની પાસે રહેલા સાત સમુદ્રના જળથી ભરેલા કુંભને, રાજ્યાભિષેક કરવા માટે કલ્પ્યો અને તે મંગળ કુંભ વડે પૂર્વદિશા તરફ મુખ રાખી રહેલા પોતાના પતિનો એકાંતમાં, એ પત્ની ચૂડાલાએ પોતાના રાજ્ય ઉપર અભિષેક કર્યો.[૪-૫] કોમળ અંગવાળી અને દેવતાના જેવી રૂપવતી ચૂડાલાએ સંકલ્પમાત્ર વડે પ્રાપ્ત થયેલા સુવર્ણના સિંહાસન ઉપર બેઠેલા અને અભિષેક કરાયેલા રાજાને કહ્યું કે, 'હે પ્રિય પતિ! કેવળ ઋષિ લોકોને યોગ્ય, આ શાંત તેજને હવે છોડી દઈ આઠ લોકપાલોના તેજને આપ ધારણ કરવા યોગ્ય છો.' ચૂડાલાના કહેવાથી મનમાં શિખિધ્વજરાજા 'ભલે હું તેમજ કરું છું' એમ બોલતાં તે શિખિધ્વજ મહારાજાપણાને પ્રાપ્ત થયો.[૬-૮] પછી પ્રતિહારીના સ્થાનમાં રહેલી માનવતી ચૂડાલાને 'આજે હું તને દેવીના સ્થાનમાં અભિષેક કરી, મુખ્ય પટરાણી બનાવું છું' એમ કહી તળાવમાં સ્નાન કરાવી મહારાણી (પટરાણીના) પદ ઉપર તેનો અભિષેક કરી રાજાએ પોતાની પ્રિયાને કહ્યું કે, 'હે કમળપત્રના જેવાં સુંદર નેત્રવાળી પ્રિયા! (તું યોગસિદ્ધિ વડે સત્યસંકલ્પ હોવાથી) ક્ષણમાત્રમાં તારા સંકલ્પથી ઉત્પન્ન થયેલ (આભૂષણ, અલંકાર, શસ્ત્ર, અસ્ત્ર આદિ) મહાવૈભવવાળા જબરા સૈન્યને ભેગું કરવાને તું યોગ્ય છે.' એ પ્રમાણે પોતાના પ્રિય પતિનાં વચન સાંભળી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ ચૂડાલાએ જેમ વર્ષાઋતુ મેઘને ઉત્પન્ન કરે, તેમ અનેક યોદ્ધાવાળા સૈન્યને (સંકલ્પ વડે) ઉત્પન્ન કર્યું. ઘોડાઓ અને હાથીઓથી ઘેરાયેલું, પતાકાઓ વડે આકાશને ભરી દેતું, વનભૂમિમાં બધે પથરાયેલું, મૃદંગ વાદિત્ર આદિના શબ્દો વડે પર્વતની ગુફાના અંદરના ગહન ભાગમાં પ્રતિધ્વનિ (પડછંદાને) ઉત્પન્ન કરતું, મુકટમાં રહેલાં રત્નોના મોટા પ્રકાશથી અંધકારરૂપી પડદાને ખસેડી નાખનાર એ સૈન્ય તે બન્નેએ જોયું.[૯-૧૪] અને તેની અંદર રાજા અને રાણી એ બન્ને દંપતીએ બીજા રાજાઓના મંડળ વડે વીંટાયેલા અને આનંદ પામેલા સામંતોએ રક્ષા કરાયેલા ઉત્તમ ગંધદ્વીપ* ઉપર સવારી કરી.[૧૫] ત્યારપછી મહાબળવાન, પાયદળથી અને રથોથી પૂર્ણ રીતે ભરેલા, પોતાના સૈન્યને ચલાવનારો, પર્વતોને પણ હલાવી દે તેવી પ્રબળ સેનાવાળો એ શિખિ-

* આ એકસોદશમા સર્ગમાં શિખિધ્વજરાજા અને ચૂડાલારાણી એ બન્ને સંકલ્પમાત્રથી થયેલ સૈન્યને સાથે લઈ પોતાના શહેરમાં જઈ અને ત્યાં ઘણા કાળ સુધી રાજ્ય કરી પછી વિદેહમુક્ત થશે, એ વાત કહેવામાં આવશે.

* જે હાથીના મદનો ગંધ બીજા હાથીઓ સહન ન કરી શકે તે ગંધદ્વીપ અથવા ગંધગજ કહેવાય છે.

ધ્વજરાજ કેમ જાણે પૃથ્વીમાંથી ઊડેલા પવનના ઝપાટાથી પૃથ્વીને અને પર્વતને ભેદી નાખતો હોય, તેમ પોતાની પ્રિય પટરાણી ચૂડાલાસહિત વનમાંથી બહાર નીકળ્યો.[૧૬,૧૭] મહેંદ્રાચળથી ચાલેલો એ રાજા રસ્તામાં પર્વતોને, દેશોને, ગામડાંઓને અને જંગલોને જોતો જોતો, તથા પોતાની પ્રિયાને પોતાના પ્રથમના (તે તે દેશો સાથે થયેલા) સર્વ વૃત્તાંતને જણાવતો, થોડા વખતમાં જ સ્વર્ગના જેવી મહારમણીય પોતાની નગરી પાસે આવી પહોંચ્યો.[૧૮,૧૯] ત્યાં તે રાજાના સામંતો જેઓ (જેઓને પોતાના જુદા જુદા દેશના અધિપતિપણા ઉપર નીમ્યા હતા તેઓ) આદરપૂર્વક રાજાના આવવાની વાટ જોઈ રહ્યા હતા, તેઓ જયજયકારના શબ્દ વડે રાજાના આવવાની ખબર થતાં સામૈયુ કરવાને સામા બહાર નીકળ્યા.[૨૦] પછી (ભેગાં થઈ જતાં) એકતાને પ્રાપ્ત થઈ ગયેલાં અને મૃદગ વાદિત્ર આદિના ઊંચા શબ્દો વડે શોભાવાળાં એ બન્ને સૈન્યોની સાથે એ રાજાએ નગરમાં પ્રવેશ કર્યો.[૨૧] શહેરની સ્ત્રીઓએ અક્ષત અને પુષ્પાંજલિઓથી વધાવેલો રાજા, એક પછી બીજાં એમ એકબીજાની શોભાથી ચડિયાતાં લાગતાં બજારને જોતો જોતો પતાકા અને ધ્વજાઓથી સુશોભિત, (મોતીઓના ચોક પૂરવાથી) મોતીઓના સમૂહો વડે મનોહર, નૃત્ય કરતી તથા ગાયન કરતી ધારાંગનાઓથી રમણીય અને કૈલાસની પેઠે પોતાના સ્થાનમાં જ અચળ થઈ રહેલા પોતાના ગૃહમાં એટલે દરબારગઢમાં પેઠો. એ દરબારગઢમાં રાજાને યોગ્ય (દહીં, દૂર્વા, અક્ષત, શંખ, વીણા, છત્ર, ચામર આદિ) અનેક જાતના મંગળ પદાર્થો રાખવામાં આવ્યા હતા. ત્યાં જઈ નમ્રતાવાળા સર્વ કારભારીમંડળ વગેરેનું તેણે સારી રીતે સન્માન કર્યું.[૨૨-૨૪] સાત દિવસ સુધી રાજાએ પોતાના શહેરમાં અત્યંત મોટો ઉત્સવ કર્યો અને પોતે અંતઃપુરમાં રહી પોતાનાં રાજકાર્યો કર્યાં.[૨૫] હે રામચંદ્રજી! એ રાજા દશહજાર વર્ષ સુધી ભૂતળમાં રાજ્ય કરી ચૂડાલાની સાથે જ દેહધારણથી વિરામ પામ્યો. (વિદેહમુક્તિના સુખને પ્રાપ્ત થયો).[૨૬] હે રામચંદ્રજી! એ રીતે દેહ આદિમાં જેને દોષદૃષ્ટિ છે, તેને લીધે સ્નેહરહિત એ મહાબુદ્ધિશાળી રાજા સ્નેહ વિનાના (તેલ વગરના) દીવાની પેઠે દેહનો ત્યાગ કરી પૂનર્જન્મ નહિ થવા માટે નિર્વાણને પામી ગયો. દશહજાર વર્ષ સુધી સમદૃષ્ટિપણાથી ચૂડાલા સહિત પોતાના રાજ્યમાં રમણ કરી તે નિર્વાણપદને પામ્યો. (વિદેહમુક્ત થયો.)[૨૭,૨૮] ભયથી અને ખેદથી રહિત થઈ ગયેલા, અભિમાન અને મત્સર વિનાના, પ્રકૃત (પ્રસંગપ્રાપ્ત) સ્વાભાવિક કાર્યોને આચરનારા, ભોગવી લીધેલા ભોગો વિષે વિરક્ત બુદ્ધિવાળા એ આર્ય રાજાએ સર્વમાં સમાનબુદ્ધિ રાખી (જ્ઞાન વડે) મૃત્યુને જીતી લઈ દશ હજાર વર્ષ સુધી એકછત્રે રાજ્ય કર્યું.[૨૯] ઘણા લાંબા કાળ સુધી સર્વ રાજાઓના શિરોમણિરૂપે રહી પૃથ્વીમાં અનેક ભોગોને ભોગવી લઈ કેવળ સત્તામાત્ર રૂપે બાકી રહેલો એ રાજા જરા–મરણથી રહિત એવા પરમપદને પ્રાપ્ત થઈ ગયો. હે રામચંદ્રજી! એવી જ રીતે તમે પણ પ્રારબ્ધયોગે આવી પડેલા ચાલુ વ્યવહારોને નિભાવી, શોકરહિતપણાથી સમાધિમાં રહો કિંવા પોતાની મેળે જ બળાત્કારથી ચિત્તને રોકી ભોગ અને મોક્ષ આદિની લક્ષ્મીનો (સાક્ષીરૂપે) અનુભવ કરીને સ્વસ્થ થાઓ.[૩૦]

भुक्त्वा भोगाननेकान्भुवि सकलमहीपालचूडामणित्वे स्थित्वा वै दीर्घकालं परममृतपदं प्राप्तवान्सत्त्वशेषः । एवं रामागतं त्वं प्रकृतमनुसरन् कार्यजातं विशोकस्तिष्ठोत्तिष्ठ स्वयं वा प्रसभमनुभवन्भोगमोक्षादिलक्ष्मीः ॥ ३० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'શિખિધ્વજનિર્વાણ' એ નામનો સર્ગ ૧૧૦ મો સમાપ્ત**

## सर्ग १११ मो*

### કચોપાખ્યાન

॥ वसिष्ठ उवाच ॥

**एतत्ते सर्वमाख्यातं शिखिध्वजकथानकं। अनेन गच्छन्मार्गेण न कदाचन खिद्यसे ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યાઃ**–ઉપર પ્રમાણેની શિખિધ્વજ રાજાની સર્વ કથા મેં તમને કહી. એ માર્ગે ચાલવાથી તમે કદી પણ ખેદને પ્રાપ્ત થશો નહિ.[1] રાગદ્વેષનો નાશ કરનારી આ દૃષ્ટિને ધારણ કરી, તમે નિત્ય આસક્તિ વગરની (વૈરાગ્યવાળી) બુદ્ધિ વડે તે પરમપદને પ્રાપ્ત કરો.[2] હે રામચંદ્રજી! જેમ શિખિધ્વજ (ભોગ અને મોક્ષ બન્નેનો અનુભવ કરતાં) રાજ્ય કર્યું, તેમ તમે પણ રાજ્યમાં વ્યવહાર કરતાં ભોગ અને મોક્ષ એ બન્નેને સારી રીતે મેળવો.[3] હે રામચંદ્રજી! બૃહસ્પતિનો પુત્ર કચ શિખિધ્વજના સર્વ (ત્યાગના) ક્રમ વડે જે રીતે બોધને પ્રાપ્ત થયો, તે રીતે તમે પણ બોધ મેળવો.[4]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! મહાસમર્થ ઐશ્વર્યવાળા બૃહસ્પતિનો કચ જે રીતે જ્ઞાનને પ્રાપ્ત થયો, તે આપ સક્ષેપથી મને કહો.[5]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે મહારાજા રામચંદ્રજી! પોતાની વિદ્યાથી અત્યંત શોભતા દેવતાઓના ગુરુ બૃહસ્પતિનો પુત્ર કચ, શિખિધ્વજરાજાની પેઠેજ પરમ બોધને પ્રાપ્ત થયો હતો, એ કથા તમે સાંભળો.[6] (યૌવનની શરૂઆતમાં) સંસારને તરી જવાને ઇચ્છનાર શબ્દ અને તેના અર્થને સમજી શકે તેવા કચે બૃહસ્પતિને (નીચે પ્રમાણે) કહ્યું.[7]

**કચ બોલ્યોઃ**–હે સર્વ ધર્મને જાણનાર ભગવન્! હે મહારાજ! જીવરૂપ (વાસનામય) તંતુ વડે બંધાયેલો મનુષ્ય આ સંસારરૂપી પાંજરામાંથી શી રીતે બહાર નીકળી શકે? એ આપ કહો.

**બૃહસ્પતિ બોલ્યાઃ**–હે પુત્ર! જો સાચા વૈરાગ્યથી સર્વસ્વનો ત્યાગ કરવામાં આવે, તો પણ જેને ચિત્તમાં ખેદ થાય નહિ તે આ સંસારસાગરને તરી જાય છે.[8,9]

**વસિષ્ઠ બોલ્યાઃ**–એ પ્રમાણે પિતાનાં પરમપવિત્ર વચન સાંભળી કચ સર્વનો ત્યાગ કરી એકાંત વનમાં ચાલ્યો ગયો.[10] બૃહસ્પતિને તેના જવાથી કશો શોક થયો નહિ; કેમકે મહાન પુરુષો સયોગ અને વિયોગના સંબંધમાં મેરુના જેવું દૃઢ અને મોટું મન રાખનારા (હર્ષશોક રહિત) હોય છે.[11] હે નિષ્પાપ રામચંદ્રજી! પછી આઠ વર્ષ જતાં રહ્યા બાદ કોઈ મોટા જંગલમાં કચ ફરી વાર પોતાના પિતા બૃહસ્પતિની પાસે આવ્યો.[12] પોતાના પિતાનું પૂજન કરી અભિવંદન કરી રહ્યા બાદ પુત્રને (કચને) આલિંગન કરી રહેલા એ બૃહસ્પતિને મનોહર વાણી વડે ફરીથી કચે (આ પ્રમાણે) પૂછ્યું.[13]

**કચ બોલ્યોઃ**–હે પ્રિય પિતાજી! આજે મને સર્વ ત્યાગ કર્યે આઠ વર્ષ થયાં, તો પણ સ્તુતિપાત્ર શાંતિને હું મેળવી શક્યો નથી.[14]

**વસિષ્ઠ બોલ્યાઃ**–એ પ્રમાણે તે અરણ્યની અંદર કચ (પિતા પ્રત્યે) દુઃખી વચનો કહેતો હતો, તેટલામાં તો 'તું સર્વનો ત્યાગ કર' એમ કહી બૃહસ્પતિ આકાશ તરફ ચાલ્યા ગયા.[15] બૃહસ્પતિ જતા રહ્યા પછી કચે પોતાના દેહ ઉપરથી વલ્કલ આદિનો પણ ત્યાગ કરી દીધો અને ચંદ્રમા, વાદળાં, સૂર્ય તથા તારાઓ વિનાના શરદૃતુના આકાશ જેવો (દિગંબર) થઈ રહ્યો. તે દિગંબર બની ટાઢ, તડકો અને વરસાદથી બચવા કોઈ પર્વતની ગુફામાં રહેતો હતો. તેણે પોતે એકલાએ જ શરીરને શાંત અને શૂન્યપણે ધારણ કરી રાખી શ્વાસોછ્વાસ લેતાં દિશાઓના

---

* આ એકસોઅગિયારમા–સર્ગમા–રાણી ચૂડાલાએ જેમ રાજાનું સર્વસ્વ છોડાવ્યું હતું, તેમ કચનો પિતા કચના સર્વસ્વનો ત્યાગ કરાવશે અને અંતે અહંકારનો ત્યાગ થયેથી કચ પૂર્ણસ્થિતિવાળો થશે, એ વર્ણન કરવામાં આવશે.

અંતભાગોમાં ફરવા માંડ્યુ. એ રીતે ત્રણ વર્ષ વીતી ગયા પછી, એ કચ પાછો ઉદાસીન ચિત્તે (કોઈ જંગલની અંદર) એજ પોતાના પિતા અને ગુરુ બૃહસ્પતિને મળ્યો. ભક્તિ વડે સર્વ પૂજાનો ક્રમ પૂરો કરી લઈ પુત્રને (પોતાને) આલિંગન કરી રહેલા પોતાના પિતાને ખેદથી ગદ્ગદ થઈ ગયેલી વાણી વડે કચે ફરી વાર પૂછ્યુ.[૧૬–૧૯]

કચ બોલ્યોઃ–હે પિતાજી! મે સર્વ કથા અને વેણુલતા (કમંડલુ, દર્ભાસન, મૃગચર્મ) આદિનો પણ ત્યાગ કર્યો; તથાપિ હજી મને પોતાના પરમપદમાં શાંતિ મળી નથી, માટે હવે હું શું કરું?[૨૦]

બૃહસ્પતિ બોલ્યાઃ–હે પુત્ર! ચિત્ત જ સર્વ પદથી કહેવામાં આવે છે, તેનો ત્યાગ કરવાથી તું અપૂર્વ શોભાવાળો થઈશ. સર્વવેત્તા પુરુષોએ ચિત્તનો ત્યાગ એ જ સર્વત્યાગ છે, એમ નિશ્ચયપૂર્વક જાણેલ છે.[૨૧]

વસિષ્ઠ બોલ્યાઃ–બૃહસ્પતિ એ પ્રમાણે પુત્રને કહી વેગ વડે આકાશ તરફ ઊડ્યા અને કચે કોઈ જાતનો બુદ્ધિમાં ખેદ લાવ્યા વિના ત્યાગ કરવા સારુ ચિત્તને શોધવા માંડ્યું.[૨૨] જ્યારે જંગલમાં (બહુ) વિચાર કરતાં છતાં પણ એ કચ ચિત્તને જાણી શક્યો નહિ, ત્યારે બુદ્ધિ વડે તેણે પોતાના પિતાજીનું ચિંતન કર્યું અને ત્યાં (પિતાજી પાસે) જવાનું ધાર્યું. 'દેહ આદિ પદાર્થનો સમૂહ કાંઈ ચિત્ત શબ્દથી કહેવાતો નથી, તેમ એ દેહાદિક શું ચિત્તનું છે અથવા તો ચિત્ત પોતેજ ક્યાં છે? આવા સંદેહને લીધે નિરપરાધી એ દેહાદિનો હું શા માટે વૃથા ત્યાગ કરું?[૨૩,૨૪] ચિત્તરૂપી મહાશત્રુને ઓળખવા માટે હું પાછો પિતાજી પાસે જાઉં અને તેને (ચિત્તને) ઓળખી લઈ તત્કાળ એ ચિત્તનો ત્યાગ કરું તથા સંતાપરહિત (શાંતિવાળો) થઈને રહું.'

વસિષ્ઠ બોલ્યાઃ–એ પ્રમાણે વિચાર કરી કચ સ્વર્ગ પ્રત્યે ગયો અને બૃહસ્પતિ પાસે જઈ સ્નેહપૂર્વક વંદન કરી પ્રણામ કર્યા તથા બૃહસ્પતિને એકાંતમાં પૂછ્યું કે, 'હે મહારાજ! ચિત્ત શું છે? તે આપ કહો. એ ચિત્તનું સ્વરૂપ (કૃપા કરી) આપ મને બતાવો, કે જેથી હું તેનો ત્યાગ કરું.[૨૫–૨૭]

બૃહસ્પતિ બોલ્યાઃ–ચિત્તના સ્વરૂપને જાણનારા (વિવેકી) પુરુષો પોતાના અહંકારને જ ચિત્ત કહે છે. મનુષ્યની અંદર 'હું' એવો જે ભાવ રહ્યો છે, તે (અહંકાર)જ ચિત્ત કહેવાય છે.

કચ બોલ્યોઃ–હે મહાબુદ્ધિમાન પિતા! હે તેત્રીસ કરોડ દેવસમૂહના ગુરુ મહારાજ! અહંકાર જ ચિત્ત એમ શી રીતે છે? તે આપ મને કહો. હું એમ માનું છું કે, એ ચિત્તનો ત્યાગ થવો (બહુ) દુષ્કર છે અને સિદ્ધ થતો નથી. હે યોગીઓમાં શ્રેષ્ઠ (પિતાજી)! એ ચિત્તનો શી રીતે ત્યાગ કરી શકાય છે?[૨૮–૩૦]

બૃહસ્પતિ બોલ્યાઃ–પુષ્પને તોડવા કરતાં અને નેત્રને મીંચવા કરતાં પણ અહંકારનો ત્યાગ બહુ જ સહેલો છે, તેમાં જરા પણ ક્લેશ નથી. હે પુત્ર! જે રીતે એ સિદ્ધ થાય છે તે હું કહું છું, તે તું શ્રવણ કર. જે વસ્તુ માત્ર અજ્ઞાનથી જ સિદ્ધ હોય, તે જ્ઞાન થયાથી નાશ પામી જાય છે. હે પુત્ર! ખરી વસ્તુનો વિચાર કરતાં મિથ્યા થયેલા ભ્રમની જેમ અહંકાર જ નથી અને તે મિથ્યા છતાં બાળકે કલ્પી લીધેલા વેતાલની પેઠે કેમ જાણે સત્ય હોય, તેમ (અજ્ઞાનીની દૃષ્ટિમાં) થઈ રહ્યો છે.[૩૧–૩૩] જેમ રજ્જુમાં સર્પપણું અને ઝાંઝવાના જળમાં જળની બુદ્ધિ માત્ર મિથ્યા આભાસરૂપે જ સ્ફુરે છે, તેમ અહંકાર પણ માત્ર મિથ્યા આભાસરૂપે જ સ્ફુરે છે.[૩૪] જેમ ચંદ્રમાં દ્વિત્વ (બેપણું) મિથ્યા છતાં ભ્રાંતિથી ભાસે છે, તેમ અહંકાર પણ માત્ર ભ્રાંતિ વડે જ સ્ફુરે છે. તે સત્ય નથી તેમ સદસત્ (સાચો અને ખોટો બન્ને વિરુદ્ધ ધર્મવાળો) પણ નથી અને પ્રતીતિમાં આવતો હોવાથી સસલાના શિંગડાની

જેમ સાવ અસત્ છે, એમ પણ કહી શકાતું નથી.[૩૫] કેવળ અનાદિ, અનંત, સર્વને સાક્ષીરૂપે જાણનાર, આકાશથી પણ અતિ નિર્મળ, જેની અંદર કોઈ પણ જાતનો મેલ રહ્યો નથી એવું શુદ્ધ, સર્વ મનુષ્યોમાં સર્વ ઠેકાણે રહેલ, સર્વને પ્રકાશ આપનાર એક ચૈતન્ય માત્ર (બ્રહ્મ) જ છે અને એક તે જ, જેમ સમુદ્રના ચંચળ તરંગોમાં જળ જ (તરંગરૂપે) જોવામાં આવે, તેમ સર્વરૂપે જોવામાં આવે છે.[૩૬,૩૭] તેમાં વળી અહંકાર કેવો તથા ક્યાંથી ને શી રીતે ઉત્પન્ન થયો? જળમાં કયે ઠેકાણે સૂકી ધૂળનો ઢગલો ઉત્પન્ન થયો? અગ્નિથી કયે ઠેકાણે જળની ઉત્પત્તિ થઈ?[૩૮] (એ રીતે અસંભવિત હોવાથી અહંકાર ઉત્પન્ન જ નથી થયો,) માટે હે પ્રિય પુત્ર! આ દેહાદિક કે જે પિતા વગેરેમાંથી ઉત્પન્ન થયેલ છે, તે 'હું છું' એવી પરિમિત (નાના) આકારવાળી, તુચ્છ અને દિશા તથા કાળ એ બન્ને વડે વૃદ્ધિ અને નાશ આદિ વિકારને પ્રાપ્ત થનારી ખોટી ભ્રાંતિને તું તજી દે.[૩૯] દિશા–કાળ આદિ વડે જેને મર્યાદા નથી એવા અનંત, સ્વચ્છ, નિત્યપ્રકાશ, સર્વવ્યાપી, (વ્યવહારદષ્ટિથી) સર્વ પદાર્થોને રૂપે ભાસતું અને (પરમાર્થદષ્ટિએ જોતાં) માત્ર અદ્વૈતસ્વરૂપ, નિર્મળ, એક કેવળ ચૈતન્યરૂપ (બ્રહ્મસ્વરૂપ) જ તું છે.[૪૦] જેમ સર્વ દિશાઓ તરફ રહેલાં ફળ, પુષ્પ અને પત્ર, એ સર્વનો કારણરૂપ અને સારરૂપ તો તેની અંદર રહેલો રસ જ છે, તેમ તું જ આ સર્વ જગતના કારણરૂપે અને સારરૂપે સર્વની અંદર સદાકાળ રહેલ છે અને અત્યંત નિર્મળ અનંત ચિદાત્મારૂપ છે. હે કચ! તું કે જે એક, અખંડ, અદ્વૈત અને સત્ય આત્મારૂપ છે, તેને 'આ દેહાદિક હું છું' એવી મર્યાદાવાળો નિશ્ચય વળી કેવો હોય? (ન જ હોવો જોઈએ.)[૪૧]

फलकुसुमदलानां सर्वदिक्संस्थितानां रस इव जगतां त्वं संस्थितः सर्वदैव। विमलतरचिदात्मा नित्यमेवासनंतः क इव कच तवाहंनिश्चयो भावमूर्तेः ॥ ४१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'કચપ્રબોધ' એ નામનો સર્ગ ૧૧૧ મો સમાપ્ત**

## सर्ग ११२ मो×

## મિથ્યાપુરુષનું આખ્યાન–આકાશરક્ષણ

॥ वसिष्ठ उवाच ॥

इति प्राप्य परं योगमुपदेशमनुत्तमम्।
जीवन्मुक्तो बभूवासौ ततो देवगुरोः सुतः ॥१॥

વસિષ્ઠ બોલ્યા:–એ રીતે પરમ યોગરૂપ સર્વોત્તમ ઉપદેશને પ્રાપ્ત થઈ પછી બૃહસ્પતિનો પુત્ર કચ જીવન્મુક્ત થઈ ગયો હતો.[૧] હે રામચંદ્રજી! જે રીતે કચ મમતા વિનાનો, અહંકારરહિત, શાંતબુદ્ધિ અને કામરૂપી ગ્રંથિઓ જેની કપાઈ ગઈ છે એવો થઈ રહ્યો હતો, તે રીતે તમે પણ વિકાર વિનાના થઈને રહો.[૨] અહંકારને તમે મિથ્યા જ સમજો, તેનો આશ્રય પણ ન કરો અને તેનો ત્યાગ પણ ન કરો. સસલાના શિંગડાની જેમ જે પદાર્થ હોય જ નહિ; તેને લેવો કે તજી દેવો એ બન્ને ક્રિયાઓ થઈ શકે નહિ.[૩] અહંકારનો જ અસંભવ સિદ્ધ થાય ત્યારે પછી તમને મરણ અને જન્મનો ભય ક્યાંથી રહે? કેમકે આકાશરૂપી ક્ષેત્રમાં જે વવાયું તેનાં ફળ કોણે લીધાં છે? (કોઈએ નહિ.)[૪] જેને કોઈ અંશ નથી, જે સંકલ્પવિકલ્પથી રહિત છે એવા સર્વભાવરૂપ, સર્વવ્યાપી, પરમાણુથી પણ સૂક્ષ્મ, નિર્વિકાર અને કેવળ ચૈતન્યરૂપ તમે છો.[૫] જેમ જળમાં તરંગ આદિ જળરૂપ છતાં ભિન્ન રૂપે જોવામાં આવે છે અને સુવર્ણમાં બાજુબંધ આદિ

× આ એકસોબારમા સર્ગમા કચના આખ્યાનથી રામચંદ્રજીને બોધ થશે અને રામચંદ્રજીના પૂછવાથી મિથ્યાપુરુષનુ આખ્યાન આવશે, કે જેમા આકાશનું રક્ષણ કર્યાની વાત કહેવામાં આવશે.

દાગીના સુવર્ણરૂપ જ હોવા છતાં જુદે રૂપે ભાસે છે, તેમ તમે પણ અહંકારની ભાવનાને લીધે જ (વસ્તુતાએ બ્રહ્મરૂપ છતાં) બીજી રીતે (જગત-રૂપે) ભાસો છો.[૬] આ સર્વ જગત માયામય ઇન્દ્રજાળની જેમ માત્ર અજ્ઞાનને લીધે ભાસી રહેલ છે; પરંતુ હે નિષ્પાપ રામચંદ્રજી! જ્ઞાન થતાં એ સર્વ બ્રહ્મરૂપ જ થઈ જાય છે.[૭] કાર્યરૂપે દ્વૈતબુદ્ધિનો અને કારણરૂપે એકત્વબુદ્ધિનો ત્યાગ કરી તેથી બાકી રહેલ અને બન્નેમાં વ્યાપ્ત કેવળ સત્તારૂપ આત્મામાં જ તમે સ્થિર રહી સુખી થાઓ. મિથ્યા પુરુષની જેમ તમે વ્યર્થ દુ:ખી થાઓ નહિ.[૮] આ સંસાર સંબંધી માયા અતિ દુષ્પાર (અતિ દુ:ખ વડે પણ માંડ પાર પામી શકાય તેવી) છે અને (અજ્ઞાનને લીધે) ચિત્તમાં દઢ રીતે ચોટી બેઠેલ છે; તે શરદઋતુથી જેમ ઝાકળ નાશ પામી જાય, તેમ જ્ઞાન થતાં નાશ પામી જાય છે.[૯]

રામ બોલ્યા:–જેમ વૃષ્ટિ નહિ થવાની શંકાથી ભયભીત થયેલો ચાતક (દૈવયોગથી) સારી રીતે વૃષ્ટિ થતાં તૃપ્ત થઈ જાય, તેમ હું આપના આ જ્ઞાનામૃતથી અંદર પરમ તૃપ્તિને પ્રાપ્ત થયો છું.[૧૦] કેમ જાણે અમૃત વડે સિંચાયેલો હોઉં, તેમ હું અંદર શીતળતાને પામ્યો છું અને નિરુપમ (હિરણ્યગર્ભ આદિની) સર્વ સમૃદ્ધિઓની પણ ઉપર (નિરતિશય પર-માનંદમાં) રહ્યો છું.[૧૧] જેમ તરસ્યો (ચંદ્રને જોવાને આતુર) ચકોર પક્ષી ચંદ્રનાં કિરણોનું પાન કરતાં તૃપ્તિ પામતો નથી, તેમ આપ જે (ઉત્તમ) વચનો બોલો છો, તે સાંભળવામાં હું તૃપ્તિને પ્રાપ્ત થતો નથી.[૧૨] હે સમર્થ મહારાજ! જો કે (આપના ઉપદેશામૃતથી) હું તૃપ્ત છું, તો પણ નીચેનો પ્રશ્ન હું આપને પૂછું છું; કેમકે ગમે તેવો તૃપ્ત હોય, તો પણ કયો પુરુષ પોતે કોઈ વખત ઉપભોગમાં નહિ લીધેલા (પાસે પડેલા) અમૃતરૂપી આસવને ન પીએ? (સર્વ પીએ.)[૧૩] હે મુનિઓમાં શ્રેષ્ઠ મહારાજ! આપે જે મિથ્યાપુરુષ એવા નામથી કહ્યું તે શું છે, કે જે મિથ્યાપુરુષે વસ્તુને અવસ્તુરૂપ અને અવસ્તુ-રૂપ આ જગતને વસ્તુરૂપ બનાવી દીધું? તે આપ મને શીઘ્ર કહો.[૧૪]

વસિષ્ઠ બોલ્યા:–હે રામચંદ્રજી! મિથ્યા-પુરુષનો બોધ થવા માટે એક નીચેની સુંદર કથા હું તમને કહું છું, કે જે તત્ત્વવેત્તાઓને હસાવે તેવી છે, તે તમે સાંભળો.[૧૫] હે મહાબાહુ રામચંદ્રજી! બાળકના જેવી કોમળ બુદ્ધિ વડે મૂઢ અને કેવળ અજ્ઞાનથી જ વીંટાઈ રહેલો કોઈ એક જાણે કે માયાના યંત્રથી બનાવ્યો ન હોય તેવો એક પુરુષ છે. તે કોઈ શૂન્ય એકાંત સ્થાનમાં ઉત્પન્ન થયો છે અને તે આકાશમાંના (ભ્રાંતિ વડે પ્રતીતિમાં આવતા) અનેક વિચિત્ર રંગોની પેઠે અને મરુભૂમિમાં (ભ્રાંતિ વડે પ્રતીતિમાં આવતાં) ઝાંઝવાનાં જળની પેઠે મિથ્યારૂપે તે શૂન્ય સ્થાન-માં જ રહે છે.[૧૬,૧૭] એ ઠેકાણે મિથ્યાપુરુષના વિના બીજું કશું છે નહિ અને જે કાંઈ છે, તે મિથ્યાપુરુષથી જુદું ન હોવાથી તેરૂપ જ છે; તથા જે કાંઈ એ જુદું દેખે છે, તે (પોતાના-રૂપ જ છતાં) ભ્રાંતિ વડે મિથ્યા આભાસરૂપે જ છે; પરંતુ દુષ્ટ બુદ્ધિવાળો મિથ્યાપુરુષ સાચી વાત દેખી શકતો નથી.[૧૮] એ મિથ્યાપુરુષ જ્યારે મોટો થયો, ત્યારે તેને 'હું આકાશનો છું, આકાશ-રૂપ છું અને આકાશ મારું છે તેથી એ આકા-શની (કોઈ ઉપાધિ વડે બાંધી લઈ) હું રક્ષા કરું' એવો એણે પાકો નિશ્ચય કર્યો.[૧૯] પોતાને પ્રિય એવા આકાશને 'હું કોઈ ઉપાધિમાં (ઘટ–મઠાદિકમાં) સ્થાપન કરી પોતાની મેળે જ તેની આદરથી રક્ષા કરું' એમ વિચાર કરી એ મિથ્યા-પુરુષે આકાશની રક્ષા કરવા માટે એક ઘર બનાવ્યું;[૨૦] અને તેની અંદરના ભાગમાં 'મેં આકાશની રક્ષા કરી છે તથા આ આટલું આકાશ મારું છે' એવું તેણે અભિમાન બાંધ્યું.

હે રામચંદ્રજી! પછી તે ઘરના આકાશથી જ એ સંતુષ્ટ થયો હતો;[૨૧] પરંતુ જેમ શરદઋતુ બેસતાં વરસાદ નાશ પામી જાય અને પવન વડે જેમ તરંગ નાશ પામી જાય, તેમ કાળે કરીને તે મિથ્યા-પુરુષનું એ ઘર પડી ગયું.[૨૨] 'હે ઘરના આકાશ! તું નષ્ટ થઈ ગયું? તું ક્ષણ વારમાં ક્યાં જેતું રહ્યું? મહાખેદની વાત છે કે, તું સ્વચ્છ છતાં ભસ્મ થઈ ગયુ!' આ રીતે એ આકાશનો તેણે શોક કરવા માંડ્યો.[૨૩] એ રીતે અનેક પ્રકારે શોક કરી, એ દુષ્ટ બુદ્ધિવાળા અજ્ઞાનીએ ફરી તે જ ઠેકાણે આકાશની રક્ષા કરવા માટે કૂવો બનાવ્યો અને એ કૂવાના આકાશમાં 'તે મારું છે' એવી મમતા વડે બંધાઈ તેની રક્ષા કરવા લાગ્યો.[૨૪] પછી સમય જતાં તેનો એ કૂવો પણ ધૂળ–માટી આદિથી પુરાઈ ગયો. ધૂળ–માટીથી પુરાઈ જ્યારે તેનો કૂવો નાશ પામ્યો, ત્યારે એ મિથ્યાપુરુષ શોકમાં ડૂબી ગયો.[૨૫] કૂવાના આકાશ માટે ઘણો ઘણો શોક કરી તેણે તરત એક કુંભ (ઘડો) બનાવ્યો અને 'એ ઘડાનું આકાશ મારું છે' એવી મમતા વડે બંધાઈ તેની રક્ષા કરવામાં સાવચેત રહી તેથી જ (મન વડે) પરમ સુખને તે પ્રાપ્ત થયો.[૨૬] હે રામચંદ્રજી! કાળે તેના એ કુંભનો પણ નાશ કરી દીધો; કેમકે દુર્ભાગી પુરુષ જે દિશા તરફ જાય તે દિશામાં (પોતાના દુર્ભાગ્યના યોગથી) નાશને (દુર્દશાને) પ્રાપ્ત થાય છે.[૨૭] પછી તેણે ઘડાના આકાશ માટે કેટલોક (શોકપૂર્વક) પ્રલાપ કર્યા પછી, આકાશની રક્ષા કરવા માટે પ્રથમનો પ્રમાણે જ એક કુંડ બનાવ્યો અને તેમાં મમત્વ બાંધી એ કુંડના આકાશની રક્ષા કરતો હતો.[૨૮] એ મિથ્યાપુરુષનો તે કુંડ પણ કોઈ કાળે જેમ અંધારું તેજથી નાશ પામી જાય, તેમ નાશ પામી ગયો, તેથી તેણે કુંડના આકાશનો શોક કરવા માંડ્યો.[૨૯] કુંડના આકાશનો શોક કરી રહ્યા પછી આકાશની રક્ષાને માટે તેણે ચારે દિશાઓમાં સભાના આકારનાં ઘરોવાળું એક મોટું સભાગૃહ બનાવ્યું અને તે સભામંડપની રક્ષા કરવામાં પોતાનું મન પરોવી તે રૂપે જાણે ન થયો હોય તેમ તે રહેતો હતો.[૩૦] જેમ જૂનાં પાંદડાંને વાયુ ઘસડી જાય, તેમ સર્વ પ્રજાને ગળી જનારા કાળે તેનું એ સભાગૃહ પણ નષ્ટ કરી દીધું; તેથી એ મિથ્યાપુરુષ ખૂબ જ શોક કરવા લાગ્યો.[૩૧] ચારે દિશાઓમાં સભાના આકારનાં ઘરોવાળા એ મોટા સભાગૃહનો શોક કર્યા પછી, તેણે આકાશની રક્ષા કરવા માટે વાદળાંના જેવા આકારવાળી એક કોઠી બનાવી ને તે કોઠીના આકાશમાં મમતા બાંધી તેની રક્ષા કરવા માંડી.[૩૨] વાયુ જેમ વાદળાંને ખેંચી જાય, તેમ તેની એ (ધાન્ય રાખવાની) કોઠી પણ તત્કાળ કાળે હરી લીધી. આથી તેના નાશથી થયેલા શોક વડે એ મિથ્યાપુરુષને ઘણો જ સંતાપ થયો.[૩૩] એ પ્રમાણે ઘર, ચતુઃશાળ (ચાર શાળાઓવાળું મોટું સભાગૃહ), કુંભ, કુંડ અને કોઠી, એ વગેરેથી (હાયવોય કરતાં) એ મિથ્યાપુરુષનો આ અનંત કાળ ચાલ્યો જાય છે.[૩૪] એ રીતે (માયા વડે) પરાધીન એ મિથ્યાપુરુષ ઘર વડે અને જેમાં પ્રવેશ ન થઈ શકે તેવા કૂવા, ઘડો આદિ ઉપાધિ વડે તે તે પદાર્થની અંદર આકાશને 'આ મારું છે' એવી મમતાથી તેનું રક્ષણ કરવા ખૂબ પ્રયત્ન કરે છે. વળી તે તે (ગૃહ, કૂપ, કુંભ આદિ) પદાર્થોનું નિર્માણ કરવું, રક્ષા કરવી તથા પાછો તેનો વિનાશ થવો–એ બંનામાં અભિમાનને લીધે મૂઢ બની જઈ એ મિથ્યાપુરુષ અતિ ઘાટાં બીજાં દુઃખોથી પણ વિશેષ દૃઢ (ઘાટા) એવા દુઃખસમુદાયને પ્રાપ્ત થાય છે અને પાછો (દૈવયોગથી) એ દુઃખમાંથી મુક્ત પણ થાય છે.[૩૫]

**एवं स्थितः स विवशो गगनं गुहायां गृह्न्गृहेण-गहनेन किलात्मबुद्ध्या। दुःखांतराद्घनतराद्घनदुःखजातमायाति याति च गतागति संगमूढः ॥ ३५॥**

**સર્ગ ૧૧૨ મો સમાપ્ત**

## સર્ગ ૧૧૩ મો×

### મિથ્યાપુરુષના આખ્યાનનું તાત્પર્ય

॥ राम उवाच ॥

मिथ्यानरप्रसंगेन किं मायापुरुषः प्रभो।
कथितोऽयं त्वया व्योमरक्षणं च किमुच्यते॥१॥

રામ બોલ્યાઃ–હે મહાસમર્થ મહારાજ! આપે મિથ્યાપુરુષના પ્રસંગથી જે માયાપુરુષ કહ્યો, તે શા અભિપ્રાયથી કહ્યો અને આકાશનું રક્ષણ કહ્યું તે પણ શા અભિપ્રાયથી કહ્યું? તે કહો.

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! જે મેં તમને હમણાં કથા કહી તે મિથ્યાપુરુષનું વૃત્તાંત બરાબર રીતે હું તમને સ્પષ્ટ કરી બતાવું છું, તમે તે સાંભળો.[૧-૨] હે રામચંદ્રજી! જેમ આકાશ કાંઈ પણ નથી પરંતુ તે એકલી ખાલી જગા છે, તેમ માયા પણ કાંઈ નથી પરંતુ તેમાં જે અહંકાર થાય છે તે જ પેલો માયારૂપી યંત્રનો બનાવેલો મિથ્યાપુરુષ સમજવો.[૩] હે સુશીલ રામચંદ્રજી! માયારૂપી આકાશની અંદર આ સર્વ જગત રહેલ છે. તે જગત સંસારના આરંભમાં અંત વિનાનું, જૂઠું અને ખાલી કલ્પેલું જાણો.[૪] એ માયાકાશની અંદર અધિષ્ઠાનરૂપે દુર્લક્ષ્ય રીતે અને (દુઃખ વડે માંડ જાણી શકાય તે રીતે) બ્રહ્મ જ રહેલું હોય છે. પછી એ માયારૂપ આકાશમાંથી જેમ આકાશમાંથી પ્રથમ શબ્દ ઉત્પન્ન થાય અને પવનમાંથી જેમ પહેલી ગતિ પ્રગટ થાય, તેમ પ્રથમ અહંકાર ઉત્પન્ન થાય છે.[૫] એ અહંકાર અનાત્મા છતાં આત્મારૂપે બની જઈ આકાશની અંદર વૃદ્ધિ પામી, (અનેક જાતની કલ્પનાઓ વડે) સારું-નરસું આદિ કલ્પી લે છે અને પછી પોતે જ કલ્પી લીધેલ 'હું' એવા પોતાના નામ વડે ઇષ્ટ એટલે ઇચ્છેલી વસ્તુને મેળવવા અને અનિષ્ટ એટલે અપ્રિય વસ્તુ દૂર કરવા તે યત્ન કરે છે.[૬] પોતે અનાત્મા છતાં ફક્ત એક આત્માની (પોતાની) રક્ષા કરવા માટે પ્રવૃત્તિમાન થઈ, ધારણ કરેલા દેહનો નાશ થઈ જાય તો પણ પોતે વ્યાકુળ બની જઈ કર્મવાસના આદિને અનુસારે બીજા અનેક પ્રકારના દેહોને કલ્પી લે છે.[૭] એ અહંકાર જ માયાપુરુષ અને મિથ્યાપુરુષ, એ બન્ને નામથી કહેવામાં આવ્યો છે. તે (વસ્તુતઃ) અસત્ય છતાં વૃથા, માત્ર માયા વડે જ ઉત્પન્ન થયેલ છે.[૮] કૂપ, કુંડ, ચતુઃશાલ અને કુંભ આદિરૂપે કહેવામાં આવેલા અનેક દેહોને તે કલ્પી લઈ (તેની રક્ષા કરતાં) 'મેં આત્માની રક્ષા કરી છે' એમ દેહની મર્યાદામાં રહેલા માયામય આકાશરૂપ આત્મામાં તે ભાવના કરે છે.[૯] હે રામચંદ્રજી! હું તમને એ અહંકારનાં નામો કહું તે તમે સાંભળો. એ નામો જગતને આકારે દેખાતા પોતાના વિલાસોથી આત્માને મોહ પમાડી દે છે.[૧૦] જીવ, બુદ્ધિ, મન, ચિત્ત, માયા પ્રકૃતિ, સંકલ્પ, કલના, કાળ અને કળા ઇત્યાદિ નામો અહંકારનાં જ પ્રસિદ્ધ છે, અને બીજા પણ કલ્પના પ્રમાણે જોડેલા અર્થવાળાં અનેક નામે વડે એ અહંકાર હજારોરૂપે પ્રકાશી રહ્યો છે. એ અહંકારે પૂર્ણબ્રહ્મની અંદર પોતાની મેળે જ અત્યંત લાંબા શૂન્ય આકાશને કલ્પી લઈ, તેમાં વાયું આદિ ક્રમ વડે આ જગત વગરભીંતે (પાયા વિના) ગંધર્વનગરની પેઠે કલ્પી લીધેલ છે અને તેની અંદર એ મિથ્યાપુરુષ મિથ્યા સુખ–દુઃખોનો અનુભવ કરી રહ્યો છે. જેમ મિથ્યાપુરુષ ઘટ આદિ નામરૂપની ઉપાધિમાં 'આ મારું છે' એવી શંકા વડે આકાશની રક્ષા કરતો હતો અને પછી ઘટ આદિ ઉપાધિ દૂર થતાં, તેમાં રહેલા આકાશ આદિનો શોક કરી (અજ્ઞાનને લીધે) દુઃખી થયો, તે રીતે તમે (અજ્ઞાન વડે) ક્લેશને પ્રાપ્ત થાઓ નહિ.[૧૧-૧૪] જે આત્મા આકાશથી પણ વિસ્તારવાળો, શુદ્ધ

× આ એકસોતેરમા સર્ગમાં મિથ્યાપુરુષ' આદિ શબ્દોના અર્થ તથા આખ્યાયિકાનું તાત્પર્ય સ્ફુટ કહી બતાવશે.

સૂક્ષ્મ, શિવરૂપ અને પરમ મંગલ છે, તેને કોણ લઈ શકે અથવા કોણ રક્ષા કરી શકે? (કોઈ નહિ.)[૧૫] હૃદયદેશમાં રહેનાર ચિદાકાશનું માત્ર શરીરરૂપી નિવાસસ્થાન નાશ પામી જતાં આત્મા નો નાશ થયો. એવી શંકાથી પ્રાણીઓ નકામાં શોક કરે છે.[૧૬] જેમ ઘટ આદિ ઉપાધિઓ નાશ પામી જાય તો પણ તેમાં રહેલું આકાશ આદિ અખંડિત જ રહે છે, તેમ દેહોરૂપી ઉપાધિ નષ્ટ થઈ જાય, તો પણ તેમાં રહેલો નિર્લેપ આત્મા સદોકાળ અખંડિત જ રહે છે.[૧૭] હે રામચંદ્રજી! શુદ્ધ ચૈતન્યરૂપ આત્મા કે જે સૂક્ષ્મ આકાશથી પણ અતિ સૂક્ષ્મ છે અને પોતાના અનુભવરૂપ છે, તે આકાશની પેઠે નાશ પામતો જ નથી.[૧૮] કોઈ કાળે, કોઈ પણ ઠેકાણે, કોઈ પણ વસ્તુ ઉત્પન્ન પણ થતી નથી અને નાશ પણ થતી નથી, કેવળ બ્રહ્મ જ જગતના વિવર્તરૂપે ભાસે છે.[૧૯] અને એ પરમપદ (બ્રહ્મ) સત્ય, અદ્વિતીય, શાંત, આદિ, મધ્ય અને અંતથી રહિત તથા ઉત્પત્તિ-નાશથી પણ રહિત છે, એમ (મન વડે) સમજી લઈ તમે સુખી રહો.[૨૦] પરાધીનતા ઉત્પન્ન કરનાર, સર્વ આપદાઓના સ્થાનરૂપ, નિરંતર નહિ રહેનાર, વિવેકરહિત, નિંદ્ય અને જેથી નરકપાત વગેરે થાય છે એના અહંકારરૂપી પદાર્થને જ્ઞાનથી નિઃશેષ રીતે (દેહ, ઇન્દ્રિય, વિષય આદિસહિત મૂળ સાથે) ત્યાગ કરી બાકી રહેલા ચૈતન્યમાત્ર પરમપદમાં તમે દૃઢ રીતે સ્થિર થઈ રહેશો તો ઉત્તમતાને પ્રાપ્ત થશો.[૨૧]

सर्वापदां निलयमध्रुवमस्वतंत्रमासन्नपातम
विवेकमनार्यमज्ञम् । बोधादहंकृतिपदं सकलं
विमुच्य शेषे सुनद्धपदमुत्तमता प्रयासि ॥२१॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'મિથ્યાપુરુષોપાખ્યાન' એ નામનો સર્ગ ૧૧૩ મો સમાપ્ત

## સર્ગ ૧૧૪ મો

### સદ્‌-અસદ્‌રૂપનું વિવેચન ઇત્યાદિ

॥ वसिष्ठ उवाच ॥

परस्माद्ब्रह्मणः पूर्वं मनः प्रथममुत्थितम् ।
मननात्मकमाभोगि तत्स्थमेव स्थितिं गतम् ॥१

વસિષ્ઠ બોલ્યાઃ—પ્રથમ સૃષ્ટિના આદિકાળમાં પરબ્રહ્મમાંથી સર્વ કલ્પાઓની પહેલા મહાવિસ્તારવાળું વિચાર કરનારું મન જ ઉત્પન્ન થયું, અને પરબ્રહ્મમાં તે પોતે બ્રહ્મસત્તા વડે જ સત્તાવાળું છતાં પોતે સંકલ્પવિકલ્પો કરી અનેક ભેદભાવોને પ્રગટ કરીને આજ સુધી રહેલું છે.[૧] હે રામચંદ્રજી! જેમ ફૂલની કળીમાં સુગંધ રહ્યો હોય છે, સાગરમાં મોટા તરંગો રહેલા છે અને સૂર્યનારાયણમાં કિરણોનો સમૂહ રહ્યો છે, તેમ એક જ સત્તાથી બ્રહ્મમાં મન રહેલું છે.[૨] એ અદૃશ્ય આત્મતત્ત્વ જ્યારે ભુલાઈ જાય, ત્યારે મન આવી અનેક કલ્પનાઓ કરી આ સંસારનું કારણ બને છે, પરંતુ હે રામચંદ્રજી! જેમ રજ્જુમાં ભ્રાંતિ વડે દેખાતો સર્પ રજ્જુ સિવાય બીજા કોઈ પદાર્થમાંથી પેદા થયો નથી, તેમ મનોમય આ જગત પણ આત્મતત્ત્વ સિવાય બીજા કશામાંથી પેદા થયું નથી.[૩] હે રામચંદ્રજી! જે પુરુષ સૂર્યનારાયણના કિરણસમૂહને સૂર્યથી જુદી સત્તાવાળો સમજે, તેને તે કિરણસમૂહ સૂર્યથી જુદા જેવો જ ભાસે છે.[૪] જે પુરુષે બાજુબંધને સુવર્ણથી જુદી સત્તાવાળો જાણ્યો, તેની દૃષ્ટિમાં એ સુવર્ણ નથી, પણ બાજુબંધ જ છે.[૫] જે પુરુષે સૂર્યના કિરણો (સૂર્યની સત્તા વડે જ સત્તાવાળા હોવાથી) સૂર્યથી જુદા ન જાણ્યા, તેની દૃષ્ટિમાં એ કિરણો સૂર્યરૂપ જ છે અને (ભેદબુદ્ધિરૂપી વિકલ્પ નહિ હોવાને લીધે)

— આ એકસોચૌદમા સર્ગમાં અનેક દૃષ્ટાંતોથી સદ્રૂપ અને અસદ્રૂપનું વિવેચન કરી અને ત્યાગ તથા સદ્રૂપમાં સ્થિરતા રાખવાનું બતા...

તે પુરુષ પોતે ભેદબુદ્ધિને દૂર કરી રહેલો (નિર્વિકલ્પ) કહેવાય છે. જે પુરુષે તરંગને જળથી જુદી સત્તાવાળો જાણ્યો, તેને તેમાં એક તરંગબુદ્ધિ જ રહે છે, જળબુદ્ધિ થતી નથી.[૬,૭] પરંતુ જેણે એ તરંગ (જળની સત્તા વડે જ સત્તાવાળો હોવાથી) 'જળથી એ જુદો નથી' એમ જાણ્યું, તેને તરંગમાં સામાન્ય જળબુદ્ધિ જ થાય છે; અને તે પુરુષને નિર્વિકલ્પ કહેવામાં આવે છે.[૮] જે પુરુષે બાજુબંધ સુવર્ણની સત્તા વડે જ સત્તાવાળો હોવાથી 'તે સુવર્ણથી જુદો નથી' એવી ભાવના કરી, તે સર્વ કેયૂર આદિ સોનાના આકારોને એક સોનાના રૂપે જ સમજનાર મહાબુદ્ધિમાન પુરુષ નિર્વિકલ્પ કહેવાય છે.[૯] જેણે અગ્નિની જ્વાળાનો સમૂહ અગ્નિથી જુદી સત્તાવાળો જાણ્યો, તેને એ જ્વાળામાં અગ્નિબુદ્ધિ થતી નથી; પણ જ્વાળાની બુદ્ધિ જ રહે છે.[૧૦] ઘાટી વાદળાંની પંક્તિના જેવા એ જ્વાળાસમૂહમાં તેના આકારરૂપે થયેલી બુદ્ધિ જ્વાળાપણું દેખે છે અને આકુળ બની જઈ જ્વાળામાં રહેનારા ચલન, ઊર્ધ્વગમન, ઋજુતા અને વક્રતા આદિ ધર્મોને તેમાં કલ્પી લે છે. જે પુરુષે જ્વાળાઓનો સમૂહ અગ્નિની સત્તા વડે જ સત્તાવાળો હોવાથી અગ્નિથી જુદો નથી એમ જાણ્યું, તેને એ જ્વાળાના સમૂહમાં એક અગ્નિની બુદ્ધિ જ હોય છે અને તે પુરુષ નિર્વિકલ્પ કહેવાય છે. જે પુરુષ નિર્વિકલ્પ છે તે જ મહાન છે, કદી પણ ક્ષીણ નહિ થનારી (સત્ય) મહાબુદ્ધિ તેનામાં જ રહેલી છે અને જે કાંઈ મેળવવાનું (અભેદજ્ઞાન) છે, તે તેણે મેળવી લીધેલ છે. એવો પુરુષ મિથ્યા પદાર્થોમાં (સત્ય બુદ્ધિ વડે) લોલુપ થતો નથી. સર્વ ભેદબુદ્ધિને છોડી દઈ, આત્મતત્ત્વ કે જે કેવળ શુદ્ધ ચૈતન્યમાત્ર છે અને જ્ઞેય (દૃશ્ય) પદાર્થોથી રહિત છે, તેમાં જ તમે દૃઢ થઈને રહો.[૧૧–૧૪] જેમ પવન પોતાનામાં ગતિને ઉત્પન્ન કરે, તેમ પરમાત્મા પોતે જ જ્યારે પોતાની મેળે પોતાનામાં પ્રગટ થઈ સંકલ્પ નામની શક્તિને ઉત્પન્ન કરે, ત્યારે જેમ જાણે પરમાત્માથી જુદું હોય તેવો આભાસ બતાવનાર, સંકલ્પની કલ્પનારૂપ મન (હિરણ્યગર્ભ) થાય છે અને તે જગતરૂપે પોતાના આકારની ભાવના કરવાથી પોતે જ જગતરૂપ બની જાય છે.[૧૫,૧૬] એ વિશ્વને આકારે સ્ફુરેલ સંકલ્પરૂપ સમષ્ટિચિત્ત (હિરણ્યગર્ભ) આ સર્વ જગતને સંકલ્પો વડે જેવી રીતે કલ્પી કાઢે, તેવી જ રીતે તે ક્ષણ વારમાં થઈ જાય છે. (હિરણ્યગર્ભરૂપ) એ ચિત્ત જ મન, જીવ, અહંકાર, બુદ્ધિ, ચિત્ત ઇત્યાદિ નામોને ધારણ કરી સંકલ્પ વડે કીટપણું, બ્રહ્માપણું, મેરુપણું, મરુપણું,* દ્વિત્વ અને એકત્વ એ ઇત્યાદિ ભાવને પ્રાપ્ત થઈ જઈ જગતની સ્થિતિને વિસ્તારે છે અને પછી પોતે જ વિવિધપણાને પામે છે. આ મહાવિસ્તારવાળું જગત સંકલ્પમાત્ર જ છે; તે સત્ય નથી, તેમ સાવ મિથ્યા જ છે, એમ પણ નથી; પરંતુ તે કલ્પનામાં ન આવે તે રીતે ઊઠેલા સ્વપ્નના ગોટાની પેઠે અનિર્વચનીય છે.[૧૭–૨૦] જેમ મનુષ્ય અનેક પ્રકારના સંકલ્પો અને મનોરથોરૂપી મનના રાજ્યમાં મહાલે છે, તેમ હિરણ્યગર્ભ નામનું (ઈશ્વરનું) મન અનેક પ્રકારના સંસારો રચી પોતાના મનનું રાજ્ય ઊભું કરે છે. વળી તે મિથ્યા હોવાથી તત્ત્વજ્ઞાન થતાં બરોબર રીતે રહેલ બ્રહ્મસ્વરૂપે જ પ્રતીતિમાં આવનારું હોવાથી આ માયાના રૂપમાં લય પામી જાય છે, અને પરમાર્થદૃષ્ટિથી જોઈએ તો એ કશું પણ (દૃશ્ય) જણાતું જ નથી. જેમ સમુદ્ર જળરૂપ છે છતાં મોજાં અને તરંગોની કલ્પનાને યોગ્ય રૂપ ગ્રહણ કરી રહ્યાથી સમુદ્રના આકારે શરીરને ધારણ કરે છે, તેમ એ દૃશ્ય પદાર્થજાળ પણ પરમાર્થદૃષ્ટિએ તો બ્રહ્મરૂપ જ છે, છતાં પારમાર્થિકદૃષ્ટિ નહિ થવાને લીધે જુદે જુદે અનેક આકારે દેખાય છે. મનુષ્ય હજારો કર્મો

* નિર્જળ દેશ (મારવાડ આદિ)ને મરુ કહે છે.

ભલે કરતો, પણ ચિદાભાસ (જીવ)ની સાથે જોડાયેલું મન કોઈ પણ સંકલ્પો ન કરી શકતું હોય તો નિર્વિકાર સાક્ષીચૈતન્યમાં તે કોઈ પણ અપૂર્વ (નવીન) વિકાર આદિ ઉત્પન્ન કરી શકતું નથી; માટે અતિ તુચ્છ ભેદબુદ્ધિનો ત્યાગ કરી જોવું, સાંભળવું, અડકવું, સૂંઘવું અને વ્યવહાર કરવા વગેરે કર્મ કરતાં છતાં પણ 'આમાં કાંઈ પણ અપૂર્વ (નવું) કે સત્ય નથી' એવી ભાવના રાખીને જ કાંઈ તમે કરો છો, તે નિર્મળ સર્વવ્યાપી ચૈતન્યરૂપ જ છે, એમ તમે સમજો આ સર્વ વિવર્તરૂપે મોટા આકારોથી દેખવામાં આવતું બ્રહ્મ જ છે, તેના વિના બીજું કશું નથી. સર્વ પદાર્થોનો સમુદાય બ્રહ્મસત્તા વડે જ સત્તાવાળો હોવાથી આ સર્વ જગત બ્રહ્મરૂપ જ છે, તેમાં બીજી કાંઈ પણ કલ્પના ઘટતી નથી એ પરબ્રહ્મમાં માત્ર સંકલ્પરૂપી સ્ફુરણ થવાથી દેખાતા આ તુચ્છ જગતરૂપી જાળમાં આ પદાર્થ આનાથી જુદો છે અને અમુક પદાર્થ આથી જુદો છે, એવો મિથ્યા આગ્રહ શી રીતે ઘટી શકે? (ન જ ઘટી શકે.) દેખાવમાં આવતા સર્વ આકારોમાં માત્ર એક ચૈતન્યતત્ત્વનો ભાવ હોવાથી (ચૈતન્યસત્તા વિના બીજી સત્તાનો જ અભાવ હોવાને લીધે) બીજો દશ્ય પદાર્થ આદિ ચૈતન્યનો વિષય પણ તેથી જુદો રહેતો નથી, તો પછી બંધ અને મોક્ષ પણ ક્યાંથી હોય? (ન હોય.) આ બંધ છે અને આ મોક્ષ છે, એવું નકામું અભિમાન ઉત્પન્ન કરનારી સર્વ ચિંતાને બળાત્કારથી (સર્વ યત્નો વડે) દૂર કરીને પોતાનું કર્તવ્યકર્મ (રાજ્યાદિક) કરતાં છતાં તમે મુનિ, જિતેન્દ્રિય, માન અને મદથી રહિત તથા અહંકાર વિનાના મહાત્મા થઈ રહો.[૨૧–૩૦]

मोक्षोऽयमेष खलु बंध इति प्रसह्य चिंतां निरस्य सकलां विफलाभिमानाम्। मौनी वशी विगतमानमदो महात्मा कुर्वन्स्वकार्यमनहंकृतिरेव तिष्ठ ॥ ३० ॥

સર્ગ ૧૧૪ મો સમાપ્ત

## સર્ગ ૧૧૫ મો[×]

### મહાકર્તા–મહાભોક્તા આદિનાં લક્ષણો

॥ वसिष्ठ उवाच ॥

महाकर्ता महाभोक्ता महात्यागी भवानघ।
सर्वाः शंकाः परित्यज्य धैर्यमालंब्य शाश्वतम् ॥१॥

વસિષ્ઠ બોલ્યા:–હે નિષ્પાપ રામચંદ્રજી! સર્વ શંકાઓનો ત્યાગ કરી (કૂટસ્થ આત્મચૈતન્યના આશ્રયને લીધે) કાયમને માટે ધીરજ ધરી તમે મહાકર્તા, મહાભોક્તા અને મહાત્યાગી બની રહો.[૧]

રામ બોલ્યા:–હે મહાસમર્થ મહારાજ! કેવાં લક્ષણવાળો મહાકર્તા કહેવાય? કેવાં લક્ષણવાળો મહાત્યાગી કહેવાય? અને કયાં લક્ષણવાળો મહાભોક્તા કહેવાય? તે આપ બરાબર રીતે મને કહો.[૨]

વસિષ્ઠ બોલ્યા:–હે રામચંદ્રજી! પૂર્વે આ ત્રણ વ્રત મહાદેવજીએ પોતાના નંદિગણને બતાવ્યાં હતાં કે જેના આશ્રયથી તે સંતાપરહિત (મહાશાંત) થઈ ગયો હતો.[૩] પૂર્વકાળમાં (કોઈક વખતે) સુમેરુપર્વતના અગ્નિના જેવા તેજોમય ઉત્તર તરફના શિખરમાં મહાદેવજી સર્વ પરિવારસહિત રહ્યા હતા.[૪] હે રામચંદ્રજી! એ મહાદેવજીને મહાતેજસ્વી, નમ્ર અને અલ્પજ્ઞાનવાળા નંદિગણે હાથ જોડીને (નીચે પ્રમાણે) પૂછ્યું.[૫]

નંદિગણ બોલ્યા:–ઇન્દ્ર આદિ, કે જેઓ દેવતાઓના પણ દેવ છે, તેમના અધિપતિ હે ભગવન્! હે સર્વજ્ઞ પરમેશ્વર! હું જે આપને પૂછું, તે આપ કૃપા કરી તરત મને કહો? હે મહારાજ! આ તરંગના જેવી ચપળ સંસારરચનાનું અવલોકન કરી, હું (ભોગોમાં લપટ હોવાથી) તત્ત્વજ્ઞાનની શાંતિ નહિ મળવાથી,

× આ એકસોપંદરમા સર્ગમાં મહાદેવજી ભૃંગિને (પોતાના નંદિગણને) મહાકર્તા આદિ શબ્દોની વ્યાખ્યા વડે જીવન્મુક્ત પુરુષોના ચિહ્નો કહી બતાવશે.

બહુ જ મૂંઝાઉં છું[7] કયા મનોહર નિશ્ચયનો અંદર દઢતાપૂર્વક સ્વીકાર કરી હું આ જગત-રૂપી જૂની ઝૂંપડીમાં કાંઈ પણ તાપ પામ્યા સિવાય (શીતળતાથી) રહું[8]

મહાદેવજી બોલ્યાઃ—હે નિષ્પાપ નંદિગણ! સર્વ શંકાઓને મૂકી દઈ કાયમને માટે ધીરજ ધારણ કરી તમે મહાકર્તા, મહાભોક્તા અને મહાત્યાગી થાઓ.[9]

નંદિગણ બોલ્યા—હે મહાસમર્થ મહારાજ! કેવાં લક્ષણવાળો મહાકર્તા કહેવાય? કેવાં લક્ષણવાળો મહાભોક્તા કહેવાય? અને કેવાં લક્ષણવાળો મહાત્યાગી કહેવાય? એ આપ કૃપા કરી સારી રીતે મને કહો.[10]

મહાદેવજી બોલ્યાઃ—હે મહાભાગ્યવાન નંદિગણ! જે પુરુષ ધર્મ અને અધર્મ, એ બન્ને દૈવયોગથી જેવી રીતે પ્રાપ્ત થાય તેવી રીતે ચિત્તમાં કાંઈ શંકા રાખ્યા સિવાય કર્યે જાય, તે મહાકર્તા કહેવાય છે[11] રાગદ્વેષ, સુખ-દુઃખ, ધર્મ—અધર્મ અને સારાં—નરસાં ઉત્પન્ન કરનારાં કર્મોને જે નિષ્કામ મન વડે આચરે છે, તે મહાકર્તા કહેવાય છે.[12] જે પુરુષ તત્ત્વવેત્તાઓનાં કર્મો કરતો રહી નિર્મળ અદેખાઈ અને અહંકારરહિત થઈ (કોઈ વખતે) ફળ ન મળે, તો પણ તેમાં ખેદ પામ્યા વિના આવી પડેલાં કર્મો કર્યે જાય, તે મહાકર્તા કહેવાય છે.[13] શુભાશુભ કાર્યોમાં દુષ્ટ શંકા વડે (કલ્પી કાઢેલા) ધર્મ અને અધર્મથી જેની બુદ્ધિને લેપ લાગતો નથી, તે મહાકર્તા કહેવાય છે.[14] જે સર્વત્ર સ્નેહરહિત હોવાથી કોઈ જાતની ઇચ્છા રાખ્યા સિવાય સાક્ષીની જેમ (તટસ્થ રીતે) રહી કાર્યમાં પ્રવૃત્તિ કરે છે, તે મહાકર્તા કહેવાય છે[15] જે પુરુષ સર્વત્ર સમાનતાવાળી સ્વચ્છ બુદ્ધિ વડે ઉદ્વેગ અને આનંદ એ બન્નેથી રહિત થઈ જઈ (શોક—હર્ષનાં નિમિત્તો પ્રાપ્ત થાય તો પણ) શોક કે હર્ષ કરતો નથી, તે મહાકર્તા કહેવાય છે.[16] જે પ્રારબ્ધયોગે આવી પડેલાં કાર્યો કરવાના યોગ્ય કાળમાં એ કાર્યસિદ્ધિને અનુકૂળ ક્રિયા કરતો હોય અને કશામાં જેનું મન બંધાયું ન હોય, તે મહાબુદ્ધિમાન તત્ત્વજ્ઞ પુરુષ મહાકર્તા કહેવાય છે. જે પુરુષ શાસ્ત્રે કહેલાં અને શાસ્ત્રે નહિ કહેલાં એ બન્ને કર્મોનું આચરણ કરી પોતે એ કર્મના કર્તાપણાને પ્રાપ્ત થતો હોય તો પણ અંદર અત્યંત ઉદાસીન હોવાથી (આત્મા અકર્તા છે એવા દઢ નિશ્ચય વડે) એ બન્ને જાતનાં કર્મમાં જે સમાનભાવને પ્રાપ્ત થાય, તે મહાકર્તા કહેવાય છે. જે પુરુષ શુભાશુભ કર્મ કરતો હોય તો પણ સ્વભાવે જ પોતે શાંત હોવાથી પોતાની સ્વાભાવિક સમાનતાને છોડતો નથી, તે મહાકર્તા કહેવાય છે.[17-19] જેનું ચિત્ત જન્મ, સ્થિતિ, નાશ, ઉદય અને અસ્ત, એ બધામાં સમાન જ રહે છે, તે મહાકર્તા કહેવાય છે.[20] જે પુરુષ કશાનો દ્વેષ કરતો નથી, તેમ કાંઈ ઇચ્છા પણ કરતો નથી અને પ્રારબ્ધયોગથી જે કાંઈ આવી મળે તે સર્વ ભોગવી લે છે, તે મહાભોક્તા કહેવાય છે.[21] જે પુરુષ ઇન્દ્રિયો વડે વિષયોને ગ્રહણ કરતો હોય તો પણ (આત્માના) અસંગપણાના અને અકર્તાપણાના નિશ્ચયને લીધે અથવા પોતાનું ચિત્ત પૂર્ણ આત્મામાં જ ચોટેલું હોય તેને લીધે જે કાંઈ ગ્રહણ કરતો નથી, જે હાથપગ વગેરે અવયવો વડે કર્મ કરે છે તો પણ (અંદર નિષ્ક્રિય આત્માનું જ્ઞાન હોવાને લીધે) જે કાંઈ કરતો નથી અને જે અન્નાદિનું ભોજન કરતો હોય તો પણ (આત્મા ભૂખ—તરસ આદિ ધર્મોથી રહિત અને નિત્યતૃપ્ત છે એવા નિશ્ચય વડે) જે જમતો નથી, તે મહાભોક્તા કહેવાય છે[22] જે પુરુષ સર્વ લોકવ્યવહારને બુદ્ધિમાં કાંઈ ખેદ લાવ્યા વિના સાક્ષીની જેમ નિષ્કામપણાથી જોયા કરે છે, તે મહાભોક્તા કહેવાય છે[23] અડચણ કરનારાં સુખ—દુઃખો, જય—પરાજય આદિ ક્રિયાયોગો અને લાભ—હાનિ વગેરેથી જેની બુદ્ધિમાં ફેરફાર થતો નથી, તે મહાભોક્તા કહેવાય છે.[24]

જે પુરુષ જરા, મરણ, વિપત્તિ, ગરીબાઈ અને રાજ્ય, એ સર્વને ( બ્રહ્મદૃષ્ટિ વડે ) બહુ સુંદર ગણે છે, તે મહાભોક્તા કહેવાય છે. જેમ સાગર અનેક જળના પ્રવાહોને સમાન રીતે ગ્રહણ કરે છે, તેમ જે પુરુષ મોટાં સુખ—દુઃખોને (નિર્વિકારબુદ્ધિ વડે) સમાનપણાથી ગ્રહણ કરે છે, તે મહાભોક્તા કહેવાય છે. જેમ ચંદ્રમાનાં કિરણો ચંદ્રમાથી જુદાં નથી પડતાં, તેમ અહિંસા, સર્વત્ર સમાનભાવ અને સંતોષ ઇત્યાદિ ગુણો જેનાથી જુદા પડતા જ નથી, તે મહાભોક્તા કહેવાય છે.[૨૫-૨૭] કડવું, ખાટું, ખારું, તીખું, વીણેલું, નહિ વીણેલું, ઉત્તમ અને અધમ ગમે તેવું અન્ન હોય તો પણ જે સમાનપણાથી તેનું ભક્ષણ કરે, તે મહાભોક્તા કહેવાય છે.[૨૮] જે સરસ પદાર્થને અને નીરસ પદાર્થને તથા રતિસુખને અને રતિવિઘ્નને સમાનદૃષ્ટિએજ જુએ છે, તે પુરુષ શાંત હોવાથી મહાભોક્તા કહેવાય છે.[૨૯] ખારા પદાર્થોમાં અને સાકરના બનાવેલા પદાર્થોમાં, તેમજ બીજા પણ શુભ—અશુભ પદાર્થોમાં જેની (બુદ્ધિની) સમાનતા જ સ્થિર રહે છે, તે મહાભોક્તા કહેવાય છે.[૩૦] આ ભોજ્ય (ખાવાલાયક) છે અને આ અભોજ્ય છે, (ખાવાલાયક નથી) એવા વિકલ્પોને છોડી દઈ જે ઉત્કટ ઇચ્છા વિના જ ભોજન કરે છે, તે મહાભોક્તા કહેવાય છે.[૩૧] આપત્તિ અને સંપત્તિ, મોહ અને આનંદ, અધમ અન્નવસ્ત્ર આદિ અને ઉત્તમ અન્નવસ્ત્ર આદિ, એ સર્વને જે સમાનબુદ્ધિ વડે ભોગવે છે, તે મહાભોક્તા કહેવાય છે. ધર્મ અને અધર્મ, સુખ અને દુઃખ, મરણ અને જન્મ, એ સર્વનો જેણે (એ બધું મિથ્યા છે એમ જાણી) બુદ્ધિ વડે ત્યાગ કરી દીધો હોય, તે મહાત્યાગી કહેવાય છે.[૩૨-૩૩] સર્વ ઇચ્છાઓ, સર્વ શંકાઓ, કાયિક, વાચિક અને માનસિક સર્વ ચેષ્ટાઓ તથા સર્વ નિશ્ચયો, એ સર્વનો જેણે બુદ્ધિ વડે (આત્મા વિના બીજું બધું મિથ્યા ભ્રાંતિમાત્ર સમજી) ત્યાગ કર્યો છે, તે મહાત્યાગી કહેવાય છે.[૩૪] દેહની, મનની, ઇન્દ્રિયોની, સંકલ્પની તથા સુખ—દુઃખોની સત્તાનો (મિથ્યાપણાના નિશ્ચયથી) જેણે ત્યાગ કર્યો હોય, તે મહાત્યાગી કહેવાય છે.[૩૫] 'હું કે જે ચૈતન્યમાત્ર છું તેને દેહ નથી, જન્મ પણ નથી અને વિહિત કે નિષિદ્ધ કર્મ સાથે પણ કાંઈ સંબંધ નથી' એવો જેને ચિત્તની અંદર દૃઢ નિશ્ચય થઈ ગયો હોય, તે મહાત્યાગી કહેવાય છે.[૩૬] ધર્મ—અધર્મરૂપ, શારીરિક ચેષ્ટા, માનસિક (સંકલ્પાદિ) ચેષ્ટા અને વાણી આદિ ઇન્દ્રિયોની ચેષ્ટા, એ બધું (મિથ્યાપણાની બુદ્ધિથી) જેણે ત્યાગ કરેલ છે, તે મહાત્યાગી કહેવાય છે.[૩૭] જેટલી આ સર્વ દૃશ્ય કલ્પના જોવામાં આવે છે, તે સત્યજ્ઞાન વડે ભ્રાંતિમાત્ર સમજી તેનો જેણે સારી રીતે ત્યાગ કર્યો છે, તે મહાત્યાગી કહેવાય છે.[૩૮] હે નિષ્પાપ રામચંદ્રજી! એ પ્રમાણે પૂર્વકાળમાં (કોઈ સમયે) મહાદેવજીએ નંદિગણને કહ્યું હતું. તમે પણ આ દૃષ્ટિ પર આધાર રાખી તાપરહિત (શાંત અને શીતળ) થઈ રહો.[૩૯] તમે અન્નમય આદિ પાંચ કોશો અને જાગ્રત આદિ ત્રણ અવસ્થાઓને મિથ્યા સમજી, માત્ર નિષ્કલંક સાક્ષીરૂપે રહી 'અવશેષ રહેલ, નિત્ય પ્રકાશરૂપ, નિર્મળ, અનંત, સર્વનું આદિ એક બ્રહ્મ જ સર્વત્ર છે અને તે વિના બીજી કલ્પના કાંઈ પણ થયેલી જ નથી' એવી ભાવના રાખો; અને એ ભાવના બરાબર પરિપક્વ થયાથી સર્વ કલ્પના (સંકલ્પ)રૂપી મેલથી રહિત નિર્મળ, શાંત વૃત્તિવાળા થઈ નિર્વાણને પ્રાપ્ત થાઓ.[૪૦] હે પ્રિય રામચંદ્રજી! આ સંસારમાં જે કાંઈ ભાસે છે, તે બધું સૃષ્ટિના આરંભથી માંડી ઠેઠ પ્રલય સુધી થનારાં સર્વ કાર્યોના બીજરૂપ, જન્માદિ વિકારરહિત પરમાત્મારૂપી બ્રહ્મ જ છે;[૪૧] અને તે અનંત બ્રહ્મ અનેક સૃષ્ટિભેદને લીધે વિવિધ પ્રકારના વિકલ્પો વડે બહુ મોટું દેખાય છે; પરંતુ

તે સર્વ વિકલ્પોથી રહિત કેવળ આકાશ (ચિદાકાશ)રૂપ જ છે.[૪૨] હે સુશીલ રામચંદ્રજી! કોઈ પણ ઠેકાણે અને કોઈ પણ કાળે સત્ કે અસત્ કાંઈ પણ પરબ્રહ્મથી જુદું સંભવતું જ નથી, એવો અંદર દૃઢ નિશ્ચય રાખી, તમે શંકા દૂર કરી ત્યાં જ સ્થિર થઇને રહો. જો તમે અંતર્મુખ થઈ (બ્રહ્માકારવૃત્તિ રાખી) અહંકારરહિત થઈ જશો, તો નિરંતર બહારનું સર્વ કામકાજ કરતાં છતાં પણ કોઈ દિવસ તમે ખેદને પ્રાપ્ત થશો નહિ.[૪૩]

અંતર્મુખઃ સન્સततं समस्तं कुर्वन्बहिष्ठं खलु कार्यजातम् । न खेदमायासि कदाचिदेव निराकृताहंकृतिताम्रुपैपि ॥ ४३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'વ્રતત્રયનિરૂપણ' એ નામનો સર્ગ ૧૧૫ મો સમાપ્ત**

## सर्ग ११६ मो*

### ગળેલા ચિત્તનાં લક્ષણો

॥ श्रीराम उवाच ॥

भगवन् सर्वधर्मज्ञ चित्तेऽहंकारनामनि ।
गलिते वा गलद्रूपे लिंगं सत्त्वस्य किं भवेत् ॥१॥

રામ બોલ્યાઃ–સર્વ ધર્મોને જાણનારા હે મહાસમર્થ ગુરુ મહારાજ! 'અહંકાર', એવા નામને ધારણ કરનારું ચિત્ત જ્યારે ગળવા માંડે છે કિંવા ગળી જાય છે, ત્યારે જેની વાસના દૂર થઈ છે તેવા ચિત્તનાં કેવાં લક્ષણો હોય છે?[૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જ્યારે અહંકારરૂપી ચિત્ત ગળવા માંડે છે અને પાપો જ્ઞાનાગ્નિ વડે બળવા માંડે છે, ત્યારે લોભ–મોહ આદિ દોષો ભલે બળાત્કારથી ઉત્પન્ન થાય, તો પણ જેમ જળ કમળને લેપ કરી શકતું નથી, તેમ એ (અહંકાર રહિત) શુદ્ધ ચિત્તને કાંઈ પણ લેપ કરી શકતા નથી અને શોભા આપનારી મૈત્રી, કરુણા તથા મુદિતા કોઈ દિવસ ચહેરાને છોડી જતી રહેતી નથી.[૨,૩] વાસનારૂપી ગ્રંથિઓ ધીરે ધીરે કપાઈ ગયાની પેઠે સંપૂર્ણપણે તૂટી જાય છે, કોપ ઘટી જાય છે, મોહ મંદ પડી જાય છે, કામ કરમાઈ જાય છે; લોભ ક્યાંય ભાગી જાય છે, ઇન્દ્રિયો મોટા રૂપમાં પ્રકાશતી નથી અને ખેદ પણ મહાનરૂપે સ્ફુરતો નથી. દુઃખો અને સુખો વ્યાપી જઈ પોતાનું કાર્ય (શોક–હર્ષાદિક) કરી શકતાં નથી અને બધે આનંદ ઉત્પન્ન કરનારો સમાનભાવ ચિત્તમાં ઉદય પામે છે.[૪–૬] કદાચિત્ (પ્રારબ્ધની પ્રબળતાને લીધે) જો કોઈ વખતે ચહેરા ઉપર સુખ–દુઃખાદિક દેખવામાં આવે, તો પણ તે ફક્ત દેખવામાત્ર જ હોય છે; પરંતુ તેની બુદ્ધિમાં તુચ્છ હોવાથી ચિત્તને કાંઈ પણ લેપ કરી શકતાં નથી.[૭] જ્યારે ચિત્ત ગળવા માંડે છે, ત્યારે એ સુશીલ મહાત્મા પુરુષ દેવના ગણને પણ ઇચ્છા કરવા લાયક થઈ જાય છે અને તેનામાં સમાનતારૂપી શીતળ ચાંદની ઉદય પામે છે.[૮] એ રીતે એ ગળેલા ચિત્તવાળો પુરુષ શાંત, મનોહર, બીજાઓએ સેવવા યોગ્ય, કોઈના ધારેલાં કામમાં રોકાણ ન કરનાર, નમ્ર, (શોક–હર્ષાદિક નહિ થવાને લીધે) વૃદ્ધિ પામેલા સ્વચ્છ અને મહત્તાવાળા શરીરને ધારણ કરે છે.[૯] આ સંસારરૂપી ભ્રાંતિ વૈભવોથી અને ગરીબાઈથી કપરી છે, વિચિત્રતાવાળી છે અને ઘણી મોટી છે; તો પણ જેનો અહંકાર ગળી ગયેલો છે એવા મહાત્માઓને તે આનંદ કે ખેદ ઉપજાવી શકતી નથી. બુદ્ધિરૂપી પ્રકાશ વડે મેળવી શકાય એવી અને જેનો લાભ થવાથી બીજી સર્વ વિપત્તિઓ નષ્ટ થઈ જાય છે એવી પરમાત્મારૂપી વસ્તુને મેળવવા માટે જ પ્રવૃત્તિ નથી કરતો તે અધમ પુરુષને ધિક્કાર છે.[૧૦,૧૧] હે પ્રિય રામચંદ્રજી! દુઃખરૂપી રત્નોની ખાણરૂપ આ સંસારસાગરને તરી જવાને ઇચ્છનારા પુરુષને ઘણા કાળ સુધી

* આ એકસોસોળમા સર્ગમા ચિત્ત ગળવા માંડે છે તેના અને તે ગળી ગયા પછીનાં લક્ષણો કહેવામા આવશે.

ઉત્તમ (પરમપદમાં) શાંતિ મેળવવા માટે 'હું કોણ છું આ જગત શું છે અને શી રીતે ઉત્પન્ન થયું છે, ખરું તત્ત્વ શું છે અને હલકા ભોગોથી શું થવાનું છે?' એવી (વિવેક–વૈરાગ્યવાળી) બુદ્ધિ જ મુખ્ય ઉપાય છે.[૧૨]

विश्रांतिमासमुचितां चिरमंग दुःखरत्नाकरं जननसागरमुत्तितीर्षोः कोऽहं कथं जगदिदं च परं च किं स्यात्किं भोगकैरिति मतिः परमोऽभ्युपाय ॥ १२ ॥

સર્ગ ૧૧૬ મો સમાપ્ત

## सर्ग ११७ मो*

### ઇક્ષ્વાકુ અને મનુનો સંવાદ–હું કોણ અને જગત કેમ થયું?

॥ वसिष्ठ उवाच ॥

भवतामादिपुरुष इक्ष्वाकुर्नाम भूपतिः ।
इक्ष्वाकुवंशप्रभव यथा मुक्तस्तथा शृणु ॥१॥

**વસિષ્ઠ બોલ્યા:**–હે ઇક્ષ્વાકુવંશમાં થયેલા મહારાજા રામચંદ્રજી! તમારા આદિપુરુષ રાજા ઇક્ષ્વાકુ જે રીતે મુક્ત થયા, તે તમે સાંભળો.[૧] ઇક્ષ્વાકુ નામના રાજાએ પોતાના રાજ્યનું પાલન કરતાં કોઈ દિવસે એકાંત સ્થાનમાં બેસી પોતાના મનથી વિચાર કર્યો કે, 'આ દૃશ્યપ્રપંચ (જગત) કે જેની અંદર જરામરણઅને સુખ–દુઃખરૂપી અનેક ભ્રાંતિઓ રહેલી છે, તે (જગત) શા માટે થયું હશે? અને તેનું કારણ કોણ હશે?[૨,૩] એ રીતે પોતાની મેળે વિચાર કર્યા છતાં પણ જ્યારે જગતનું કારણ બરાબર રીતે ન જાણી શક્યા, ત્યારે પછી કોઈ એક દિવસે બ્રહ્મલોકથી પધારેલા (ઈક્ષ્વાકુરાજાએ) પૂજા કરેલા અને પોતાની સભામાં બેઠેલા પ્રજાપતિ ભગવાન મનુને તેણે (નીચે પ્રમાણે) પૂછ્યું.[૪]

**ઇક્ષ્વાકુરાજા બોલ્યા:**–હે કરુણાના સમુદ્રરૂપ મહાસમર્થ મહારાજ! આપ કૃપા કરી અહીં પધાર્યા છો તેથી હું નિર્ભય થઈને આપને પૂછવા ઉતાવળો થયો છું કે, આ સૃષ્ટિ ક્યાંથી ઉત્પન્ન થઈ અને તેનું સ્વરૂપ કેવું છે? આ જગત (સંખ્યા વડે અને પરિમાણ વડે) કેટલું મોટું છે? કોનું છે તથા કોણે રચેલ છે? એ સંબંધમાં ઉપનિષદ વગેરે શું કહે છે અને જેમ પાથરી રાખેલી સખત જાળમાંથી પક્ષી છૂટી જાય, તેમ આ વિષમ સંસારરૂપી ભ્રાંતિથી હું શી રીતે મુક્ત થાઉં?[૫–૭]

**મનુ બોલ્યા:**–અહો! આજે ઘણે કાળે વિવેકનો (ચિત્તમાં) વિકાસ થવાથી અનેક પ્રકારના મિથ્યા અનર્થોને કાપી નાખનારો સર્વના સારરૂપ આ પ્રશ્ન તમે કરેલો છે. હે રાજા ઇક્ષ્વાકુ! જેમ ગંધર્વનગર અને ઝાંઝવાનું જળ દેખાતાં છતાં મિથ્યા જ છે, તેમ આ જે કાંઈ (આ દૃશ્યરૂપે) દેખાય છે, તે કશું પણ ખરું જોતાં છે જ નહિ; અને જે કાંઈ નથી દેખાતું તથા સર્વ નિષેધોના અવધિરૂપ હોવાથી કેમ જાણે સાવ કાંઈ ન હોય (શૂન્ય જ હોય) એવી રીતે રહેલ છે, તેમજ મન અને ઇન્દ્રિયો વડે* અગોચર હોવાને લીધે કાંઈ પણ ન હોય એવી સંભાવનાનો જે વિષય કહેવાય છે, તે નાશરહિત સત્ય એક જ તત્ત્વ છે અને તે 'આત્મા' એવા નામથી ઓળખાય છે. હે રાજા! આ સર્વ દૃશ્ય પદાર્થોથી ભરપૂર રહેલી સૃષ્ટિની પરંપરા એ આત્મારૂપી મોટા અરીસામાં પ્રતિબિંબની જેમ પડેલી છે. એ બ્રહ્મમાંથી एकोऽहं बहु स्यां× ઇત્યાદિ શ્રુતિ પ્રમાણે પોતાનામાં રહેલી પ્રગટ થવાની (સ્ફુરણ)

* આ એકસોસત્તરમા સર્ગમા હું કોણ છું અને આ જગત કયાથી થયું, એ વિચારમા દૃષ્ટાંત તરીકે ઇક્ષ્વાકુરાજાને મનુએ કહેલા વિવેકનુ નિરૂપણ થશે.

* यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह। ઇત્યાદિ શ્રુતિઓ આવો અર્થ સૂચવે છે.

× एकोऽहं बहुस्यां प्रजायेय । હું એક છું, અનેકમાં (હું) પ્રગટ થાઉં.

શક્તિને લીધે સ્વભાવ વડે જ ઉત્પન્ન થયેલા પ્રકાશરૂપ ચિદાભાસોમાંથી સ્થૂલ સમષ્ટિના અભિમાનને લીધે કેટલાક બ્રહ્માંડપણાને પ્રાપ્ત થાય છે, કેટલાક પૃથ્વી આદિ પંચમહાભૂતપણાના અભિમાનને લીધે પંચમહાભૂતપણાને પામે છે[૮-૧૩] અને બીજા ચિદાભાસો વળી બીજા ભાવને (જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ ઇત્યાદિ ભાવને) પ્રાપ્ત થાય છે. એ રીતે (મિથ્યા ઉપાધિને લીધે માત્ર ભ્રાંતિ વડે જ) આ જગતની સ્થિતિ થઈ રહેલી છે, બાકી ખરી રીતે વિચાર કરતાં બંધ પણ નથી અને મોક્ષ પણ નથી, માત્ર નિર્વિકાર બ્રહ્મ જ સર્વત્ર ભરપૂર છે. એમાં (ઉપાધિને લીધે થનારું) દ્વિત્વ કે એકત્વ પણ નથી; માત્ર સર્વના સારરૂપ એક ચૈતન્યતત્ત્વ જ પ્રકાશી રહેલું છે.[૧૪] જેમ એક જ જળ તરંગોના ભેદો વડે અનેકરૂપે દેખાય છે, પરંતુ ખરી રીતે તે જળ જ છે, તેમ એ ચિદાત્મા-પણ જગતના ભેદો વડે અનેકરૂપે દેખાય છે, પણ ખરી રીતે એ બધું માયાના જ દેખાવો હોવાથી કશું યે નથી. કેવળ એક પરમતત્ત્વ જ છે, માટે તમે બંધ–મોક્ષની કલ્પનાને દૂર કરી દઈ, સંસારના ભયથી રહિત થઈ જઈ અને સર્વના સારરૂપ નિર્ભય પરમપદનો જ આધાર રાખી સ્વસ્થ થઈને રહો.[૧૫]

एकं यथा स्फुरति वारि तरङ्गभङ्गैरेवं
परिस्फुरति चिन्न च किंचिदेव।
त्वं बंधमोक्षकलने प्रविमुच्य दूरे
स्वस्थो भवाभवभयो भवसार एव ॥ १५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ઇક્ષ્વાકુ અને મનુનો સંવાદ' એ નામનો સર્ગ ૧૧૭ મો સમાપ્ત**



## સર્ગ ૧૧૮ મો*

## સૃષ્ટિ વિષેના પ્રશ્નનો ઉત્તર અને આત્મદર્શન

॥ मनुरुवाच ॥

संकल्पोन्मुखतां याताः सत्यश्चिन्मात्रसंविदः।
आपस्तरंगत्वमिव यांति भूमिप जीवताम् ॥१॥

મનુ બોલ્યા:–હે રાજા ઇક્ષ્વાકુ! જેમ જળ તરંગનો આકાર લે છે, તેમ શુદ્ધ ચૈતન્યજ્ઞાન સંકલ્પને લીધે (અંતઃકરણની) ઉપાધિમાં પ્રતિબિંબની જેમ પડીને તેનો જીવભાવે વિકાર થાય છે.[૧] અને તે જીવો પ્રથમથી જ (પરમેશ્વરના સંકલ્પ વડે) પ્રગટ થઈ રહેલા આ સંસારમાં જન્મ–મરણાદિ વિકારને પામે છે. વસ્તુતાએ વિચારતાં સુખ–દુઃખની દશાનો મોહ મનમાં જ રહેલો છે, પણ જે શુદ્ધ ચૈતન્ય આત્મા છે તેમાં એ નથી.[૨] જેમ રાહુ નરી આંખે દેખાતો નથી તો પણ ચંદ્રગ્રહણમાં ચંદ્રને ગળતો હોય તેમ સ્પષ્ટ દેખાય છે, તેમ અનુભવમાત્ર જ જેનું સ્વરૂપ છે એવો આત્મા પણ વસ્તુતઃ અદૃશ્ય છતાં દૃશ્ય અંતઃકરણરૂપી ઉપાધિ દ્વારા અનુભવાય છે.[૩] માત્ર શાસ્ત્રો વડે જ કે ગુરુ વડે જ પરમેશ્વરનો સાક્ષાત્કાર થતો નથી. પોતાની બુદ્ધિ દ્વારા પોતાના આત્મા વડે જ એ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે.[૪] જેમ રસ્તામાં ચાલતાં રાગદ્વેષરહિત બુદ્ધિ વડે બીજા વટેમાર્ગુઓને (પથિકોને) જોઈએ, તેમ રાગદ્વેષ વિનાની બુદ્ધિવડે પોતાના ઇન્દ્રિય–દેહ આદિને પણ સાક્ષીરૂપે રહી જોવાં.[૫] તેઓને (વિષયમાં લંપટ થઈ જઈ) આદર પણ ન આપવો, તેમ (અતિ તીવ્ર ઉપવાસ આદિ વડે) પીડા પણ ન આપવી; પરંતુ તે ઇન્દ્રિયો વગેરે વિષયોમાં પ્રવૃત્તિવાળી રહેતી હોય તેમ

* આ એકસોઅઢારમા સર્ગમાં સૃષ્ટિ ક્યાંથી, ક્યારે અને કોણે રચી તથા તે કોની છે? એ પ્રશ્નોના ઉત્તર અને આત્મદર્શનના ઉપાય મનુ કહી બતાવશે.

ભલે રહ્યા કરે.[૬] પરંતુ એ સર્વ દેહ આદિ પદાર્થમાત્રને (સ્વપ્ન અને ઇન્દ્રજાળ આદિની પેઠે મિથ્યા સમજી) બુદ્ધિ વડે ત્યાગ કરી દઈ તમે નિત્ય શીતળ અંતઃકરણવાળા અને શુદ્ધ આત્મદૃષ્ટિ થવાને લીધે આત્મા જ એક છે એવો વિશ્વાસ રાખો.[૭] 'હું દેહરૂપ છું' એવી બુદ્ધિ સંસારમાં બંધન કરનારી છે, માટે તે મુમુક્ષુ પુરુષોએ કદી પણ રાખવી નહિ.[૮] મન અને વાણીનો વિષય ત્યાં સુધી જતો નહિ હોવાથી આછી નજરે જોતાં તે કંઈ પણ નથી એમ જ લાગે છે, તે 'શુદ્ધ ચિદાત્મારૂપ જ હું છું અને આકાશથી પણ સૂક્ષ્મ છું' એવી બુદ્ધિ હંમેશાં રહ્યા કરવી, તે સંસારમાં બંધન આપનારી નથી. (પણ મોક્ષ આપનારી છે.)[૯] જેમ નિર્મળ જળની અંદર અને બહાર તેના કારણરૂપ તે જ રહેલ છે, તેમ સર્વ વસ્તુઓમાં સર્વત્ર આત્મા (સર્વનું કારણ હોવાથી) રહેલો છે. જેમ બાજુબંધ આદિ દાગીનાઓ સોનાના આકારની અને રચનાની માત્ર વિચિત્રતા છે, (બાકી સોનાથી તે જુદા નથી) તેમ કારણરૂપે આત્માથી જુદું નહિ દેખાતું અને કાર્યરૂપે જુદું દેખાતું આ જગત આદિ સર્વ એક જાતની આકારની અને રચનાની જ માત્ર વિચિત્રતા છે. હે રાજા ઇક્ષ્વાકુ! પ્રાણીઓરૂપી તરંગોવાળી જગતના સમૂહરૂપી અનેક નદીઓ વિનાશરૂપી વડવાગ્નિવાળા મહાભયંકર કાળરૂપી મહાસમુદ્રમાં છેવટે જઈ મળે છે, તો પણ જે આજ દિવસ સુધી અધૂરો અને અધૂરો જ રહ્યો છે તેવા કાળરૂપી સમુદ્રનું પણ જે પાન કરી જાય છે એવા આત્મારૂપી મોટા અગસ્ત્ય મુનિની તમે સદાકાળ ભાવના રાખો. આ દેહાદિ દશ્યસમુદાય કે જે અનાત્મા છે, તેમાં આત્મબુદ્ધિનો ત્યાગ કરી છૂપી રીતે જેમાં વાસનાને દૂર કરવામાં આવી છે તેવી સ્થિતિ મેળવી, જેમ તમને સુખ આવે તેમ તમે રહો.[૧૦-૧૪] જેમ પોતાની છાતી પર સૂઈ ગયેલા છોકરાને ભૂલી જઈ પુત્રને માટે તેની મા રોવા બેસે, તેમ આ સર્વ મનુષ્ય ખરું તત્ત્વ (આત્મરૂપ હોવાથી) પોતાની પાસે જ રહેલ હોવા છતાં તેને ભૂલી જઈ શોક કરે છે.[૧૫] જ્યારે શરીર નાશ પામે છે, ત્યારે આત્મા કે જે અજર–અમર છે તેને નહિ ઓળખી 'હું અનાથ છું, હું મરું છું, મારો નાશ થયો' એમ મનુષ્ય (અજ્ઞાનને લીધે જ) હાયવોય કરે છે.[૧૬] જેમ જળ (પવન વડે) તરંગો ઊછળવાથી નાના પ્રકારના (તરંગ આદિ) આકારે દેખાય છે, તેમ ચૈતન્યરૂપ બ્રહ્મ પણ સંકલ્પને લીધે જ જગતને રૂપે અનેક આકારે દેખાય છે.[૧૭] સંકલ્પરૂપી કલંક વગરના ચિત્તને આત્મામાં જ રોકી રાખી કલ્પનારહિત થઈ જઈ આ વ્યવહારમાર્ગમાં દેહાદિક વડે વ્યવહાર કર્યા છતાં પણ તેને આભાસમાત્ર સમજી પરબ્રહ્મની પેઠે તમે નિર્વિકાર, સ્વસ્થ અને સુખી થઈને રહો તથા આ રાજ્યનું પણ રક્ષણ કરો.[૧૮]

संस्थाप्य संकल्पकलंकमुक्तं चित्तं त्वमात्मन्यु पशांतकल्पः । स्पंदेप्यसंस्पंदमिवेहतिष्ठ स्वस्थः सुखी राज्यमिदं प्रशाधि ॥ १८ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ઇક્ષ્વાકુ અને મનુનો સંવાદ' એ નામનો સર્ગ ૧૧૮ મો સમાપ્ત

## સર્ગ ૧૧૯ મો*

### બંધમોક્ષમાં પુરુષ સ્વતંત્ર છે

॥ मनुरुवाच ॥

सर्गात्मभिर्विभुः स्पंदैः क्रीडते बालवत्स्वयम् ।
संहारात्मकशक्त्याथ संहृत्यात्मनि तिष्ठति ॥ १॥

મનુ બોલ્યાઃ–સર્વવ્યાપી એ પરમાત્મા

(અજ્ઞાની પુરુષની દૃષ્ટિમાં) બાળકની પેઠે અવિદ્યાશક્તિ વડે આ સૃષ્ટિરૂપી ચેષ્ટાઓ વડે ક્રીડા કરે છે; અને (જ્ઞાનવાનની દૃષ્ટિમાં) સંહારના રૂપમાં વિદ્યાશક્તિ વડે સર્વ સૃષ્ટિનો (મૂળ સુધાં) લય કરી દઈ કેવળ કૂટસ્થ અદ્વિતીય (પોતાના) આત્મામાં જ (સર્વદા) રહે છે.[1] એ આત્મામાં એવી શક્તિ પણ પોતાની મેળે જ ઉદય પામે છે, કે જેથી તે જીવભાવને પ્રાપ્ત થઈ બધાઈ જાય છે; અને એવી શક્તિ પણ તેમાં પોતાની મેળે જ ઉદય પામે છે, કે જેથી તે (બ્રહ્મરૂપ થઈ જઈ) મુક્ત થઈ જાય છે. (આમાં પહેલી અવિદ્યાશક્તિ અજ્ઞાન અને બીજી વિદ્યાશક્તિ જ્ઞાન એમ સમજવું.)[2] જેમ ચંદ્ર, સૂર્ય, અગ્નિ, તપાવેલ લોઢું અને રત્ન એ વગેરેમાં નોખા નોખા પ્રકારની કાન્તિઓ તેથી જુદી નહિ છતાં જુદી કલ્પવામાં આવે છે, વૃક્ષથી પત્રપુષ્પ આદિ જુદાં નહિ છતાં જુદાં કલ્પી લેવાય છે અને ઝરણાંથી તેના છાંટા જુદા ન હોવા છતાં જુદા કલ્પાય છે, તેમ આ જગતની અને બુદ્ધિ આદિની વિચિત્રતા એ સર્વ ખૂબ જ ફેલાયેલા અનંત પરબ્રહ્મથી જુદું નહિ છતાં કેવળ જુદું કલ્પી લીધેલ છે; અને તે જગતને બ્રહ્મરૂપે નહિ જાણનારા અજ્ઞાની પુરુષને દુઃખ આપનાર થાય છે તથા તે બ્રહ્મરૂપ છતાં કેમ જાણે બ્રહ્મરૂપ ન હોય તેવું થઈ રહ્યું છે.[3-4] હે પ્રિય પુત્ર ઇક્ષ્વાકુ! અહો, જગતને મોહમાં નાંખનારી આ માયા કોઈ વિચિત્ર તરેહની છે કે પોતાનું સ્વરૂપ અંદરનાં અને બહારનાં સર્વ સ્થાનોમાં ભરપૂર હોવા છતાં, આત્મા પણ તેને દેખતો નથી.[5] 'આ સર્વ જગત ચિદાત્મારૂપી અરીસામાં પ્રતિબિંબવાળું થઈ (અરીસામાં પ્રતિબિંબરૂપે દેખાતાં નગરાદિકની પેઠે) આભાસમાત્ર જ દેખાય છે' એવી ભાવના રાખી જે પુરુષ ઇચ્છા વગેરેનો (આપ્તકામ) થઈ રહે, તે બ્રહ્મરૂપી (અભેદ્ય) કવચને ધારણ કરનારો વિવેકી પુરુષ જ સુખી છે.[6] 'અહંકારરહિત દૃશ્યમાત્રના અભાવરૂપ એક ચેતનસત્તા વડે આ સર્વ શૂન્ય, આધાર વિનાનું અને ચૈતન્યરૂપ છે' એવી (સદાકાળ) ભાવના રાખવી.[7] 'આ સારું છે અને આ નઠારું છે' એ જ તમને દુઃખ દેવામાં બીજરૂપ છે. એ બીજ જ જો સમાનદૃષ્ટિરૂપી અગ્નિ વડે બળી ગયું હોય, તો પછી દુઃખનો અવસર જ ક્યાંથી હોય? (ન જ હોય.)[8] હે રાજા! સમદૃષ્ટિ દૃઢ બનાવી, પ્રબળ પુરુષાર્થથી સંકલ્પ માત્ર છોડી દો અને તે અભાવનારૂપ શસ્ત્રથી તમે સારાનરસા પદાર્થમાં પ્રિય–અપ્રિયપણાની વિષમ કલ્પનાને તરત છેદી નાખો.[9] હે ઇક્ષ્વાકુ રાજા! સમાધિરૂપી નિર્વિકલ્પ દશા વડે બાહ્યાર્થની ભાવનાને અને શુભાશુભ કર્મરૂપી અરણ્યને છેદી નાખી, આત્મજ્ઞાનને લીધે આકાશથી પણ અતિસૂક્ષ્મ ભાવને પ્રાપ્ત થઈ તમે શોકરહિત થઈને રહો.[10] તમે પ્રથમ વિવેકનો વિકાસ થતાં સમાધિબળથી સર્વ બહારની કલ્પનાઓને ટાળી નાખી એક પૂર્ણ પરમાત્મા વડે પરિપૂર્ણ રીતે ભરપૂર થઈ રહેલા આ સર્વ જગતને જુઓ અને પછી પરમ આનંદરૂપ બ્રહ્મસુખનો અનુભવ કરી, અખંડ એકતાને પ્રાપ્ત થઈ, સંસારરૂપી મહાવ્યાધિને નિવૃત્ત કરી, શાંતિ વડે સમાનતાવાળા, ચાંદનીના જેવા નિર્મળ, વાસના અને અજ્ઞાનનો અત્યંત ક્ષય થઈ જવાને લીધે સ્વચ્છતાવાળા (શાંત અને સુંદર) આકારને ધારણ કરી નિર્ભય ચૈતન્યરૂપ થઈ જાઓ.[11]

भरितभुवनाभोगो भूत्वा विभागवहिष्कृतो गलितकलनाभासो विवेकविलासवान् । अविगतपरानंदस्पंदश्चिराय निरामयः शमसमसितस्वच्छाभोगो भवाभयचिद्वपुः ॥ ११ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'ઇક્ષ્વાકુ અને મનુનો સંવાદ' એ નામનો સર્ગ ૧૧૯ મો સમાપ્ત

## सर्ग १२० मो*

### યોગની સાત ભૂમિકાઓ

॥ मनुरुवाच ॥

**शास्त्रसज्जनसंपर्कैः प्रज्ञामादौ विवर्धयेत् ।**
**प्रथमा भूमिकैषोक्ता योगस्यैव च योगिनः ॥१॥**

મનુ બોલ્યાઃ–પહેલાં શાસ્ત્રો અને સત્પુરુષોના સમાગમથી બુદ્ધિને વધારવી એ યોગીના યોગની પહેલી ભૂમિકા કહેલ છે. (જેમાં સાધન-ચતુષ્ટયથી સંપન્ન થઈ, ગુરુકૃપાપૂર્વક શ્રવણ આદિ અંગનો સમાવેશ થાય છે.) વિચારણા એવા નામની બીજી ભૂમિકા છે. (જેમાં મનન આદિનો સમાવેશ રહ્યો છે.) ત્રીજી ભૂમિકા અસંગભાવના એવા નામની છે. (જેમાં એક અસંગ આત્માની નિરંતર ભાવના કરી એટલે નિદિધ્યાસન એ આદિનો સમાવેશ થાય છે.) ચોથી ભૂમિકા વિલાપિની એવા નામથી કહેવાય છે, કે જેમાં તત્ત્વનો સાક્ષાત્કાર હોવાથી વાસનાઓનો (મૂળ સુધ્ધાં) નાશ થઈ જાય છે.[२] પાંચમી ભૂમિકા સમાધિનો પરિપાક થઈ જવાને લીધે અનુભવાતા ઉત્તમ આનંદ વડે શુદ્ધ ચૈતન્યમય આનંદરૂપ છે, કે જેની અંદર નિદ્રા શેષ રહી ગયાથી અર્ધા+ ઊંઘતા અને અર્ધા જાગતા પુરુષની પેઠે જીવન્મુક્ત પુરુષ રહે છે.[3] છઠ્ઠી ભૂમિકા પોતાની મેળે જ સતત એકધારી રહેનારી અનુભવવાળી બ્રહ્માકારવૃત્તિરૂપ છે, કે જેમાં આનંદના જ એક ગાઢ આકારવાળી યોગીના ચિત્તની સ્થિતિ સુષુપ્તિ અવસ્થાવાળાના જેવી થઈ જાય છે.[४] તે જ શાંત અવસ્થા તુર્યપદ વડે કહેવામાં આવે છે, કે જે કેવળ મોક્ષરૂપ જ છે. સમાનતા વડે અને સ્વચ્છતા વડે એકદમ શાંત એવી સાતમી ભૂમિકા તુર્યાતીત કહેવાય છે, કે જે પરમ નિર્વાણરૂપ છે. એ સાતમી ભૂમિકા જ જ્યારે પાકટ દશામાં આવે, ત્યારે વિદેહમુક્તિરૂપ કહેવાય છે. એ વિદેહમુક્તિ જીવતા યોગીપુરુષોનો વિષય નથી.[૫-૬] આમાં પ્રથમની ત્રણ ભૂમિકાઓ (વ્યાવહારિક સત્તાથી જાગ્રત અવસ્થાની પેઠે જગતનું ભાન હોવાથી) જાગ્રત કહેવાય છે. ચોથી ભૂમિકામાં જગત સ્વપ્નના જેવું પ્રતીતિમાં આવવાથી તે ભૂમિકા સ્વપ્ન એવા નામથી કહેવામાં આવે છે.[૭] પાંચમી ભૂમિકા એક આનંદમાં જ ઘાટાપણાથી સર્વનો લય થતાં સુષુપ્તિ જેવી દશા થઈ જવાને લીધે તે સુષુપ્ત એવા નામથી કહેવાય છે. છઠ્ઠી ભૂમિકામાં અખંડ બ્રહ્માકારવૃત્તિ રહેવાને લીધે બીજા પદાર્થ સંબંધી કાંઈ કાંઈ સંવેદન (સંકલ્પ) નહિ સ્ફુરવાથી તે તે અસંવેદનરૂપ કહેવાય છે અને તેને તુર્ય એવું નામ આપવામાં આવે છે.[૮] સર્વથી ઉત્તમ એવી સાતમી ભૂમિકા તુર્યાતીત કહેવાય છે, કે જે અવસ્થા મન વડે કે વાણી વડે વર્ણવી શકાય તેમ નથી તથા સ્વયંપ્રકાશ પરમપદરૂપ છે. આત્માની અંદર સર્વ દશ્યોનો લય કરી દઈ પ્રત્યાહારને× લીધે દશ્યોનો કાંઈ પણ સંકલ્પ જ સ્ફુરવા દેવામાં ન આવે, તો તે અત્યંત સમાનતા વડે તમે નિઃસંદેહ મુક્ત જ છો.[૯-૧૦] જેની પૂર્ણ બુદ્ધિ ભોગ વડે ઉત્પન્ન થતાં સુખ–દુઃખોના અંશો વડે લેપાતી નથી તથા 'હું મરતો પણ

---

* આ એકસોવીસમા સર્ગમા યોગની સાત ભૂમિકાઓ કહેવાશે. તેમા પ્રથમની ત્રણ મુમુક્ષુની, છેવટની ત્રણ મુક્તની અને બાકી વચમાંની મુચ્યમાન (મુક્ત થવાને તૈયાર થયેલ તે)ની બતાવી છે.

+ જેમ કાચી ઊંઘમાંથી જાગી ઊઠવાથી અર્ધો ઊંઘતો અને અર્ધો જાગતો પુરુષ બાહ્ય શબ્દાદિકનું શ્રવણ કરે, તો પણ તેનું ચિત્ત નિદ્રાના સુખમાં ચોટી રહેલું હોવાથી પ્રત્યુત્તર આદિ વ્યવહાર કરવાને તે ઇચ્છતો નથી, તેમ એ પાંચમી ભૂમિકામાં રહેલો જીવન્મુક્ત પુરુષ વ્યુત્થાનકાળમાં પણ પોતાની વૃત્તિ આત્મસુખમાં જ ચોટેલી હોવાથી, વિશેષ વ્યવહાર કરવાને ઇચ્છતો નથી.

× ઇન્દ્રિયોનો અંતર્મુખપણાથી ચિત્તમા લય થઈ જવો તે પ્રત્યાહારનું સંક્ષિપ્ત રૂપ છે. એ વિષે વિશેષ જાણવા માટે પાતંજલસૂત્ર દ્વિતીય પાદના ૫૪મા સૂત્રમા જોવું.

નથી અને જીવતો પણ નથી, (એ બન્ને દેહધર્મ હોવાથી મારામાં નથી,) તેમ 'હું કાર્યરૂપ કે કારણરૂપ પણ નથી' એવી જેની દૃઢ બુદ્ધિ હોય, તે આત્મનિષ્ઠ પુરુષ સશરીર (શરીરવાળો) હોય કિંવા અશરીર (શરીર વિનાનો) હોય, પણ મુક્ત જ કહેલો છે.[૧૧,૧૨] તે વ્યવહાર કરતો હોય અથવા શાંત થઈ બેઠો હોય, ગૃહસ્થ હોય અથવા એકલો ફરનારો યોગી હોય, પણ 'હું કાંઈ નથી, માત્ર એક ચિદાત્મારૂપ છું' એમ માનવાથી જીવને શોક કરવો પડતો નથી.[૧૩] 'હું નિર્લેપ છું, અજર છું, વાસના વગરનો છું, નિર્મળ છું, આસક્તિરહિત છું અને ચિદાકાશરૂપ છું' એમ માનવાથી જીવને પછીથી શોક કરવો પડતો નથી.[૧૪] 'હું અંત આદિ વિકારથી રહિત છું, શુદ્ધબુદ્ધ (પવિત્ર જ્ઞાની), અજરામર અને શાંત છું, મારો આભાસ સર્વત્ર સમાનપણે રહેલો છે' એમ માનવાથી જીવ શોકને પાત્ર થતો નથી.[૧૫] તણખલાંઓમાં, આકાશમાં, સૂર્યનારાયણમાં, હાથીઓમાં અને દેવતાઓમાં જે કાંઈ સત્યરૂપે રહેલ છે, તે જ આત્મતત્ત્વ છે અને હું પણ તે જ છું' એમ માનવાથી જીવને ફરી વાર શોક કરવો પડતો નથી. 'હું કે જે ચૈતન્યરૂપ છું તેનો મહિમા નીચે, ઊંચે અને ચોતરફ ફેલાયેલો છે. એ પ્રમાણે અનંત વિલાસવાળા એ પરમાત્માના મહિમાને જાણી લઈ કોણ મરણ આદિ દુઃખોને ભોગવે? (કોઈ ન ભોગવે.)[૧૬,૧૭] કોઈ જાતની વાસના બાંધી જે પદાર્થનું સેવન કરવામાં આવે, તે (અભીષ્ટ હોવાથી) સુખ ઉત્પન્ન કરે છે; પરંતુ જે વસ્તુ સુખકારક હોય તે જ પાછી નાશ થતાં દુઃખ ઉત્પન્ન કરે છે; કેમકે સુખ અને દુઃખ એ બન્નેનો સાથે રહેવાનો જ નિયમ છે. જે પદાર્થ વાસના રાખ્યા વિના અથવા થોડી (સાધનદશામાં જરૂર રાખવી પડે તેટલી) વાસના રાખી સેવવામાં આવે, તે કાંઈ સુખ પણ ઉત્પન્ન કરતો નથી અને નાશના સમયમાં તેનો નાશ થઈ ગયાથી દુઃખ પણ આપતો નથી. હે નિષ્પાપ રામચંદ્રજી! ક્ષીણ વાસનાવાળી બુદ્ધિ વડે જે કર્મ કરવામાં આવે, તે (શેકાવાથી) બળી ગયેલ બીજની પેઠે ફરી વાર અંકુરને પેદા કરતાં નથી. હે પ્રિય રામચંદ્રજી! દેહ ઇન્દ્રિય આદિ ક્રિયા કરવાનાં સાધનો વડે કર્મ કરાય છે અને તે દેહ ઇન્દ્રિય આદિ ભિન્ન ભિન્ન હોવાથી તેનો એક જ કર્તા અને એક જ ભોક્તા શી રીતે ઘટી શકે? (ન ઘટી શકે.) સર્વ પદાર્થોમાંથી હું અને મારું ઇત્યાદિ વાસનાને છોડી દઈ, અજ્ઞાનરૂપી નિદ્રામાંથી જાગ્રત થયેલો પૂર્ણતાવાળો પુરુષ ચંદ્રમાના જેવો શીતળ અને કાન્તિ વડે સૂર્યના જેવો પ્રકાશમય ભાસે છે. દેહરૂપી શાલ્મલિવૃક્ષની સંચિત અને ક્રિયમાણ કર્મરૂપી કપાસની સંપત્તિ જ્ઞાનરૂપી પવનનો ઝપાટો લાગતાં ઊડીને ક્યાંય જતી રહે છે. મનુષ્યની સર્વ કળા અનભ્યાસ વડે (મહાવરો ન રાખવામાં આવે તો) નાશ પામી જાય છે.[૧૮-૨૪] પરંતુ આ જ્ઞાનરૂપી કળા તો એક વખત જો અંદર પ્રકટ થઈ, તો પછી સારા ખેતરમાં વાવેલી શાલની (ડાંગરની) પેઠે તે દિવસે દિવસે બળાત્કારથી વધવા માંડે છે.[૨૫] જેમ તળાવોમાં અને સમુદ્રોમાં એક જળ જ સર્વત્ર રહેલ છે, તેમ સર્વ વસ્તુઓમાં એક આત્મા જ સર્વરૂપે રહેલો છે. હે પ્રિય રામચંદ્રજી! આ સર્વ જગત સંકલ્પના (વિચિત્રતા રચનાર) અનેક સમુદાયો વિનાનું એકમાત્ર સત્તારૂપ જ છે, એમ તમે સમજો.[૨૬]

एकः स्फुरत्यखिलवस्तुषु विश्वरूप
आत्मा सरस्सु जलधिष्विव तोयमच्छम् ।
संशांतसंकलनभूरिकलापमेकं
सत्तांशमात्रमखिलं जगदंग विद्धि ॥ २६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'સપ્તભૂમિકાવિલાસ' એ નામનો સર્ગ ૧૨૦ મો સમાપ્ત**

## सर्ग १२१ मो+

## ઉચ્ચ–નીચ ગતિમાં ભાવના જ કારણ છે

॥ मनुरुवाच ॥

यावद्विषयभोगाशा जीवाख्या तावदात्मनः ।
अविवेकेन संपन्ना साऽप्याशा हि न वस्तुतः ॥१

મનુ બોલ્યાઃ—જ્યાં સુધી વિષયોના ભોગોની આશા રહેતી હોય, ત્યાં સુધી આત્માની 'જીવ' એવી સંજ્ઞા રહે છે. એ આશા પણ અવિવેકને લીધે જ ઉત્પન્ન થયેલી છે, ખરી રીતે તો એમાનું કંઈ છે જ નહિ.[૧] એ આશા જ્યારે વિવેકને લીધે (અજ્ઞાનનો ક્ષય થવાથી) દૂર થઈ જાય છે, ત્યારે આત્મા જીવભાવને તજી દઈ, આ સંસારરૂપી મહારોગથી રહિત થઈ જઈ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે.[૨] આ સંસાર એક ઘટમાળ (રેંટ) છે. જે જીવોરૂપી ઘડાઓને ઊંચે (સ્વર્ગ આદિ ઉત્તમ લોકમાં) અને નીચે (નરક આદિ અધમ લોકમાં) લઈ જાય છે. તે ઘડાઓને બાંધી રાખનાર ભોગ–ચિંતારૂપી રજ્જુ છે, તે તૂટી જતાં પોતાને સંસારમાં આવવાજવાનું રહેતું નથી.[૩] જે પુરુષો 'અમુક (દેહાદિ) વસ્તુ મારી છે અને હું એ (દેહાદિક)નો છું' એવી વ્યાવહારિક ગાઢ ભ્રાંતિને મોહને લીધે સેવે છે, તે શઠ પુરુષો અધમમાં અધમ લોકમાં જાય છે.[૪] જે લોકોએ 'હું અમુક (દેહાદિ) પદાર્થનો છું અને એ (દેહાદિ) પદાર્થ મારા છે અને હું તે રૂપ છું' એવો મોહ પોતાની બુદ્ધિ વડે (જ્ઞાન થવાથી) ત્યાગ કરી દીધો છે, તેઓ ઉત્તમમાં ઉત્તમ લોકમાં જાય છે.[૫] હે રાજા ઇક્ષ્વાકુ! તમે કાંઈ પણ વિલંબ કર્યા સિવાય પોતાનો આત્મા કે જે સ્વયંપ્રકાશ છે, તેના આધારે રહો અને જગતને ચારેબાજુ ભરપૂર ચિદાકાશરૂપે જ જુઓ.[૬] જે વખતે એ પ્રમાણે ચૈતન્યરૂપ આત્માનું પરિપૂર્ણ અને અખંડિત સ્વરૂપ (અનુભવ વડે સમજવામાં આવ્યું, તે જ વખતે આ સંસાર તરી જવાય છે અને (મુક્ત થઈ જતાં) જીવ પરમેશ્વરભાવને પ્રાપ્ત થાય છે.[૭] બ્રહ્મા, ઇન્દ્ર, વિષ્ણુ અને વરુણ જે જે કરવાને તૈયાર થાય છે, તે સર્વ હું કે જે ચૈતન્યરૂપ છું તે જ કરું છું, એવી ભાવના રાખવી.[૮] હે પ્રિય ઇક્ષ્વાકુ! જે જે શાસ્ત્રોમાં, જ્યારે જ્યારે જે જે કાંઈ કહેવામાં આવે છે, તે તે સર્વ સત્ય જ છે; કેમકે ચિદાત્માનો વિલાસ નિરંકુશ (અનિયમિત અને તેથી જ અચિંત્ય) છે.[૯] કેવળ શુદ્ધ ચૈતન્યપણાને પ્રાપ્ત થયેલા અને મૃત્યુને તરી ગયેલા ચિત્ત વિનાના પુરુષને જે કાંઈ (અનિર્વચનીય) આનંદ થાય છે, તેની કોને ઉપમા આપી શકાય? (કોઈને નહિ.) આ જગત અશૂન્ય પણ નથી અને શૂન્ય પણ નથી, અચિદ્રૂપ પણ નથી અને ચિદ્રૂપ પણ નથી, આત્મરૂપ પણ નથી અને અનાત્મરૂપ પણ નથી; (કિંતુ સ્વપ્ન, ઇન્દ્રજાળ આદિની પેઠે અનિર્વચનીય છે) એવી ભાવના તમે કરતા રહો.[૧૧] આત્માના પારમાર્થિક રૂપનો સાક્ષાત્કાર થયાથી પ્રકૃતિ શાંત થઈ જાય છે. મોક્ષ નામનો કોઈ દેશ છે તેમ નથી, તેમજ મોક્ષ નામનો કોઈ કાળ છે તેમ પણ નથી, તેમ કોઈ બીજી સ્થિતિ મોક્ષ કહેવાય છે તેમ પણ નથી.[૧૨] પરંતુ અહંકારનો અને મોહનો ક્ષય થઈ જતાં આ સર્વ દશ્ય રચનાનો પણ (જ્ઞાનદૃષ્ટિથી) લય થઈ જાય છે અને આત્માનું જે સ્વાભાવિક (શુદ્ધ) સ્વરૂપ છે, તે જ જ્યારે અનાદિ કાળથી ભુલાઈ જવાયેલા પોતાના સ્વરૂપનું નિરંતર ચિંતવન (નિદિધ્યાસન) કરવાથી તેનો યોગ્ય સંબંધ થાય છે અને તેથી જ્યારે આત્માનું પ્રત્યક્ષ દર્શન થાય ત્યારે આત્મસા-

+ આ એકસોએકવીસમા સર્ગમા જે ભાવનાં વડે જીવ અધમ લોકમાં જાય છે તે અને જે ભાવના વડે ઉત્તમતાને પ્રાપ્ત થઈ મુક્ત થઈ જાય છે, એ બન્ને ભાવના સારી રીતે વિભાગ કરી મનુ બતાવશે.

ક્ષાત્કાર એવું નામ ધારણ કરે, ત્યારે એ પોતે જ મોક્ષરૂપ છે. શાસ્ત્રની ચર્ચાઓ કરવાની ચપળ વૃત્તિ જેની શાંત થઈ છે, કાવ્ય, કૌતુક આદિથી ઝરતા અનેક રસોને ચાખવા જેની વૃત્તિ દૂર થઈ છે અને સર્વ પ્રકારના તુમુલ ભેદભાવો જેણે હાંકી કાઢ્યા છે, તેવો આત્મસ્વરૂપ જીવન્મુક્ત પુરુષ શાંત થઈ (પરમ) સુખમાં વાસ કરે છે.

**प्रशान्तशास्त्रार्थविचारचापलो निवृत्तनानार-सकाव्यकौतुकः । निरस्तानिःशेषविकल्पविप्लवः समः सुखं तिष्ठति शाश्वतात्मकः ॥ १४ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ઇક્ષ્વાકુ અને મનુનો સંવાદ' એ નામનો સર્ગ ૧૨૧ મો સમાપ્ત**

## सर्ग १२२ मो*

### મુક્તપુરુષનાં લક્ષણો

॥ मनुरुवाच ॥

येन केनचिदाछन्नो येन केनचिदाशितः ।
यत्र क्व चन शायी च स सम्राडिव राजते ॥ १ ॥

મનુ બોલ્યાઃ-(વૃત્તિ બ્રહ્માકાર હોવાને લીધે) હરકોઈ બીજા માણસે વસ્ત્રો વડે ઢંકાયેલો, (યદચ્છાથી) હરકોઈએ ભોજન કરાવાયેલો અને જ્યાં ત્યાં સૂઈ રહેનારો યોગી (મનુષ્યના આનંદની પરમ અવધિરૂપ) કોઈ મોટા રાજા (મંડળેશ્વર)ની પેઠે અનંત આનંદમાં શોભે છે.[૧] વર્ણ, ધર્મ, આશ્રમ અને આચારનાં સંબંધમાં શાસ્ત્રોમાં ફરમાવેલાં બંધનોથી છૂટી ગયેલો જીવન્મુક્ત પુરુષ, જેમ કેસરી સિંહ પાંજરામાંથી (તલપ મારી) બહાર નીકળી જાય, તેમ આ સંસારરૂપી જાળમાંથી બહાર નીકળી જાય છે.[૨] વાણીને ઓળંગીને રહેલા નિરતિશય આનંદરૂપ પરમાત્માને જ આશ્રયે રહેલો, વિષયોની આશા અને (વિવિધ પ્રકારની સુખ–દુઃખ સંબંધી) દશાઓથી રહિત થઈ ગયેલો એ મહાત્મા પુરુષ આકાશ જેમ શરદઋતુમાં કાંઈક અપૂર્વ શોભાને પ્રાપ્ત થાય, તેમ કાંઈ અનિર્વચનીય શોભા ધારણ કરે છે. પર્વતમાં રહેલા મહાનંદની પેઠે ગંભીર, પ્રસન્ન અને નિરંતર પરમ આનંદનો સ્વાદ લેવામાં પરાયણ રહેનારો જીવન્મુક્ત પુરુષ પોતાના આત્મા વડે આત્મામાં જ આનંદ લીધા કરે છે.[૪] સર્વ કર્મફળોનો ત્યાગ કરનારો, નિત્ય-તૃપ્ત અને નિરાશ્રયપણે રહેનારો મહાત્મા પુરુષ પુણ્યથી, પાપથી કે બીજા હર્ષ–શોકાદિકથી લેપાતો નથી. જેમ સ્ફટિકમણિ પ્રતિબિંબ વડે (રંગાઈ જઈ) બીજા રૂપને નથી પામતો, તેમ તત્ત્વવેત્તા પુરુષ પણ પ્રારબ્ધયોગે આવી મળેલાં સુખ–દુઃખ વડે (રંગાઈ જઈ) વિકારને વશ થતો નથી. તે મનુષ્યસમુદાયમાં વિહાર કરતાં છતાં દેહના છેદન કે પૂજન વડે કેમ જાણે તે બન્ને પ્રતિબિંબમાં થતાં હોય તેવી રીતે શોક કે હર્ષને પ્રાપ્ત થતો નથી.[૫-૭] એ જીવન્મુક્ત પુરુષ તેની પૂજા કરવાથી કાંઈ પ્રશંસા કરતો નથી અને પૂજા નહિ કરવાથી કાંઈ બીજા (ક્રોધ આદિ) વિકારો તેનામાં આવતા નથી. તે સર્વ આચારો અને નીતિના ક્રમો વડે પોતાનો લોકાચાર વ્યવહાર નિભાવે છે, પરંતુ અંદરથી છૂટેલો હોય છે. એના (જીવન્મુક્ત પુરુષ)થી લોકોને ખેદ થતો નથી અને લોકોથી તે ખેદને પામતો નથી. રાગ, દ્વેષ, ભય અને આનંદના નિમિત્તરૂપ વિષયો વડે તે કોઈ વખત (પ્રારબ્ધના બળથી) જોડાઈ જાય છે અને કોઈ વખત (પ્રારબ્ધના બળથી) ત્યાગ કરાય છે.[૮-૯] એ મહાશય પુરુષ ખરું જોતાં કોઈ (કુશળ પુરુષ)ની પણ સમજમાં આવી શકતો નથી અને અંતઃકરણ શુદ્ધ હોવાને લીધે (પોતે સરળ હોવાથી) નાનું બાળક પણ વ્યવહાર-

* આ એકસોબાવીસમા સર્ગમાં આત્મજ્ઞાનને વિષે આરૂઢ થઈ રહેલા મુક્તપુરુષની સ્થિતિ વિષે-મનુ લક્ષણો વડે વર્ણન કરશે.

દૃષ્ટિએ તેનું માપ બાંધી લે છે.[૧૦] હે ઇક્ષ્વાકુ! એવો જીવન્મુક્ત પુરુષ કાશી આદિ કોઈ તીર્થમાં પોતાના દેહનો ત્યાગ કરે, કોઈ ચાંડાલને ઘેર દેહ છોડે અથવા ભલે કોઈ દિવસે દેહનો ત્યાગ જ ન કરે કિંવા ચાલુ ક્ષણમાં જ શરીરનો ત્યાગ કરે; પરંતુ વાસનારહિત હોવાથી જ્ઞાનપ્રાપ્તિ થવાના સમયમાં જ (દેહાદિ સર્વ તેની દૃષ્ટિમાં બાધિત થઈ જવાને લીધે) તે મુક્ત જ છે. 'દેહ આદિ હું છું' એવી ભ્રાંતિ થવી એ જ બંધન આપનારી છે અને જ્ઞાન વડે તેનો ક્ષય થઈ જાય છે.[૧૧,૧૨] ઐશ્વર્ય અને વૈભવોની ઇચ્છા રાખનારા પુરુષે એ જ્ઞાનનિષ્ઠ પુરુષ જ પૂજવા યોગ્ય છે, સ્તુતિ કરવા લાયક છે, નમસ્કાર કરવા યોગ્ય છે, યત્નથી દર્શન કરવા લાયક છે અને પગે પડવા લાયક છે.[૧૩] હે પ્રિય ઇક્ષ્વાકુરાજા! સંસારરૂપી મહાવ્યાધિથી રહિત થઈ ગયેલા બ્રહ્મનિષ્ઠ સજ્જનોની ભક્તિ વડે જે પરમ પવિત્રપદ મળે છે, તે યજ્ઞોથી, તીર્થોથી, તપોથી કે દાનોથી મળતું નથી.

વસિષ્ઠ બોલ્યા:–ઉપર પ્રમાણે કહી ભગવાન મનુ બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા ને ઇક્ષ્વાકુરાજા પણ એ દૃષ્ટિનો આધાર રાખી સ્થિર થઈ રહ્યા.[૧૪,૧૫]

**एवमुक्त्वा स भगवान् मनुर्ब्रह्मगृहं ययौ ।**
**इक्ष्वाकुरपि तां दृष्टिमवष्टभ्य स्थिरोऽभवत् ॥ १५॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ઇક્ષ્વાકુપ્રબોધન' એ નામનો સર્ગ ૧૨૨ મો સમાપ્ત**

## સર્ગ १२३ मो×

## અજ્ઞાની સિદ્ધો કરતાં જ્ઞાનીની વિશેષતા

**॥ राम उवाच ॥**

**एवं स्थिते हि भगवञ्जीवन्मुक्तस्य सन्मतेः ।**
**अपूर्वोऽतिशयः कोऽसौ भवत्यात्मविदांवर ॥ १ ॥**

રામ બોલ્યા:–હે આત્મવેત્તાઓમાં શ્રેષ્ઠ મહાસમર્થ ગુરુમહારાજ! જેવાં આપ કહો છો તેવાં જો લક્ષણ હોય, તો પછી એ સુબુદ્ધિમાન જીવન્મુક્ત પુરુષમાં બીજાના કરતાં અવનવી વિશેષતા શું રહે છે?[૧]

વસિષ્ઠ બોલ્યા:–જ્ઞાનનિષ્ઠ જીવન્મુક્ત પુરુષની બુદ્ધિ કોઈ એક અંશમાં વિશેષે કરીને રહે છે, તે એ જ કે સદા સંતોષમાં રહેનારો અને શાંત ચિત્તવાળો એ જીવન્મુક્ત પુરુષ (બીજા કશામાં નહિ રોકાતાં) ફક્ત આત્મામાં સ્થિર થઈ રહે છે.[૨] મંત્રની સિદ્ધિવાળા, તપની સિદ્ધિવાળા અને તંત્રની સિદ્ધિવાળા પુરુષોએ ઘણી વાર આકાશગમન વગેરે સિદ્ધિઓ મેળવેલી હોય છે, તેમાં શી નવી વાત છે? (કાંઈ નહિ.)[૩] તેવા પુરુષોએ જ યત્ન વડે મળી શકે તેવું હોવાથી અણિમાદિક ઐશ્વર્ય પણ ઘણી વાર મેળવ્યું છે, પરંતુ અન્ય આત્મદર્શી પુરુષ તેને વળગવા જતો નથી, એ જ તેમાં વિશેષતા રહી છે, કે જે મૂઢ બુદ્ધિવાળા પુરુષોના જેવી (સહજ) નથી. એ મહાબુદ્ધિમાન જીવન્મુક્ત પુરુષનું શુદ્ધ ચિત્ત સર્વત્ર આસ્થા વગરનું હોવાથી (પરમ વૈરાગ્યને લીધે) સર્વ વિષયો તરફ પ્રીતિ વગરનું રહે છે, અને તેને લીધે જ એ મહાત્મા કોઈ ભોગ્ય વસ્તુમાં લોલુપ થઈ બંધાઈ જતો નથી. ઘણાક કાળની સંસારરૂપી ભ્રાંતિ શાંત થઈ જવાને લીધે (પરમતત્ત્વમાં) શાંતિ પામેલા અને સર્વ ધર્મથી રહિત પરબ્રહ્મ જ જેનું સ્વરૂપ છે એવા જીવન્મુક્ત પુરુષનું એ જ (મુખ્ય) લક્ષણ છે. તેનામાં કામ, ક્રોધ, લોભ, મોહ અને શોક ઇત્યાદિ આપદાઓ પ્રતિદિન અત્યંત ક્ષીણ થતી જાય છે.[૪-૬]

**एतावदेव खलु लिंगमलिंगमूर्तेः संशांतसंसृतिचिरभ्रमनिर्वृतस्य । तज्ज्ञस्य यन्मदनकोपविषादमोहलोभापदामनुदिनं निपुणं तनुत्वम् ॥६**

**સર્ગ ૧૨૩ મો સમાપ્ત**

× આ એકસોત્રેવીસમા સર્ગમા જ્ઞાનનિષ્ઠ પુરુષની આકાશગમન અને અણિમાદિક સિદ્ધિઓ વિશે પોતાની પૂર્ણતાને લીધે ઇચ્છા જ ન થવી એ બીજા અજ્ઞાની સિદ્ધો કરતા વિશેષતા છે, એમ કહેનારો.

## સર્ગ ૧૨૪ મો*

### મૃગ અને પારધીના પ્રસંગથી તુરીયાવસ્થાનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

**यथा सत्त्वमुपेक्ष्य स्वं शनैर्विप्रो दुरीहया ।**
**अंगीकरोति शूद्रत्वं तथा जीवत्वमीश्वरः ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–જેમ કોઈ એક બ્રાહ્મણ શૂદ્ર સ્ત્રીની કામના થતાં તેના સંભોગસહવાસ આદિની દુષ્ટ ઇચ્છાથી પોતાને યોગ્ય સાત્ત્વિક બ્રાહ્મણધર્મને ધીરે ધીરે ભૂલી જઈ (ઘણે કાળે) શૂદ્રતાનો અંગીકાર કરી લે છે, તેમ જીવ પોતે ઈશ્વરરૂપ છતાં (બુદ્ધિ આદિની સંગતિને લીધે એ બુદ્ધિએ બતાવેલી ભોગોની આશાથી) પોતાનું શુદ્ધ સ્વરૂપ ભૂલી જઈ જીવભાવનો અંગીકાર કરી લે છે.[1] ભોક્તા અને ભોગ્યરૂપ બે પ્રકારનાં પ્રાણીઓ દરેક સૃષ્ટિમાં હિરણ્યગર્ભમાંથી (ગંધર્વનગરની પેઠે) પોતાના તેવા તેવા સંસ્કારોને અનુસારે પ્રકટ થાય છે અને ખરી રીતે તે મિથ્યા હોવાથી સ્વપ્નમાં ઉત્પન્ન થયેલા ઘડો આદિ પદાર્થની જેમ કોઈ જાતની સાધનસામગ્રી વિના જ પ્રકટ થયેલાં હોય છે હે પ્રિય રામચંદ્રજી ! એ જીવો, ઈશ્વર કે જે હિરણ્યગર્ભ છે, તેમાંથી (અજ્ઞાન વડે) પોતે જુદે રૂપે પ્રકટ થઈ પછી પોતાનાં કરેલાં કર્મો વડે વારંવાર અનેક જન્મોને અનુભવે છે. એવી જાતનો તેઓના જન્મનો અને કર્મનો કાર્યકારણભાવ છે.[૨-૪] પ્રથમ સર્વ જીવો સાધનસામગ્રી વિના જ સ્વપ્નમાં થયેલો ઘડો, ગંધર્વનગર આદિની પેઠે પરમપદરૂપ ચેતનમાંથી જ (અજ્ઞાન વડે) પ્રકટ થાય છે; અને પછીથી તેનાં પોતાનાં કરેલાં કર્મો જ તેને સુખ-દુઃખ આપવામાં કારણરૂપ થાય છે. દેહાદિમાં આત્મબુદ્ધિ થવાથી ઉત્પન્ન થયેલો સંકલ્પ જ કર્મનું કારણ છે.[૫] સંકલ્પ થવો એ જ (પાપ, પુણ્ય, પ્રવૃત્તિ, ભોગવાસના ઇત્યાદિ ઉત્પન્ન કરી) બંધનનું કારણ થાય છે; માટે તે સંકલ્પનો તમે ત્યાગ કરો. નિઃસંકલ્પદશા રહેવી એ જ મોક્ષ છે, માટે તમે તેનો અભ્યાસ કરવામાં મશગૂલ રહો.[૬] 'આ ગ્રાહ્ય છે અને આ ગ્રાહક છે' એવી ભેદની ભ્રાંતિથી થનારી સંકલ્પદશાને નિરંતર તમે ધીરે ધીરે છોડતા રહી શુદ્ધ સાક્ષીમાં જ એકાગ્રપણાથી સાવધ થઈ રહો.[૭] તમે ગ્રાહ્યરૂપ પણ ન થાઓ અને ગ્રાહકરૂપ પણ ન થાઓ, પરંતુ સર્વ ભાવનાને છોડી દઈ જે સર્વના સાક્ષીરૂપે અવશેષ રહે છે, તે સાક્ષીમાં જ તમે એકરસરૂપે થઈને રહો.[૮] હે નિષ્પાપ રામચંદ્રજી ! જે જે વિષય તરફ ઇન્દ્રિયસમૂહ જાય છે, તેમાં જો પ્રીતિ થઈ તો જીવ (આસક્તિ વડે) બંધાય છે અને જો તેમાં વૈરાગ્ય રહે તો મુકાઈ જાય છે. જો કાંઈ પણ વસ્તુ તમને ગમતી હોય તો, તમે આ સંસારની સ્થિતિમાં બંધાયેલા છો; અને જો કાંઈ પણ તમને ગમતું ન હોય તો તમે આ સંસારની સ્થિતિથી મુક્ત જ છો;[૯-૧૦] માટે તૃણથી માંડી ઠેઠ હિરણ્યગર્ભ સુધી, સ્થાવર–જંગમસહિત સર્વ દેહોમાંથી અને તેને ભોગવવાના વિષયરૂપ પદાર્થસમૂહમાંથી તમને કશું પણ મનગમતું ન થાઓ.[૧૧] તમે જે કાંઈ કર્મ કરો છો, ભોજન કરો છો, હોમ કરો છો અને દાન કરો છો, તે સર્વ ક્રિયામાં મનનો સંયમ રાખી કૂટસ્થ આત્મામાં જ બુદ્ધિનો દૃઢ નિશ્ચય રાખશો, તો તમે કર્તા કે ભોક્તા કંઈ નથી.[૧૨] સત્પુરુષો જે થઈ ગયું હોય તેનો શોક કરતા નથી, ભવિષ્યનો વિચાર કરતા નથી અને વર્તમાનકાળમાં નસીબ પ્રમાણે જે આવી મળે તેને હર્ષ–શોક વગેરેથી ખેદ નહિ પામતાં લઈ લે છે.[૧૩] હે રામચંદ્રજી ! તૃષ્ણા, મોહ, મદ આદિ

* આ એકસોચોવીસમા સર્ગમાં જીવોનું નિષ્કારણપણું, વિષયોમાં પ્રીતિ થતાં બંધાઈ જવું, જીવના રૂપો, અવસ્થાઓ અને મૃગ તથા વ્યાધના પ્રસંગથી તુરીયાવસ્થાનું વર્ણન આવશે.

સર્વ વિકારો મનમાં જ રહેલા છે, માટે જ્ઞાનવાન પુરુષે (વિવેકવાળા) મન વડે જ (વિકારમય) મનનું છેદન કરવું.[૧૪] જેમ પાણીદાર ઝીણા લોઢા વડે જ બીજુ લોઢું છેદાય છે, તેમ સર્વ ભ્રાંતિની શાંતિ થવા સારુ મન વડે જ અતિ તીક્ષ્ણ વિવેક દ્વારા બળાત્કારથી મનને (મૂળ સુધ્ધાં) છેદી નાખવું.[૧૫] મળને ધોઈ નાખવામાં કુશળતા ધરાવનાર પુરુષો ક્ષાર આદિ મેલા પદાર્થોથી જ મળને ધોઈ નાખે છે, (અસ્ત્રકુશળ પુરુષો) અસ્ત્ર વડે જ અસ્ત્રને નિવૃત્ત કરે છે અને (વૈદ આદિ લોકો) વિષની અસરને બીજા વિષનો સામો લાગ દઈ મટાડી દે છે. (તે પ્રમાણે મનવડે જ વિવેક દ્વારા વિકારી ચિત્તનું છેદન કરવુ શક્ય છે.)[૧૬] જીવનાં ત્રણ રૂપ છે. એક સ્થૂલ, બીજુ સૂક્ષ્મ અને ત્રીજુ પર. એ ત્રણમાંથી પર રૂપનો આશ્રય કરો અને પ્રથમનાં બે રૂપને છોડી દો.[૧૭] હાથપગવાળો આ દેહ કે જે ભોગો ભોગવવાને માટે હાલેચાલે છે, તે ભોગરૂપી અર્થને સિદ્ધ કરનારું જીવનુ સ્થૂલરૂપ અહી કહેવામાં આવ્યું છે.[૧૮] હે રામચદ્રજી! પોતાના સંકલ્પરૂપી આકારને ધારણ કરનારું અને સંસારની સ્થિતિ સુધી રહેનારું ચિત્ત એ જીવનુ બીજુ આતિવાહિક (લોકલોકાંતરમાં જઈ શકે તેવું સૂક્ષ્મ) રૂપ છે.[૧૯] જે આદિ અને અંતથી રહિત, સત્ય, નિર્વિકલ્પ ચૈતન્યમાત્ર જ છે, તે એ જીવનું ત્રીજું પરરૂપ છે, કે જે જગતને સત્તા અને ગતિ એ બન્નેને આપનાર છે. એ તુર્યપદ શુદ્ધ છે; માટે પ્રથમનાં બે રૂપનો ત્યાગ કરી તેમાં જ તમે સ્થિર થઈ રહો અને પ્રથમનાં બે રૂપમાં આત્મબુદ્ધિ રાખો નહિ.[૨૦,૨૧]

રામ બોલ્યા:–હે મુનિશ્રેષ્ઠ! જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થામાં અલક્ષિતપણે (નહિ જણાય તેમ) રહેલ તુર્યપદનું આપ વિશેષે વિવેચન કરી મને કહો.[૨૨]

વસિષ્ઠ બોલ્યા:–જાગ્રતમાં તેમજ સ્વપ્નમાં થનારો અહંકારરૂપી વિક્ષેપ અને સુષુપ્તિમાં થતું તેનું મૂળભૂત અહંકાર નહિ હોવો એ રીતનું અજ્ઞાનનું આવરણ એ બન્નેને તથા કારણરૂપે સત્ અને કાર્યરૂપે અસત્ જણાતા આ (જગતના) સદ્–અસદ્ ભેદને છોડી દેતાં જે નિર્લેપ, સ્વચ્છ અને સમાન (નિર્વિકાર) પદ સર્વના સાક્ષીરૂપે અવશેષ રહે છે, તે તુર્ય કહેવાય છે.[૨૩] વ્યવહારકાળમાં જીવન્મુક્ત પુરુષોને વિષે રહેનારી જ સ્વચ્છ સમાનતાવાળી અને શાંત સાક્ષીની અવસ્થા છે, તે જ તુર્ય અવસ્થા કહેવાય છે.[૨૪] એ અવસ્થા સંકલ્પોની ઉત્પત્તિ જ નહિ થવાથી જાગ્રત કે સ્વપ્નરૂપ કહી શકાતી નથી, તેમ જડપણાની સ્થિતિનો અભાવ હોવાને લીધે તે સુષુપ્તિ પણ નથી (પણ તે ત્રણેયથી જુદી ચોથી અવસ્થા છે, તેથી તેને તુર્ય અવસ્થાનું નામ આપવામાં આવે છે.) આ જગત બરાબરપણે રહ્યા છતાં સારી રીતે બોધને પ્રાપ્ત થયેલા પુરુષની દૃષ્ટિમાં (ચિત્તના મૂળમાંથી) જ્ઞાન વડે દૂર થઈ જવાને લીધે (સર્વ) શાંત બ્રહ્મરૂપ જ છે; એટલે વિવેકી પુરુષો તેને (સર્વદા) તુર્ય અવસ્થા જ કહે છે. બાકી અજ્ઞાની જીવોની દૃષ્ટિમાં જ આ જગત સ્થિર થઈ રહેલું છે.[૨૫,૨૬] અહંકારના અંશનો ત્યાગ કર્યાથી સમાનતા (નિર્વિકારતા)-ની ઉત્પત્તિ થયાથી અને (સમુદ્રમાં નાખેલા લવણની પેઠે) ચિત્ત પરમ તત્ત્વમાં જ લીન કરી દીધાથી તુર્યાવસ્થા પ્રાપ્ત થાય છે.[૨૭] હે દેવની ઉપમા આપવા યોગ્ય રામચંદ્રજી! એક વળી બીજુ દૃષ્ટાંત આ સંબંધમાં હું તમને કહું છું, તે તમે સાંભળો, કે જેથી તમે જ્ઞાની છો તો પણ આ વાતનો તમને (વિશેષ) બોધ થશે.[૨૮] બાણ વાગતાં ભયભીત થઈને દોડતા મૃગની પછવાડે (ખોળવા માટે) ગયેલા (કોઈ) પારધીએ કોઈ એક જંગલના સર્વથી શ્રેષ્ઠ પ્રદેશમાં મહામૌન (જ્ઞાન વડે વાણી આદિ ચેષ્ટાઓને બંધ કરી નિઃસંકલ્પ રહેવું તે)નો આશ્રય કરી

અદ્‌ભુત મુનિને જોઈ પૂછ્યું કે, 'હે મુનિ! મારા બાણથી વીંધાયલો મૃગ અહીં આવ્યો છે?[૨૯,૩૦] અથવા એ મૃગ ક્યાં ગયો?' (એમ પૂછવાથી) એ મુનિએ તેને જવાબ આપ્યો કે, 'હે ભલા માણસ! અમે જંગલમાં રહેનારા મુનિલોકો સદાકાળ સમાન શીલવાળા જ રહીએ છીએ.[૩૧] વળી અહંકાર કે જે (અપરિચિત) વ્યવહાર કરાવવાને સમર્થ છે, તે અમારામાં હોતો નથી. હે સખા! મન કે જે અહંકારમય છે તે જ સર્વ ઇન્દ્રિયોનાં કર્મો કરે છે.[૩૨] (વળી મારું ચિત્ત તો ઘણા લાંબા કાળથી (સમુદ્રમાં નાખેલા લવણની પેઠે) પરમાત્મામાં જ ગળી ગયું છે.) (એકરસરૂપ થઈ ગયું છે.) જાગ્રત, સ્વપ્ન કે સુષુપ્તિ એમાંની કોઈ પણ દશાને હું જાણતો નથી.[૩૩] હું તુર્ય (ચોથી સમાધિરૂપ નિર્વિકલ્પ) અવસ્થામાં જ રહું છું; તેમાં કાંઈ પણ દશ્ય પદાર્થ છે નહિ.' હે રામચંદ્રજી! એ પ્રમાણે તે મુનિશ્રેષ્ઠ મહાત્માનાં વાક્યો સાંભળી પારધિ તેનો કશો અર્થ સમજ્યા વિના પોતાની મનમાનતી દિશા તરફ ચાલ્યો ગયો. હે મહાબાહુ રામચંદ્રજી! માટે જ કહું છું કે, તુર્ય વિનાની બીજી જાગ્રત આદિ અવસ્થા કે સ્થૂલ આદિ કોઈ અવસ્થા (તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં) છે જ નહિ.[૩૪,૩૫] ફક્ત એક તુર્યરૂપ નિર્વિકલ્પ ચૈતન્યતત્ત્વ જ છે, બીજું કશું નથી. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે ય ચિત્તની અવસ્થાનાં રૂપ છે.[૩૬] પોતાનું ચિત્ત ઘોર, શાંત અને મૂઢ એ ત્રણે પ્રકારનું આ જગતમાં થઈ રહેલ છે. જાગ્રત અવસ્થાવાળું ચિત્ત (સ્વર્ગ, નરક, પુનર્જન્મ આદિના કારણરૂપ પુણ્યપાપને ઉત્પન્ન કરવાથી) ઘોર છે, સ્વપ્ન-અવસ્થાવાળું ચિત્ત (સ્વર્ગ, નરક, પુનર્જન્મ આદિના કારણરૂપ પુણ્યપાપને ઉત્પન્ન નહિ કરવાથી) શાંત છે અને સુષુપ્તિ અવસ્થાવાળું ચિત્ત (તેવે વખતે કાંઈ પણ ભાન ન હોવાને લીધે) મૂઢ કહેવાય છે. એ ત્રણે ય અવસ્થાથી જ્યારે ચિત્ત રહિત થઈ જાય ત્યારે તે મરી જાય છે. (ચિત્તનો નાશ થયેલો કહેવાય છે.) જે ચિત્ત મરી ગયું, (નાશને પામી ગયું) તેમાં (નિર્વિકારને લીધે) સદા સમાનપણે રહેનારું એક સત્ત્વ જ બાકી રહે છે. (જેમાં વાસનાની ઉત્પત્તિ જ થતી નથી.) સર્વ યોગી પુરુષો એ ચિત્તનાશને જ યત્નથી સંપાદન કરે છે. સર્વ સંકલ્પોના વિલાસથી રહિત શુદ્ધ તુર્ય અવસ્થામાં જ તમે નિર્વિકાર ચિત્ત રાખી સ્થિર થઈને રહો, કે જે તુર્યપદમાં સારી રીતે સદાકાળ યુક્ત થઈ ગયેલા ભેદબુદ્ધિ વિનાના મહાન મુનિઓ રહેલા હોય છે.[૩૯]

**समस्तसंकल्पविलासमुक्तं तुर्ये पदे तिष्ठ निरामयात्मा। यत्र स्थिताः साधु सदैव मुक्ताः प्रशांतभेदा मुनयो महान्तः ॥ ३९ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'મૃગવ્યાધીય' -એ નામનો સર્ગ ૧૨૪ મો સમાપ્ત**

## सर्ग १२५ मो×

### તુર્યપદમાં સ્થિરતાનો ઉપાય

॥ वसिष्ठ उवाच ॥

**सिद्धांतोऽध्यात्मशास्त्राणां सर्वापह्नव एव हि। नाऽविद्यास्तीह नो माया शांतं ब्रह्मेदमक्रमम् ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–જગતમાં પ્રગટ થતા જે દ્વૈતના પ્રપંચો છે, તે બધાને દૂર કરવા વેદાંતશાસ્ત્રોના સિદ્ધાંતો ઘડાય છે અને તે અવિદ્યા તેમજ અજ્ઞાનને દૂર કરે છે. પણ જે શાંત પરબ્રહ્મ આપોઆપ પ્રકાશે છે, તેને શાસ્ત્રો બતાવી શકતાં નથી; કારણ કે ત્યાં માયા કે અવિદ્યા કાંઈ પણ નથી.[૧] શાંત, સ્વચ્છ, માયામાં ચેતનનો આભાસ પડતાં જુદાં જણાતાં, સર્વત્ર સમાનરૂપે

× આ એકસોપચીસમા સર્ગમાં સર્વ દૃશ્યપદાર્થના નિષેધનો સિદ્ધાંત કરી, જેમાં વાદીઓને અનેક જાતની ભ્રાંતિઓ ઉત્પન્ન થાય છે, તે તુર્ય પરમપદમાં સ્થિરતા રાખવાનો બોધ અને તેના ઉપાયો આવશે.

રહેલ, નિર્વિકાર, આકાશની પેઠે સર્વમાં સમાનરૂપે રહેલ, વિકારરહિત, સર્વશક્તિમાન (માયાવિશિષ્ટ) બ્રહ્મ છે, તેને કેટલાક શૂન્ય ધર્મવાળો, કેટલાક વિજ્ઞાન (બુદ્ધિ) તરીકે અને કેટલાક ઈશ્વર તરીકે માની પરસ્પર વાદવિવાદ કરે છે.[૩] હે નિષ્પાપ રામચંદ્રજી! તમે એ સર્વ વિવાદની વાત મૂકી દઈ (માયા સુધી સઘળા દશ્ય પ્રપંચનો ત્યાગ કરી) મનસહિત સર્વ ઇન્દ્રિયોનાં કાર્યોને શાંત કરનાર મહામૌનને ધારણ કરી તથા મુક્ત, ક્ષીણચિત્તવાળા, શાંત બુદ્ધિના અને નિઃસંકલ્પ થઈ મૂંગા, બહેરા અને આંધળાની પેઠે ચિત્તને નિર્વિકાર અને શાંત રાખી કેવળ ચૈતન્યરૂપ આત્મામાંજ (સમાહિતપણાથી) સ્થિર થઈ રહો; અને નિત્ય અંતઃકરણમાંજ ધ્યાન ધરી રહી પોતાની બુદ્ધિને આત્મસુખથી જ ભરપૂર રાખો. હે રામચંદ્રજી! તમે જાગ્રત અવસ્થામાં જ સુષુપ્તિ અવસ્થાવાળાની પેઠે (નિર્વિકલ્પ) રહી કર્મો કરો. અંદરથી સર્વનો ત્યાગ કરો અને બહાર જ આવી મળે તે કર્મ કર્યે જાઓ. ચિત્તની સત્તા એજ પરમ દુઃખરૂપ છે અને ચિત્તની અસત્તા એ જ પરમ સુખરૂપ છે. માટે તમે એક ચૈતન્ય આત્મારૂપે રહી કાંઈ સંકલ્પ જ નહિ સ્ફુરવા દેવાથી ચિત્તનો નાશ કરો.[૭] સારી કે નરસી (પ્રિય-અપ્રિય) વસ્તુને જોઈ (નિઃસંકલ્પતાથી હર્ષ કે શોકને નહિ પામતાં) પથ્થરની પેઠે સમાન સ્થિતિવાળું (નિર્વિકાર) થઈ રહેવું, એટલા જ માત્ર પોતાના પુરુષપ્રયત્નથી સંસાર જિતાઈ જાય છે.[૮] સુખનો પણ કશો વિચાર ન કરવો અને દુઃખનો પણ કશો વિચાર લાવવો નહિ; તેમ એ બન્નેનાં સાધનોના વિચાર તરફ પણ મનને ગુંથાવા દેવું નહિ. માત્ર એટલા જ પોતાના પુરુષાર્થથી કદી નહિ જનારા દુઃખનો અંત પ્રાપ્ત કરી શકાય છે. આ ત્રણે ય લોકની વસ્તુના સારરૂપ પરમતત્ત્વને ઓળખી ગયેલો, અંદર પૂર્ણ મંડળવાળા ચંદ્રમાની પેઠે શીતળતાને અનુભવનારો, પોતાની મેળે પ્રાપ્ત થયેલ નિરતિશય સુખરૂપી અમૃતનો સ્વાદ લેવાથી તેમાં તે જ રૂપે બની ગયેલો અને પરમપદને (પરમાત્માને) પહોંચી ગયેલો તત્ત્વજ્ઞ પુરુષ જીવન્મુક્તિના સુખને પ્રાપ્ત થાય છે અને પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા વ્યવહારને કરતાં છતાં (તેની દૃષ્ટિમાં સર્વ મૃષા હોવાથી) તે કાંઈ પણ કરતો નથી.

आपीनमंडलशशांकवदंतरेव श्रीमद्रसायनमयः सुखमेति तज्ज्ञः । विज्ञातसर्वभुवनत्रय वस्तुसारः कुर्वन्न नाम कुरुते परमभ्युपेतः ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'તુર્યસ્થૈર્યોપાયકથન' એ નામનો સર્ગ ૧૨૫ મો સમાપ્ત

## सर्ग १२६ मो

### યોગભૂમિકાનો અભ્યાસક્રમ

॥ राम उवाच ॥

सप्तानां योगभूमीनामभ्यासः क्रियते कथं । कीदृशानि च चिह्नानि भूमिकांप्रतियोगिनः ॥१॥

રામ બોલ્યાઃ–સાત યોગની ભૂમિકાઓનો અભ્યાસ શી રીતે કરાય છે? અને પ્રત્યેક ભૂમિકામાં યોગનાં કેવાં ચિહ્નો હોય છે?[૧]

વસિષ્ઠ બોલ્યાઃ–વેદમાર્ગમાં રહેનારા પુરુષ બે પ્રકારના હોય છે. એક પ્રવૃત્ત અને બીજો નિવૃત્ત. તે બેમાંથી પહેલો સ્વર્ગ તરફ જનારો અને બીજો મોક્ષ પામનારો હોય છે. એ બન્નેનાં હું તમને લક્ષણ કહું છું, તે તમે સાંભળો. 'સર્વ વિષયોથી રહિત હોવાથી મોક્ષ શું છે? કાંઈ નથી. 'મારે માટે તો સારાનરસા ભોગોથી ભરેલો સંસાર જ ઠીક' એમ નિશ્ચય કરી જે

* આ એકસોછવીસમા સર્ગમાં યોગભૂમિકાના અભ્યાસનો ક્રમ અને લક્ષણ બતાવશે; અને વચમાં મરણ થઈ જાય તો પુનર્જન્મમા ઉત્તમ ભોગો ભોગવી પછી પાછી ઉત્તરોત્તર ભૂમિકાની પ્રાપ્તિ થવાનું કહેવાશે.

નિત્ય,* નૈમિત્તિક અને કામ્યકર્મ કર્યા કરે, તેને પ્રવૃત્ત કહેવામાં આવે છે. જેમ કરોડો જળજંતુઓથી, પ્રચંડ વનથી અને વડવાગ્નિની જ્વાળા લાગવાથી અત્યંત ચંચળ થઈ રહેલા પૂર્વ અને પશ્ચિમ સમુદ્રની અંદરના ભાગમાં ફરતા કાચબાઓની ડોક સહેજસાજ તરંગો લાગવાથી પણ ભય થવાને લીધે તરત અસંખ્ય વખત ઢાલના અંદરના છિદ્રમાં પેસે છે અને નીકળે છે, તેમ અનેકવાર મૃત્યુના મુખમાં પેસવું અને (તેમાંથી વળી પુનર્જન્મરૂપે) બહાર નીકળવું એ રૂપી અનેક જન્મો જ્યારે લેવા પડે, ત્યારે તેને અંતે (કોઈ પુણ્યયોગથી વૈરાગ્ય આદિ સાધનસંપત્તિ થતાં) પુરુષ વિવેકી થાય છે.[૨–૪] ઘણા ખેદની વાત છે કે, આ સંસારની વિવિધ પ્રકારની વિરુદ્ધતાવાળી સ્થિતિ સાર વિનાની છે. મારે માટે એ હવે બસ છે. (સ્વર્ગલોકાદિક) અયોગ્ય પરિણામ લાવનાર તેનાં તે કર્મો વડે દિવસ ગાળવાથી શું ફળ છે? કાંઈ નથી.[૫] 'ક્રિયાથી થનારા વિકારો વિનાનું પરમ શાંતિનું ધામ ક્યાં હશે?' એમ વિચાર કરી (આપણે તો) એ અવશ્ય મેળવવું છે, એવો જ અંદર નિશ્ચય બાંધે તે પુરુષ નિવૃત્ત કહેવાય છે.[૬] એ શુભ બુદ્ધિવાળો પુરુષ 'હું વૈરાગ્યવાન થઈ શી રીતે આ સંસારસાગરને તરી જાઉં?' એમ જ્યારે વિચારે છે, ત્યારે તેને પોતાના ચિત્તની અંદર ભોગોમાં તથા તે સંબંધી ચિંતાઓમાં (વિચારોમાં) વૈરાગ્ય થવા માંડે છે. ચિત્તશુદ્ધિ કરનારી સજ્જનોની સોબત, ઈશ્વરની ભક્તિ, મંત્ર, જપ, પવિત્રતા આદિ ઉત્તમ ક્રિયાઓ કરવામાં તે મંડ્યો રહે છે અને તેમાં જ તે રાજી રહે છે.[૭,૮] તે રાગથી થતાં જંગલી કર્મોની તારવણી કરે છે, બીજાને કઠોર લાગતાં કટાક્ષવચનો બોલતો નથી, પુણ્યકર્મોનું સેવન રાખે છે.[૯] તે મનને ઉદ્વેગ ન કરે તેવાં કોમળ (થોડે શ્રમે થનારાં અને મહાફળ આપનારાં યમનિયમાદિક) કર્મોને સેવે છે, પાપથી નિરંતર બીતો રહે છે અને (ભોગ ભોગવવામાં જાણતાં કે અજાણતાં કાંઈક પાપ થઈ જશે એવા ભયથી તથા વૈરાગ્યથી) ભોગને ઇચ્છતો નથી.[૧૦] સ્નેહ અને વિવેકથી ભરેલાં, કોમળ, દેશકાળને ઘટતાં, યોગ્ય (સત્ય, પ્રિય અને હિત) વચનો જ તે બોલે છે.[૧૧] ઉપર પ્રમાણે પુરુષ જ્યારે સારા ગુણો મેળવે, ત્યારે તે પ્રથમ ભૂમિકા (શુભેચ્છા) ને પ્રાપ્ત થાય છે. મન–વચન–કર્મથી, શમ, દમ, જ્ઞાન, વિજ્ઞાન આદિથી સંપન્ન મહાત્મા પુરુષોની તે સેવા કરે છે.[૧૨] જ્યાંત્યાંથી (સેવામાં ઉપયોગી ધનાદિક) લઈ આવી (મહાત્માઓની સેવા કરતાં તેના મુખથી શ્રવણ દ્વારા) જ્ઞાનશાસ્ત્રોનું અવલોકન કરે છે. આ સંસાર તરી જવા માટે જે પુરુષ આવી તરેહના વિચારમાં ઊતરે, તે જ પ્રથમ ભૂમિકાને પ્રાપ્ત થયેલો કહેવાય છે. બાકી ઉપરના ખોટા ડોળને તો વિદ્વાનોએ સ્વાર્થ જ કહેલ છે. વિચારણા નામની બીજી ભૂમિકામાં આવેલો યોગી એ શ્રુતિ, સ્મૃતિ અને સદાચારનું તથા યમ–નિયમ આદિ બીજાં સાધનરૂપ અંગો સહિત ધારણા અને ધ્યાનરૂપ કર્મને બતાવનારા યોગમાર્ગનું અનુષ્ઠાન કરવું અને બીજાઓને કરાવવું. આ સંબંધી સુંદર વિવેચન કરતા શ્રેષ્ઠ પંડિતોનો (શ્રવણ–મનન આદિ માટે પોતે શિષ્યરૂપે શરણાગત થઈ) આશ્રય કરે છે તથા પોતે (વ્યાકરણ આદિ અંગોના જ્ઞાનને લીધે) પદોના અને તેના વાચ્ય–લક્ષ્ય આદિ અર્થોના વિભાગને જાણવાવાળો હોવાથી ગુરુમુખથી જ્ઞાનશાસ્ત્રનું શ્રવણ કરી, ઘરધણી જેમ પોતાના ઘરના દરેક ભાગને જાણતો હોય, તેમ કર્મકાંડના અર્થ-

* મીમાંસાને અનુસરી કર્મ ચાર પ્રકારનાં છે. જેને કરવાથી ફળ ન મળે પણ ન કરવાથી પાપ લાગે, તે રોજનાં થયેલાં નિત્યકર્મ. અમુક કાળે આવી પડતાં કરવાં જ પડે તે નૈમિત્તિકકર્મ. જે ઇચ્છા અને ફળ મેળવવા કરવામાં આવ્યાં હોય, પણ શાસ્ત્રને અનુસરનારાં હોય તે કામ્યકર્મ અને જે રાગથી પ્રેરાઈને શાસ્ત્ર વિરુદ્ધ કરવામાં આવે તે ત્યાજ્યકર્મ કહેવાય છે.

ને તથા જ્ઞાનકાંડના અર્થને તે હસ્તામલકવત્ જાણી લે છે.[૧૩–૧૬] બહાર માત્ર લોકમર્યાદાને અનુસારે કાંઈક સહેજસાજ આશ્રય કરી લીધેલા (અંદર નહિ છતાં બહાર સહેજસાજ દેખાતા) મદ, અભિમાન, માત્સર્ય, મોહ અને લોભના વેગને પણ સર્પ જેમ કાંચળીને છોડી દે, તેમ એ યોગી પુરુષ તજી દે છે.[૧૭] ઉપર કહ્યા પ્રમાણે શુભ બુદ્ધિવાળો એ મહાત્મા શાસ્ત્રોના, ગુરુના અને સત્પુરુષોના સેવનથી બધું ય રહસ્ય (ગૂઢ રીતે રહેલ ગુહ્યભાગ) બરાબર સમજી લે છે.[૧૮] ત્યારપછી એ મનોહર મુમુક્ષુ પુરુષ નિર્મળ ફૂલની પથારીની પેઠે અતિ સુખ આપનારી ત્રીજી યોગભૂમિકામાં જાય છે, કે જે (સર્વ પ્રકારના સંબંધ જેણે તજી દીધા છે તે) 'અસંસંગ' કિંવા 'અસંસક્તિ' એવા નામથી કહેવાય છે.[૧૯] શાસ્ત્રવાક્યોના અર્થ ઉપર પૂરો વિશ્વાસ રાખી, તપસ્વીના આશ્રમમાં મળતી શાંતિથી આત્મા સંબંધી અથવા અધ્યાત્મશાસ્ત્ર સંબંધી ચર્ચા ચલાવવાના ક્રમથી, તેમજ સંસારની નિંદા કરવાના વૈરાગ્ય ઉત્પન્ન કરનારા ક્રમથી પથ્થરની પથારી ઉપર બેસી પોતાનું બાકીનું આયુષ્ય પૂરું કરે છે. (ગામમાં વિક્ષેપને લીધે સમાધિનો અભ્યાસ ન થઈ શકવાના ભયથી) એ નીતિમાન યોગી ચિત્ત ઉપરામ પામી જવાને લીધે બહુ શોભા આપનારા અને અસંગપણાના સુખથી સુંદરતાવાળા વનવાસના વિહારથી જ પોતાનો (બાકી રહેલો) કાળ કાઢે છે. શુભ શાસ્ત્રોના અભ્યાસથી અને પુણ્યકર્મો કરવાથી મનુષ્યને બરાબર તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે. એ કુશળ યોગી ત્રીજી ભૂમિકાને પ્રાપ્ત થયા પછી પોતાની મેળે જ બે પ્રકારના અસંગપણાનો અનુભવ કરે છે. તેના જે બે ભેદ છે, તે તમે સાંભળો.[૨૦–૨૪] એક સામાન્ય અને બીજો શ્રેષ્ઠ. એ રીતે તે અસંગ બે પ્રકારના છે. 'હું (સાક્ષીરૂપ હોવાથી) કર્તા પણ નથી અને ભોક્તા પણ નથી, તેમ (અસંગ હોવાથી) બાધ્ય (બીજાના તરફથી જેને કાંઈ બાધ લાગે તેવો) કે બાધક (બીજાને બાધ લગાડે તેવો) પણ નથી' એવા નિશ્ચયથી સર્વ દશ્યપદાર્થોમાં અસંગપણે રહેવું, તે સામાન્ય અસંગ કહેવાય છે. સુખ કે દુઃખ (જે કાંઈ પ્રાપ્ત થાય છે તે) સર્વ પહેલાં કરેલાં કર્મો વડે રચાયેલું છે કિંવા ઈશ્વરને અધીન છે. વળી અનેક પ્રકારના ભોગો તો મહારોગોના જેવા (અનેક પીડાઓથી તથા ચિંતાઓથી ભરેલા) છે, સંપત્તિઓ પણ છેવટે મોટી ચિંતાઓ ઊભી કરાવનારી છે, જે જે (ઇષ્ટ વસ્તુઓના) સંયોગો થાય છે, તે પણ પરિણામે વિયોગવાળા જ છે. બુદ્ધિને અનેક આધિઓ અને વ્યાધિઓ આવી વળગે છે અને કાળ સર્વ પદાર્થોને ગળી જવા માટે નિરંતર તાકી રહ્યો છે. એવી રીતે સર્વ પદાર્થોની અનાસ્થાને લીધે (બીજા કશા પદાર્થમાં ચિત્ત નહિ રોકાતાં) અધ્યાત્મશાસ્ત્રોના અર્થમાં જ ચિત્ત લાગી જઈ અંદર કોઈ પણ ભાવના જ ન થાય, એ પણ એક સામાન્ય અસંગ કહેવાય છે.[૨૫–૨૯] આ બતાવેલ ક્રમના યોગથી, મહાત્મા પુરુષોના સમાગમથી, દુર્જનોના વિયોગથી, અંદર (શ્રવણ–મનન આદિ) આત્માકારવૃત્તિનું વારંવાર રટન કરવાથી, પોતાના પુરુષપ્રયત્નથી અને નિરંતરના અભ્યાસયોગથી આ સંસારસાગરને સામે પાર રહેલ, સર્વના સારરૂપ અને પરમ કારણ-

હારો દૂર કરી, મોટું મૌન ધારણ કરી સ્થિર થવું, તે શ્રેષ્ઠ અસંગ કહેવાય છે.[૩૦–૩૩] બ્રહ્મમાં એકરસરૂપે ચિત્તવૃત્તિનો લય થઈ જવારૂપી જે સ્થિતિ અંદરની કે બહારની વસ્તુના અવલંબન વિનાની છે, જેમાં નીચેના લોકના કે ઉપરના લોકના કોઈ પણ 'પદાર્થ' નથી, જે સ્થિતિ દિશાઓ, આકાશ, પદાર્થ, (પૃથિવ્યાદિક) અપદાર્થ, (વંધ્યાપુત્ર, આકાશપુષ્પ આદિ) જડ અને ચિદાભાસ એ વગેરે સર્વ (સત્–અસત્ વસ્તુઓ) ના અવલંબનથી રહિત છે, જે સ્થિતિ સ્વતઃપ્રકાશવાળી અને ચૈતન્યરૂપ છે, શાંત છે, (પરપ્રકાશ્ય ન હોવાથી) આત્મા વિના બીજા પ્રકાશથી રહિત છે, જે અનાદિ અને અનંત છે, જે (સદા સાક્ષીરૂપે હોવાથી) જન્મરહિત છે અને જે મહામનોહર આકાશના જેવી નિર્વિકાર છે, તે નિર્વિકલ્પ સમાધિની સ્થિતિમાં રહેવું એ શ્રેષ્ઠ અસંગ કહેવાય છે. સંતોષરૂપી સુગંધવડે મધુર, નિષ્કામ, શુભ કર્મોરૂપી નિર્મળ પલ્લવોવાળું, ચિત્તરૂપી કમળના ડોડાની ટોચે વળગી રહેલ, (રાગ આદિ વાસનાથી થનાર) અનેક વિઘ્નોરૂપી કાંટાઓવાળું, (ઘણાં કષ્ટથી માંડ ગ્રહણ થઈ શકે તેવું) વિવેકરૂપી કમળ અંદર દૃઢ મૂળ નાખી, રૂઢ થઈ જઈ, વિચારરૂપી સૂર્ય વડે વિકાસ પામતાં આ અસંગતારૂપ (અસંસંગ એવા નામવાળા) ફળને ઉત્પન્ન કરે છે.[૩૪–૩૭] શુદ્ધ તત્ત્વવેત્તાઓના સમાગમથી, પુણ્યકર્મોના સંચયથી અને કાંઈક કાકતાલીય યોગથી પ્રથમ ભૂમિકા (શુભેચ્છા)નો ઉદય થાય છે.[૩૮] એ પહેલી ભૂમિકા ઉપરનાં સાધનો વડે વધતાં તરત જ વરસાદ વડે ફણગા જેમાં ફૂટ્યા છે તેવી પૃથ્વીની પેઠે જે રીતે તે સુકાઈ ના જાય, તેમ વિવેકરૂપી જળ વડે વારંવાર છાંટી તેની રક્ષા કરવી. (વૈરાગ્ય–શાંતિ આદિ) જે અંશથી એ પ્રથમ ભૂમિકા ઉદય પામે તે અંશને, જેમ ખેડૂત દરરોજ (વાવેલ ધાન્યના) ફણગાઓને વધારવાને યત્ન કરે, તેમ વિચાર વડે દરરોજ વધારતા જવું. એ પહેલી ભૂમિકા અંદર બરાબર ખેડાયેલી હોય, તો તે એક જ બીજી બધી ભૂમિકાઓને જન્માવી શકે છે; અને પછી યત્નથી બીજી ભૂમિકાને તથા તે પછી ત્રીજી ભૂમિકાને પ્રાપ્ત થવાય છે.[૩૯–૪૧] આ શ્રેષ્ઠ અસંગતારૂપી તૃતીય ભૂમિકા છે, કે જેને પહોંચતાં જ પુરુષ સર્વ સંકલ્પોની કલ્પનાથી રહિત (નિઃસંકલ્પ) થઈ જાય છે.[૪૨]

રામ બોલ્યાઃ–અસત્ કુળમાં ઉત્પન્ન થયેલ, પ્રવૃત્તિમાં જ રચ્યોપચ્યો રહેનાર, યોગીપુરુષના સંગને નહિ પામેલ એવો મૂઢ અધમ પુરુષ આ સંસારસાગરને શી રીતે તરી જાય?[૪૩] હે મહારાજ! પહેલી, બીજી, ત્રીજી કે તેનાથી જુદી ઉપરની કોઈ ભૂમિકામાં ગયેલો હોય, પરંતુ પૂર્ણસ્થિતિને પહોંચ્યા પહેલાં જ દૈવયોગથી મૃત્યુ થાય તો પછી તેની કેવી ગતિ થાય?[૪૪]

વસિષ્ઠ બોલ્યાઃ–રાગદ્વેષ આદિ દોષોમાં રચ્યોપચ્યો રહેનાર મૂર્ખ પુરુષને ત્યાં સુધી સંસાર (જન્મ–મરણ આદિ) કાયમ જ રહે છે, કે જ્યાં સુધી સો (અસંખ્ય) જન્મો વડે કાંઈ કાકતાલીય યોગથી અથવા સત્પુરુષોની સંગતિથી વૈરાગ્યનો ઉદય થતો નથી. વૈરાગ્યનો ઉદય થવાથી મનુષ્યમાં અવશ્ય શુભેચ્છા આદિ ભૂમિકાનો ઉદય થાય છે.[૪૫–૪૬] આ પછી તે સંસારનો નાશ થઈ જાય એવાં સારાં શાસ્ત્રોના અર્થોનું રહસ્ય જાણે છે. હરકોઈ યોગભૂમિકામાં રહ્યા છતાં ઠેઠ સુધી પહોંચ્યા વિના વચમાં જ જેનું મરણ થાય તેનું પૂર્વનું પાપ પોતે જે ભૂમિકામાં હોય તેટલા પ્રમાણમાં ઓછું થાય છે; અને પછી (પાપ ક્ષય થયા પ્રમાણે) દેવતાઓનાં વિમાનોમાં, લોકપાલોનાં પુરોમાં, મેરુપર્વતના બગીચાઓમાં અને વનની વાડીઓમાં ચિત્તને રમાડનારી પ્રિયા સાથે તે ક્રીડા કરે છે. ત્યાર પછી અનેક ભોગો ભોગવાયાથી પોતાનો

પૂર્વે કરેલો પુણ્યસમૂહ અને આપોઆપ કંઈક રહેલા દુઃખને ભોગવનારું કાંઈક પૂર્વકૃત પાપ એ બન્ને ક્ષીણ થઈ જતાં એ યોગી પૃથ્વીમાં પવિત્રતાવાળા, સમૃદ્ધિમાન અને ગુણવાન તથા જેને ત્યાં નોકરચાકરો છે તેવા સજ્જન ગૃહસ્થના ઘરમાં જન્મ લે છે.[૪૭–૫૦] પછી ત્યાં જન્મ લઈ પૂર્વવાસનાને લીધે પાછો યોગનો જ અભ્યાસ કરવા માંડે છે. એ યોગી પ્રથમની વાસના વડે અભ્યાસ કરેલા યોગભૂમિકાના ક્રમને (યોગશક્તિથી કે પૂર્વજન્મના સ્મરણથી કે માનસિક સંસ્કાર ઉપરથી) યાદ લાવી તે પછીની ઉપલી ભૂમિકાના ક્રમમાં તે ચડે છે.[૫૧] હે રામચંદ્રજી! આ ઉપર બતાવેલી ત્રણ ભૂમિકા 'જાગ્રત' એવા નામથી કહેવામાં આવે છે; કેમકે તેમાં આ સર્વ દૃશ્ય બરાબર જાગ્રત અવસ્થાની પેઠે જ ભેદદૃષ્ટિથી જોવામાં આવે છે.[૫૨] આ ત્રણ ભૂમિકામાં રહેલા યોગીપુરુષમાં કેવળ સજ્જનતાનો જ ઉદય થાય છે, કે જે જોવાથી મૂઢ બુદ્ધિવાળા પુરુષને પણ મુમુક્ષુપણું (મોક્ષની ઇચ્છા) ઉદય પામે છે.[૫૩] જે પુરુષ કર્તવ્ય (શાસ્ત્રવિહિત) કર્મોનું સારી રીતે આચરણ કરે અને જે અકર્તવ્ય (નિષિદ્ધ કર્મ) છે તેથી દૂર રહે, તેમજ ચાલુ વ્યવહારને અનુસરીને રહે, તે આર્ય કહેવાય છે.[૫૪] જે પુરુષ વૃદ્ધોના, કુળપરંપરાના અને લોકના આચારને અનુસરી શાસ્ત્રમર્યાદામાં રહી પોતાના ચિત્તને રુચે તે રીતે સાવધ (હર્ષ-શોક, રાગ–દ્વેષ આદિ વિકારથી રહિત) રહી આવી પડેલ વ્યવહાર કર્યા કરે, તે પુરુષ આર્ય કહેવાય છે.[૫૫] યોગીનું આર્યપણું પ્રથમ ભૂમિકામાં પ્રગટ થાય છે, બીજી ભૂમિકામાં વિકાસ પામે છે અને ત્રીજી ભૂમિકામાં તે ફળીભૂત થાય છે.[૫૬] એ આર્યતામાં મૃત્યુ પામેલો યોગી પોતાના શુભ સંકલ્પો વડે પ્રાપ્ત થયેલા (સ્વર્ગ આદિ) ભોગોને ઘણા કાળ સુધી ભોગવી પછી પાછો યોગી થાય છે.[૫૭] ત્રણ ભૂમિકાઓનો અભ્યાસ કરવાથી અજ્ઞાનનો નાશ થઈ જતાં અને સારી રીતે જ્ઞાનનો ઉદય થતાં ચિત્ત, પૂર્ણચંદ્રના ઉદયની પેઠે પ્રકાશમય અને આનંદમય થઈ ગયાથી યોગમાં જેનું ચિત્ત જોડાયું છે તેવા યોગીપુરુષો ચોથી ભૂમિકાને પ્રાપ્ત થઈ આ સર્વ વિભાગ વિનાનું, આદિઅંતથી રહિત અને સદા સમાન એક બ્રહ્મરૂપ જ દેખે છે. અદ્વૈતભાવ સ્થિર થઈ જવાથી અને દ્વૈતબુદ્ધિ શાંત થઈ જવાથી ચોથી ભૂમિકામાં રહેલા યોગીપુરુષો આ લોકને સ્વપ્ન જેવું સમજે છે. પ્રથમની ત્રણ ભૂમિકા વ્યવહારની સત્તાથી જાગ્રત અવસ્થાની પેઠે જ જગતનું ભાન હોવાથી જાગ્રત કહેવાય છે. ચોથી ભૂમિકામાં જગત પ્રાતિભાસિક સત્તા વડે સ્વપ્ન અવસ્થાના જેવું જણાયાથી તે સ્વપ્ન એવા નામથી ઓળખાય છે. જેમ વિખેરાઈ ગયેલી શરદ્‌ઋતુની વાદળીઓ આકાશમાં જ લય પામી જાય, તેમ પ્રાતિભાસિક સત્તાથી સ્વપ્નવત્ પ્રતીતિમાં આવતી દ્રષ્ટા, દર્શન અને દૃશ્યરૂપ ત્રિપુટી પણ પછી પાંચમી ભૂમિકામાં લય પામી જાય છે, અને સુષુપ્તિની પેઠે સર્વ લય થઈ જવાને લીધે જ તે ભૂમિકાને સુષુપ્ત એવું નામ આપવામાં આવે છે. એ ભૂમિકામાં ગયેલ યોગી કેવળ બાકી રહેલ ચૈતન્યસત્તારૂપે રહે છે.[૫૮–૬૨] એ ભૂમિકામાં આવ્યા પછી સર્વમાં ભેદભાવ બતાવનારી દ્વૈતબુદ્ધિ ગળી જઈ તે કેવળ અદ્વૈતમાત્રમાં જ રહે છે. દ્વૈતનો આભાસ ગળી જવાથી અંદર પોતાના સ્વરૂપને પ્રાપ્ત થયેલો એ પાંચમી ભૂમિકા પર ચડેલો યોગી સુષુપ્તિની પેઠે (સર્વનો લય થઈ જતાં) પરબ્રહ્મમાં કેવળ એકરસરૂપ જ થઈ જાય છે. નિરંતર અંદર જ ચિત્ત તલ્લીન થવાથી કાંઈ કાર્યવશાત્ વૃત્તિને તે બહાર લઈ આવે, તો પણ પરમ શાંતપણાને લીધે કેમ જાણે નિદ્રાવાળો હોય તેવો દેખાય છે. આ પાંચમી ભૂમિકામાં અભ્યાસ કરનારો વાસનારહિત યોગી ક્રમે કરી છઠ્ઠી ભૂમિકામાં જાય છે. એ (ત્રીજી

સુષુપ્તિતુલ્ય અવસ્થા આવ્યા પછી ચોથી અવસ્થારૂપે આવવાને લીધે) તુર્ય એવા નામથી ઓળખાય છે; જેમાં સત્તા કે સત્તા નહિ તેના રૂપનો વિભાગ રહેતો નથી. અહંકાર (હું છું એવો ભાવ) અને અહંકારનો અભાવ (હું નથી એવો ભાવ) એવું કંઈ જ રહેતું નથી.[૬૩–૬૬] સર્વ સંકલ્પરૂપ મનનમાત્ર દૂર થઈને દ્વિત્વ–એકત્વ આદિ ભાવ પણ જતા રહી કેવળ આત્મામાં જ એકચિત્તે રહેવાય છે. એ છઠ્ઠી ભૂમિકામાં હૃદયની સર્વ ગ્રંથિઓ ભેદાઈ જાય છે, સંદેહમાત્ર શાંત થઈ જાય છે અને પુરુષ જીવન્મુક્તની જ ભાવના સેવે છે.[૬૭] (જેમ ચિત્રમાં આબેહૂબ દોરેલો દીવો પ્રકાશ કરતો નથી–ફક્ત આભાસમાત્ર છે, તેમ એ યોગીનું શરીર રહેલા પ્રારબ્ધને ભોગવતું હોવા છતાં પણ આભાસમાત્ર છે.) એટલે તે મુક્ત જ છે. આકાશમાં પોલાણના ભાગમાં રહેલા ઘડાની પેઠે તે જડ જગતને રૂપે તો બહાર અને અંદર શૂન્ય જ છે;[૬૮] અને ચૈતન્યરૂપે તો સમુદ્રમાં રહેલા ઘડાની પેઠે બહાર અને અંદર સદા પૂર્ણ જ છે. પ્રથમ સંસારદશામાં કોઈ વખત અનુભવમાં ન આવવાથી કેમ જાણે તે કાંઈ પરમ આશ્ચર્યકારક દિવ્ય રૂપ વડે સંપન્ન થયો હોય તેમ લાગે છે; અને વસ્તુદૃષ્ટિએ તો પોતાનું સ્વરૂપ કે જે નિત્યસિદ્ધ છે, તેને જ અનુભવ વડે પ્રાપ્ત થવાથી તે કાંઈ નવું આવેલું રૂપ મેળવતો નથી.[૬૯] છઠ્ઠી ભૂમિકામાં (કેટલોક કાળ) સ્થિતિ કરી પછી તે સાતમી ભૂમિકાને પ્રાપ્ત થાય છે. એ સાતમી યોગભૂમિકા વિદેહમુક્તતા એવા નામથી ઓળખાય છે. એ વાણી વડે કહેવાય તેવી નથી, શાંત છે અને આ સંસારરૂપી ભૂમિના સીમાડારૂપ (અંતરૂપ) છે. કોઈએ તેને શિવ કહેલ છે અને કોઈએ બ્રહ્મ કહેલ છે;[૭૦,૭૧] કોઈએ પ્રકૃતિ–પુરુષનો વિવેક એમ કહેલ છે અને બીજાઓએ પણ પોતાની બુદ્ધિ અનુસાર કલ્પી લીધેલા નાના પ્રકારના ભેદો વડે તે નિત્ય વર્ણનમાં આવી શકતી નથી; તે છતાં કોઈ પણ પ્રકારે ભિન્ન ભિન્ન નામોથી ભિન્ન ભિન્ન રીતે તેને કહેલ છે. હે રામચંદ્રજી! આ સાત ભૂમિકા મેં તમને કહી બતાવી.[૭૨,૭૩] આ યોગભૂમિકાના અભ્યાસમાં બરાબર એકાગ્રપણે જોડાયાથી પછી દુઃખનો અનુભવ કરવો પડતો નથી; પરંતુ અત્યંત મદ ઝરતી, કોમળપણાથી મંદમંદ ગતિ કરનારી, હંમેશાં લડવાને જ તૈયાર થઈ ઊભેલી, મોટા બે દાંત (દંતૂશળ)થી સર્વત્ર પ્રખ્યાતિ પામેલી અને અત્યંત ખરાબ કરનારી એક હાથણી એ સર્વ ભૂમિકાઓને રોકી બેઠી છે. જો તેનો વધ કરવામાં આવે તો જ આ સર્વ યોગભૂમિકામાં મનુષ્ય જય મેળવી શકે છે. જ્યાં સુધી એ મદોન્મત્ત હાથણી પોતાના (પ્રબળ) પરાક્રમથી જીતી નથી, ત્યાં સુધી એવો કયો સમર્થ યોદ્ધો છે, કે જે (સાધારણ ક્ષુદ્ર સાંસારિક) સંપત્તિઓરૂપી રણભૂમિમાં પણ પ્રવેશ કરી શકે? (કોઈ નહિ.)[૭૪–૭૬]

રામ બોલ્યાઃ–એ મદોન્મત્ત હાથણી કઈ છે? અને (આપ જે કહો છો) તે રણભૂમિઓ કઈ છે? શી રીતે એ હાથણીનો વધ થઈ શકે? અને વિશેષે કરીને તે કઈ જગ્યાએ રહી ક્રીડા કરે છે?[૭૭]

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! 'અમુક વસ્તુ મને પ્રાપ્ત થાઓ' એવા રૂપને ધારણ કરનારી 'ઇચ્છા' નામની એ હાથણી છે. એ શરીરરૂપી જંગલમાં મદોન્મત્ત થઈ, વિવિધ પ્રકારના (શોક–હર્ષ આદિ) વિલાસો કરે છે. મદોન્મત્ત ઇન્દ્રિયોરૂપી તેનાં મહાક્રોધી બચ્ચાંઓ છે. જીભ તેની મધુર ગર્જનાનું સાધન છે.[૭૮,૭૯] મનરૂપી જંગલના ઘાટા ગુપ્ત ભાગમાં તે છુપાઈ રહે છે. શુભ–અશુભ કર્મરૂપી તેના બે દાંત છે. ચારે તરફ પોતાના રૂપને પસારી રહેલો વાસનાનો સમૂહ એ જ તેનો મદ છે.[૮૦] હે રામચંદ્રજી! આ સંસાર દૃષ્ટિઓ એ જ તેની રણભૂમિઓ છે, કે જેમાં મનુષ્ય વારંવાર જય–પરાજયનો અનુભવ

કરે છે. આ ઇચ્છારૂપી હાથણી બિચારા કૃપણ જીવસમૂહને મારી નાખે છે. વાસના, ચેષ્ટા, મન, ચિત્ત, સંકલ્પ, ભાવના, સ્પૃહા ઇત્યાદિ નામોનો સમુદાય એ ઇચ્છાના જ પેટાનો છે. સર્વત્ર પસરી રહેલી ને છેક બ્રહ્મલોક સુધી સર્વ ભોગ્ય પદાર્થો તરફ જનારી એ ઇચ્છારૂપી હાથણીને સર્વ પ્રકારે જીતી લેવી જોઈએ. જ્યાં સુધી આ અમુક વસ્તુ આત્માથી જુદી- મેળવવાની છે એવી ઇચ્છા અંદર સ્ફુરે ત્યાં સુધી દુષ્ટ સંસારરૂપી મહાઝેરી વિષૂચિકા પેદા થાય છે. 'અમુક પદાર્થ મને પ્રાપ્ત થાઓ એવું મન થવું એ જ સંસાર છે;[૮૧-૮૫] અને તેની શાંતિ થવી એ જ મોક્ષ છે. આટલામાં જ બધું જ્ઞાન આવી જાય છે. નિર્મળ અરીસામાં જેમ તેલનું બિંદુ લાગી જાય, તેમ ઇચ્છારહિત (વૈરાગ્ય આદિ સાધનસંપન્ન) નિર્મળ ચિત્તમાં જ (અવિદ્યારૂપ મેલને દૂર કરી બ્રહ્માકાર વૃત્તિરૂપ) પ્રસન્નતાને ઉત્પન્ન કરનારી સ્વચ્છ ગુરુશાસ્ત્રની ઉપદેશવાણી બરાબર- અસર કરે છે. સંકલ્પો છોડી દઈ જો વિષયોનું સ્મરણ જ કરવામાં ન આવે, તો ઇચ્છારૂપી સંસારવૃક્ષનો અંકુર જ ફૂટે નહિ.[૮૬,૮૭] માટે અનર્થો ઉત્પન્ન કરનારી એ ઇચ્છા જેવી ઉદય પામે કે તરત જ ઝેરના ફણગાઓની હારની પેઠે તેને અસંકલ્પરૂપી શસ્ત્ર વડે છેદી નાખવી.[૮૮] પ્રબળ ઇચ્છાથી ઘેરાયેલો જીવ દીન (ભયભીત) બની જાય છે, પણ જો તે જીવ મનના સંકલ્પવિકલ્પો છોડી, સ્થિર આસને બેસી પોતાના સ્વરૂપને જાણવાનો યત્ન કરે, તો સમાધિથી પર થઈ ગાઢ સૂતેલો કે મરેલા માણસ જેવો હલનચલન અને ઇચ્છા વિનાનો થઈ જાય છે. માટે તમે પ્રત્યાહારરૂપી× ચીપિયા (કાંટા)થી ઇચ્છારૂપી માછલીને પકડી બાંધી લો. (પોતાના કબજામાં રાખો.)[૮૯,૯૦] 'અમુક પદાર્થ મને મળો' એવું જ ચિત્તનું દોડવું છે, તેને જ ઉત્તમ પુરુષોએ કલ્પના એવું નામ આપ્યું છે અને કોઈ પણ પદાર્થનું સ્મરણ જ ન લાવવું એ કલ્પનાનો ત્યાગ કહેવાય છે.[૯૧] કાંઈ પણ સ્મરણ થવું, તે સંકલ્પ જ છે અને કશાનું સ્મરણ જ ન કરવું, એ કલ્યાણકારક છે. તેમાં સંકલ્પમાં પૂર્વે અનુભવેલ અને નહિ અનુભવેલ એ બન્નેની ભાવના (સ્ફુરણ) થાય છે.[૯૨] (સ્મરણમાં તો માત્ર અનુભવેલ જ સ્મૃતિપથ આવે છે, તેથી એ બે(સ્મરણ અને સંકલ્પ)માં કાંઈ તફાવત છે; પણ મુમુક્ષુને તો બન્ને ત્યાજ્ય હોવાથી અહીં તેનો ભેદ સમજવાનો નથી. અનુભવેલા અને નહિ અનુભવેલા પદાર્થ સંબંધીના બન્ને જાતના સ્મરણને ભૂલી જઈ, કાષ્ઠની પેઠે સર્વનું વિસ્મરણ કરી, તમે કે જે મહાબુદ્ધિશાળી છો તે (મૌનપણાથી) ન સમજાય તેવા (ગૂઢ) થઈને રહો.[૯૩] હું ઊંચા હાથ કરી વારંવાર બૂમો પાડું છું કે, 'અસંકલ્પ જ પરમ કલ્યાણરૂપ છે, તે શા માટે અંદર દૃઢ રીતે રાખવામાં નથી આવતો?' પરંતુ મારી તે રાડો કોઈ સાંભળતું નથી.[૯૪] માત્ર કેવળ સર્વ વ્યાપારથી શાંત થઈ નિઃસંકલ્પપણે રહેવાથી એવું પરમ શ્રેષ્ઠ પદ પ્રાપ્ત થાય છે, કે જેની પાસે સર્વથી ઉત્તમ સામ્રાજ્ય પણ ઘાસના જેવું અતિ તુચ્છ લાગે છે.[૯૫] જેના મનમાં જવાના સ્થાને પહોંચી જ જવું એવી ભાવના છે; તે મુસાફરના પગમાં જેમ સંકલ્પ વિના જ ક્રિયા (ગતિ) થયા કરે, તેમ યોગી પુરુષની પણ સંકલ્પ વિના જ (પૂર્વના અભ્યાસથી અને પ્રારબ્ધશેષથી ન રોકાય તેવાં) કર્મોમાં પ્રવૃત્તિ થયે જાય છે.[૯૬] અહીં વિશેષ કહેવાથી શું ફળ છે? માત્ર ટૂંકામાં એટલું જ કહેવાનું છે કે, સંકલ્પ થવો એ પરમ બંધરૂપ છે અને સંકલ્પ ન થવો એ જ મુક્તપણું છે.[૯૭] એવી રીતે પરમાર્થદૃષ્ટિએ પ્રથમથી જ સર્વ જન્મરહિત, શાંત, અનંત, નિત્યનાશરહિત, ચિદ્રૂપ જ છે, એવી દૃષ્ટિ રાખી તમે જેમ સુખી થાવ તેમ ભલે રહો.[૯૮] હું અને

× વિષયમાત્રમાંથી ઇન્દ્રિયોને ખેંચી લઈ મનને એક ઠેકાણે સ્થિર કરવું તે પ્રત્યાહાર કહેવાય છે.

મારું ઇત્યાદિ અધ્યાસથી થયેલ ભેદબુદ્ધિના કાંઈ પણ સંકલ્પજ ન સ્ફુરવા દેતાં કેવળ અદ્વૈતદષ્ટિ રાખી શાંત અને અક્ષય પરબ્રહ્મરૂપે થઈ રહેવું, તેને જ બ્રહ્મવેત્તા પુરુષો યોગ કહે છે. તમે યોગમાં સ્થિતિ રાખી, વાસનારહિતપણાથી (લોકસંગ્રહ માટે સિદ્ધિઅસિદ્ધિ બન્નેમાં સમાનતા રાખી કર્મો કરો અથવા ન કરો.[૯૯] વિદ્વાન પુરુષો કાંઈ પણ સંકલ્પની સ્ફૂર્તિ જ ન થવી તેને યોગ કહે છે,+ કે જેમાં સર્વ ચિત્તવૃત્તિઓનો નિરોધ થઈ જવાથી ચિત્તનો ક્ષય થઈ જાય છે; અને જે સ્થિતિ આત્માના સ્વાભાવિક સ્વરૂપની છે, તેમાં તમે અત્યંત તન્મય થઈ જઈ જેવા (શુદ્ધ ચિદ્રૂપ) છો તેવા જ સદાકાળ રહો.[૧૦૦] હે રામચંદ્રજી! જે શિવરૂપે (સાક્ષીપણે) સર્વમાં રહેલ છે, જે શાંત છે, જ્ઞાનસ્વરૂપ છે, જન્મરહિત છે અને શુભ મોક્ષરૂપ છે, તે પરમતત્ત્વની રાતદિવસ એક જ ભાવના રાખવી એ સર્વત્યાગ કહેવાય છે; માટે તમે નિરંતર અંદર એવી ભાવના રાખતા રહી (બહાર) પોતાને જે કરવાનું છે તે કર્યે જાઓ.[૧૦૧] '(આ) હું અને (આ) મારું' એવા સંકલ્પવાળો દુ:ખથી મુક્ત થઈ શકતો નથી; અને તેવા સંકલ્પ વિનાનો પુરુષ દુ:ખથી મુક્ત થઈ જાય છે. હવે આ બન્નેમાંથી તમને જે ગમતું હોય તે તમે ભલે કરો.[૧૦૨]

अहं ममेति संविदन्न दुःखतो विमुच्यते ।
असंविदन् विमुच्यते यदीप्सितं समाचर ॥१०२॥

**-શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'પરમાર્થસ્વરૂપ-વર્ણન' એ નામનો સર્ગ ૧૨૬ મો સમાપ્ત**



+ योगश्चित्तवृत्तिनिरोधः । ચિત્તમાં ઊઠતા સંકલ્પો રોકવા તેનું નામ યોગ (જુઓ પાતંજલ યોગસૂત્ર)

## સર્ગ ૧૨૭ મો×

### સગુણ–ઉપાસનાની આવશ્યકતા

॥ भरद्वाज उवाच ॥

इति वरमुनिनोक्तं ज्ञानसारं पुराणं
सकलमनुनिशम्य श्रीरघूणां कुलाग्र्यः ।
विमलमतिरपृच्छत् किंचिदन्यस्वयं वा
समसुखपरिपूर्णः पूर्णबोधस्थितोऽसौ ॥ १ ॥

ભરદ્વાજમુનિ બોલ્યાઃ–એ પ્રમાણે મુનિઓમાં શ્રેષ્ઠ શ્રીવસિષ્ઠજીએ કહેલા અને ઘણા લાંબા કાળાથી છેક બ્રહ્મથી માંડી મહર્ષિ દ્વારા ચાલ્યા આવતા જ્ઞાનના સારને સાંભળ્યા પછી, રઘુરાજાના કુળમાં શ્રેષ્ઠ અને શુદ્ધ બુદ્ધિવાળા શ્રીરામચંદ્રજીએ બીજું કાંઈ પણ પૂછ્યું ? અથવા (એટલાથી જ નિ:સંદેહ અને નિર્મોહ થઈ જઈ) સદાકાળ એકસમાન જ સ્થિતિમાં રહેનાર આત્મસુખ વડે પરિપૂર્ણ થઈ જઈ તે પૂર્ણ જ્ઞાનસ્વરૂપ જ રહ્યા ? (તે આપ કહો)[૧] રામચંદ્રજી મહાયોગી છે, જગતને પૂજ્ય છે, દેવોના પણ ઈશ્વર છે, જરા અને મરણથી રહિત છે, શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છે, સર્વ સદ્‌ગુણોના ભંડારરૂપ છે, લક્ષ્મીનું નિવાસસ્થાન છે અને જગતની ઉત્પત્તિ કરવામાં, રક્ષા કરવામાં અને કૃપા કરવામાં સ્વતંત્ર સત્તાવાન છે.[૨]

વાલ્મીકિ બોલ્યાઃ–એ પ્રમાણે વેદાંતનું જ્ઞાન આપનારાં વસિષ્ઠનાં વચન સાંભળી કમળના જેવા નેત્રવાળા રામચંદ્રજીએ વિજ્ઞાનઘન આત્માને સંપૂર્ણ રીતે જાણી લીધો.[૩] તેમની ચિત્તની વૃત્તિ એકાકાર થતાંની સાથે જ નિર્મલ ચૈતન્યઘન અંતઃકરણમાં પ્રગટ થયું અને તે ચૈતન્યના મહાસાગરમાં આનંદ કરતા બે ઘડી સ્થિર થયા.[૪] પ્રશ્નો

× આ એકસો સત્તાવીસમા સર્ગમાં રામચન્દ્રજીની (સમાધિમાં) વિશ્રાંતિ, કેટલુંક ભરદ્વાજ મુનિનું ઉત્સાહવાળું બોલવું, જાગ્રત આદિ અવસ્થાનાં લક્ષણ અને તુરીય અવસ્થાનું વિવેચન; એટલું કહેવાશે.

કરવા અને તેના જવાબો સાંભળવા વગેરે પદ્ધતિઓને દૂર કરી, આનંદરૂપી અમૃત વડે પૂર્ણ પ્રાણવાળા અને રોમાંચોથી જેનું અંગ વ્યાપ્ત થઈ ગયું છે, એવા શ્રીરામચંદ્રજી મહાસામાન્યમાં (સર્વના અધિષ્ઠાનરૂપ કેવળ શુદ્ધ ચિન્માત્રમાં) એકરૂપ થઈ જવાથી એ મહાચૈતન્યના સર્વવ્યાપીપણાને લીધે પોતે પણ તેવા જ પૂર્ણ થઈ રહ્યા; અને તેથી નિરંતર અણિમાદિક અષ્ટવિધ ઐશ્વર્યની ઇચ્છાને પણ તૃણના જેવી અતિ તુચ્છ ગણતા હતા.[૫-૬]

ભરદ્વાજ બોલ્યાઃ—અહો ! મને મહાન આશ્ચર્ય લાગે છે કે, રામચંદ્રજી મહત્પદને પ્રાપ્ત થઈ ગયા. અમને પણ એ પરમપદની પ્રાપ્તિ શી રીતે થાય ? અમારા જેવા મૂર્ખ, જડ, થોડું જાણનાર પાપી પુરુષો ક્યાં અને બ્રહ્માદિકોને પણ પ્રાર્થના કરવા લાયક દુર્લભ શ્રીરામચંદ્રજીની સ્થિતિ ક્યાં ! હે ઋષિઓમાં શ્રેષ્ઠ ગુરુમહારાજ ! મને શી રીતે પરમપદમાં વિશ્રાન્તિ મળે અને મહાકષ્ટ વડે પાર પામી શકાય એવા સંસારસાગરનું મોહરૂપી જળ મારાથી શી રીતે તરી જવાય ? તે આપ મને તરત (કૃપા કરીને) કહો.[૭-૯]

વાલ્મીકિ બોલ્યાઃ—હે મહાસમર્થ ભરદ્વાજ ઋષિ ! વસિષ્ઠજીનાં (બોધરૂપી) વાક્યોને અનુસરનારું શ્રીરામચંદ્રજીનું સર્વ વૃત્તાંત પ્રથમથી જ મેં તમને બતાવ્યું છે, તે તમે બુદ્ધિ વડે વિચારી લઈ પછી તેનું મનન કરો, કેમકે મારે પણ તમને અહીં એજ જાતનું કહેવાનું છે.[૧૦] આ સઘળો અવિદ્યાનો પ્રપંચ છે, તેમાં એક અણુમાત્ર પણ સત્ય નથી. ડાહ્યા પુરુષો તેનું વિવેચન કરી લે છે અને અવિવેકી પુરુષો એ સંબંધમાં માત્ર વિવાદ જ કર્યા કરે છે[૧૧] ચૈતન્યરૂપ આત્માથી કશું પણ ભિન્ન નથી. તમે એ ખોટા પ્રપંચ વડે શા માટે રોકાઈ રહ્યા છો ? હે પ્રિય ભરદ્વાજ ! રહસ્ય બાબતોનો (પ્રણવ અને મહાવાક્ય આદિના રહસ્યાર્થો તથા કેટલીક રહસ્ય ઉપાસનાઓનો) અભ્યાસ કરી શુદ્ધ ચિત્તવાળા થાઓ.[૧૨] પ્રપંચ તરફની વૃત્તિ (જાગતાં છતાં પણ નિદ્રા જેવી હોવાથી) જાગતા સમયની નિદ્રા કહેવાય છે. હે પ્રિય ભરદ્વાજ ! જેની અંદર જ્ઞાનરૂપ અક્ષય શુદ્ધ દીપ પ્રગટ થયો હોય, તેને આ સર્વ પ્રપંચ શૂન્ય (અજ્ઞાન જ) જેનું મૂળ છે તેવો અને શૂન્યતારૂપી (અજ્ઞાનજ) જેનું શિખર છે એવો ભાસે છે; અને વચમાં પણ સારશૂન્ય હોવાથી (સ્વપ્નાદિકની પેઠે પ્રતિભાસમાત્ર હોવાને લીધે) તેમાં સારા વિવેકી પુરુષોએ શ્રદ્ધા ન રાખવી એ જ યોગ્ય છે. ગંધર્વનગરના જેવો અનેક વિલાસોવાળો આ સંસાર સાવ મિથ્યા હોવા છતાં માત્ર અનાદિકાળની વાસનાના દોષને લીધે જોવામાં આવે છે. તમે કલ્યાણકારક ચૈતન્યરૂપ અમૃતની વેલને મૂકી દઈ વાસનારૂપી ઝેરની વેલનો આશ્રય કરી કેમ વ્યાકુળ થઈ રહ્યા છો ? જ્ઞાનરૂપ અવલંબન પ્રાપ્ત થયાની પહેલાં (અજ્ઞદશામાં જ) આ જાગ્રત અવસ્થા છે, (એટલે તેમાં પ્રતીત થતો સર્વ પ્રપંચ પણ ત્યાં સુધી જ છે.) બાકી ઉપરની તુર્ય અવસ્થામાં જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે ય અવસ્થા નથી.[૧૩-૧૭] (આ વાત જ નિર્વિકલ્પ સમાધિવાળા યોગીઓ છે તેઓના અનુભવ વડે સિદ્ધ છે.) અમૃતના જેવા મધુર રસવાળી ચૈતન્યરૂપ મહાનદી ત્યાં સુધી જ અનેક વિકરાળ મોટા તરંગોવાળી લાગે છે, કે જ્યાં સુધી વિવેકી પુરુષે આત્મરૂપે તેમાં ડુબકી મારી નથી.[૧૮] હે પ્રિય ભરદ્વાજ ! આ સર્વ વસ્તુ પ્રથમ હતી નહિ અને છેવટે રહેવાની નથી; તો પછી મધ્યમાં પણ તે છે જ નહિ એમ તમે સમજો. આ જગત કેવળ સ્વપ્નના જેવું દેખાવમાત્ર જ છે.[૧૯] અવિદ્યાથી ઉત્પન્ન થયેલા આ સર્વ ભેદો પરપોટાની પેઠે ક્ષણમાત્ર ઉત્પન્ન થઈને પાછા એક જ્ઞાનસ્વરૂપ અધિષ્ઠાન ચૈતન્યરૂપી સમુદ્રમાં લય પામી જાય છે.[૨૦] આત્મારૂપ સુંદર શીતળ જળવાળી નદીને જાણી લઈ પછી તેમાં તમે તરબોળ થાઓ અને તેથી

તમારી બહારની અનેક ભ્રાંતિરૂપી ગરમી તમને દુ:ખનું ભાન થઈ જતી રહો.[૨૧] એક અજ્ઞાનરૂપી સમુદ્ર આખા આ જગતને વ્યાપી રહ્યો છે. અવિદ્યારૂપ પવનથી ઉત્પન્ન થયેલો 'હું અમુકરૂપ છું' એવો અહંકાર જ મોટો તરંગ છે.[૨૨] ચિત્તના જુદા જુદા વિષયોમાં આસક્તિ થવાના અનેક ભેદોના કારણરૂપ રાગ આદિ દોષો (તે અજ્ઞાનરૂપ સમુદ્રના) નાના નાના તરંગોરૂપે કલ્પાયેલ છે. મમતારૂપી મોટો આવર્ત (ઘૂમરી) પોતાની મેળે જ મરજી પ્રમાણે તેમાં પડ્યા કરે છે.[૨૩] રાગ–દ્વેષરૂપી બે મોટા મગરો તેમાં રહે છે જો તમે તેના પંજામાં આવી ગયા, તો પછી તમે અનર્થરૂપી પાતાળમાં ખેંચાઈ જશો અને કોઈ રોકી શકશે નહિ. (જો તમને સમુદ્રમાં જ ડૂબકાં ખાવાનો શોખ હોય તો) શાંત અમૃતમય તરંગવાળા (પરમાત્મારૂપી) કેવળ અમૃતના સમુદ્રમાં જ તમે ડૂબકી માર્યા કરો; પરંતુ દ્વૈતબુદ્ધિરૂપી ખારા સમુદ્રના તરંગોમાં શા માટે ઝપલાઈ પડો છો ?[૨૪,૨૫] (આ દશ્યપ્રપંચ કે જે પ્રતીતિમાત્ર જ છે તેમાં) કોણ રહે છે ? કોણ જતો રહ્યો છે ? કોને કોનાથી શુ મળી શકે તેમ છે ? શા માટે માયામાં ડૂબ્યા રહો છો ? તમે કે જે વિવેકી છો તે એ માયાના પ્રવાહમાં પડો નહિ.[૨૬] હે પ્રિય ભરદ્વાજ ! આ જગત એક આત્મતત્ત્વરૂપ જ છે, એમ વેદાંતશાસ્ત્રોમાં (**इदं सर्वं यदयमात्मा** ઇત્યાદિ) જે સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યુ હોય, તો પછી તેનાથી જુદુ બીજું શુ તમારું જતું રહ્યું છે, કે જે તમને શોક કરવાની બાબતરૂપ બને ? (કાંઈ નહિ.)[૨૭] જે અજ્ઞાની પુરુષો છે, તેઓ માટે જ આ સર્વ જગત બ્રહ્મના વિવર્તરૂપ છે, બાકી કૃતકૃત્ય બ્રહ્મનિષ્ઠ પુરુષો તો આનંદરૂપ પરબ્રહ્મ વિવર્તરહિત જ છે, એમ સમજીને રહે છે.[૨૮] અવિવેકી પુરુષ જ (તેવે પ્રસંગે) અકસ્માત્ શોક–હર્ષને પ્રાપ્ત થાય છે, બાકી તત્ત્વવેત્તા પુરુષો તો (ઇન્દ્રજાળતુલ્ય આ વિશ્વરચના જોઈને) હસતો જ રહે છે અને તેના ઉપરનો મોહ (લોકોને બતાવવા માટે) મિથ્યામાત્ર છે.[૨૯] આ પરમ સૂક્ષ્મતત્ત્વ અવિદ્યા વડે ઢંકાઈને ન દેખાય તેવુ થઈ રહ્યુ છે. જેમ અજ્ઞાની પુરુષોને જળમાં સ્થળની અને સ્થળમાં જળની ભ્રાંતિ થાય, તેમ અવિવેકી મનુષ્યોને (ભિન્ન ભિન્ન રૂપે માની લીધેલા) પોતાના આત્મામાં પણ ભ્રાંતિ હોય છે. જો કદાચિત્ પૃથ્વી આદિ* મહાભૂતના પરમાણુઓરૂપ જ આ જગત હોય, તો પણ (દેહાદિક અનાત્મક હોવાથી તેના નાશથી આત્માનો નાશ ન થવાને લીધે) કોનો નાશ થાય છે કે જેનો શોક કરવામાં આવે છે ?[૩૦,૩૧] હે પ્રિય ભરદ્વાજ ! જે (જગત આદિ) અસત્ય પદાર્થ છે, તેની સત્તા જ છે નહિ અને જે (આત્મતત્ત્વ) સત્ય છે, તેનો અભાવ જ (કોઈ દિવસ) નથી. માત્ર આ માયિક આકારો જ પ્રગટ થાય છે અને લય પામે છે.[૩૨] છતાં પોતાનાં કર્મોથી પૂર્વનાં અનેક જન્મોનાં સંચિત પુણ્યપાપોરૂપી પુરુષપ્રયત્નને લીધે તે ઝેરની પેઠે મરણમૂર્ચ્છા આદિ હજારો અનર્થો ઉત્પન્ન કરનાર થઈ પડે છે, માટે ભક્તોની કૃપા માટે શરીર ધારણ કરનાર જગદ્ગુરુ પરમેશ્વરનું તમે ભજન કરો. મને એમ ભાસે છે કે,–હજી આજ દિવસ સુધી પણ તમારાં સર્વ પાપો ક્ષીણ થયાં નથી. પ્રાણીઓનું કરેલુ કર્મ જ પશુપતિ પરમેશ્વરના (પ્રાણીરૂપી પશુને બાંધવાના) પાશો છે, એમ વિવિધ શ્રુતિ આદિ પ્રમાણમાં પ્રસિદ્ધ છે.[૩૩,૩૪] જ્યાં સુધી તમારું ચિત્ત શુદ્ધ થાય ત્યાં સુધી (ચિત્તના અવલંબન માટે) પરમેશ્વરના સાકારરૂપને તમે ભજો. પછી એ ભજનના પ્રભાવથી નિરાકાર પરમતત્ત્વમાં તમારી સ્વાભાવિક જ સ્થિતિ થઈ જશે.[૩૫] પરમેશ્વરની ઉપાસનાથી શુદ્ધ થઈ ગયેલા ચિત્તના

* ન્યાયશાસ્ત્રના મતને અનુસરીને આ કહેવામાં આવ્યુ છે.

બળથી તમે આ મહાપ્રબળ અજ્ઞાનની મોહક શક્તિનો પરાજય કરી (ગુરુ અને શાસ્ત્રના ઉપદેશ આદિમાં) વિશ્વાસવાળા ચિત્ત વડે ઇન્દ્રિયોને અને મનને નિયમમાં રાખવારૂપી યોગમાર્ગને અનુસરો.[૩૬] પછી ક્ષણમાત્ર સમાધિનો આશ્રય કરી આત્મા વડે જ પોતાના પ્રત્યક્ષ અંતરાત્માનું અવલોકન કરો અને તે આત્મસાક્ષાત્કાર વડે જ તમારી આ પ્રથમની અજ્ઞાનરૂપી અંધકારથી વીંટાયેલી બુદ્ધિરૂપી રાત્રિ આપોઆપ પ્રભાતપણાને પ્રાપ્ત થાઓ. (અજ્ઞાનરૂપ અંધકાર જતો રહી જ્ઞાનરૂપ પ્રકાશને પ્રાપ્ત થાઓ.)[૩૭] કેવળ પુરુષપ્રયત્ન પણ ઠીક છે અને કેવળ પ્રારબ્ધ પણ ઠીક જ છે. (એ બન્નેથી કશુ થઈ શકતું જ નથી.) બાકી પ્રાપ્તવ્ય—જે કાંઈ મળી આવે તે, મહાદેવની કૃપાથી જ પુરુષોથી મેળવી શકાય છે.[૩૮] હે પ્રિય ભરદ્વાજ! પ્રાચીન કર્મ અનેકગણાં હોવાથી એવાં તો બળવાન છે, કે ઈશ્વરની કૃપા સિવાય કેવળ કુલીનતા, કેવળ સદાચાર, કેવળ ન્યાયીપણું કિંવા કેવળ પરાક્રમ (અનંત પૂર્વકર્મોની અપેક્ષાએ બહુ અલ્પ હોવાથી) તેનો પરાજય કરી શકતાં નથી. (માટે તમે ઈશ્વરનો આશ્રય લો.)[૩૯] ઉપર કહ્યા પ્રમાણે તમે ઈશ્વરને શરણે જ છો; છતાં પુરુષના તર્કમાં ન આવી શકે તેવા, ફક્ત શાસ્ત્રમાં કહેલા વિવિધ ઉપાયો કરી તમે શા માટે ખેદ ધરો છો? કારણ કે ઈશ્વર પણ લલાટમાં લખેલુ ભૂંસી શકતા નથી. મન અને વાણી વડે અગમ્ય અખંડ બ્રહ્મરૂપ આત્મચૈતન્યના વક્તા ગુરુ મળવા એ ક્યાં? અને શિષ્યનું એ બોધની યોગ્યતારૂપી કુશળપણું હોવું એ પણ ક્યાં? તથા (શમદમાદિકના ક્રમ વડે પોતાના નાશ માટે તૈયાર થઈ રહેલી) આ મોહરૂપી વેલ ક્યાં? તથાપિ આ સર્વ સામગ્રી જેને લીધે પરસ્પર ભેગી થઈ ગઈ તે ઈશ્વરેચ્છા અચિંત્ય છે.[૪૦,૪૧] હે ભરદ્વાજમુનિ! તમે વિવેક વડે પ્રસિદ્ધ રીતે મોહને છોડી દો. હમણાં તમે અસાધારણ જ્ઞાનને પ્રાપ્ત થશો, એમાં શંકા નથી. મહાધૈર્યવાન રાજા યુદ્ધ આદિ મોટી વિપત્તિમાં પડ્યો હોય તો પણ તે દૂર રહ્યો રહ્યો રાજ્યનું રક્ષણ અને ચોરલૂંટારાને દંડ વગેરે કાર્ય આજ્ઞામાત્રથી જ કરવાને ઇચ્છે છે; અને અલ્પ ધૈર્યવાળો પુરુષ અલ્પ ધનાદિ વસ્તુનો ક્ષય થાય તો પણ (તે વિપત્તિને લીધે) શોક કરવા માંડે છે.[૪૨,૪૩] બોધ થવો એ વાત પુણ્યને આધીન છે અને તે ઘણા જન્મોથી (પુણ્ય એકઠું થયે) પ્રાપ્ત થાય છે. ધીર જીવન્મુક્ત પુરુષો પુણ્યશાળી છે એવું તેથી અનુમાન થાય છે.[૪૪] હે પ્રિય ભરદ્વાજ! જે પુણ્યકર્મ રાગને લીધે શત્રુરૂપ બની બંધનકારક થાય છે, તે જ શુભકર્મ જો રાગરહિત થઈ કરવામાં આવે, તો તે તમારું મિત્રરૂપ બની જતાં તે વડે જ તમે મોક્ષને પામશો. પુણ્યકર્મોનો આ પ્રબળ વેગ પ્રાચીન પાપનો નાશ કરી દઈ, જેમ વૃષ્ટિનો સમૂહ દાવાનળને શાંત કરી દે, તેમ સજ્જનોના સર્વ તાપને શાંત કરી દે છે.[૪૫,૪૬] હે પ્રિય ભરદ્વાજ! સંસારચક્રની ઘૂમરીમાં આવી પડી જો તમે ભમ્યા કરતા હો અને તમને શાંતિ ન મળતી હોય, તો (શ્રવણ આદિ ઉપાયો વડે) બ્રહ્મમાં આસક્ત થાઓ.[૪૭] જેમ તરંગો વડે જળ જ્યારે ચંચળ હોય, ત્યારે (મોજાંને લીધે) સમુદ્રપ્રવાહ કાંઠા તરફ ઊછળે છે અને જળ જ્યારે સ્થિર હોય ત્યારે સમુદ્ર પણ કેવળ સ્થિર જળરૂપ બની રહે છે; તેમ જ જ્યાં સુધી (બ્રહ્મ સિવાય ઇતર) બાહ્યપદાર્થોમાં આસક્તિ હોય ત્યાં સુધી જ વિકલ્પથી ઊભેલી આ સર્વ દૃશ્યજાળ દેખાય છે. (આસક્તિ તૂટી જતાં એ દૃશ્યજાળ પણ શાંત થઈ જઈ સર્વ એક શાંતબ્રહ્મરૂપ જણાય છે.)[૪૮] શોક કે જે આપણને આંધળા કરી દે છે, તેને આધારે શા માટે રહ્યા છો? (તમે કે જે શોક વડે અંધ છો તેને વિવેકદૃષ્ટિ ઊઘડતાં સુધી) તે બુદ્ધિરૂપી લાકડીને ટેકે જ ચાલ્યા કરો.[૪૯] જે પુરુષો હર્ષશોકના તરં-

ગોથી તૃણની માફક આકર્ષાય, તેઓ અતિ ગૌરવવાળા મહાન પુરુષોની ગણનામાં કદી પણ ગણાતા નથી.૫૦ હે પ્રિય ભરદ્વાજ! આ જગતને અનેક જાતની હર્ષશોક આદિ દશાઓરૂપી હિંડોળામાં બેસાડી રાત્રિ—દિવસ છ ઋતુરૂપી અથવા કામ આદિ છ શત્રુરૂપી દોલાય ત્રથી કાળ રમાડ્યા કરે છે; તેમાં તમે શા માટે ખેદ પામો છો!૫૧ એ કાળ જગતને સરજે છે, સંહારે છે, પાછો ફરીને તરત રચી લે છે અને વળી ક્ષણમાત્રમાં લય કરી મૂકે છે. એ પ્રમાણે અનેક વાર એ કાળ જ પોતાની વિચિત્ર ક્રીડા વડે વિવેકી જોનારને કૌતુક ઉત્પન્ન કરે છે.૫૨ કાળરૂપી સર્પના બળાત્કારથી ભક્ષ્યરૂપ થનારાં સર્વ પ્રાણીઓમાં એકબીજાથી કશું પણ વિશેષપણું દેખાતું નથી; તેમ જ (સર્વમાં જે તત્ત્વ છે તે એક જ હોવાથી) બીજો કોઈ તેવો વિશેષ ધર્મ કે તે ધર્મને ધારણ કરનાર ભિન્ન પદાર્થ પણ નથી. (અમર કહેવાતા) દેવસમૂહો પણ (અવધિ આવી રહે એટલે) દુષ્ટ કાળના ભક્ષ્યરૂપ થઈ જાય છે, તો પછી ઘડીભર રહેનારાં મનુષ્યશરીરોની તો શી વાત કહેવી!૫૩,૫૪ સંપત્તિના સમયમાં પ્રસન્ન થઈને અને વિપત્તિના વખતમાં ચક્ષુરાદિક ઇન્દ્રિયોને વિકળ (વિવેકને ન જોઈ શકે તેવી તથા રોવું એ આદિ વિકારવાળી) બનાવી દઈ (માયા જેમ નચાવે તેમ) તમે કેમ નાચ્યા કરો છો? ક્ષણમાત્ર નિશ્ચળ રહી સાક્ષીરૂપે આ સંસારરૂપી નાટકને જુઓ.૫૫ હે ભરદ્વાજ મુનિ! આ જગત કે જે અનેક તરંગોવાળું અને ક્ષણભંગુર છે, તેને જોઈ મનસ્વી (વિવેકવાન) પુરુષ (પોતે તટસ્થરૂપે જુદો હોવાથી) જરા પણ ખેદ પામતો નથી.૫૬ તમે શોક કે જે અશુભ પ્રસંગમાં જ યોગ્ય છે, તેનો ત્યાગ કરો; અને કલ્યાણનાં સાધનોનું ચિંતન કરો તથા ચૈતન્યરૂપ આનંદઘન સ્વચ્છ આત્માની (અવિચ્છિન્ન) ભાવના રાખો.૫૭ દેવ, દ્વિજાતિ અને ગુરુ, એઓના ઉપર અતિશ્રદ્ધા રાખવાથી નમ્ર તથા ઉચ્ચ હૃદયવાળા અને વેદ આદિ સારાં શાસ્ત્રોને પ્રમાણરૂપ ગણનારા વિવેકી પુરુષોના ઉપર જ મહાદેવની કૃપા થાય છે.૫૮

ભરદ્વાજ બોલ્યાઃ—આપે મને જે ઉપદેશ કર્યો, તે સર્વ મેં આપની કૃપાથી સારી રીતે જાણી લીધેલ છે. વૈરાગ્યના જેવો બીજો કોઈ (હિતૈષી) બંધુ નથી અને સંસારના જેવો બીજો કોઈ (ઊંધું વાળનારો) શત્રુ નથી; હવે વસિષ્ઠજીએ જે જ્ઞાનનો સાર (અનેક વાક્યોરૂપી) સમગ્ર ગ્રંથ વડે કહ્યો છે, તે આપના તરફથી માત્ર એક પદથી જ (સંક્ષેપમાં સારાંશરૂપે) કહેવાય, તો તે સાંભળવાને હું ઇચ્છું છું.૫૯,૬૦

વાલ્મીકિ બોલ્યાઃ—હે ભારદ્વાજમુનિ! મોક્ષ આપનારું આ મહાજ્ઞાન તમે સાંભળો કે જે સાંભળતાંની સાથે જ તમે ફરી વાર આ સંસારસાગરમાં ડૂબશો નહિ.૬૧ જે પોતે ખરી રીતે એક છતાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયના ભેદ વડે અનેકરૂપે થઈ રહેલ છે, તે સચ્ચિદાનંદરૂપે દેવને નમસ્કાર છે.૬૨ પ્રપંચનો લય કરી જે રીતે પરમતત્ત્વનો પ્રકાશ થાય તે ઉપાય સંક્ષેપથી સ્થિતિને અનુસારે હું તમને (હમણાં જ) કહી બતાવીશ.૬૩ આગળપાછળનો વિચાર કરવામાં યોગ્યતાવાળી તમારી (તીવ્ર) સ્મરણશક્તિ કેમ જતી રહી? તમે એ તમારી તીવ્ર સ્મરણશક્તિથી જ હસ્તામલકવત્ (હથેળીમાં રહેલા આંબળાની પેઠે પ્રત્યક્ષ) પોતાની મેળે જ સર્વ જાણી શકશો.૬૪ પોતાની મેળે જ તત્ત્વનો વિચાર કરવો. પોતાની મેળે જ ચિત્ત શુદ્ધ થઈ જતાં તે વડે એ પરમતત્ત્વ પમાય છે, અને એ પરમતત્ત્વને પ્રાપ્ત થયાથી ફરી વાર (જન્મ—મરણની ઉપાધિમાં પડી) શોક કરવો પડતો નથી; પરંતુ વૈરાગ્યવાળા પુરુષે સત્સંગતિ, સારાં શાસ્ત્રો અને વિવેક વડે એ ચૈતન્યતત્ત્વની વારંવાર ભાવના રાખવી જોઇએ.૬૫

स्वयं विचार्य स्वयमेव चेतसा तत्प्राप्यते

येन न शोचते पुनः । सत्संगसच्छास्त्रविवेकतः पुनर्वैराग्ययुक्तेन विभाव्यमेतत् ॥ ६५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'ભરદ્વાજાનુશાસન' એ નામનો સર્ગ ૧૨૭ મો સમાપ્ત**

## सर्ग १२८ मो×

### ભરદ્વાજની કૃતાર્થતા અને રામનું વ્યુત્થાન

॥ श्रीवाल्मीकिरुवाच ॥

शांतो दांतश्चोपरतो निषिद्धात् काम्यकर्मणः । विषयेंद्रियसंश्लेषसुखाच्च श्रद्धयाऽन्वितः ॥ १ ॥

વાલ્મીકિ બોલ્યાઃ–નિષિદ્ધકર્મ અને કામ્યકર્મથી શાંત થયેલા, વિષયોના અને ઇન્દ્રિયોના સંબંધથી થનારા સુખથી પણ વિરક્ત થયેલા, શ્રદ્ધાવાન અને શમદમવાળા* મુમુક્ષુ-પુરુષે કોમળ આસન ઉપર બેસી, (સિદ્ધાસન–પદ્માસન આદિ અનુકૂળ આસન વાળી) ચિત્તના અને ઇન્દ્રિયોના વ્યાપારોને જીતી લઈ, (નિઃસંકલ્પ રહી) જ્યાં સુધી ચિત્ત પ્રસન્ન થાય ત્યાં સુધી પ્રણવનો ઉચ્ચાર (શાસ્ત્રોક્ત રીતિએ ગુરુએ બતાવેલ ક્રમ પ્રમાણે જપ) કરવો. પછી અંતઃકરણની શુદ્ધિ માટે પ્રાણાયામ કરવા. ત્યારબાદ ધીરે ધીરે ઇન્દ્રિયોને વિષયો તરફથી ખેંચી પોતાના મૂળકારણમાં જ (ચિત્તમાં જ) શમાવી દેવી. (જેને પ્રત્યાહાર કહે છે તે કરવો.)[1–3] દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ જેમાંથી ઉત્પન્ન થતાં હોય તેને શ્રુતિ આદિ દ્વારા જાણી લઈ પછી તેમાં તેનો લય કરી દેવો. પ્રથમ (આકારના× અર્થરૂપ) વિરાટમાં ('હું વિરાટરૂપ છું' એવી ભાવના વડે) સ્થિતિ રાખી, પછી એ વિરાટનો (ઉકારના અર્થરૂપ) હિરણ્યગર્ભમાં લય કરી, એ હિરણ્યગર્ભમાં સ્થિર થઈ, એ હિરણ્યગર્ભનો પણ (મકારના અર્થરૂપ) અંતર્યામીમાં લય કરી, તેમાં સ્થિતિ રાખી અને પછી તેનો પણ સર્વના પરમ અધિષ્ઠાનરૂપ (અર્ધમાત્રાત્મક તુરીય) શુદ્ધ બ્રહ્મમાં લય કરી શુદ્ધ ચૈતન્યમાત્રમાં જ સ્થિર થઈ રહેવું. માંસ આદિ પાર્થિવભાગનો પૃથ્વીમાં÷ લય કરી દેવો, રક્ત આદિ જળભાગનો જળમાં લય કરવો અને (ઉષ્મા–જઠરાગ્નિ આદિ) તૈજસભાગનો તેજમાં લય કરી દેવો. (પ્રાણ–અપાન આદિ) વાયવીય ભાગનો મહાવાયુમાં લય કરવો અને આકાશભાગનો (શરીરમાં રહેલા પોલાણભાગનો) આકાશમાં લય કરી દેવો. ઇન્દ્રિયોને પણ પોતપોતાના કારણરૂપ પૃથ્વી આદિ સૂક્ષ્મ ભૂતોમાં લય પમાડી દેવી. દિશારૂપી દેવતા જ સાંભળવાની ઇન્દ્રિય બની કાનના છિદ્રમાં રહી છે, તેને પાછી દિશામાં લય પમાડી દેવી. સ્પર્શની ઇન્દ્રિય ચામડીનો (ત્વચાઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવ પવનનો) પવનમાં લય કરવો.[4–8] જોવાની ઇન્દ્રિય નેત્રનો (ચક્ષુ-ઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવ સૂર્યનો) સૂર્યબિંબમાં અને ચાખવાની ઇન્દ્રિય જીભનો (જિહ્વાઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવતા વરુણનો) વરુણમાં લય કરી દેવો. પ્રાણનો (પ્રાણના અધિષ્ઠાતા વાયુદેવતાનો) મહાવાયુમાં, વાણીનો (વાગ્દેવતા અગ્નિનો) અગ્નિમાં અને હાથનો (હસ્તેન્દ્રિયના અધિષ્ઠાતા ઇન્દ્રદેવનો) ઇન્દ્રમાં લય કરવો. પગનો (ચરણેન્દ્રિયના અધિષ્ઠાતા વિષ્ણુ-

× આ એકસોઅઠ્ઠાવીસમા સર્ગમાં લયચિંતનની યુક્તિ વડે ભરદ્વાજ કૃતાર્થ થઈ ગયાની વાત તથા જ્ઞાનીને કરવા યોગ્ય, રામચંદ્રજીને વ્યુત્થિત કરવાના ક્રમો કહેવાશે.

* शांतो दांत उपरतस्तितिक्षुः श्रद्धान्वितः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति । એ શ્રુતિનો આશય આ પ્રસંગથી બતાવ્યો છે.

× માંડૂક્ય ઉપનિષદમાં બતાવેલો પ્રણવાર્થવિચાર ટીકાકારે અહીં સૂચવ્યો છે.

÷ અહીં સર્વત્ર લયપ્રકરણમાં લય કરવો એટલે લયનું ચિંતન કરવું, એવું તાત્પર્ય સમજવાનું છે.

દેવતાનો) વિષ્ણુમાં, પાયુ ઇન્દ્રિયનો (પાયુ ઇન્દ્રિયના અધિષ્ઠાતા મિત્રદેવતાનો) મિત્રમાં, ઉપસ્થનો (ઉપસ્થ ઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવતા પ્રજાપતિનો) પ્રજાપતિમાં અને મનનો (મનના અધિષ્ઠાતા દેવતા ચંદ્રમાનો) ચંદ્રમામાં લય કરવો. તથા બુદ્ધિનો (બુદ્ધિના અધિષ્ઠાતા દેવતા બ્રહ્માનો) બ્રહ્મામાં લય કરી દેવો. આ સર્વ તે તે ઇન્દ્રિયોના દેવતાઓ છે અને (**अग्निर्वाग्भूत्वा मुखं प्राविशत्** । અર્થાત્ અગ્નિએ વાણીસ્વરૂપે મુખમાં પ્રવેશ કર્યો; ઇત્યાદિ*) શ્રુતિવાક્યને અનુસારે એ દેવતાઓ જ ઇન્દ્રિયોરૂપ થઈ રહ્યા છે; બાકી ઇન્દ્રિયો કાંઈ તેથી જુદી વસ્તુ નથી એમ સિદ્ધ જ છે, એટલે મેં અહીં કશું નવું કહ્યું નથી. ઉપર જણાવ્યા પ્રમાણે (ચિંતન વડે પોતાના દેહનો તે તે મૂળકારણમાં લય કરી દઈ, 'હું વિરાટરૂપ છું' એવું ચિંતન કરવું.[૯-૧૨] એ બ્રહ્માંડરૂપ વિરાટની અંદર જે જે અર્ધનારીશ્વર× (બ્રહ્મવિદ્યારૂપી નારીને અર્ધ અંગમાં ધારણ કરી રહેલા) પરમેશ્વર રહ્યા છે, તે જ સર્વ પ્રાણીમાત્રના આધારરૂપ અને કારણરૂપ છે; તથા તેજ આ બ્રહ્માંડમાં જગતના ખાનપાન આદિ જીવનના ઉપાય માટે વ્યવસ્થા બાંધી આહુતિ દ્વારા વૃષ્ટિ આદિથી સર્વને પોષણ આપનાર યજ્ઞસૃષ્ટિરૂપ પણ થઈ રહેલ છે. બ્રહ્માંડથી બહાર તેનાથી બમણી પૃથ્વી છે, એ પૃથ્વી પછી તેનાથી બમણું જળ રહ્યું છે; જળથી બમણું તેજ, તેજથી બમણો વાયુ અને તેથી બમણું આકાશ એમ ક્રમથી એક પછી એક આવરણરૂપે રહેલ છે.[૧૩-૧૫] પંચીકૃત ભૂત અને અપંચીકૃત ભૂત ચારે તરફ વ્યાપી રહેલ છે તથા તેનાથી આ જગત વીંટાયેલ છે. એટલે પૃથ્વીનો જળમાં, જળનો અગ્નિમાં, અગ્નિનો વાયુમાં અને વાયુનો આકાશમાં લય કરવો; અને તે આકાશનો સર્વની ઉત્પત્તિના કારણરૂપ મહાકાશ (હિરણ્યગર્ભ)માં લય કરી સમષ્ટિનું લિંગશરીર કે જેને વાસના, ભૂતસૂક્ષ્મ, કર્મ, અવિદ્યા, દશ ઇન્દ્રિય, મન અને બુદ્ધિરૂપે વિદ્વાનોએ જણેલ છે, તે સમષ્ટિ અભિમાની લિંગશરીરને (આત્મબુદ્ધિરૂપે) ધારણ કરી રાખી યોગીપુરુષે ક્ષણમાત્ર એ સ્થિતિમાં (હિરણ્યગર્ભાવસ્થામાં) રહેવું. પછી સ્થૂલ ઉપાધિનો લય થઈ જવાથી કેમ જાણે સાત અડધા થઈ રહેલ હોય, તેમ બ્રહ્માંડથી (તેમાં થયેલ આત્મપણાના અભિમાનત્યાગ દ્વારા) બહાર નીકળી જઈ, 'હું સર્વના આત્મારૂપ–અધિષ્ઠાતારૂપ હિરણ્યગર્ભ છું' એવું ચિંતન કરવું.[૧૬-૧૯] ભૂતસૂક્ષ્મમાં અભિમાનીપણાથી રહેલ એ હિરણ્યગર્ભ જે પ્રથમ (બ્રહ્માંડનો લય કર્યા પહેલાં બ્રહ્માંડના ઐશ્વર્યભોગને માટે કમળથી ઉત્પન્ન થયેલ દેહને કલ્પી લઈ) બ્રહ્મારૂપે થઈ રહ્યા હતા. પછી બુદ્ધિમાન યોગીએ એ સમષ્ટિલિંગદેહના અભિમાની હિરણ્યગર્ભનો તેના કરતાં પણ સૂક્ષ્મ, અવ્યક્ત અને અવિકારી માયાવી અંતર્યામીમાં (જડભાગનો માયામાં અને ચિદ્ભાગનો ચૈતન્યમાં એમ) લય કરી દેવો.[૨૦] નામરૂપથી રહિત આ જગત જેમાં રહે છે, તેને કેટલાક (સાંખ્યમતવાળા) પ્રકૃતિ કહે છે, કેટલાક (વેદાંતીઓ) માયા કહે છે, કેટલાક (ન્યાયશાસ્ત્રકારો) અણુઓરૂપ કહે છે અને બીજા કેટલાક (બૌદ્ધો) તર્કથી ભ્રાન્તચિત્ત થઇને સંવરણરૂપ અવિદ્યારૂપે કહે છે. પરંતુ પ્રલયકાળમાં સર્વ તેમાં લય પામી જઈ પરસ્પર સંબંધ વગરના તથા નીરસ થઈ, અવ્યક્ત (પ્રતીતિમાં ન આવે તેવી રીતે અસ્ફુટ) રૂપે રહે છે અને પાછા સૃષ્ટિકાળમાં તેમાંથી જ ઉત્પન્ન થાય છે તથા જ્યાં સુધી સૃષ્ટિ થાય ત્યાં સુધી તેમાંજ તે (અવ્યક્ત) સ્વરૂપે જ બન્યા રહે છે.[૨૧-૨૩] સૃષ્ટિ થવાના અનુકૂળ (આકાશ આદિ)

---

* ઐતરેય ઉપનિષદ.

× અહીં વ્યવહારની વ્યવસ્થા માટે માયારૂપી નારીને અર્ધ અંગમા ધારણ કરનાર એવો અર્થ કરવો હોય તો પણ થઈ શકે તેમ છે.

ક્રમથી સૃષ્ટિની ઉત્પત્તિ માનેલ છે અને પાછા તેના પ્રતિલોમ (વિપરીત) ક્રમથી તેનો લય માનવામાં આવે છે; માટે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણશરીરરૂપે રહેલ, વિરાટ, હિરણ્યગર્ભ અને અવ્યાકૃત (માયાવી કિંવા અંતર્યામી) એવા નામથી કહેવાતી સમષ્ટિની જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે ય અવસ્થાનો ત્યાગ કરી, નાશરહિત તુરીયપદ કે જે સર્વના અધિષ્ઠાનરૂપ ચૈતન્યમાત્ર છે, તેનું ધ્યાન કરવું અને લિંગશરીરનો પણ સમાધિ દ્વારા લય કરી દઈ પરમપદમાં (તુરીય અવસ્થામાં) પ્રવેશ કરવો. (પૃથિવ્યાદિ) સ્થૂલ અને સૂક્ષ્મ ભૂતો, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, વાસના, કર્મ, પ્રાણ આદિ વાયુઓ અને અજ્ઞાન એ સર્વનું રહેવાનું સ્થાન લિંગશરીર છે. (લિંગશરીરનો લય થઈ જતાં એ સર્વનો લય થઈ જાય છે અને એક શુદ્ધ ચિત્ત અવશેષ રહે છે.)[૨૪-૨૬]

ભરદ્વાજ બોલ્યાઃ—હમણાં (આપની કૃપાથી) હું લિંગદેહરૂપી બેડીથી સર્વથા છૂટો થયો છું; કેમકે હું ચૈતન્યનો અંશ હોવાથી ચૈતન્યરૂપી આનંદસાગરમાં જ (એકરસ રૂપ) લીન થઈ ગયો છું. ખરી રીતે જીવાત્મા અને પરમાત્માનો અભેદ હોવાથી હું સર્વ ઉપાધિથી રહિત પરમાત્મારૂપ જ છું.[૨૭] હું કૂટસ્થ છું, અદ્વિતીય છું, સર્વત્યાગી છું, ચૈતન્ય છું અને ચૈતન્યરહિત પણ હું જ છું. જેમ ઘટનો ભંગ થતાં ઘટાકાશ અને કળશનો ભંગ થતાં કળશમાં રહેલું આકાશ શુદ્ધ આકાશમાં જ મળી જાય, તેમ ઉપાધિનો ભેદ ટળી જાય એટલે જીવ શુદ્ધબ્રહ્મમાં જ મળી જાય છે.[૨૮] એવી એકતાના અભિપ્રાયથી જ હું કે જે બ્રહ્મરૂપ છું તેને વળી શ્રુતિઓ (एकमेवाद्वितीयं ब्रह्म नेह नानाऽस्ति किंचन। ઇત્યાદિ) આદરથી તત્ત્વની એકતાનો જ બોધ કરે છે. જેમ અગ્નિ અગ્નિમાં નાખવાથી એકરૂપ જ થઈ જાય છે અને અગ્નિનાં નામરૂપને ધારણ કરી તેથી કાંઈ વિશેષરૂપે (જુદો) જણાતો નથી, તેમ જીવનો સમાધિ દ્વારા બ્રહ્મમાં લય કરી દેવાથી તે તેમાં એકરૂપ બની જઈ કાંઈ પણ જુદો જણાતો જ નથી. જેમ તૃણ આદિ વસ્તુ મીઠાની ખાણમાં નાખવામાં આવે, તો તે ગળી જઈ મીઠું જ થઈ જાય છે, તેમ જડ જગતનો ચૈતન્યમાં લઈ કરી દેવામાં આવે, તો તે પણ ચૈતન્યરૂપ જ થઈ જાય છે. જેમ મીઠાનો ગાંગડો અને સૈંધવનો કકડો સમુદ્રમાં નાખ્યો હોય, તો તે નામરૂપથી રહિત થઈ જઈ સમુદ્રભાવને પ્રાપ્ત થઈ જાય છે, જેમ જળમાં જળ નાખવામાં આવે, તો તે જળરૂપ જ થઈ જાય છે, તેમ ઘીમાં ઘી અને દૂધમાં દૂધ નાખવામાં આવે, તો તે પણ એકરૂપ જ થઈ જાય છે. જો કે તેમાંથી એકનો નાશ થતો નથી, તો પણ તે જુદાં વિશેષરૂપે જોઈ શકાતાં નથી. તેવી જ રીતે ચૈતન્ય સત્ય બ્રહ્મ કે જે નિત્ય આનંદરૂપ છે, સર્વસાક્ષીરૂપ છે, સર્વના પરમકારણરૂપ છે અને સર્વથી પર છે, તેમાં જ હું પ્રવિષ્ટ (લીન) થઈ રહ્યો છું. નિત્ય, સર્વગત, નિર્દોષ, નિરંજન, નિષ્કલ (નિરવયવ), શુદ્ધ અને સર્વથી ઉત્કૃષ્ટ જે પરબ્રહ્મ છે, તે જ હું છું. અમુક તજી દેવું, અમુક લેવું વગેરે વિકલ્પોથી રહિત, સત્યરૂપ, નિરિંદ્રિય, અદ્વિતીય, સત્યસંકલ્પ અને શુદ્ધ પરબ્રહ્મરૂપ હું જ છું. પુણ્યપાપથી રહિત, જગતના પરમકારણરૂપ, પરમજ્ઞાનસ્વરૂપ, નાશરહિત, અદ્વિતીય અને આનંદરૂપ બ્રહ્મ હું જ છું. ઉપર કહેલા સર્વ ગુણોવાળો અને સત્ત્વ આદિ માયાના ગુણોથી રહિત બ્રહ્મમાં સંપૂર્ણ રીતે પ્રવિષ્ટ (લીન) થઈ રહેલા પોતાના આત્માનું (વેદાંતશ્રવણ, ગુરુશુશ્રૂષા અને વર્ણાશ્રમ ધર્મ આદિ) પોતાનાં કર્મો કરતા રહી મુમુક્ષુએ ધ્યાન કરવું. એવી રીતે અભ્યાસ કરનાર પુરુષનું મન નાશ પામી જાય છે;[૨૯-૩૮] અને મનનો ક્ષય થયાથી પોતાની મેળે જ આત્માનો પ્રકાશ થાય છે. આત્માનો પ્રકાશ થવાથી સર્વ દુઃખો દૂર થાય છે અને આત્મામાં જ ખરા સુખની પ્રતીતિ થાય

છે.[૩૯] પોતે પોતાની મેળે જ આત્મા કે જે આનંદરૂપ છે તેને ઓળખી લે છે. 'મારાથી બીજો કોઈ જુદો ચિદાનંદરૂપ પ્રભુ છે નહિ, હું એક જ છું અને પરબ્રહ્મરૂપ છું' એવો અંદર આત્માનો પ્રકાશ થાય છે.[૪૦]

વાલ્મીકિ બોલ્યાઃ–હે પ્રિય ભરદ્વાજ! તમે કે જે સંસારચક્રની ઘૂમરીઓમાં (આવર્તોમાં) ગોથાં ખાયા કરો છો, તેને જો શાંતિનું સુખ ન મળતું હોય, તો પછી કર્મોનો ત્યાગ કરી (કર્મસંન્યાસ દ્વારા નિર્વિક્ષેપ સ્થિતિમાં રહી) બ્રહ્મમાં જ લીન થઈને રહો.[૪૧]

ભરદ્વાજ બોલ્યાઃ–હે ગુરુમહારાજ! આપે જે મને આ જ્ઞાન આપ્યુ તે સર્વ મારા સમજવામાં આવ્યુ છે. તેથી મારી બુદ્ધિ નિર્મળ થઈ ગઈ છે અને હવે સંસાર (જન્મ–મરણ આદિ ક્લેશ) ઘણો કાળ રહી શકશે નહિ. હવે હું એ જાણવાને ઇચ્છું છું કે, જ્ઞાની કે જે જીવન્મુક્ત છે તેણે કર્મ કરવાં કે નહિ? અને જો કરવાં તો પ્રવૃત્તિરૂપ નિત્ય, નૈમિત્તિક અને કામ્ય એ સર્વ પ્રથમ પ્રમાણે જ (કામના રાખી) કરવાં કે કામનાથી નિવૃત્ત થઈ (નિષ્કામપણે) પોતાના આશ્રમને યોગ્ય કર્મ કરવાં?[૪૨,૪૩]

વાલ્મીકિ બોલ્યાઃ–કર્મસંન્યાસપૂર્વક બ્રહ્મમાં જ સ્થિતિ રાખવી એ સંસારરૂપ ભ્રાંતિને મટાડનાર જ્ઞાનનો મુખ્ય ઉપાય છે, માટે મુમુક્ષુપુરુષોએ જે કર્મ કરવાથી કાંઈ દોષ ન લાગે (ચિત્તનો વિક્ષેપ, મલિનપણુ શ્રવણ આદિમાં વિઘ્ન અને પાપ આદિ દોષ પેદા ન થાય) તેવાં કર્મ કરવાં.[૪૪] વિશેષે કરી કામ્યકર્મ, નિષિદ્ધકર્મ અને જેથી ચિત્તમાં વિક્ષેપ થાય તેવાં કર્મ ન કરવાં. જીવ જ્યારે બ્રહ્મના ગુણોથી જોડાઈ, મનના ગુણોનો ત્યાગ કરી, જેનો ઇન્દ્રિયોનો સમૂહ શાંત થઈ ગયો છે એવો થાય, ત્યારે જ તે સર્વવ્યાપી પરમાત્મારૂપ થઈ જાય છે. અને 'આનંદમય કોષ કે જે અન્નમય, પ્રાણમય, મનોમય તથા વિજ્ઞાનમય કોષથી પર છે, તેનું પણ જે પરબ્રહ્મ અધિષ્ઠાન છે, તે જ હું છું' એમ જ્યારે ધ્યાન કરે, ત્યારે જીવ મુક્ત થઈ જાય છે. કર્તૃત્વ–ભોક્તૃત્વ આદિ ભાવથી રહિત થઈ જઈ સર્વ ઉપાધિથી રહિત અને સુખ–દુઃખ વિનાનો થઈ રહે, ત્યારે જીવ મુક્ત (સંસારજાળથી છૂટો) થાય છે. વળી સર્વ પ્રાણીઓમાં આત્માને અને આત્મામાં સર્વ પ્રાણીઓને જ્યારે અભેદબુદ્ધિથી તે જુએ છે, ત્યારે જીવ મુક્ત થાય છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાને મૂકી દઈ જીવ જ્યારે તુરીય અવસ્થા કે જે આનંદરૂપ છે તેમાં પ્રવેશ કરે છે, ત્યારે તે મુક્ત થાય છે. જાગ્રત અવસ્થા ને સ્વપ્નાવસ્થા એ બન્નેનું બીજ (વાસના, કર્મ અને અજ્ઞાન) તથા નિદ્રાવસ્થા આદિથી રહિત, ચૈતન્યરૂપ, સુખમય, તુરીય અવસ્થારૂપે જીવની પરમાત્મામાં સ્થિતિ થવી તે જ યોગની (નિદિધ્યાસનના પરિપાકથી થયેલ નિર્વિકલ્પ સમાધિની) અથવા ઉત્તમ અધિકારીને સાક્ષાત્કારરૂપ જ્ઞાન થવાની પરિસીમા છે, કે જે મહાસુખમય અને જ્ઞાનરૂપ છે. મનનો ક્ષય થઈ જાય એટલે પુરુષને પરમતત્ત્વના વિના તેથી જુદું બીજું કશુ દેખાતું નથી. જો તમારે નિમગ્ન થવું હોય, તો શાંત અમૃતમય તરંગવાળા કેવળ (જ્ઞાનરૂપ) અમૃતસમુદ્રમાં નિમગ્ન થાઓ; પરંતુ દ્વૈતબુદ્ધિરૂપી ક્ષારસમુદ્રના તરંગોમાં શા માટે ડૂબ્યા રહો છો? ભક્તોના અનુગ્રહ માટે અનેક રૂપ ધારણ કરનારા જગદ્ગુરુ પરમેશ્વરનુ તમે ભજન કરો. હે પ્રિય મહાવિચક્ષણ ભરદ્વાજમુનિ! આ વસિષ્ઠમુનિનો સર્વ ઉપદેશ મેં તમને (સંક્ષેપથી) કહી બતાવ્યો છે. આ જ્ઞાનમાર્ગથી, યોગમાર્ગથી, શાસ્ત્રવિચારથી અને ગુરુનાં વાક્યોનો અર્થ બરાબર સમજવાથી નિશ્ચયપૂર્વક તમે સર્વ જાણી શકશો. અભ્યાસથી સર્વ સિદ્ધ થાય છે એમ વેદન વચન છે, માટે તમે બીજુ બધું છોડી દઈ

અભ્યાસમાં જ મનને સ્થિર કરો.[૪૫-૫૬]

ભરદ્વાજ બોલ્યાઃ–હે મહારાજ ! રામચંદ્રજી કે જે પોતાના આત્મા વડે બ્રહ્મમાં પરમયોગને પ્રાપ્ત થઈ ગયા હતા, તેમને શ્રીવસિષ્ઠઋષિએ પાછા વ્યવહારમાં શી રીતે જોડ્યા ?[૫૭] આ વાત જાણી હું પણ તે જ પ્રમાણે અભ્યાસને માટે યત્ન કરું અને શ્રીરામચંદ્રજીની પેઠે જ મારો વ્યવહાર પણ ઉત્તમ સ્થિતિમાં થઈ શકે.[૫૮]

વાલ્મીકિ બોલ્યાઃ–અનંત બ્રહ્મમાં વૃત્તિ દ્વારા તદાકારતાને પ્રાપ્ત થયેલા મહાત્મા શ્રીરામચંદ્રજી જ્યારે પોતાના સ્વરૂપમાં પરિણામને પ્રાપ્ત થયા, ત્યારે વિશ્વામિત્રઋષિએ મુનિઓમાં ઉત્તમ શ્રીવસિષ્ઠજીને નીચે પ્રમાણે કહ્યું.[૫૯]

વિશ્વામિત્ર બોલ્યાઃ–હે મહાભાગ્યવાન બ્રહ્મપુત્ર વસિષ્ઠજી ! તમે ખરેખર મહાન છો; કેમકે રામચંદ્રજીની અખંડ આત્માકાર ચિત્તવૃત્તિમાં આનંદસ્વરૂપ આત્મતત્ત્વને પ્રગટ કરાવી દઈ અથવા તો માત્ર અનુગ્રહદૃષ્ટિથી જ કુંડલિનીનો સુષુમ્ણામાર્ગેથી ષટ્ચક્રો ભેદી બ્રહ્મરંધ્રમાં પ્રવેશ થતાં યોગશાસ્ત્રમાં બતાવેલ શિવશક્તિનો સંયોગ કરાવી દઈ ક્ષણમાત્રમાં જ તમે તમારું ગુરુપણું બતાવી આપ્યું છે.[૬૦] જે ગુરુ દર્શનથી, સ્પર્શથી અને શબ્દથી (બોધથી) કૃપા કરી શિષ્યના દેહમાં કુંડલિનીનું ષટ્ચક્ર ભેદી બ્રહ્મરંધ્રમાં રહેલ પરમશિવમાં જઈ મળવારૂપ અથવા દેહ આદિ ઉપાધિના ત્યાગ દ્વારા શુદ્ધ બ્રહ્મતારૂપ પરબ્રહ્મભાવ ઉત્પન્ન કરે તે જ ખરો ગુરુ છે.[૬૧] વળી શ્રીરામચંદ્રજી પણ શુદ્ધ ચિત્તવાળા હોવાથી પોતાની મેળે જ વૈરાગ્યવાન અને માત્ર પરમપદમાં જ શાંતિ લેવાની ઇચ્છા રાખતા હતા તેથી ફક્ત સંવાદમાત્રથી જ તે પોતાના સ્વરૂપને પ્રાપ્ત થઈ ગયા છે.[૬૨] ગુરુનાં વાક્યથી બોધ થવામાં શિષ્યની શુદ્ધ બુદ્ધિ જ મુખ્ય કારણરૂપ છે; કેમકે જો ત્રણ જાતના મળ (કામ, કર્મ અને વાસના) પાકી ગયેલ ન હોય, તો પરિપક્વ મળવાળાની પેઠે તે શી રીતે બોધને પ્રાપ્ત થઈ શકે ? (ન થઈ શકે.)[૬૩] આ જ્ઞાન પ્રત્યક્ષ રીતે ગુરુ અને શિષ્ય એ બન્નેના પ્રયોજનવાળું છે; કેમકે એ બન્ને જો યોગ્ય હોય તો આવા મોક્ષ આદિ સર્વ પુરુષાર્થો પણ મેળવી શકાય છે.[૬૪] હે મહાસમર્થ ! જે ઉદ્દેશથી મારું અહીં આવવું થયું છે, તે કાર્યને સ્મરણમાં લાવી હમણાં તમે કૃપા કરી રામનું વ્યુત્થાન કરવાને યોગ્ય છો; કેમકે તમે તો પરમપદમાં વિશ્રાંત થયા છો, એટલે તમે કરવાનું કરી લીધું છે; પણ અમારે જે કરવાનું છે તે બાકી છે. હે મુનિ ! મેં પોતે (યજ્ઞની નિર્વિઘ્ન સમાપ્તિ થવા માટે) શુદ્ધ મનથી અતિ કષ્ટ વડે દશરથરાજા પાસે પ્રાર્થના કરી છે, એ સર્વ તમે વૃથા ન થવા દો. શ્રીરામચંદ્રજીને વ્યુત્થિત કરાવી દઈ બીજું પણ દેવતાઓનું કાર્ય કે જે આ રામાવતારનું પ્રયોજન છે, તે અમારે સિદ્ધ કરવાનું છે.[૬૫-૬૭] રામચંદ્ર મારા તેડી જવાથી સિદ્ધાશ્રમમાં આવી રાક્ષસોનો સંહાર કરશે અને પછી અહલ્યાને શાપથી મુક્ત કરશે તથા અટલ નિશ્ચય કરી (મિથિલામાં) ધનુષ્ય ભાંગી નાખી જનકરાજાની કન્યા સીતાજીને પરણશે. પરશુરામને (તેના તપ વડે ઉપાર્જન કરેલા લોકોને જીતી લઈ) ઇતર લોક સંબંધી ગતિથી રહિત કરી દેશે. પોતે જીવન્મુક્ત હોવાથી નિર્મમ અને નિઃસ્પૃહ રહી (માત્ર પિતાજીની આજ્ઞાથી) પોતાના પિતા અને પિતામહ આદિ (વંશપરંપરા)થી ચાલ્યું આવતું રાજ્ય તજી દેશે અને વનવાસને બહાને રાક્ષસોનો વધ કરી દંડકારણ્યવાસી મુનિઓને ભયથી ઉગારશે, તથા અનેક તીર્થોને તથા પ્રાણીઓને પાવન કરશે. સીતાજીનું હરણ થવાથી થનારા શોકમોહ આદિ ભાવ બતાવવાને બહાને અને રાવણ આદિના વધથી પૃથ્વીમાં સ્ત્રીસંગી પુરુષો કોઈ રીતે નિરાંતે બેસી શકતા નથી તેવો તે સર્વ મનુષ્યોને બોધ આપશે. પછી વાનર આદિ (જે યુદ્ધમાં મરી જશે તે)ને ફરી-

છે.[૩૯] પોતે પોતાની મેળે જ આત્મા કે જે આનંદરૂપ છે તેને ઓળખી લે છે. 'મારાથી બીજો કોઈ જુદો ચિદાનંદરૂપ પ્રભુ છે નહિ, હું એક જ છું અને પરબ્રહ્મરૂપ છું ' એવો અંદર આત્માનો પ્રકાશ થાય છે.[૪૦]

વાલ્મીકિ બોલ્યાઃ–હે પ્રિય ભરદ્વાજ ! તમે કે જે સંસારચક્રની ઘૂમરીઓમાં (આવર્તોમાં) ગોથાં ખાયા કરો છો, તેને જો શાંતિનું સુખ ન મળતું હોય, તો પછી કર્મોનો ત્યાગ કરી (કર્મસંન્યાસ દ્વારા નિર્વિક્ષેપ સ્થિતિમાં રહી) બ્રહ્મમાં જ લીન થઈને રહો.[૪૧]

ભરદ્વાજ બોલ્યાઃ–હે ગુરુમહારાજ! આપે જે મને આ જ્ઞાન આપ્યું તે સર્વ મારા સમજવામાં આવ્યું છે. તેથી મારી બુદ્ધિ નિર્મળ થઈ ગઈ છે અને હવે સંસાર (જન્મ–મરણ આદિ ક્લેશ) ઘણો કાળ રહી શકશે નહિ. હવે હું એ જાણવાને ઇચ્છું છું કે, જ્ઞાની કે જે જીવન્મુક્ત છે તેણે કર્મ કરવાં કે નહિ ? અને જો કરવાં તો પ્રવૃત્તિરૂપ નિત્ય, નૈમિત્તિક અને કામ્ય એ સર્વ પ્રથમ પ્રમાણે જ (કામના રાખી) કરવાં કે કામનાથી નિવૃત્ત થઈ (નિષ્કામપણે) પોતાના આશ્રમને યોગ્ય કર્મ કરવાં?[૪૨,૪૩]

વાલ્મીકિ બોલ્યાઃ–કર્મસંન્યાસપૂર્વક બ્રહ્મમાં જ સ્થિતિ રાખવી એ સંસારરૂપ ભ્રાંતિને મટાડનાર જ્ઞાનનો મુખ્ય ઉપાય છે, માટે મુમુક્ષુપુરુષોએ જે કર્મ કરવાથી કાંઈ દોષ ન લાગે (ચિત્તનો વિક્ષેપ, મલિનપણું શ્રવણ આદિમાં વિઘ્ન અને પાપ આદિ દોષ પેદા ન થાય) તેવાં કર્મ કરવાં.[૪૪] વિશેષે કરી કામ્યકર્મ, નિષિદ્ધકર્મ અને જેથી ચિત્તમાં વિક્ષેપ થાય તેવાં કર્મ ન કરવાં. જીવ જ્યારે બ્રહ્મના ગુણોથી જોડાઈ, મનના ગુણોનો ત્યાગ કરી, જેનો ઇન્દ્રિયોનો સમૂહ શાંત થઈ ગયો છે એવો થાય, ત્યારે જ તે સર્વવ્યાપી પરમાત્મારૂપ થઈ જાય છે, અને 'આનંદમય કોષ કે જે અન્નમય, પ્રાણમય, મનોમય તથા વિજ્ઞાનમય કોષથી પર છે, તેનું પણ જે પરબ્રહ્મ અધિષ્ઠાન છે, તે જ હું છું ' એમ જ્યારે ધ્યાન કરે, ત્યારે જીવ મુક્ત થઈ જાય છે. કર્તૃત્વ–ભોક્તૃત્વ આદિ ભાવથી રહિત થઈ જઈ સર્વ ઉપાધિથી રહિત અને સુખ–દુઃખ વિનાનો થઈ રહે, ત્યારે જીવ મુક્ત (સંસારજાળથી છૂટો) થાય છે. વળી સર્વ પ્રાણીઓમાં આત્માને અને આત્મામાં સર્વ પ્રાણીઓને જ્યારે અભેદબુદ્ધિથી તે જુએ છે, ત્યારે જીવ મુક્ત થાય છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાને મૂકી દઈ જીવ જ્યારે તુરીય અવસ્થા કે જે આનંદરૂપ છે તેમાં પ્રવેશ કરે છે, ત્યારે તે મુક્ત થાય છે. જાગ્રત અવસ્થા ને સ્વપ્નાવસ્થા એ બન્નેનું બીજ (વાસના, કર્મ અને અજ્ઞાન) તથા નિદ્રાવસ્થા આદિથી રહિત, ચૈતન્યરૂપ, સુખમય, તુરીય અવસ્થારૂપે જીવની પરમાત્મામાં સ્થિતિ થવી તે જ યોગની (નિદિધ્યાસનના પરિપાકથી થયેલ નિર્વિકલ્પ સમાધિની) અથવા ઉત્તમ અધિકારીને સાક્ષાત્કારરૂપ જ્ઞાન થવાની પરિસીમા છે, કે જે મહાસુખમય અને જ્ઞાનરૂપ છે. મનનો ક્ષય થઈ જાય એટલે પુરુષને પરમતત્ત્વના વિના તેથી જુદું બીજું કશું દેખાતું નથી. જો તમારે નિમગ્ન થવું હોય, તો શાંત અમૃતમય તરંગવાળા કેવળ (જ્ઞાનરૂપ) અમૃતસમુદ્રમાં નિમગ્ન થાઓ, પરંતુ દ્વૈતબુદ્ધિરૂપી ક્ષારસમુદ્રના તરંગોમાં શા માટે ડૂબ્યા રહો છો ? ભક્તોના અનુગ્રહ માટે અનેક રૂપ ધારણ કરનારા જગદ્ગુરુ પરમેશ્વરનું તમે ભજન કરો. હે પ્રિય મહાવિચક્ષણ ભરદ્વાજમુનિ! આ વસિષ્ઠમુનિનો સર્વ ઉપદેશ મેં તમને (સંક્ષેપથી) કહી બતાવ્યો છે. આ જ્ઞાનમાર્ગથી, યોગમાર્ગથી, શાસ્ત્રવિચારથી અને ગુરુનાં વાક્યોનો અર્થ બરાબર સમજવાથી નિશ્ચયપૂર્વક તમે સર્વ જાણી શકશો. અભ્યાસથી સર્વ સિદ્ધ થાય છે એમ વેદનું વચન છે, માટે તમે બીજું બધું છોડી દઈ

અભ્યાસમાં જ મનને સ્થિર કરો.[૫૫-૫૬]

ભરદ્વાજ બોલ્યાઃ-હે મહારાજ! રામચંદ્રજી કે જે પોતાના આત્મા વડે બ્રહ્મમાં પરમયોગને પ્રાપ્ત થઈ ગયા હતા, તેમને શ્રીવસિષ્ઠઋષિએ પાછા વ્યવહારમાં શી રીતે જોડ્યા?[૫૭] આ વાત જાણી હું પણ તે જ પ્રમાણે અભ્યાસને માટે યત્ન કરું અને શ્રીરામચંદ્રજીની પેઠે જ મારો વ્યવહાર પણ ઉત્તમ સ્થિતિમાં થઈ શકે.[૫૮]

વાલ્મીકિ બોલ્યાઃ-અનંત બ્રહ્મમાં વૃત્તિ દ્વારા તદાકારતાને પ્રાપ્ત થયેલા મહાત્મા શ્રીરામચંદ્રજી જ્યારે પોતાના સ્વરૂપમાં પરિણામને પ્રાપ્ત થયા, ત્યારે વિશ્વામિત્રઋષિએ મુનિઓમાં ઉત્તમ શ્રીવસિષ્ઠજીને નીચે પ્રમાણે કહ્યું.[૫૯]

વિશ્વામિત્ર બોલ્યાઃ-હે મહાભાગ્યવાન બ્રહ્મપુત્ર વસિષ્ઠજી! તમે ખરેખર મહાન છો; કેમકે રામચંદ્રજીની અખંડ આત્માકાર ચિત્તવૃત્તિમાં આનંદસ્વરૂપ આત્મતત્ત્વને પ્રગટ કરાવી દઈ અથવા તો માત્ર અનુગ્રહદષ્ટિથી જ કુંડલિનીનો સુષુમ્ણામાર્ગેથી ષટ્ચક્રો ભેદી બ્રહ્મરંધ્રમાં પ્રવેશ થતાં યોગશાસ્ત્રમાં બતાવેલ શિવશક્તિનો સંયોગ કરાવી દઈ ક્ષણમાત્રમાં જ તમે તમારું ગુરુપણું બતાવી આપ્યું છે.[૬૦] જે ગુરુ દર્શનથી, સ્પર્શથી અને શબ્દથી (બોધથી) કૃપા કરી શિષ્યના દેહમાં કુંડલિનીનું ષટ્ચક્ર ભેદી બ્રહ્મરંધ્રમાં રહેલ પરમશિવમાં જઈ મળવારૂપ અથવા દેહ આદિ ઉપાધિના ત્યાગ દ્વારા શુદ્ધ બ્રહ્મતારૂપ પરબ્રહ્મભાવ ઉત્પન્ન કરે તે જ ખરો ગુરુ છે.[૬૧] વળી શ્રીરામચંદ્રજી પણ શુદ્ધ ચિત્તવાળા હોવાથી પોતાની મેળે જ વૈરાગ્યવાન અને માત્ર પરમપદમાં જ શાંતિ લેવાની ઇચ્છા રાખતા હતા તેથી ફક્ત સંવાદમાત્રથી જ તે પોતાના સ્વરૂપને પ્રાપ્ત થઈ ગયા છે.[૬૨] ગુરુનાં વાક્યથી બોધ થવામાં શિષ્યની શુદ્ધ બુદ્ધિ જ મુખ્ય કારણરૂપ છે; કેમકે જે ત્રણ જાતના મળ (કામ, કર્મ અને વાસના) પાકી ગયેલ ન હોય, તો પરિપક્વ મળવાળાની પેઠે તે શી રીતે બોધને પ્રાપ્ત થઈ શકે? (ન થઈ શકે.)[૬૩] આ જ્ઞાન પ્રત્યક્ષ રીતે ગુરુ અને શિષ્ય એ બન્નેના પ્રયોજનવાળું છે; કેમકે એ બન્ને જો યોગ્ય હોય તો આવા મોક્ષ આદિ સર્વ પુરુષાર્થો પણ મેળવી શકાય છે.[૬૪] હે મહાસમર્થ! જે ઉદ્દેશથી મારું અહીં આવવું થયું છે, તે કાર્યને સ્મરણમાં લાવી હમણાં તમે કૃપા કરી રામનું વ્યુત્થાન કરવાને યોગ્ય છો; કેમકે તમે તો પરમપદમાં વિશ્રાંત થયા છો, એટલે તમે કરવાનું કરી લીધું છે; પણ અમારે જે કરવાનું છે તે બાકી છે. હે મુનિ! મેં પોતે (યજ્ઞની નિર્વિઘ્ન સમાપ્તિ થવા માટે) શુદ્ધ મનથી અતિ કષ્ટ વડે દશરથરાજા પાસે પ્રાર્થના કરી છે, એ સર્વ તમે વૃથા ન થવા દો. શ્રીરામચંદ્રજીને વ્યુત્થિત કરાવી દઈ બીજું પણ દેવતાઓનું કાર્ય કે જે આ રામાવતારનું પ્રયોજન છે, તે અમારે સિદ્ધ કરવાનું છે.[૬૫-૬૭] રામચંદ્ર મારા તેડી જવાથી સિદ્ધાશ્રમમાં આવી રાક્ષસોનો સંહાર કરશે અને પછી અહલ્યાને શાપથી મુક્ત કરશે તથા અટલ નિશ્ચય કરી (મિથિલામાં) ધનુષ્ય ભાંગી નાખી જનકરાજાની કન્યા સીતાજીને પરણશે. પરશુરામને (તેના તપ વડે ઉપાર્જન કરેલા લોકોને જીતી લઈ) ઇતર લોક સબંધી ગતિથી રહિત કરી દેશે. પોતે જીવન્મુક્ત હોવાથી નિર્મંય અને નિઃસ્પૃહ રહી (માત્ર પિતાજીની આજ્ઞાથી) પોતાના પિતા અને પિતામહ આદિ (વંશપરંપરા)થી ચાલ્યું આવતું રાજ્ય તજી દેશે અને વનવાસને બહાને રાક્ષસોનો વધ કરી દંડકારણ્યવાસી મુનિઓને ભયથી ઉગારશે, તથા અનેક તીર્થોને તથા પ્રાણીઓને પાવન કરશે. સીતાજીનું હરણ થવાથી થનારા શોકમોહ આદિ ભાવ બતાવવાને બહાને અને રાવણ આદિના વધથી પૃથ્વીમાં સ્ત્રીસંગી પુરુષો કોઈ રીતે નિરાંતે બેસી શકતા નથી તેવો તે સર્વ મનુષ્યોને બોધ આપશે. પછી વાનર આદિ (જે યુદ્ધમાં મરી જશે તે)ને

ત્રયીરૂપી શરીરને ધારણ કરી રહ્યા છે. અને વેદના પારમાર્થિક સ્વરૂપભૂત છે તથા પોતાનાં છ અંગોથી (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, જ્યોતિષ્ અને નિરુક્ત એમનાથી) સર્વત્ર જય મેળવી રહ્યા છે.[૮૬] આ જગતને પાળનાર વિષ્ણુ છે, જગતના સરજનહાર બ્રહ્મા પણ આ પોતે જ છે અને જગતનો સંહાર કરનારા ત્રિનેત્ર મહાદેવજી પણ આ શ્રીરામચંદ્રજી જ છે. આ શ્રીરામચંદ્રજી જન્મ વિનાના હોવા છતાં માયાના સંબંધથી અવતાર ગ્રહણ કરે છે. તે મોહરૂપી નિદ્રા વડે ઘેરાયેલા ન હોવાથી સદાકાળ જાગ્રત છે. આ પૂજ્ય ભગવાન શ્રીરામચંદ્રજી નિરાકાર છતાં વિશ્વરૂપને ધારણ કરી રહ્યા છે.[૮૮] જેમ પરાક્રમ વિજયને ખેંચી લાવે, તેજ પ્રકાશને ખેંચી લાવે અને શાસ્ત્ર બુદ્ધિની ઉત્કૃષ્ટતાને ખેંચી લાવે, તેમ આ શ્રીરામચંદ્રજીને ગરુડજી (પોતે વાહનરૂપી બની) જવાના દેશ તરફ લઈ જાય છે.[૮૯] આ રાજા દશરથને ધન્ય છે, કે જેને ત્યાં આ પરમપુરુષ શ્રીરામચંદ્રજી પુત્રરૂપે અવતર્યા છે; અને રાવણને પણ ધન્ય છે, કે જે રામચંદ્રજીને (આ મારો સામો લડવૈયો છે એમ) ચિત્તથી ચિંતન કરનાર છે.[૯૦] સ્વર્ગમાં અને પાતાળમાં અત્યારે વિષ્ણુનો દેહ નહિ હોવાથી, તેનો મહિમા ઓછો થયો છે. શ્રીરામચંદ્રજીના પધારવાથી આ મધ્યમ લોક (ભૂલોક) શ્રેષ્ઠતાને પ્રાપ્ત થયો છે.[૯૧] ક્ષીરસાગરની અંદર શેષશય્યામાં પોઢનારા શ્રીશેષશાયી ભગવાન પોતે રામચંદ્રજીરૂપે અવતરેલા છે. ચિદાનંદમાં એકરસરૂપે નિમગ્ન થઈ ગયેલા આ રામચંદ્રજી નાશરહિત સાક્ષાત્ પરમાત્મા જ છે. ઇન્દ્રિયોના સમૂહનો સંયમ કરનારા યોગીઓ રામચંદ્રજીને સારી રીતે જાણે છે; બાકી આપણે તો આ સામાન્ય રૂપનું વર્ણન કરવાને અને દર્શન કરવાને શક્તિમાન છીએ.[૯૨,૯૩] આ ભગવાન રામચંદ્રજી રઘુકુળના પાપનો ક્ષય કરનાર છે, એમ અમારા સાંભળવામાં છે; માટે હે વસિષ્ઠઋષિ! તમે કૃપા કરી એમને વ્યવહારપરાયણ કરો.[૯૪]

**વાલ્મીકિ બોલ્યા:**–ઉપર પ્રમાણે કહી મહામુનિ વિશ્વામિત્ર મૌન રહ્યા અને મહાતેજસ્વી વસિષ્ઠમુનિએ શ્રીરામચંદ્રજીને (નીચે પ્રમાણે) કહ્યું.[૯૫]

**વસિષ્ઠ બોલ્યા:**–હે રામ! હે રામ! હે મહાબાહુ! હે મહાપુરુષ! હે મહાચૈતન્યમય! આ તમારો શાંતિનો કાળ નથી, માટે વ્યુત્થિત થઈ લોકોને આનંદ ઉપજાવો. જ્યાં સુધી લોકદૃષ્ટિમાં અધિકારી થવારૂપ લૌકિક વિચાર બરાબર સિદ્ધ થયો નથી, ત્યાં સુધી યોગીપુરુષને નિર્મળ એવું રૂઢ સમાધિપણું ઘટતું નથી; માટે તમે કેટલોએક સમય ક્ષય થવાના સ્વભાવવાળા રાજ્ય આદિ વિષયોનો અનુભવ કરી અને દેવતાઓના પણ કાર્યરૂપ ભારને ઉતારી નાખી, તે પછી ભલે સમાધિનું સેવન કરો અને સુખી થાઓ.[૯૬-૯૮]

**વાલ્મીકિ બોલ્યા:**–ઉપર પ્રમાણે ગુરુ વસિષ્ઠજીએ કહ્યા છતાં શ્રીરામચંદ્રજી પરબ્રહ્મમાં લય પામી જવાને લીધે (સર્વ મન, ઇન્દ્રિયો આદિનો ઉપરામ થઈ જવાથી) કશું પણ બોલ્યા નહિ, ત્યારે વસિષ્ઠઋષિએ ધીરેથી સુષુમ્ણા નાડી દ્વારા તેમના હૃદયમાં પ્રવેશ કર્યો. પ્રથમ (પ્રાણ આદિ સર્વના બીજરૂપ) આધારશક્તિમાં, પછી (પ્રાણોનો આવિર્ભાવ થતાં) પ્રાણોમાં અને પછી (ચિત્તનો આવિર્ભાવ થતાં) ચિત્તમાં ચિદાભાસરૂપે પ્રવેશ કરનાર પ્રકાશસ્વરૂપ એ જીવ પ્રાણ દ્વારા સર્વ નાડીઓનાં છિદ્રોમાં પ્રવેશ કરી જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય એ બન્નેને સારી રીતે પુષ્ટ (તૈયાર) બનાવી દઈ, ધીરેથી નેત્રો ઉઘાડી, બહાર પૂજ્ય વસિષ્ઠ આદિ વિદ્વાન મહર્ષિઓનાં દર્શન કરી, પોતે કૃતકૃત્યતાથી, સર્વ કામનાથી રહિત હોવાને લીધે અને કાર્ય–અકાર્ય સંબંધી ચિંતાથી પણ રહિત હોવાને લીધે 'આ બધાઓ હવે મને શું કહેશે?' એવી રાહ જોઈ સ્થિર થઈ રહ્યો.[૯૯,૧૦૦] પછી પ્રથમનાં વસિષ્ઠજીનાં વાક્યો

વાર જીવતા કરશે. અગ્નિપ્રવેશ દ્વારા સીતાજીની શુદ્ધિને ઇચ્છી પોતાનું પવિત્ર ચરિત શિષ્ટપુરુષોને સંમત છે, એવું દેખાડી આપશે. પોતે જીવન્મુક્ત અને નિઃસ્પૃહ છતાં કર્મમાર્ગના અધિકારી પુરુષોની કર્મ વડે જ શુભ ગતિ છે, એવું બતાવવા કર્મકાંડમાં પરાયણ થશે તથા કર્મ અને ઉપાસના એ બન્નેના અધિકારી પુરુષને બ્રહ્મલોક આદિ ગતિ બતાવવાને પોતે પણ એ બન્નેનું સાથે અનુષ્ઠાન કરશે. જેઓને એમનાં દર્શન થશે, જેઓના કાન પર કથા દ્વારા કે કીર્તન દ્વારા તેમનું શ્રવણ થશે, કે જેઓ શ્રીરામચરિતનો કથા દ્વારા કે કીર્તન દ્વારા બોધ આપશે, તેવા સર્વ અવસ્થામાં શ્રીરામચંદ્રજીને અનુસરનાર ભક્ત લોકોને પોતે જીવન્મુક્તિ આપશે. ઉપર પ્રમાણે આ મહાત્મા પરમપુરુષ રામચંદ્રજીએ ત્રણે લોકનું અને મારું સંપૂર્ણ રીતે હિત કરવાનું છે. (હે સભાસદો!) આ રામચંદ્રજીને તમે નમસ્કાર કરો. માત્ર એટલાથી જ તમારે (જે શત્રુરૂપ અજ્ઞાન) જીતવાનું છે, તે જિતાઈ ગયેલું જ તમે સમજો; અને તમારામાંથી પણ કોઈ ધીર અને વીર પુરુષ આ રામચંદ્રજીની પેઠે જીવન્મુક્ત અને ઘણા કાળ સુધી નિર્વિકલ્પ સમાધિમાં શાંતિને પામી જઈ સુખેથી વૃદ્ધિને પ્રાપ્ત થાઓ.

વાલ્મીકિ બોલ્યાઃ–એ પ્રમાણે વિશ્વામિત્રઋષિનાં વચનોથી ઉત્તર (પાછળના) ચરિત્રરૂપી રામની કથા સાંભળી વસિષ્ઠજી આદિ શ્રેષ્ઠ યોગીશ્વરો અને બીજા સિદ્ધ પુરુષો રામચંદ્રજીના ચરણકમળની રજને નમસ્કાર કરવામાં અને સદાકાળ રામચંદ્રજીના સ્મરણમાં શ્રદ્ધાવાન બની ગયા. ભગવાન વસિષ્ઠજી અને બીજા મહર્ષિઓને રામચંદ્રજીની એટલી ૬૮ કથાથી સંતોષ થયો નહિ, તેથી તેઓ રામચંદ્રજી કે જે ગુણોના ભંડારરૂપ છે, તેમના સદ્ગુણોને બીજા પાસેથી સાંભળતા હતા અને સાંભળીને બીજાઓને કહેતા હતા. પછી ભગવાન* વસિષ્ઠઋષિએ વિશ્વામિત્રમુનિને (નીચે પ્રમાણે) કહ્યું.[૬૮–૭૯]

વસિષ્ઠ બોલ્યાઃ–હે વિશ્વામિત્રઋષિ! રઘુકુળમાં અવતરેલા અને કમળના જેવાં સુંદર નેત્રવાળા શ્રીરામચંદ્રજી પ્રથમ કોણ હતા? કોઈ દેવ હતા કે કોઈ મનુષ્ય હતા? એ આપ કહો.[૮૦]

વિશ્વામિત્ર બોલ્યાઃ–આ જે વાત હું કહું છું, તે ઉપર જ તમે વિશ્વાસ રાખો. આ શ્રીરામચંદ્રજી પરમપુરુષ ભગવાન છે, કે જેમણે જગતને માટે ક્ષીરસાગરને વલોવ્યો હતો, ગંભીર ઉપનિષદો જેમને પ્રમાણરૂપે વર્ણવે છે, તે પરિપૂર્ણ પરમ આનંદસ્વરૂપ છે, સર્વત્ર સમાનરૂપે રહ્યા છે તથા શ્રીવત્સનું લાંછન ધારણ કરનારા શ્રીકૃષ્ણ પણ એ પોતે જ છે. એ રામચંદ્રજીને જો સારી રીતે ભક્તિ વડે પ્રસન્ન કરવામાં આવે, તો સર્વ પ્રાણીઓને એ બધા પુરુષાર્થો આપે છે.[૮૧,૮૨] એ શ્રીરામચંદ્રજી કોપ પામે તો સંહાર કરી દે છે. આ સર્વ દૃશ્ય મિથ્યા પદાર્થો એમના જ રચેલા છે. જગતના આદિપુરુષ, જગતને ઉત્પન્ન કરનારા, જગતનું પાલન કરનારા અને મહાત્મા પુરુષોના એ પરમપ્રિય સહાયક છે. અંદર નિઃસાર છતાં ઉપરથી કોમળતાવાળા, સંસારરૂપી ધૂતારાના પંજામાં નહિ ફસાયેલા, વીતરાગ પુરુષો જે આનંદરૂપી મહાવિસ્તીર્ણ સમુદ્રમાં પ્રવેશ કરે છે, તે આ શ્રીરામચંદ્રજી પોતે જ છે. પરમપુરુષ એવા શ્રીરામચંદ્રજી કોઈ વખતે જ્ઞાન વડે મુક્ત થયાની પેઠે પોતાના સ્વરૂપમાં સ્થિર થઈ રહે છે, કોઈ વખત નિત્યમુક્તની પેઠે તુરીયપદમાં શાંતિ લે છે, કોઈ વખતે માયાના નિયંતારૂપે થઈ રહે છે અને કોઈ વખતે માયાની અંદર અંધાઈ રહ્યા જેવા જણાય છે.[૮૩–૮૫] સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણરૂપી ગહન વનને ઉલ્લંઘી રહેલા આ દેવ જ વેદ-

* ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः। ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा ॥ સંપૂર્ણ ઐશ્વર્ય, વીર્ય, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્ય એ છ ઐશ્વર્યને ભગ કહે છે; અને તે જેમાં હોય તે ભગવાન કહેવાય છે

ત્રયીરૂપી શરીરને ધારણ કરી રહ્યા છે. અને વેદના પારમાર્થિક સ્વરૂપભૂત છે તથા પોતાનાં છ અંગોથી (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, જ્યોતિષ અને નિરુક્ત એમનાથી) સર્વત્ર જય મેળવી રહ્યા છે.[૮૬] આ જગતને પાળનાર વિષ્ણુ છે, જગતના સરજનહાર બ્રહ્મા પણ આ પોતે જ છે અને જગતનો સંહાર કરનારા ત્રિનેત્ર મહાદેવજી પણ આ શ્રીરામચંદ્રજી જ છે. આ શ્રીરામચંદ્રજી જન્મ વિનાના હોવા છતાં માયાના સંબંધથી અવતાર ગ્રહણ કરે છે. તે મોહરૂપી નિદ્રા વડે ઘેરાયેલા ન હોવાથી સદાકાળ જાગ્રત છે. આ પૂજ્ય ભગવાન શ્રીરામચંદ્રજી નિરાકાર છતાં વિશ્વરૂપને ધારણ કરી રહ્યા છે.[૮૮] જેમ પરાક્રમ વિજયને ખેંચી લાવે, તેજ પ્રકાશને ખેંચી લાવે અને શાસ્ત્ર બુદ્ધિની ઉત્કૃષ્ટતાને ખેંચી લાવે, તેમ આ શ્રીરામચંદ્રજીને ગરુડજી (પોતે વાહનરૂપી બની) જવાના દેશ તરફ લઈ જાય છે.[૮૯] આ રાજા દશરથને ધન્ય છે, કે જેને ત્યાં આ પરમપુરુષ શ્રીરામચંદ્રજી પુત્રરૂપે અવતર્યા છે; અને રાવણને પણ ધન્ય છે, કે જે રામચંદ્રજીને (આ મારો સામો લડવૈયો છે એમ) ચિત્તથી ચિંતન કરનાર છે.[૯૦] સ્વર્ગમાં અને પાતાળમાં અત્યારે વિષ્ણુનો દેહ નહિ હોવાથી, તેનો મહિમા ઓછો થયો છે. શ્રીરામચંદ્રજીના પધારવાથી આ મધ્યમ લોક (ભૂલોક) શ્રેષ્ઠતાને પ્રાપ્ત થયો છે.[૯૧] ક્ષીરસાગરની અંદર શેષશય્યામાં પોઢનારા શ્રીશેષશાયી ભગવાન પોતે રામચંદ્રજીરૂપે અવતરેલા છે. ચિદાનંદમાં એકરસરૂપે નિમગ્ન થઈ ગયેલા આ રામચંદ્રજી નાશરહિત સાક્ષાત્ પરમાત્મા જ છે. ઇન્દ્રિયોના સમૂહનો સંયમ કરનારા યોગીઓ રામચંદ્રજીને સારી રીતે જાણે છે; બાકી આપણે તો આ સામાન્ય રૂપનું વર્ણન કરવાને અને દર્શન કરવાને શક્તિમાન છીએ.[૯૨,૯૩] આ ભગવાન રામચંદ્રજી રઘુકુળના પાપનો ક્ષય કરનાર છે, એમ અમારા સાંભળવામાં છે; માટે હે વસિષ્ઠઋષિ! તમે કૃપા કરી એમને વ્યવહારપરાયણ કરો.[૯૪]

વાલ્મીકિ બોલ્યાઃ–ઉપર પ્રમાણે કહી મહામુનિ વિશ્વામિત્ર મૌન રહ્યા અને મહાતેજસ્વી વસિષ્ઠમુનિએ શ્રીરામચંદ્રજીને (નીચે પ્રમાણે) કહ્યું.[૯૫]

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામ! હે રામ! હે મહાબાહુ! હે મહાપુરુષ! હે મહાચૈતન્યમય! આ તમારો શાંતિનો કાળ નથી, માટે વ્યુત્થિત થઈ લોકોને આનંદ ઉપજાવો. જ્યાં સુધી લોકદૃષ્ટિમાં અધિકારી થવારૂપ લૌકિક વિચાર બરાબર સિદ્ધ થયો નથી, ત્યાં સુધી યોગીપુરુષને નિર્મળ એવું રૂઢ સમાધિપણું ઘટતું નથી; માટે તમે કેટલોએક સમય ક્ષય થવાના સ્વભાવવાળા રાજ્ય આદિ વિષયોનો અનુભવ કરી અને દેવતાઓના પણ કાર્યરૂપ ભારને ઉતારી નાખી, તે પછી ભલે સમાધિનું સેવન કરો અને સુખી થાઓ.[૯૬-૯૮]

વાલ્મીકિ બોલ્યાઃ–ઉપર પ્રમાણે ગુરુ વસિષ્ઠજીએ કહ્યા છતાં શ્રીરામચંદ્રજી પરબ્રહ્મમાં લય પામી જવાને લીધે (સર્વ મન, ઇન્દ્રિયો આદિનો ઉપરામ થઈ જવાથી) કશું પણ બોલ્યા નહિ, ત્યારે વસિષ્ઠઋષિએ ધીરેથી સુષુમ્ણા નાડી દ્વારા તેમના હૃદયમાં પ્રવેશ કર્યો. પ્રથમ (પ્રાણ આદિ સર્વના બીજરૂપ) આધારશક્તિમાં, પછી (પ્રાણોનો આવિર્ભાવ થતાં) પ્રાણોમાં અને પછી (ચિત્તનો આવિર્ભાવ થતાં) ચિત્તમાં ચિદાભાસરૂપે પ્રવેશ કરનાર પ્રકાશસ્વરૂપ એ જીવ પ્રાણ દ્વારા સર્વ નાડીઓનાં છિદ્રોમાં પ્રવેશ કરી જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય એ બન્નેને સારી રીતે પુષ્ટ (તૈયાર) બનાવી દઈ, ધીરેથી નેત્રો ઉઘાડી, બહાર પૂજ્ય વસિષ્ઠ આદિ વિદ્વાન મહર્ષિઓનાં દર્શન કરી, પોતે કૃતકૃત્યતાથી સર્વ કામનાથી રહિત હોવાને લીધે અને કાર્ય–અકાર્ય સંબંધી ચિંતાથી પણ રહિત હોવાને લીધે 'આ બધાઓ હવે મને શું કહેશે?' એવી રાહ જોઈ સ્થિર થઈ રહ્યા.[૯૯,૧૦૦] પછી પ્રથમનાં વસિષ્ઠજીનાં વાક્યો

સાંભળી તથા આ ગુરુવાક્ય છે, માટે તેનો તિરસ્કાર કરવો નહિ એવી પિતા, ભ્રાતા, મિત્ર આદિ તરફની પ્રાર્થના પણ સાંભળી લઈ, રામચંદ્રજી કે જે સર્વજ્ઞ છે તે સમાહિતપણાથી (એકાગ્રતાથી) આ પ્રમાણે બોલ્યાઃ 'આપની કૃપાથી હવે આ શરીર વિધિનું કે નિષેધનું અધિકારી નથી, તથાપિ આપનું વાક્ય સદાકાળ માનનીય છે; કેમકે હે મહામુનિ! વેદ, શાસ્ત્ર, પુરાણો તથા સ્મૃતિઓમાં પણ ગુરુનું વાક્ય વિધિરૂપ (પાળવા યોગ્ય) કહેલ છે; અને ગુરુના વચનનો તિરસ્કાર કરવો તે નિષેધરૂપ કહ્યું છે.' આ પ્રમાણે કહી મહાત્મા વસિષ્ઠઋષિના ચરણકમળને મસ્તક વડે ધારણ કરી લઈ સર્વાત્મા મહાદયાળુ શ્રીરામચંદ્રજીએ સર્વ પ્રત્યે (નીચે પ્રમાણે) કહ્યું.[૧૦૧-૧૦૪]

**રામ બોલ્યાઃ**—હે સર્વ સભાસદો! તમારું સર્વનું કલ્યાણ થાઓ. તમે આ વાતનું શ્રવણ કરો કે જેની અનુભવપૂર્વક ખાતરી કરી નિશ્ચય કરવામાં આવેલ છે. આત્મજ્ઞાનથી તથા આત્મવેત્તા ગુરુથી બીજું કાંઈ પણ વિશેષ નથી.[૧૦૫]

**સિદ્ધ આદિ સભાસદો બોલ્યાઃ**—હે રામચંદ્રજી! આ વાત જેમ આપ કહો છો તેમ જ અમારા મનમાં સ્થિર થઈ રહી હતીઃ વળી તમારી કૃપાથી સંવાદ થતાં એ સર્વ બરાબર દૃઢ થઈ ગયું છે. હે મહારાજ રામચંદ્રજી! તમે સુખી થાઓ. અમે તમને (રજા લેવા માટે) નમન કરીએ છીએ અને વસિષ્ઠજીની પણ આજ્ઞા લઈ, જેમ આવ્યા હતા તેમ પાછા આજે જવા માગીએ છીએ.[૧૦૬,૧૦૭]

**વાલ્મીકિ બોલ્યાઃ**—ઉપર પ્રમાણે કહી શ્રીરામચંદ્રજીની સ્તુતિ કરતા એ સર્વ સભાસદો ત્યાંથી ચાલ્યા ગયા અને તેમના મસ્તક ઉપર પુષ્પોની વૃષ્ટિ થવા લાગી.[૧૦૮] આ સર્વ શ્રીરામચંદ્રજીની (જીવન્મુક્તિમાં વિશ્રાંતિ થયા પર્યંત ચાલેલ સંવાદની) કથા મેં તમને કહી. હે ભરદ્વાજમુનિ! આ ક્રમયોગ વડે તમે સુખી થાઓ.[૧૦૯] આ પ્રમાણે મુનિશ્રેષ્ઠ શ્રીવસિષ્ઠજીનાં વચનોની હારરૂપી રત્નની માળાથી વિચિત્ર પ્રકારે સુશોભિત થઈ રહેલી આ શ્રીરામચંદ્રજીની જીવન્મુક્તિની સિદ્ધિ મેં તમને કહી સંભળાવી છે, કે જે સર્વ કવિઓનાં કુળોને અને યોગીઓને સેવવા યોગ્ય છે. જો પરમ ગુરુના કૃપાકટાક્ષથી શ્રવણાદિ દ્વારા એ સેવવામાં આવે, તો તે મોક્ષના માર્ગ ઉપર (પ્રથમ બતાવેલા યોગભૂમિકાના ક્રમ ઉપર) ચડાવી દે છે.[૧૧૦] જે પુરુષ નિરંતર શ્રીરામચંદ્રજીના અને વસિષ્ઠજીના સંવાદનું શ્રવણ કરે છે, તે ભલે સર્વ (રાગ, દ્વેષ, મોહ, મલિનતા આદિ દોષવાળી) અવસ્થામાં રહ્યો હોય, તો પણ શ્રવણમાત્રથી એ સર્વ દોષોથી રહિત થઈ જાય છે અને પછી શમ–દમ આદિ ગુણો મેળવી બ્રહ્મને તે પ્રાપ્ત થાય છે.[૧૧૧]

**य इमं शृणुयान्नित्यं विधिं रामवसिष्ठयोः ।**
**सर्वावस्थोपिश्रवणान्मुच्यतेब्रह्मगच्छति ॥१११॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'રામવ્યુત્થાન' એ નામનો સર્ગ ૧૨૮ મો સમાપ્ત**

---

# निर्वाण प्रकरण ( पूर्वार्ध ) समाप्त

